પુ ૩ અં ૧થી૭






પુસ્તક ૩ ] ચૈત્ર ૧૯૭૬ [ અંક ૧

# જય થજો જય થજો—

કર્યાં વસ્થા

આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબળ કાલાગ્નિસમ અરિદળ વિદારતા,
રુદ્રઅવતાર મહાવીર વિપ્રેંદ્ર તે
રામ ભાર્ગવ વડા,—
શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યનાં સૂત્ર સ્વીકારતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અંશ યોગીંદ્ર ગરુડધ્વજ
કૃષ્ણયાદવપતિ—
રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવ્રતની સદા,
સત્યમાં અચળ આગ્રહ વળી ધારતા,

શત્રુ કે મિત્રમાં, શૂદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્‌ભુત સમાનતા માનતા,
સુગત અજાત શત્રુ સદા મૈત્ર્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા
બ્રહ્મઅવતાર મહર્ષિવર
મોહન મહાન્ નર,—
એવી આ
સુભટ સત્તમ સહિત
કુક્કુટધ્વજ સહિત
સૈન્ય જેના અજિત
ભયંકર છપ્પન્ન મહાકેં પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેંદ્રની



ટુલીઆઃ મહારાજા ટાર્કવીનનો વિજય થાઓ!

—રોમન સ્વરાજ્ય

# રોમન સ્વરાજ્ય



લેખક.
રા. મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ.
ચિત્રકાર.
રા. સુંદરરાવ બેરકાકર.



## મુખ્ય પાત્રો

| | |
|---|---|
| સર્વીઅસ . . .. | રોમનો રાજા અને ટુલીઆનો પિતા |
| લુકીઅસ ટાર્કવીન... .. | રોમના ભાવી રાજાનો પુત્ર. |
| એરેંસ અને સેકસટસ ... | ટાર્કવીનના પુત્રો |
| કોલેટાઇન . .. .. | રોમન ઉમરાવ |
| બ્રુટસ... ... . | ટાર્કવીનનો ભાણેજ. |
| લાર્સ પોર્સેના . ... | રોમની પડોશના રાજ્યનો રાજા, |
| ટુલીઆ . ... | ટાર્કવીનની પત્ની |
| લુક્રીશીઆ ... .. .. | કોલેટાઇનની પત્ની. |

ઉપરાંત દરબારીઓ, અમીરો, ગુલામો, દાસીઓ વીગેરે.

## અંક પહેલો

### પ્રવેશ પહેલો

સ્થળ—અહંકારી ટાર્કવીનનું દીવાનખાનું. પડદો ઉપડતાં ટાર્કવીન એકલો એક હાથ પર ઓઠીંગો વિચાર કરતાં કરતાં બોલવા માંડે છે.

ટાર્કવીન

બસ પોર્સેનાનો કાગળ આવી ગયો. આપણી મદદમાં તે યાદ કરે છે રાજ્યોમાં પરસ્પરના હકો રહેવા જોઇએ એમ તે માને છે અહીં રોમમાં પણ બધી તૈયારી થઇ ચુકી છે. ટુલીઆને હજી કશું જણાવ્યું નથી આજે હવે જણાવું

એક ગુલામ પ્રવેશ કરે છે

ગુલામ

હજુર, બાઇસાહેબ આપને મળવા આવે છે,

ટાર્ક્વીન

બેલાશક. પધારે!

ટુલીઆ પ્રવેશ કરે છે.

ટાર્ક્વીન

પધારો, બીરાજો. આજે નવું શું કહેવાનું છે?

ટુલીઆ

નવું તો કશું નથી. પણ ઘણા દિવસથી જે વાત ઉચ્ચારી નથી, તે આજ ફરી ઉચ્ચાર્યા વગર રહી શકતી નથી. તમે રાજાના દીકરા છો, લુશીઅસ! બળમાં અને બુદ્ધિમાં રાજગાદીને શોભાવો તેવા છો. છતાં તમારે એક અમીરની સાધારણ સ્થિતિમાં રહેવું પડે છે, એ શું અસહ્ય નથી? તમને એમ નથી લાગતું?

ટાર્ક્વીન

લાગે છે, પણ તેનો ઉપાય શો? આખી પ્રજા તારા બાપને ચાહે છે. ત્રીસ કરતાં વધારે વર્ષથી તેણે રોમનું લાલનપાલન કર્યું છે.

ટુલીઆ

પણ તેથી શું થયું, લુશીઅસ? તમે પણ શું મરદ નથી? ઉત્સાહ અને આગ્રહથી માણસ ધારે તે કરી શકે. ગાદી તમારા બાપની છે: કે મારા બાપના બાપની નથી. હું દીકરી છતાં મારા બાપ માટે આમ બોલું છું તે એટલાજ માટે કે મને ઇનસાફ ગમે છે. તમને હું છો તે કરતાં વધારે મોટા અને ઉંચા જોવા ચાહું છું.

ટાર્ક્વીન

મને લાગે છે કે રોમમાં થોડાજ માણસો મારા કરતાં વધારે મોટા અને ઉંચા હશે! તારો બાપ તો નથીજ. પણ વારુ, તને ખબર છે, કે અમારો પણ સર્વીઅસને ડગરથી ચાહે છે!

ટુલીઆ

અફસોસ! અરે કાયર! જ્યારે તમારામાં તાકાત નહોતી, ત્યારે શા માટે ગરીબ એરંસનું ખુન કરાવ્યું? શા માટે તે વખતે ખોટાં ખોટાં વચનો આપ્યાં? શા માટે મારી બેનને મરાવી ને મને પરણવાની નરદી લીધી? શોભાના ધણી તરીકે તો એરંસ પણ કૈં ખોટો નહોતો. હું તેની સાથે સુખી હતી.

ટાર્ક્વીન

અરે ટુલીઆ! તું શું વિચાર વગર બોલે છે! જો તારી માફક હું પણ મારો મીજાજ ખોઇ બેસીશ, તો તને બહુ ભારે થઇ પડશે. અરે! તું શું એમ સમજે છે, કે તારા બુઢ્ઢા બાપને ઠાર કરવાની મારામાં હીંમત નથી?

ટુલીઆ

હીંમત હોય તો કરી બતાવો. તમારા અગાઉના શબ્દો યાદ કરો. હું તો હવે વાટ જોઇજોઇને થાકી ગઇ. તમારો બાપ એક પરદેશી હતો, અને તોપણ રોમનો રાજા થએલો. તમારી પાસે એક વાર નહીં પણ બે વાર રોમમાં રાજાઓ બનાવ્યા. હુંજ રાજાની દીકરી છતાં કશું ન કરી શકું, એ મારાથી કેમ ખમાય!

ટાર્ક્વીન

ત્યારે તારા દીલની મુરાદ શી છે? તારે શું થવું છે?

ટુલીઆ

મારે રોમમાં રાણી થવું છે. અત્યારે પણ દીલથી અને આશાકલ્પનામાં તો હું રાણીજ છું. પણ મારે રાણી રીતસર બનવું છે. બહારથી બીજા કોઇને નમવું પડે, એ મારાથી ખમાતું નથી. મનેજ સૌએ નમવું જોઇએ. અને મનેજ સૌ નમે, એમ તમારે કરવું જોઇએ.

ટાર્કવીન

તનેજ તો નમે ત્યારે તું કોને નમે, ટુલીઆ ?

ટુલીઆ

તમને, સુપીઅસ !

ટાર્કવીન

પણ તારા પરના આપને ગાદીએથી ઉઠાડી મુકશું, તો આપણું શું નહીં બોલાય ?

ટુલીઆ

આખી આલમ જાણે છે, કે રાજ્ય મેળવવામાં સગપણો ટકતા નથી. બાકી તો મગદૂર કોની છે કે આપણી સામે એક અક્ષર પણ બોલી શકે ? આપણા જેવી ઉંચી પદવીનો એક મોટો લાભ એ છે કે માણસો મનમાં ગમે તે માને અને સમજે અને પીઠ પાછળ ગમે તે બોલે, પણ રૂબરૂ કે જાહેરમાં કોઈથી કશું શું કે ચૂં થઈ શકે નહીં !

ટાર્કવીન

અરે વાહરે મારી બહાદુર ટુલીઆ ! ત્યારે સાંભળ. તું ધારે છે તેવો હું શાંત બેસી રહ્યો નથી. ઘણીખરી બધી તૈયારીઓ થઈ ચુકી છે.

ટુલીઆ

શું કહો છો, સુપીઅસ ! અને અત્યાર સુધી મને અંધારામાં રાખી ? કશીજ ખબર પડવા ન દીધી !

ટાર્કવીન

માત્ર તને રાજી કરવાને તો સાંભળ. ઘણા અમીરો આપણા પક્ષમાં આવી ચુક્યા છે. કેટલાકને મે બક્ષીસો આપી છે; કેટલાકને માત્ર લાલચો; અને કેટલાકને મારા બાપે તેમને માટે જે કંઈ કર્યું હતું તેની યાદ આપી છે. હવે ફક્ત એક દિવસ નક્કી કરી તેના પર ઘા કરવાનો બાકી છે. રોમનોને સામે સેનેટમાં જઈ, તખ્ત પર બેસીશ, તાજ ધરાવીશ, અને જો સર્વીઅસ હાના કરવા આવશે, તો તેને જાનથી મારી નાખીશ જોય, એ ઘાટ કેવો લાગે છે ?

ટુલીઆ

ફક્કડ. બરાબર બહાદુર આદમીને ઘટે તેવો. વારુ, એ વિચાર ક્યારે પાર પાડવા ધારો છો ?

ટાર્કવીન

એટલાથી બસ નથી. ખાનગી પગારો આપીને મે હથીઆરબંધ માણસોની એક સારીજેવી ટુકડી તૈયાર કરી છે. ખરે વખતે કોઈ હાના કરે, તેનું માથું ધડથી પડવું જોઈએ અને એ કામ દર વખત મારા પોતાથી કે બીજા અમીરોથી ન થાય.

ટુલીઆ

તમે દુરંદેશી ને બધી રીતે કુશળ છો.

ટાર્કવીન

વળી મે આસપાસના રાજાઓ સાથે સંદેશા ચલાવ્યા છે. લાર્સ પોર્સેનાનો કાગળ આવી ગયો છે. બીજા પણ ઘણા મને અનુકૂળ થયા છે.

ટુલીઆ

તમારી શી તારીફ કરું !

ટાર્કવીન

તારીફની ખાતર આ બધું હું તને કહેતો નથી. માત્ર એટલા માટે કહું છું કે તૈયારી કેટલી બધી કરવાની હતી તે તારા ધ્યાનમાં આવે અને વખત નકામો ગયો એમ ન લાગે.

ટુલીઆ

હવે તો મને બધી ખાતરી થઈ ચુકી !

ટાર્કવીન

મારા અગાઉનાં વચનો પ્રમાણે તૈયારી પુરેપુરી લાગે છે ?

### ટુલીઆ

પુરેપુરી. માફ કરજો. મારાથી ઉતાવળમાં વધારે પડતું બોલાઇ ગયું. પણ તમારી પદવીને માટે દાઝ શીવાય બીજી મને કશી લાગણી નહોતી, અને નથી.

### ટાર્ક્વીન

તે હું જાણું છું, સારી રીતે જાણું છું, ટુલીઆ! સિંહણની સાથે લગ્ન કરવાં એ કે



રોમન સ્વરાજ્યવાદી બ્રુટસ

જેવી તેવી વાત નથી. મેં કર્યાં ત્યારે બાનુ ટુલીઆના ખુશમીજાજની મને બરાબર ખબર હતી.

### ટુલીઆ

અને હું પણ સિંહ સમજીનેજ મોહી પડી છું. જોઉં છું, કે મારી ભુલ થઇ નથી.

આલિંગન આપે છે, અને બંને જાય છે.

---

## પ્રવેશ બીજો

સ્થલ-રોમમાં સેનેટ હાઉસ. પડદો ઉપડતાં ટાર્ક્વીન તખ્ત પર બેઠેલો દેખાય છે; અને કેટલાક સેનેટરો એક પછી એક આવી પોતપોતાને આસને બેસે છે

### ટાર્ક્વીન

હું જોઉં છું કે મારા હુકમને માન આપી બધા મુખ્ય ' મુખ્ય ગૃહસ્થો હાજર થઇ ગયા છે. તો સાંભળો, ગૃહસ્થો! મરહુમ રાજાના એટલે મારા બાપના અકાલ મરણ પછી એક ગુલામ, માત્ર એક સ્ત્રીની મહેરબાનીથી રાજ્યને બથાવી પડયો છે. તેનો બાપ પણ ગુલામ હતો. લોકોએ તેને પસંદ કર્યો નહોતો, કે તમે તેને સંમતિ આપી નહોતી. તે નીચ કુળમાં જનમ્યો છે, અને આવી રીતે રાજા બન્યો છે, માટેજ પોતે જે વર્ગનો છે, તે હલકા વર્ગને તે હમેશાં ઉત્તેજન આપતો આવ્યો છે. બીજાઓની કુલીનતા તરફ તેને ધિક્કાર છે. સારા સારા ગૃહસ્થોની જમીનો ખુંચવી લઇને તેણે હલકા લોકોમાં વહેંચી આપી છે. પહેલાં કર આખી પ્રજા ભરતી હતી, તેણે એવી ગોઠવણ કરી છે કે કરનો બોજો આબરુદાર માણસો ઉપરજ પડે છે.

વસ્તીની ગણતરી અને સૌની મીલકતની નોંધ તેણે કરાવી છે તે એટલાજ માટે કે વધારે ધનાઢય શહેરીઓની બીજાઓને અદેખાઇ આવે. તેનો અંદરનો હેતુ એ લાગે છે કે વખત આવે ત્યારે ધનવાનો પાસેથી ધન પડાવી લઇને પછી તે કંગાલોમાં લુંટાવવું! આવા નાલાયક અને હક વગર રાજ્યના માલેક થઇ પડનારને મારાથી તો વધારે વાર સંખાય તેમ નથી. હું ધારું છું અને મને ખાતરી છે કે મેં આજે જે પગલું ભર્યું છે તે તમે સૌ વાજબી ગણશો

અને તેમાં તમારી સંમતિ આપશો. બોલો તમે સૌ મને રાજા તરીકે કબુલ રાખો છો કે નહીં?

મેમીલીઅસ

આપ નામદાર ખરૂ કહો છો! આપજ અમારા સાચા રાજા છો! એ સર્વીઅસનું શાસન બંધ પડવું જોઈએ!

હોરટીસીઅસ

એવા નાપાક ગુલામને તો કતલ કરવો ઘટે!

ટેરીઅસ

એને અહીંજ પકડી મંગાવીએ તો કેમ?

મમીલીઅસ

આ તે પોતે આવે! સાથે કેટલાક હથીઆરબંધ માણસો પણ છે. સાવધાન, ટાર્કવીન!

સર્વીઅસ કેટલાક માણસો સાથે પ્રવેશ કરે છે

સર્વીઅસ

તખ્ત પાસે જઈને

કેમ રે ટાર્કવીન! બેવકુફ! આ શું તોફાન છે! તું કોના તખ્ત પર બેસી ગયો છે? કોના અધિકારથી તું સેનેટ બોલાવે છે? શું ભૂત તારા દીલમાં ભરાયું છે? અરે કમબખ્ત ઉતરી જા જલદી!

ટાર્કવીન

અરે ગુલામ! તને ખબર નથી કે હું માજી રાજાનો દીકરો છું એટલે આ મારા બાપનુંજ તખ્ત છે! ત્યાગ કરનાં આ આસને બેસવાનો મારો હક વધારે છે. તેં રાજ્ય બથાવી પડીને લાંબા વખત સુધી આ ખુરસીને અપમાન આપ્યું છે. હવે તારી આવી બન્યું સમજ!

સર્વીઅસના સાથીઓ

અરેરે! રાજાનું આવું અપમાન! મારો! કાપો!

બધા ધસે છે

ટાર્કવીન

ચાલ્યા આવો!

બધા સજ્જ થઈ જાય છે. ટાર્કવીનના હથીઆરબંધ માણસો દોડી આવી સર્વીઅસના સાથીઓને મારે છે સર્વીઅસ ઝખમી થાય છે. તેને પોતાના સાથીઓ ઉપાડી નાસવું પડે છે

હોરટીસીઅસ

હજુર, મને રજા છે કાંટાને પુરેપુરો દાબીને કચરી નાખવાની?

ટાર્કવીન

હા. બેચાર બહાદુર માણસો લઈને જાઓ, અને જે કરો તે જલદી કરો! અમે થોડી વાર અહીંજ રહેશું.

બે દાસીઓ સાથે ટુલીઆ પ્રવેશ કરે છે.

ટુલીઆ

મહારાજા ટાર્કવીનનો વિજય થાઓ!

ટાર્કવીન

તમે અહીં, ટુલીઆ? આ સ્થાન હાલ બાનુઓની હાજરીને લાયક રહ્યું નથી.

ટુલીઆ

મહારાજ ટાર્કવીનને મુબારકબાદી આપવા-નું આજ સ્થાન છે!

હોરટીસીઅસ

પ્રવેશીને

મહારાજ ટાર્કવીનનો વિજય થાઓ! સર્વીઅસનો જીવ તેના દેહમાં નથી!

ટાર્કવીન

એ પણ સારૂ થયું. ચાલ હવે!

ટુલીઆ

હવે સંગીત! સંગીત વગર રાજ્યારોહણની ક્રિયા પુરી ગણાયજ નહીં. દરમ્યાન હું પોતે આપને રાજમુગટ પહેરાવું. અને હાથમાં રાજદંડ આપું

મુગટ પહેરાવી હાથમાં દંડ આપે છે

અરે! બોલાવો ગાવાવાળી દાસીઓને!
અહીં આવી મહારાજનું મનરંજન કરે!

ગાવાવાળી દાસીઓ આવી, ચક્રમાં ગોઠવાઇ જાય છે

દાસીઓ

શુભ સદા વરસજો મહારાજ!
કરી તમામ રિપુને વડી સજા!
જય બધે કરો, જશ જગે ભરો,
જન પીડા હરો, રતિસરે સરો;
દીલ અહીં ઠરો, ભવ સુખે તરો!
પિતાની શુભ કીર્તિને વધારે ઓજ આપજોઃ
પ્રજાનાં પ્રેમથી રાજ! ક્લેશ ને કષ્ટ કાપજો!
સકલ સુરવરો
બલ ફુલ વાતરો!
માગીએ અમેઃ
રહો સુખી તમે!
દુઃશાસનો નમેઃ
કો નહીં દમેઃ
શોક સૌ શમેઃ
સંપદે રમે!

નાચે છે. ધીમે ધીમે સૌ જાય છે

---

## પ્રવેશ ત્રીજો.

**સ્થલ**–રોમમાં એક એકાંત બાગ. બ્રુટસ પ્રવેશ કરે છે.

બ્રુટસ

આહ! રાજાનું ખુન! અને તે પણ સર્વોઅસ જેવાનું! અરે રોમ! રોમ! તારું શું થવા બેઠું છે? ઓ જન્મભોમ! માતર્! આ જુલમ કેમ સાંખ્યો જાય! આહ! લોહી ઉકળે છે. રુવેરવાં ઉભાં થાય છે. શું કરું?

ટાર્ક્વીનને ઝબે કરી શકું. પણ ટાર્ક્વીનને એકને કાપી નાખવાથી રાજાના રીવાજને કાપી શકાતો નથી! મારે તો એક એ રીવાજનેજ નાબુદ કરી નાંખવો છે. રાજા એટલે કોણ? પ્રજામાં પોતાના તેજસ્વી ગુણોથી જે સર્વોપરિ વિરાજે, તે રાજા!

ગરીબ બીચારા રોમના લોકો! તમે શું એટલી વારમાં ભુલી ગયા કે રોમમાં વંશપરંપરાનો હક પહેલેથીજ મનાયો નથી? ટાર્ક્વીન અગાઉના રાજાનો દીકરો છે, એ ખરી વાત. પણ રાજાનો દીકરો થયો તેથી શું? રાજાનો દીકરો છતાં દારુમાં અને દુષ્ટતામાં પડ્યો રહે, તો તે ગુલામથી પણ હલકો બની શકે છે. અને ટાર્ક્વીન તો ખુની છે!

મહાન્ દ્યોષ્પિતર્! તારી શું એવી ઇચ્છા છે કે આવા ત્રાસદાયક બનાવો બનવાને લીધે રોમમાં સ્વતંત્રતાનો નહીં, પણ મોક્ષનો અને સ્વરાજ્યનો, ઉદય વહેલો થાય? જ્યાં સુધી જુલમ ને અન્યાયને માત્ર સહી લેવાની વૃત્તિ છે, ત્યાં સુધી માણસમાં માણસાઇ નથી. ખરી માણસાઇ–ખરું પુરુષત્વ અને સ્ત્રીત્વ–મોક્ષની હવામાંજ ખીલી શકે છે. એ મેળવવા સારુ સારાસારા માણસોને પોતાનાં લોહીનો ભોગ આપવો પડે, તેમનાં બાલબચ્ચાંની ખુવારી થાય, કૈં કૈં આફતો પડે, અને વેદનાના વરસાદ વરસે, તોપણ છેવટે જો તેથી મોક્ષ મળે, તો દેશને લાભજ છે.

પણ ટાર્ક્વીને માત્ર રાજાનુંજ ખુન કરાવ્યું નથી! બીજી કતલ પણ તેણે કેટલી બધી ચલાવી છે! મામા! મારા ભાઇને–તારી સગી બહેનના દીકરાને–કાપી નંખાવતાં તારું કાળજું શું કંપ્યુંજ નહીં? પાપી! પાપીને લાગણી શી? પણ યાદ રાખ, મામા! હું તને છોડવાનો નથી! તું હજી મને ઓળખતો નથી! અત્યાર સુધી એકાંતમાં રહીને મેં અભ્યાસજ કર્યો છે એટલે તું મને અશક્ત સમજે છે. ઠીક છે. હું જડનાનો પુરેપુરો દેખાવ ધારણ કરીશ. બ્રુટસ તમે બધા કહો છો તો બહારથી 'બ્રુટસ'જ રહીશ. બળતા હૃદયને અને તેજસ્વિ બુદ્ધિને બરાબર વખત આવતાં સુધી ઢાંકી

રાખીશ, અને દુનીઆને જુદું સ્વરૂપ દેખાડીશ! પણ નીચ ખુની! એક દિવસ એવો અવશ્ય આવશે, કે જ્યારે તને તારાં દુષ્ટ કર્મોની સજા પુરેપુરી મળશે, અને તે આ હાથથી!

મારી જાગીર પર તારી નજર છે એ હું જાણું છું. જાગીર જશે તેની મને પરવા નથી. બ્રુટસ તને નિર્માલ્ય લાગશે. છો લાગે! બ્રુટસમાં કાં' આગ ભરી છે તે અત્યારે તને કે કોઇને બતાવવાની કશી જરૂર નથી.

પણ મારા ભાઇના ખુન કરતાં મારા દેશની તું જે પાયમાલી કરવા બેઠો છે તેથી મને ઘણું વધારે લાગે છે દેશદ્રોહ એ ઘોરમાં ઘોર પાપ છે રોમન સેનેટનું શું ન્યાયી અંધારણ! આગળના રાજાઓની શી સમાન રાજનીતિ! ક્રૂર ટાર્કવીન! તું એ બધાં પર પાણી ફેરવે છે. પણ ફીકર નહીં તને જોઉં છું. પ્રભુની છુપી પોલીસને તારી બાતમી મળી ચુકી છે!

નેપથ્યમાં અવાજ થાય છે

"અરે ગઝબ! ગઝબ! જુલમ! જુલમ!"

આ અવાજ ક્યાંથી આવે છે? ચાલ, જઇને તપાસ કરૂં!

ત્વરાથી જાય છે

---

## પ્રવેશ ચોથો.

સ્થળ—રોમમાં એક જાહેર માર્ગ રાજા સર્વીઅસનું શબ રસ્તામાં પડ્યું છે ટુલીઆનો રથ હાંકનાર તે જોઇને અટકે છે

સારથિ

અરે ગઝબ! ગઝબ! જુલમ! જુલમ! બાઇ સાહેબ જુઓ તો ખરા!

ટુલીઆ

કેમ રે રથ રોકે છે! શું જોવાનું છે!

સારથિ

આ રાજા સર્વીઅસનું શરીર પડ્યું છે. જીવ નથી!

ટુલીઆ

અરે મૂર્ખ! તેમાં શું થયું? તેના એજ હાલ થવા ઘટે. ચલાવ તેના શરીર પર થઇને મારો રથ!

સારથિ

પણ બાઇ સાહેબ આપના બાપનું આ શબ છે.

ટુલીઆ

કમબખત! તારે પોતાને મરવું છે કે જીવવું છે? ચલાવ રથ તેના ઉપર થઇને! ભલે પૈડાં એ લોહીથી રંગાય! હું તને હુકમ કરૂં છું. ચલાવ!

સારથિ

તોબા! તોબા! પણ અફસોસ! ગુલામથી હુકમની સામે થઇ શકાતું નથી!

રથ હાંકે છે સ્ત્રીઓનું એક ટોળું આવી પહોંચે છે

લુક્રીશીઆ

મહાકોપના ચિહ્નો દેખાય, મહાકોપ!

૧લી સ્ત્રી

ક્યાં?

લુક્રીશીઆ

અહા! કોપ શો નીતિનો પેખાય! અહા કોપ!

૨જી સ્ત્રી

પણ થયું શું?

લુક્રીશીઆ

પિતાદેહ પુત્રીથી છુંદાય! મહા કોપ!

૧ લી સ્ત્રી

અરે ક્યાં! ક્યાં!



### લુક્રીશીઆ

જુઓ આ પડી રાજા કેરી કાય! મહાકોપ!
પિતાના દેહની ઉપર ચલાવી આપની ગાડી,
બનાવી રોમમાં પાપી જહન્નમના સમી ખાડી;
અરેરે! દુષ્ટ ટુલીઆ શું ન આવી કૈં તુજને લાજ?
અરે! ધિક્કાર છે! ફીટ્કાર છે એ તખ્ત ને એ તાજ!
અનર્થ આ નહીં સુરો સહે, નહીં સજ્જ વિના સુખ
મહીં રહે;
અધર્મને પ્રજાળશે અધર્મ, સૌ નીહાળશે!
નહીં આ શહેરમાં સારાંનો હવે વાસ ઘટે:
ખરી મનુષ્યતા આવી હવામાં ખાસ ઘટે!
કોલ્લેટીઆ જઇને ત્યાંજ અમે તો રહેશું:
જ્યાં લગી અહીં ન પાપ તણો ત્રાસ મટે!

### ૧લી સ્ત્રી

પણ બેન, અમે ક્યાં જઇએ? અમારે બીજે ક્યાંય ઘર નથી.

### ૨જી સ્ત્રી

ઘર મુકીને ક્યાં જવાય, બેન? અમારે તો જે માથે પડશે તે સહન કર્યા વગર છુટકો નથી.

### લુક્રીશીઆ

જેમનાથી જઇ શકાય નહીં, તેમને બહારગામ જવાનું હું કહેતી નથી. હું તો માત્ર મેં જે ઠરાવ કર્યો છે તે તમારી પાસે જાહેર કરું છું. આ "ગોઝારી" શેરી છે. તે પર નજર કરવા પણ હું રાજી નથી.

### ૧લી સ્ત્રી

એ ઠીક નામ આપ્યું બેન! ચાલો, આપણે સૌ તેને "ગોઝારી" શેરી કહેવા માંડીએ; એટલે આખા રોમમાં એ નામ પ્રસરી જશે.

### બધી સ્ત્રીઓ

ગોઝારી શેરી! ગોઝારી શેરી! ગોઝારી શેરી!

### લુક્રીશીઆ

બહેનો, જુઓ તો ખરાં! ટુલીઆ જેવી તે કોઇ દીકરી હોય? કોઇ સ્ત્રી હોય? પોતાના બાપને મારી નંખાવતાં અને તેના લોહી ઉપર—અરે! તેના શબ ઉપર—રથ ચલાવતાં કોઇનો જીવ ચાલે? એવી સ્ત્રી જ્યારે રાણી થશે, ત્યારે કોણ જાણે શો ધાણ વળશે!

### ૧લી સ્ત્રી

ટુલીઆ સ્ત્રી નહીં પણ રાક્ષસી છે. તેના દીકરાઓનેજ. જુઓને હજી તો ઉગીને ઉભા નથી થયા ત્યાં તો પરાક્રમ ઝળકાવવા માંડયા છે.

### ૨જી સ્ત્રી

શું રોમ ઉપર દૈવી કોપ ઉતર્યો છે? નહીં તો આવા બનાવો શા માટે બને?

### લુક્રીશીઆ

મહાકોપનાંજ આ બધાં લક્ષણો છે. પણ પરિણામ આપણે જાણી શકતાં નથી. જો દેવોની ઇચ્છા રોમનું ભલું કરવાની હશે તો આવા સંજોગોમાંથી પણ ભલું થઇ શકશે.

### ૧લી સ્ત્રી

અમને તો એવું કે દેખાતું નથી, બેન! અમને તો રોમની દુર્દશાજ દેખાય છે,

### લુક્રીશીઆ

તો ચાલો, આપણે સંકટનિવારણ માટે વેસ્ટા માતાની પ્રાર્થના કરીએ.

મહાકોપનાં ચિહ્નો દેખાય મહાકોપ!

### સૌ સ્ત્રીઓ

સદય જનની! અમ દુઃખ હરજો!
વિષમ આ વખતમાં નિજ ગણી,
દયા દીલ ધરજો:
કષ્ટ દૂર કરજો!
અન્ય છે ના સ્થાન એવું જ્યાં કશું કહેવાય:
આપદો બુરી, જનેતા? શી રીતે સહેવાય?
સકરુણ નિજ જન પર બનજો:
હૃદય ઉતારજો! અમી રસ ઝરજો!

[ગાતાં ગાતાં સૌ જાય છે.

---

## પ્રવેશ પાંચમો

સ્થલ–કોલ્લેટીઆમાં કોલ્લેટાઇનનો ગઢ.

લુક્રીશીઆ હાથમાં એક હાર નચાવતી અને ગાતી ગાતી સખીઓ સાથે પ્રવેશ કરે છે.

### લુક્રીશીઆ

*સ્વામીના કંઠમાં પહેરાવું હાર!
સુંદર શાં નવલાં કુસુમો:
નવલાં: ધવલાં: વિમલાં: કુમલાં! સ્વામીના.

### ૧લી સખી

સખી, જરા સબુર કર, ધરા ઉપર ધર,
પરાગ તવ ચરણથી ઝરે!

### લુક્રીશીઆ

વારુ, વારુ!

### ૨જી સખી

સખી, નવીન રસ મહીં વિલીન, તવ ઉર
રખે કવચપટ થકી સરે!

### લુક્રીશીઆ

જા, ગાંડી ન થા!

### ૩જી સખી

નવા નવા સખી, વિલાસમાં, ઉરપ્રભાસમાં,
પતિની પાસમાં, મૃદુ સુહાસમાં, મતિ રખે ગુમાવ!

### લુક્રીશીઆ

પ્રાણપતિ પાછળ છું ઘેલી, સખી! ખેલી, સખી!

[કોલ્લેટાઇન અચાનક પ્રવેશ કરે છે.

### કોલ્લેટાઇન

આ તરુની વેલી, સખી! કેવી કરે કેલિ, સખી!

### લુક્રીશીઆ

સ્વામીના કંઠમાં પહેરાવું હાર!

[પહેરાવે છે. સખીઓ જાય છે.

પણ મારે તમારી સાથે રીસાવું છે! સવારે તમે મને એકલી મુકીને કેમ ચાલ્યા ગયા? તમારો પગજ કેમ ઉપડયો? હું એવા શા અપરાધમાં આવેલી કે તમારે એમ કરવું પડયું?

---

* રાગ જીલ્લાની ધુન, તાલ દાદરા લાવણી.

કોલ્લેટાઇન

અરે! શું હું સવારમાં એકલો ફરવા પણ ન જઈ શકું? મને એટલી પણ છૂટ નહીં?

લુક્રીશીઆ

એકલાં જવાની નહીં. તમારે મને ઉઠાડવી જોઈતી હતી.

કોલ્લેટાઇન

શું વહેલાં સવારમાં તને સાથે આવવાની તસ્દી આપવી? શું તારી મીઠી સુવાળી નીંદરમાં ભંગ કરવો?

લુક્રીશીઆ

હૃદયની શાંતિમાં ભંગ થાય તે કરતાં નીંદરનો ભંગ હજાર દરજ્જે સારો! કારણકે મને ઉંઘમાં તમારા જવાની ખબર પડે છે. અને હું જાગી જાઉં છું. એ વાતનો તમને ઘણી વાર અનુભવ થયો છે. ઓ વહાલા! મને કેટલી કેટલી અને કેવી કેવી ચિંતાઓ થાય છે તે તમને શા કહેવા બેસું!

કોલ્લેટાઇન

ગાંડી લુક્રીસી! શું મારી પણ તારે ચિંતા કરવી પડે!

લુક્રીશીઆ

હા, મારા કોલ. કદાચ સ્ત્રીઓ માતાઓ હોવાથી તેમનું હૃદય સ્વાભાવિક રીતે ચિંતાતુર રહેતું હશે.

કોલ્લેટાઇન

પણ હું તને કેમ જગાડી શકત? તું નહાના કુમારને ધવરાવીને તરતની સુતેલી હતી. મારું દીલ જગાડવાં ન ચાલ્યું.

લુક્રીશીઆ

જ્યાં તમે મને જગાડી હોત તો હું જરૂર સાથે આવત.

કોલ્લેટાઇન

તને એટલું વહેલું સાથે ચાલવું ગમત? સુવાળી નીંદરને છોડીને પણ?

લુક્રીશીઆ

હા, વહાલા! મને હમેશાં સહચાર ગમે છે. વિયોગ નથી ગમતો. તમને વિયોગ ગમે છે?

કોલ્લેટાઇન

વિયોગ? વિયોગ તે કોઇને ગમી શકે?

લુક્રીશીઆ

ત્યારે એકલા જવાની તમને કેમ ઇચ્છા થાય છે! નહાના કુમારને જોતા જોતાં ઘરમાંજ બેસી રહેવાની કેમ નથી થતી?

કોલ્લેટાઇન

શું બહાર જવાની ઇચ્છાજ ન થવી જોઇએ!

લુક્રીશીઆ

બીલકુલ નહીં, મારા કોલ. એકલા બહાર જવાની નહીંજ.

કોલ્લેટાઇન

એ તો જુલમ કહેવાય, લુક્રીસી!

લુક્રીશીઆ

ત્યારે એ સ્પષ્ટ છે કે તમને ક્ષણેક્ષણનો સહચાર પસંદ નથી. તમને અમારા શીવાય બીજી પણ કોઇ વસ્તુની અપેક્ષા રહે છે ખરી!

કોલ્લેટાઇન

કેમ ન રહે?

લુક્રીશીઆ

હું તમને ચાહું છું એજ રીતે જો તમે મને ચાહતા હો તો ન રહે!

કોલ્લેટાઇન

શું? હું તને બરાબર ચાહતો નથી! અફસોસ! "વર્ષોના સહવાસથી પણ, અરે! જાણ્યો નહી તેં મને!" ખેર! તો મારે શા માટે પાસે રહીને ચાહ વગરનું દર્શન આપવું?

કોલ્લેટાઇન જવા માંડે છે.

લુક્રીશીઆ

અરે!

"जीवत्सु तातपादेषु नवे दारपरिग्रहे ।
मातृभि श्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ॥"

ક્રોલ્લેટાઈન પાછા આવે છે.

ક્રોલ્લેટાઇન

લુક્રીસી, આમ છેક જુલમ ન કર. ચાલ, હવે ડાહી થઇ જા!

તેને અટકવા જાય છે.

લુક્રીશીઆ

હડી જઇને

નહીં, મને અડકશો નહીં! પ્રથમ વચન આપો, કે હવેથી એ પ્રમાણે મને કહ્યા વગર બહાર નહીં જાઓ!

ક્રોલ્લેટાઇન

તું જીતી, અને હું હાર્યો! લે આ વચન આપું છું.

બને ભેટે છે, અને અંતઃપુરમાં જાય છે.

[આ રસમય નાટકનો વધુ ભાગ આવતા અંકમાં]

## એ માતૃભૂમિ અમારી

રચનારઃ
રા. જગજીવન કાલિદાસ પાઠક

(ગઝલ—એ કોણ છે જે જાગ્યો!—એ રાગની)

જેને શિરે સુહાવે, હિમપૂર્ણ હિમઅદ્રિ;
જાણે મુકુટ રૂપેરી, એ માતૃભૂમિ અમારી.
જેના વિશાળ વક્ષે, મુક્તાની માલિકા શી;
નદી ગંગ સિંધુ ઝુલે એ માતૃભૂમિ અમારી.
જેનાં પદારવિંદો, પરિપૂર્ણ પ્રેમભાવે;
પ્રક્ષાલતો પયોધિ એ માતૃભૂમિ અમારી.
જેના પ્રતાપી પુત્રો, શ્રીરામ, કૃષ્ણ, ગાંધી;
વિશ્વવિદિત ખ્યાતિ, એ માતૃભૂમિ અમારી.
જે અન્ન-વારિ અર્પી અમને સદાએ જીવાડે;
ઉત્સંગમાં રમાડે, એ માતૃભૂમિ અમારી.
અમ મન એજ માટે, અમ તન એજ માટે;
અમ ધન એજ માટે, એ માતૃભૂમિ અમારી.
એ માતૃભૂમિ માટે, બધુંએ અમે સહીશું;
જપમાળ આ જપીશું, એ માતૃભૂમિ અમારી.




[ આળણીમાં ચળાતાં બાજરી વધેલા ભાગ જેવાં આ રેખાચિત્રો છે. લખાયા અને છપાયાના સમય વચ્ચે અંતર પણ ઘણું થયું છે. એટલે એની પ્રાસંગિકતા પણ ઘટી ગઈ છે તેમજ આ વખતના રેખાચિત્રોમાં દર્શન દેતી વ્યક્તિઓમાં આદ પરિચય કહેવાય એવો સંબંધ તો કોઈનીયે સાથ નથી. પણ એને ફરી લખતા નવો રંગ પુરતા તદ્દન બગડી જતા ચિત્રો જેવાં એ થઈ જાય એ બીકે એ જેમ છે તેમજ રહેવા દીધા છે. મિત્રોની માફક વાચકોને પણ એ જેવાં છે એવાંમાંથી કંઈક આનંદ મળશે તો તેટલીએ એની સફળતા છે એમ હું માનીશ ]

## રા. વલ્લભભાઈ પટેલ

કોઈક જન્મથી મહાન હોય છે. કેટલાંકને પ્રસંગો મહાન બનાવે છે અત્યારના ઘણા નેતાઓના સંબંધમાં આમ ન કહી શકાય ?

રા. વલ્લભભાઈ પટેલ એ અત્યારના ગુજરાતના નેતા મહાત્મા ગાંધીજી ગુજરાતમાં આવ્યા ત્યારે એ એમના વિરોધી હતા એમ કહેવાય છે. પણ કંઈક કરી નાખવું એવું તો ઘણા માણસોને જીવનમાં કોઈક ને કોઈક સમયે લાગ્યા વિના નથી રહેતું. અને મૃતવત્ પ્રજામાં પ્રાણનો સંચાર કરનારનો વિરોધ ન કરવો એવું કંઈ એમને લાગ્યું હશે. વિરોધવૃત્તિ જોરદાર ન હોય ત્યારે હીપ્નોટીઝમની અસર થાય છે અને ગાંધીજીનું શક્તિશાળી આકર્ષણ એમને એ સ્થિતિમાં આકર્ષ્યા વિના નજ રહ્યું—જોકે ત્યારે આ કાર્યની પાછળ જીવન સમર્પણ કરવું એવો એમનો ખાસ ઉદ્દેશ નહીં હોય

કેટલીક વાર સારા મનુષ્યોને ઉત્તમ શિષ્યો મળે છે ત્યારે એમનું કાર્ય હોય તેનાથી વધારે દીપે છે પણ ઉત્તમ મનુષ્યોને સારા શિષ્યો મળવાથી એમનું કાર્ય સારું થાય છે પણ દીપી નથી ઉઠતું. મહાત્મા ગાંધીજીને બીજા પ્રકારના ગણીએ તો રા. વલ્લભભાઈ ક્ષમા કરશે!

ગાંધીજી દોષો કરતાં ગુણો વધારે જોતા અને પરિણામે દોષોનું પ્રમાણ એમણે

બરાબર ન જોયું. રા. વલ્લભભાઇ ગુણો કરતાં દોષોને માટે વધારે સાવધ રહે છે. પરિણામે એમને ગુણો ઓછા જડે છે. આ બન્ને વ્યક્તિનો સંગમ હતો ત્યાં સુધી પ્રમાણુ (balance) બરાબર સચવાતું. મ. ગાંધીજી જતાં રા. વલ્લભભાઇએ એ પ્રમાણુ ખોયું, અને એ ખોટ એમને વધારે સાલતી હશે.

એમની ભાષા સીધી, સચોટ અને કટાક્ષમય છે પણ સંસ્કારી ન કહી શકાય. કોઇ એને કડક પણ કહે, પણ એ વિચક્ષણ (shrewd) અને વિનોદીએ છે.

એમનામાં bluntness (તોછડાઇ) છે. એ એમની જાતિનોજ ગુણ છે, એમ કહી શકાય. પણ એમની sincerity (સુનિશ) માટે શંકા ન આણી શકાય.

મહાત્મા ગાંધીજીના તેજે એ તેજસ્વી થયા. મહાત્મા ગાંધીજીના પગલે એ નેતાએ થયા. ગુજરાતને દોરવાની ચાવીએ અત્યારે એમના હાથમાં છે. કેવી રીતે દોરશે એ તો ભવિષ્ય કહેશે.

ગાંધીજી વિના સુનું ગુજરાત એમના વિના વધારે સુનું પડત. જનતામાં એમનું સ્થાન, એમને વીશે શ્રદ્ધા અને અશ્રદ્ધાના મિશ્રણ વચ્ચે ઝુલા ખાય છે.

એમની શક્તિ પ્રમાણે એ કાર્ય કરવામાં પાછા નથી પડતા પણ જગત્ તો કોણે જીત્યું છે કે એ જીતે?

મારા એક સાક્ષરમિત્રે એમને વીશે આપેલો અભિપ્રાય ટાંકું? He is not the best man but the best available man (તે સર્વોત્તમ વ્યક્તિ નથી પણ હાલ મળી શકે તેવામાં સર્વોત્તમ છે.) આ અભિપ્રાય કેટલાંકને બહુ પ્રિય નએ લાગે પણ યથાર્થ છે એમ કોણ નહીં કહે?

## પ્રોફેસર આનંદશંકર ધ્રુવ

હિમમુકુટથી આચ્છાદિત શિખરોવાળા પર્વતરાજ હિમાલયને વાચા હોય તો જગતનું એકાદ બાળક એને જરૂર પ્રશ્ન પુછવા જાય 'કે પર્વતરાજ, તમારાં શિખરોમાં દિનપ્રતિદિન હિમનાં પડ તો ચડતાંજ જાય છે અને હિમ ઓગળીને સરિતાઓ પણ વધ્યાંજ કરે છે. ત્યારે આ હિમનો સ્વભાવ શો? ઓગળે તો વધે કેમ અને વધે છે છતાં ઓગળે તો છેજ.' બાળક પર પણ ગંભીરતાનાં પડ એટલાં ચડેલાં હોય છે કે પ્રશ્નમાં રહેલી બાલિશતા એ ન સમજે અને વૃદ્ધ અને તપસ્વી પર્વતરાજ પણ ગંભીરતાથી ડોકી હલાવીને કહે કે 'બન્ને સત્ય છે. હિમમય થવું અને ઓગળવું એ બન્ને સ્વભાવ સત્ય છે.' એ બાળકની સાથે હિમનાં પડો કેમ બંધાય છે એ ચર્ચામાં ઉતરવાનો કાંતો પર્વતરાજને અવકાશ નથી હોતો અથવા એ સમજવા જેટલી બાળકની શક્તિઓનો વિકાસ એમને એનામાં નથી લાગતો. બાળક બીચારું પર્વતરાજની અસ્પષ્ટતાની અથવા દુધ અને દહીંમાં પગ રાખવા જેવી નીતિની ફરીઆદ કરતું ચાલ્યું જાય છે. પર્વતરાજ બાલકની બાલિશતા ઉપર મંદસ્મિત કરી વિરમે છે. આવુંજ કૈં આનંદશંકરભાઇ અને જનતાનું છે.

રા. આનંદશંકરભાઇની વિદ્વત્તાએ એમને ગુજરાતમાં અને ગુજરાત બહાર માનદ સ્થાન અપાવ્યું છે. વિદ્યાર્થીઓના એ પૂજ્ય ગુરુ છે. માત્ર હિમાલય અને બાળક જેવા પ્રસંગોથી કેટલાંક એમને સમજી ન શકે એ સ્વાભાવિક છે. એમની બન્ને મતને બરાબર ન્યાય આપવાની વૃત્તિ તરફ કોઇક

પુસ્તકો એમના પ્રિય મિત્રો છે. (ઉત્તમલાલભાઇ અને નરસિંહરાવભાઇ તો ખરાજ.) પણ સાધારણ રીતે જનતા સાથે એ અંતર aloofness ઘણું રાખે છે. એમનામાં ઉમળકા કરતાં awe (પ્રભાવ) વધારે છે. એમની છાપ એ તરત પાડે છે.

એમનાં પુસ્તકો અને લેખોનો વારસો ગુજરાત કીંમતી ગણે છે પણ એમની પાસેથી રાખેલી ગુજરાતની આશા હજુ પૂર્ણ નથી થઇ. ગુજરાતને એ એટલાજ ભોજનથી તૃપ્ત તો ન કરી શકે જો કે વાનીઓની મીઠાશ એમણે બહુ ચખાડી છે.

ઘણુંખરું એ મધ્યસ્થ વધારે રહે છે. એમની વિનોદવૃત્તિ (sense of humour) ટીકીઓ કર્યા વિના નથી રહેતી. ગુજરાતમાં તો એમની હારમાં આવે એવા થોડાકજ છે.



પ્રોફેસર આનંદશંકર ધ્રુવ

## સૌ. વિદ્યાગૌરી નીલકંઠ અને સૌ. શારદાગૌરી મહેતા

કેટલાક માણસોને જોઇએ ત્યારે આપણી જુની કહેવત ઘણી વાર યાદ આવે છે કે એણે તો પરમેશ્વરને પાંચે આંગળીએ પૂજ્યા છે. સૌ. વિદ્યાબહેન કે સૌ. શારદાબહેનને હું જોઉં છું ત્યારે મને એમ લાગ્યા વગર રહેતું નથી.

એમનું પહેલું સદ્‌ભાગ્ય નાગરકોમમાં જન્મવાનું અને એ કૈં જેવું તેવું છે? બીજું સદ્‌ભાગ્ય સુધારક પિતાની પુત્રીઓ થવાનું. એને લીધે એમને સંયોગો મળ્યા. ત્રીજું ખાસ મહત્ત્વનું એ બહેનો ગુજરાતનાં પ્રથમ "ગ્રેજ્યુએટ" થયાં તે. એના વિના એમની છાપ તરત ન પડત. ચોથું અનુકૂલ અને ઉદાર ભાવનાઓના પતિઓની પત્નીઓ થવાનું. હજી તો એમનાં કેટલાંએ સદ્‌ભાગ્યોની પરંપરા ગણાય. પણ આટલાંયે ક્યાં ઓછાં છે?

સરખા સંયોગો છતાં બને બહેનો એકજ typeનાં નથી. સૌ. વિદ્યાબહેનને હોશીઆર, બુદ્ધિમાન, વ્યવહારનિપુણ કહી શકાય. સૌ. શારદાબહેન મીઠાં, માયાળુ અને ભાવનાપ્રધાન વધારે ગણાય. સૌ. વિદ્યાબહેનની આંખમાં ભલાઇ સાથે ની સખ્તાઇનુંએ મિશ્રણ છે. સૌ. શારદાબહેનનાં નયનો અમી વર્ષાવે છે. પણ એનો ઉપયોગ એ ડહાપણભર્યો કરે છે. તમારે એ અમી જોઇતું હોય તો તમારે પ્રથમ લાયકાત શુદ્ધ કરવી જોઇએ. તમે લેખક કે કવિ છો? તમારી કવિતાએ જનતાના હૃદયને હલાવી નાંખ્યું છે? અથવા તમે સંસ્કારી રસજ્ઞતાનો દાવો કરનાર aristocrat (કુલીન વર્ગના) છો? પ્રથમ પંક્તિનાં હો તો વધારે સારું. બીજી પંક્તિના

હો તો કદાચ ચાલી શકે. છેવટે કંઈ ન હો તો એમનાં કાર્ય તરફ સહાનુભૂતિ દેખાડજો—જણાય એવી રીતે—તોયે ચાલશે.

સૌ. વિદ્યાબહેનમાં કાર્યશક્તિ અને ચપળતા વધારે હશે. સૌ. શારદાબહેન ધીમાં પરંતુ થાકે નહીં એવાં હશે. આજની માફક સ્ત્રીઓ જ્યારે બહાર કાર્ય કરવા નહોતી આવતી ત્યારેએ સૌ. વિદ્યાબહેનના કાર્યોથી ગુજરાત પરિચિત હતું. "લેડીઝ ક્લબ"નાં સંચાલક, હું જાણું છું ત્યાંસુધી, એજ હતાં અને છે. વેર ફંડ માટે એમનો શ્રમ અજાણ્યો નથી. અમદાવાદમાં સ્ત્રીઓની કાઉન્સીલ એમનેજ આભારી છે. સ્ત્રીઓ માટે ભાષણોની હારમાળા ગોઠવવામાં એજ રસ લેતાં. નાની મોટી ઘણી પ્રવૃત્તિઓમાં એમનું અગ્ર સ્થાન છે.

સૌ. શારદાબહેનની સેવાઓથી ગુજરાત અજાણ્યું નથી. મહિલાપાઠશાળાનાં અધિષ્ઠાત્રીની નિષ્કામ સેવા, ભગિનીસમાજનાં પ્રમુખ અને ગોધરાની સંસારસુધારાપરિષદનાં પ્રમુખનું નામ ગુજરાતનો કેળવાયલો વર્ગ જરૂર જાણે છે. દેશકાર્યમાં એ હંમેશ રસ લેતાં આવ્યાં છે અને ઘણી પ્રવૃત્તિઓને એમણે પોષી છે એમણે જેટલું કર્યું છે તેટલાનો ઉપકાર ગુજરાતે જરૂર માન્યો છે.

સંસારસુધારો એ ઘણુંખરું એમનાજ કુટુંબમાંથી ચાલતો આવ્યો છે. અને તેથી એ એમનોજ હોય એમ વધારે લાગે છે. એમના કુટુંબ વિના સંસારસુધારાપરિષદો ભાગ્યેજ ભરાય છે. સંસારસુધારો એમના વિના આ સ્થિતિએ ભાગ્યેજ આવત. પ્રાકૃત જનોને એમાં ભામાશાહપણું ક્યાંય લાગે તો તેમાં ઉપાય નથી.

સૌ. વિદ્યાબહેનશારદાબહેનમાં aristocratic tendency (અમીરપણાની ભાવના) વધારે છે. જગતમાં અત્યારે democracy (આમવર્ગની સત્તા)માં ડૂબી જાગે છે અને એની સાથે તાલમાં રહેવા એ બંને સદા પ્રયત્ન કરે છે. પણ અંગ્રેજીમાં એક બાઈને માટે કહેવાયલું વાક્ય હું અહીં કહું? "She is born superior. It is not her fault. It cannot be helped." (તેઓ જન્મથીજ ઉત્કૃષ્ટ છે. એમાં તેમનો વાંક નથી, અને એનો કંઈ ઉપાય પણ નથી) સૌ. વિદ્યાબહેનશારદાબહેન પણ આપણાથી ઉચ્ચતર પ્રદેશનાં વાસી બન્યે હોય છતાં આપણો જગ આત્મા એમ ઇચ્છે જ કે આપણામાંના એ એક હોત તો વધારે સારું.

જનતા સાથેના સૌ. વિદ્યાબહેનનાં સ્મરણો કોણ ભૂલશે? જનતાનેએ એમને બોલાવ્યું પાલવેજ નહીં છતાં ઘણી વસ્તુઓ નિરુપાયે પાળવી પડે છે.

સૌ. વિદ્યાબહેનમાં awe (પ્રભાવ) વધારે છે અને તેથી એ પ્રભાવશાળીએ લાગે. સૌ. શારદાબહેનમાં આકર્ષકતા વધારે છે અને તેથી એ તરત ધ્યાન ખેંચે એમની મીઠી મમતાથી ઘણાંનાં એ વિશ્રામસ્થાનરૂપ બન્યાં છે.

મારા એક મિત્રે એમને વિષે એક વાર કહ્યું હતું કે "સૌ. વિદ્યાબહેનશારદાબહેન માટે હમેશાં સાથેજ વિચાર આવે છે એક અનાજની બે ફાડ જેવા હોવા છતાં બંને એકબીજાથી તદ્દન જુદાં છે. પણ જુદાં હોવા છતાંએ પરસ્પર પૂરક (supplementary) છે.

## ૨૧. અરદેશર ફરામજી ખબરદાર

"પ્રભાતનો તપસ્વી" જ્યારે "સાહિત્ય"ના અંકમાં વાંચ્યો ત્યારે તેના લખનાર કોણ હશે એ વિષે અમારી નાનકડી કમીટીમાં અમે પુષ્કળ ચર્ચા ચલાવી હતી. કવિ નરસિંહરાવ, કવિ ન્હા. ફ કાંટાવાળા હોય એમ નિશ્ચય કરતા



૨૬ અરદેશર ફરામજી ખબરદાર

એ પરિચિત છે. તેમની જીંદગીમાં એકવાર એમણે ગેમાજીનો ખપીઓ કરી જોયો છે. હાલ ખારવાનનો કરે છે અને સર્વેને આગળ બનાવે છે.

શ્રીયુત કાલિકાપ્રસાદની ઉપમાશક્તિ આગળ કવિ કાલિદાસની કલ્પનાશક્તિને જરૂર પાણી ભરવું પડત (જો એ સમકાલીન હોત તો). ગ. કાલિકાપ્રસાદ પ્રકૃતિના સર્વ સ્વરૂપો ધારણ

palmistry (સામુદ્રિક વિદ્યા) બહુ સરસ આવડે છે. એ વીશે પણ કેટલીક વાતો થઇ. કાવ્યની ચર્ચામાં સામુદ્રિકના પ્રશ્નો પુછનાર વીશે એમનો કેવો અભિપ્રાય બંધાયો હશે? એમનાં કેટલાંક અપ્રસિદ્ધ સુંદર કાવ્યોએ એમણે વાંચ્યાં.

બીજે દિવસે હું નીકળવાની હતી. રા. ખબરદાર તે દિવસે મળવા આવ્યા. ત્રણેક કલાક બેઠા હશે. ફરી એમનાં અંગ્રેજી કાવ્યો એમના મુખેથી સાંભળ્યાં: એમની ચર્ચા સુંદર તો બહુ હતી, પણ પાછળથી સફરપારા કરવા છે એ ભાન ક્ષણે ક્ષણે થયાં કરતું.

આ રા: ખબરદાર સાથેનો પરિચય. એમના જેવા માટે એટલાજ પરિચયમાં કૈં લખવું એ સાહસ નહીં?

રા. ખબરદારની આકૃતિને–ગ્રામ્ય વિશેષણ વાપરીએ તો–પડછંદ કહી શકાય. પણ એ વિશેષણ વાપરતાં સાથેજ ખ્યાલમાં આવે તે ઉગ્રતા એમનામાં નથી. એમનાં વિશાળ નયનો ક્વચિત્ અંતરમાં વળતાં હોય એમ આપણને લાગે છે. અને એમાં આપણને માનવસ્વભાવનો અભ્યાસ અને માનવતા બનેનાં દર્શન થાય છે. એમના ભવ્ય લલાટમાં ચિંતનની છાપ છે.

એમની સ્મરણશક્તિ બહુ સતેજ છે. એમનું વાચન વિશાળ અને વિવિધ છે. એમની કવિતા એ એમની ઊર્મિઓનું સહજ પરિણામ છે. એમને એમાં શ્રમ લેવો નથી પડતો અને એમનામાં સહાનુભૂતિએ દેખાઇ આવે એવી છે.

એમની સાથે વાર્તાલાપ કરતાં સહેજ અસ્વસ્થતા થાય છે. તેમાંએ પ્રશ્ન ફરી પુછવો પડે ત્યારે તો ખાસ.

સામુદ્રિક શાસ્ત્રમાં એ પારંગત મનાય છે. યોગવિદ્યામાં એમને રસ છે અને પહેલાં એ દમણમાં હતા ત્યારે માનસિક બળથી દર્દો સારાં કરી શકતા.

એમના પોતાના અભિપ્રાયો ઉપર એ બહુ વજન મુકતા હશે. એમનામાં ego (અહંભાવ) તો છે. જોઇએ તે કરતાં વધારે છે. પણ માનવસ્વભાવનો એ ખાસ ગુણ છે. કેટલે અંશે એ ક્ષમ્ય ગણાય?

એમણે ગુજરાતની સેવા તો કરી છે પણ એમની શક્તિઓના પ્રમાણમાં ઓછી. એથી એમણે ગુજરાતને અને પોતાની જાતને બનેને અન્યાય કર્યો છે એમ ન કહેવાય? વખતે ગુજરાતની કલહપ્રિયતાથી દૂર મદ્રાસના શાંત જીવનમાં ગુજરાત ઓછું સાંભરે એમ પણ હોય.

## શ્રીયુત કાલિકાપ્રસાદ

સત્યયુગના રાજા હરિશ્ચંદ્રના બીજા અવતારરૂપ, યમુનાતીરે રાસલીલા કરનાર કનૈયાના વર્ણચોર અને અનેક શુભોપમાયુક્ત એવા કોઇ પુરુષને તમે કલ્પી શકો છો? જગતની શક્તિસ્વરૂપ કાલીદેવીના નામરાશિ અથવા એના પ્રસાદને પાત્ર, સર્વને આશ્ચર્યચકિત કરે એવા મહાપુરુષનું નામ તે શ્રીયુત કાલિકાપ્રસાદ. મહાપુરુષોના વર્ણનથી આપણા *ક્ષુદ્ર જીવનમાં કૈંક વિશાલતા આવે છે.* આ મહાપુરુષની જીવનસરિતામાંયે સ્નાન કરી પવિત્ર થવાનીજ ધારણા છે. જે કોઇ આને શ્રવણ કરશે કે વાંચશે અને મનન કરશે એના કોટિ જન્મોનાં પાપોનાં પડળ એક ક્ષણમાત્રમાં છુટી જશે. આ વાતમાં જરાએ શંકા કરવી અસ્થાને છે.

શ્રીયુત કાલિકાપ્રસાદ કાલિકાદેવીના પ્રસાદને પાત્ર હોવાથી મહિષાસુરનીજ પોળમાં રહે છે.

ધણી જાતના વ્યાપારો-અને ઉદ્યોગોથી

કરી શકે છે. પ્રતિસ્પર્ધીઓ એમના રુદ્રાવતારથી કંપે છે. શ્રીમતોની બાલિશતા ઉપર વિષ્ણુ સમી એ કૃપાદૃષ્ટિ રાખે છે. વાદમાં હારી જાય તો (અશક્ય છે છતાં કદાચ) ભોળા બ્રહ્મા સમાન સ્થિર નયને એ જોઇ રહે છે. આ સર્વ સ્વરૂપો એ ધારણ કરી શકે છે, છતાં એ સર્વથી પર છે. એ તો એકજ છે, અદ્વિતીય છે.

ગરુડ સમી એમની ડોકીના લહેકામાં અજબ આકર્ષણ સમાએલું છે. અતિશય પક્ષાઇથી એ પોતાની આંખો મટમટાવે છે અને અનેરા આલ્હાદથી છાતી ફુલાવે છે, ત્યારે તેમની કદર માત્ર દેવાંગનાઓજ કરી શકે એમ લાગે છે. એમની ડોલનમય ગતિમાં સાજન શોભાવી શકે એવી એમની છટા છુપાઇ નથી શકતી.

વાદળોના ગડગડાટથીએ એ વધારે ગર્જી શકે છે. વિધિની માફક જનોને એ ક્ષણવારમાંજ ચડાવે છે કે પછાડે છે. એમના શબ્દોની બહાદુરી આગળ સીપાઇની શૂરવીરતા ક્યાંયે સંતાઇ જાય છે. ચાણક્ય સમી એમની બુદ્ધિ પ્રસંગાનુરૂપ નવા નવા વેષ ધરી શકે છે. જનો અને સમયનો લાભ લેવા એ હમેશાં સજ્જ રહે છે અને પોતાની ગુણગીતાનું શ્રવણ એ અતિ તત્પરતાથી અવિશ્રાંતપણે ગમે તે સમયે કરી સંભળાવે છે. પણ કલિયુગમાં લોકોની શ્રદ્ધા ઓછી એટલે એનું ફળ એમને પુરેપુરું નથી મળતું.

વિષ્ણુની માફક એમણે પણ ઘણાં પુરાણો રચ્યાં છે. કોઇ અસત્યની શંકા લાવે માટે એનાં કેટલાંક નામોથી ખાત્રી કરાવવાનો પ્રયત્ન જરુરનો છે. શ્રી કાશ્મીર પુરાણ, શ્રી તીતીઆપુત્રી પુરાણ, શ્રી નરસીરાબાદ પુરાણ, શ્રી પંચવીસરૂપક પુરાણ, શ્રી અદાલત પુરાણ, શ્રી શ્રીમાનજનાઃપ્રસંગ પુરાણ ઇત્યાદિ, ઇત્યાદિ. વગેરે વગેરે. સર્વ નામોનું સવિસ્તર વર્ણન કરતાં તો સમુદ્ર જેટલી શાહી અને આકાશ જેવડો પત્ર જોઇએ. મારી અલ્પ શક્તિમાં તો એ કાર્ય કરવાની અસમર્થતાજ છે.

નવરસમાં હાસ્યરસના તો એ રાજા છે. વીરરસ એમનામાં શોભી રહ્યો છે. કારમો કરુણરસ એમને અનુરૂપ થઇનેજ વર્તે છે. શૃંગારરસ એ સમજી શકે છે. ભયાનકરસથી ભય પણ તેટલાજ પામે છે. રૌદ્રરસ તો એમની નસોમાંજ વહે છે અદ્‌ભુત રસની તો એ પ્રતિમાજ છે અને શાંતરસથી એ અશાંત પણ તેટલાજ બને છે.

શાક અને ધાન્યપરીક્ષામાં એમનું નૈપુણ્ય જોઇ જનો લજ્જાથી અવનત મસ્તકે એમનો ઉત્કર્ષ સ્વીકારી લે છે. નટથીએ વિશેષ કુશળતાથી શેઠ, વાણોતર, માણભટ્ટ વગેરેનાં પાત્રસ્વરૂપોનું એ દિગ્દર્શન કરાવે છે.

ભાગ્યશાળી જનોને ઉચિત તાલયુક્ત એમનો શીર્ષપ્રદેશ, એમની સૂક્ષ્મ દૃષ્ટિ, ઉપમાઓને અસુલભ નાસા, માત્ર ત્વચાથી અસ્થિ સંતાડતા કપોલ, દૂધ પીતાં ગરણીનું કામ કરે એવી શ્મશ્રુ, એકજ સ્થળેથી ખંડિત દંતાવલિ અને વાંસના ગાંઠા જેવી ચીમુકથી એમની આકૃતિ શોભાયમાન છે. રેશમી સણીઉં પહેરી પૂજા કરવા જતાં એમનું ખેદ વિનાનું શરીર અને ધીરોદ્ધત ગતિથી ચિત્રકારની કલ્પનાને યોગ્ય વિષય હોય એવા એ બની રહે છે.

જય હો જય હો સ્વર્ગમંડળના દેવને દુર્લભ, જનમંડળના માનવોમાં અપ્રાપ્ય, રા. રા. શ્રીયુત મહાશય દ્વિજવર કાલિકાપ્રસાદનો જય હો જય હો.



ઇજીપ્તની દંતકથાનું પાતાળવાસી પ્રાણી. અર્ધું સુસવાટ અને અર્ધું મગરના રૂપનું આ રાક્ષસી પ્રાણી તુતાનખામનના ભવ્ય રાજ્યપલંગનું એક અંગ હતું તે નક્કર લાકડામાંથી કોતરેલું છે અને તેના દાંત અને જીભ ઉત્તમ હાથીદાંતમાંથી બનાવવામાં આવેલાં છે

# તુતાનખામનની આરામગાહ

## મીસરની અજાયબીભરી શોધનો વૃત્તાંત

લેખક:

રા. રમેશ રંગનાથ ઘારેખાન

બી. એ.

"દરમ્યાન અમારાં વાહન અને અનુચરો એક સાંકડા વાંકાચુંકા રસ્તે થઈ આગળ ગયાં હતાં અને દક્ષિણ દિશા તરફ આવેલી ટેકરીઓ ઉપર અમારી રાહ જોતાં હતાં. ત્યાં જઈને અમે તાપથી તપી ગયેલા ને હાંફતાહાંફતા શિખર ઉપરથી નજરે પડતો દેખાવ જોવા થોભ્યા. શાંત વાતાવરણમાં ડાબે હાથે આવેલી એક જગાએ બાજુમાંથી ટેકરીને પડખે કામ કરતા અને ઉપરથી કીડીઓની હાર જેવા દેખાતા આરબોના એક ટોળાના તીણા બરાડીઆ અવાજો સંભળાતા તે લોકો પથ્થર અને રેતીની ટોપલીઓ ઉપાડી અહીંથી તહીં દોડાદોડ કરતા હતા અને એક કબરના ખોદકામમાં ગુંથાયા હતા. એ કબર તુતાનખામનની હોવાનું હમણાં જણાયું છે"

આધુનિક મીસરનો એક પ્રવાસી મીસરમાં આવેલા લક્ષરમાં ગયા નવેંબર-ડીસેંબરમાં નવી જડેલી કબરની યાત્રાના પોતાના વર્ણનમાં આ પ્રમાણે ૩૨૦૦ વર્ષ પૂર્વે રાજ્ય કરી ગયેલા મીસરી શહેનશાહની કબરનો સહસા પરિચય કરાવે છે. એ પ્રવાસીને તો એ કબર અનાયાસે જડી, પરંતુ મૂળ સંશોધકની મહેનતની કથા તેથી કૈં જુદીજ છે.

ઈંગ્લાંડના એક માલેતુજાર ઉમરાવ લોર્ડ કાર્નાર્વન એક વખત પોતાની મોટરમાં બેસીને ફરવા જતા હતા, તેવામાં તેઓ એક અકસ્માતના



'મૃત્યુની પાર બીજું જીવન છે અને મૃતદેહ ફરી અવતરે છે' તેવી મીસરની પ્રજાની માન્યતા, કુંપળ ફુટતી ફુલમાલના રૂપમાં આ પ્રમાણે સુચવામાં આવતી હતી.

ખજાનો ત્રણ હજાર વર્ષનો જુનો છતાં નવા જેવી-જ સ્થિતિમાં પડેલો જોઇ સંશોધકોએ પોતાની જીંદગીનું સાફલ્ય થયું માન્યું અને છતાં આ તો માત્ર પાશેરામાં પહેલીજ પુણી હતી. કફન-વાળો ખંડ તો હજી બાકી હતો. આટલીજ ચીજોની વ્યવસ્થા કરતાં બે વરસ વહી જવાનો સંભવ છે.

## અંતર્ગૃહ

અત્યાર સુધી ભય હતો કે શહેનશાહનું 'મમી' સાર્કોફેગસ (કફન)માં કદાચ અનામત મળી આવે નહીં. આ મુદ્દો મહત્ત્વનો છે, કેમકે શીરસ્તા મુજબ 'મમી'ની સાથે અમૂલ્ય તવારીખો મળી આવવાનો સંભવ છે. આ બાબતનું નિરાકરણ કરતાં બહુ વાર લાગી નહીં. પ્રથમ ખંડવાળાં વજનદાર શયનખાટલાં તાકીદે બહાર કાઢી અંતર્ગૃહની ભીંતમાં છિદ્ર પાડવામાં આવ્યું. મી. કાર્ટરે વીજળીની એક બત્તીને અજવાળે અંદર નજર કરી અને તેમના મોઢામાંથી સાનંદાશ્ચર્યનો ઉદ્ગાર સહજ નીકળી ગયો. તા. ૧૬મી ફેબ્રુ-આરીના રોજ અંતર્ગૃહમાં વિધિસર પ્રવેશ કરવામાં આવ્યો અને સદ્ભાગ્યે શહેનશાહનું કફન અનામત દેખાયું. વ્યવસ્થાપૂર્વક ગોઠવેલી અમૂલ્ય ચીજો, ઝગઝગતું સુવર્ણમંડિત રાજછત્ર, 'મમી'ના હૃદય તથા આંતરડાંને છુપાવી રહેલ પશુમુખાકૃતિવાળો કળશ; જવાહીર તથા સોને મઢેલી અપૂર્વ કારીગરી અને મૂલ્યવાળી બીજી વસ્તુઓ



પૌર્વાત્ય કલાનો અપૂર્વ નમુનો. તુતાનખામનની સુવર્ણપેટીનો એક છેડો. આના ઉપર તુતાનખામેન અર્ધ મનુષ્ય ને અર્ધ સિંહના રૂપમાં પોતાના દુશ્મનને કચરીને આલતો જણાય છે. વચ્ચે ઉપરના ભાગમાં સૂર્યનું ચક્રદું, તેની વચ્ચે અન્નપાત્ર રાખવાની બે નાની પેટીઓ અને ઉપરના બે ખુણામાં મીસરી ગૃહદેવ 'બુટો' નજરે પડે છે.



ત્રણ હજાર વર્ષ પૂર્વે તુતાનખામનનાં ચરણને શોભાવતો સુવર્ણજડિત ચંપલ. વચમાંના ભાગમાં પદ્મકુસુમ અને તેની બંને બાજુએ શત્રુનાં બે મસ્તક સ્પષ્ટ જણાય છે



જેની કબર અત્યારે દુનીઆને આકર્ષી રહી છે તે ફેરો તુતાનખામેનની કાષ્ઠમૂર્તિ મનુષ્ય કદની આ ચિત્રેલી અને ચકચકાટ મારતી મૂર્તિ દરબારી પ્રસંગો વખતે રાજાના પોષાક વડે શણગારાતી, એમ કહેવાય છે.

—તુતાનખામનની આરામગાહ



ફેરોની ગુફાઓ ખોદતા સાહસિક વીરોને સાધારણ રીતે નજરે પડતો પહેલો દેખાવ. ધડકતા ઉમરે—રાજાનું 'મમી' જુવે છે. પણ તુતાનખામન—

સદીને વીસરી જઈને ઘડીભર પ્રાચીન મીસરના જમાનામાં વિહર્યા હશે! હાલ તુરત માટે તો તેમણે એ સમાધિગૃહ બંધ કરી પાછી શીલો મારી છે, અને હવે પછી વધુ અનુકુળ પ્રસંગે તેને ફરીથી ખોલવાનો મનસુબો રાખ્યો છે. એ તૃતીય ઉદ્ઘાટન વખતે

## તુતાનખામન કોણ હતો?

ઇસ્વી સનના પ્રારંભ પહેલાં સેંકડો વર્ષ પૂર્વે મીસરમાં થએલી જે ક્રાંતિકારક ઉથલપાથલોની કથામાં પોતે ભજવેલા ભાગને લીધે તુતાનખામન પ્રસિદ્ધિ પામ્યો છે, તે કથા ઉપલબ્ધ શુદ્ધ ઐતિહાસિક સાહિત્ય અનુસાર કૈંક નીચે પ્રમાણે છે.



તે વખતનો શુદ્ધ મીસરી સૌંદર્યનો નમુનો રાજા તુતાનખામનની સ્વરૂપવતી સાસુ. મીસરની કલા આ કૃતિમાં પૂર્ણ વિકાસ પામી હતી.

ઇ. સ. પૂર્વે ૧૩૭૫માં મીસરમાં પ્રવર્તમાન દેવ એમન(amen) ની પૂજા સામે એક નવો એટન (aton=સૂર્ય) પૂજક પંથ ત્યાં વસતા "એશીઆવાસી"ઓએ (યહુદીઓએ) પ્રવર્તાવ્યો અને તે સત્વર વિસ્તૃત થયો. એમન-પૂજકો અનેક દેવદેવીઓમાં માનતા, જ્યારે એટન-પૂજકો "એક સર્વશક્તિમાન કૃપાળુ પ્રભુ"ને પૂજતા. તે સમયના 'ફેરો'એ એ સંપ્રદાય સ્વીકારીને તેને રાજ્યધર્મ બનાવ્યો એટલુંજ નહીં, પરંતુ પોતાનું અસલ નામ ફેરવીને તેણે અખ્ન-એટન (akhn-aton) રાખ્યું. આ ઉપરથી તેનું નામ "ધર્મદ્રોહી ફેરો" પડ્યું. આ રાજાએ રાજ્યધાનીનું સ્થળ પણ બદલ્યું. પરંતુ તેના પછી ગાદીનશીન થએલા ફેરોએ એમન-પૂજાની પુનઃ સ્થાપના કરી રાજ્યગાદી અસલ સ્થાનકે આણી અને તેણે એશીઆવાસીઓ ઉપર ચડાઇ કરી નવા ધર્મવાળાઓનો નાશ કરવા માટે જુલમ વર્તાવવા માંડ્યો. એ ફેરો આ-પણમાં મરણ પામ્યો. તેની પછીના ફેરો-એ તેના આગળ વધીને પરધર્મીઓને દરીઆપાર હાંકી કાઢવા. તે કાર્યમાં તેનું સૈન્ય રાતા સમુદ્રમાં લય પામ્યું, પરંતુ તે જાતે છવતો



તુતઙ્ખમનના વખતમાં વપરાતી પશુમુખાકૃતિવાળી બરણી કબરમાંથી મળી આવેલી આ બરણીમાં સુગંધી દ્રવ્યોથી રાજાનાં આંતરડાં સાચવી રાખવામાં આવ્યાં છે



શણના બનાવટનું બાળકના માપનું પ્રાચીન મીસરનું પહેલવહેલું હાથનું મોજું.



રાજ્યમહોરની સુવર્ણમુદ્રા તુતાનખામનના રાજ્યમા ઉંચી પાયરીના અમલદારવર્ગને આ મુદ્રા સન્માનના ચિન્હ તરીકે આપવામાં આવતી અને રાજાનુ નામ તેની પર કોતરવામા આવતું આ મુદ્રાનુ વજન આશરે ૭૩ ગ્રામ છે અને કીમત લગભગ ૧૫૦ રૂપીઆ થાય છે. તુતાનખામનના વખતમા તો તેની કીમત નહીં જેટલી હતી પણ હવે તો ૧૦ એકર જમીન ખરીદવા આટલું સોનું બસ છે.

રહી ઉંમરે અપુત્ર મરણ પામ્યો. *

આ વર્ણન બેનું કરનાર વિશ્વવિખ્યાત મીસરશાસ્ત્રી મી આર્થર વાઇગોલ છે તેઓ અનેક દલીલોથી પોતાના મતનુ સબળ સમર્થન કરીને જણાવે છે કે "ધર્મદ્રોહી દેશ" પછી ઇ. સ. પૂર્વે ૧૩૫૮મા ગાદીએ આવી બાઇબલમાં જણાવ્યા પ્રમાણે યહુદીઓને પીડનાર રાજા તેજ મીસરના ૧૮માં રાજવંશનો છેલ્લો શહેનશાહ તુતાન્ખ-એમન (tutankh-amen) હતો, અને તે "પ્રયાણુ મા વર્ણવ્યા મુજબ નાદાન મરણ પામ્યો હતો નહી જ્હેની કબરમાં શહેનશાહના શબ ઉપર એક ચિત્ર છે, જે રાજાને એશીઆવાસીઓને પગ તળે કચડતો આલેખે છે વળી રાજા ૧૮ વર્ષની વયે અને નાદાન મરી ગયાની પણ સાબીતી ઉપલબ્ધ થઇ છે, તે ઉપરથી મી. વાઇગોલના મતને પુષ્ટિ મળે છે અને એ મતમાંજ નવી શોધે પ્રવર્તાવેલી આતુરતાનુ રહસ્ય છે. બાઇબલની કહેવાની દંતકથા સત્ય કથા સાબીત થવાનો સંભવ છે।

## ઉપસંહાર

સામાન્ય મનુષ્યના દીવને કબરો ખોદવાનું કાર્ય ધર્મદૃષ્ટિએ અપવિત્ર, desecration જેવું લાગવાનો સંભવ છે, પરતુ ગમે તે સ્વરૂપમા વિજ્ઞાનશાસ્ત્રને પુજનાર એવી ભાવનાઓથી અલિપ્ત હોઇ તેને ખોટી ભાવનામયતા (fetish sentimentalism) માનતા લોકો થી અને કબરોના અવાજનો તેમને ભય નથી. તેથી તેઓ કબરોમા એકપછી એક અદ્ભુતતાઓ નીરખતા જાય છે.



બેવડા ઢાંકણા અને નવ ખાનાવાળી પણ ખાલી મળી આવેલી પેટી. નાદરમોપના ઝાડમાંથી બનાવેલી આ પેટીમા કૈં કૈં જવાહીરો મુકાયાં હશે. પણ લુંટારાઓએ તે તેમાં રહેવા દીધાં નથી.

* બાઇબલના એક ગ્રંથ "પ્રયાણ" (exodus) મા વર્ણવેલ બનાવ અને ઉપરના વર્ણનમાં ફરક માત્ર એટલોજ છે કે બાઇબલ બનાવનો સમય ઈ. સ. પૂર્વે ૧૭૦૦નો જણાવે છે, તથા તે એશીઆવાસીઓના પ્રયાણને મરજીઆત કહે છે, જ્યારે અન્ય સાહિત્ય તેને ફરજીઆત જણાવે છે વળી ફેરોને નવા સંપ્રદાય સ્વીકાર્યાનો તેમાં ઉલ્લેખ નથી. તે ઉપરાંત બીજા પણ વર્ણનભેદો છે, જે અપ્રસ્તુત હોવાથી છોડીયે.

શોધના મુખ્ય પ્રેરક લોર્ડ કાર્નાર્વન એક ઝેરી જંતુના દંશને લીધે બહુ બીમાર છે એવા ખબર વચ્ચે આવ્યા હતા અને આ બનાવથી ચારે બાજુ વહેમ પ્રસર્યો હતો કે પોતાના ફેરોના અપમાન માટે વૃદ્ધ મીસર વેર તો નહીં વસુલ કરતું હોય? વળી, તા. ૫મી એપ્રોલના રોજ સવારે બે વાગે તેમણે દેહ છોડ્યાના સમાચાર આખી દુનીઆ ઉપર વિદ્યુદ્ વેગે પ્રસરી જતાંની સાથે ઉપરના વહેમને બહુ પુષ્ટિ મળી છે; મીસ મેરી કોરેલી તો ચોક્સ માને છે કે લોર્ડ કાર્નાર્વનને ફેરોના શાપ ફળ્યા છે.



૩૦૦૦ વર્ષ પછી દુનીઆના પ્રકાશમાં ફરીથી આવતા તુતાનખામનના સુવર્ણરથનો ઉપરનો ભાગ. બાજુના ભાગમાં ઉન ઉપર એશીઆના અંદીવાનો ચીતરેલા જણાય છે. ગુફામાંથી સુવર્ણરથને લઇને ઉપર આવતા મી. હાવર્ડ કાર્ટર.

પરંતુ આ ખેદજનક અવસાનથી સંશોધનમાં વિક્ષેપ પડનાર નથી. મી. કાર્ટરની દેખરેખ નીચે તે કામ તો ચાલુજ રહેશે.

પુરાણા ઇજીપ્તના જે જે શહેનશાહોનાં 'મમી' હાથ લાગ્યાં છે, તે બધાને કેરોના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યા છે. ૧૪૨૦ વર્ષના ફેરો એમન–હોટેપ બીજાના 'મમી'ને હજી તેની કબરમાં એક વીજળીની બત્તી નીચે રાખવામાં આવ્યું છે. તુતાનખામનના શબને ખસેડવું કે ત્યાંજ રાખવું, એ ચર્ચામાં તેના શોધકો પડ્યા છે. ભય માત્ર સેંકડો વર્ષોથી ટાંપી રહેલા લુટારુઓનોજ છે. ગરમીની ઋતુ દરમ્યાન થોડા માસ માટે કબર બંધ કરવામાં આવેલી હોવાથી હાલ તુરત માટે તો એ ચર્ચા પડતી મુકાઇ છે.

આ શોધથી અનેક વિષયસંગત ચર્ચાઓ ઉપસ્થિત થઇ છે અને થશે. દાખલા તરીકે, મોં. એડવર્ડ નેવીલ નામના ફ્રેંચ વિદ્વાને મત દર્શાવ્યો છે કે તુતાનખામને પોતાને માટે મુળ બંધાવેલી કબર આ નથી. તેના પછીના ફેરોએ તેને ખસેડી આ નવી

પરંતુ નાની કબરમાં મુક્યો, અને મુળ કબર પોતે ખાલી પડ્યો હતો. શોધખોળી કબરના રાચરચીલાની અસ્તવ્યસ્તતાને તે પોતાની દલીલના એક પુરાવા તરીકે ટાંકે છે. પરંતુ આ બધી ચર્ચાઓની સાચેજ પરીક્ષા થશે કે જ્યારે કેરોના કફનમાંથી નીકળનાર લેખો પ્રસિદ્ધ થઇ સત્ય હકીકત ઉપર અજવાળું પાડશે. ત્યાંસુધી બધા તરંગોજ છે.



લુક્સર આગળ વહેતી નાઈલ નદી હાલમાં તો નદીનો આ ભાગ, દુનિયાની સહેલગાહે આવેલા સંખ્યાબંધ લોકોની સ્ટીમરો અને મોટર-બોટોથી ભરચક છે




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ. એલ.એલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્ય સંસદ્.



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી ... | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી ... | ... રાજ્યમાતા. |
| મુંજાલ ... | ... મહા અમાત્ય. |
| ઉદા ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક ... | ... મંત્રી; * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શોભ ... | ... મંત્રી. |
| ત્રિભુવનપાલ ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક.§ |
| કાશ્મીરાદેવી ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | ... તેની પત્ની. |
| સજ્જન ... | ... સોરઠનો દંડનાયક. |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર ... | ... જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. § સુબો.

# પ્રકરણ ૭મું

## જેમાં કાકને વહેમ જાય છે

જતાં પહેલાં કાકે રા' જોડે ઘણી વાતો કરી અને આખરે ભારે હૈયે તે મિત્રથી જુદો પડ્યો. રાણકદેવીના વ્યક્તિત્વની કાક પર ઘણી અસર થઇ હતી. આ પ્રતાપી સ્ત્રીએ તેના વીર પતિ પર અને આખા જુનાગઢ પર પોતાનાં સ્વપ્નાંનો એવો જાદુ ચલાવ્યો હતો કે અત્યારે એ જાદુ કોઇ તોડી શકે એમ નહોતું. રાણક ને ખેંગારનાં સ્વપ્નાં તથા ગૌરવ કાયમ રહે અને પાટણનો વિજય થાય એ બે વસ્તુઓ કેવી રીતે થઇ શકે તેનો ઉંડો વિચાર કરતો તે જુનાગઢની બહાર નીકળ્યો.

મોતીઓ તેને લાંબે રસ્તે ગીરનારની બીજી બાજુએ લઇ ગયો અને ત્યાં તેની આંખના પાટા છોડ્યા. પછી બને ઝપાટાબંધ વંથળી તરફ જવા લાગ્યા. મેંદરડા તરફ સોરઠી ને પટ્ટણી સૈન્યની અથડાઅથડી કેટલાક દિવસ થયા ચાલ્યા કરતી હતી એટલે તેનાથી દૂરનો રસ્તો તેઓએ લીધો. એ તરફ થોડે થોડે દૂર જુનાગઢની ચોકી કે થાણું આવતું પણ મોતીઓ આહીર બધા અમલદારોને ઓળખતો લાગતો હતો એટલે તેને જોતાં કોઇ પણ કાક વીશે પુછપરછ કરતું નહીં. મુસાફરી જરા કંટાળાભરી હતી. રસ્તા ઉંચાનીચા હતા અને ખાઇઓ પણ વચ્ચે આવતી એટલે તેઓ ઝપાટાબંધ જઇ શકતા નહીં. અવારનવાર રસ્તામાં પડેલું મુડદું જોઇ ઘોડીઓ ભડકતી.

થોડીક વારે તેઓ એક ટેકરી પર જઇ પહોંચ્યા એટલે ત્યાં વીસામો ખાવા ઉભા. ટેકરીની નીચે એક નાની ચોકી હતી અને ત્યાં થોડાક સૈનિકો એક નાની તાપણીની આસપાસ બેઠેલા દેખાતા હતા.

એકદમ ટેકરીની બીજી બાજુએ ઘોડાનાં પગલાં સંભળાયાં. આહીર ને કાક બનેએ ધારીને તે તરફ જોયું. એક કાળો ઘોડો ઝપાટાબંધ ચોકી તરફ આવવા નીકળ્યો હતો; બીજો ધીમે ધીમે વંથળી તરફ આવેલા જંગલમાં પેસી જતો હતો. આહીરે વહેમાઇને ચારે દિશા તરફ જોયું ને શીકારી કુતરાની માફક સુંઘવા માંડ્યું. કાક દોડતા આવતા ઘોડેસ્વાર તરફ એકાગ્રતાથી જોઇ રહ્યો.

"તમારા ચોકીદારો ચોકી કરતા હોય એમ લાગતું નથી."

"બાપુ! કોઇ જાણીતો માણસ હશે. નહીં તો જુનાગઢની ચોકીમાંથી ચલ્લું નહીં જાય."

"ચાલો જોઇએ" કહી કાક ટેકરી ઉતરી ચોકી તરફ ગયો. આહીર પણ સાથે ઉતર્યો. ચોકી આગળ પેલો ઘોડેસ્વાર આવી પહોંચ્યો હતો અને ચોકીદારો ઉભા થઇ તેના ઘોડા પાસે પહોંચી ગયા હતા. ઘોડેસ્વારે પણ બુકાની બાંધેલી હતી. મોતીઓ ચંચલ હતો. તેણે તરત ઘોડેસ્વારને ઓળખ્યો અને આગળ આવી નમસ્કાર કર્યા "દેશળદેવ બાપુને ઘણી ખંમા."

ચોકીદારો ને ઘોડેસ્વાર બને ચમક્યા. આ તરફ કાક પણ ચમક્યો. દેશળદેવને વર્ષો

પહેલાં તેણે જોયો હતો અને અત્યારે એ ને તેનો ભાઇ વિશળ બન્ને ખેંગારના પક્ષમાં હતા તે પણ એણે સાંભળ્યું હતું. અત્યારે એ મળ્યો તે કાકને રુચ્યું નહીં.

"કોણ મોતીઓ!" ચકિત થઇ દેશળદેવે પુછ્યું. દેશળદેવ અને મોતીઆને ઓળખી ચોકીદારો જરા દૂર ખસ્યા. કાક પણ દૂર ઉભો રહ્યો.

"હા બાપુ! પણ અત્યારે આપ અહીંઆં ક્યાં!"

"હું ચોકીઓ તપાસવા નીકળ્યો છું."

"એમ" મોતીઆએ નમ્રતાથી કહ્યું.

"તું શું કરે છે?"

"એક માણસને આપણી ચોકીની બહાર મુકવો છે."

દેશળદેવે વહેમાઇને કાક તરફ જોયું "કોણ છે?"

"બાપુનો માણસ છે."

"પણ કોણ છે?" પોતાનો ઘોડો મોતીઆ-ની ઘોડી પાસે લાવી દેશળે ધીમે અવાજે પુછ્યું.

"મને ખબર નથી."

"એમ તે હોય!" દેશળે હસીને પુછ્યું.

"હા. નહીં તો આપને કહેતાં શું વાંધો?"

"ઉભો રહેની, પુછીએ."

"ના બાપુ! મહારાજ ગુસ્સે થશે" મોતીઆએ કહ્યું

"અરે ઓ! આમ આવ." દેશળે કાકને પાસે બોલાવ્યો. કાક ઘોડી જરાક આગળ લાવી ઉભો રહ્યો. "તારું નામ શું?"

કાકે મુંગા મુંગા મોતીઆ તરફ આંગળી કરી.

"તમે એને પુછો નહીં હોં" મોતીઆએ અધીરાઇથી કહ્યું. "અમે જઇશું. અમને મોડું થાય છે."

"તે કેમ ચાલશે! મારે જાણવું જોઇએ" દેશળે જરા ગુસ્સામાં કહ્યું. "નહીં તો ચાલો પાછા મહારાજની પાસે."

"બાપુ! મોતીઆ આહીર પર પણ વિશ્વાસ નથી!"

"આજકાલ કોઇનો પણ વિશ્વાસ રાખવો કામનો નથી." દેશળે કહ્યું.

મોતીઆનું મો ગુસ્સામાં લાલચોળ થઇ ગયું. કાકે જોયું કે અત્યારે વધારે રકઝક થાય તો તેમાંથી ઘોટાળો થયા વિના રહેવાનો નહીં. તેણે ઘોડીને એડ મારી આગળ આણી.

"મહારાજ!" બનાવટી અવાજે કાકે કહ્યું. દેશળે ને આહીરે ઉંચુ જોયું. કાક પોતાની ઘોડી દેશળના ઘોડા પાસે લઇ ગયો ને નીચો વળ્યો. દેશળ તેના તરફ ફર્યો.

"બાપુ! જેને તમે હમણાંજ મળ્યા તેનો હું માણસ છું" કાકે દેશળના કાનમાં કહ્યું.

દેશળ ચમક્યો, ફીકો પડી ગયો, ને તેની અસ્વસ્થતા જોઇ તેનો ઘોડો પણ થનગની ઉઠ્યો.

"ચાલ મોતીઆ!" કાકે કહ્યું અને તે અને આહીર બન્ને જણે ઘોડીઓને એડ મારી આગળ દોડાવી. દેશળ પોતાનો ફેંટો સમાલતો ઉભો.

"બાપુ! તમે ભારે કરી." મોતીઆએ કહ્યું

"એ તો મારો જુનો મિત્ર થાય છે" કાકે કહ્યું.

"મોતીઆ હવે તું જા. વણથળી આ રહ્યું. હું મારી મેળે જઇશ."

"મુશ્કેલ પડશે તો."

"અરે કે વાત છે. તે જો. મહારાજને કહેજે કે મારે સંદેશો કહાવવો છે માટે આવતે બુધવારે તને અહીંઆં મોકલે. જો કંઈ કહાવવું હશે તો હું તે દહાડે મધરાતે આ ઠેકાણે આવીશ. બાપુને અને બાને મારા જય-સોમનાથ કહેજે."

"જેવી આજ્ઞા." કહી મોતીઆએ ઘોડી પાછી વાળી. "મને તો આ બાપુડીને પાછી મોકલજો. ઘણી ડાહી ઘોડી છે. બાપુડી! બેટા આવજે" આવીરે ઘોડીને કહ્યું.

કાક થોડીવાર ઉભો રહ્યો. વંથળી જવાનો રસ્તો ત્યાંથી સીધોજ જવાનો હતો. તે તરત ઘોડા પરથી ઉતર્યો ને ભોંય પર કાન માંડી પડી રહ્યો. દૂર જતા ઘોડાના ધીમા પગલાં જેવું કંઈ સંભળાયું એટલે તરત ઘોડી પલાણી તે ધીરની ઘોડીએ ચાલ્યો.

થોડીવારમાં આગળ જતા ઘોડાનાં પગલાં સ્પષ્ટ સંભળાયાં. પાટણના મંડલેશ્વરનો પુત્ર ને એંગારનો ભાણેજ દગાબાજ દેશળ અત્યારે વંથળીના કોઈ માણસ જોડે ખાનગી મસલત કરે અને તે માણસનો પોતે નોકર છે કહેતાં દેશળદેવ અત્યંત બને—આટલું કાકને માટે પુરતું હતું. પોતે વચમાં જાય તે પહેલાં ત્યાં ચાલતી ખટપટોની માહીતી મેળવવા તે આતુર હતો. આ વંથળી જતો માણસ કોણ હતો તે જાણવાની તેને જરૂર જણાઈ.

જેમ તેની ઘોડી આગળ વધતી ગઈ તેમ પહેલાં તો આગલો ઘોડો પણ વધારે ઝડપથી ચાલતો ગયો. પછી તરત તે ધીમો પડી ગયો. જ્યારે કાક તે ઘોડા પાસે જઈ લાગ્યો, ત્યારે તે ઘોડો એકલોજ ચાલતો હતો. કાક મનમાં હસ્યો. ઘોડેસ્વાર કોઈ ઉસ્તાદ લાગતો હતો ખરો પણ તેને પહોંચે એમ નહોતું. તે પોતાની ઘોડી પરથી ઉતર્યો ને તેને છોડી મુકી અને પોતે પેલા ખાલી ઘોડા પર બેસીને ચાલવા માંડ્યું.

વંથળી છેક પાસે આવ્યું એમ તેને લાગ્યું એટલે રસ્તાની પાસે એક ખેતર આગળ હાથમાં ઘોડાની લગામ રાખી તે લાંબો થઈ સુતો.

થોડીવારમાં તેણે ધાર્યું હતું તેમજ બન્યું. એની ઘોડી પર સવાર થઈ એક માણસ આવ્યો અને તેને સુતેલો જોઈ ઘોડી થંભાવી ને તેણે જોયા કર્યું. પછી થોડો વિચાર કરી તે ઘોડેસ્વારે વંથળી તરફ ચાલવા માંડ્યું.

કાકે આરામ લેવા આંખ મીંચી.

---

## પ્રકરણ ૮ મું

---

### બર્બરક

કાકે આમ કેટલોક વખત નિદ્રા લીધી તેનું તેને ભાન રહ્યું નહીં; પણ ઘોડાનો હણહણાટ થતાં તે ઉઠીને બેઠો થવા ગયો.

ચારે તરફ ઉગતા પરોઢીઆનો પ્રકાશ જણાતો હતો ત્યાં કાકને ભયાનક સ્વપ્ન આવ્યું હોય એમ લાગ્યું. બે કાળા પ્રચંડ ભુજદંડો તેને ભોંય સાથે જડી રાખતા હતા ને એક બીહામણું મુખ તેની આંખ આગળ દેખાતું હતું.

મુખ વિશાળ ને કાળુંઅંધાર હતું. બે મોટા, લાલ વિકરાલ ડોળા આંખમાંથી બહાર નીકળી પડતા હતા. આ મોઢા પર નાકમાં માત્ર બે મોટાં નસકોરાં હતાં અને નીચલા લટકતા હોઠ પર એક મોટો તીક્ષ્ણ દાંત આગળ આવ્યો હતો. માથા પર ને છાતી પર ઝાંખરા જેવા ઉભા લાંબા વાળ હતા. આ

મુખાકૃતિ જેટલી ભયંકર હતી એટલીજ અસ્વાભાવિક હતી. કાકને એક વિચિત્ર નમ્બર આવ્યાં. તેને થયું કે થોડુંક મગજ આવું અમાનુષિ ચિત્ર ખડું કરી તેની મશ્કરી કરતું હતું. પણ તેના ખભા પર થતું દબાણ ખરું હતું. તેને તરત જયદેવ મહારાજે વશ કરેલા બ્રહ્મરાક્ષસની દંતકથાનું સ્મરણ થયું. તેણે એ ભૂતની વાતો ખોટીજ માની હતી. પણ અત્યારે જાણે તે સાચીજ છે તેનો પુરાવો મળતો હોય તેમ તેને લાગ્યું.

પિશાચ સાથે સમાગમ થયો છે એવો ખ્યાલ આવતાં તેનાં હાંજાં ગગડવા જતાં હતાં પણ તરત તેના મગજ આગળ વિશુદ્ધિના અવતાર સરખી તેની દૂર પડેલી મંજરીની છબી તરી રહી અને તેને જોતાં પોતાના મનાતન બ્રહ્મતેજનો ગર્વ આવ્યો. આટલી વિશ્વમાં તેણે ગણત્રી કરવાની–ને અણધારી ચપળતાથી પોતાનું માથું ઉંચું કરી અવળું ફેરવી, રાક્ષસના નાક સાથે જોરથી અથડાવ્યું.

કાકના માથામાં ચક્કર આવ્યા, પણ વેદનાની ચીસ પાડી પેલો રાક્ષસ કાક પર દાબેલી ભુજાઓ છોડી દઇ પાછો હટ્યો.

કાકનો ડર તદ્દન જતો રહ્યો આ રાક્ષસ પણ વેદના અનુભવતો હતો. તે વેદનામાં નાક તપાસતો હતો અને તેની આંખ પરથી લાગતું હતું કે સામો માણસ આટલી સ્વસ્થતાથી ને તત્પરતાથી તેના પર હુમલો કરશે એમ તેણે ધાર્યું નહોતું કાકનું માથું ફરતું હતું. પણ તેની દૃષ્ટિની તીક્ષ્ણતા ઘટી નહોતી આ રાક્ષસ તેનાથી એક હાથ ઉંચો હતો તેના સ્નાયુઓ લોખંડ જેવા હતા અને તેની બેદરકારી તેના મોઢા પર સ્પષ્ટ રીતે દેખાતી હતી અને જો આ અચાનક રીતે મેળવેલી તક ચાલી જશે તો બચવું અશક્ય થઇ પડશે એમ કાકને ચોખ્ખું દેખાયું. તે વિષયમાં આવા રાક્ષસને જીતવાની કીર્તિનો લોભ પણ તેને ઉત્તેજી રહ્યો.

તેણે જોયું કે તેની લાકડી એ રાક્ષસના પગ પાસે પડી હતી. લાઠયોદ્ધાને લાકડી તો એક અંગ હતી. તે જો હાથમાં આવે તો કાકને આ રાક્ષસ જીતવો સહેલ લાગ્યો. નાક પંપાળવા જતા રાક્ષસ સામે તે એકદમ કુદ્યો ને તેના મોઢા પર એક મુક્કી લગાવવા જવાનો દેખાવ કર્યો વાગેલામાં વાગવાની બીકે રાક્ષસ પાછો હટ્યો ને કાકને મારવા હાથની મુઠી વાળી પણ ગઇ આગળ આવ્યો નહી. તે લાકડી પાસે અટક્યો–ને એક નિમિષમાં તેણે પગ વતી લાકડી ઉપાડીને હાથમાં લઇ લીધી. જેવા પેલાના રાક્ષસી પંજા તેને પકડવા આગળ આવ્યા કે કાક કુદીને પાછો હટ્યો ને તેની ડાંગ જોરથી સામાના હાથ પર પડી

રાક્ષસ વેદનામાં ચીસ પાડી તે કુદ્યો ને અંતર વટાવી, આડી લાકડીએ ફરેલી ભીંસ ઓળંગી કાક પર આવીને પડ્યો કાક જરાક ગુંચવાયો પણ સમયસૂચકતા વાપરી લાકડી પોતાની અને પેલા રાક્ષસ વચ્ચે રાખી. જ્યારે તે કાકને ભોંય પર ફેંકી દેવા મથતો હતો ત્યારે કાક પોતાની ડાંગ તેના બે પગ વચ્ચે લાવતો હતો.

કાક ભોંય પર પડ્યો ખરો, પણ તે વખતે તેણે લાકડી પર એવું દબાણ કર્યું કે રાક્ષસના પગ એક બીજામાં બેરહમ વળવા માંડ્યા. જેમ તે કાકને દબાવતો, તેમ કાકે સફાઇથી રાખેલી લાકડીનો એક છેડો દબાતો ને બીજા છેડા વડે તેના પગ ગુંચવાતા. ગુસ્સામાં તેણે બરાડો માર્યો ને પગ છોડવા મહેનત કરવા માંડી. પણ છાતી પરનું દબાણ જરા ઓછું થતાં કાકે એક અસાધારણ પ્રયત્ન કરી પાસું બદલ્યું–સાથે

લાકડીનું દબાણુ બદલ્યું. એક પર બીજો પગ અમળાઇ જવાથી પેલો રાક્ષસ ગબડી ચતો થઇ ગયો; અને તરાપ મારી કાક તેની છાતી પર ચઢી બેઠો. કાકે લાકડી પગમાંથી કાઢી તેના ગળા પર દાબી.

"પિશાચ! તું કોણુ છે?" હાંફતાં હાંફતાં કાકે પુછ્યું. પેલા રાક્ષસના ડોળા ફાટેલા હતા; અને દાંત પીસી તે કાકને ઉથલાવવા પ્રયત્ન કરતો હતો. કાકે આડી ડાંગ તેના ગળા પર દાબી. "પાપી! જરા ગરબડ કરી છે તો ગળુંજ દાબી દઇશ."

ડાંગના દબાણુથી રાક્ષસ ગુંગળાવા લાગ્યો; અને તેના ડોળા ચકરચક્કર ફરવા માંડ્યા. કાકે તેના ગળા પર દબાણુ ઓછું કર્યું.

"તું કોણુ છે?" કાકે પુછ્યુ ને લાકડીનું દબાણુ ફરીથી મુકવાની ધમકી હાથ વતી આપી.

રાક્ષસે થોડી વારે કહ્યું "ભૂત."

"બાબરો. મને લાગ્યુંજ હતું. ઠીક છે. તું બધાને રંજાડે છે. હવે હું તારો જીવ લઉં" કહી કાકે લાકડી દાબવા માંડી.

"ના. ના"—કહી બાબરાએ માથું ધુણાવ્યું. તેના ભયંકર મુખ પર આજીજીનો ભાવ પ્રસરી રહ્યો. તેની આંખો કરગરવા લાગી. તેના અવાજમાં પણુ દયાની યાચના હતી. કાક હસ્યો.

"ના ના શું? નહીં તો તને બાંધીને મહારાજ પાસે લઇ જાઇશ."

"મહારાજ! ના. ના. મને મારી નાંખશે" જરા ગભરાઇને બાબરાએ કહ્યું.

"તને શા સારુ મારે?"

"તમે મને પકડ્યો તેથી."

"એમ!" કાક હસ્યો "અંહ, તારે લીધે મહારાજ દુર્જેય ગણાય છે તેથી કે! ઠીક. જો બાબરા! તને જીવતો જવા દઉં ને આ વાત પણુ કોઇને ન કહું. પણુ હું કહું ત્યારે મારું પણુ કામ કરવું. એ વચન આપ નહીં તો તારું આવી બન્યું."

"બાપા! મારા બાપના બોલથી વચ આપું. તમારું કામ નહીં કરું તો મા હીંગળાજ ચાચર મને પુછે. થયું?"

"હા. હવે હું પુછું તેનો જવાબ આપ."

"પુછો."

"રાજાનો માનીતો દમણાં કોણુ છે?"

"જગદેવ!"

"જગદેવ કોણુ છે?" ચકિત થઇ કાકે પુછ્યું.

"પરમાર."

"મુંજાલ મહેતા ને મોટાં બા અહીંઆં છે?"

"હા."

"નાનાં બા કેમ છે?" કાકે લીલાદેવીની ખબર પુછી.

"ખબર નથી."

"ઉદા મહેતા શું કરે છે?"

બાબરાએ ડોકું ધુણાવ્યું.

"હવે તું કોણુ છે? બોલ?"

"હું ભૂત."

"ભૂત! તારું મોઢું નથી કહેતું. બોલ," કાકે કહ્યું અને લાકડી જરા જોરથી પકડી.

"બીલ."

કાક ખડખડ હસ્યો. જયસિંહદેવ મહારાજની ખુબી કૈંક સમજાઇ.

"તું તો બધી ચોકી વટાવી શકશે કેમ?"

"હા."

"ત્યારે મને ચોકી વટાવી વંથળીમાં લઇ જા."

ડોકા વતી બાબરાએ હા કહી.

કાક બાબરા પરથી ઉઠ્યો અને ડાંગ જોરથી પકડી. બાબરો કૈં દગાબાજી કરે છે કે કેમ તે જોતો ઉભો રહ્યો. પણુ બાબરો એ

નાહીમત થઇ ગયો હતો કે કાકની સામું તે જોઇ શકતો નહોતો.

કાક ઘોડા પર બેઠો અને લગામ ઝાલી બાબરો દોડવા લાગ્યો. ઘોડાથી પણ વધારે ઝડપે તે દોડ્યો અને થોડી વારમાં થોડી આગળ તે જઇ પહોંચ્યો.

બાબરાએ દૂરથી કારમી ચીસ પાડી. ચોકીદારો તે સાંભળી કાંપી ઉઠ્યા ને આંખો મીચી માથું ઉંધું નાખી પડી રહ્યા. કાકે તરત ચોકી વટાવી.

"બાબરા તારે જવું હોય તો જા. પણ તું ક્યાં મળશે?"

"મહીસાગરના શ્મશાને ને દિવસે રાજગઢના ભોંયરામાં. તમે કોણ છો?"

"હું? તે તારે શા માટે જાણવું જોઇએ? જો તને એક માહીતી આપું."

"શું?"

"ભરુચનો દુર્ગપાલ કાક પ્રભાતથી આ તરફ આવે છે વખત છે કે દિવસ ઉગતા અહીં પહોંચશે. એને પકડી મહારાજ પાસે લઇ જઇશ તો મહારાજ ખાસ્સા ખુશ થશે"

બાબરો બોલ્યો "હા-કે" અને હસીને ડોકું ધુણાવ્યું.

"તું ઓળખે છે કે શું?" કાકે જરા સાવધાન થઇ પુછ્યું.

"ના. મહારાજે પકડવાને ફરમાવ્યું છે"

"એને કોણ લેવા ગયું છે?"

"વાહડ."

"ઉદાનો છોકરો?"

"હા."

"એમ" કાકે કહ્યું "જા ત્યારે ફતેહ કર." કહી કાકે ઘોડો આગળ વધાર્યો ને બાબરો પાછો ગયો.

બાબરો અદ્રષ્ટ થયો એટલે કાકનું ધ્યાન પોતે બેઠો હતો તે ઘોડા ને તેના માલીક તરફ ગયું. એ પુરુષ કોણ હતો તે નક્કી કરવા તેણે ઘોડાની લગામ છોડી દીધી ને પોતાનું સ્થાન પોતાની મેળે શોધવાની સ્વતંત્રતા ઘોડાને આપી.

કાકને ચારે તરફ પ્રસરી રહેલા વાતાવરણનો ખ્યાલ આવવા લાગ્યો. જુનાગઢ રાણકને પતાવ્યે મક્કમ હતું; જયસિંહદેવે રાણકને હાથ કરવાનો નિશ્ચય કર્યો હતો. આ ઘોડાનો માલીક ને દેશળદેવ કે ખટપટ ચલાવતા હતા ને ખેંગારનું ચાલે તો તે સંધિ કરે એમ હતું. પણ આ બધામાં મુંજાલ મહેતા ક્યાં? શું તે વૃદ્ધ થઇ ગયા? શું જયસિંહદેવે ગુરુને પણ ચાપ આપી? શું મીનળદેવીએ પણ પુત્રની રાજ્યનીતિને આધારે ચાલવા માંડ્યું? અને આવું હતું તો મુંજાલ મહેતા અહીંઆં શા માટે આવ્યા? અને આમાં ઉદા મહેતા ક્યાં? આ ગુંચ કેમે કરી ઉકલતી નહોતી.

આ વિચાર કરતાં કાકને ફરીથી હથીઆર ઘસતી ને મનનું આચ્છાદન કરતી દેવડીની દેવી મૂર્તિ આંખ આગળ આવી. કાકે પણ મનમાં સંકલ્પ કર્યો કે જયદેવનું, રા'નું કે જુનાગઢનું જે થાય તે ખરું પણ દેવડીનું ગૌરવ અખંડિત રાખવા પ્રાણ આપવો પડે તોપણ પાછી પાની કરવી નહી.

બીજો વિચાર તેને પોતાનો આવ્યો. જયદેવ મહારાજ તેને પકડી મગાવવા આતુર હતા; ઉદા મહેતો તેને પકડવા આતુર હતો; લીલાદેવી તેની મદદની વાટ જોતી હતી. આ બધાં એક સામટાં તેના વિના કેમ ગાંડાં થઇ ગયાં? શું આ બધાને જુદી જુદી પ્રેરણા થઇ કે કોઇ એકજ મુદ્દાથી, કે એકનાજ કહેવાથી પ્રેરાયાં? આવી પ્રેરણા કોણ કરી શકે?

જયદેવ મહારાજનો પ્રતાપ પણ તેને સ્પષ્ટ રીતે જણાવા લાગ્યો. મુંજાલ મહેતાનો અસ્ત થયો હોય એમ લાગ્યું. ઉદાનો ઉપયોગ મહારાજ કરતા હતા. પિશાચ મનાતો બાબરો તેના પ્રતાપને અસ્વાભાવિક ને દુઃસહ બનાવી રહ્યો હતો અને જગદેવ પરમાર જેવા પરદેશી યોદ્ધાને ગુર્જરેશ્વરો પર પોતાનો ત્રાસ પ્રસારવા રાખ્યો હોય એ બનવાજોગ લાગ્યું. કાક મનમાં વિસ્મય પામ્યો. નિઃસત્ત્વ દેખાતા છતાં મહત્ત્વાકાંક્ષી છોકરાનો કેવો વિકાસ થયો ?

તેનો ઘોડો ઉભો રહ્યો. પરોઢીઉં થઇ ગયું હતું ને રાજગઢ પાસેના તબેલાઓ આગળ ઘોડો ઉભો રહ્યો. પાસે એક મોટી હવેલી આવી રહી હતી.

વંથળીની સુરક્ષિત સ્થિતિ જોઇ કાકને પટ્ટણી દંડનાયક પરશુરામ માટે માન વધ્યું. એક જોજન દૂર યુદ્ધ ચાલી રહ્યું હતું છતાં અહીંઆં પાટણના જેવીજ નિર્ભયતા ને નીરાંત રહી હતી.

તબેલા બહાર એક માણસ જોરથી ઉલ ઉતારી રહ્યો હતો. કાક તેની પાસે જઇ ઘોડા પરથી ઉતર્યો.

"આ તમારો ઘોડો."

પેલાએ આંખ ચોળી "આ તો જેવરો. તું ક્યાંથી લાવ્યો ?"

"હું ? જેનો ઘોડો છે તેનો હું છું." કાકે હસીને કહ્યું "બાપુ ક્યાં મળશે ?"

"એ તો હવેલીએ. હજુ ઉઠ્યા નહીં હોય" કહી ઘોડાવાળાએ પાસેની હવેલી તરફ હાથ કર્યો.

"ત્યારે આ ઘોડો બાંધી દઉં ?" કાકે પુછ્યું.

"જાની બા. વળી એટલી મને પંચાત ઓછી. અને હજુ કોઇ બીજા આળસુઓ તો ઉઠ્યા નથી" કહી ઘોડાવાળાએ હાથ મરડી મોઢું બગાસું ખાધું.

"ઘોડાનું થાન ક્યાં છે ?" કાકે પુછ્યું.

"છેક પેલી ગમની ભીંત પાસે."

કાક ઘોડાને દોરી અંદર લઇ ગયો. તેણે અંદર નજર નાંખી તો એકે થાન ખાલી નહોતું. કાક છેલ્લા થાન તરફ ગયો ને જે રીતે મોતીઓ ડચકારી મારતો હતો તેમ મારી. તેની માફક "બાપુડી ! બાપુડી !" ધીમે ધીમે કહ્યું.

છેલ્લા થાન પર બાંધેલી ઘોડી હણહણી ઉઠી. કાક હસ્યોઃ ઘોડીચોર પકડાયો. તે પાછો બહાર આવ્યો.

"ભાઇ ! એકે થાન ખાલી નથી."

"નવું ઘોડું ક્યાંથી પાક્યું ?"

"ઠીક ત્યારે આને બાંધી દેજે બીજે ક્યાંય. બાપુનાં ઘોડાં સરસ છે. પણ અહીંઆંના નથી લાગતાં. તમે ક્યાંના ?"

"હું ? હું તો ખંભાતનો."

કાકના મગજમાં પ્રકાશ પડ્યો. તેનું હૃદય કુદી ઉઠ્યું. "બાપુની જોડેજ ખંભાતથી આવ્યા હશો."

"હા."

"ચાલો. જય સોમનાથ" કહી કાકે રજા લીધી. અને મનમાં બબડ્યો "ઓત્તારી ઉદા મહેતાની. મારે નસીબે તું અહીંઆં પણ પહેલોજ મળ્યો."

---

## પ્રકરણ ૯ મું

### કાક રાજગઢમાં પેસે છે

**સવાર** પડવા લાગી હતી એટલે છાના-માના રાજગઢમાં પેસવું એ કામ કાકને ઘણુંજ મુશ્કેલીભર્યું લાગ્યું. તેણે રાજગઢની પ્રદક્ષિણા કરવા માંડી.

કાક એક હાથે કેડ પરનો કકડો છોડયો ને પેલા સૈનિકના ઉઘડી ગએલા મોઢામાં તેનો ડુચો માર્યો. બેભાન જેવા થઇ ગએલા પહેરેગીરને ઉંચકી તે પગથીઆં ચઢી ગયો અને થોડે દૂર એક ઓરડી ઉઘાડી પડેલી દેખાઇ તે તરફ ગયો ને પેલાને તેમાં નાંખી બારણું વાસી દીધું. બીજી પળે હાથમાં પૂજાપાત્ર ને તુમડી લઇ પુજારી મહેલમાં દાખલ થયો.

કાકે ચારે તરફ જોયું પણ કોઇ જણાયું નહીં. થોડેક દૂરથી એક સ્ત્રી પરભાતીયું ગાતી સંભળાઇ. તે તરફ ગયો. એક નોકરડી ઘંટીનો ગાળો સાફ કરતી હતી.

"બહેન !—"

"કુણ ?"

"મને નાનાં બા પાસે લઇ જા તો. બાનો પૂજાનો વખત થઇ ગયો છે ને મને રસ્તો ખબર નથી."

"ગાંડા ! અત્યારે-નાનાં બા તે પૂજા કરતાં હશે ?"

"આજની તો એમની બાધા છે. ઉઠ. હું એમના ગામનો બ્રાહ્મણ છું. તેમને ખબર નહીં હોય ? મને ખાસ તેડવા મોકલ્યો છે."

"હેં ! પણ મારાથી ત્યાં કેમ જવાય ? હું તો નોકરમાણસ."

"તું મને રસ્તો બતાવની. જો મને લઇ જશે તો બા તારો પાડ માન્યા વિના રહેશે નહીં."

પેલી સ્ત્રીને કૈંક ભેદ જેવું જણાયું અને આ ભેદથી ભવનાં સંકટ દૂર થઇ જાય એમ પણ લાગ્યું. તે તરત ઉઠી ને તેણે હાથ ખંખેરી નાંખ્યા.

"મોટે રસ્તે લઇ જાઉં કે ખાનગી રસ્તે ?"

"ખાનગી રસ્તે" કાક નોકરડીની ચતુરાઇ પર ખુશ થઇ હસ્યો.

થોડીવારે તેઓ રાણીવાસને પાછલે દાદરેથી ઉપર આવ્યાં. એક દાસી ઉભીઉભી દાતણ કરતી હતી. પેલી નોકરડી તેની પાસે ગઇ.

"બા ઉઠયાં ?"

"ના. કેમ ?"

"બાએ બોલાવ્યો તે બ્રાહ્મણ આવ્યો છે."

"ગાંડી થોઇ છે ? અત્યારે બાને બ્રાહ્મણનો તે શો ખપ પડયો ?" કહી તિરસ્કારમાં દાસી જોઇ રહી.

"પણ મહારાજ—"

"મંગી"—કાકે ધીમેથી કહ્યું.

દાસી બૃહુકચ્છની ને રાણીની માનીતી હતી. તેણે કાક તરફ જોયું ને તેને પુજારીને વેશે જોઇ સ્તબ્ધ બની ગઇ.

"કા—"

"છાની રહે. બાને ઉઠાડ, મારે મળવું છે ને આ ચાકરડીને ઓળખી મુક. એને બા પાસે શિરપાવ અપાવવો છે."

"તારૂં નામ શું ?"

"બા ! હું આપણા પવિતાના બારોટની છોને તેની નવી જેલી" ચાકરડીએ પોતાનું સવિસ્તર ઓલખાણ આપ્યું.

"ઠીક બપોરે મળજે. મહારાજ આપ આ તરફ ઉભા રહો. હું બાને ઉઠાડી આવું."

કાક જરા ખસીને બારણા પાછળ ઉભો રહ્યો. તરત મંગી દોડતી આવી "પધારો બા બોલાવે છે."

કાકના મોઢા પર વિચિત્ર હાસ્ય આવ્યું ને જે બૃહુકચ્છની કુંવરીને તેણે જયસિંહદેવ જોડે વરાવી હતી તેની પાસે ગયો.

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]



# અનુભૂત મુગ્ધાની ઉર્મિ્વાળુ

("ઉગતી જુવાની" નામે અપ્રકટ નાટકના પ્રવેશ ૪થામાંથી)

લખકઃ
પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
બી. એ.

ગઝલ

નીંદ ક્યાં, ક્યાં ખ્વાબ, ખુલી ગઇ, નેન રયણી દાટમાં,
ગઇ ખુલી એ, રહી ગળી એ —નહી ચાલે ખાટમાં!

હું ન જાણું કોણ મ્હારો, કહો કોને પ્રિય કહું?
મેં સુણ્યો ન સવાલ–"ખુશ ગુલ, છે રજા? માશુક કહું!"

અહા તરુવર, કુદી તુજ પર ઘટાટોપે છૂપતી,
પાનફુલફલડાળ સ્પર્શે તર થતી, બેસ રીઝતી!

ગયો રે એ મોહ તુજ પર છડો છે તું સુખી હજીઃ
શૂળ શી એ છડાપણુમાં ન જાણે તું, અય મુઝી!

અરેરે, પણ જોડ ખોટી —માં ઝલાયે' જાતડી,
જકડ તોડી પામવું એ છડાપણ પણ ક્યાં ફરી?

જોડ સાચી, જિગરનું જે જિગર,–તે ક્યાં, હે પ્રભો,
તે ન, તો દે કઠ્ઠણાઇ છડાપણ સહવા, પ્રભો!

આજી, જો! આ એક આંખે વ્હે નદી નઅબળાઇની,
જુવે જુગતી ન જોડ બીજી, રુવે તે અધીરાઇની.

નીંદ ક્યાં, ક્યાં ખ્વાબ, ખુલી ગઇ નેન રયણી દાટમાં,
ગઇ ખુલી એ, રહી ગળીએ નહી ચાલે ખાટમાં.

# આકાશવાણી

અનુવાદક:

રાજરત્ન શેઠ પુરૂષોત્તમ
વિશ્રામ માવજી
જે. પી., એમ. આર. એ એસ.
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:

રા. દત્તાત્રેય
એ એમ

અહીં આપણે આકાશવાણી અથવા અદ્રશ્ય નાદ જે આકાશમાં થાય છે અને જે અમુક વાત સત્ય છે એમ કહે છે અથવા ભવિષ્યમાં બનવાના બનાવોની આગાહી આપે છે તેના વીશે



કેટલાક મહર્ષિઓ, પોતાના સ્થૂલ દેહને પૃથ્વી પરજ રાખીને સૂક્ષ્મ શરીરથી આકાશમાં ભ્રમણ કરવા લાગ્યા

વિચાર કરીશું. આ એક ઘણો ઉપયોગી અને વિજ્ઞાનશાસ્ત્ર ( Science ) નો વિષય છે અને તેના પર એક નાનું પુસ્તક લખવા વિચાર છે; જેમાં આ વિષયનો ખાત્રી આવે એવી રીતે વિચાર કરવામાં આવશે.

એક વખત બધા મહર્ષિઓએ વાણી અથવા શબ્દોચ્ચાર તથા તેની સાથે થતો નાદ શું છે તે વીશે વિચાર કરવા સમિતિ ભરી. મનુષ્યજાતિની ભિન્ન ભિન્ન પ્રજાઓમાં બોલાતી બધી ભાષાઓ તથા અસંખ્ય જાનવરો, પક્ષીઓ, જીવડાંઓ, અને સર્પો વગેરેની ભાષા જાણનારાઓ ત્યાં હાજર હતા.

આ બધી ભાષાઓ અને નાદનાં સ્વરૂપોની તેઓએ ત્રણ દૃષ્ટિથી પરીક્ષા કરી. સ્થૂલદૃષ્ટિ, યોગદૃષ્ટિ અને જ્ઞાનદૃષ્ટિ.

### સ્થૂલદૃષ્ટિ

સ્થૂલદૃષ્ટિ એ હકીકત જાણવાની, પૂર્ણ વિકાસ પામેલી અને સંપૂર્ણ આરોગ્યતાવાળી બાહ્યેંદ્રિયોની શક્તિ છે.

### યોગદૃષ્ટિ

યોગદૃષ્ટિમાં જાણવાનું કામ અંતરીંદ્રિયની દેખરેખ અને ઉત્તેજન વડે બાહ્યેંદ્રિયો કરે છે. ધારો કે કોઈ એક મકાન ચણાય છે અને ત્યાં મજુરો કામ કરે છે. જ્યારે મજુરોનો સ્વામી જે તે કામ કરાવવામાં મુખ્ય હેતુ છે તે મજુરોનું કામ મજુરોની સાથે રહીનેજ તપાસે છે ત્યારે તેણે સ્થૂલદૃષ્ટિથી તે તપાસ્યું એમ કહેવાય. મજુરોની સાથે પોતાની પંચેંદ્રિય વડે તે કામ જુવે છે. પણ ધારો કે મજુરો શીવાય પોતે એકલોજ તે કામ તપાસે છે અને તે બાંધકામની ઝીણી બાબતો પણ ધ્યાનપૂર્વક તપાસે છે ત્યારે તેણે તે કામ યોગદૃષ્ટિથી જોયું એમ કહેવાય. બાહ્યેંદ્રિયોએ પોતાનું કામ કર્યા પછી અંતરીંદ્રિયો, બાહ્યેંદ્રિયોએ કરેલું કામ તપાસે છે અને આ પ્રમાણે બાહ્યેંદ્રિયોની મદદ શીવાય અંતરીંદ્રિયોથી જે જાણી શકાય છે તે યોગદૃષ્ટિ કહેવાય છે.

### જ્ઞાનદૃષ્ટિ

આ બે દૃષ્ટિઓ ઉપરાંત મનુષ્યમાં ત્રીજી દૃષ્ટિથી જોવાની શક્તિ છે અને તે આત્મા વડે જોઇ શકે છે અને જ્યારે આત્મા, પોતે કંઈ પણ કર્યા શીવાય બાહ્યેંદ્રિયોએ અને અંતરીંદ્રિયોએ કરેલું કામ, તે બંનેથી અલગ રહીને તપાસે છે ત્યારે મનુષ્ય જ્ઞાનદૃષ્ટિથી જુવે છે એમ કહેવાય છે. માટે આ ઉપરથી એમ સાબીત થાય છે કે મનુષ્ય માની શકે એવી પુરેપુરી હકીકત જાણવાને માટે આ ત્રણે શક્તિઓ—બાહ્યેંદ્રિયો, અંતરીંદ્રિયો અને આત્મા— અરસપરસ મળીને કામ કરી શકે એવી સ્થિતિમાં હોવી જોઇએ. બાહ્યેંદ્રિયોએ કરેલું કામ માનવાલાયક અને સાચું છે એમ અંતરીંદ્રિયોએ કબુલ કરવું જોઇએ અને આ બંને શક્તિઓએ કરેલું કામ સાચું છે એમ આત્મા કબુલ કરે તે જ્ઞાનદૃષ્ટિ કહેવાય છે.

આ ત્રણે દૃષ્ટિઓ વડે, માંહોમાંહે વિરોધ શીવાય તપાસાએલી હકીકત લખાઇ-અગર છપાઇને બહાર પડે એ શાસ્ત્ર કહેવાય છે અને તેના સિદ્ધાંતો સર્વમાન્ય, સત્ય અને સર્વને લાભકારી હોવા જોઇએ; કારણકે કોઈ બનાવ અથવા હકીકતની મનુષ્ય ચોક્કસ અને ખાત્રી રાખવા લાયક તપાસ કરી શકે એવી ત્રણ રીતથી તે વાત તપાસાએલી છે.

ત્યાં ભેગા થએલા બધા મહર્ષિઓએ ઉપર વર્ણવેલી ત્રણ રીતોથી નાદ, શબ્દો અને ભાષાને તપાસી અને આ ઉત્તમ કોટિની અને બારીક તપાસને અંતે તેઓ જે નિર્ણય પર આવ્યા તે મનુષ્યજાતિના લાભાર્થે ઘણાં શાસ્ત્રોમાં કહેવામાં આવેલ છે. તેઓએ જે શાસ્ત્રો રચ્યાં તે આ છેઃ નામાર્થકલ્પમ્, વાક્પારિકલ્પમ્, વાક્પ્રદીપિકા, વાણીવિલાસ વગેરે. આ શાસ્ત્રો બધાં સોળ

# કન્હીયાલાલની તીજોરીઓ

અને

# સ્ટ્રૉંગ રૂમ્સ

તીજોરીની અંદરના ભાગોમાં કેવી મીકેનીકલ કારીગરી કરવામાં આવવી જોઇએ તે તીજોરીના અંદરના ભાગો ખોલીને જોવાથીજ માલમ પડી શકે અને ત્યારેજ તીજોરીની કીંમતી કુશળતાની કીંમત થઇ શકે છે.




કીંમતી ચોપડાઓનો જવીવટ એક હાથ રાખવા કન્હીયાલાલ પેટન્ટ બુક લોકસ વાપરો.

કન્હીયાલાલ મેકર્સના નવીન પ્રોડકશન જાણીતા બેન્કર્સ, ગવર્નમેન્ટ–ડેવેલપમેન્ટ ડીપાર્ટમેન્ટ, કોલેજો, મ્યુનિસીપાલીટીઓ, રેલ્વે, સ્ટેટ, બેંકો અને ઝવેરીઓમાં ભરોસાપાત્ર રીતે વપરાય છે.

કારખાનું :—ડીલાઇલ રોડ, એપોલો મીલની બાજુમાં, ચીંચપોકલી, મુંબઇ.

દુકાન :—તાંબાકાંટા પાયધુની, મુંબઇ, ટેલીફોન નં. ૫૨૬૭.

છે. આ શાસ્ત્રોની અંદર બધી જાતના નાદો, શબ્દો, વાક્યો અને ભાષાઓનો ઘણીજ ઉત્તમ અને બારીક રીતે અભ્યાસ કરી નિર્ણય કરવામાં આવેલો છે. આ કામ પુરું કર્યા પછી, થોડે સમયે, મહર્ષિઓએ ફરી સભા ભરી અને વાક્ઉપાસના કરી અથવા શબ્દોના ગૂઢાર્થ કે સ્પષ્ટાર્થના અર્થની સત્યતાનું મનન કર્યું.

આ પ્રમાણે, નાદથી બનેલા શબ્દોના ખરા અર્થનું મનન કર્યા પછી થોડે વખતે મહર્ષિઓના સાંભળવામાં આકાશમાંથી થતા નાદો આવ્યા; જે પરથી તેમની પ્રથમ સમિતિ પછી શાસ્ત્રો લખતી વેળા તેઓના મનમાં જે કંઈ શંકાઓ ઉદ્દ્ભવી હતી તે દૂર થઇ. તે નાદો સીધા આકાશમાંથીજ આવતા હતા, પરંતુ તેનું કંઈ દૃશ્ય કે સ્પર્શ્ય સ્વરૂપ નહોતું. પછી તેઓ આકાશમાંથી આવા સ્પષ્ટ અને ઓળખી શકાય એવા શબ્દો અદૃશ્ય રહી કોણ બોલે છે તે વીશે શોધ કરવા લાગ્યા. આકાશમાંથી આવતા આ ભેદી નાદો વીશે તેઓએ ઘણી શોધ કરી તથા મનન કર્યું, પરંતુ તેઓ અદૃશ્ય શક્તિથી ઉત્પન્ન થતા અને આકાશમાંથી આવતા નાદની ઉત્પત્તિ શોધી શક્યા નહીં. ત્યાર પછી થોડાક મહર્ષિઓ, જેઓ યોગવિદ્યામાં પારંગત હતા તેઓ, પોતાના સ્થૂલ દેહને પૃથ્વી પરજ રાખીને પોતાનાં સૂક્ષ્મ અથવા અદૃશ્ય, વિદ્યુન્મય શરીરોથી આકાશમાં ભ્રમણ કરવા લાગ્યા.

ઘણે ઉંચે આકાશપરિઘમાં આ મહર્ષિઓએ પૃથ્વીના જુદાજુદા દેશો, જનાવરો અને પ્રાણીઓના જેવાજ નવાઇ ઉપજાવનારા નાદો, શબ્દો, વાક્યો અને ભાષા સાંભળ્યાં. આમાંના ઘણા નાદો તેઓને ખરેખરાં જીવતાં મનુષ્યો અને બીજાં જનાવરોની ભાષા જેવાજ બરાબર લાગ્યા; પણ કોઇ પણ મનુષ્ય કે પ્રાણી તેઓને ત્યાં માલમ પડયું નહીં. આથી આ અદૃશ્ય નાદની ઉત્પત્તિ વીશે તેઓ ગુંચવણમાં પડ્યા અને આની નિર્ણયાત્મક શોધ કરવાને ફરીથી તેઓ વિવેચન કરવા લાગ્યા. તેઓ એકમતે એવા નિશ્ચય પર આવ્યા કે બધાએ પોતાનાં સૂક્ષ્મ શરીરો વડે આદિત્યલોક અથવા સૂર્યમંડલમાં જવું, કારણકે તેઓની સત્ય ધારણા હતી કે બધા નાદો સૂર્યમંડલમાંથી ઉદ્દ્ભવે છે.

પછી તેઓ સૂર્યમંડલમાં હિરણ્યગર્ભનાં દર્શન કરવા ગયા, અને તેનું ધ્યાન ધર્યું. ઘણા લાંબા સમય પછી હિરણ્યગર્ભ પ્રકટ થયા અને તે લોકમાં આવવાનું અને પોતાની પ્રાર્થના કરવાનું કારણ પુછ્યું. મહર્ષિઓએ નાદ, શબ્દો અને ભાષાઓના વિષયમાં પોતાની શોધ વીશે કહ્યું, અને આકાશમાં કોઇ પણ મનુષ્ય કે પ્રાણી દેખાયા શીવાય તેમનાજ અવાજો સાંભળ્યા એ ભેદનો સ્ફોટ કરવા વિનંતિ કરી. હિરણ્યગર્ભ તેઓનાં તપ અને વાતથી પ્રસન્ન થયા અને મહર્ષિઓને કહ્યું કે આવી રીતથી તેઓ એ ભેદનો પાર પામી શકશે નહીં; પરંતુ જો ખરેખર આ અદ્દ્ભુત બનાવની ઉત્પત્તિ તેઓ જાણવા ઇચ્છતા હોય તો વાચકયજ્ઞ અથવા વાણીને લગતો યજ્ઞ તેઓએ કરવો જોઇએ અને યજ્ઞ કેવી રીતે કરવો તે વીગતવાર તેમને સમજાવ્યું.

મહર્ષિઓએ વાચકયજ્ઞ કર્યો અને ત્યારે તેઓને આકાશવાણીનું ખરું સ્વરૂપ સમજાયું.

નાદનાં આંદોલનો આકાશમાંથી ઉત્પન્ન થાય છે અને સૂર્યનાં કિરણોની અંદર રહેલી અદૃશ્ય શક્તિઓ વડે નિયમમાં રહે છે. કોઇ કોઈ વખત આ અદૃશ્ય શક્તિઓ આગામી બનાવોની આગાહી આપે છે અને આને આકાશવાણી એવું નામ આપવામાં આવ્યું છે. *

* 'હીંદનાં પ્રાચીન ભૌતિક શાસ્ત્રો'ની ટૂંક નોંધમાંથી.



ગુજરાત ]　　　　　　　　　　　　　　　　　　[ ચિત્ર ૧૧૭૯

બ્રહ્મા ઘણા વખત પછી હિરણ્યગર્ભે પ્રકટ થયા અને તે લોકમાં આવવાનું કારણ પૂછ્યું.

—આકાશવાણી



ગુજરાત] [ચિત્ર ૧૯૭૯

આથી બહાદુર શાહજાદાએ નીડરપણે પોતાના ભાલાની તીક્ષ્ણ અણી જોરથી તેના મસ્તક પર ભોંકી દીધી.



# શહેનશાહ ઔરંગઝેબનો ગુજરાત સાથેનો સંબંધ

લેખક:

કાજી કે. એસ. આર. અબ્બાસી

ચિત્રકાર

રા. ડી. સી. એગવેકર

હિંદુસ્તાનના તખ્ત પર બીરાજમાન થએલા મહાન્ મુસ્લીમ મોગલ શહેનશાહોમાંના પ્રખ્યાત અને બહાદુર શહેનશાહ મોહમદ ઔરંગઝેબ મોહીયોદીન આલમગીર બહાદુરને એટલા ખોટા રૂપમાં ચીતરવામાં આવ્યા છે કે અત્યાર સુધી લોકોની એવીજ સમજ છે કે એના જેવો દુષ્ટ, હરામી અને જુલમી શહેનશાહ હીંદુસ્તાનના તખ્ત ઉપર કોઇ થઇ નથી ગયો. આ સમજ કેટલી ભુલભરેલી છે અને એ બાબતમાં આપણા ઇતિહાસકારો કેટલા જવાબદાર છે તેનો નિર્ણય આપણે કોઇ ભવિષ્યને પ્રસંગે કરીશું. હાલ તો માત્ર ગુજરાત સાથે એ નામવરનો કેવો સંબંધ થઇ ગયો અને ગુજરાત પ્રત્યેનું પોતાનું ઋણ એમણે કેવી રીતે ચુકાવ્યું એટલીજ બાબતથી "ગુજરાત"ના વાચકોને આપણે વાકેફગાર કરીશું.

ઔરંગઝેબનો જન્મ ગુજરાતમાં પંચમહાલ જીલ્લાના દોહદ કસ્બામાં મુ. તા. ૧૫ માહે ઝીલકાદ હીજરી, સન ૧૦૨૭ને રવિવારની રાત્રે તા૦ ૨૪-૧૦-૧૬૧૮ ઈ. સ. માં થયેલો. જે ઠેકાણે એ નામવરનો જન્મ થયો તે ઠેકાણે હાલ પણ એ મહાન શહેનશાહની દેશભક્તિ અને જાહોજલાલીનું સ્મરણ કરાવતું એક સુશોભિત મકાન બંધાવેલું મોજુદ છે.

જ્યારે ઔરંગઝેબનો જન્મ થયો ત્યારે હીંદના શહેનશાહ જહાંગીર ગુજરાતની સહેલ કરી ઉત્તર હીંદ તરફ જતાં ઉજ્જૈન નગરીમાં પડાવ કરી રહેલા હતા. તેમને વળાવવા માટે ગએલો

ગુજરાતનો સુબો શાહજાદો શાહજહાં પણ ઉર્જનમાંજ હતો.

આ વખતે કાસદે ઔરંગઝેબના જન્મની શુભ વધાઇ શહેનશાહ જહાંગીરને આવી સંભળાવી. બાદશાહે ખુશાલીમાં આખી ઉર્જન નગરીના ગરીબોને ખુબ ધન આપી ન્યાલ કર્યા. તે શહેરને શણગારી પુર ઠાઠથી દરબાર ભર્યો.

તે વખતે વળી બીજા ખુશ ખબર એ મળ્યા કે કાંગડાનો મજબુત કીલ્લો મુગલાઇ લશ્કરે સર કર્યો છે. આ શુભ સમાચાર સાંભળી આ નવો જન્મેલો શાહજાદો ભાગ્યશાળી થશે એવું બાદશાહના મનમાં એકાએક ઉગી આવ્યું અને તેથી પૌત્રનું નામ તેણે મોહમ્મદ ઔરંગઝેબ રાખ્યું.

ઔરંગઝેબ નાનપણથીજ પોતાના દાદા જહાંગીર પાસે રહેલો અને તેણે પોતાની ચંચલતાથી પોતાના દાદાનું તથા દાદી બેગમ નુરજહાંનું દીલ જીતી લીધું. જહાંગીરે તેને સારી કેળવણી આપી.

એના અક્ષરો એવા તો સુંદર અને આકર્ષક હતા કે એના હાથનાં લખેલાં પવિત્ર કુરઆન શરીફ મક્કા અને મદીના મોકલવામાં આવ્યાં છે.

ઇતિહાસ, ભુગોળ, વૈદક, ગણિત વગેરેમાં એણે નાનપણમાંજ સારી કુશળતા મેળવી લીધેલી. એ સીપાઇગીરીમાં પણ એક્કો થયો હતો. માત્ર પંદર વર્ષની ઉમરેજ એક મહાન્ પરાક્રમ કરી એણે પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય એ કેહેવત ખરી પાડી હતી. તે એ કે ઇ. સ. તા૦ ૨૮–૫–૧૬૩૩ ને મંગળવાર-ની સવારે શાહજહાં ઝરુખામાં બેસી હાથીઓની લડાઇ જોતા હતા. એક બાજુ સુરતસુંદર નામના દાંતવાળા હાથી અને વગર દાંતના સુધકર હાથીની લડાઇ જોસભેર ચાલી રહી હતી. તે અખાડાની ચોમેર તમામ ઉમરાવો અને શાહજાદાઓ પોતપોતાના ઘોડા પર બેસી હથીઆરબંધ ઉભેલા હતા. આ હાથીઓમાંનો એક મસ્ત હાથી શાહજાદા ઔરંગઝેબ પર એકાએક ધસી આવ્યો.

આથી બહાદુર શાહજાદાએ નીડરપણે પોતાના ભાલાની તીક્ષ્ણ અણી એવા તો જોરથી તેના મસ્તક પર ભોંકી દીધી કે તેના કારી ઘાથી હાથીએ વધારે ખીજવાઇ પકડી લેવા પોતાની સુંઢ ઔરંગઝેબ પર નાખી. આ જોઇ શાહજાદો સુજા તથા રાજા જયસિંહ એને બચાવવા દોડયા. પણ લાચાર! સુજાના ઘોડાનો પગ લપસી ગયો, અને રાજા જયસિંહનો ઘોડો હાથીથી ચમકી નાઠો. સહુ ગભરાઇ ગયા અને શાહજહાં ખુદા પાસે દુઆ માંગવા લાગ્યા; તેટલામાં તો ઔરંગઝેબે પોતાની ચળકતી તલવારનો સુંઢ પર એવો પ્રહાર કર્યો કે તેના એકજ ઘાએ બે કકડા કરી નાંખ્યા. આથી હાથી ચીસ પાડી જમીન પર ઢળી પડી મરી ગયો.

બાદશાહે તેજ વખતે ઔરંગઝેબને બહાદુરનો ઇલ્કાબ આપી છાતી સાથે ચાંપી પેશાનીનું ચુંબન કર્યું.

ઔરંગઝેબને ગુજરાતની સુબેદારી તા. ૧૬–૨–૧૬૪૪ના રોજ આપવામાં આવી હતી તે વખતે તેની જાગીરમાં વધારો કરી ગુજરાત તરફ તેને રવાના કરવામાં આવ્યો હતો. ગુજરાતમાં આવી તેણે પોતાને સોંપાએલી ફરજ એવી બાહોશી, અનુશાસ અને ઇનસાફથી બજાવી કે તેણે રૈયત તથા લશ્કરનું દીલ સંપૂર્ણ મેળવી લીધું. એક વખતે શાહજહાંએ દરબાર ભરી શાહજાદાએ દારા, સુજા, મુરાદ, અને ઔરંગઝેબ એ ચારમાં સહુથી વધારે ચાલાક કોણ એ નક્કી કરવાનું

કર્યું અને તેથી પરીક્ષા કરવા આઝમ સાદુલ્લાખાંને રવાના કરવામાં આવ્યા.

આ વખતે ઔરંગઝેબ (આલમગીર) ગુજરાતનો સુબો હતો. સુજા બંગાળાનો, મુરાદ દક્ષિણનો, અને દારા કાશ્મીરનો સુબો હતો. પ્રથમ સાદુલ્લાખાં દારા તરફ ગયા. લાહોરથી કેટલેક દૂર મુકામ કરી દારાને કહેવરાવ્યું કે હું આપનું દફતર તપાસવા આવેલો છું. દારાએ તુર્ત કહેવરાવ્યું કે ભલે ખુશીથી આવી તપાસો.



ઔરંગઝેબ
(શાહજાદા તરીકે જુવાન વયમાં)

સાદુલ્લાખાંએ તે પરથી ખયાલ બાંધ્યો કે દારાને શાહજાદાપદનું અભિમાન છે નહી તો કાયદેસર હું તેનો ઉપરી છું એટલે તેણે મને માન આપવા તેડવા આવવું હતું. સાદુલ્લાખાં જ્યારે દારાની કચેરીમાં દાખલ થયો ત્યારે ન્યાયાસન પરથી દારા ન ઉઠતા ફક્ત બેઠે બેઠેજ હાથ મેળવી સમાચાર પુછ્યા. ત્યાર બાદ સાદુલ્લાખાંએ શાહી હુકમ પ્રમાણે શાહજાદાને કેટલીએક હકીકત પુછતાં એ બન્ને વચ્ચે નીચે પ્રમાણે સવાલ જવાબ થયા.—

"આપની પાસે કુલ સામગ્રી કાંઈ શું છે?"
"આ હકીકત સેનાપતિને પુછવાની છે"
"ખજાનામાં સીલક કેટલી છે?"
"એ કામ ખજાનચીનું છે!"
"પ્રજા માટે ખોરાકીનો બંદોબસ્ત શું છે?"
"એ કામ કોઠારના દારોગાનું છે!"

આઝમ સાદુલ્લાખાં બીજે દિવસે બંગાળ જવા માટે રવાના થયા, અને સુજા પાસેથી પણ એજ પ્રમાણે જવાબ એમને મળ્યો. અને મુરાદ પણ કંઈ વધારે પાણી બતાવી શક્યો નહીં.

આ ત્રણે શાહજાદાનું વર્તન જોઈ ચોથા શાહજાદા ઔરંગઝેબ તરફ સાદુલ્લાખાંએ પ્રયાણ કર્યું. આ હકીકતની શાહજાદા ઔરંગઝેબને ખબર મળી કે તુર્ત તેણે પોતાના સેનાપતિ તથા સરદારો અને ઉમરાવોને સજ્જ કરી ફોજ સાથે કેટલાક માઈલ સુધી સ્વારી લઈ સાદુલ્લાખાંને તે જાતે લેવા ગયો.

સાદુલ્લાખાંને નજીક આવતો જોઈ ઔરંગઝેબ હાથી પરથી ઉતરી સામો ભેટવા ગયો, તે પણ ઘોડાપરથી ઉતરી સામો ભેટવા આવ્યો, અને ભારી દુઆ આપી.

શાહજાદાએ સાદુલ્લાખાંને પુર દમામથી સ્વારી સાથે શહેરમાં ફેરવી પોતાના મહેલમાં ઉતારો આપી, બાદશાહની તથા રાજ્યની ખબર પુછી, ને બેઠીને વિદાય થયા.

બીજે દિવસે દરબાર ભરી સાદુલ્લાખાંને પોતાના આસન પર બેસવાનું કહ્યું.

વઝીરે કહ્યું કે "આપ તો શાહજાદા છો હું તો આપનો નોકર છું."

શાહજાદાએ જવાબ આપ્યો કે "તે બરાબર છે પણ આ વખતે આપનો હોદ્દો મોટો છે જેથી તેને મારે માન આપવુંજ જોઈએ અને તેમાં મેં મારી ફરજ અદા કરી છે."

સાદુલ્લાખાં આ જવાબથી ઘણો ખુશ

થયો અને કહ્યું કે હું કેટલાક સવાલો પુછી જલદી દીલ્હી જવા ઇચ્છું છું. કારણ મને નામદાર શહેનશાહ તરફથી તાકીદ છે. ઔરંગઝેબે કહ્યું "જે સવાલ પુછવા હોય તે સુખેથી પુછો."

"આપનું સૈન્ય હાલમાં કેટલું છે અને સૈન્ય ઉપર શું ખર્ચ કરવું પડે છે તેની તારીજ આપો."

"બહુ સારું" એમ કહી ઔરંગઝેબ ગજવામાંથી એક મોટી ટીપ કાઢી સાદુલ્લાખાં સન્મુખ રજુ કરી. તેણે જણાવ્યું કે આટલા ઘોડેસ્વાર આટલું પાયદલ અને આટલું લસ્કર સરહદ ઉપર છે, તેમ આટલા સીપાઇ રજા ઉપર છે અને આટલા બીમાર છે. લડાઇના પ્રસંગે આટલું નવું લસ્કર તૈયાર કરી શકું એમ છું અને મહીને આટલું ખર્ચ આવે છે.

"આપના ખજાનામાં હાલમાં કેટલું નાણું મોજુદ છે?" ખાંએ પુછ્યું.

ઔરંગઝેબે એક બીજો કાગળ કાઢી આટલું સોનાચાંદી આટલું રૂપાનાણું આટલું જવાહીર વીગેરે તમામ હીસાબ બતાવ્યો.

"આપની રૈયતની ખોરાકી માટે શી વ્યવસ્થા છે?"

"હું કહું છું." એમ કહી ખીદમતગારને હુકમ કર્યો કે "જાઓ અનાજનો થાળ લાવો" તેજ વખતે ત્યાં એક સોનાનો થાળ લાવવામાં આવ્યો. તેમાં અનેક સોનાના પ્યાલાઓ મુકેલા હતા, જેમાં તમામ જાતનું અનાજ ઘી, તેલ, મસાલા વગેરે હતાં અને ભાવની ચીઠીઓ તે ઉપર લખી રાખી હતી. સાદુલ્લાખાં આ જોઇ અજબ થયો. અને શાહજાદાની રૈયત વાસ્તેની કાળજી તેમજ પોતાની ફરજ સંપૂર્ણ રીતે અદા કરેલી જોઇ તે ઘણોજ ખુશી થયો પછી ત્યાં થોડા દિવસ રહી, દીલ્હી આવી તેણે શહેનશાહને તમામ હકીકત કહી.

જ્યારે ઔરંગઝેબ ગાદીપતિ થયો ત્યારે તેનો મોટો શાહજાદો મોહમ્મદ મોઅઝમ ગુજરાતનો સુબો હતો.

તે વખતે તેણે શાહજાદા પર નીચે પ્રમાણે કાગળ લખ્યો હતો:

વહાલા પુત્ર,

તારી ઉમર ખુદા લાંબી કરે અને તને તંદુરસ્ત રાખી હરેક આફતમાંથી ઉગારે.

હું તને સુચના આપું છું કે ગુજરાત દેશ મારી જન્મભૂમિ છે માટે તે દેશની પ્રજા પર પ્રેમભાવ રાખી તેની ખરા જીગરની દુઆ લેજે. કારણકે મરણ પછી જગતકર્તાને જવાબ આપવાનો છે.

આ ઉપરથી સહજ જણાઇ આવશે કે બાદશાહ થયા પછી પણ એ નામવરનો પ્રેમ પોતાની જન્મભૂમિ પર એવો ને એવોજ રહ્યો. એ નામવરે એ દેશનું હિત પોતાને હૈડે અંતકાલ લગણ જાળવેલું.

મરહુમ શહેનશાહને ખુદા જન્નતની ન્યાયતો અતિ ફરમાવે અને તેમની કબર પર પોતાની રહેમત હમેશાં વરસાવે. આમીન. સુમ્ આમીન. *

* ઉપરની હકીકત ફારસી પુસ્તકો ૧ આદાબે આલમગીરી ૨ રૂકઆત આલમગીરી ૩ ફતેહાત આલમગીરી અને ૪ મીરેઆત આલમગીરી ઉપરથી લખી છે.






લેખક:

રા. નરસિંહરાવ ભોળાનાથ

બી. એ., સી. એસ.



ફૉર્બસ સાહેબને ગુજરાતના જૂના ઇતિહાસ કાવ્ય ઇત્યાદિના સંશોધનમાં સહાયતા માટે કોઇ સારો કવિતાનો અભ્યાસી જોઈતો હતો એઓએ ભોળાનાથને તે બાબત પૂછ્યું. ભોળાનાથે કવિ દલપતરામનો મેળાપ ફૉર્બસ સાહેબ જોડે, કવિને વઢવાણથી બોલાવીને, કરાવ્યો. ફૉર્બસના આશ્રયથી કવિ દલપતરામ થયા. એ કવિ, અનેક અન્ય વ્યવસાયો સાથે, અમદાવાદ હાઈ સ્કૂલમાં ગુજરાતી કાવ્યોનું શિક્ષણ માથે લેઈ, કાલક્રમે ઈ. સ. ૧૮૭૪-૭૫માં મ્હારા ને શાળામાં કવિતાના ગુરુ થયા. અનેક શિષ્યોમાંનો હું એક શિષ્ય હતો. આમ કાર્યકારણની અદ્ભુત પરંપરામાં મ્હારા પિતાએ પ્રથમ પુરસ્કાર કરેલા કવિ અને હું ગુરુ શિષ્ય ગૂંથાયા મણકાની પેઠે–આરમ્ભ અને અંતના મણકાની પેઠે—સંબદ્ધ થયા. પિંગળના સરળ નિયમો, છન્દમાં રચના કરવાના યત્નો, ઇત્યાદિ શિક્ષણ મ્હારા એ ગુરુ કનેથી મ્હેં મેળવ્યું તે લાભનો લાભ હું અમૂલ્ય ગણું છું "ભજો ભવતારણ શ્રી ભગવાન, તજો નિજ અંતરનું અભિમાન" એ ચરણો ગાતા જાયછે, 'જો', 'ના', 'શ્રી', 'વા', 'જો', 'અ', 'નું', 'મા' એ અક્ષરો ઉપરના તાલનું નિદર્શન કરવામાં બે હાથના આગળા મોતીની માળા પરોવવાની ક્રિયા દર્શાવતા, હાથેલીને આંગળીએ-એ પરોવવાની ક્રિયાનો અભિનય સહેજથી કવિ કરતા જાયછે, અને એ રીતે 'મોતીદામ' એ છંદના નામની સાર્થકતા સમજાવેછે,—એ કવિ દલપતની મૂર્તિ આંખ્ય આગળ પ્રથમ ઊભી થાયછે

[ લોકો કહેછે—લોક કહેછે—ભોળાનાથને દલપતરામે પિંગળના નિયમો શીખવ્યા હતા. આ વાત મ્હને નવાઈ રૂપે જ જણાઈ પડી છે. ભોળાનાથ અને દલપતરામની મુલાકાત થઈ તે પૂર્વે જ ભોળાનાથ પિંગળશાસ્ત્ર જાણતા હતા એમ હું જાણું છું. અને એ પણ હું જાણું છું કે પિંગળનો અભ્યાસ સ્કૂલમાં કવિ

દલપતરામને હાથે મ્હેં વધાર્યો તે પૂર્વે એ વિષયમાં પ્રવેશ મ્હને મ્હારા પિતાએ જ કરાવ્યો હતો. પછી લોકો વધારે જાણતા હોય તો ભલે,—બાકી મ્હારા પિતા મ્હને ઘણી વાર કહેતા કે—" દલપતરામ મ્હને કહેછે, ત્હમારી પ્રાર્થનામાળાનાં કાવ્યોમાં તાલ બરોબર બેસાડવાની જરૂર છે તે મ્હારી કને બેસો તો કરી આપું." ઇશ્વરપ્રાર્થનામાળાનાં કાવ્યો બહુધા અક્ષરમેળ છન્દોમાં છે, અને તાલ એ તો મુખ્યતઃ માત્રામેળ છંદનું સ્વરૂપસાધક અંગ છે, તે ધ્યાનમાં લેતાં, દલપતરામ કવિના આ વિચારમાં શું રહસ્ય હશે તે સમજાતું નથી.]

ચીની માટીનો ખડિયો મેજ ઉપરનો હાથમાં લઈને કવિ દલપતરામે એકવાર ક્લાસમાં બધાને કહ્યું—'આ ખડિયા વિશે કવિતા ઘેરથી કરી લાવજો.' બધામાંથી કેટલાક કરી લાવ્યા. હું કરી લાવ્યો:—

"ચીન દેશમાં નીપજે, ખડિયો નામ પ્રમાણ;
માટી કેરો થાયછે, આવે હિન્દુસ્તાન."

કવિયે આ રચનાને હસી કાઢી નહિં; હું એ રચનાને અદ્ભુત ગણતો હતો. આજ હસવું આવેછે.

છઠ્ઠા અને સાતમા ધોરણમા પ્રેમાનન્દનું 'નળાખ્યાન', અખાના છપ્પા, વગેરે કવિ દલપતરામ કને હું શીખ્યો તે વખતથી ગુજરાતી કવિયોની રચનાઓ ઉપર મ્હારો પ્રેમ ચ્હોંટ્યો; અને એ પ્રેમનું બીજ વાવવા માટે એ ગુરુનો જેટલો આભાર હું માનું તેટલો ઓછો જ ગણાશે. 'નળાખ્યાન'નું ૧૫મું કડવું ઘણું અઘરૂં ગણાતું તે કવિકને અર્થ સમજ્યા પછી અતિ રમણીય લાગ્યું.

"નોટો લાવ્યાછો? ના લાવ્યા હોય તે છેલ્લા જાય."—એમ દલપતરામ કવિ ક્લાસમાં આમ કહેતા ત્હેનો ધ્વનિ અત્યારે મ્હારા કાનમાં પ્રગટ થાયછે. હમારી નોટ-બુકો કવિની આગળ મેજ ઉપર મૂકિયે છિયે; કવિ, આંખ્યની ખામીને લીધે, નોટબુકો છેક આંખ્યની પાસે ધરીને તપાસેછે; સુધારેછે; અને અંતે "દલ૦ ડાહ્ય૦" એમ પોતાની અલ્પ સહી કરેછે; હમે ખુશ થતા થતા પાછા બેંચ ઉપર પોતપોતાને સ્થાને બેશી જઈયે છિયે; આ સુખજીવનનું સ્મરણ દૂર દૂરથી અનિલ-લહરીએ આણેલા વનકુસુમોના સૌરભની પેઠે અત્યારે મ્હને પ્રફુલ્લ કરે છે.—[આ પ્રસંગવશાત્ એક અપ્રાસંગિક વાત નોંધવાનું મન થાયછે: અમદાવાદની હાઈ સ્કૂલ છોડી મુંબાઈમાં કૉલેજના અભ્યાસ માટે હું રહ્યો, તે સમયમાં ચાર પાંચ વર્ષ પછી, મ્હારી સાથે મ્હારા બન્ધુ કૃષ્ણરાવ, બીજા બે સંબન્ધીઓ, અને મ્હારા મિત્ર વરજરાય સંતોકરાય દેસાઈ, કૉલેજ-નો અભ્યાસ કરવાને રહેતા હતા; તે વખતમાં ધોબીને ધોવા આપવાનાં લુગડાંની યાદીની ચોપડીમાં લુગડાં લખીને વરજભાઈના હાથમાં મૂકીને હમારામાંથી કોઇ કહેતું-સહી કરો (વિનોદાર્થે જ); એટલે વરજભાઈ, એ વિનોદનો આનન્દ ઊંચી કક્ષાએ ચઢાવવાને, પોતાની સહી કરવાને બદલે કોઇવાર મનહર શાસ્ત્રી એમ હમારા સ્કૂલના સમયના શાસ્ત્રી મહારાજનું નામ લખતા (એ શાસ્ત્રી પણ નોટબુકોમાં એમ સહી કરતા), અને કોઇવાર "દલ૦ ડાહ્ય૦" એમ નામ લખતા.]

કવિ દલપતરામની પછી કોઇ પણ ગુજરાતી કાવ્યોનો શિક્ષક અમદાવાદ હાઈ સ્કૂલમાં ના નીમાયો; એ સંસ્થાનો જ જાણ્યામાં લોપ કરવામાં આવ્યો. હું માનુંછું-પૂર્ણ શ્રદ્ધાથી માનું છું-કે એ લોપની સાથે આપણા ગુજરાત-ના વિદ્યાર્થીવર્ગમાંથી ગુજરાતી ભાષા, સાહિત્ય,

કે ઈશ્વિર પોતાનાં બાળકોને વનમાં છૂટાં મૂકીને પોતે સંતાઈ રહ્યોછે; છોકરાં હેની ખોળમાં ફાંફાં મારેછે, 'અહિં હશે,' 'પેલણે હશે' એમ;—વચમાં એક બાળક (=નાસ્તિકવાદી) કહેછેઃ "નથી બાપ કે કાકો કોઇ;" આ શબ્દોની સાથે શ્રોતામંડળમાં હસાહસ થાય છે, ત્હેની વચ્ચે જ કવિ "છૂટાં મેલીને છોકરાં રે૦" એ ધ્રુવપદ લલકાર્યે જ જાયછે. હેમની ભારેખમ મૂર્તિ, વિશાળ મુખ, ગંભીર, મધુર, મ્હોટો અવાજ, સંગીતકલાના ખેલ વિનાની પણ સૂરભરેલી ગાનરીતિ,–એ સર્વથી આકર્ષક બનેલી મૂર્તિ હું જોઉંછું, ગીતનો લલકાર સાંભળુંછું; અને એ સમયમાં ને એ સ્થળમાં જઈને હું પોતાને બેઠેલો દેખું છું.

[આ કાવ્યની કલ્પના ઉપરથી એક મિત્રે મ્હને કહેલી 'મસ્નવી'માંની દૃષ્ટાન્તકથા (parable) યાદ આવેછેઃ પ્રભુ પોતાનાં બાળકોને કહેછેઃ હું ત્હમારે રમવા માટે આ બાગ આપુંછું; હું જઈને ગુફામાં સંતાઉંછું; મ્હને સોધી કાડનાર સોધી કાડશે. બાળકો બધાં બાગના આનન્દમાં સપડાઈ જાયછે; પ્રભુને સોધવાનું ભૂલી જાયછે; અમુક ગણતર જણા જ સોધવાને નીકળેછે, ને ગુફામાં પ્રભુને મેળવેછે.–કવિ દલપતરામે 'મસ્નવી'નું નામ પણ નહિં સાંભળ્યું હોય. હેમના કાવ્યની કલ્પનામાં આ કથાનું સામ્ય અલ્પાંશે છે, તે ઈશ્વિરદત્ત પ્રેરણાના આત્મિક ઐક્યની સાક્ષી આપેછે, એટલું જ.]

"નળાખ્યાન," પ્રેમાનન્દનું, દલપતરામે કરેલા 'કાવ્યદોહન' નામના પ્રાચીન કાવ્યોના સંગ્રહમાં આવેલું વાંચનારને જણાશે કે નલ-રાજા બાહુકરૂપે ઋતુપર્ણ રાજાના મહેલમાં સારથિની નોકરી લઈને રહ્યો તે રોજ રાત્રે એક શ્લોક બોલીને સૂતો એમ વર્ણન પ્રેમાનન્દનું છે; તે શ્લોક કાવ્યદોહનમાં આપ્યોછેઃ

आतपे धृतिमता सह वध्वा यामिनीविरहिणा विहगेन ।
सेहिरे न किरणा हिमरश्मेर्दुःखिते मनसि सर्वमसह्यम् ॥

ત્હેનું ગુજરાતીમાં વસન્તતિલકામાં ભાષાન્તર કાવ્યદોહનમાં આમ છેઃ

> જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે
> તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે,
> રાતે વિયોગથકી ચન્દ્રપ્રકાશ ખૂંચે,
> જો હોય દુઃખ દિલમાં કશુંએ ન રૂચે.

આ ભાષાન્તર પ્રેમાનન્દનું કરેલું હશે કે કેમ એ શંકા મ્હને બહુ વખતથી ખૂંચતી હતી; નિયમશુદ્ધ છન્દ, શૈલી, ઇત્યાદિથી લાગતું કે રચના આધુનિક છે; અને 'દિલમાં' શબ્દમાં કવિ દલપતરામે પોતાના નામનો ગુપ્ત ઇશારો પણ કર્તૃત્વ માટે રાખ્યો હશે એમ મ્હને વ્હેમ હતો. ઈ. સ. ૧૮૮૬ થી. ૧૮૮૯ સુધી હું શોલાપુરમાં હતો તે અરસામાં મ્હેં કવિ દલપતરામને પત્ર લખીને આ શંકા પૂછી. હેમણે તરત ઉત્તરમાં લખ્યું કે એ શ્લોક ગુજરાતીમાં પોતે રચીને મૂકયોછે. આ પત્રમાં ઉમેર્યું હતું કેઃ ત્હમે નવી અંગ્રેજી ઢબની કવિતા રચીછે તે પુસ્તક મ્હને મોકલશો. મ્હેં 'કુસુમમાળા'ની એક પ્રત મોકલી, ત્હેનો સ્વીકાર કરતાં (કે પ્રથમના પત્રમાં તે અત્યારે યાદ નથી; પરંતુ, સ્વીકાર કરતાં જ ઘણું કરીને) હેમણે કુસુમમાળા શબ્દ ઉપર શ્લેષ કરીને એક ગીતિ રચીને મોકલી હતી. અત્યારે એ પત્ર હાથમાં આવતો નથી; નહિં તો એ ગીતિ આ સ્થળે સ્મરણ-રૂપે ઊતારીને હું મૂકત.

કવિ દલપતરામ એ નામ સાથે પ્હોળા બાંધાના, પ્રતાપવાન્, પ્હોળા મ્હોવાળા,

ચોળિયાથી વિશિષ્ટ, વ્યક્તિત્વ સ્થાપનાર પુરુષ, માથે અસલની કરમજી કે લાલ પાઘડી, ઉત્તરાવસ્થામાં ધોળી, પાઘડી જૂની ઢબની પ્હેરેલા, શરીર ઉપર શાલ ને હાથમાં જૂની ઢબની ખગટીએ ઊતારેલી લાકડી પકડેલા, હેવા પુરુષ નયન સમીપ ખડા થાયછે. તે સાથે હેમની ગંભીર મધુર વાણીમાં ગવાતા પદ્યોના ભણકાર કાન ઉપર ગાજેછે.



'ગુજરાતી'ના] નર્મદ કવિ [બ્લૉકઉપરથી

સરસ નરસ રસ સમજે કવિતારસ તો તહાં પ્રગટ કીજે,
પણ પુછશે કે પશુ આગળ તે તો બજાવતાં રીઝે.

આ ગીતિ ગાતી વખતે 'તહાં'ના 'હાં' ઉપર ભાર મૂકી હાથની આંગળીનો 'પ્રવેશ-સૂચક' અભિનય, 'જે', 'જ', એ તાલસ્વીકાર

અર્થતાલબદ્ધ ઉચ્ચાર, નાકનાં નસકોરાંનો આછો ફુલાવો,—એ સર્વ પ્રત્યક્ષવત્ થાયછે.

> રામલક્ષ્મણ વનમાં સીધાવતાં,
> સતી સીતાને આવતાં સાથ,
> કહે રઘુનાથ, પધારો પિયર ભણી

એ ધોળ પણ હેવાજ ગંભીર અવાજે, હેવાજ અભિનયો સાથે ગાતા, અને 'રા', 'માં', 'તા', ઇત્યાદિના વિગત ઉચ્ચાર વિલક્ષણ રીતે કરતા દલપતરામ કદી ભુલાશે નહિ

કવિ દલપતરામ ઉપર 'ભાટાઇ', 'ગરબીભટપણું', હેવા આરોપ હેમના વિરોધીવર્ગ તરફથી મુકાયલા તે કેટલા અઘટિત હતા તે બતાવવાનું આ સ્થાન નથી. નર્મદ કવિ અને દલપતરામ વચ્ચે સ્પર્ધા, અથવા તો હેમના પ્રશંસકો વચ્ચે ઊભી થયેલી સ્પર્ધા, તે સમયનાં સ્મરણોમાં કાંઇક રમૂજના પ્રકાર મૂકી ગયાછે. મુમ્બાઇમાં એક સભામાં દલપતરામે કવિતા પોતાની ગાઇ સંભળાવી અને જેવા ખુરશી ઉપર બેઠા હેવા જ એક વિચિત્ર સ્વભાવના પારસી ગૃહસ્થ તરફથી સત્કાર પામ્યા: "હાનું નામ તે કવિતા કહેવાય—" એમ પ્રશંસાના ભાવથી કવિરાજની પાઘડી ઉપર ધપ્પો માર્યો. એ ધપ્પો મારનાર ગૃહસ્થ તે વખતે મુમ્બાઇની સ્મોલકૉઝ કોર્ટના જજ્જ હતા.

નર્મદ કવિ તરફ દલપતરામના હૃદયમાં દ્વેષભાવ તો હતો જ નહિં; પરંતુ,

ઘ જોયો તનની છબી, એમાં નથી નવાઇ;
નિરખો મુજ મનની છબી, બધા પરીક્ષક ભાઇ

એ પોતાના 'દલપતકાવ્ય' નામના સંગ્રહના મુખપૃષ્ઠ ઉપર મૂકીને, નર્મદે પોતાના ગ્રંથના આરંભમાં પોતાની લમણે આંગળી મૂકીને દંભથી બેઠેલા હેવી છબી મૂકીને નીચે "નર્મદ આખરે જુદાઈ જ, ઉમર વર્ષ ૨૭," એમ શબ્દો છાપેલા તે તરફ કટાક્ષ સબળ રીતે દર્શાવેલો; અને હેના પ્રત્યુત્તર રૂપે નર્મદે પોતાની ઉચ્છૃંખલ ગ્રામ્યતામાં દોહરો રચેલો.

તનમનની છબિ જોઈને ઉપજે સંશય આમ,
આ તે દલપતરામ કે અમદાવાદી હજામ.

તે સરખાવતાં સૌજન્ય, નાગરિકતા, ઇત્યાદિ કો'નાં એ કહેવાની જરૂર રહેતી નથી.

તેમ જ, એ દલપતકાવ્યના આરંભ-ભાગમાં પોતાની કવિતાની વિલક્ષણતા બતાવતાં દલપતરામે કહ્યુંછે:

"નથિ ઉચ્ચરિ આશુકઆશકની,
નથિ વાત જ નીતિવિનાશકની;
કવિતા કરિ સદ્‌ગુણ કારણની,
દિલ દુર્ગુણ દોષ વિદારણની."

તે નર્મદ કવિનાં કાવ્યોમાંના નિન્દ્ય શૃંગારાદિકને વેધ્ય કરનારું શરસંધાન દર્શાવે છે; તેમ જ,

"અરે ઓ વ્યસની ! નથી વ્યસનીનો વારતો આ;
એમાં તો અધીક ગુલબાસ ને ગુલાબ છે;
ચંપા ને ચંબેલીનણા હરો ગજરા ને હાર;
બીજા પણ એમાં એવા બહુ બહુ બાબ છે;

× × × × ×

ગાંજો નથી, ભાંગ્ય નથી, બાજી પીવા બીડી નથી;
પત્રપુષ્પવાળી આ શ્રીમાળીતણી છાબ છે.

× × × × ×
× × × × ×

સાકર ઈલાઈચી સહીત જે સુગંધીદાર
પ્રેમથી પીયો તો પીવા જોગ્ય પયપાન છે;
પીવી હોય મદીરા ને ખોવી હોય અકકલ તો
તેવા જનો જાઓ જ્યાં કલાલની દુકાન છે."

એ સમર્થ પ્રહારોના ઘણુ મારનારાં વચનો

"ચલો ચલો શું વાર લગાડો ચલો પીવા માંરો,
ચાંદની આ તો ખૂબ ખીલી રહી 'મસ્ત બની' લાડો"

એ ઉદ્ધત લાવણીના ઉદ્ગાર કાઢનાર, અથવા
"નર્મદ કવિ નિત્ય ઊઠતો રે જ્યારે નિશામાં પૂર,
કહુ બલિહારી નિશાતણી, ભક્તિ ને ભરપૂર."

એમ નિશાનાં સ્તુતિગાન ગાનાર નર્મદ કવિની તરફ નિશાન માંડી સફળ વિજય મેળવનારા દલપતરામને ઊંચા સિંહાસન ઉપર બેસાડેછે.

આ પ્રસિદ્ધ થયેલાં લખાણોની વાત; એક જીવનવૃત્તાન્ત વાત નોંધું: નર્મદ કવિના એક મિત્ર અમદાવાદમાં આવ્યા તે પ્રસંગે દલપતરામ કવિને મળવાને ગયા; સાથે હેમના એક બે મિત્રો હતા; ડાહ્યાભાઈ દેરાસરી વગેરે. ડાહ્યાભાઈયે અંધ કવિ દલપતને કહ્યું: "કવિ રાજ ! આ રા. ——; કવિ નર્મદા-શંકરના અંગત મિત્ર છે." તે ગૃહસ્થે દલપત-રામને વિનંતી કરી કે કાંઈ આપની કવિતા સંભળાવો. દલપતરામે તરત શરૂ કર્યું:

"દુરાચારી વ્યભિચારી તે વિચારી,
થશે સારી કે નઠારી અતિ તહારી;"

ઇત્યાદિ પંક્તિયો ગાતા જાય અને લાંબા હાથ કરી એ મિત્ર તરફ જ જાણે નિર્દેશ કરતા હોય, હેને જ સંબોધના હોય, તેમ હસ્તનો અભિનય કરવા લાગ્યા. આ બનાવમાં નર્મદ કવિ ઉપર, મિત્રદ્વારા, પ્રહારવર્ષણ હતું કે કેમ તે હું નથી જાણતો; પણ ડાહ્યાભાઈયે આ વૃત્તાન્ત કહીને જે રમૂજ ઊપજાવી તે સ્મરણમાં આવતાં હું પણ રમૂજ જ ગણું તો બસછે.

## નર્મદાશંકર

કવિ નર્મદ વિશે આડકતરા ઉલ્લેખ ઉપરના વૃત્તાન્તમાં આવ્યા. મ્હારે એ કવિ જોડે સાક્ષાત્ પ્રસંગ જીવનમાં માત્ર એક જ વાર પડેલો; તેટલો નોંધુંછું: મ્હારા પિતાની સાથે મુંબાઈમાં નર્મદ કવિને ઘેર મળવા હમે કેટલાક ગયા હતા, આ નર્મદનો ઉત્તરકાળનો, "ધર્મવિચાર"ની રચના પછીનો શાન્તિની વૃત્તિનો, આશ્રમ હતો. કવિતામાં અને જીવનમાં ઉદ્ધત, ઉચ્છૃંખલ, વાણી અને વર્તન, સુધારાને અનુચિત કલંક લગાડનારા પ્રકારો, એ સર્વ ભૂતકાળમાં, રાત્રિના તિમિરમાં પ્રગટ થયેલી ભૂતાવળ સૂર્યોદય થતાં પલાયન કરી જાય તેમ, વિલીન થઈ ગયાં હતાં. કવિની અસાધારણ બુદ્ધિ, સંસ્કારિતા, ઉચ્ચ દર્શન, ઇત્યાદિ ગુણોની છાપવાળી મુખમુદ્રાએ મ્હને મુગ્ધ કર્યો, હેમના ઉચ્ચ શિખરોના ઉચ્ચ વિચારો દર્શાવનારા વાર્તાલાપે મ્હારા મનમાં એ વીર નર તરફ માનવૃત્તિ ઉત્પન્ન કરી. મનને ખેદ થાયછે કે એ ગુર્જરમાતા અને સરસ્વતીના અનન્યભક્તિથી પૂજા અને સેવા કરનાર વીરનો ફરી પ્રસંગ મ્હારે પડ્યો જ નહિં.



# મહાશંકર

એક યશસ્વી શ્વાનકેસરીની કીર્તિકથા

લેખકઃ
રા. સીતારામ
જેસીંગભાઇ શર્મા

ચિત્રકાર
રા. સુગીલ



એટલામાં મ મજબુત પ્રતિપક્ષીઓને ખુબ યાતના કરી, ઘાયલ કરી દીધા.

મહાશંકર જેવા શ્વાનપુત્રો અમારા ગામમાં ભાગ્યેજ ઓછા છે. એની મજબુત અને સાફી મજેદાર ડોક, વિપુલ છાતી, ભવ્ય અણીદાર કાન, પાણીદાર આંખો, સુદૃઢ બાંધો, સિંહ સમાન કટિપ્રદેશ, માંસલ પગ, સ્વચ્છ દંતાવલિ, ગૌબિન દૃઢ જડબું અને સહેજ ગુચ્છાદાર નમણું પુચ્છ એ બધું એકજ કુતરાઓના નગરમાં વખણાયલું હોય છે. એના શરીરનું વાન પીઠના ભાગ ઉપરથી મહેજ કેસરી હતું અને છાતીના ભાગમાં મહાદેવના જટાજુથમાં વિરાજિત નિશાનાથની ચંદ્રિકા સમો સફેદ રંગ હતો. સિવાય એના ભાલપ્રદેશમાં, બ્રહ્મણના ભાલદેશે શોભિત શંકરમતના તિલક જેવું ધોળા રંગનું ટપકું હતું કે જે મહાશંકરના ભાલમાં તિલક સમ શોભતું, અને ગતજન્મમાંયે એ કોઇ પ્રભુભક્ત હોવાની અસલ સાખ પુરતું હતું.

એ મારો તો માનીતો શ્વાનકુમાર છે. જ્યારે જ્યારે હું બહાર જાઉં છું, ત્યારે ત્યારે તે અનમપાળના સરદાર વિનાના સેનાનીઓની ઢબે, દયામણું મુખડું કરી, છેક નાભિપ્રદેશની બાજુમાંથી એક ગરમાગરમ નિઃશ્વાસ બહાર કાઢે છે. પરન્તુ મને ઘેર પાછો આવેલો જોતાંજ અત્યાની ખુબ બહાર લીધા પછી, નૃત્ય કરતા 'ભારત ભાગ્ય વિધાતા સમાજ'-ના સભ્યોની ઢબે આનંદથી નાચકુદ કરતા, ગોળ ફરતા બધુ પુચ્છને અતિ ત્વરિત ગતિએ કોઇક મોટા મંત્રનો એકાદ દંડો હલાવતો હોય તેમ હલાવતો, આનંદ બતાવવા જાણે 'હું તમને જોઇને બહુજ ખુશી થયો છું. એમ કહેતો હોય તેમ કોઇક નવીન પ્રકારના ખુશાલીના અવાજ કરે છે.

મહાશંકર મારો સાથી હોવા ઉપરાંત અમારો પહેરેગીર પણ છે. એક જમાનામાં જ્યારે અમારા ગામ ઉપર તસ્કરોનો પ્રેમ અનિવાર્ય હદે વધી પડ્યો હતો, ને વખતે રાતોની રાતો સુધી ઉજાગરા કરી મહાશંકરે અમારી એટલી બધી સેવા બજાવી હતી કે,

જો બંગલો ભાડાનો ન હોત તો બગીચાની વચ્ચેજ એની સંગેમરમરની પ્રતિમા ઉભી કરવાનું અમે નજ ચુકયા હોત. જો કે એ થઇ શકયું નથી છતાં તેના અમારા ઉપરના અનન્ય ઉપકારોના બોજાથી દબાએલાં અમારાં હૃદયનો કાંટો સદાય એની તરફજ ઢળતો રહે છે અને ભવિષ્યમાં પણ રહેશેજ, એવી ખાત્રી આપવાની આ સ્થળે ખાસ જરુર રહેતી નથીજ.

એના નામાભિધાનની મહાકથા ઓછી રસિક નથી. મારા એ માનીતા શ્વાનકુમારનું નામ શ્રીયુત મહાશંકર શ્વાનશંકર ત્રિવેદી છે. એક કુતરાનું આવું નામ જોઇને, તથા 'શ્રીયુત' માનવાચક શબ્દથી તેને સંબોધાતો જોઇને કોઇને કદાચ આશ્ચર્ય થવાનો સંભવ છે. પરંતુ વસ્તુતઃ એમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી. ખરી વાત તો એ છે કે, એના કુટુંબની -પિતૃ કે માતૃપક્ષની- મને કશીય ખબર મળી નથી. અતિ શોધખોળ કરવા છતાં, ભારતના મધ્યકાલીન ઇતિહાસની પેઠે એનો કૌટુંબિક ઇતિહાસ પણ અમાસની રાત્રિ જેવા કોઇક ગાઢ અંધાકરની એકાદ ઉંડી ગુફામાં દટાઇજ રહ્યો છે. એકદા કોઇક મંગલ દિનની અનેરી ઘડિકાએ એક નાવારસ શ્વાનબાલ તરીકે તે અમારા બંગલાને આંગણે આવી ચઢયો હતો. તેને જોઇ હીંદુજનસુલભ સ્વાભાવિક જીવદયાનો ઉલરો અમારા હૃદયમાં ઉભરાઇ આવ્યો અને ત્યારથી અમે એના જીવનનિર્વાહનો ભાર સ્વેચ્છાએજ ઉંચકી લીધો. કેટલાક સમયના પરિચયે એના શુદ્ધ હીંદુ જેવા આચારવિચાર અમે કળી શકયા તે ઉપરથી, તથા ભાલપ્રદેશમાંના તિલક ઉપરથી, અમે સહુએ એક શુભ મુહૂર્તે એને મહાશંકરનું નામ ધારણ કરાવ્યું. આગળ જણાવ્યુંજ છે કે, એના વડીલોના ઇતિહાસની અમને કશી પણ ખબર મળી નહોતી; તેમ છતાં એનું ગંજાવર કદ, મજબુત બાંધો, બાલ્યકાળથીજ વીરોચિત સાહસ અને અજબ હીંમત જોઇ, અમે વાજબી રીતે એમ માની લીધું કે, એ કોઇ વિશુદ્ધ શ્વાનવંશમાંથી ઉતરી આવ્યો હશે, અને એનો પિતા કોઇ બહાદુર શ્વાનયોદ્ધો હશેઃ એટલે જેમ અનેક યતીમ તેમજ અકુદરતી બાળકોના સંબંધમાં બને છે તેમ અમે એના પિતાનું નામ શ્વાનશંકર ઠરાવ્યું. આ બધા કરતાં વધુ શ્રમ તો અમને એની અટક ઠરાવતાં પડયો હતો. આને માટે કેટલાક મિત્રોની એક ખાસ 'ગોળ મેજની પરિષદ્' બોલાવવામાં આવી હતી. તેમાં પુષ્કળ વિચાર કરી, કેટલાક કલાક સુધી જોસભરી ચર્ચા ચલાવી, આજુબાજુના તમામ સંજોગો ઉપર ધ્યાન આપીને, બહુમતથીજ કામ લેવામાં આવ્યું હતું: અલબત મહાશંકર કે ત્રણે વેદમાં પારંગત થયો નથી, પરંતુ પરિષદમાં એક સભાસદે સબળ અને અકાટય દાખલાદલીલોથી સિદ્ધ કર્યું હતું કે, પાંડવોની સાથે હિમગિરિમાં ગએલા શ્વાનનોજ મહાશંકર સીધો વંશજ છે. વળી હાલના ઘણા ત્રિવેદીઓની માફક ખાવું, પીવું ને ઉંઘવું એ ત્રણ કામમાં તે પુરેપુરો પાવરધો છે. પરિચિત, અપરિચિત છતાં ગૃહસ્થવર્ગના, અને એજ કોટિના તસ્કર કાર્યાલયના સભ્યોનાં પગલાંની ગતિ ઓળખવામાં તે ગણિતશાસ્ત્રી જેવો એકકો, પ્રત્યેકના પ્રસ્વેદના વાસ ઉપરથી ભેદાભેદ પારખવામાં વિજ્ઞાનશાસ્ત્રી જેવો કુશળ અને દરેકની સાથે છાજતી રીતે કામ લેવામાં અને સહુનો યોગ્ય સત્કાર કરવામાં નિપુણ રાજ્ય કાર્યપટુ જેવો તે વ્યવહારકુશળ છે. શીવાય ચોકીદારનું કામ લેવામાં તે ભૂત, વર્તમાન

જો બંગલો ભાડાનો ન હોત તો બગીચાની વચ્ચોવચ એની સંગેમરમરની પ્રતિમા ઉભી કરવાનું અમે નજ ચુકયા હોત. જો કે એ થઇ શક્યું નથી ત્યાં તેના અમારા ઉપરના અનન્ય ઉપકારોના બોજાથી દબાએલાં અમારાં હૃદયનો કાંટો સદાય એની તરફજ ઢળેલો રહે છે અને ભવિષ્યમાં પણ રહેશેજ, એવી ખાત્રી આપવાની આ સ્થળે ખાસ જરૂર રહેતી નથીજ.

એના નામાભિધાનની મહાકથા ઓછી રસિક નથી. મારા એ માનીતા શ્વાનકુમારનું નામ શ્રીયુત મહાશંકર શ્વાનશંકર ત્રિવેદી છે. એક કુતરાનું આવું નામ જોઇને, તથા 'શ્રીયુત' માનવાચક શબ્દથી તેને સંબોધાતો જોઇને કોઇને કદાચ આશ્ચર્ય થવાનો સંભવ છે. પરંતુ વસ્તુતઃ એમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી. ખરી વાત તો એ છે કે, એના કુટુંબની –પિતૃ કે માતૃપક્ષની– મને કશીય ખબર મળી નથી. અતિ શોધખોળ કરવા છતાં, ભારતના મધ્યકાલીન ઇતિહાસની પેઠે એનો કૌટુંબિક ઇતિહાસ પણ અમાસની રાત્રિ જેવા કોઇક ગાઢ અંધાકારની એકાદ ઉંડી ગુફામાં દટાઇજ રહ્યો છે. એકદા કોઇક મંગલ દિનની અનેરી ઘડિકાએ એક નાદાર શ્વાનબાલ તરીકે તે અમારા બંગલાને આંગણે આવી ચડ્યો હતો. તેને જોઇ હીંદુજનસુલભ સ્વાભાવિક જીવદયાનો ઉભરો અમારા હૃદયમાં ઉભરાઇ આવ્યો અને ત્યારથી અમે એના જીવનનિર્વાહનો ભાર સ્વેચ્છાએજ ઉપાડી લીધો. કેટલાક સમયના પરિચયે એના શુદ્ધ હીંદુ જેવા આચારવિચાર અમે કળી શક્યા તે ઉપરથી, તથા ભાલપ્રદેશમાંના તિલક ઉપરથી, અમે સહુએ એક શુભ મુહૂર્તે એને મહાશંકરનું નામ ધારણ કરાવ્યું. આગળ જણાવ્યુંજ છે કે, એના વડીલોના ઇતિહાસની અમને કશી પણ ખબર મળી નહોતી; તેમ છતાં એનું ગંજાવર કદ, મજબુત બાંધો, બાલ્યકાળથીજ વીરોચિત સાહસ અને અજબ હીંમત જોઇ, અમે વાજબી રીતે એમ માની લીધું કે, એ કોઇ વિશુદ્ધ શ્વાનવંશમાંથી ઉતરી આવ્યો હશે, અને એનો પિતા કોઇ બહાદુર શ્વાનયોદ્ધો હશે: એટલે જેમ અનેક યતીમ તેમજ અકુદરતી બાળકોના સંબંધમાં બને છે તેમ અમે એના પિતાનું નામ શ્વાનશંકર ઠરાવ્યું. આ બધા કરતાં વધુ શ્રમ તો અમને એની અટક ઠરાવતાં પડ્યો હતો. આને માટે કેટલાક મિત્રોની એક ખાસ 'ગોળ મેજની પરિષદ્' બોલાવવામાં આવી હતી. તેમાં પુખ્ત વિચાર કરી, કેટલાક કલાક સુધી જોસભરી ચર્ચા ચલાવી, આજુબાજુના તમામ સંજોગો ઉપર ધ્યાન આપીને, બહુમતથીજ કામ લેવામાં આવ્યું હતું. અલબત મહાશંકર કે એકે વેદમાં પારંગત થયો નથી, પરંતુ પરિષદમાં એક સભાસદે સબળ અને અકાટ્ય દાખલાદલીલોથી સિદ્ધ કર્યું હતું કે, પાંડવોની સાથે હિમગિરિમાં ગએલા શ્વાનનોજ મહાશંકર સીધો વંશજ છે. વળી હાલના ઘણા ત્રિવેદીઓની માફક ખાવું, પીવું ને ઉંઘવું એ ત્રણ કામમાં તે પુરેપુરો પાવરધો છે. પરિચિત, અપરિચિત જનો ગૃહસ્થવર્ગના, અને એજ કોટિના તસ્કર કાપાંલપના મનુષ્યોનાં પગલાંની ગતિ ઓળખવામાં તે [illegible] જેવો એક્કો. મનુષ્યના શરીરના વાસ ઉપરથી ભેદાભેદ પારખવામાં વિજ્ઞાનશાસ્ત્રી જેવો કુશળ અને દરેકની સાથે જાતની રીતે કામ લેવામાં અને સહુનો યોગ્ય સત્કાર કરવામાં નિપુણ શલ્ય શાર્વપદુ જેવો તે બારદારકુશળ છે. ગીતાપ ચોકીદારનું કામ લેવામાં તે બુન, વર્તમાન

અને ભવિષ્યકાળનું જ્ઞાન ધરાવતો હોવાનાં અનેક પ્રત્યક્ષ તથા પરોક્ષ ઉદાહરણ આપી શકાય છે. નિયમિત સ્નાન કરવામાં, નિરામિષ આહાર લેવામાં અને શૌચાદિમાં શુદ્ધિના યથાવત્ નિયમોનું પાલન કરવામાં તે બ્રાહ્મણકુમાર જેટલો ખંતીલો છે. એના આ તમામ પ્રકારના સદ્ગુણોથી મોહિત થઈને અમે તેને 'ત્રિવેદી'ની અટક અર્પણ કરી છે. અને શબ્દજ્ઞોના ઉદ્ધારના આ જમાનામાં શ્રીયુત એ શબ્દનો જે રીતે ઉપયોગ થઇ રહ્યો છે, તે જોયા પછી અમે મહાશંકરના નામની આગળ એ બહુમાન-વાચક વિશેષણ વાપરવાનો ઠરાવ તો ઓછી ચર્ચાને અંતેજ કરી શક્યા હતા. એટલે તત્સંબંધે વિશેષ ખુલાસાની જરૂર અમે ઉપસ્થિત થતી નથી

મહાશંકરની આટલી અંગત ઓળખાણ કરાવ્યા પછી એના કૌટુંબિક જીવનનો પરિચય ન કરાવવો અને તેના ઘાત તેજને વર્ણવવું નહીં તે એની મહત્તા ઘટાડવા જેવું છે

મહાશંકરનાં લગ્ન થયાં છે. અરે નહીં! એણે સ્નેહલગ્ન કર્યાં છે બીજી બધી રીતે તે ધર્મચુસ્ત હોવા છતાં પણ લગ્નના વિષયમાં તે હડહડતો સુધારક—વર્ણાંતર લગ્નનો હીમાયતી છે. અને માનવ સુધારકોમાના ઘણાઓની માફક માત્ર બોલીનેજ નહીં બેસી રહેતાં શુભ કામની શરૂઆત તેણે પોતાની જાતથીજ કરી બતાવી છે અમારા પારસી પાડોશીની દેશી બાપ અને આયરીશ માને પેટે જન્મેલી એક 'હાફકાસ્ટ' શ્વાનબાળા સાથે તે સ્નેહલગ્નની ચતુર્થ્યવિધિથી જોડાયો છે. એની પત્નીનું નામ છે જીપ્સી.

જીપ્સી એના જાતીય ગુણની માફક કાળા અને સફેદ ધાબાંવાળા રંગના મિશ્રણવાળી સર્વાંગે મનોહર અને મજબુત બાંધાની, મહાશંકર જેવા શ્વાનકેસરીની પત્ની થવાને સર્વ રીતે યોગ્ય છે. શહેરોમાં વસતી યુવતીઓના જેવો તેનો બાંધો નાજુક નથી એટલુંજ નહીં પરંતુ મહાશંકરને તેની પાછળ વૈદ્ય-ડોક્ટરોના ઘર પણ ભરવાં પડતાં નથી મહાશંકર ઉપર એને શુદ્ધ હૃદયનો અથાગ પ્રેમ છે પતિ પણ પત્નીને ઓછો ચહાતો નથી મહાશંકર અને જીપ્સીને, અમારા બંગલાના આંગણામાં કે ધોરી રસ્તા ઉપર સવારની મદમંદ ઠંડી અને સાંજની શાંતિદાયક હવામાં રમતા, કુદતા અને પરસ્પર ચુંબન કરતા તમે જુઓ તોજ એમના ઉચ્ચ કોટિના દાંપત્યજીવનનો તમને આછોઆછો ખ્યાલ આવી શકે!

સ્નેહલગ્નના હીમાયતી અને પ્રશંસક પુરુષોને પણ તમે પોતાની સ્નેહાળ પત્ની ઉપર ગુસ્સે થતા જોઇ શકો, પરંતુ મહાશંકરને જીપ્સી સાથે ક્રોધે ભરાયલો કદીજ જોઇ શકશો નહીં

પ્રાચી દિશાના દ્વારમાં ઉષાકુમારીએ ડોકિયું પણ ન કર્યું હોય, અમારા બંગલાથી થોડેક દૂરના ગોકુળમાંથી દુધ-પાણીનું રસાયણ કરી મનુજકુમારોને તેની લહાણી કરવા ગોકુળવાસીઓ તૈયાર પણ ન થયા હોય તે વખતે ઉઠીને, હું જ્યારે અમારા બંગલાની બાજુની લાંબી સડક ખુશનુમા હવામાં ફરવા નીકળું છું ત્યારે મહાશંકર હમેશાં મારો સાથી બને છે માર્ગમાં અમે નવા નવા 'ટેરીટોરીઅલ ફોર્સ'ના સભ્યોની અદાથીજ કુચ કરતા. ત્યારે મહાશંકર મારી ડાબી તરફ અને જીપ્સી જમણી બાજુએ ચાલતા અમારી આ ક્રિયામાં મહાશંકરના વિશુદ્ધ હૃદયની ખાત્રી કરવાનો ઉચિત પ્રસંગ અમને સાંપડ્યો, અને એ પ્રસંગરૂપ કસોટી ઉપર ચડ્યા પછી તેનું ચારિત્ર સોએ સો

સુવર્ણ સમાન નિષ્કલંક હોવાની છપ્પીની જ મારી ખાત્રી થઈ.

વાત એવી છે કે અમે ફરવા જઈએ એ ત્યારે અમારા માર્ગમાં વચ્ચે એકાદબે રાં આવે છે. એ નાનકડાં પરાંની કિશોરવયની ટલીક ગ્રામ્ય છતાં નયનહારક સૌંદર્યવંતી શ્વાનબાલાઓ મહાશંકરના રૂપથી અંજાય છે, એની છટાદાર ચાલ ઉપર લોભાય છે અને અમે જ્યારે જ્યારે ત્યાંથી નીકળીએ છીએ, ત્યારે ત્યારે દીપક ઉપર ધસી આવતાં પતંગીઆંની માફક–એમના જેવાજ સ્નેહથી ઓછીઓળી થઈને–તેઓ મહાશંકરની પાસે આવે છે અને લટુડાં કરતી તેની આસપાસ ફરી વળે છે. જ્યાં એકપત્નીવ્રતનો ટેકીલો મહાશંકર તેમની સામે પણ નહીં જોતાં, છપ્પીને પોતાના શુદ્ધ હૃદયની ખાત્રી આપે છે. આવા પ્રસંગમાં બુદ્ધિમાન્ મનુષ્યો શું કરે તેની અમને ખબર નથી, પરંતુ મહાશંકર તો જોરથી પોતાનાં પોપચાં બંધ કરી દે છે. હિમાચલ શો અડગ અને અડોલ તે સ્થિર બની જાય છે અને છપ્પી વીરાંગનાને છાજતા ગુમાનથી નારીજાતિને ઉચિત ઇર્ષ્યા અને ક્રોધથી, આશાભરી આવેલી શ્વાનકુમારિકાઓને ઘુરકીઆં કરી નસાડી મૂકે છે.

મહાશંકરની હીંમત અને વીરતાનો અનુભવ અમને ઘણે પ્રસંગે થઈ ચૂક્યો હતો, પરંતુ તેની નસોમાં ખરેખરું લાલ તેજ દોડી સહેજ આગળ ચાલ્યા હોઇશું, ત્યાં બે મજબુત કુતરા સામેથી આવ્યા. મને બરાબર ખબર પડી શકી નથી, પરંતુ હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે મહાશંકરની પ્રણયપ્રાપ્તિમાં નિરાશ અને માનભંગ થએલી શ્વાનબાલાઓએ કાવતરું રચી છપ્પીના અપમાન માટેજ એમને મોકલ્યા હશે. રૂપાળી છપ્પીને જોઇ આગંતુક કુતરાઓ આકર્ષાયા અને પુષ્પધન્વાના બાણના ભોગ બની, છપ્પી સામે છકેલી નજરે જોવા લાગ્યા. ચાલાક શ્વાનમહિલા છપ્પી, એમની પાપવાસના પામી ગઇ અને એકાએક ગભરાઇ ગઇ હોય તેમ, માનસિક રીતે પણ શીયળનો ભંગ થતો બચાવવા મહાશંકરની સોડમાં લપાવા લાગી. એ જોઇ પોતાની પ્રિય પત્ની ભણી કુદૃષ્ટિ કરનારા નફ્ફટ શ્વાનયુગલ ઉપર તેને મહા ક્રોધ ચઢ્યો. પત્નીનું આ રીતે અપમાન થતું જોઇ તેનું ક્ષાત્ર રક્ત ઉછળી આવ્યું. શું એ વખતનો એના ચહેરાનો ભયંકર અને ઉગ્ર દેખાવ? એ વિકરાલતા હું કદી પણ વીસરી શકીશ નહીં.–વીસારી વીસરાશે નહીં. મેઘગંભીરનાદે ઘુરકતો, નેત્રયુગલમાંથી પ્રલયકાલનો અગ્નિ વર્ષાવતો, રૌદ્રસ્વરૂપ ધારણ કરી બહાદુર મહાશંકર સહેજ પાછો હઠી, વિદ્યુદ્વેગે અરિદલ ઉપર તુટી પડ્યો. ઘડીના જુજ ભાગમાં તો ત્યાં મહાભારત જાદવી મંડાણી. મહાશંકર વીરયોદ્ધા સમો ઘુમવા લાગ્યો. સહીમના હાથી ઉપર સેનાઃ ઠેકડી પ્રતાપ તુટી પાડ્યો હતો તે રીતે એકસામટ બળ અને ક્રોધપૂર્વક તે

ઘણીએક ભયંકર ઘાની આગળ, એને ઘણીએ ફત્તેહ નજીવી હતી. મહાશંકરના વારંવારના દાંત અને નખના પ્રહારથી એના પ્રતિપક્ષીઓનાં દેહાકારો છિન્નવિછિન્ન થઇ ગયાં અને તેમાંથી અષાઢી મેઘ જેવી રક્તધારાઓ વહેવા લાગી. બન્ને કામી શ્વાનો ભોય ભેગા થઇ તેની દયા યાચતા હોય તેમ ભીરુ બની રોકકરાણ કરી રહ્યા મહાસંગ્રામમાં મહાશંકરનો વિજય થયો પટકી દીધેલા દુશ્મનોની છાતી ઉપર પાદયુગલ ટેકવી, વિજેતાની મગરૂરીથી મહાશંકરે મારી તથા જીપ્સીની તરફ દૃષ્ટિ ફેંકી તે વખતે હર્ષથી ઝુલાતા મારા હૃદયના ઉંડાણમાંથી કવિત્વનું સ્વાભાવિક સ્ફુરણ થઇ આવ્યું અને મારાથી મોટા અવાજે બેલાઇ જવાયું કે:

જય થયો! જય થયો! આજ મુજ શ્વાનનો,
હૃદયમાં હર્ષના ઓઘ ઉછળ્યા!

ચોપાટી ઉપર પોતાની પત્ની સાથે ફરતા અનેક હીંદવાસીઓમાં મહાશંકરે જેટલું સ્વમાન અને સામર્થ્ય ધરાવનારા કેટલા હશે? એ વિચાર તે દિવસે મને આવ્યો.

ઝરીઆની કોલસાની ખાણોમાં જેમ કોલસાના થર ઉપર થર હોય છે, તેવીજ મહાશંકરની કીર્તિકથાના અનેક થરો છે એટલે ઘણી વાતો આ કથામાંથી રહી જવા સંભવ છે. છતાં એના અંદાર તરી આવતા સદ્‌ગુણોમાં પરણ્યા છતાં તે બ્રહ્મચારી હોવાનો સદ્‌ગુણ મોટો છે. પોતાની પત્ની—જેને તે કેટલાક પુરુષોની જેમ દાસી કે ગુલામ ગણતો નથી—મારે તેને એટલો બધો પ્રેમ છે કે જીપ્સી પાછળ તે પ્રેમાતુર બની ગયો છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી આમ છતાં તે વિલાસનો ગુલામ બની ગયો નથી. પોતાની પ્રિય પત્ની સાથે તે અનેક વખત સંવનન કરતો જણાય છે, હમેશાં તેની સાથે તે આનંદ અને ગમ્મત કરતો હોય છે, નિર્દોષ ક્રીડાઓથી તે પત્નીને રીઝવતો રહે છે, પરંતુ વીર્યરક્ષાની બાબતમાં તે મનુષ્યો કરતાં ચઢી જાય છે અને "પશુ તો સ્વભાવે બ્રહ્મચર્યનું પાલન કરે છે. તેને સ્વાદ નથી. તેને ઇંદ્રિયોનો વિલાસ નથી. પશુ મર્યાદિત રહે છે: એટલે બ્રહ્મચર્યનું પાલન નહીં કરનારને ઘણી વેળા પશુની ઉપમા આપવામાં આવે છે એમાં પશુનું અપમાન રહેલું છે" એ મહાત્મા ગાંધીજીનાં સુવર્ણવાક્ય સત્ય કરી બતાવે છે સંતાનોત્પત્તિ સિવાય તે કદી બ્રહ્મચર્યનું ખંડન કરતો નથી.

થોડા દિવસ થયાં તે પાંચ તંદુરસ્ત સંતાનોનો પિતા બન્યો છે અત્યાર પૂર્વે તે પ્રેમાળ પતિ તરીકેનું પોતાનું કર્તવ્ય વર્તન સર્વથા સિદ્ધ કરી શક્યો છે તેજ રીતે હવે તે અનુકરણીય કુટુંબપાલક અને મમતાળુ પિતા તરીકેનો ભાગ ભજવી રહ્યો છે. આથી કરીને તે અમારો વફાદાર સાથી ચાલુ હોવા છતાં પોતાના સ્વજનમંડળમાં વધારે રોકાયલો રહે છે ભલે અજાણે પરંતુ અનિવાર્ય રીતે તેનો પ્રેમ પોતાનાં સંતાનો તરફ વધુ ઢળતો જાય છે અને તેથી અત્યારે અમારી તરફ તે ઓછું ધ્યાન આપી શકે છે પરંતુ એકદા અમારે આંગણે યતીમ શ્વાનબાલ તરીકે આવી ચઢેલો, નાનકડો મહાશંકર આજે વયમાં આવી, સૌંદર્ય, બુદ્ધિ અને શારીરિક બળમાં આગળ વધી, ગૃહસ્થાશ્રમી થઇ સારી રીતે કૌટુંબિક જીવન ગાળી રહ્યો છે એથી અમને અપાર આનંદ થાય છે મહાશંકરની યશકથા અમારા ગામમાં ચારે તરફ વિસ્તરી રહી છે એથી અમને અમારું ગૌરવ ઘણું ભાસે છે અને અમારા મહાશંકરની અમે સહુ દિને દિને વધુ અને વધુ ચડતી કલા ઇચ્છીએ છીએ.





# સતીનું આસન

અનુવાદક:
રા. પ્રભુદાસ

ચિત્રકાર:
રા હરિલાલ પ્રેમજી ત્રિવેદી

પચીસ વરસ પહેલાની વાત ! પૂજાનો સમય નજીક આવે છે એટલેજ એ વાત યાદ આવે છે. આજ દિવસ સુધી કરી નથી. હવે કરીશ—

તે વખતે દેરાદૂનની ટ્રેનીંગ સ્કુલમા હુ માસ્તર હતો. સપ્ટેમ્બર મહીનો ચાલતો હતો. બંગાળાનો આશ્વિન માસ. અમારા દેશમા દુર્ગોત્સવનો મહા આનંદ. બેચાર મોટા મોટા શહેરોમાં પૃથ્વીમાં એ ઉત્સવ થતો. દેરાદુનમા તો તેની ગંધ પણ નહોતી.

હું બંગાળી હતો. ધર્મકર્મમાં માનતો હોઉં કે ન માનતો હોઉં તોપણ અને દેશથી બહુ દૂર હતો તોપણ આશ્વિન માસના એ મધુર શરદની હવા મારાં ગાત્રોને સ્પર્શ કરીને દુર્ગોત્સવનો બંધ—પૂજાની પવિત્રતા પહાડ પર્વત-ને ઓળગીને પર્વતની તળેટીની ભૂમિમા મને શા માટે વિહ્વલ કરતી હશે તે હું કેમ કહી શકું ?

દુર્ગોત્સવ નહીં ત્યારે રજા શેની ! પણ હું તો સ્કુલના અધ્યક્ષ પાસે ગયો અને કહ્યું: "મહાશય, આ દેશમાં પૂજા હો કે ન હો, પણ હું તો બંગાળી છુ પૂજાના ચાર દિવસ કૈ નહીં શીખવી શકુ "

અધ્યક્ષ મહાશય થીઓસોફીસ્ટ હતા તેથી તેમણે કહ્યુ કે સ્કુલમા હુ ચાર દિવસની રજા પાડુ છુ.

ચાર દિવસની છુટ્ટી ! માથા ઉપરથી ગણિતના ભૂતને વેગળુ મુક્યુ. મારા એ માળ-ના મકાનની બારીમાથી હિમાલયનું ગહન અરણ્ય મને આગળીના સંકેતથી બોલાવવા લાગ્યુ સાતમને દિવસે પ્રાતકાલે સૂર્યોદયની પૂર્વે, શહેરના બધા માણસોના ઉઠ્યા પહેલાં ટોપી કોટની રજા લઇને, બુટ મોજાને વિશ્રામ આપીને, એક વસ્ત્રે એક ધાબળો ઓઢી લઇને મે દેરાદુનનો ત્યાગ કર્યો—એક અધીં પૈસો પણ સાથે ન લીધો.

ફરતાં ફરતાં બીજા પ્રહરને વખતે જે ઠેકાણે જઇ ચડ્યો તે એક ગાઢ અરણ્ય હતું. ધરો તો ક્યાંથી હોય પણ માણસનું મોઢુ પણ નહીં–કેવળ શાલવન અને કાંટાનાં ઝાડો. મને લાગ્યું કે આજે પૂજાને દિવસે અન્નપૂર્ણાએ મારા ભાગ્યમાં અન

લખ્યું નથી. ઉપવાસનો તો મારે અભ્યાસ હતો; એટલા માટે આહાર વાસ્તે દોડાદોડી કરવાનું મને યોગ્ય ન લાગ્યું. વિશ્રામ કરવાને માટે ઝાડ તળે હાથપગ પ્રસારીને શયન કર્યું અને એક મહારાજાધિરાજના જેવો વૈભવ અનુભવવા માંડ્યો. નિદ્રાદેવીએ તે વખતે આવીને મારી ઉપર ધીરે ધીરે આક્રમણ કર્યું.

જ્યારે હું જાગ્યો ત્યારે જોયું તો સૂર્યનારાયણ પશ્ચિમ દિશામાં પર્વતની પાછળ જઈ પડ્યા હતા, સંધ્યાસમયને બહુ વાર નહોતી. મેં જાણ્યું કે હું બહુ ઉંઘ્યો હતો. પણ એટલું તો કહીશ કે આવા સ્થાનમાં નિદ્રા સૌને આવે. પવનદેવ પંખો નાખે, વૃક્ષની બધી શાખાઓ ઉંઘ આવવાનાં ગીતો ગાય, હિમાલય પોતે છાતી સરસા ચાંપીને સુવારી રાખે. આવાં સુખસાધનોમાં પણ જેને નિદ્રા ન આવે તે નરપિશાચ-અથવા તો ઘોર પાપી. આવું ઘોર પાપ તો મેં કર્યું નથી. એટલાજ માટે સંધ્યા સુધી શાંત નિદ્રા લઇને ઉઠ્યો અને જોયું તો સૂર્યદેવ ઝાડના માથા ઉપર રક્તિમા રાખી ગયા છે. પરંતુ ઝાડ નીચે અંધારું જામી ગયું છે.

એકદમ મનમાં થયું કે ઘરોની શોધમાં જાઉં; વળી મનમાં થયું કે આવો સુંદર સમય આમ દોડાદોડ કરીને શા માટે ગુમાવી નાંખવો? એકાદું ગાયન શા માટે ન ગાઉં? નસીબમાં કૈં ખાવી પડશે તો આ જંગલમાંજ જગદ્બનની તેની વ્યવસ્થા કરી દેશે.

હું આંખો મીંચીને ગાતો હતો. બહારનો કોઈ પણ શબ્દ મારા કાનમાં પ્રવેશ નહોતો કરતો. ગાયન પુરું થતાં મેં જ્યારે આંખો ઉઘાડીને જોયું ત્યારે જોયું કે તેરચૌદ વરસનો એક બાળક અને ત્રીસબત્રીસ વરસની એક યુવતી ઝાડની પાસે ઉભાં છે; તેઓ કેટલા વખતથી ગાયન સાંભળતાં ઉભાં છે તે હું કહી શકું તેમ નથી.

આવે વખતે તેઓને અરણ્યમાં જોઇને મને વિસ્મય થયું. પછી મેં બાળકને પુછ્યું: "આટલામાં ઘરો છે?" બાળકે કહ્યું "થોડે દૂર આવેલા પહાડી ગામમાં અમારુંજ ઘર છે." બાળક ફરી વાર બોલ્યો "આપ અહીંઆં બેસીને શા માટે ગાયન ગાઓ છો? રાત પડવા આવી છે, વનચરો બહાર આવશે. પછી આપ શું કરશો?"

હું બોલ્યો "રસ્તાના શ્રમથી થાકી જઇને આ ઝાડ તળે ઉંઘી ગયો હતો; હમણાંજ જાગ્યો તો સંધ્યા થઉંથઉં થઇ રહી છે. હવે આ જંગલમાંથી બહાર નીકળવા જતાં કદાચ આથી પણ વધારે ગાઢ જંગલમાં આવી પડું. તેના કરતાં અહીંઆંજ જેમતેમ રાત કાઢીને સવારે વસતીની શોધમાં જઇશ."

બાળકે કહ્યું "આપને અહીંઆં શા માટે રહેવું પડે! થોડે દૂર જવાથીજ અમારું ગામ આવે છે; ત્યાં આગળ આપને રહેવાની જગ્યા મળશે, ખાવાનું પણ મળશે."

જગદ્જનનીએ જ્યારે આ જંગલની મધ્યમાં તેના માતૃદ્રોહી પુત્રને એક બાળકને મોઢે નિમંત્રણ મોકલ્યું ત્યારે તે અસ્વીકૃત કર્યું કેમ જાય? મેં બાળકને કહ્યું "ભલે ચાલ તારે ગામ જઇએ."

પછી યુવતીનો હાથ પકડીને બાળક આગળ આગળ ચાલવા લાગ્યો અને હું તેમની પાછળ પાછળ ચાલ્યો. બાળકની સાથે વાત કરતાં મેં યુવતીના મોઢા ઉપર કૈં સ્ફુર્તિનાં ચિન્હો જોયાં નહીં; એક ગંભીર ઉદાસીનતા છવાઇ રહેતી. તેના મોઢા ઉપર જાણે સંસારની છાપજ નહોતી, પરંતુ યુવતી સંબંધી બાળકને કૈં પુછ્યું નહીં. મેં જોયું કે યુવતી બાળકની

સાથે યંત્રની જેમ ચાલતી હતી—પગ ઉપાડવાનો હતો એટલેજ ઉપાડતી. હું જ્યાં હતો ત્યાંથી ગામ બહુ દૂર નહોતું એટલે થતાંથતામાં તો અમે ગામ પહોંચી ગયા. પછી મેં કહ્યું "હવે તમે ઘેર જાઓ હું પણ એકાદો આશ્રય શોધી લઉં"

બાળક બોલ્યો "ના, ના, આપ અમારે ઘેરજ ચાલો અમારા ઘરમા ઘણી જગ્યા છે ઘરમાં ઘણા માણસો નથી. બાપા, મા, હું અને મારા ભાઈની આ ગાંડી સ્ત્રી. અમારે રહેવાની ઘણી જગ્યા છે" આમ કહીને બાળકે મારો હાથ પકડ્યો. આ નિમંત્રણ, આ સ્નેહનો જાદુ હું શું નસીકારી શકું? મે કહ્યું "ચાલ, ત્યારે તારા ઘરનો આજે અતિથિ થાઉં." બાળક બોલ્યો "ચાલો."

તે યુવતી વિષેનો મારો વિચાર તે બાળકના કહેવા પ્રમાણે ખરો પડ્યો. બાળકની વાતમાંથી મેં જાણી લીધુ હતુ કે તેનો ભાઇ નહોતો. એટલે હુ સમજ્યો કે સ્વામીના મૃત્યુશોકથી તે સ્ત્રી ગાંડી થઇ ગઇ હતી. કરુણાથી મારું હૃદય ભરાઇ ગયું.

ગામ કેવું હતું? દશ પંદર ગૃહસ્થ પર્યંત પામે આ સપાટ ભૂમિ જોઇને અને નિર્મળ પાણીનાં ઝરણાં જોઇને અહીંઆં ઘર કરીને રહ્યા હતા. બાળક તેને ઘેર મને લઇ ગયો. જોયું તો નાનીનાની બે ઝુંપડી. દક્ષિણ તરફનું દૃશ્ય બહુ મનોરમ, સુંદર અને આકર્ષક હતું.

ઝુંપડીના ઓટલા ઉપર એક વૃદ્ધ બેઠો હતો. બાળકે પહેલાં ત્યા દોડી જઇ તેના કાનમાં કંઈ કહ્યું. વૃદ્ધ એકદમ દોડી આવીને મને



મે જ્યારે આંખો ઉઘાડીને જોયુ ત્યારે જોયુ કે તેરચૌદ વરસનો એક બાળક અને વીસબાવીસ વરસની એક યુવતી ઝાડની પાસે ઉભા છે

'નમોનારાયણ' કહીને નમસ્કાર કર્યો. હું તો અનાવડી સાધુ હતો. 'નમોનારાયણ' કહીને મેં પણ આશીર્વચન કર્યું. વૃદ્ધે-મારાં પરમ સૌભાગ્ય કે સાધુનું આતિથ્ય કરવાનું મળ્યું-ઇત્યાદિ ઇત્યાદિ ઘણું કહ્યું. સંન્યાસીને પ્રાપ્ય

આ સ્તુતિ મારે પરાણે પરાણે હજમ કરવી પડી.

ત્યાર પછી વૃદ્ધે ઘરમાં દોડી જઈ એક મૃગચર્મ લઇ આવીને ઓટલે પાથર્યું. પરમ સાધુની જેમ મેં મારું આસન ત્યાં જમાવ્યું. વૃદ્ધે ખાવાનું શું કરું એમ પુછ્યું. મેં કહ્યું કે આખો દિવસ મેં કૈં આહાર કર્યો નથી; અત્યારે જે હશે તેનાથી મારી ભુખની નિવૃત્તિ થશે.

મેં કૈં આહાર કર્યો નથી એવું સાંભળીને વૃદ્ધની સ્ત્રી તરતજ રોટલી બનાવવાના કામમાં લાગી. બાળક અંદર મદદ કરવા ગયો. યુવતી એક મોટી શિલા ઉપર બેઠી. તેને કોઈએ કૈં પુછ્યું નહીં અથવા કોઈએ ઘરમાં બોલાવી નહીં.

વૃદ્ધે ઘરમાંથી એક તમાકુની ચલમ લઇ આવીને મને આપી. હું સાધુ થઇને ચલમ પીતો નથી એવું સાંભળીને વૃદ્ધની સાધુની ગણત્રીમાં હું નાપાસ થયો. વૃદ્ધ પોતેજ તે પીવા મંડયો.

ચુપ કરીને કેમ બેસાય? મેં શરૂઆત કરીને પુછ્યું "તમારા પુત્ર પાસેથી સાંભળ્યું છે કે આ તમારી પુત્રવધૂ ગાંડી થઇ ગઇ છે. તેની આ દશા કેટલાક વખતથી થઇ છે!"

વૃદ્ધે કહ્યું "સ્વામીજી, મારું દુઃખ પુછો મા. કેવા કષ્ટથી-કેવા દુઃખથી-દિવસો જાય છે તે તો માત્ર નારાયણજ જાણે છે." આટલું બોલીને વૃદ્ધ ચુપ રહ્યો.

એટલામાં પેલી યુવતી ઘરમાં જઇ એક બળતું લાકડું લઇ આવી અને તે શિલા પાસે અગ્નિ પ્રગટાવ્યો.

આ જોઇને વૃદ્ધ બોલ્યો "આ જુઓ સ્વામીજી, ગાંડીએ અગ્નિ સળગાવ્યો. આખી રાત એ રસ્તાની તરફ જોઇને બેસી રહેશે અને દરરોજ દશે તે દિવસે અગ્નિ પ્રગટાવશે. રાત્રે કોઇ રીતે તે ઘરમાં નહીં આવે—ટાઢ હોય, તડકો હોય કે વરસાદ હોય, બસ—સાંજ બેસી રહેશે. ગાંડપણ નહીં તો બીજું શું?—સવારમાં વહેલાં જંગલે જંગલ ભટકી બળતણ, ઘાસ, પાંદડાં વીણી આવીને અહીં ભેગાં કરશે; ત્યાર પછી માંડમાંડ બોલાવીને બે રોટલી ખાવા બેસારશું ત્યારે તેમાંથી કટકા ખાશે બાકી ફેંકી દેશે. તે પછી વને વને રખડશે. સાંજે કોઇ વાર પોતાની મેળે, કોઇ વાર ગોતવા જઇશું ત્યારે, આવશે. કૈં બોલશે નહીં, કૈં તોફાન નહીં કરે. સ્વામીજી, આ દુઃખ કેટલા દિવસનું છે એ કહેશો?"

વૃદ્ધના આ દુઃખથી હું પણ અસ્થિર થઇ ગયો. મેં પુછ્યું "વહુ કેવી રીતે ગાંડી થઇ?"

વૃદ્ધે નિઃશ્વાસ મુક્યો. પછી કહ્યું "એ કથા લાંબી છે, બહુ કષ્ટની વાત છે, સ્વામીજી. આપ દેવતા છો, આપની પાસે કહું છું. બે છોકરાઓ અને વહુ અને અમે બે જણ માત્ર હતાં. ચાર ભેંસો છે, ત્રણ ગાય અને કેટલીક જમીન છે; નિર્વાહ સારી રીતે થાય છે. એક વખત દસ ગામની પંચાયત મળી. મને તો કૈં ખબર નહતી. પંચાયતમાં મારી અને મારા છોકરાની ઉપર ધાડ આવી. આ ગામમાં જે પ્રધાન ગણાય છે તેણે મને કહ્યું "સાંભળ, રઘુવીર દયાળ! તારા મોટા છોકરા બુલાકીરામે બહુ નિર્લજ્જ કામ કર્યું છે. આ પંચાયતમાં તેનો વિચાર થશે." આ વાત સાંભળીને મારી ઉપર આકાશ પડ્યું. મેં કહ્યું "મારા છોકરાએ કોઇ દિવસ કૈં હલકું કામ કર્યું નથી. બધાય જાણે છે કે તે છોકરો સારો છે." પ્રધાને કહ્યું "અમે પણ તેમજ સમજતા. પણ તેની વિરુદ્ધ એક ભયાનક ફરીઆદ આવી છે." મારા પુત્રે પુછ્યું "કઇ ફરીઆદ?" પ્રધાને

કહ્યું "એ વાત હું કહું તેના કરતાં જેણે ફરીઆદ કરી છે તેજ બોલે એ વધારે ઠીક." એમ કહીને તેણે અમારા ગામના હરિકીશનલાલની છોડીને બોલાવી. છોડી ત્રણ માસ પહેલાં વિધવા થઈ હતી. તે છોડી પંચાયતની સન્મુખ બોલી "ભુલાકીરામે વનમાં બળથી મારા સતીત્વનો નાશ કર્યો છે. ત્યાં કોણ સાક્ષી?" ભુલાકીરામે ગર્જના કરી કહ્યું "જુઠી વાત! આ બે મહિનાથી મને કુપથે લઇ જવા મનિયા પ્રયાસ કરે છે, પણ હુ એ વાતમા સંમત થતો નથી એટલા માટે તે મને બદનામ કરે છે." પછી બહુ તકરાર થઈ છેવટે એવો નિર્ણય અપાયો કે ભુલાકીરામની વાત વિશ્વાસ કરવા જેવી નથી કારણ ઘણાઓએ તેને બહુ દિવસ મનિયાની સાથે જોયો છે વળી સ્ત્રીઓ ઘણી જુઠી વાતો બોલી શકે છે પણ મારૂં સતીત્વ નાશ થયુ છે એવુ ખોટુ તો કોઇ દિવસ બોલી ન શકે. એટલા માટે મનિયાની વાત વિશ્વાસપાત્ર છે. ભુલાકીરામને કઠોર દંડ ભોગવવો પડશે. તે દિવસે દંડ નક્કી ન થયો કારણ રાત બહુ થઇ ગઇ હતી. બીજે દિવસે પંચાયત બેઠી નહીં કારણ ભુલાકીરામ કોઇને કહ્યા શીવાય ક્યાંક ચાલ્યો ગયો હતો આ વાતને બે વરસ થઇ ગયાં છે." આટલું કહીને વૃદ્ધ ચુપ રહ્યો.

થોડી વાર રહીને વળી વૃદ્ધ બોલ્યો "સ્વામીજી, આ કલિમાં અધર્મ છે. જે દિવસે ભુલાકીરામ ચાલ્યો ગયો તેજ દિવસે વહુમાએ કહ્યુ કે મારા સ્વામીનું ચરિત્ર નિષ્કલંક છે. પણ તેની વાતમાં કોઇને વિશ્વાસ આવ્યો નહીં. કેટલાક દિવસ પછી મનિયા પગ લપસવાથી પહાડ ઉપરથી પડી ગઇ. તેને જ્યારે ત્યાંથી ગામમાં લઇ આવવામાં આવી ત્યારે પણ તેને ભાન હતું, પણ બચવાની આશા નહોતી. પછી મરતી વખતે તેણે પોતાનો અપરાધ કબુલ કર્યો-ભુલાકીરામને કુપથે ન લઇ જઇ શકવાથી તેણે તેને મિથ્યા અપવાદ આપ્યો હતો. એ પાપનું ફલ તેણે ભોગવ્યું. મનિયા મરી ગઇ અને બધાની ખાત્રી થઇ કે મારો દીકરો નિરપરાધી હતો. તે મરી ગઇ ત્યારે મારી પુત્રવધૂ આકાશ તરફ જોઇને બોલી, "તે આવશે. કદાચ રાત્રે આવે અને કોઇને ન જોવાથી જતા રહે એટલા માટે આખી રાત હુ આ પથરા ઉપરજ બેસી રહીશ" એમ કહીને કોણ જાણે શાથી પણ તે વિકટ હાસ્ય કરી ઉઠી. ત્યાર પછી આ ગાંડી જંગલે જંગલે અને પહાડે પહાડે ભુલાકીની શોધમાં ફરે, અને રાત્રી રાત આ પથ્થરની ઉપર આમજ ભુલાકીની વાટ જોતી બેસી રહે. સ્વામિજી! આનો કંઈ ઉપાય નથી? ભુલાકી શું ફરી વાર નહીં આવે? તે શું જીવતો નહીં હોય?"

મે કહ્યું "તેમ તો ન હોઇ શકે. તે કદી મરી ગયો હોય તોપણ યમરાજ પણ તેને પકડી રાખી શકે તેમ નથી, ધર્મરાજ તેને તેની સતી સ્ત્રીની પાસે પહોંચાડી દેશે, નહીં તો સતીધર્મ મિથ્યા સમજવો. હું કહું છું કે તમારી પુત્રવધૂની આ સ્વામીસાધના વૃથા નહીં થાય-વૃથા નહીં થઇ શકે ભુલાકીરામ જરૂર પાછો આવશે."

શા માટે હું આવું બોલ્યો, શા માટે મેં આવી ભવિષ્યવાણી કરી તે હું કહી શકતો નથી તોપણ એટલું તો કહીશ કે એ શિલા ઉપર બેઠેલી દેવીની પ્રતિમા જોઇને, તેની આવી એકાગ્ર સ્વામીસાધના જોઇને, કોઇ પણ કહી શકે કે આ તપ અફળ નહીં જાય-કોઇ રીતે જઇ ન શકે.



આ જોઇને વૃદ્ધ બોલ્યો "આ જુઓ સ્વામીજી, ગાંડીએ અગ્નિ સળગાવ્યો. આખી રાત એ રસ્તાની તરફ જોઈને બેસી રહેશે"

મારાથી ઉંચે સાદે બોલી જવાયું; સતીને કાને મારી વાત અથડાઇઃ એક પલ તેણે મારી સામું જોયું; બીજીજ પલે તેણે રસ્તા ઉપર દૃષ્ટિ ફેરવી લીધી. વૃદ્ધ આનંદથી અધીર થઇ ગયો. તે મારી તરફ જોઇ રહ્યો.

ભોજન તૈયાર થઇ ગયું અને હું ઓટલે બેસીનેજ જમ્યો. ત્યાર પછી મોડી રાત સુધી ઘણી વાતો થઇ. વૃદ્ધ અંદર સુતો, પણ મેં તો બહાર ઓટલેજ રાત્રિ કાઢી નાખવાની વ્યવસ્થા કરી. તે રાત્રે હું સુતો નહીં. મૃગચર્મ ઉપર બેઠાબેઠા મેં તે સતી રમણીની સાધના-તપસ્યા જોઇ.

મારી ઇચ્છા હતી કે પૂજાના કેટલાક દિવસો અહીંઆંજ વીતાડું. આવું પવિત્ર સ્થાન બીજે ક્યાં મળે? આવી પવિત્ર સતી બીજા કયા દેવાલયમાં મળે? બીજે દિવસે પ્રાતઃકાલે વૃદ્ધે કહ્યું કે દેહરાદુનનો રસ્તો બતાવવા મારો પુત્ર તૈયાર છે એટલે હું વધુ રહી શક્યો નહીં.

ચાલ્યો તો આવ્યો પણ વાત ન ભુલ્યો. ઇચ્છા થઇ કે ફરી વખત જઇ આવું અને મુસાફીરામ પાછો આવ્યો છે કે નહીં, એ જોઇ આવું.

× × × ×

એક મહીના પછી તે પહાડી રસ્તા ઉપર મેં પાછી મુસાફરી કરી. આ વખતે સાધુના વેશમાં નહીં પણ ગૃહસ્થના વેશમાં હું હતો. રસ્તો જાણતો હતો. પ્રાતઃકાલે નીકળ્યો અને સાંઝને ત્યાં પહોંચ્યો. ત્યાં જઇને જોયું તો વૃદ્ધનું શુન્ય

ઝુંપડું પડી ગયું છે. મનુષ્યનો પગરવ પણ નહીં. પછી પાસેની ઝુંપડીમાં પુછતાં ખબર પડી કે "એક મહીના પહેલાં અહીંઆં એક સાધુ આવ્યો હતો. તે કહી ગયો હતો કે આવતી કાલે બુલાકીરામ આવશે. સાધુનું વચન મિથ્યા ન થાય બીજેજ દિવસે બુલાકીરામ આવ્યો. બે દિવસ ગામમાં રહીને બધાને લઈને હિમાલય,—પહાડમાં આવેલા બીજા કોઇ ગામમાં—ચાલ્યો ગયો. સાધુનાં દર્શન કરીને બુલાકીરામની સ્ત્રીની પ્રકૃતિ ઠેકાણે આવી ગઇ અને તે ડાહી થઇ ગઇ છે."

હતભાગ્ય હું ! જો એકજ દિવસ વધારે રહ્યો હોત તો એ પતિપત્નીના પવિત્ર સંમિલનનાં દર્શન કરી મેં આ મારો જન્મ સાર્થક કર્યો હોત. હવે શું કરું ? જે શિલા ઉપર બેસીને તે સતી રમણી આખી રાત એકાગ્રતાથી પતિની વાટ જોતી હતી તે પવિત્ર શિલાને પ્રદક્ષિણા અને પ્રણામ કરીને હું ત્યાંથી ચાલી નીકળ્યો.

વર્ષો વહી ગયાં છે તોપણ પૂજનને સમયે તે સતી દેવીના પ્રેમની વાર્તા સંભારીને હું મારું માથું નમાવું છું. *

* બંગાળી ઉપરથી

# સ્વીકાર

પ્રાણપ્રતિષ્ઠા: પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય ૭ આના. અસહકાર વીશે મહાત્માજીએ હીંદના વિવિધ સ્થલોએ આપેલાં સમર્થ વ્યાખ્યાનોનો આ નાનો સંગ્રહ છે. આ સંગ્રહમાંનાં કેટલાંક વ્યાખ્યાનો–ખાસ કરીને અમદાવાદની મહાસભાનું વ્યાખ્યાન-સાહિત્યના સરસ નમુના તરીકે કદી વીસરી શકાય એવાં નથી.

**નીતિવચન:** લેખક: સ્વર્ગ. કરસનદાસ મૂલજી, પ્રકાશક: રા. જીવનલાલ અમરસી મહેતા, અમદાવાદ. કીંમત કાચા પૂઠાનો એક રુપીઓ, પાકાનો દોઢ રુપીઓ. ગુજરાતના સામાજિક ઇતિહાસમાં શેઠ કરસનદાસ મૂલજીનું નામ કદી ભૂલાઇ જવાશે નહીં. રા. કેશવપ્રસાદ દેશાઇએ પુસ્તકના આરંભમાં એમનું ટુંકું જીવનચરિત્ર આલેખી આપણા સુધારકવીરોમાંના આ નીતિપ્રેમી, સત્યપ્રિય અને નીડર લેખક અને પ્રવાસીની જીવન પ્રવૃત્તિઓની વિસ્તારથી નોંધ લીધી છે.

તુલનાત્મક નોંધ: સંપાદક: રા. બાપુભાઇ જાદવરાય વૈષ્ણવ, વડોદરા. મૂલ્ય નથી આપ્યું. રા. બાપુભાઇએ મરાઠી, ગુજરાતી અને હીંદી ભાષાઓની આવી ટુંકી છતાં સૂચક અને સંગીન તુલનાત્મક નોંધ લખી આપણા સાહિત્યના એક ઓછા ખેડાયલા વિભાગ પ્રતિ આપણું ધ્યાન ખેંચ્યું છે.

બોટાદકરનાં કાવ્યો: અવલોકનકાર: રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી. બી. એ. મહિલા પાઠશાળા અમદાવાદ.

મોહન ગાંઠ: પ્રયોજક રા. "સેવક" પ્રકાશક: રા. ડાહ્યાભાઇ મનોરદાસ પટેલ. રીચી રોડ, અમદાવાદ. કીંમત રુ. ૦–૪–૦.

સરલ બાળપોથી: લેખક અને પ્રકાશક: રા. ડાહ્યાભાઇ તુલશીદાસ ભોજાણી. મૂલ્ય બે આના.

જ્ઞાનગંગા: લેખક અને પ્રકાશક: રા. હીરાલાલ છોટાલાલ બક્ષી. બી. એ. મળવાનું ઠેકાણું. બ્લેવેટસ્કીલોજ થીઓસોફીકલ સોસાયટી. એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ. મૂલ્ય રુ. ૦–૮–૦.

હીંદની વસ્તીવિષયક દશા: અનુવાદક: રા. રમેશ ધારેખાન. 'હીંદુસ્થાન' લીમીટેડ. ૧૨–૧૬ બેંક સ્ટ્રીટ, કોટ, મુંબાઇ ૧.

**ધી** મહુવા ખોજા શીઆ ઇશના અશરી યુવક મંડળનો રીપોર્ટ. છપાવી પ્રસિદ્ધ કરનાર નજરઅલી આણંદભાઇ માસ્તર. મહુવા કાઠીઆવાડ.

બાલ વાર્તા: ભાગ બીજો. સંગ્રહકર્તા રા. ગિજુભાઇ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર.

આપણા દેશનો ઇતિહાસ: ભાગ ૨ જો. *લેખક: રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ. પ્રકાશક* ઉપર મુજબ. કીંમત રુ. ૦–૪–૦.

ગાંધી ગિરામૃત: સંગ્રાહક: રા. આપાભાઇ મોતીભાઇ પટેલ. પ્રકાશક: રા. નર્મદાશંકર ગોવર્ધનરામ જોશી તથા રા. ભુલાભાઇ પુંજાભાઇ પટેલ. ઓડ તથા આણંદ. કીંમત રુ. ૧–૪–૦.

રામ અને કૃષ્ણ: લેખક, રા. કિશોરમલ ઘનશ્યામ મશરુવાળા. પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ.

# તંત્રીસ્થાનેથી

## અમારું નવું વર્ષ

સાહિત્ય સંસદે પોતાના ઉદ્દેશ પાર પાડવાના હેતુથી પ્રથમ એક માસિક પ્રકટ કરવાની યોજના કરેલી તે અમલમાં મુકાતાં 'ગુજરાત' અસ્તિત્વમાં આવ્યું અને તેનો પહેલો અંક ગયા વર્ષના ચૈત્ર માસમાં પ્રસિદ્ધ કરવામાં આવેલો. આ વાતને એક વર્ષ થઈ ગયું એટલે હવે "ગુજરાત"નું નવું વર્ષ આ માસથી શરૂ થાય છે. ગુજરાતીઓની અરસિકતાને લીધે નહીં પણ રસિક ગુજરાતીઓની રસવૃત્તિ અમે સંતોષી શકીશું કે કેમ એ વિચારથી "ગુજરાત"ની સફલતા સંબંધી અમને જરા ચિંતા રહેતી હતી પણ અમને જણાવતાં આનંદ થાય છે કે એ અમારી ચિંતા નિર્મૂલ નીવડી છે—અનેક ન્યૂનતા છતાં "ગુજરાત"ને અણધાર્યો યશ મળ્યો છે. ફુલ નહીં તો ફુલની પાંખડીનો સ્વીકાર ગુજરાતે કર્યો છે. રસિક ગુજરાતની રસવૃત્તિ અમે પોષી શક્યા છીએ એમ અત્યાર સુધી મળેલા અભિપ્રાય અને આવકાર ઉપરથી સ્પષ્ટ જણાય છે. ઉપરાંત આ માસિકે ગુજરાતી લેખકોમાં પણ અપૂર્વ ઉત્સાહ પ્રેર્યો છે. એણે કેટલાક લેખકોની કલમ સજીવન કરી છે, કેટલાકની કલમ ઉત્તેજિત કરી છે અને કેટલાકને કલમ પકડતા કર્યા છે. જે પ્રકારના અને જે સંખ્યામાં અમારી પાસે પ્રસિદ્ધિ માટે લેખો આવતા જાય છે તે ઉપરથી એટલું તો અમે કહેવાને શક્તિમાન્ થયા છીએ કે અલ્પ સમયમાં ગુજરાતી સાહિત્ય કંઈક અવનવું સ્વરૂપ ધારણ કર્યા વગર રહેશે નહીં.

આ પ્રમાણે અમારા માસિકને સત્કાર આપવા બદલ અને અમારા ઉત્સાહને ઉત્તેજિત કર્યા બદલ ગુજરાતનો અમે ઉપકાર માનીએ છીએ અને ઉમેદ રાખીએ છીએ કે ગુજરાતે અમારા પર આશાઓ બાંધી છે તે અમે આવતા વર્ષમાં વિશેષ રીતે સંતુષ્ટ કરવાને શક્તિમાન્ થઈશું.

## સર ફીરોઝશાહ મહેરવાનજી મહેતા.

સર ફીરોઝશાહ મહેરવાનજી મહેતાનું બાવલું ગઈ તારીખ ૪થી એપ્રીલને દિવસે મુંબઈના ગવર્નરે ખુલ્લું મુક્યું. સર ફીરોઝશાહ એમના જમાનામાં એક અદ્ભુત પુરુષ થઈ ગયા. રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના કરી રાજદ્વારી પડદો ઉઘાડનારા પુરુષોમાંના એઓ એક હતા.

ભવ્ય વ્યક્તિત્વ, અનુપમ વાક્ચાતુર્ય, વિશાળ બુદ્ધિ અને અપૂર્વ કાર્યકુશળતાને લઈને સિદ્ધિશિખરના એઓ સર્વોપરિ નાયક થયા





સર ફીરોઝશાહ મહેતાનું નવું ખુલ્લું મુકાયલું બાવલું

તેને ધારી દિશામાં દોરવી લઇ જઇ શકતા હતા. પાશ્ચાત્ય સંસ્કારના સિંચનથી હીંદભૂમિમાં ઉત્પન્ન થએલું એ ઉત્તમોત્તમ ફૂલ. તેથી એઓ પાશ્ચાત્ય આયુધો વડે યુદ્ધ કરવામાં કુશળ હોઇ સરકારી કમીટીઓમાં પોતાનું વ્યક્તિત્વ પ્રતિપાદિત કરી શકતા હતા પણ આર્યસંસ્કારને અભાવે એમનું કાર્યક્ષેત્ર સંકુચિત રહ્યું હતું અને તેથી એમના નામથી સાધારણ જનતા તદ્દન અપરિચિત રહી હતી.

## રા. ઇંદુલાલ યાજ્ઞિક

રા. ઇંદુલાલ યાજ્ઞિકને એમણે સારી ચાલના જામીન અને હાથમુચરકા લખી ન આપવા બદલ એક વર્ષની સાદા કેદખાનાની સજા થઇ છે. દેશહિતાર્થે પોતાનું સર્વસ્વ અર્પણ કરવાની રા. ઇંદુલાલે ગુજરાતમાં પહેલ કરી હતી અને આ પ્રમાણે કેદનો સ્વીકાર કરી રા. ઇંદુલાલ આત્મભોગ આપવામાં પરાકાષ્ઠાએ પહોંચ્યા છે. આસરે છ સાત વર્ષ પૂર્વે હાઇકોર્ટમાંથી વકીલાત છોડી એઓ સર્વન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટીમાં દાખલ થયા ત્યારથી એમના આત્મભોગની શરૂઆત થઇ. ત્યા થોડો વખત રહી એઓ અમદાવાદ ગયા અને મહાત્મા ગાંધીજીના કાર્યક્ષેત્રમાં જોડાયા. ત્યાર પછી લોકહિતની, એવી ભાગ્યેજ કોઇ પણ ચળવળ હશે જેમા રા. ઇંદુલાલે અગ્ર ભાગ ન લીધો હોય. એઓ અમારી સંસદના સભ્ય છે અને સંસદના ઉદ્દેશ પાર પાડવા માટે એઓ સતત પ્રયાસ કરતા રાજકીય અને તેને લગતા સાહિત્યના એઓ સારા અભ્યાસી છે અને એમણે તેવા વિષયોની ચર્ચા કરવા માટે સહુથી પહેલું ગુજરાતી માસિક કાઢ્યું હતું આ માસિકનું નામ "નવજીવન," જેને પાછળથી મહાત્મા ગાંધીજીના તંત્રીપણા નીચે સાપ્તાહિકમાં ફેરવી નાખવામાં આવેલું. હાલ પાછું થોડા માસ થયાં એમણે "યુગધર્મ" પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. આ પ્રકારનો એક વિદ્વાન્ નેતા આટલા પણ સમયને માટે અદૃશ્ય થતા ગુજરાતને ભારે ખોટ ગઇ છે પણ સંતોષની વાત એટલી છે કે આ પ્રમાણે એક પછી એક લોકનેતાઓ રાજ્યદ્વારી ક્ષેત્રમાંથી જતા રહેતા જાય લોકબળ કેટલું છે તે સ્પષ્ટ જણાઇ આવ્યા વગર રહે નહીં.

## સ્વ. દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ

સં. ૧૯૭૯ના ચૈત્ર વદી ૧૦ મંગળવારે તા ૧૦મી એપ્રીલ ૧૯૨૩ના રોજ દી બ. રણછોડભાઇ ઉદયરામ ૮૬ વર્ષની પાકટ ઉમ્મરે સ્વર્ગવાસ પામ્યા છે નર્મદાશંકર, નવલરામ, મહીપતરામ, નદશંકર, મનસુખરામ વગેરે ગયા જમાનાના સુપ્રસિદ્ધ સાહિત્યસેવકોના સ્વ દીવાન બહાદુર સમવયસ્ક હતા અને તે બધાઓના જેટલીજ બલ્કે વધારે આપણુ ગુજરાતી સાહિત્યની તેમણે સેવા કરેલ છે

સ્વ. દીવાન બહાદુરે ગદ્ય તથા પદ્યમાં અનેક કૃતિઓ પ્રસિદ્ધ કરેલ છે; રાસમાળાનુ તેમનું સુધારેલુ ભાષાંતર હમણાંજ પ્રસિદ્ધ થએલુ છે તે તથા સ્વકલ્પિત લલિતાદુઃખદર્શક નાટક એ એમની કૃતિઓમાં સૌથી વધારે સફલ અને પ્રસિદ્ધ છે સસ્કૃત નાટકોના પણ તેમના કેટલાક તરજુમા વખણાય છે તેમનો મુખ્ય શોખ તો નાટક અને કવિતા તરફ હતો અને તે વિષયનુ તેમનુ જ્ઞાન વિશાળ હતું. પિંગલ ઉપર 'રણપિંગલ' નામનુ પુસ્તક તેમણે લખેલુ છે

સ્વ. દીવાન બહાદુર અત્યંત ઉદ્યોગી પુરુષ હતા અને તેમનાં અનેક પુસ્તકો એ વાતની

સાક્ષી પુરે છે. તેઓએ પોતાનું ગુજરાતી સાહિત્ય પ્રતિનું ઋણ તો યુવાવસ્થામાંજ વાળી દીધું હતું. છતાં એક યુવાનને પણ દાખલો લેવા યોગ્ય ઉત્સાહથી જીવનપર્યંત તેમણે સાહિત્યસેવા ચાલુજ રાખી હતી.

ઇ. સ. ૧૯૧૨માં વડોદરામાં ભરાએલ ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદનું તેમને પ્રમુખસ્થાન આપવામાં આવેલ હતું તે પ્રસંગે તેમણે ઘણુંજ મનનીય ભાષણ આપ્યું હતું.

સરકારે ઇ. સ. ૧૯૧૫માં તેમની સાહિત્યસેવા બદલ દીવાન બહાદુરનો ખીતાબ આપ્યો હતો. દલપતરામ કવિ અને મહીપતરામં પછી દીવાન બહાદુર રણછોડભાઇજ સાહિત્યસેવા બદલ આ માન મેળવનાર હતા.

સ્વ. દીવાન બહાદુરના આત્માને અમે પૂર્ણ શાન્તિ ઇચ્છીએ છીએ અને એમના જેવું સાહિત્યસેવા કરવાનું બળ આપણા યુવાન તેમજ શિક્ષિત ભાઇઓને મળે એવી પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ. સ્વ. દીવાન બહાદુરના જીવન અને સાહિત્યસેવા વીશે વિસ્તૃત લેખ હવે પછી આપવા ધારણા છે.





આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ માટે કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, બેકહાઉસ લેન, કોટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમા આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.

પરંતુ મહારાજા અશોક માત્ર ધર્માજ્ઞા આપીને સંતોષ પામે તેવા નહતા. એટલા માટે પોતાની આજ્ઞાઓનું પાલન થાય છે કે નહીં તે માટે અને રાજ્યકાર્યના નીકાલ માટે તેમણે અમલદારોને નીમેલા હતા અને તેઓ તરફથી નિયમિત ખબરો તેમને પુરા પાડવા માટે છઠ્ઠી આજ્ઞામાં ફરમાવ્યું છે કે મેં એવો હુકમ આપ્યો છે કે પ્રજાના કામ માટે દૂતોએ મારી પાસે ગમે તે વખતે અને ગમે તે સ્થળે હાજર થવામાં વિલંબ લગાડવો નહીં પણ હું ગમે ત્યાં હોઉં–ભોજન લેતો હોઉં કે સ્ત્રીઓના આવાસ-માં બેઠો હોઉં કે ગાડીમાં જતો હોઉં કે બગીચાઓમાં ફરતો હોઉં કે મારા સુવાના ઓરડામાં હોઉં તો ત્યાં પણ મારી પાસે કામના કાગળો લાવવા કારણ પ્રજાનું કામ કરવા હું ગમે તે વખતે તૈયારજ છું. વળી મેં આપેલા કોઇ હુકમની અન્વયે, અથવા કોઇ અમલદારને સોંપેલા મહત્ત્વના કામમાં જો કે વાંધો ઉઠે અથવા ધર્મગુરુઓમાં કંઈ ફીસાદ થાય તો મેં હુકમ આપ્યો છે કે તેના મને તરત ખબર કરવા. કારણ પ્રજાના ભલા માટે મારે કામ કરવુંજ જોઇએ. પ્રજાના હિતમાં કામના ઉકેલ જેટલું લાભદાયક બીજું કે નથી; અને આ બધો શ્રમ હું શા માટે ઉઠાવું છું? એટલાજ માટે કે બધાં જીવંત પ્રાણીઓ તરફનું મારું ઋણ હું અદા કરી શકું અને હું કેટલાંકને આ લોકમાં સુખી કરી શકું અને તેઓ પરલોકમાં સ્વર્ગ મેળવી શકે. એટલા માટે આ ધર્માજ્ઞા મેં કોતરાવેલી છે કે તે નિરંતર લોકોની સમક્ષ રહે અને મારા પુત્રો, પૌત્રો અને તેમના વારસો પ્રજાના હિતમાં નિરંતર મથે જો કે એ કામ તો ઘણી તસ્દી લીધા વગર બનવાનું મુશ્કેલજ઼ે.

સાતમી આજ્ઞામાં મહારાજા પ્રિયદર્શી જણાવે છે કે મારા રાજ્યમાં બધા ધર્મ તથા મતવાળાઓને રહેવાની મેં રજા આપી છે કારણ તે બધાનો હેતુ મનની શુદ્ધિ મેળવવી અને વૃત્તિઓ ઉપર અંકુશ રાખવાનો હોય છે. છતાં માણસ પોતાની ઇચ્છાઓમાં અને મોજશોખમાં અસ્થિર હોય છે એટલે કેટલાક પુરી આજ્ઞા પાળશે તો કેટલાક અધુરી પાળશે. એક માણસ દાન આપવાની શક્તિ ન ધરાવતો હોય તો તે આત્માની શુદ્ધિ અને વૃત્તિઓ ઉપર જય મેળવી શકે.

આઠમી આજ્ઞામાં જણાવવામાં આવ્યું છે કે જુના કાળમાં રાજાઓ ફરવા નીકળતા તે મૃગયામાં અને એવા બીજા આનંદના કાર્યમાં કાળ નિર્ગમન કરતા. પણ મહારાજા પ્રિયદર્શીએ પોતાના અમલના અગીઆરમા વર્ષમાં ખરા જ્ઞાનનો માર્ગ લીધો ત્યારથી તેના પ્રવાસો ધર્મકાર્યો માટે યોજાતા જેવા કે બ્રાહ્મણ અને સાધુઓને દાન આપવાં, વડીલોને ભેટો ધરવી, દેશમાં ફરી પ્રજાની મુલાકાત લેવી તથા તેમને ધર્મનો બોધ કરવો.

નવમી આજ્ઞામાં અશોક ખરા ધર્મની વ્યાખ્યા બાંધે છે. તે કહે છે કે લોકો વ્યાધિ વખતે, સગાઇ વખતે, લગ્ન વખતે, સંતતિની પ્રાપ્તિ વખતે અગર ઘેરથી બહાર નીકળતી વખતે શુભ મુહૂર્ત જુવે છે અને બધાં કાર્યો કરે છે. આવે વખતે સ્ત્રીઓ ઘણી નકામી અને ખરાબ ક્રિયાઓ કરે છે. ક્રિયાઓ અવશ્ય કરવી જોઇએ; પણ આ જાતની ક્રિયા બીલકુલ નકામી છે. તેથી વિરુદ્ધ ખરી ભક્તિની ક્રિયા-નાં ફલ ઘણાં ઉમદા છે. તેની અંદર નોકરો અને ગુલામો તરફ માયાળુરી વર્તણુક, ગુરુઓને માન, જીવતાં પ્રાણીઓ માટે આદર

અને બ્રાહ્મણ તથા સાધુઓને દાન એનો સમાવેશ થાય છે. આ અને આવી ક્રિયાઓ એ ખરી ધર્મની ક્રિયાઓ ગણી શકાય. એટલા માટે દરેક જણે, પછી તે પિતા હોય કે પુત્ર, નોકર હોય કે શેઠ ગમે તે સ્થિતિમાં હોય તેણે એમજ માનવું કે જ્યાં સુધી મનવાંછિત ફલ પ્રાપ્ત થાય ત્યાં સુધી આ ક્રિયાઓ કર્યા કરવી. પણ ઇચ્છિત ફલ મેળવવામાં કેવી જાતની ક્રિયાઓ જોઇએ? આ જગતની ક્રિયાઓ તો શંકિત ફલ આપનાર છે. કદાચ એ ઇચ્છિત ફલ આપે અને કદાચ એનું પરિણામ માત્ર આ જગતનો સ્વાર્થ સાધનારજ હોય. પણ એથી ઉલટું, સદાચારની ક્રિયાઓનું ફલ માત્ર પાર્થિવ નથી; જો તે આ લોકમાં ઇચ્છિત ફલ પ્રાપ્ત કરાવતું નથી તો પરલોકમાં પુણ્યસંચય તો કરે છેજ અને જો ઇચ્છિત ફલ મેળવે તો તો બેવડો ફાયદો થાય છે કે આ લોકમાં મનવાંછિત ફલ મળે છે અને સદાચારની ક્રિયાઓને લીધે પરલોક માટે પણ પુણ્યનો સંચય થાય છે.

દશમી આજ્ઞામાં મહારાજા અશોક ખરી ખ્યાતિ શું તે ઉપર વિવેચન કરે છે. તે કહે છે કે જો તેની પ્રજા-તે વખતની ને ભવિષ્યની-સદાચારના ધર્મનું પાલન કરવાથી વિમુખ થાય તો પછી તેને કીર્તિની કે યશની લાલસા નથી. મહારાજા પ્રિયદર્શીએ જે કંઇ પ્રયાસો કર્યા છે તે બધાનો હેતુ એકજ છે અને તે પરલોક સાધના છે કે જેથી દરેક જણ ભયમાંથી એટલે કે પાપમાંથી મુક્ત થાય. ખરેખર એ મુક્તિ મેળવવી એ ઉચ્ચ કે નીચ સર્વને માટે અનિશ્ચય શ્રમ અને સંપૂર્ણ ત્યાગ વગર મુશ્કેલ છે અને ખાસ કરી મોટા દરજ્જાના માણસોને તો ને પારાવાર મુશ્કેલીનું કામ છે.

અગીઆરમી આજ્ઞામાં રાજા પ્રિયદર્શી કહે છે કે ખરું દાન, ખરી મિત્રતા, ખરો સંબંધ એ આ સદાચારમાંજ આવી રહેલ છે. એ સદાચારના નિયમમાં નોકરો અને ગુલામો તરફ માયાળુ વર્તણુક, માતાપિતાની આજ્ઞાનું પાલન, બ્રાહ્મણ, સાધુઓને દાન તથા જીવનાં પ્રાણી માટે આદરભાવ એટલાં વાનાંનો સમાવેશ થાય છે. × × × એટલા માટે જે કોઇ માણસ ઉપર પ્રમાણેનો સદાચારનો નિયમ પાળે છે તે આ જગતમાં ફતેહ મેળવે છે અને પરલોકમાં પુણ્યસંચય કરે છે.

બારમી આજ્ઞાનો વિષય પરમતની તિતિક્ષા છે. મહારાજા પ્રિયદર્શી સર્વ સંપ્રદાય તથા પંથના સાધુઓ અને ગૃહસ્થોને સરખું માન આપે છે અને સરખાં દાન કરે છે. છતાં મહારાજા આ બધા સંપ્રદાયના તત્ત્વની વૃદ્ધિને જેટલું મહત્ત્વ આપે છે તેટલી બાહ્ય ઉપચારની દરકાર નથી કરતા. ખરા તત્ત્વની વૃદ્ધિ જુદી જુદી રીતે થાય છે પરંતુ તે બધાનું મુળ વાણીના સંયમમાં આવેલું છે; ઉદાહરણ તરીકે, એકમતવાળાએ નિર્જીવ કારણસર પોતાના મતનાં વખાણ કરતાં બીજા મતવાળાને વખોડવો ન જોઇએ. માત્ર વાજબી કારણસરજ કોઇ મત ઉપર ટીકા કરવી જોઇએ; કારણ બીજા સંપ્રદાયવાળાઓને પણ એક યા બીજા કારણસર માન ઘટે છે. આ પ્રમાણે આચરણ કરવાથી તે માણસ પોતાના સંપ્રદાયને માન આપે છે અને તે સાથે બીજા મતવાળાને પણ સારું લગાડે છે. એથી વિરૂદ્ધ વર્તન કરવાથી તે માણસ પોતાના પંથને નુકસાન પહોંચાડે છે અને સાથે બીજા પંથવાળાને પણ ગેરફાયદો કરે છે. + + + એટલા માટે આત્મસંયમ એ સર્વથી મહત્ત્વની વસ્તુ છે. મહારાજા સર્વ



ગીરનારનું એક મનોહર દૃશ્ય

પંથના લોકોને જણાવવા ઇચ્છે છે કે તેઓ પોતે દાન કે બાહ્ય ઉપચારની એટલી બધી દરકાર નથી કરતા પણ બધા પંથના મુખ્ય તત્ત્વની વૃદ્ધિ માટે દરકાર રાખે છે એટલા માટે તેમણે સદાચારના નિયમના પાલન માટે મહામાત્ર તથા સ્ત્રીઓના વર્તન ઉપર દેખરેખ રાખનાર, તથા બીજા અમલદારોની નીમણૂક કરી છે

તેરમી આજ્ઞામાં ખરી જીત કઈ એ વિષય ઉપર વિવેચન કરે છે. તે કહે છે સિંહાસનારોહણના નવમા વર્ષમાં મહારાજા પ્રિયદર્શીએ કલિંગ દેશ જીત્યો, ત્યારે એક લાખ પચાસ હજાર લશ્કર બદીવાન કરવામાં આવ્યું. એક લાખનો સંહાર થયો અને તે કરતાં બીજા ઘણા મરણ પામ્યા.

કલિંગની જીત પછી નિરંતર મહારાજા પ્રિયદર્શીએ સદાચારનો સિદ્ધાંત પાળ્યો છે અને હમેશ તેનો ફેલાવ કરવામાં આગ્રહ રાખ્યો છે.

કલિંગની જીતથી મહારાજાને દીલગીરી થઈ છે કારણ નવા દેશને જીતવામાં મનુષ્ય-વધ, મનુષ્યનું કેદ પકડાવું, મરણ વગેરે અનિવાર્ય બને છે, જેને માટે મહારાજાને ઘણું દુઃખ થાય છે

મહારાજાને દીલગીરીનું બીજું કારણ પણ છે કે એવા દેશમાં પણ બ્રાહ્મણ, સાધુઓ તથા જુદા જુદા પંથના ગૃહસ્થો વસે છે આ બધા મુરબ્બીઓની આજ્ઞા માનવી, માતપિતાને માન આપવું, ગુરુઓને આદરે જણાવવો, મિત્ર, સગા, નોકર, ગુલામ તરફ માયાથી વર્તવું વગેરે ધર્મ પાળે છે. એ દેશમાં વસતા એવા લોકોને પણ કાપાકાપી, બળજોરી, મિત્રોથી વિમુખતા એ સર્વ સહેવું પડે છે. આમાંથી જેઓ બચી જાય છે તેઓને પણ ખમવાનું તો હોય છે.

તેઓનાં મિત્રો, સગાં અથવા ઓળખીતાં નાશ પામે છે અને તે રીતે તેઓ પોતાને કૈં ઈજા ન થાય તો પણ તેઓને બલાત્કારથી ખમવાનું હોય છે. આ પ્રમાણે જે વિપત્તિ ફેલાય છે તેથી મહારાજાને અતિ શોક થાય છે.

કલિંગમાં જે લોકો મૃત્યુ પામ્યા હતા અથવા બંદીવાન થયા હતા અથવા કતલ કરાયા હતા તેના સોમા કે એક હજારમા ભાગને પણ દુઃખ થાય તે હવે મહારાજાથી સહી શકાય તેમ નથી.

મહારાજા તો માને છે કે કોઇ તેમને પોતાને નુકસાન પહોંચાડે તો પણ તે બને ત્યાં સુધી ધીરજથી સહી લેવું.

પોતાના રાજ્યમાં વસતી જંગલી જાતિઓ ઉપર પણ મહારાજાને દયા આવે છે અને તેઓને ધર્મનું શિક્ષણ આપવા પ્રયત્ન કરે છે.

× × ×

કારણ મહારાજાના અભિપ્રાય પ્રમાણે ખરી જીત તે સદાચારના નિયમની જીત છે. આ તેમણે પોતાના રાજ્યમાં સર્વત્ર, તેમજ પોતાના પડોશીઓના રાજ્યમાં છસેં યોજન સુધી–જ્યાં યવન રાજા એંટીઓકસ રહે છે ત્યાં, તેની પેલી પાર જ્યાં ચાર યવન રાજાઓ નામે ટોલેમી, એંટીગોનસ, મેગાસ અને સીકંદર રહે છે ત્યાં અને દક્ષિણમાં ચોલ અને પાંડ્યનાં રાજ્યમાં તે ઠેઠ લંકા સુધી અને તેજ પ્રમાણે અહીં રાજાના મુલકમાંજ યવનો, કામ્બોજ, નાભક, ભોજ અને પીટીનક જાતિઓમાં આંધ્ર અને પુલિંદ દેશમાં–સર્વત્ર પ્રજા મહારાજાશ્રીએ પ્રવર્તાવેલ સદાચારનો નિયમ પાળે છે.

× × ×

અને એટલા માટે આ ધર્માજ્ઞા લખવામાં આવી છે કે મારા પુત્રો અને પૌત્રો સહુ સમજે કે નવી જીત મેળવવી એ કૈં તેઓનો ધર્મ નથી અને જ્યારે શસ્ત્રોથી યુદ્ધમાં તેઓ જોડાયા હોય ત્યારે પણ તેઓ ખરો આનંદ તો નમ્રતા અને ધીરજમાંજ પામે અને ખરી જીતનું સાધન તો સદાચારનો નિયમ છે એમ માને; કારણ તે આ લોક તેમજ પરલોક માટે પણ ઉપયોગી છે.

× × ×

છેલ્લા ફરમાનમાં મહારાજા પ્રિયદર્શી કહે છે કે આ ફરમાનો તેમણે બધે ઠેકાણે ક્યાંક સંક્ષેપમાં, ક્યાંક જરા વિસ્તારથી, ક્યાંક અતિ વિસ્તારથી લખાવ્યાં છે; કારણ, બધી જગ્યાએ બધું ઘટતું નથી અને મારા રાજ્યનો વિસ્તાર મોટો છે. અત્યાર સુધીમાં ઘણું લખાયું છે અને હજી ઘણું હું લખાવીશ.

આ ફરમાનોમાં કેટલાંક વાક્યો ફરી ફરી લખવામાં આવ્યાં છે કારણ તે વિષય મહારાજાને અતિ મધુર લાગે છે અને તેમને આશા છે કે લોકો તે પ્રમાણે વર્તન કરે.

એમ પણ બને કે કેટલુંક લખાણ અપૂર્ણ હોય. તેમ હોય તો તેનું કારણ જગ્યાની તંગાશ અથવા કોઇ ખાસ કારણ અથવા લખનારની ભુલ હોવી જોઇએ.

આ શિલાલેખો અશોકના અમલના ચૌદમા વર્ષમાં ઇ. સ. પૂ. ૨૫૬ની સાલમાં લખાયલા છે. તેમાં, રાજા અને પ્રજાના સંબંધ વિષેનું લખાણ, રાજાના ધર્મ અને પ્રજા માટેની તેની નિરંતર ચિંતા, પ્રજાકીય કામના નીકાલ માટેની તેની ઉત્સુકતા:

એ બધાથી એ મહારાજાના ચારિત્ર્ય ઉપર ઘણો સારો પ્રકાશ પડે છે. હીંદ તો શું પણ જગતની એક મહાન્ સમર્થ વ્યક્તિ એ પથ્થર ઉપરની લેખમાળામાં સદાને માટે જીવતીજાગતી સદાચારના માર્ગ તરફ સર્વ લોકને આમન્ત્રણ કરે છે.

આ લેખમાળા તે પથ્થરની પૂર્વ બાજુ તરફ કોરવામાં આવી છે; પણ તે ઉપરાંત તેજ પથ્થર ઉપર પછીના જમાનામા બે મોટા રાજાઓએ શિલાલેખો કોરાવ્યા છે. તેમાં પહેલો એ મહાક્ષત્રપ રુદ્રદામનનો ઇ સ. પૂ. ૧૫૦ની સાલનો લેખ છે. એ લેખમા મહાક્ષત્રપ રુદ્રદામને પોતાના ખર્ચે સુદર્શન તલાવ જે તુટી ગયું હતુ તે ફરી બંધાવ્યુ તેનુ વર્ણન છે. એ લેખ ઉપરથી જણાય છે કે જે સ્થાને એ લેખ આવેલો છે તે એક મોટા તળાવને કાંઠે આવેલ હતો. તે તલાવ પ્રથમ મૌર્યરાજા ચંદ્રગુપ્તના મુલકના વતની વૈશ્ય પુષ્પગુપ્તે બંધાવેલ હતુ અને અશોકમૌર્યના યવનરાજ તુષાષ્પની દેખરેખ નીચે તેમાથી જલના માર્ગો વગેરે બનાવી તેને સુશોભિત કરવામાં આવ્યુ હતુ; તે તલાવપર મહાક્ષત્રપ રુદ્રદામને ( જેના અસંખ્ય ગુણો વર્ણવવામા આવ્યા છે તેણે ) પોતાના ખાનગી ભંડારમાથી દ્રવ્ય ખરચી ટુંકા વખતમાં ત્રણગણો જોરો અને લાંબો પુલ બાંધ્યો. કામ બહુ વિકટ હતુ અને રાજાના અમલદારો તેની વિરુદ્ધ અભિપ્રાય આપતા હતા અને પ્રજા આશા છોડી નાહીમત બની ગઇ હતી. તે વખતે, કુલૈપના પુત્ર પહ્લવ અને મંત્રી સુવિશાખ જેને આનર્ત અને સુરાષ્ટ્રના બચાવ માટે મુકવામાં આવ્યા હતા તેણે આ કામ પાર ઉતાર્યું હતું. આ પ્રમાણે આ લેખમાં આપણે ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં સુદર્શન તળાવ બંધાયાનું પછી અશોકના વખતમાં એના પર સમારકામ થયાનું જોઇએ છીએ, પછી ૧૦૦ વર્ષ પછી ભયંકર તોફાનમાં ગીરનારમાથી નીકળતી પલાશિની, સુવર્ણસિકતા વગેરે નદીઓ તે તળાવના બંધ તોડી નાખે છે અને તળાવના પેટાળમાં ૪૨૦ વાર લાંબો અને તેટલોજ પહોળો અને ૭૫ વાર ઉંડો ખાડો પડી જાય છે જેથી પાણી બધુ ચાલ્યુ જાય છે અને તળાવને બદલે મરુભૂમિનો દેખાવ થઈ રહે છે આ સ્થિતિમાંથી અસલ તળાવ ફરી બાંધવાનુ કામ મહાક્ષત્રપ રુદ્રદામનને ખર્ચે તેના મંત્રી પહ્લવ અને સુવિશાખ પાર ઉતારે છે

અશોકના લેખવાળા પથ્થરની ઉપલી બાજુએ હજુ એક ત્રીજો લેખ લખાયલો છે. તેની અને ઉપર કહેલા બીજા લેખની વચ્ચે ૬૦૦ વર્ષનુ અંતર છે. તે લેખમાં પણ ફરી પાછુ તોફાનને લીધે સુદર્શન તલાવ ફુટ્યું અને તે ફરી બંધાયું તેનો ઇતિહાસ છે. ઇસ્વી સનના ત્રીજા અને ચોથા સૈકાનો ઇતિહાસ અંધકારમા ડુબેલો છે તેમાંથી એટલા ખબર મળે છે કે ચંદ્રગુપ્ત નામના ગુપ્ત રાજાએ મગધના રાજ્ય પર પોતાની આણ વર્તાવી, તેનો પુત્ર સમુદ્રગુપ્ત થયો તેણે મગધના રાજ્યની સીમા વધારી પણ તે હેઠ સૌરાષ્ટ્ર સુધી પહોંચ્યો નહીં તેના પુત્ર ચંદ્રગુપ્ત બીજાએ ઇ સ ૩૮૮ મા ક્ષત્રપ રાજા રુદ્રસિંહ પાસેથી સૌરાષ્ટ્ર જીતી ગુપ્ત-વંશની આણ બેસાડી આ રીતે સૌરાષ્ટ્રમા ક્ષત્રપવંશનો અમલ સાડાચારસો વર્ષ ચાલી બંધ પડ્યો. આ વખતે સૌરાષ્ટ્ર બહુ સમૃદ્ધિવાન દેશ હતો અને સમુદ્ર માર્ગે બીજા દેશો સાથે તેને બહોળો વેપાર ચાલતો હતો એમ ચીનાઇ મુસાફર હુએન્ત્સાંગનું વચન છે. ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ

બેઠો અને તેની પછી સ્કંદગુપ્ત ર્ધ. સ. ૪૫૫માં ગાદીએ બેઠો. આ સ્કંદગુપ્તે તેના પશ્ચિમ પ્રાંતના સુબા તરીકે પર્ણદત્તને નીમેલો અને તેણે પોતાના પુત્ર ચક્રપાલિતને વામનસ્થલિના રક્ષક તરીકે નીમ્યો હતો. આ ચક્રપાલિતના વખતમાં ફરી પાછું ભયંકર તોફાન અને સખ્ત વર્ષાદ થયાં જેથી તળાવ સુદર્શન મટીને દુર્દર્શન થઇ ગયું. તે જોઇ ચક્રપાલિતે દેવોને યજ્ઞ તથા હોમ કરી સંતોષ્યા અને બ્રાહ્મણોને સુવર્ણદાન આપ્યું.

રુદ્રદામન તથા સ્કંદગુપ્તના લેખ વંચાયા પછી એ તળાવની જગ્યાને માટે પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ અને જુનાગઢ સ્ટેટના માજી નાયબ દીવાન મી. અરદેશર શેઠે પ્રયાસ કર્યા છે અને તેનું સ્થાન નક્કી કરવામાં આવ્યું છે. તે પ્રમાણે ઉપરકોટમાં અડીચડીવાવના પુષ્પા ઉપર કોટના કીલ્લામાં બેસવાની જગ્યા કરી છે ત્યાંથી પૂર્વમાં જોતાં જે બધો વ્યૂહ નજરે પડે છે તે સુદર્શન તળાવ હોવું જોઇએ એમ અનુમાન થાય છે. તેની પશ્ચિમની બાજુ ઉપરકોટના કીલ્લાને લાગે છે જ્યારે પૂર્વમાં અશ્વત્થામાનો ડુંગર આવી ગયો છે; માત્ર ઉત્તર અને દક્ષિણે પાળ બાંધવાની જરુર રહે છે. અને તે બંને બાજુએ પાળ હતી એવાં ચિન્હો જોઇ શકાય છે.

આ પ્રમાણે અશોકના લેખવાળા ખડકમાં લગભગ ૮૦૦ વર્ષનો ઇતિહાસ લખેલો આજે પણ જે વાંચી શકે તેને માટે મોજુદ છે. ઇતિહાસરસિક યાત્રાળુએ આ એક અતિ મહત્ત્વનો સ્મરણલેખ ગણવા યોગ્ય સ્થાન છે.

## ગુજરાતને ચરણે

લેખકઃ
રા. વાસુદેવ મુલશંકર દ્વિવેદી

મલ્હાર

**અભિવંદન** ઓ વીર માતા,
નવજીવન રગરગ રેલાયે, પુણ્ય સ્મરણ તુજ થાતાં—અભિ૦

અણુદીઠાં ઓજસ્ ઉર પ્રગટે, જય મંગલ તુજ ગાતાં,
પ્રેમ–શૌર્યની પુણ્યઋચાથી, નવ શૌર્ય અંકાતાં—અભિ૦

ગત રણવીરની યશગંગાનાં, અમીમય ઝરણે નહાતાં,
ગુર્જરીની અનસ્ત વસંતે, જીવન મધુમય થાતાં—અભિ૦

આત્મભાવનાં રસમય લ્હાણાં, રસભીનાં થઇ કરતાં,
આદેશો તવ ઉર ધરી, મા! પ્રગતિપથે પળતાં—અભિ૦

માતૃભક્તિનાં જ્વલંત તેજે, અમ આંગણ સુહાતાં,
તવ ચરણે તદ્રૂપ બનાવી, કર વિદ્યારસમાતાં—અભિ૦






બાવા આદમ પોતાની નોંધપોથી લખે છે

—બાવા આદમની
નોંધપોથી

# બાવા આદમની નોંધપોથી*

અનુવાદક:

રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

એમ ઈ. ઈ., મંત્રી, સાહિત્ય સભા

સોમવાર:

આ લાંબા વાળવાળું નવું પ્રાણી ઘણું દખલકર્તા થઈ પડ્યું છે. તે નિરંતર મારી પાછળપાછળ ભમ્યા કરે છે. મને આ જરાય પસંદ નથી; મને એ પ્રમાણે બીજાઓના સમાગમની ટેવ નથી. બીજાં પ્રાણીઓ જોડે એ રહેવાનું રાખતું હોય તો મને ગમે......

આજે જરા વાદળાં થાય છે પૂર્વનો પવન પણ ઠીક છે. આપણે ત્યાં વરસાદ આવશે એમ હું ધારું છું......આપણે! આ શબ્દ મને ક્યાંથી જડ્યો!......હાં, હવે યાદ આવ્યું—પેલું નવું પ્રાણી તે શબ્દ વાપરે છે.

મંગળવાર:

મોટા પાણીના ધોધનું નિરીક્ષણ કરતો હતો. મારા વાડીવગડામાં એ સૌથી સુંદર છે એમ ધારું છું. પેલું નવું પ્રાણી તેને નાયગરાનો ધોધ કહે છે—પ્રભુ જાણે એ શાને માટે એને નાયગરા કહે છે! જવાબમાં માત્ર એ એટલુંજ કહે છે કે એ નાયગરાના ધોધ જેવોજ જણાય છે! આ કારણ નહીં કહેવાય; એ માત્ર એક પ્રકારની આડાઈ અને મૂર્ખતાજ કહેવાય. મને તો એકે વસ્તુનું નામ પાડવાની તક મળતી નથી. હું મારો વાંધો પ્રદર્શિત કરું તે પહેલાં તો પેલું નવું પ્રાણી જાતે નામ પાડી આપે છે અને દરેક વખત કારણમાં માત્ર એટલુંજ જણાવે છે કે—એ તેના જેવુંજ જણાય છે. દાખલા તરીકે હંસજ લો. પેલું પ્રાણી કહે છે કે બસ, તેના સામું તમે જે ક્ષણે જુઓ તેજ ક્ષણે તમને એમ લાગશે કે એ હંસ જેવુંજ લાગે છે! અલબત્ત, એને એજ નામ આપવું પડશે. તે બાબત નાહક ચિંતા કરવાથી હું તંગ થઈ ગયો છું અને પરિણામે તેમાં જરાય ફાયદો પણ નથી. હંસ! હું જેટલો હંસ જેવો લાગું છું તેટલુંજ એ પક્ષી હંસ જેવું લાગે છે.

બુધવાર:

વરસાદથી બચવા માટે એક ઝુંપડું બાંધ્યું પણ શાંતિથી હું તેનો ઉપયોગ કરી શકું તેમ નથી. પેલું નવું પ્રાણી તેમાંય વચમાં નડ્યું. મેં જ્યારે તેને બહાર કાઢવા માંડ્યું

* મૂળ અંગ્રેજી લેખક માર્ક ટ્વેન.

ત્યારે જે છિદ્રોમાંથી તે જુએ છે તે છિદ્રોમાંથી તેણે પાણી પાડવા માંડયું અને પછી તે પાણીને પોતાના પંઝાના પાછલા ભાગે લુછી નાખવા માંડયું. બીજાં પ્રાણીઓ દુઃખમાં હોય છે ત્યારે જેવો અવાજ કરે છે તેવો અવાજ પણ તેણે કરવા માંડયો. એ જો વાત નહીં કરતું હોય તો સારું; હમેશ વાતજ કર્યા કરે છે. એ બીચારા પ્રાણીને માટે આવા વિચાર જરા સખ્ત કહેવાય અને કદાચ મારા હૃદયની ક્ષુદ્રતા બતાવતા હોય એમ જણાય છે પણ એવો મારો આશય નથી. મેં બીજા મનુષ્યનો અવાજ અગાઉ કદી સાંભળ્યો નથી એટલે આ સ્વપ્નસૃષ્ટિમાં વિહરતાં એકાંતના ગંભીર મૌનમાં વિઘ્ન નાખતો આ નવો અને અપરિચિત અવાજ મારા કાનને કર્કશ અને બેસુરો લાગે છે. વળી આ નવો અવાજ મારી બહુજ પાસે થાય છે–છેક મારા ખભા પાસે, છેક મારા કાન પાસે–પહેલાં જમણી બાજુએ અને પછી બીજી બાજુએ! મને તો માત્ર જે અવાજ મારાથી સહેજ છેટે આવતો હોય તે સાંભળવાનીજ ટેવ પડેલી છે.

**શુક્રવાર:**

મેં ગમે તેટલા અને ગમે તેવા યત્નો કર્યા છતાં નામ પાડવાની ક્રિયા તો નગર નિયારે ધમધોકારે ચાલી રહેલી છે. મેં મારી વાડીને માટે એવું સારું નામ શોધ્યું હતું! ઇડનકુંજ–કેવું મીઠું અને સુંદર! હું ખાનગીમાં તો હજીએ એજ નામ કહું છું પણ–પણ જાહેરમાં તો નહીંજ. નવું પ્રાણી કહે છે કે આ વાડી ઘણી વિશાળ છે, એમાં મોટાં પ્રચંડ વૃક્ષો, નાનાં નાનાં શૃંગો, નાનાં સુંદર સરોવરો છે એટલે એને કુંજ કહેવાયજ નહીં–એને તો તપોવનજ કહેવું જોઇએ., કહે છે. કે, તે તપોવન જેવુંજ લાગે છે અને તપોવન શીવાય બીજા કશાને મળતું આવતુંજ નથી. પરિણામે, મારી સલાહ લીધા વિના તેનું નામ નાયગરા તપોવન રાખવામાં આવ્યું છે! આ પગલું જરા વિશેષ પડતું કહેવાય એવી મારી માન્યતા છે. તેમાં વળી ત્યાં એક પાટીઉં લગાવી દીધું છે:

| ઘાસ ઉપર કોઇએ ચાલવું નહીં. |
|---|

મારું જીવન ભૂતકાલના જેવું સુખી નથી.

**શનિવાર:**

નવું પ્રાણી ફ્લફ્લાદિ ઘણાં ખાય છે. અમારાં ફ્લ ખુટી જશે એમ લાગે છે. અમારાં!—આ શબ્દ પેલા પ્રાણીનોજ છે—પણ મેં હવે ઘણીવાર સાંભળ્યો છે એટલે મારો પણ થઇ ગયો છે. આજ સવારે ધુમસ ઘણો છે. હું ધુમસમાં બહાર જતો નથી. પેલું પ્રાણી બહાર જાય છે. ગમે તેવી ઋતુ હોય તોપણ તે બહાર ફરવા જાય છે અને પછી અહીં આવીને કાદવવાળા પગથી ગમે ત્યાં ફરેછે. વાતો તો તેની હમેશાં ચાલુજ હોય છે. ભૂતકાલમાં અહીં વાતાવરણ કેવું આનંદમય અને શાંત હતું!

**રવિવાર:**

ગમે તેમ દિવસ પસાર કર્યો. આ દિવસ ઉપર મને ઘણો કંટાળો આવતો જાય છે. ગયા નવેંબરમાં આ દિવસને વિશ્રાંતિના દિવસ તરીકે ગણવાનું નક્કી કરવામાં આવ્યું હતું. તે પહેલાં મારે અઠવાડીઆમાં ૭ દિવસ તો આરામ માટે હતાજ. આજે સવારે જે ઝાડ ઉપરથી ફળ તોડવાની મના કરવામાં આવી છે. તે ઝાડ ઉપરથી સફરજન તોડવાનો યત્ન કરતાં મેં પેલા નવા પ્રાણીને જોયું હતું.

**સોમવાર:**

નવું પ્રાણી પોતાનું નામ ઈવ છે એમ કહેછે. ભલે તેમ હો; મારે કંઈ હરકત નથી જ્યારે મારે એને બોલાવવું હોય ત્યારે મારે એને એ નામથી બોલાવવું એમ એ કહે છે મે જવાબ રોકડોજ પરખાવ્યો હતો કે ત્યારે તો નામની આવશ્યકતાજ નહતી. 'આવશ્યકતા' શબ્દ મે વાપર્યો એથી તેને મારે માટે માન ઉત્પન્ન થયું હોય એમ લાગ્યું. શબ્દ પણ ખરેખર ગૌરવભર્યો લાગેછે. પેલું પ્રાણી કહે છે કે તેને નાન્યતર જાતિથી નહીં બોલાવવું પણ નારી જાતિથી બોલાવવું આ મને શંકાસ્પદ લાગે છે, જો કે મારે તો એ બધું સરખું-જ છે. જો પોતે પોતાને માર્ગે ચાલ્યા કરતી હોય અને મારી સાથે વાતો નહીં કરતી હોય તો એ ગમે તે જાતની હોય તેની મારે શી પંચાત!



નવું પ્રાણી હમેશાં વાતોજ કર્યાં કરે છે

**મંગળવાર:**

પેલીએ આખી વાડીમાં જુદા જુદા અર્થ વિનાનાં નામોનાં પાટીઆં ચોડી દીધાં છે:

☞ નાયગરા ધોધ આ બાજુએ.

☞ શ્વેત ટાપુ આ બાજુએ.

☞ પવનગુફા આ બાજુએ.

જો હવાખાવાનાં સ્થળોએ જવાની પ્રથા હોય તો આ તપોવન એક ઉત્તમ હવાખાવાનું સ્થળ થાય એમ પેલી કહે છે. હવાખાવાનું સ્થળ—પેલીની એક નરી કલ્પના—કે પણ અર્થ વિનાના શબ્દોની રમત હવા ખાવાનું સ્થળ એટલે શું? પણ એને નહીં પૂછવું એમાંજ માલ છે, કારણ કે એને બધું સમજાવવાનો એવો શોખ છે।

**શુક્રવાર:**

નાયગરા ધોધ ઉપરથી મારે નહીં જવું એવું કહેવા નો પેલીએ આરંભ કર્યો છે. એમાં નુકસાન શું? કહે છે કે એથી મને કંપણ આવે છે. શા માટે! હું તો હમેશ એ પ્રમાણે કરતો આવ્યો છું—અને એ ઊંડો ભૂસકો, તેની ઉશ્કેરણી અને પાણીની ઠંડક એ સર્વ બહુજ ગમે છે. ધોધ એને માટેજ બનાવવામાં આવ્યા છે એમ મેં તો ધારી લીધું હતું એનો બીજો



બાબા આદમ રવિવાર ગમે તેમ પસાર કરે છે.

આથી બગડ્યો. પરિણામે મારા ખર્ચાળુપણા માટે કંટાળો આવે તેવી ફરીઆદો. મને અહીં ઘણું વસમું લાગે છે. મારે સ્થાનફેરનીજ જરુર લાગે છે.

શનિવારઃ

ગયા મંગળવારે હું નાસી છુટ્યો અને બે દિવસ મુસાફરી કરીને એક શાંત નિર્જન સ્થાને બીજી ઝુંપડી બાંધીને ત્યાં રહ્યો. મારાં પગલાંની નીશાનીઓ પણ જેટલી ભુસી નખાય તેટલી ભુસી નાખી હતી છતાં પેલીએ મને એક પ્રાણીની મદદથી શોધી કાઢ્યો. આ પ્રાણીને તે વરુ કહે છે. ત્યાં અગાઉ જેવાજ દયા ઉપજાવે તેવા અવાજો કરતી અને જે કાણામાંથી તે જુએ છે તે કાણામાંથી પાણી કાઢતી તે આવી. તેની સાથે પાછા જવાની મને ફરજ પડી પણ બીજી તક મળતાં હું ફરીથી ચાલ્યો જઇશ. તે ઘણી મુર્ખાઇભરી વસ્તુઓમાં મનને પરોવે છેઃ દાખલા તરીકેઃ—એ પ્રશ્ન ઉઠાવે છે કે સિંહ અને વાઘ નામનાં પ્રાણીઓને જે જાતના દાંત હોય છે તેના ઉપરથી એમ જણાય છે કે તેઓ એકેકને ખાઇ જવાને માટે નિર્મિત થયા છે છતાં તેઓ ઘાસ અને ફુલ ખાઇનેજ કેમ રહે છે? મને તો આ મૂર્ખતાજ લાગે છે; કારણ કે એમ કરવાથી તો પ્રાણીઓ એકેકને મારી નાખે અને જગતમાં જેને 'મૃત્યુ'ના નામથી ઓળખાવવામાં આવે છે તે દાખલ થઇ જાય. હજી સુધી મૃત્યુ આ સ્થાનમાં આવ્યું નથી એમ મને કહેવામાં આવ્યું છે. એ નથી આવ્યું એ અમુક રીતે ખોટું થયું છે!

કશોય ઉપયોગ હોય એમ મને જણાતું નથી અને એને કોઇ કારણસરજ બનાવ્યો હશેને! પેલી કહે છે કે એ તો માત્ર કુદરતનું સૌંદર્ય વધારવા માટે જેમ ગેંડો, હાથી વગેરે ઉત્પન્ન થયાં છે તેજ પ્રમાણે આ ધોધ પણ એને માટેજ ઉત્પન્ન કરવામાં આવ્યો છે.

હું એક પીપમાં બેસીને ધોધ ઉપરથી ગયો—આ તેને ગમ્યું નહીં. હું એક કુંડીમાં બેસીને ગયો—તે પણ તેને ગમ્યું નહીં. પાંદડાંનો પોષાક પહેરીને હું તો તરી ગયો. પોષાક

રવિવાર:

જેમ તેમ દિવસ પસાર કર્યો.

સોમવાર:

અઠવાડીઉં શેને માટે છે તેનો અર્થ હવે મને સમજાયો છે એમ હું માનું છું: રવિવારનો કંટાળો કાઢી નાખવાને માટેજ એ ગોઠવવામાં આવ્યું છે. આ વિચાર પણ સારો લાગે છે......પેલી પેલા ઝાડ ઉપર પાછી ચઢી હતી. ઢેફાં મારીને મે તેને નીચે ઉતારી કોઇ જોતું નહતું એટલે પોતે ચઢી હતી એમ તેણે કહ્યું કોઇ પણ ભયભર્યું સાહસ ખેડવાને માટે આ બહાનું બસ છે એવું ધારતી હોય એમ લાગે છે મેં એને પણ એમજ કહ્યું

ગુરુવાર:

પેલીએ મને કહ્યું કે પોતે મારા શરીરની એક પાંસળીમાંથી ઉત્પન્ન થએલી છે. બીજું કંઇ નહીં તો પણ એટલું તો ખરૂંજ કે આ કથન શંકાભર્યું છે. મારા શરીરમાંથી એક પણ પાંસળી ગુમ થઇ હોય એમ મને જણાતું નથી.. ગીધની તબીયતને લઇને પેલીને બહુ ચિંતા થાય છે—કહે છે કે ઘાસનો ખોરાક એને અનુકૂળ નથી આવતો પોતે એમ ધારે છે કે એને માટે તો સડી ગએલું માંસજ જોઇએ. મારો મત આથી જુદો છે જે મળે છે તે લઇને ગીધે જેમ તેમ ચલાવી લેવું જોઇએ માત્ર ગીધને સરળતા આપવા માટે આપણે આખી યોજના ફેરવી નહીં શકીએ.

શનિવાર:

પેલી આખો દિવસ તળાવમાં પોતાનું મોં જોયા કરતી હતી તે ગઇ કાલે આખરે તેમાં પડી ગઇ. તે લગભગ ગુંગળાઇજ ગઇ હતી અને કહેતી હતી કે તળાવમાં એને બહુ ખરાબ લાગ્યું હતું આથી કરીને તળાવમાં જે પ્રાણીઓ રહે છે એમની સ્થિતિને માટે તે બહુ દીલગીર થઇ હતી આ પ્રાણીઓને તેણે 'માછલી' નામ આપ્યું છે. મૂર્ખતાની પણ હદ હોય કે નહીં! જેમને પોતાને નામની



હું નાયગરા તરફ છું તે ઇવને ગમતું નથી.

જરૂર નથી અને નામથી બોલાવ્યાથી જેઓ આપણી પાસે આવતાં નથી એમનાં નામ પાડવાથી શો ફાયદો? ગમે તેમ હો પણ એમના ઉપર દયા લાવીને તેણે તેમાંની થોડીક માછલી બહાર કાઢી અને તેમને ગરમી મળે એટલા




ગીધની તબીયતને લઈને ઈવને બહુ ચિંતા થાય છે.

માટે મારી પથારીમાં મુકી. પણ મેં અવાર-નવાર આખો દિવસ જોયા કર્યું તે ઉપરથી એ પ્રાણીઓ આ પ્રમાણે પથારીમાં રહેવાથી વધુ સુખી થયાં હોય એમ મને લાગ્યું નહીં. હા, પહેલાં કરતાં વધુ શાંત તો થઈ ગયાં છે. રાત પડશે ત્યારે હું તેમને બારણાં બહાર ફેંકી દઈશ: હું તેમની સાથે ફરીથી સુવાનો નથી કારણ કે જ્યારે આપણે કૈં પહેર્યું નહીં હોય ત્યારે તેઓ એવાં કંપારી છુટે તેવાં લાગે છે!

રવિવાર:

જેમ તેમ કરીને પસાર કર્યો.

મંગળવાર:

પેલીએ હવે એક સાપ જોડે મિત્રતા બાંધી છે. બીજાં પ્રાણીઓ આથી ખુશ થયાં છે, કારણ નહીં તો તેમના ઉપર તે જુદા જુદા પ્રયોગ કરતી અને નાહક તેમને હેરાન કરતી. હું પણ ખુશ થયો છું, કારણ કે સાપ પણ વાતો કરવાનો શોખીન છે. એટલે પરિણામે મને આરામ મળે છે.

શુક્રવાર:

પેલા ઝાડનાં ફળ ચાખવાની સલાહ સાપ આપે છે અને એથી વિશાળ, મહત્ત્વનું જ્ઞાન મળશે એમ તે તેને કહે છે. મેં એને કહ્યું કે એને લઈને એક બીજી વસ્તુ પણ દાખલ થશે—એનાથી જગતમાં 'મૃત્યુ' દાખલ થશે. પણ એ મારી ભુલ થઈ—એ ટીકા મારે મનમાંજ રાખવી જોઈતી હતી. એનાથી તો એને એક ઉલટો નવો વિચાર સુઝયો: એથી કરીને ઘાસ ખાઈખાઈને મરવા પડેલા ગીધને તે બચાવી શકશે અને સિંહ તેમજ વાઘને તાજું માંસ પુરું પાડી શકશે! તે ઝાડથી દૂરજ રહેવાની મેં તેને સલાહ આપી. પણ તેણે ઘસીને ના પાડી. જ્યારી

પંચાની ઉભી થવાની છે એમ લાગે છે. નામી ફુરીશ

બુધવાર:

મને ઘણા અનુભવ થયા. હું તે દિવસે રાતે નામી ફુટ્યો અને તોફાન ઉભું થાય તે પહેલાં હું આ તપોવન છોડીને કોઈ બીજા દેશમાં સંતાઈ જાઉં એ વિચારથી એક ઘોડા ઉપર બેસીને તે જેટલો દોડી શકે તેટલી ઝડપથી તેને દોડાવ્યો ગયો. પણ તેમ થવાનુ નિર્મિત નહોતું. સૂર્યોદય પછી એકાદ કલાકે જ્યારે હું એક પુષ્પોથી ભરેલા જંગલમાંથી ઘોડો દોડાવ્યો જતો હતો ત્યારે હજારો જુદા જુદા પ્રાણીઓ લીલાં ઘાસનો ચારો ચરતા હતાં, સુતાં હતા અથવા એકેક સાથે રમતાં હતાં એક ક્ષણમાં તેમણે સર્વેએ અચાનક બૂમો પાડવા માંડી આખું જંગલ ખળભળી ઉઠ્યુ અને આ હજારો પ્રાણીઓ એકેકને મારી નાખવા મંડી પડ્યાં. આનુ કારણ શું તે હું જાણી ગયો-ઈવે પેલુ ફળ ખાઈ લીધુ અને જગતમા મૃત્યુ દાખલ થઈ ગયું.....મેં તેમને આજ્ઞા કરી જ્યાં તેનો બીલકુલ અનાદર કરીને વાઘો મારા ઘોડાને ખાઈ ગયા અને હું જો ઉભો રહ્યો હોત તો મને પણ ખાઈ જાત-અલબત્ત હું ઉભો રહ્યોજ નહીં, પણ ઘણી ઝડપથી ત્યાંથી ચાલ્યો ગયો..... તપોવનની બહાર આ જગ્યા મેં શોધી કાઢી હતી અને થોડા દિવસ ત્યાં ઠીક સુખમાં ગાળ્યા પણ ઈવેએ મને પાછો શોધી કાઢ્યો. મને શોધી કાઢ્યો એટલુંજ નહીં પણ આ જગ્યાનું નામ પણ એણે "ટોનાવંડા" પાડી દીધુ-એના મતાનુસાર એ "ટોનાવંડા" જેવુંજ જણાય છે! પણ ખરું પુછાવો તો એ આવી એથી મને દિલગીરી થઈ નથી, કારણ કે અહીં



સુડથા અગવડ તો ઘણી પડે છે પણ કામ જે અપકારક— અને ભુષણરૂપ ગુણ એના બનાવનું છે

ફલફળાદિ ઝાઝાં નથી અને એ પોતાની સાથે પેલાં સદ્દનવનમાંથી થોડાંક લેતી આવી છે. હું એટલો ભુખ્યો થઈ ગયો હતો કે મારે તેમાંથી થોડાંક ખાવાં પડ્યાં. તેમ કરવું એ

મારા સિદ્ધાંતની વિરુદ્ધ હતું, પણ જ્યાં સુધી એક માણસનું પેટ બરાબર ભરાઇ રહેતું નથી ત્યાં સુધી સિદ્ધાંતની સત્યતાને સ્થાનજ નથી એમ; મને લાગે છે......પેલી ઝાડનાં પાંદડાંનો પોષાક પહેરીને મારી પાસે આવી અને, જ્યારે મુર્ખાઇ-ભર્યો વેષ તેણે શા માટે પહેર્યો હતો એમ મેં કહ્યું અને તે ઝાડનાં પાંદડાં ખેંચીને મેં ફેંકી દીધાં ત્યારે શરમને માર્યે તેના ગાલ ઉપર શેરડા પડયા અને તેણે સહેજ સ્મિત કર્યું. મેં અગાઉ કોઇ માણસના ગાલ ઉપર શરમના શેરડા પડતાં જોયા નહતા તેમજ કોઇને સ્મિત કરતાં જોયું નહતું એટલે મને તો તે બન્ને ક્રિયા રીતભાત વગરની અને મુર્ખાઇભરી લાગી. પણ પેલીએ મને કહ્યું કે તમને પણ એમ કેમ થતું હશે તેનો અર્થ અલ્પ સમયમાં જાણુશો. બન્યું પણ તેમજ. હું આટલો ભુખ્યો થઇ ગયો હતો અને મોસમ ધ્યાનમાં લેતાં સફરજન ઘણુંજ મીઠું હતું તે છતાં તે હું અરધું ખાઇ રહ્યો એટલામાં તો મેં તે ફેંકી દીધું અને પેલીના શરીર ઉપરથી ખેંચી કાઢેલ પોષાક મેં પહેરી લીધો. આટલુંજ નહીં પણ પેલીને જઇને બીજો એવો પોષાક પહેરી આવવાને અને ત્યાં ઉભી ઉભી શરમ વગરનું સ્મિત નહીં કરવાને મેં જરા સખ્ત ભાષામાં કહ્યું. આ પ્રમાણે તે બીજો પોષાક પહેરી આવી અને તે પછી હું અને એ જ્યાં બીજાં પ્રાણીઓએ એકેકને મારી નાખ્યાં હતાં ત્યાં ગયાં. ત્યાંથી ચામડાંઓ લઇને એમાંથી સારે પ્રસંગે પહેરી શકાય એવા એકેક સુટ તેની પાસે તૈયાર કરાવ્યા. એ સુટથી અગવડ તો ઘણી પડે છે પણ લાગે છે ભપકાદાર—અને લુગડાંમાં મુળ જોવાનું એજ છે......પેલી મિત્ર તરીકે સારી છે એમ મને જણાય છે. મારી મીલકત ગઇ એટલે તેના વિના મને બહુ એકાંત લાગત એમ પણ મને લાગે છે. એક બીજી વાત. હવે પછીથી અમારે અમારાં ભરણપોષણ માટે મહેનત કરવી એ પ્રમાણે નિર્મિત થયું છે એમ તે કહે છે. તેમાં પણ તે કામની થઇ પડશે. હું ઉપરની દેખરેખ રાખીશ.

[આ અવનવીન નોંધપોથીનો બાકીનો ભાગ આવતા અંકમાં]



# મીરાં—ગુજરાતની કાવ્યમૂર્તિ†

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ગંભીર દર્શન અને ચમકતા સ્વપ્નોએ તેની કલ્પના પોષી. વિશાળ પૃથ્વીના અને સર્વવ્યાપી આકાશના દરેક દૃશ્ય અને નાદ તેના હૃદયમાં સર્વોત્તમ તરંગો મોકલતા. દૈવી તત્ત્વજ્ઞાનના ઝરણાં તેના તરસ્યા હોઠ પર પડતાં, અને પુનિત ભૂતકાળે ઇતિહાસ કે કથામાં જે જે મહત્તા, સુજનતા કે સૌંદર્ય સ્થાપ્યું હતું તે એ અનુભવતો ને જાણતો.

—શેલી

ગુર્જરગિરાને આરાધતા શ્રેષ્ઠ કવિઓના વૃંદમાં એક એકલવાઈ મૂર્તિ સરલતામાં દિવ્ય ભાસતી, પોતાનો વિશિષ્ટ પ્રકાશ પાડતી, અધારી નીરાળી ઉભી છે. આ મૂર્તિ તે રાણા કુંભાની પટરાણી, પુરુષોત્તમની આત્મદત્ત પરિણીતા ને પ્રેમાનંદની મધુર ગુર્જરીમાં પણ મધુરતમ સૂરો ગુંજનાર મીરાંની. ગુજરાતના સાહિત્યના ઉપાસકોમાં વિખ્યાત છતાં તેને સમ્બંધે ઐતિહાસિક દૃષ્ટિએ માત્ર થોડુંજ જાણવામાં આવ્યું છે. હીંદુઓને સહજ એવા આત્મ-વિસર્જનથી તેણે પોતાની એંધાણી સરખીએ રહેવા દીધી નથી અને તેના પછીના કાળમાં ભક્તિપૂજાએ તેની આસપાસ દંતકથાનું એવું વાતાવરણ ઉભું કર્યું છે કે ઐતિહાસિક દૃષ્ટિ તેની રૂપરેખા સ્પષ્ટ રીતે જોઈ શકતી નથી.

રજપુતાના અને મધ્યકાલીન હીંદના ગર્વ અને ગૌરવરૂપ ચીતોડના એક મહાપ્રતાપી રાણાને તે પરણી હતી (ઇ. સ. ૧૪૧૯ થી ૧૪૬૯) એટલે તેના સમય વીશે મતભેદ નથી.*

દંતકથાએ રચેલો જીવનક્રમ એટલો જાણીતો છે કે તેને લખવાની જરૂર નથી. પણ તેની જીવનકથા તરીકે મનાતી ફરતી વાતો

† કેટલાંક વર્ષ પર 'ઈસ્ટ એન્ડ વેસ્ટ'માં છપાયેલા લેખકના અંગ્રેજી લેખ પરથી.

* ૧૯૧૦માં અપાયેલો મારો આ અભિપ્રાય ખોટો લાગે છે. જુઓ "કાવ્યદોહન" ભાગ ... ઉપોદ્ઘાત

પરથી અને કર્તાની ખરી છાપ ધારતાં તેનાં થોડાં કાવ્યો પરથી આ કવિનો ખરો આત્મા દોરવાનો પ્રયત્ન નીરસ તો નહીંજ થઇ પડે.

મીરાંનાં થોડાંજ પદો આપણને મળી આવે છે. પરંતુ તેણે મોટી સંખ્યામાં કાવ્યો લખ્યાં હશે એમ માનવાને કારણ નથી. કવિતા રચવાનો તેનો ધંધો નહતો, તે તો કવિતાની મૂર્તિ હતી. સ્થૂલ વસ્તુઓથી અસ્પર્શ્ય એવા દિવ્ય ભાવનાના સર્વવ્યાપી વાતાવરણમાં તેનું મગજ સદાય વિહરતું. જે પદો તે બનાવતી તે ક્ષણજીવી કીર્તિ મેળવવા નહીં, સાહિત્યના રસીઆઓનો ચંચલ શોખ પુરો પાડવા નહીં, તેમજ હૃદયશૂન્ય ટીકાકારોની ભયંકર કસોટીમાંથી પાર ઉતરવા પણ નહીં. ભવિષ્યની પ્રજાઓ પાસે અમરપદની ભીખ માગવા પણ તેણે કાવ્યો રચ્યાં નહતાં; તેનાં કાવ્યો તે શુદ્ધ કવિહૃદયના નિષ્પ્રયત્ન ઉમળકા—સંગીતના અવતાર સમા, કોઇ સુસજ્જ અને સંવાદી વીણામાંથી નીકળતા દિવ્ય અને મધુરા ધ્વનિ જેવા હતા. સામાન્ય કવિઓને કાવ્ય લખતાં અમુક પ્રકારની માનસિક સ્થિતિ લાવવી પડે છે, સુંદર કલ્પનાઓ ખેંચી લાવી તેને શબ્દમાં મૂર્ત કરવાને પ્રયત્ન કરવો પડે છે. પણ મીરાંની ખુબી તો ન્યારી હતી. કવિતા એ ભાવની, ઊર્મિની ભાષા છે અને જે કલ્પનાસૃષ્ટિમાં મીરાં વિહરતી હતી તેમાંથી પોતાના અનુભવોને વ્યક્ત કરવાને તેને જરુર પડતી ત્યારે આપણે સામાન્ય અનુભવો સહજ કહી શકીએ, તેમ તે શુદ્ધ રસથી છલકાતાં પદો વગર શ્રમે રચતી. તે કવિતા લખતી નહીં પણ કાવ્યમયતામાં સદાય નિમગ્ન રહેતી. કાવ્યમયતા યા અરસિકતાનો અભાવ તે કદી અનુભવતી નહીં. હરેક પ્રસંગે તેં શક્તિ દાખવી નથી; પણ તેથી તેની શક્તિની સંપૂર્ણતા ઘટતી નથી.

મીરાંનાં પદો જે આજે મળી આવે છે તે મીરાંની યોગ્ય કીંમત કરવાને પુરતાં છે. તેની કીર્તિ આજે પાંચસેં વર્ષથી પ્રસરે છે; આટલા સમયમાં અલ્પજીવી દીપકો તો ક્યારનાયે હોલવાઇ ગયા હોત. મીરાંની લોકપ્રિયતા નિઃસીમ છે. જેને કેળવણી કે સાહિત્યજ્ઞાન નથી, જે રજપુતાનાનાં ધીકતાં રણોમાં અથવા ફલદ્રુપ ગુજરાતનાં સુંદર ખેતરોમાં અથાગ જાતમહેનતનું જીવન ગુજારે છે તે પણ મીરાંનાં પ્રેમપદોને પોતાના ભાવભુખ્યા અંતરના આધારરૂપ માને છે. તાપે તપેલી સખ્ત મુખમુદ્રા ભલે હોય છતાં દરેક માણસના અંતરમાં શુદ્ધ કવિતાના જાદુઇસ્પર્શથી જ્યોત જાગ્યા વિના રહેતી નથી; કારણકે દરેક મનુષ્યમાં થોડે કે વધતે અંશે કાવ્યમયતા તો હોય છે. ઘણી વખત સંધ્યાકાલે જ્યારે થાકેલા મજુરો ઘેર આવવા નીકળે છે ત્યારે મજુરણોના અસંસ્કારી ને તીવ્ર સૂરો મીરાંનાં પદોને સંધ્યાની શાંતિમાં પણ ચારે તરફ ભાવમય તરંગો પ્રસારતા સાંભળીએ છીએ. આ અસાધારણ લોકપ્રિયતા મનુષ્યનાં અંતરો પર સામ્રાજ્ય ભોગવવાની કવિની શી અદ્દભુત શક્તિ હતી તેની સાક્ષી પુરે છે. જ્યાં સુધી પ્રેમ એ હૃદયની ઊર્મિઓનો અધિષ્ઠાતા છે, જ્યાં સુધી મનુષ્યનું હૃદય શરમાળ મુખ પર મોહક વ્યાકુળતા આણવાનું વીસરતું નથી, જ્યાં સુધી પ્રણયીની સ્નેહભીની નજરે વાટ જોવાનું અંતર ભુલતું નથી ત્યાં સુધી મીરાંના કાવ્યકલ્લોલો પ્રેમના સુંદર અને સર્વોત્કૃષ્ટ સૂર ગણાશે.

મીરાં ભક્ત પણ હતી એટલે ઉત્તમોત્તમ કવિ બની. સ્વભાવની સુકુમારતા, કવિત્વશક્તિની કસોટીરૂપ સૂક્ષ્મ ભાવ અનુભવવાની શક્તિ જે કાવ્યમયતાનું મુળ છે તે તેનામાં સંપૂર્ણ કલાએ પામી હતી. જેટલે અંશે ઊર્મિઓ અનુભવવાની શક્તિ તેટલેજ અંશે માણસ

કવિ સેવી શકાય. જ્યાં બીજો માણસ કેવળ બેધ્યાન નહીં તો બેદરકાર રહે ત્યાં કવિની સૂક્ષ્મતર અનુભવશક્તિ ઊંડા ભાવો અનુભવે છે બહારની વસ્તુના સ્પર્શમાત્રથી તે વસ્તુ તેના અંતરમાં અવિનાશી છાપ પાડે છે, તેના વિચાર ને ઊર્મિઓમાં ગુંથાઈ જાય છે અને અંતે સર્જનકલ્પનાના પ્રભાવથી સજીવ કૃતિરૂપે પ્રગટે છે. કુદરતે પેદા કરેલી એક અલ્પ નજીવી વસ્તુમાં એક વર્ડ્ઝવર્થને આખી સૃષ્ટિ દેખાય છે, જ્યાં સામાન્ય પ્રણયીને માત્ર પ્રિયતમાના કેશની એક લટ દેખાય છે ત્યાં પેલો મહાકાવ્ય રચી શકે છે. સનમના આંસુ પરના તલ પર મુગ્ધ બની જેને રહેવા માટે એક હાફીઝ જગતના સામ્રાજ્યનો પણ તિરસ્કાર કરે છે. એક સામાન્ય માણસને મન આ બધી ક્ષુદ્ર વસ્તુઓ છે, જીવનમાં ઘેલછા સ્વરૂપે દેખાય છે, ગંભીર ધ્યાનને માટે નાલાયક જણાય છે, પણ કવિને મન આ બધી વસ્તુ મર્મસ્પર્શી સત્યો છે, જીવનના આધારરૂપ છે. શેક્સપીઅર જેને મૂર્તસ્વરૂપ અર્પનારી ક્રિયા—કલ્પનાશક્તિ—કહે છે તેનો આધાર આ અનુભવશક્તિ ઉપર રહ્યો છે. જેમ મન પર પડેલી છાપ વધારે સચોટ અને સજીવ, તેમ તેના પર માનસિક રચના રચવી વધારે સહેલી, તેમ તેને સ્વરૂપ આપવાનું વધારે સુગમ અને બીજી વસ્તુઓ સાથે તે છાપને જોડી કલ્પના ભેદ રચના અથવા આદર્શચિત્ર બનાવવાનું વધારે શક્ય. કલ્પનાશક્તિ વિના સર્જકતા નહીં, સર્જકતા વિના કવિત્વશક્તિ નહીં.

આ ઉપરાંત કવિઓમાં યોગ્ય શબ્દો વડે ભાવ વ્યક્ત કરવાની અપૂર્વ શક્તિ હોય છે. ઇમર્સન એમને ભાવ-વાહક—'વાચક' કહે છે પોતાની સૂક્ષ્મતમ લાગણીઓને એવા શબ્દોમાં બહાર પાડવી કે જેથી વાંચનારના હૃદયના તારમાં સમસુરી ઝણઝણાટ થાય. આ મનુષ્યોમાં રહેલી એક મોટામાં મોટી શક્તિ છે. આ શક્તિને ઘણી વખત કવિત્વશક્તિ ગણવામાં આવે છે અને આ શક્તિથીજ કવિઓને સાધારણ રીતે દુનીઆ ઓળખી શકે છે. પણ અનુભવશક્તિ કવિત્વ સર્જે છે, વાણીપ્રભાવ માત્ર તેને પ્રગટ કરે છે એમ બને છે કે જ્યાં અસાધારણ આવેશમાં ઊર્મિઓ ઉછળતી હોય અને ભાવો ધીગતા હોય ત્યાં વાણીપ્રભાવ પ્રગટ્યા વિના રહેતો નથી. અને આ વાણી તે કવિતા કહી શકાય.

કેટલાક માણસોનાં અંતરના તાર સરસ રીતે મળેલા હોય છે. તેમને ઊર્મિ થાય અથવા ભાવનો અનુભવ થાય કે તેમનાં અંતરમાં ધીગતુ ને જ્વાલામય વાતાવરણ પ્રસરે છે અને તેના અગ્નિથી નિર્જીવ વસ્તુ પણ એવા જ્વલંત શબ્દોમાં બહાર પડે છે કે શબ્દો બહાર પડતાં તેની જ્વાળા સામાને લાગે છે. આવાં માણસો તે કવિઓ.

આ શક્તિ કેટલાક કવિઓમાં જન્મથીજ વિકાસ પામેલી હોય છે. કેટલાકમાં બાહ્ય સ્પર્શની વાટ જોતી સુપ્ત પડી રહી હોય છે. કેટલાકને ભવ્ય વ્યોમ, કુદરતની લીલા અથવા ગગનચુંબી પર્વતોના હિમવાન શિખરો પ્રેરણા આપે છે. વેરની જ્વાલા, નિરાશા કે પ્રેમ—એમ પ્રસંગે પ્રાધાન્ય પામેલો ભાવ કેટલાકની સુતેલી લાગણીઓ જગાવે છે.

મનુષ્યના બધા ભાવોમાં પ્રેમ એજ સૌથી જબરી જ્યોત જગવે છે. સ્વસ્થના અનુભવના કવિઓની—કારણકે કવિઓમાં પણ સ્વસ્થ અને અસ્વસ્થ કવિઓ હોય છે—વ્યવહારબુદ્ધિ એવી હોય છે કે ચિરસ્થાયી કલ્પનાવિલાસ ને અનુભવતા નથી, અને તેમની કવિતાનું મુળ કોઈ સ્ત્રી હોય છે અને

તેનું સ્વરૂપ સ્નેહરાજ્ઞીની પ્રોત્સાહક સંગતિમાં મળેલા અનુભવનું ચિત્ર હોય છે. પણ કેટલાક તો એવા કવિઓ નજરે ચઢે છે કે જેમની સૂક્ષ્મતમ કલ્પનાશક્તિ કોઇ આછા આભાસથી, કોઇ દીઠઅદીઠ મુખથી, કોઇ કલ્પિત મૂર્તિમાત્રથી પ્રજ્વલિત થાય છે. તેમના મગજમાં કોઇક વખત એવી સ્પષ્ટ અને જીવંત મૂર્તિ ઉભી થાય છે કે તે તેમના જીવનમાં સજીવ અને દેહધારી વ્યક્તિરૂપે રહે છે. આવા કવિઓ આવી મૂર્તિ જોડે બોલે છે, પરસ્પર ભાવસંબંધ બાંધે છે અને તેની આસપાસ હર્ષ અને શોકથી પૂર્ણ સંસાર ઉભો કરે છે.

સાચા કવિહૃદયનો વિકાસ એકજ ઊર્મિથી કેળવાય છે. તેનો દાખલો ઇટલીના કેટલાક કવિઓ અને ખાસ કરી ડૅન્ટો છે. ભક્તકવિ આ પ્રકારનો હોય છે. એને સામાન્ય કવિની માફક માત્ર કલ્પનાનું પ્રાબલ્ય હોતું નથી; એ તો કલ્પનાવિલાસમાં જીવી શકે છે. આવા કવિભક્તો યુરોપમાં થતા ભક્તોથી જુદા પ્રકારના હોય છે. ત્યાં ભક્તોની ભક્તિ શુદ્ધ આચરણ, સરસ ધર્મબોધ અને ઇસુના અનુકરણમાં સમાઇ હોય છે. હીંદનો ભક્ત ન્યારો છે. તે તો ભગવાનમાં લીન બની રહે છે; સઘળા સંસારને તે વીસરી રહે છે; તેની કલ્પનાએ રચેલી સૃષ્ટિમાં નિરંતર વિહરે છે ને જીવે છે પણ જીવવું શું છે તે જાણતો નથી; તે સ્વપ્નમાં અનુભવે છે પણ સ્વપ્નમાંથી જાગવાનું વીસરી ગયો હોય છે.

આવા સ્વભાવવાળાં સ્ત્રીપુરુષો હીંદમાં અનાદિ કાલથી ઘણી વાર મળી આવે છે. આપણી અમર્યાદિત કલ્પનાશક્તિ, ઊર્મિઓથી ઉછળતો પૌર્વાત્ય સ્વભાવ, ભાવનામય જીવનની લાલસા; આ ગુણોને લીધે આપણા દેશમાં આવા દાખલાઓ ઘણા જડે છે. અંતિમ લક્ષ્ય સુધી જતાં આપણો સ્વભાવ પાછી પાની કરતો નથી. આપણા તત્ત્વજ્ઞાનીઓ આવા, આપણા કવિઓ પણ આવા, આપણા વીરો પણ આવા અને આપણા ભક્તો પણ આવા હોય તેમાં નવાઇ શું! હીંદ ભક્તજનની ભૂમિ છે. કવિઓ, ઉત્સાહના અવતારો અને ભક્તો સરજવા માટે આપણે અપૂર્વ રચના કરી હોય એમ લાગે છે. આપણા હજારો હરિજનોનો દાખલો લઇએ. અડગ શ્રદ્ધાથી હરિજન એના ઇશ્વરની ઉત્સાહપૂર્વક પૂજા કરે છે; અનન્ય ભક્તિથી ઉપવાસાદિ ભક્તિચર્યા આરંભે છે; અને પરિણામે તેની ભાવ અનુભવવાની શક્તિ સૂક્ષ્મ, કેટલેક અંશે તો રોગિષ્ટ બની જાય છે. તે સંસારવ્યવહાર છોડી દે છે અને જ્યાંને ત્યાં એની એકમાર્ગી ભક્તિ દેખાય છે. બીજી વસ્તુ પર તેનું ચિત્ત ચોંટતું નથી. ધીમે ધીમે પોતાના ધ્યેય સાથે તે તાદાત્મ્ય અનુભવે છે. શેલીની માફક તને ભાન થાય છે "હું તારો નથી પણ તારો અંશ છું." તે દુનીઆ વિસારે છે અને દુનીઆ તેની મશ્કરી કરે છે. તેની એકાગ્રતા વધે છે, તે વધુ ને વધુ એકમાર્ગી થાય છે; વધારે ને વધારે શ્રદ્ધા કેળવે છે; અને પરિણામે તેની ભાવના, ઇચ્છા, આશા બધી એકાગ્ર થાય છે. એનું માનસિક દૃષ્ટિબિંદુ બદલાય છે, જગત્ તરફ એ કાલ્પનિક દૃષ્ટિબિંદુએ જુવે છે અને સ્વાભાવિક રીતે જગત્ તેને માયાવી જણાય છે. તેને મન જગત્ એ જગત્ રહેતુંજ નથી. કીર્તિને ચોપડે ચડેલા યા ન ચડેલા ઘણા હીંદીનું આ જીવન છે. આવા અનુભવ જ્યારે કવિઓને થાય છે ત્યારે તેમની કવિત્વશક્તિ વિરાટ્ સ્વરૂપ પામે છે—અને કલ્પના સૃષ્ટિમાંજ જેનું જીવન છે એવી કોઇ એક મૂર્તિથી એમની કવિત્વશક્તિ પોષાય છે.

આવી હતી મીરાં—પ્રકૃતિમાતાની લાડીલી. તેનું હૃદય આજન્મ કવિનું હતું—સુકુમાર અને સૂક્ષ્મ, અને બાલપણથી કરેલા કથાશ્રવણથી તે એકમાર્ગી ભક્ત બની રહી હતી. તેની અનેક કલ્પનાશક્તિએ થોડા પુરીને વિચિત્ર પુરાણ-કથાઓના શુષ્ક અને અસંબદ્ધ કકડાઓમાંથી જીવંત વ્યક્તિઓથી શોભતી સંપૂર્ણ સૃષ્ટિ રચી. તેની રસભુખી ઊર્મિઓ વીરનાયક શ્રીકૃષ્ણ તરફ વળી. પુરાણોએ કરેલી પ્રશંસાની મદદથી તેની ઉત્સાહી કલ્પનાશક્તિએ તેનું તલસતું હૃદય સંતોષાય એવા આદર્શ લક્ષણોથી દીપતો પુરુષોત્તમ સરજી કાઢ્યો. મીરાંની મનોદશા આપણે સહેલાઈથી કલ્પી શકીએ. પુરાણોના અપૂર્વ ભંડારો તેણે ઉત્સાહથી ખોલ્યા હશે. ગોકુળને ઘેલું કરનાર ગોપબાળની પ્રશંસા આતુર નયનોએ અને ઉછળતે હૈયે તેણે સાંભળી હશે. શ્યામ સમા દિવસોમાં અને નિદ્રાવિહોણી નિશાઓમાં તેનું ભમતું મન તેની કલ્પનામૂર્તિનું મનોહર મુખડું જોઈ રહ્યું હશે. તેની ઉછળતી કલ્પનાશક્તિ તેને કૈંક માતાઓ અને આનંદ-મગ્ન ગોપીઓને નાચ નચાવતા નટખટ નટવરના સંગમાં લઈ ગઈ હશે, એ અદ્ભુત જગતમાં તે જવા તલસતી હશે—ગઈ એમ કહ્યું હશે—અને જીવનાધાર શ્રીકૃષ્ણની નાનકડી ઘેલી વહાલી ગોવાલણ હોય એવો અનુભવ કર્યો હશે. મીરાંનો પિતા મેડતાના નાના સંસ્થાનનો રાઠોડ પોતે ભક્ત હતો અને તેણે પુત્રીની સ્વચ્છંદી કલ્પનાને ઉત્તેજી. આ મૈત્રીએ—એને બીજું નામ અપાય નહીં—તેને નિરાધાર કરી. તે મોટી થઈ ? તે કૃષ્ણને વરી ચૂકી અને સંસારને તેણે પ્રણામ કર્યાં. દુનીઆની બધી વસ્તુઓ કરતાં તેની કલ્પનાનો આદર્શ પ્રભુ તેને વધારે પ્રિય હતો. ચિતોડની ગાદીનો તેને મોહ નહતો; હીરના મહાપ્રતાપી રાજવીના કોપની તેને પરવા ન હતી, હસતી દુનીઆના અપમાનોનો તેને હીસાબ નહતો. તેના પુરુષોત્તમને પૂજવા; તેના પગકમળ પર વારી જવું; પોતાની જાતને તેની પ્રિયતમા માનવી, અપૂર્વ શબ્દરચનાથી તેની પ્રશંસા ગાવી.—આમાંજ તેના જીવનની સાર્થકતા સમાઈ રહી. જેમ Laura (લોરા)-ના સ્મરણોથી પેટ્રાર્કનાં કાવ્યો થયાં તેમ કલ્પનામૂર્તિ શ્રીકૃષ્ણના સ્મરણોથી મીરાંનાં પદો ઉદ્ભવ્યાં. આ પૌરાણિક કથાનાયક માટે જે પ્રેમ તેનું ભાવિક હૃદય અનુભવતું હતું તે તેના કાવ્યોનું મૂળ બન્યું. ગીતાના શ્રેષ્ઠ કર્મયોગી અને પુરુષોત્તમના ચારિત્ર્યની રૂપરેખા અત્યારે અસ્થાને છે. સ્વચ્છ, નિસ્વાર્થ અને ભવ્ય ચારિત્ર્યભાવના જે ગીતા શીખવે છે તેનો તે શ્રેષ્ઠ પ્રતિનિધિ હતો; પણ તેના ચારિત્ર્યનું રેખાચિત્ર આપવા કોઈ કાર્લાઈલ જેવાની સંજીવની લેખિની જોઈએ.

મીરાંનાં કાવ્યોની વીગતવાર સમીક્ષા અત્યારે આપણી અશક્ય છે, પણ એની કરુણ પ્રાર્થનાઓ વાંચી હૈયું કંપ્યા વિના રહેતું નથી. શિષ્ટ અને વેગવતી શૈલીમાં ગૂંથેલા તેના સુંદર અને મર્મસ્પર્શી ભાવો, નિર્બાધ વહેતાં ઝરણાં સમા સરલ અને નિષ્પ્રયત્ન સંગીતવાળી કડીઓની નૈસર્ગિક શોભા, મુગ્ધ હૃદયના અપૂર્વ સુકુમારતાવાળા વિવિધ ભાવોને પ્રતિબિંબિત કરતા ગંભીર અને સુક્ષ્મ ઉચ્ચારણો; કંઈક પણ સત્યદર્શી વર્ણનોની મધુરતા. આ બધું વાચકના મન પર જબરો જાદુ કરે છે. તેનો શુદ્ધ અને મગ્ન પ્રેમ દુષ્ટ જગતની તુચ્છ જંજાળમાંથી અધમમાં અધમ હૃદયને ખેંચે છે, અને અનંત આનંદ ને પ્રેમથી પૂર્ણ એવા કલ્પનાના આહ્લાદક પ્રદેશોમાં લઈ જાય છે. આથીજ એનાં કાવ્યો આપણા લોકહૃદયમાં અમર સ્થાન પામી રહ્યાં છે.



બેગમ મુમતાઝમહાલ

નીમણુક કરવામાં આવી. નસ્તાલીક, નસ્ખ અને શીકસ્તા, એ જુદા જુદા પ્રકારની ફારસી લેખનકળામાં તે એટલી બધી માહીતગાર થવા પામી હતી કે ત્રણે પદ્ધતિ અનુસાર ફારસી ભાષા-લિપિ ઘણીજ શુદ્ધતા અને સુંદરતાથી તે લખી શકતી હતી. તેના પુસ્તકાલય જેવું બીજું એક પણ તે જમાનામાં નહોતું એમ મનાય. છે અને તમામ ઇતિહાસવેત્તાઓ આ બાબતમાં એકમત છે કે તેની કેળવણી ઘણાજ ઉંચા ધોરણ ઉપર થઇ હતી. સર્ફનહુ (વ્યાકરણ) ફીક઼ (ઇસ્લામી ધર્મનું ધારાશાસ્ત્ર) અને હદીસનાં પુસ્તકોનું તેણે સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું. શાહજાદી જેબુન્નીસાના અન્ય આશ્રિત વિદ્વાનોએ લખેલાં કેટલાંક નાનાં મોટાં ધાર્મિક પુસ્તકો સાથે પણ તેનું નામ જોડાયલું જોવામાં આવે છે.

જેબુન્નીસા એકવીસ વર્ષની વયે પહોંચી અને અન્ય ભાષા તથા વિષયોમાં સંપૂર્ણ જ્ઞાન મેળવ્યા પછી શાયરી (કાવ્યરચના)માં પોતાનું દીલ પરોવ્યું, કેમકે તેનો આ શોખ કુદરતી હતો અને તેટલાજ માટે ઔરંગજેબે મુલ્લા સઇદ અશરફ કે જે તે જમાનાનો મશહુર વૃદ્ધ શાયેર હતો તેને શાહજાદીનાં લખેલાં ગદ્ય અને પદ્ય જોઇ તાલીમ આપવા માટે નીમ્યો. ટુંક સમયમાં તેણે શાયરીમાં પણ કમાલ કીધી અને એક કવિ તરીકે "મખફી"નાં તખલ્લુસથી ફારસી ભાષામાં ઘણાં કાવ્યો રચ્યાં. તેની કનીજો (દાસીઓ) સુદ્ધાં તેની ખીજમતમાં હર વખતે રહેવાથી એજ રંગમાં ફુલેલી હતી. 'તજકરએ માહદરખશાં'ની અંદર તેની કનીજ 'અમાની દેહલવી'ની કહેલી એક શેર છે કે:—

**આંકદ્ર શેઝે અજલ તીરા નસીબમ કર દંદ,**
**તેરગી મી તલબદ શામે ગરીબાં અજમંદ.**

વિધાતાએ મને એટલી બધી કાળા પ્રારબ્ધની (કમનસીબ) બનાવી છે કે કંગાળોની સંધ્યાકાળ મારા નસીબની કાળાશથી થાય છે.

એક વખતે નેઅમતખાં આલીએ જે આ જમાનાનો પ્રખ્યાત શાયેર (કવિ) હતો તેણે એક ઝવેરાતની કલગી વેચવા માટે જેબુન્નીસાની પાસે મોકલી, એમ સમજીને કે તેની સારી કીંમત આપી તે રાખી લેશે. પણ જ્યારે તે કલગી ઘણો વખત થવા છતાં એને પાછી નહીં મળી તથા જવાબ પણ મળ્યો નહીં, ત્યારે તેણે આ રુબાઇ લખીને જેબુન્નીસા પાસે મોકલી આપી.

**અય બદે ગૈત સઆદત અખતરે મન,**
**દરખિદમતે તુઅયાં શુદ જૌહરે મન,**
**ગર ચુગા ખરીદ નેસ્ત પસકુ જરેમન,**
**દરનેસ્ત ખરીદની બજન બર સરેમન.**

અગર કલગી ખરીદવી છે અને પાસે રૂપીઆ નથી તો હું તારી બંદગીની નેકી મારા ભાગ્યમાં

તારી ખીજમત કરવાથી જાહેર થએલી રકમરૂપ અને જો કદાચ જરૂરીઆત નહીં હોય તો પાછી ફેરવી દે

જેબુન્નીસાએ આ જવાબ પહોંચવાની સાથે રૂપીઆ પાંચ હજાર મોકલી આપ્યા અને કવચી પણ પાછી મોકલી આપી.

તે સમયના ઘણા શાયરો જેબુન્નીસાની ઉદારતાથી પોતાના હતા મુલ્લા સફીયુદ્દીન અર્દબેલી નામનો એક વિદ્વાન પુરૂષ શાહજાદી-ની મદદથી કાશ્મીરમા વસતો હતો. તેણે "તફસીરે કબીર" નામના અરબી ગ્રંથનો ફારસી ભાષામાં અનુવાદ કરી, પોતાની આશ્રય દાત્રીના નામને અમર રાખવાના ઉદ્દેશથી, પોતાના કરેલા એ ગ્રંથને "જેબુત્તફાસીર" એ પ્રમાણેનું નામ આપી શાહજાદી જેબુન્નીસાનુ નામ અમર રાખ્યું છે

જેબુન્નીસા દરવેશાના (ફકીરી) વિચારો ધરાવનારી પણ કુદરતના મનોહર દૃશ્યો તરફ અતિશય પ્રેમ ધરાવતી હોવાથી કાશ્મીરમા (કે જે તેની જાગીરમા હતુ) પોતાને માટે એક ઈમારત તૈયાર કરાવી બગીચામા એક મોટો અબરખનો તંબુ પણ તૈયાર કરાવ્યો હતો જે તદન કાચનો હોય તેવો જણાતો હતો તેમનખાનઆલીની મસનવીનુ વિખ્યાત પુસ્તક એજ તબુની તારીફમાં લખાયલુ છે

ટુંકમાં, જેબુન્નીસાના સદ્‌ગુણોના જેટલા વખાણ કરીએ તેટલાં ઓછાં છે અને એજ કારણ થી તેને મર્તબે માનદૃષ્ટિથી જોતાં ઔરંગજેબ પોતે પણ તેને સારી રીતે રાખતો હતો. જ્યારે જ્યારે જેબુન્નીસા બહારની સફરથી પાછી ફરતી ત્યારે ઔરંગજેબ શાહજાદાઓને તેનો આદરસત્કાર કરવા માટે આગળ લેવા મોકલતો. જ્યાં સુધી ઔરંગજેબે દક્ષિણ પર ચઢાઈનો વિચાર કર્યો નહતો ત્યાં સુધી જેબુન્નીસા સફરમાં હમેશાં તેની સાથે રહેતી અને તેની સલાહથી ઔરંગજેબ હમેશાં લાભ મેળવતો હતો.

જેબુન્નીસાને શાયરી માટે એટલો પવિત્ર શોખ હતો કે તેના પરિણામમા આજે તેના કાવ્યોના દફતરોનાં દફતર ભરી ગયાં હોત પણ અફસોસ એ છે કે ઇતિહાસ-વેત્તાઓને તેના કલામ (કાવ્ય) ઘણાજ ઓછાં મળી આવ્યાં છે. કેમકે "મખફી" અન્ય અનેક સ્ત્રીઓ અને પુરુષોનાં તખલ્લુસ હતાં અને એટલાજ માટે ખાસ ચોક્કસ રીતે નથી કહી શકતું કે "દીવાને મખફી" નામનો ગ્રંથ જેબુન્નીસાએ રચેલો છે કે નહીં કેટલાક લેખકોએ માત્ર આ ભેગું કરેલી છે એમ જણાવ્યુ છે

બશાકનદ દસ્તે કે ખમ દર ગરદને યારે ન શુદ,
કુરેબેહ ચશ્મે કે અજ નજ્જારએ દીદારે ન શુદ
બેહ બજાર આખીર શુદ,
હરગુલ બકંદ બાગી રફત,
ગુન્ચએ ખાતે દીલમા કે બ મદદ ખારે ન શુદ.



નુરજહાં બેગમ

તે હાથ તુટી જવાને લાયક છે કે જે યારની ગરદનમાં પડીને ન વહ્યા હોય. તે આંખો ફુટેલી સારી છે કે જેનાથી યારનો જમાલ (ચેહરો) ન જોયો હોય. સેંકડો બહારો આવી ગઈ અને દરેક ફુલની ગરજ પુરી થઈ ગઇ, પરંતુ મારા દીલના બાગની કળીઓ ખીલીને પાધડીએ ન બંધાઇ.

પરંતુ 'તજકરએ શમ્એ અન્જુમન', 'તજકરતુલ ખ્વાતીન', અને 'તજકરએ મશાહીરે–નિસ્વા', નામની કીતાબોમાં એનાં બીજાં પણ ઘણાં અશઆર લખેલાં જોવામાં આવે છે જે પૈકી માત્ર એક શેર અત્રે નમુના માટે લખી છે. તે આ મુજબ છેઃ—

**બુલબુલ અજગુલ બગુજર્દ ગરદર ચમન બીનદ મરા,**
**બુતપરસ્તી કય કુનદ ગર બરહમન બીનદ મરા;**
**દર સખુન પીન્હા શુદમ માનીંદબુ દરબર્ગે ગુલ,**
**હરકે દારદ મેલ દીદન દર સખુન બીનદ મરા.**

બુલબુલ જો બગીચામાં મને જોઇ લે તો ફુલ ઉપર બેસવાનું છોડી દે અને બ્રાહ્મણ જો મને જોઈ લે તો મૂર્તિપૂજા છોડી દે. હું મારા કલામોની અંદર એવી રીતે છુપાએલી છું જેવી રીતે ફુલમાં સુગંધ છુપાય. કોઇને મને જોવાની ખાહેશ હોય તેણે મારા કલામને જોઇ લેવો.

જ્યારે શાહજાદી જેબુન્નીસાની ઉમર લગ્ન-લાયક થઇ ત્યારે ઔરંગજેબને તેની શાદીનો ખ્યાલ થયો. પણ જેબુન્નીસા સુફીયાના અને દરવેશાના ખ્યાલમાં ઇશ્વરભક્તિમાં તલ્લીન થએલી હોવાથી તેણે શાદી કરવા માટે ઇનકાર કીધો અને બધી ઉમ્મર કુંવારાપણામાં ગુજારી દીધી.

જેબુન્નીસા જીંદગીભર કુંવારી રહી હતી પણ તેના પ્રેમસંબંધને લગતી બે વાતોનો ઉલ્લેખ આવશ્યક છે. આકીલખાં નામે ઉમરાવ તેમજ મહારાષ્ટ્રના અમર વીરનાયક શિવાજી મહારાજ (સને ૧૮૬૬માં તેઓ આગ્રા ગયા ત્યારે) તેના પ્રેમપાત્ર બન્યા હતા એમ કેટલીક કથાઓ ને દંતકથાઓમાં ગુંથવવામાં આવ્યું છે. પરંતુ, વિશ્વાસપાત્ર ઐતિહાસિક પ્રમાણોથી બતાવી શકાય તેમ છે કે એ બંને વાતો બનાવટી છે. જેબુન્નીસાને ઔરંગજેબે કેદ કરી હતી એ ઘટનાને આગળ ધરીને એવું કહેવામાં આવ્યું છે કે આકીલખાં સાથેના છુપા પ્રેમ-સંબંધને પરિણામે તેને એ શિક્ષા કરવામાં આવી હતી. પણ ખરી હકીકત એ છે કે શાહજાદા અકબરે ઔરંગજેબ સામે બળવો ઉઠાવ્યો તેમાં જેબુન્નીસા સામેલ હોવાથી તેને બંદીવાન બનાવવા-માં આવી હતી. તેવીજ રીતે, શિવાજી સાથેનો પ્રસંગ પણ કપોલકલ્પિત છે કેમકે તે વીશે પણ કોઇ ઉર્દુ કે મરાઠી લખાણનો આધાર નથી.

જેબુન્નીસાનો છુટકારો ક્યારે થયો તે વીશે પણ મતભેદ છે. કેટલાક કહે છે કે સલીમગઢ-ના કીલ્લામાંજ તેનો અંત આવ્યો. બીજો પક્ષ કહે છે કે હમીદાબાનુની ઉત્તરક્રિયા અને શાહજાદા કામબક્ષની શાદી એ, જેબુન્નીસાને કેદ કર્યા પછીના બનાવોમાં, તેણે ભાગ લીધાનો પુરાવો હોવાથી, ઔરંગજેબે થોડા દિવસ બાદ તેને માફી બક્ષીને છોડી દીધી એમ માનવાનું કારણ મળે છે.

આ વિદ્વાન્, ચતુર ને પરોપકારી શાહજાદી-નું ૬૪ વર્ષની વયે સને ૧૭૦૨માં અવસાન થયું હતું. તે ગમખાર બનાવની ઔરંગજેબને જાણ થઇ ત્યારે તેનાં ચક્ષુમાંથી આંસુની ધારા ચાલી. તેણે જેબુન્નીસાની કબર દીલ્હીના કાબુલી દરવાજા બહાર, ત્રીસ હજાર વૃક્ષોવાળા બગીચામાં કરાવી ને તેની પર મકબરો પણ બંધાવ્યો હતો.

આજે તો તે સ્થળનું નામનીશાન પણ ભાગ્યેજ જડે છે. એ મકબરાનાં ખંડેર રેલ્વેના પાટા નીચે દટાઇ ગયાં છે ને જેબુન્નીસાના સ્મારકરૂપે તેની પવિત્રતા ને વિદ્વત્તાની અક્ષય કીર્તિજ રહી છે.*

* કેટલેક અંશે ઉર્દુ પરથી



# રોમન સ્વરાજ્ય


લેખક

રા. મણિશંકર રતનજી ભટ્ટ "કાન્ત"

ચિત્રકાર

રા. સુંદરરાવ ગોરક્ષકર


## મુખ્ય પાત્રો

| | |
|---|---|
| સર્વીઅસ .. . | રોમનો રાજા અને તુલીઆનો પિતા |
| લુસીઅસ ટાર્ક્વીન . .. | રોમના માજી રાજાનો પુત્ર |
| ટાઇટસ, એરૅન્સ અને સૅક્સટસ | ટાર્ક્વીનના પુત્રો |
| કોલેટાઇન . .. | રોમન ઉમરાવ |
| બ્રુટસ .. .. .. | ટાર્ક્વીનનો ભાણેજ. |
| લાર્સ પોર્સેના . | રોમની પડોશના રાજ્યનો રાજા. |
| તુલીઆ ... ... | ટાર્ક્વીનની પત્ની |
| લુક્રીશીઆ . .. .. | કોલેટાઇનની પત્ની |

ઉપરાંત દરબારીઓ, અમીરો, ગુલામો, દાસીઓ વગેરે

## આગલા પ્રવેશોનો સાર

તુલીઆની ઉશ્કેરણીથી ટાર્ક્વીન રોમની ગાદી મેળવવાનું કાવત્રું રચે છે અને એક દિવસ લાગ જોઈ ગાદી પર બેસે છે. સર્વીઅસ એ જોઈ ક્રોધે ભરાય છે પણ ટાર્ક્વીનના માણસો એને મારી નાખે છે. બ્રુટસ આ ખૂનથી વેર લેવાની પ્રતિજ્ઞા કરે છે. તુલીઆ સેનેટમાં ટાર્ક્વીનને રાજપદ અને મુગટ ધરાવે છે અને પાછી જતાં રસ્તામાં પડેલા પોતાના પિતાના શબ ઉપર પોતાનો રથ હાંકે છે. આ કાર્યથી શહેરમાં ઉશ્કેરણી થાય છે અને લુક્રીશીઆ કોલેટીઆના મહેલમાં જતી રહે છે.

(હવે આગળ વાંચો)

# અંક પહેલો

## પ્રવેશ છઠ્ઠો

સ્થલઃ રોમમાં એક રાજમાર્ગ

ટાઈટસ અને એરંસ વાત કરતા પ્રવેશ કરે છે.

**ટાઇટસ**

ભાઇ એરંસ! રાજમહેલના થાંભલામાંથી જે સર્પ નીકળ્યો તેની શી વાત કહું? તું હાજર હોત તો ચકિત થઇ જાત! ચોતરફ ફર્યો! એવો મોટો અને ચકચકિત! બાપુજીને હૃદયમાં દર્દ થઇ આવ્યું. ઇદ્રરકન જોશીઓને બોલાવ્યા. એમણે કૈં કૈં ખુલાસા કર્યા. મહારાજાને કશાથી સંતોષ ન થયો. છેવટ આજ્ઞા કરી છે કે આપણ બંનેએ ડેલ્ફીને મંદિરે જવું, અને ત્યાંની દેવવાણી પાસેથી ખુલાસો લઈ આવવો. એક સારું વહાણ તૈયાર કરવાનો હુકમ આપી દીધો છે અને સાથે ગમે તેટલાં માણસો લઇ જવાની છુટ છે. બોલ, હવે શું કરશું?

**એરંસ**

ડેલ્ફીને મંદિરે જવું? મુસાફરી લાંબી અને આકરી તો લાગશે. વારુ, સાથે કોને લેશું?

**ટાઇટસ**

મને લાગે છે કે બ્રુટસને સાથે રાખશું તો આપણને ઠીક આનંદ થશે. દાસદાસીઓ ગમે તેટલાં સાથે આવશે તેની અડચણ નથી. પણ બહારનાં માણસોમાંથી બીજા કોઇને પસંદ નહીં કરાય, કારણકે દેવવાણીની પારકાને ખબર ન પડે એવી બાપુજીની ઇચ્છા છે. પણ બ્રુટસ તો ચક્રમ છે એટલે કશું સમજવાનો નથી!

**એરંસ**

એ વિચાર ઠીક છે. તાકડે બ્રુટસ પોતેજ આ તરફ આવે છે! તેને કહીએ.

બ્રુટસ પ્રવેશ કરે છે.

**ટાઇટસ**

આવો, ભાઇ બ્રુટસ! છો તો ખુશીમાં?

**બ્રુટસ**

કોણ હું તમારો ભાઇ? નહીં, રાજકુમાર! હું તમારા ઘરનો ભાણેજ ખરોઃ પણ તમારો ભાઇ નહીં!

**એરંસ**

કેમ રે બ્રુટસ! તમે અમારી સાથેના સંબંધની અવગણના કરો છો?

**બ્રુટસ**

અવગણના નહીં. તમે ટાકવીંનો રૈયત હતા ત્યાં સુધી તમને ભાઇ કહેવામાં હરકત નહોતી. પણ હવે ગાદી મળી એટલે રાજકુટુંબ સાથે સગપણ ધરાવવાનું મારું ગજું નથી. મારું માથું ધડ ઉપર રાખવા જેટલી અક્કલ તો મારામાં છે!

**ટાઇટસ**

વારુ, બ્રુટસ! પણ રાજમહેલના બનાવની તો ખબર છે ના?

**બ્રુટસ**

નહીં, મને કશીજ ખબર નથી. વળી શું થયું છે?

ટાઇટસ

એક મોટો ભયંકર સર્પ થાંભલામાંથી નીકળીને ચોતરફ ફરી અદૃશ્ય થઈ ગયો અને તેટલા માટે અમને ડેલ્ફી જવાનો હુકમ થયો છે.

બ્રુટસ

ઓઃ હો! ત્યારે તો તમને મઝા પડશે!

એરન્સ

પણ ટાઇટસે અને મેં ઠરાવ કર્યો છે કે તમને પણ સાથે લેવા.

બ્રુટસ

કેમ, તમારો વિદૂષક બની તમને હસાવવા સારુ કે!

ટાઇટસ

વિદૂષક નહીં, પણ—

બ્રુટસ

તમને વિનોદ કરાવવાને. અને વિનોદ તો હું એટલો બધો કરાવીશ કે હસીહસીને તમારાં પડખાં દુઃખવા લાગશે. વારુ, કોલેટાઇન આવે છે કે?

એરન્સ

ના. કોલેટાઇન ઘરની બીમારીથી હેરાન છે તે કહે છે કે લુક્રીસી રજા આપતી નથી. ખેર તમને તો સતી કે પતિ કોઈ રોકનાર નથી. તો આશા છે, કે તમે ના નહીં પાડો.

બ્રુટસ

બને રોકનાર હોત તોપણ હું તમારું વચન ઉથાપત નહીં, વારુ, જવાનું ક્યારે છે?

ટાઇટસ

બે દિવસમાં. ટાઇબરના નવા ઘાટ ઉપર આજથી ત્રીજે દિવસે સવારમાં આવી જજો કે? સલામ!

બ્રુટસ

સલામ, રાજકુમાર! જરૂર આવી જઈશ.

(બ્રુટસ જરા આગળ ચાલી ઊભો રહે છે. ટાઇટસ અને એરન્સ ફરતા ફરતા જાય છે.)

ટાઇટસ, એરન્સ

ચાલો, ચાલો, ચાલો, જાત્રા કરીએ:
ડેલ્ફીની છે યાત્રા લાંબી.
પારાવારમાં છે દ્વાર તોયે, યાર!
લેશું બહાર સૌ નિર્ધાર, ના કંઈ વાર!
મરાળ થઈને સમુદ્ર તરશું:
નવી નવી કંઈ મઝાઓ કરશું:
દેવાની ભવણી દીવથી હરશું.
બધા મુલકમાં સુખેથી ફરશું!
છે ઉત્સાહ અને આશ:
હૈયે હુલ્લાસ ભરેલ આજ:
તો બે કેમ ખાલી રાજ!

[બંને જાય છે.

બ્રુટસ

હા! ટાર્કવીનને ગાદી પર બેઠાને પાંચ વર્ષ વીતી ગયાં! એટલા વખતમાં તેણે શું શું કીધું! સેક્સટસના પ્રપંચથી ગેબીઆઇ લીધું. એરીશીઆના ટર્નસ હર્ડોનીઅસને મારી નંખાવ્યો. જ્યુપીટરનું મોટું દેવાલય અને બીજાં મકાનો બંધાવવામાં પ્રજાને બળાત્કારે કામ કરવું પડે છે તેથી ઘણા કાયર થયા છે. પણ ટાર્કવીન પ્રજાની કે સેનેટની દરકાર કરતો નથી. તેણે પોતાનો પક્ષ એવો જમાવ્યો છે કે તેની સામે શી રીતે થવાય એ કોઈને સૂઝતું નથી. વારુ, ફીકર નહીં. પાપનો ઘડો ભરાતો જાય છે લશ્કરી સીપાઈમાં પણ ઘણાનાં દીલ એ તપાવ્યાં છે. હજી વધારે જુલમ અને ત્રાસ ભલે થાય. થોડા વખતમાં ટાર્કવીનની આસપાસ મોટી આગનો બધો સરંજામ એકઠો થઈ જશે અને પછી એક ચીનગારી પડતાં તે તમામ અહંકારી કુટુંબ બળીને ભસ્મ થશે એમાં કંઈ શક નથી. ચાલ, હાલ તો મારા ભવિષ્યના વિચારોને ડેલ્ફીની દેવવાણી કેવું ઉત્તેજન આપે છે તે જાણવાના પ્રસંગનો ઉપયોગ કરી લઉં. ટાઇટસને અને એરન્સને બીચારાઓને ખબર નથી કે કોને તેઓ સાથે લઈ જાય છે!

જાય છે.

## પ્રવેશ સાતમો



સ્થલ: ઉલ્કીનું મંદિર

યાજકો

चित्रं देवानामुदगादनीकं
चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः।
आप्रा द्यावापृथिवी अंतरिक्षं
सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

ઓ ભગવન્! મહાદેવ! સવિતર્! એપોલો! બધા દેશમાં અને બધી પ્રજામાં જુદે જુદે નામે તારી એકનીજ પૂજા થાય છે એમ અમે સાંભળ્યું છે અને તારીજ એકની પૂજા કરવી જોઇએ, એમ સમજાવવાને મારેજ તેં દરેક પૃથ્વી પર પ્રકાશ પાડવાને એક એક સૂર્યની યોજના કરી છે. જેમ એ સ્થૂલ દુનીઆનો સૂર્ય સ્થૂલ અંધકારને દૂર કરે છે; તેમ તું, ઓ સવિતર્! સૂક્ષ્મ લોકના અંધકારને એટલે અજ્ઞાનને દૂર કરે છે. મીસર, આસીરીઆ, એસાઇલ, ખાલ્ડીઆ, હીંદ, એ તમામ પુરાતન દેશોમાં તારો મહિમા ગવાયા કરે છે અને ગવાયા કરશે. પણ ઓ સચરાચર વિશ્વના બનાવનાર તેજસ્વી પિતા! અહીં તારો ચમત્કાર જેવો પ્રત્યક્ષ છે તેવો વર્તમાન કાલમાં બીજે કોઇ સ્થાને નથી. અહીં ભક્તો અને શ્રદ્ધાવાળા માણુસો તારો પોતાનો શબ્દ સાંભળી શકે છે. શંકાનિવારણનું અહીં મોટું ધામ છે. અહીં સર્વવ્યાપક દેવ ખુલ્લી રીતે શ્રવણપથમાં પ્રગટ થાય છે. તો સાંભળ અમારી સ્તુતિ અને પ્રાર્થના—

વિજય, વિજય, વિજય, વિજય,
આપને અમન અવની ઉપરઃ
લોકસંમરતનું જીવન અંદર
ધારી વહો શુભ તેજ નિરંતર!
સ્વીકારો સેવાપૂન!
ન અન્ય સમાન પ્રતાપમાંઃ
સમાય બધા સુરો આપમાં!
સહુ જગે વરો,
નહીં છતાં ખરોઃ
વિતરીને રસો,
નિજ દીવે લસો!
આપના નામને જપ કરે બહુ:
શાંત એ તેજનું ધ્યાન ધરે સહુ કો!

અસ્તુ! હવે આવો, રોમન રાજકુમારો! અહીં ઉભા રહી, દેવને પ્રણામ કરો અને પુછવું હોય તે પુછો.

એરંસ, ટાઇટસ, બ્રુટસ

વંદીએ દિવસના દેવ કરુણાકરા!
મહેર કરઃ મહેર કરઃ મહેર કરઃ મહેર કર!
લખ્યું કેમ હરી? ભવિષ્યે શું થશે?
મળેલું શું જશે? નરાધીશ ચહે,
પ્રભુ! જાણવા તે.
બતાવો દયાળુ, સુણાવો કૃપાળુઃ
નહીં અન્ય સ્થળે કશું જ્ઞાન મળેઃ
જગન્નાથ તમે અને દાસ અમે!

[ નેપથ્યમાંથી અવાજ આવે છે.

"ચડે તે પડવા માટે, પડે તે ચડવા સહીઃ
ક્રમ એવો હમેશાંનો વિશ્વનો જાય છે વહી!"

એરંસ

એ તે સર્પને માટે કહ્યું, કે મહારાજાને માટે? ખેર. સમજાવનારા સમજાવશે. કેમ, ટાઇટસ?

ટાઇટસ

બીજું-શું? દેવવાણીને યોરોજ ખુલાસો પુછી શકાય તેમ છે!

બ્રુટસ

(સ્વગત) શી જડતા અને અંધતા!





પ્રદેશ: (ભૂમિને સૂમતા) 'વંદેમાતરમ્' ભગવતિ વસુંધરે! તું જ પ્રાણીમાત્રની માતા છે.

—રોમન સ્વરાજ્ય —પૃષ્ઠ ૧૧૧

જાણો છો કે મેં તો એમની ગેરહાજરીમાં બધા મોજશોખનો ત્યાગ કર્યો છે

## ૧લી દાસી

આપ સુવા પધારો તો કશી હરકત નથી, બાઇ સાહેબ! આપ આરામ લેશો તોપણ અમે અમારું કામ કર્યા કરશું. આપની તબીઅત નાજુક છે આપને વધારે તસ્દી લેવાની જરૂર નથી.

## લુક્રીશીઆ

નહીં, નહીં મારા કરતા વધારે વખત સુધી તમારે કામ કરવું પડે એ મને પસંદ નથી મારી સ્ત્રીઓની તો ફરજ એ છે કે વહેલામાં વહેલું ઉઠવું અને મોડામાં મોડું સુવું. પતિ ઘેર હોય ત્યારે પણ એ પ્રમાણે કરવું જોઇએ અને ઘેર ન હોય ત્યારે તો ખાસ કરીને

## ૨જી દાસી

બાઇ સાહેબ! સરદાર કુલેટીઅસનો નોકર ત્રણ વખત એમને ત્યાં ભોજન માટે પધારવાને આપને આગ્રહ કરવા માટે આવી ગયો હતો. એ કહેતો હતો કે આપ પધારતા નથી તેથી સરદાર બહાદુરને માઠું લાગ્યું છે

## લુક્રીશીઆ

એમને માઠું લાગ્યું હોય તો ફીકર નહીં પણ હું માનું છું કે પતિની ગેરહાજરીમાં મારાથી બહાર કોઇ પણ જગ્યાએ ભોજન માટે જઇ શકાય નહીં. બહાર જતા કદાચ વાર લાગી જાય અને તેથી ઘરનું કામકાજ બગડ્યા વગર રહે નહીં. વારુ, તમને પેલી આપણી નવી ગરબી યાદ છે કે? ચાલો તે ગાઇએ. મને તે બહુજ ગમે છે.

## દાસીઓ

હાજી, યાદ છે. આપ શરૂ કરો. અમે ઝીલશું, અને ગવાવશું.

## લુક્રીશીઆ અને દાસીઓ

સાહેલી સખીઓ! પૂજન કરીને નાચવું! નિજ નાથનું!
પ્રિય નાથનું!—સાખી૦
પુજતી નમે, નરને ભમે, દીલ તો રમે, સુખમાં રમે!
—સાખી૦

લલના! સમજે વિરલજ એ અધિકાર જે!
અધિકાર જે! અધિકાર જે! અધિકાર જે!—સાખી૦
પતિને જે રીઝાવી પ્રેમ જગાવે, કૃતાર્થ થાય એજ નારી
વરી વર્તે આદેશને પ્રમાણે, કૃતાર્થ થાય એજ નારી
નહીં સ્વેચ્છા બાજી કદાપિ તાણે, કૃતાર્થ થાય એજ નારી
ગુણો સ્વામીના સર્વદા વખાણે, કૃતાર્થ થાય એજ નારી!
આશા છોડી તદ્દન પોતાના, દીલ બધા બસે સ્વામીના
તો પામશો સ્નેહી સ્વામી સાથે સ્વર્ગને!—સાખી૦
સ્નેહ એવો જો થાય, સુખેથી તો રહેવાય,
બધો સંતાપ જાય, અને શાન્તિ પમાય!
પળ દીપે શી કાય! રમે આત્મા શા ન્હાય!
એકબીજા ચહાય! નહીં કોઈએ સહાય!
દિલ સરખામાં ધાય! પ્રાણ પ્રેમામૃત પાય!
વાયુ નવલા ક વાય! દંપતી સાથ ગાય!—સાખી૦

[બધા ગરબા પર કામે લાગે છે એરંસ, ટાકટસ, સેકસ્ટસ, બ્રુટસ, કોલેટાઇન અને વેલીરીઅસ પ્રવેશ કરે છે

## લુક્રીશીઆ

પતિને જોઈને સામે જઇને
પધારો, મારા સ્વામી! આટલી રાતે શું મળવાને મારેજ પધારવાની મેહરબાની કરી!

## એરંસ

સરદારો! આપણે હાર્યા!

## બ્રુટસ

બીજી બધી ઓરતો આપણે પહોંચ્યા ત્યારે શું કરતી હતી તે આપણે હમણાંજ જોઇને આવ્યા છીએ. આમાં કેટલો બધો તફાવત છે?

## લુક્રીશીઆ

પધારો, સદ્ગૃહસ્થો! મારા પતિને જોવાના આનંદમાં આપ સર્વને આવકાર આપવાનું હું ક્ષણભર વીસરી ગઇ તે માટે ક્ષમા કરશો. આપને જે જોઇએ તે ખાનપાન હાજર થાય!





' પરમ પવિત્ર ગર્ભાધાન '

( મુરીલોનું ' ધી ઇમ્મેક્યુલેટ કોન્સેપ્શન ' )

—સ્વર્ણ કલામંદિર

# લુવ્રનું કલામંદિર

લેખક:

રા. રતિલાલ હરિલાલ પંડ્યા.

બી. એ., એલએલ. બી., બાર-એટ-લૉ.

સભ્ય, સાહિત્ય સભા.



મોના લીસા

દુનીઆની અગણિત અને ભિન્ન ભિન્ન રીતે આકર્ષક વસ્તુઓમાં ચિત્ર એ શી ચીજ છે ? દુનીઆના અનુભવી નિરાશાવાદીઓમાં આ પ્રશ્ન સહેજ સ્મિત ઉત્પન્ન કર્યા વિના રહેશે નહીં. ચિત્ર શી વસ્તુ છે ? એ તો સાને મુઝાન છે ? લૌકિક ભાષામાં જેને "રમકડું" કહેવાય છે તેનો પારિભાષિક સંસ્કૃત શબ્દ તે ચિત્ર. ઘરનો ભાર ઓછો કરવા માટે ઘરમાં ગમે ત્યાં જેને ટીંગાડવામાં આવે છે અને રડતાં બાળકોને છાનાં રાખવા માટે વારંવાર તેમના નાનકડા હાથોમાં ખોસવામાં આવે છે, તે ચિત્ર. આ શીવાય તેનો વધુ ઉંચો ઉપયોગ કે બીજો કોઈ અર્થ નથી. જીવનનિર્વાહ માટે આદરેલા ઉપક્રમની મહત્તાની સામે એ વસ્તુ બીજુ છે અને વિઘ્નરૂપ હોઈ વ્યસન જેવી વસ્તુ છે. ઉચ્ચ પદવીધરતા, સૌજન્ય, શ્રીમંતાઈ, ધર્મશીલતા વગેરે સદ્ગુણો એવા છે કે તેમનો જીવનઆદર્શ તરીકે અંગીકાર પ્રત્યેક માણસને સમાજની અંદર પ્રતિષ્ઠા અર્પે છે. પરંતુ "રમકડા" માટે મોહ ધરવો એ તો બાલિશતાનુંજ ચિન્હ છે અને મોટપણે કે પાકી વયે એ મોહ ધરનાર તો અચૂક દુનીઆદારોને મોઢે વિચિત્રબુદ્ધિ કહેવાશે. જીવનપગથારના પ્રવાસીઓની સામાન્ય શ્રેણીથી સહેજ જુદા, જીવનમાં કોઈ પણ પ્રકારનો ઉંચો માનસિક આનંદ ભોગવવાની ઈચ્છા રાખનારા વિદ્યાવિલાસીઓ પણ કહે છે કે વિદ્યાની ઉત્તમ કૃતિઓમાં જે ઉચ્ચ પ્રકારનો આનંદ આપવાની શક્તિ છે તેવી અને તેટલી શક્તિ ચિત્રોમાં નથી. માત્ર વિદ્યાના આનુષંગિક અંગ તરીકે, એટલે તેને વધુ રસ, તેજસ્વિતા અને જીવંત પ્રત્યક્ષતા આપવાના સાધન તરીકેજ ચિત્રકળાની સ્થિતિ અને તેનું સ્થાન છે. ત્યારે, એક પરીસર

મનરંજન કરનાર વસ્તુ એજ ચિત્રનું બીજું નામ અને મનોરંજકતા ઉપરાંત ચિત્રમાં વધારે ઉંડું કૈં સત્ત્વ કે વધારે ઉંચી કોઇ વિશિષ્ટતા હોઇ શકે નહીં!

મનુષ્યજીવનના અર્થ અને હેતુની અત્યંત સંકુચિત દૃષ્ટિમર્યાદાનું અને મનુષ્યને ઇશ્વરે અર્પેલી નિસર્ગશક્તિની અનેક ચમત્કૃતિઓમાંની એક વિશિષ્ટ ચમત્કૃતિના અંધ જ્ઞાનનું ઉપલું વિચારવર્તુલ પરિણામ છે એમ સૌ- કોઇ ઉંડો વિચાર કરનારને જણાશે. છતાં તેનું અસ્તિત્વ બહુ આશ્ચર્યકારક નથી. જ્યાં સમસ્ત જીવન ક્ષુદ્ર આજીવિકા પ્રાપ્ત કરવાના મહા પ્રયત્નરૂપ છે ત્યાં આજીવિકાપ્રાપ્તિ એજ જીવનનો સુવર્ણમેરુ અને મુખ્ય આદર્શ હોય તે સ્વાભાવિક છે. આથી મનુષ્યની નિસર્ગશક્તિની ઉત્કૃષ્ટ ક્રિયાઓ પ્રત્યે એક પ્રકારની અવગણના અને અભાવની લાગણી ઉત્પન્ન થાય છે અને એજ વૃત્તિ આધુનિક સમયમાં સામાન્ય જનતામાં પ્રસરી રહેલી દેખાશે. પરંતુ એ સર્વ—બીનકેળવાયલા અને કેળવાયલાઓની અવગણના, દુનીઆના અનુભવીઓના તિરસ્કાર અને અજ્ઞાનીઓની અશક્તિ છતાં—ચિત્રકલા એ દુનીઆની શ્રેષ્ઠતમ કલાઓમાંની એક છે અને ચિત્ર તે મનુષ્યની માનસિક ઉત્ક્રાંતિની ઉત્તમોત્તમ કક્ષા દાખવી શકે છે એ નિઃસંશય છે. જેમ નિરીક્ષનારમાં, તેમજ નિરીક્ષણની વસ્તુ,—ચિત્ર—માં પણ ભેદ હોય છેઃ એ ભેદ ન સમજાતાં અનેક ગેર-સમજુતીભરી અતિવ્યાપ્તિઓ થવાનો સંભવ છે. આથી હીન કે હલકાં દૃષ્ટાંતો પરથી સમસ્ત ચિત્રકલા હીન કે હલકી છે એમ મોટે ભાગે માનવામાં આવેલું છે. છતાં સાચી રીતે તો ચિત્ર દુનીઆની એક મહાન્ પ્રેરક-શક્તિ છે. સદાકાળ અનવરત તેજે ઝળકતું દુનીઆનું કીર્તિશિખર છે અને તેમાં એટલું પ્રચંડ ગતિબળ ભરેલું છે કે જમાનાઓના વહેતા કાળપ્રવાહને પણ થંભાવી શકે અને પલટાવી બીજી દિશા અર્પણ કરી શકે.

દુનીઓનાં આવાં મહાન્ ચિત્રોના અને તેમની સરસાઇ કરનારાં બીજાં ચિત્રોના સંગ્રહો, લાખો પાઉંડના ખર્ચે અને અકથ્ય સંભાળ અને ચીવટથી, યુરોપના દેશોનાં મુખ્ય શહેરોમાં, નાના મોટા પ્રમાણમાં કરવામાં આવેલા છે. એ યુરોપ અને યુરોપીય પ્રજાઓનું અપૂર્વ સદ્ભાગ્ય છે. આ ચિત્રસંગ્રહો દેશનાં મુખ્ય શહેરોમાંજ નથી પરંતુ દેશનાં બીજાં નાનાં શહેરોમાં પણ, દરેકની સમૃદ્ધિ અને દરેકની કલારુચિના પ્રમાણમાં, થએલા માલુમ પડે છે. નાના મોટા આ ચિત્રસંગ્રહો પ્રજાનું જીવન ઘડવામાં, દોરવામાં અને ઉન્નત કરવામાં જે ગંભીર વ્યાપક અસરો પ્રજાજીવન ઉપર પાડે છે તેનો કોઇ બીજે સમયે વિચાર કરીશું. પરંતુ એટલું તો સાચું છે કે દેશદેશની નવતાને જોવા અને જાણવા નીકળેલા મુસાફરને માટે યુરોપ, બલ્કે પાશ્ચાત્ય દેશોની આ સંગ્રહાલયો અને પ્રદર્શનોની પ્રથા, તેમનાં નાનાં મોટાં દરેક શહેરોમાં અપૂર્વ આકર્ષણભરી નીવડે છે; અને મુસાફર રસિક હોય, ગ્રહણશક્તિવાળો હોય અને ઉત્સુક હોય તો તે આકર્ષણનો અચુક લાભ લીધા વિના રહે નહીં.

યુરોપનાં આવાં અનન્ય આકર્ષણભર્યાં સ્થાનોમાં પારીસ એક છે અને ચિત્રકલાના ઉપાસકો કે પ્રેમીઓને તે ખાસ પ્રિય છે. કલાના પ્રેમીઓને પારીસની પ્રિયતાનાં કારણોમાં મુખ્ય પારીસનું અપૂર્વ કલામય વાતાવરણ છે એ આપણે કહ્યું. પરંતુ ચિત્રકલાના પ્રેમીઓને તો પારીસની પ્રિયતાનાં કારણોમાં એથી પણ એક વિશેષ કારણ છે અને તે તેના અપૂર્વ ચિત્ર-



એપોલોની ગૅલેરી

સંગ્રહો છે. પારીસમાં ચિત્રસંગ્રહની ગણના એકથી નહીં પણ અનેકથી થાય છે સંખ્યાબંધ ખાનગી સંગ્રહો ઉપરાંત, પૅટીટ ડી બો આર્ટ, પેન્થીઅન, હોટેલ ડી ઇન્વેલીડઝ, લક્ઝેમ્બર્ગ, વગેરે અનેક સ્થળે ઉમદા ચિત્રોના સમૂહો પારીસમાં જોવામાં આવે છે પરંતુ આ સર્વ સંગ્રહોમાં ઉત્કૃષ્ટ, જેની ખ્યાતિ આખી દુનીઆમાં ખુણેખુણે પથરાએલી છે તે, પારીસનું પ્રાચીન સંગ્રહાલય લુવ્ર છે. જેનું નામસ્મરણ કરતાં, પ્રત્યેક ચિત્રકલાના પ્રેમી પુરુષના હૃદયમાં હર્ષ અને આનંદનાં અપૂર્વ આંદોલનો ઉભાં થાય છે અને ચિત્રકલાના ઉપાસકોની આંખોએ સૌંદર્યસૃષ્ટિનાં અનન્ય સ્વપ્નો આવે છે; જેનો એક વાર પણ જીવનમાં મીલાપ, તેના નિરીક્ષકના હૃદયમાં સદા કાળ માટે સ્વજન સરખો પ્રેમ ઉત્પન્ન કરે છે અને જેનો થોડી વાર પણ અનુભવ કલાના પ્રેમીને કુંડાં ને કુંડાં ભરી અમૃત જેવા રસથી નવરાવે છે–તેવું પારીસનું આ સંગ્રહસ્થાન કલાની દુનીઆનું કાશીવિશ્વેશ્વર છે, સૌંદર્યના સંશોધકોનું સ્વર્ગભુવન છે અને મનુષ્યવિભૂતિના પ્રેક્ષકનું અક્ષરધામ છે આખી દુનીઆના મહાનમાં મહાન્ કેટલાંક ચિત્રો અને શિલ્પકામો તેમાં વિરાજે છે અને દુનીઆના લગભગ દરેક જમાનાના સઘળા જાણીતા કલાકારો તેમની અનેક ઉમદા કૃતિઓથી તેમાં પ્રતિનિધિત્વ પામ્યા છે જેથી, કલાની દૃષ્ટિએ તે કલાનો એક અખુટ નિર્ઝર છે, અભ્યાસની દૃષ્ટિએ અનંત અને વિવિધ બોધથી ભરેલો તે ખજાનો છે અને મનરંજનની

દૃષ્ટિએ શુદ્ધ આનંદનો તે એક મહાસાગર છે. કલાનો પ્રેમી લુવ્રથી કદી થાકશે નહીં. તેમાં તે ભમશે, રખડશે અને શક્ય હશે તો જીવન પણ નિર્ગમશે.

કલાના આ અખુટ ખજાનાની અગણ્ય કૃતિઓ ગણાવવી અશક્ય છે. તેમાંની ઉમદા કૃતિઓ પણ સઘળી ગણાવવાનાં અસહ્ય લંબાણ થઇ જાય. તેથી જે મહાન્ ચિત્રો તેમાં વિરાજે છે અને જે ઉપર તેની અપૂર્વ કીર્તિ ટકી રહી છે તેમાંનાં કેટલાંકનું અત્રે વર્ણન કરી સંતોષ પામીશું.



માદામ રીકામીઅર

ફ્રાન્સની જાહોજલાલીના સમયમાં કલાના સંગ્રહાલય તરીકે લુવ્રની જે શોભા અને અનન્યતા હતી તે હાલ નથી. જ્યારે નેપોલીઅન પોતાનાં વિજયી લશ્કરો સાથે આખા યુરોપને રણક્ષેત્ર કરી ઘુમતો હતો અને દેશદેશના નરપતિઓને પોતાના રાજછત્ર તળે લાવતો હતો ત્યારે, આજ લુવ્રની અંદર, રાફેલની મહાનમાં મહાન્ કૃતિ 'મેડોના સાન્સીસ્ટો', જે હાલ ડ્રેસ્ડનમાં છે; તેની 'મેડોના ડી ફોલિગ્નો', જે હાલ રોમના વાટીકનમાં છે; અને 'મેડોના ડેલા સેડીઆ', જે હાલ ફ્લોરેન્સના પીટી પેલેઝોના મહાન્ સંગ્રહાલયમાં છે—તે સર્વ તેની સુંદર દીવાલો ઉપર શોભા આપી રહ્યાં હતાં. હોલ્બીનની ચિત્રકલાના અનન્ય નમુનારૂપ, તેની વિશ્વવિખ્યાત કૃતિ 'મેડોના વીથ ધ બર્ગોમાસ્ટર્સ ફેમીલી,' જે હાલ ફ્રેંકફોર્ટમાં છે; ટીશીઅનની કૃતિ 'ડીપોઝીશન ફ્રોમ ધ ક્રોસ,' અને ભવ્ય આલેખનકલાના સર્વોત્કૃષ્ટ દૃષ્ટાંતરૂપ, રાફેલનું જગદ્વિખ્યાત ચિત્ર 'ધ ટ્રાન્સફીગ્યુરેશન,' જે હાલ રોમના વાટીકનમાં વિરાજે છે, વગેરે અનેક મહાન્ ચિત્રો આ સુંદરતાના બાગ જેવા સ્થાનની રમણીયતામાં અવર્ણ્ય વૃદ્ધિ કરતાં હતાં. તેની સાથે જ્યારે એ પણ યાદ આવે છે કે શિલ્પકામના અનુપમ નમુનારૂપ, સેંટ માર્કના દેવળના જગદ્વિખ્યાત ચાર ઘોડાઓ પણ આ સંગ્રહાલય ઉપરજ વિરાજતા હતા ત્યારે તે સમયના લુવ્રની અજબ મોહિનીનું કૈં ભાન થઇ શકે છે, તેના અનિવાર્ય આકર્ષણનો કૈં ખ્યાલ આવે છે અને સંગ્રહાલય તરીકે, આખા જગતની અંદર અનન્ય હોવાની તેની ખ્યાતિનાં કારણો સમજાય છે.

ફ્રેંકો જર્મન લડાઇમાં વિજયી ફ્રાન્સના હારવા સાથે, તેની પડેલી જાહોજલાલીને વહેંચી લેવા આવેલાં સહાયક રાજ્યોની દીલસોજીભરી કાળજી નીચે આ સંગ્રહાલયનો આ મહાન્ ચિત્રસંગ્રહ વીખુટો પડ્યો અને કોઇ ક્યાં તો કોઇ ક્યાં, એમ સાથે રહેતાં એકજ કુટુંબનાં બાળકો યુરોપની સપાટી ઉપર ભિન્નભિન્ન રાજનગરો

અને ગામોની અંદર છુટાં પડી ગયાં. પરંતુ આનું સ્વાભાવિક રીતે જે પરિણામ માની શકાય તે થવાને બદલે ફ્રાન્સનું આ અપ્રતિમ સંગ્રહાલય, આવો સખત આઘાત પામ્યા છતાં, પહેલાંના જેટલુંજ દુનીઆમાં અગ્રગણ્ય રહ્યું, એ જ્યારે સમજાય છે ત્યારે લુવ્રની ભૂતપૂર્વ જાહોજલાલીનો અને તેની અદ્યતન સમૃદ્ધિનો બરોબર ખ્યાલ આવે છે.

આ સંગ્રહાલય, જેના ચિત્રવિભાગ અને શિલ્પવિભાગ એમ બે મોટા વિભાગો છે તે, અનેક જુદા જુદા નામે અને સભાગારોમાં વહેંચાયલું છે. "સલુનો" અને "ગેલેરીઓ"માં વહેંચાયલું છે 'ધ સ્ક્વેર સલુન' 'સલુન કારી' (જે એક વખત લુવ્રનું અમૂલ્ય મણિ કહેવાતું), 'ધી એપોલો ગેલેરી' (જેમાં ચૌદમા લુઈના સમયના કેટલાંક પ્રખ્યાત વણાટચિત્રો (tapestries) છે અને જ્યાં શાર્લમેનના સમયનાં રાજ્યચિન્હોનો એક અમૂલ્ય સંગ્રહ દેખા દે છે), 'ધ ફ્રેંચ ગેલેરી' 'રુમ ઓફ ધ સીઝન્સ' (જેમાં રોમેનેલીનાં અપ્રતિમ સુંદરતાભર્યાં ભીંતચિત્રો દીવાલો અને સીલીંગ ઉપર દેખા દે છે), 'ગેલેરી ઓફ ઓગસ્ટસ' 'ગેલેરી ઓફ મેરીઆ દાદીસ' (જ્યાં એક વખત કેથેરાઈન ડી મેડીચી રહેતી હતી અને જ્યાં મોલીએરે એક વખત પોતાનાં નાટકો ભજવ્યાં હતાં), વગેરે ઇતિહાસ અને કલામાં વિખ્યાત અનેક આ સંગ્રહસ્થાનના ખંડો, પરીક્ષકના જેના વાર રોમાંચ ઉભા કરે છે અને તેમાં બારીક કલાદૃષ્ટિથી, સુવ્યવસ્થિત રીતે અને અતીવ સભાળથી ભરેલા ભવ્ય ચિત્ર અને શિલ્પના સંગ્રહની તો શી આલેખના કરવી? ગ્રીસ, રોમ, મીડીઆ, આસીરીઆ, ઇજીપ્ટ વગેરે દેશોનાં હજારો વર્ષ પૂર્વેનાં શિલ્પગ્રંથો તથા કલાવિખ્યાત પ્રત્યેક પાશ્ચાત્ય દેશોના પ્રત્યેક સમયના લગભગ પ્રત્યેક મહાન્ નેતાઓનાં અને તેમના અનુયાયીઓનાં સખ્યાબંધ ચિત્રકામો, આ અપૂર્વ સંગ્રહાલયમાં ગોઠવ્યાં છે—જેથી તેના રમણીય ખંડોમાં થઈને પસાર થનારને, જાણે તે કલાની મહા નદી ઉપર થઈને પસાર થતો હોય એમજ લાગે છે. મેમ્લીંગ અને વાન આઈકની બાલકલાના સ્વપ્નોથી માંડીને ઇગ્નુની વીસમી સદીના ઉંબરામાં ઉભેલા કલાકારોની પરિપક્વ કલા સુધીની સઘળી ચિત્રકલા, તેના ભિન્નભિન્ન રૂપાન્તરો અને પરિવર્તનો સાથે તેની દીવાલો ઉપર મળી આવે છે, જેથી પર્યટક, અભ્યાસક અને વિચારકને તો આ સ્થાન, જ્ઞાનના એક અખુટ ભંડાર જેવું થઈ પડે છે. જ્યોટો, પેરુજીનો, એન્જેલીકો, અને બોટીચેલી, એ પ્રથમ કાળના ચિત્રકારો, રાફેલ, એન્જેલો, મેન્ટેગ્ના, હોલ્બીન અને ડ્યુરર, એ "નવજીવન"ના સમયના ચિત્રકારો રુબેન્સ, રેમ્બ્રાંટ, વેલેસ્કવેઝ અને મુરીલો, ટીશીઅન, ટીન્ટોરેટો અને પોલો વેરોનેઝી, એ મધ્યકાળના ચિત્રકારો: સ્પેનની જુની અને નવી કલા, પૂર્વકાલીન, મધ્યકાલીન અને આધુનિક ફ્રેંચ કલા, ડચ, જર્મન, ઇગ્લીશ અને ઇટાલીઅન કલાની શાખાઓ—સઘળા દેશ, સઘળા યુગ, સઘળી શાખાઓ અને સઘળી પ્રથાઓ, તેમના ઉત્તમ દૃષ્ટાંતો મારફતે અને પ્રતિનિધિઓ મારફતે પામેલી છે: જેથી આ સંગ્રહાલય સહેજમાં આખી દુનીઆનું અનન્ય સંગ્રહાલય થઈ પડે છે.

આ સંગ્રહાલયને દેદીપ્યમાન કરતા પ્રત્યેક મહાન્ તસ્વીરોની કૃતિઓની અત્રે ગણના કરવી અશક્ય છે તો તેમનું વર્ણન તો ક્યાંથીજ થઈ શકે? તેમાંની એક એક કૃતિ ઉપર આખો લેખ લખી શકાય તો તે

સમસ્તની એક લેખની અંદર સમાવણી કરવી કેટલી મુસ્કેલ નીવડે? આથી, અનિચ્છાએ પણ, આ સંગ્રહમાંની કેટલીક મોટામાં મોટી કૃતિઓ પ્રથમ દાખવી, તે પછી ખાસ ફ્રેંચ કલાવિભાગનું નિદર્શન કરી, છેલ્લે આ સંગ્રહનાં કેટલાંક મહાન્ શિલ્પોના વર્ણનથી આ પ્રયત્ન સમાપ્ત કરીશું.

લુવ્રનાં વિશ્વવિખ્યાત ચિત્રોમાં, લીઓનાર્ડો ડ વીન્ચીની અનન્ય કૃતિ, 'મોના લીસા' (અથવા સસ્મિત મેડોના)નું ચિત્ર, અગ્ર સ્થળે છે એ નિર્વિવાદિત છે. બેથી અઢી ફુટ જેટલા લંબચોરસ, અને કાળના અનેક તડકાછાંયડા જોએલા હોવાથી મેલા થઇ ગએલા આ ચિત્રે, જેટલાં મન લોભાવ્યાં છે, જેટલાઓને ચકિત કર્યા છે અને જેટલાઓને જન્મારાના પોતાના કેદી કર્યા છે તેટલા થોડાંકજ બીજાં ચિત્રોએ કોઇને કર્યા હશે. તેની રંગછટા લગભગ નાશ પામી ગઇ છે છતાં, આ સદીઓ-જુનું ચિત્ર, તેના હૃદયભાવનાના અવર્ણનીય ઉંડા ઉલ્લેખથી, તેની સહેજ પણ ખોડ વિનાની સુપૂર્ણ આલેખનકલાથી, અને તેની મુખ્ય વ્યક્તિની પાછળ ગોઠવેલી, અનન્ય સૌંદર્યભરી, સૃષ્ટિરચનાથી, જોનારનાં હૃદયો ઉપર એવી અજબ પ્રકારની મોહિની પ્રસારે છે કે તે સહજમાં-એટલે વિના પ્રયત્ને, દુનીઆનું એક અગ્રતમ ચિત્ર બની રહે છે. તેની મધ્યવર્તી મૂર્તિના મુખ ઉપર રમતું મંદહાસ્ય, કે અજબ ભેદભર્યું, કે અગમ્ય ઉંડા અર્થ અને ભાવભર્યું છે. જાણે અનવરત તુષ્ટ આત્માનું તે આનંદગાન હોય, જાણે કોઇ દિવ્ય સંગીત સાંભળી હૃદયમાં થતા અનૈહિક મોદનો તે અવતાર હોય, જાણે પરિપૂર્ણ પ્રેમોલ્લાસથી પીગળી જતા પ્રેમી-હૃદયની પ્રેમપરિસીમા હોય, તેમ એ મંદહાસ્યમાં સ્વર્ગીય માધુર્ય રહેલું છે, અપૂર્વ ભાવસુકુમારતા વસેલી છે, અને કોઇ અવર્ણ્ય પ્રકારનો આધ્યાત્મિક મોહ પ્રસરેલો છે. આ મંદહાસ્યે કે કવિઓને ગાંડા કર્યા છે, કે લેખકોની લેખિનીઓને ઉન્મત્ત કરી છે અને કે પ્રેક્ષકોનાં હૃદયોને ભાંગી નાંખ્યાં છે. મર્મવેધી, ઉદાત્ત, કોઇ અગમ્ય ભાવભર્યું આ ચિત્ર, લીઓનાર્ડોની કલાની સર્વોત્તમ કૃતિ છે. મનુષ્યહૃદયના ઉંડા, અણુજાણ્યા, અને પાર્થિવ જીવનમાં ક્વચિતજ લાધતા ભાવોના જે અધ્યયનમાં એ હરહમેશ રાચતો, તેની સૌથી વધારે સફળ આલેખના, તેના આ ચિત્રમાં થઇ છે. એ મંદહાસ્યની મોહિનીમાં પકડાયલો મનુષ્ય આત્માનાં અનન્ય ઉંડાણો પરીક્ષશે, જગતની ક્રિયારચનાની ગૂઢ ચાવીઓને તે પામશે અને જગત્કર્તાના અંતર્હિત નિયમોને ઓળખશે. જેમ ઇજીપ્ટની સ્તબ્ધ મૂર્તિ, "સ્ફીંક્સ," તેમ લીઓનાર્ડોનું આ ચિત્ર, જગતમાં અનન્ય છે—અનુપમ છે.

રાફેલનું મહાન્ ચિત્ર "ટ્રાન્સફીગ્યુરેશન" ચાલ્યું ગયા પછી, લુવ્રની શોભાને રાફેલનું બીજું ચિત્ર, 'લા બેલે જાર્ડીનીએરા' (અથવા બાગમાં બેઠેલી મેડોના) રાખી રહ્યું છે. રાફેલનું આ ચિત્ર સુલલિતતાની અંતિમ સીમા છે. તેના આ ચિત્રમાં રાફેલ સૌંદર્યની જે ઉત્કૃષ્ટ કોટિએ પહોંચ્યો છે તેટલી ઉચ્ચ કોટિએ તેનાં બીજાં થોડાંજ ચિત્રોમાં તે પહોંચ્યો છે. નિર્મળ પ્રશાંત પ્રેમથી છવાયલું મેડોનાનું મુખારવિંદ, એક હાથ ખોળામાં નાંખી, ઉંચી બુદ્ધિવાન આંખોએ માતા સામું જોઇ રહેલો બાળક ક્રાઇસ્ટ, આદરમાનની ઉંડી લાગણીથી ઘુંટણીએ પડી સત્કારતો સેન્ટ જેરોમ, અને આજુબાજુનો પ્રદેશ એટલાં તો સુંદર છે, અને એટલી સમર્થ કલા વિશારદતા દાખવે છે કે ચિત્ર આટલું ઉચ્ચ

સ્થાન ભોગવે તેમાં આશ્ચર્યકારક કંઈ નથી. કોમળ, એકએકમાં મળી જતી અને લીસી, ચિત્રની રેખાઓ, ચિત્ર જોનાર ઉપર અદ્ભુત મોહક અસર કરે છે અને તેના આલેખકને કલાના ધુરંધર આચાર્ય તરીકે સાબીત કરે છે. તેની રંગપુરવણી પણ તેટલીજ મોહક છે. એક રંગના લાલની સાથે રાફેલે તેમાં, નૈસર્ગિક કલાચાતુર્યથી, ઘેરો પીળો તથા કંઈક લીલો રંગ મેળવેલો છે, જેથી આખા ચિત્રને એવી મધુર લયમયતા પ્રાપ્ત થાય છે કે જાણે સૌંદર્યનું તે નાનું શું સરોવર હોય એમ ભાસે છે. સ્ત્રીસૌંદર્યના આલેખનની રાફેલની આ સર્વોત્તમ કૃતિ છે અને તે સુયોગ્ય રીતે આ સંગ્રહાલયમાં સર્વોત્તમ ચિત્રોમાં સ્થાન ભોગવે છે.

જે ચિત્રો અને શિલ્પો તરફ લુવ્રમાં જનાર પ્રત્યેકની નજર ખાસ ખેંચવામાં આવે છે તેમાંનું ત્રીજું, સ્પેનના ચિત્રકાર મુરીલોનું વિખ્યાત ચિત્ર 'ધી ઇમેક્યુલેટ કોન્સેપ્શન' (પરમ પવિત્ર ગર્ભાધાન) છે. રાફેલની ઉપલી કૃતિથી આ ચિત્ર જુદા પ્રકારનું છે. તેમાં ગોળાની સમોહક આલેખના કરતાં એક ભવ્ય વિચારમણિકાને ઉચિત ભવ્યતાથી સૌંદર્ય આલેખવાનો પ્રયત્ન વધારે થએલો છે. 'વર્જીન મેરી'ને ઇશ્વરના સંદેશા સાથે ઇશ્વરના અનુગ્રહરૂપ બાળક ક્રાઇસ્ટનું ગર્ભધારણ થવું એ આ ચિત્રનું વસ્તુ છે. આ વસ્તુ ભિન્નભિન્ન ચિત્રકારોની પીંછીઓએ ભિન્નભિન્ન રીતે ચીતર્યું છે પરંતુ તેમાં ભાગ્યે કોઇ આટલી અધ્યાત્મભાવાધીનતા પામી શક્યા છે. હર્ષ, ઉન્માદ, આશ્ચર્ય, પ્રેમ, ઉત્સાહ અને ઉત્કંઠાના વિવિધ ચિન્હો દેખાડતું, આ ચિત્રનું બાલદેવદૂતોનું ટોળું, અવર્ણ્ય મોહકતાથી ભરેલું છે. દિવ્ય તેજભર્યા સુવર્ણવાદળા વચ્ચે પૂર્ણ ભક્તિ અને શ્રદ્ધાથી ઇશ્વરી અનુગ્રહ ગ્રહણ કરવા કન્યકા ઉભેલી છે અને મંગલ સમયના આગમનનું શુભ ચિન્હ—અર્ધચંદ્ર—કન્યકાના પગ આગળ રમે છે. આખું ચિત્ર એવી ઉચ્ચ કલ્પનાશક્તિથી રચાયું છે અને તેની આલેખના



બાગમાં બેઠેલી મેડોના

એટલી સુંદર રીતે થએલી છે કે તે તેના જોનાર ઉપર અત્યંત સમર્થ અસર કરે છે. મુરીલોનાં બીજાં પણ કેટલાંક ચિત્રો–'ધ હોલી ફેમીલી' (દિવ્ય કુટુંબ), 'નેટીવીટી' (જન્મકાળ) વગેરે લુવ્રની સુંદર દીવાલો પર શોભે છે પરંતુ તે તેના આ ચિત્ર જેટલાં વિખ્યાત કે ઉંચી પ્રતિનાં નથી.

હોલ્બીનની વિલક્ષણ સામર્થ્યભરેલી કલા દાખવતું તેનું પ્રખ્યાત ચિત્ર–ઇરેસ્મસની પ્રતિકૃતિ–લુવ્રનાં નામાંકિત ચિત્રોની આવલિનો ચોથો મણકો છે. આ શીવાય પોલો વેરોનેઝીનું પ્રખ્યાત ચિત્ર–'મેરેજ એટ કાના' (કાનામાં લગ્ન), જે આ સમૃદ્ધ ચિત્રકારનાં આલેખનોમાં સૌથી વધારે સમૃદ્ધ ચિત્ર તે; તેનું લગભગ તેટલુંજ સમૃદ્ધ 'જીસસ એટ સાયમન ધ ફારીસીઝ' (સાયમન ફારીસીના ઘરમાં જીસસ) નામનું ચિત્ર; રૂબેન્સની કેથેરાઇન ડી મેડીચીની જીવનકલા આલેખતી અનન્ય સુંદર ચિત્રાવલિ; મેન્ટેનાનું જાણીતું ચિત્ર, 'ડાન્સીંગ મ્યુઝીઝ' (કલા-દેવીઓનું નૃત્ય); ટીશીઅનનું 'ડીપોઝીશન ફ્રોમ ધ ક્રોસ' (વધસ્થંભથી અવતરણ), તથા તેનુંજ 'એન્ટીઓપ'; તથા કરેજીઓનાં કેટલાંક અત્યંત સુંદર ચિત્રો–ખાસ કરીને, તેનું 'મેરેજ ઓફ ઇન્ફન્ટ ક્રાઇસ્ટ વીથ સેંટ કેથેરાઇન' (નાના ક્રાઇસ્ટનું સેંટ કેથેરાઇન સાથે લગ્ન)–વગેરે અનેક મહાન્ જાણીતાં ચિત્રો, લુવ્રની સુંદર દીવાલો ઉપર ભરચક શોભે છે. તેમની નામગણના પણ મનુષ્યના આત્માને કોઇ આનંદસ્વપ્નમાં ઉરાડે છે. તેની સાથે, બોટીચેલી, બાર્ટોલોનો, પેરુજીનો, એન્ડ્રીઆ ડેલ સાર્ટો, વાન આઇક, ક્રેમાન્ટે વગેરે અનેક ચિત્રકારોની અનેક કૃતિઓ પણ તેમાં યુગવાર, શાખાવાર નિયમસર ગોઠવેલી છે; જેથી લુવ્રના નિરીક્ષકને આનંદ સાથે લગભગ આખી યુરોપીય કલાનો ઇતિહાસ પણ પાઠ્ય થઇ જાય છે.

આ મહાન્ ચિત્રકારો પ્રાચીન યુરોપના છે. અર્વાચીન યુરોપની કલાની તેટલીજ ઉચ્ચ પ્રતિની કૃતિઓ પણ તેટલાજ જથ્થામાં આ સંગ્રહાલયમાં દેખા દે છે. અર્વાચીન યુરોપની કલાનો ઇતિહાસ બહુ અંશે ફ્રાન્સની કલાનો ઇતિહાસ છે. ફ્રાન્સની કલાનો ઇતિહાસ અર્વાચીન યુરોપને જેટલો પ્રેરણાત્મક થયો છે તેટલો કોઇ બીજા દેશની કલાનો ઇતિહાસ થયો નથી. બલ્કે આધુનિક યુરોપની સમસ્ત કલાએ ફ્રાન્સનીજ પાસેથી આદર્શ અને માર્ગસૂચન લીધાં છે. ચાલતા સમયમાં પણ ફ્રાન્સ એકજ દેશ છે જ્યાં કલા જીવંત છે, પ્રતાપી નવનાને સ્થાન છે અને સ્વતંત્ર નિસર્ગશક્તિનું દર્શન થાય છે.

જ્યારે ઇંગ્લંડમાં હોગાર્થ, રોમ્ની, રેનલ્ડઝ અને ગેન્સબરો મોટે ભાગે પ્રતિકૃતિઓના વિભાગમાં રંગ અને પીંછીનું કામ કરી રહ્યા હતા ત્યારે ફ્રાન્સમાં એક સ્વતંત્ર અને સજીવ કલાની શાખા પ્રવર્તતી હતી; અને તે નેટીઅર, ક્લોડ અને પુસીનની પ્રૌઢ કલા. આ કલાકારો ઓજસ્ અને દમામભર્યાં ચિત્રોમાં રાચતા. જીવંત સૃષ્ટિની સહૃદય આલેખના તેમને મન નિર્માલ્ય વસ્તુ હતી. તેઓ સમૃદ્ધિ અને પ્રૌઢતાના ઉપાસકો હતા, અને તેમનાં લુવ્રની દીવાલો ઉપર લટકતાં વિશાળ ચિત્રો હજી પણ, તેમની અત્યંત વિચારયુક્ત વસ્તુગુંથણી, અને અત્યંત સંભાળભરી આલેખનપદ્ધતિથી આપણને અજબ કરે છે. અઢારમી સદીના



લક્સેમ્બર્ગનું સંગ્રહાલય

ઉઘડતા કાળમાં નવા ફ્રાન્સની કલાના રાજ, વેટોના આગમન સાથે આ પ્રૌઢ કલાની શાખાનો અંત આવ્યો. વેટો ફ્રાન્સની કલાના નવઉદયનો પ્રથમ સંપ્રયોજક અને અગ્ર નેતા હતો. તેણે તેની આગળના કલાકારોની ભારે કૃત્રિમતાઓને કોરે મુકી અને જીવંત સૃષ્ટિની નાની સાદાઇઓમાં ઝંપલાવ્યું. આ છતાં વેટો ફ્રાન્સના, બલ્કે સૃષ્ટિના કલાકારોમાં અગ્રગણ્ય વ્યક્તિ છે–એટલી સજીવતા, એટલી સચોટ તાદૃશતા અને એટલી નૈસર્ગિકતા તેનાં સામાન્ય જીવનનાં ચિત્રોમાં છે. તેનું રસોઇઆ 'જાઇલ્સ'નું ચિત્ર, નટ 'પીરો'નું ચિત્ર, તથા તેનાં તેટલાંજ જાણીતાં મોટાં ચિત્રો–'ધી એમ્બાર્કમેંટ ફોર શીથેરા', તથા 'ફેટ શાંટ્રે' વગેરે લુવ્રમાં છે, અને તેમની વિલક્ષણ સજીવતાથી, તેમની રમણીય સરલતાથી અને તેમની સમર્થ આલેખનકલાથી જોનારનું મન હરી લે છે. વેટોના સમકાલીન, તેને પગલે અનુસરનારા, ચાર્ડીન અને ફ્રેગોનાર્ડનાં ચિત્રોનો પણ મોટો જથ્થો આ સંગ્રહાલયમાં જોવામાં આવે છે.

વેટોની પેઠે, જેની કૃતિઓ પ્રત્યે પણ લુવ્રના પ્રત્યેક જોનારનું ધ્યાન ખેંચવામાં આવે છે તે બીજો ચિત્રકાર ડેવીડ છે. 'નેપોલીઅન ક્રાઉનીંગ જોસેફીન' (જોસેફીનને મુકુટઅર્પણ) નામના તેના પ્રશસ્ત ચિત્રથી જાણીતા થએલા આ ચિત્રકારનું સર્વોત્તમ ચિત્ર 'માદામ રીકામીઅર' લુવ્રમાં છે. ડેવીડનું આ ચિત્ર જગદ્વિખ્યાત છે. લુવ્રના જે ખંડની અંદર તેને મુકવામાં આવેલું છે તેની એક બાજુ ઉપર,

અસંખ્ય બીજાં ચિત્રોથી વીંટાયલું તે લટકે છે. પરંતુ પ્રેક્ષકની તેના ઉપર નજર પડતાંની સાથેજ તેની આગળથી આખો ખંડ અને તેની અંદર ભરેલો સૌંદર્યનો ખજાનો લુપ્ત થઇ જાય છે અને તેની નજર, તેના હૃદય સાથે, પરિશુદ્ધ કલાના આ સર્વોત્તમ નમુનારૂપ ચિત્ર ઉપર ચોંટી જાય છે. સાદી, ભૂષણ વિનાની આ ચિત્રની કલામાં, અદ્ભુત નિયમ, અપૂર્વ સંસ્કૃતતા અને વિલક્ષણ પ્રમાણની લાગણી રહેલી છે—જે જોનારના હૃદયને ક્ષણમાં વશ કરી લે છે અને તેના ઉપર કદી ન ભુંસાય તેવી સૌંદર્યની છાપ પાડે છે.

ડેવીડ અઢારમી સદીના અંત ભાગમાં ફ્રાંસમાં જન્મેલી શિષ્ટ (Classic) કલાનો અગ્રગણ્ય નેતા હતો. પરંતુ આ કલાને જેણે સંપૂર્ણ ખીલવી તે તેના પછીનો ફ્રાંસનો સુપ્રસિદ્ધ ચિત્રકાર ઇંગ્રીસ હતો. આ ચિત્રકારનું અનન્ત સૌંદર્યભર્યું 'લા સોર્સ' (આમુખ) નામનું ચિત્ર લુવ્રના એક ખંડને શોભાવે છે. આ ચિત્રને a dream of plastic beauty (સૌમ્ય સુંદરતાનું એક સ્વપ્ન) કહેવામાં આવેલું છે. ઇંગ્રીસના બીજાં પણ ઘણાં ચિત્રો આ સંગ્રહાલયમાં દેખાય છે, જે જોનાર અને સમજનારને ચિત્રકલા તેની ઉચ્ચતમ કક્ષાએ આધુનિક કાળમાં પણ કેવી હોઇ શકે તેનો ઉત્તમ ખ્યાલ આપે છે. માદામ લા બ્રુનની અનન્ય કૃતિ 'તેની પુત્રી અને પોતે' એ ચિત્ર, જે પણ લુવ્રના કલામંદિરના મહાન્ ચિત્રોમાંનું એક છે અને જે ઇંગ્રીસ અને તેની શાખાની અસર દાખવે છે, તેની અહીં ગણના કરી શકાય.

ડેવીડ અને ઇંગ્રીસના સમકાલીન અને તેમની પ્રશાંત પરિશુદ્ધ કલાની સામે બળવો પુકારનારા કલ્પનાના વીરકલ્પનાત્મક (romantic) ચિત્રકારોની કૃતિઓનો પણ એક ખંડ લુવ્રમાં છે. તેઓ, ફ્રાંસના આપણી તરફ વધુ જાણીતા થએલા ચિત્રકારો ડીલેક્રૉય, ડેલે ક્રૉય, ડેલા રોશે, જેરીકો અને ગ્રોસ. આ ચિત્રકારોની પણ એક 'શાળા' હતી અને તેઓ ઉન્મત્ત ક્રીલચાલ, બળવાન્ આવેશ અને સમર્થ નાટ્યભાવના ચિત્રામાં રચતા. આ સમર્થ ચિત્રો—જેનો મોટા ભાગ્યો ઉપર કહ્યું તે પ્રમાણે લુવ્રમાં છે તે, ફ્રાંસની નિસર્ગશક્તિની બીજી બાજુ બતાવે છે. જેરીકોનું ઉગ્ર અને ભયંકર ચિત્ર, 'ધ રેફ્ટ ઓફ મેડુસા' (મેડુસાનો ત્રાપો) ગ્રોસનું તેટલુંજ ઉદ્દામ 'ધ કેવેલીઅર' (ઘોડેસ્વાર), ડેલા રોશેની સમર્થ કૃતિઓ 'રાણી ઇલીઝાબેથનું મૃત્યુ.' 'નેપોલીઅન એટ ફોન્ટેનબ્લો' વગેરે આ 'શાળા'ના કેટલાક ઉત્તમ ચિત્રો છે. લુવ્રના આ વિભાગમાં પ્રવેશ કરનાર ઉપર ન ટાળી, ન ભૂંસી શકાય તેવી વીર પ્રકૃતિની જબર છાપ પડશે. આ સમર્થ ચિત્રો જોનારના હૃદયોમાં સદાને માટે પોતાના સ્મરણો મુકતા જાય છે અને તેમના કર્તાઓની નિસર્ગશક્તિ માટે ઉંચી નમાનજલિ અર્પના જાય છે. કેરોટ, અને મીલેટ અને મીસાનીઅરના નાના, પરંતુ અતીવ સુંદર વનઉપવનના, ગરીબ જીંદગીના અને લશ્કરી જીવનના અને માણસોના ચિત્રો, આજ 'શાળા'ના ઇતિહાસના પછીના પ્રકરણો છે. તેમાં પણ આજ પ્રકારની આદર્શાત્મક કલ્પના વધારે શાંત સ્વરૂપોમાં દેખા દે છે. કેરોટનું 'ડાન્સીંગ નીમ્ફ્સ' (નૃત્ય કરતી દેવાંગનાઓ)નું ચિત્ર, મીલેટનું 'ધી એંજલસ' (સાંધ્યકાળ) અને મીસોનીઅરનું '૧૮૧૪' એ ચિત્રોએ કોને મુગ્ધ નથી કર્યાં! લુવ્રમાં આ ચિત્રકારોનાં સખ્યાબંધ ચિત્રો વિરાજે છે જેને જોતાં

તેમાં એવી સુંદર રીતે ઉતારવામાં આવી છે કે શિલ્પ જાણે જીવંત વ્યક્તિજ હોય એમ લાગી આવે છે. જ્યારે ત્રીજું, ઢાંકેલા અંતર્બળવાળા પ્રશાંત વીરપુરુષના સ્વરૂપમાં, યુદ્ધના અધિદેવ માર્સનું સમર્થ આલેખન છે.

છેલ્લે અર્વાચીન યુરોપના સુવિખ્યાત શિલ્પકાર કેનોવાની અપ્રતિમ સુંદર કૃતિ 'પ્રેમ-રાગ'ના શિલ્પ પ્રતિ વાચકનું ધ્યાન ખેંચીશું. કેનોવા ઇટાલીઅન શિલ્પકાર હતો. પરંતુ તેનું આ શિલ્પ લુવ્ર જેવા મહાન્ સંગ્રહમાં મુકવા યોગ્ય ગણી ફ્રેંચ સરકારે વેચાતું લીધું હતું. એ શિલ્પકારે અનેક બીજાં શિલ્પો રચ્યાં છે પરંતુ તે કોઇમાં પણ આટલો સંવેગ, આટલી ભાવમયતા અને આટલી ઉદાત્તતા લાવી શકયો નથી......

લુવ્રનો પ્રવાસી હવે નીચે મોંએ અને ભારે હૈયે બહાર નીકળે છે. સાંજનું અંધારું ઝાંખું ઝાંખું પડવા માંડ્યું છે અને પેરીસના તારા જેવા ચળકતા દીવાઓ પ્રકટવા માંડયા છે. બહાર નીકળતાં એની એ કરૂણ ભૂમિ, એનાં એ સ્વસ્થ મહાલયો અને એનો એ ઘોંઘાટ તેને માલુમ પડે છે. સુખનું કે સૌંદર્યનું-સ્વર્ગનું-અનન્ય સ્વપ્નું ત્યારે તુટ્યું-તુટી ગયું-સદા માટે ગયું? શોકનાં-એકલતાનાં-સર્વનાશનાં હૃદયભેદક હુસકાં સાથે તે ભવ્ય દરવાજામાંથી બહાર નીકળે છે: એક વાર ભીંજાયલી આંખે તે અપ્રતિમ સૌંદર્યભંડારની સામું તે જોઇ રહે છે અને પછી-ધડકતી છાતી ઉપર હાથ દાબી, સદાને માટે તેને નમસ્કાર કરી, નીચે મોંએ, સાંજના ભરાતા ધુમસની અંદર તે લુપ્ત થઇ જાય છે.



ન્યુ લુવ્ર





માદામ લા બ્રુનનું ચિત્ર 'તેની પુત્રી અને પોતે'

—બ્રુનનું કલામંદિર



# દેવાઇ



લેખક:
શ્રી. જગદીશ જાદવજી

ચિત્રકાર.
શ્રી. રવિશંકર પંડિત

આો હું નથી કહ્યું કે પત્ની વિનાનો પુરુષ અપૂર્ણ છે અને બાળક વિનાનું ઘર અપૂર્ણ છે. ઘરની અપૂર્ણતા ટળ્યે તો હજી બાર દિવસ થયા પણ ઘરમાં કેટલો કલ્લોલ છે! સંસારની પરિપૂર્ણતાનો ઉત્સવ છે. જેટલા ઉત્સાહથી રાણીમા (મનાની મા) ફરે છે એટલાજ ઉત્સાહથી દેવાઇની મા પણ ફરે છે. એકના પુત્રને ત્યાં પુત્ર અવતર્યો-બીજીની પુત્રીને ત્યાં પુત્ર અવતર્યો. રાણીમા આજે ફરી સાકર વહેંચે છે. ફળીઆમાં છોકરા નથી માતાં.

"મા, શું નામ દીધું ગગાને?" એક છોકરાને તેડી ફળીઆમાંથી હીરાઇ આવી તેણે પુછ્યું.

"આવ, ગગા, આવ, લે સાકર—છોકરો ગરવો છે હો!—લે ખોબો કર જોઇએ. માડી હજી ક્યાં આવી છે!" હીરાઇના છોકરાને ઝાલે હાથ આડાનાં રાણીમાએ કહ્યું. "લે, તું હઇ લે! હીરાઇ! ગગાને નામ દીધું ગમ ઠીકની?"

"હઅં.. .. બારે રૂપકું છે પણ ગગો મો વરમનો થાય ને ખટાણાની આખરુ વધારે......"

સંસારની અપૂર્ણતા ટળ્યાનાં આ મંગળાચરણ કેવો સુંદર પ્રસંગ ને કેવો ઉલ્લાસ! આ પ્રસંગને ઘડનારા પ્રસંગ આવા નહોતા. એ તો અદ્ભુત હતા.

+ + +

રુક્મિણીના ઓરડાથી દેવાઇ ચાલી આવતી હતી. કેડ ઉપર દૂધનો હાંડો ભર્યો હતો. એની ચાલમાં, એના કપડાંમાં લાવણ્ય હતું. એનું રૂપ મોહક હતું લાલ ઉનની ધાબળી એની બન્ને બાજુએ લટકતી હતી. લીલું ઘાઘરું એનું યૌવન નહોતું છુપાવતું. નાકમાં શોભી રહેલ વીંટી એના મોં ઉપર ગાંભીર્ય પ્રસારતી હતી.

હાંડાના ભારે મરડાએલ શરીર એની મોહકતા વધારતું હતું. મોરનાં ઇંડાં જેવા અંગમાંથી સૌંદર્ય ઝરતું હતું.

ચુતો હોય એવા લાલ રંગની કામળી ઓઢી દેવાઇ હમેશાં નીકળતી અને સીધું જોઇ ચાલી જતી. ત્રાંસી નજરે સૌ એના તરફ જોતાં છતાં એના મોંની રતાશ ન વધતી. એ નીકળતી ત્યારે સૌના કાન સળકતા. દુકાનદારો એક બીજાને બોલાવતા બોલાવતા દુકાન બહાર નીકળતા. પણ દેવાઇ એ ન ગણકારતી. એની દૃષ્ટિ જાણે અંતર્મુખ થઇ હતી. એને ખ્યાલ ફક્ત પોતાના કામનોજ હતો.

ઘેટીને તેડી વાલ*માં જતી હોય કે વાલમાં બેઠી બેઠી ઘેટાં પંપાળતી હોય ત્યારે એની આંખો સ્નેહાળ લાગતી. ભાત લઇને વાઘમાં જાય ત્યારે કેટલીયે ઘેટીઓ તેની પાસે દોડી આવતી અને સૌના વાંસા પર હાથ ફેરવી એ રીઝવતી.

નાનાં બાળકો એની પાસે આવી રમતાં; છોકરીઓને એ ગીત ને ભરત શીખવતી. પોતાના મંડળમાં વાતો કરતી હોય ત્યારે એના શબ્દોમાંથી અમી વરસતું.

પુરુષો સાથે એ ભાગ્યેજ વાત કરતી. કદાચ બોલવું પડે તો એના શબ્દોમાં તોછડાઇ આવતી. એકલી સામી મળે ત્યારે પુરુષોને તો એની આંખો જીવ લેનાં ન અચકાય એવી લાગતી.

આ સુંદર બાલિકાને ઝળહળતા સૌંદર્યનો શોખ હતો. અરીસા જેવો હાંડો લઇ એ ચાલી આવતી હોય ત્યારે રાધા સમાન દીસતી.

ઉન કાંતવામાં એ હોશીઆર હતી. ગાતીગાતી રેંટીએ બેસે ત્યારે બીજાં એટલીજ ઝડપથી એવો ઝીણો તાર કાઢવામાં તેને ન પહોંચતાં.

આજે પણ એ ગજાદાર હતી. મેંપકી હાકોરના બાવડામાં છરી હુલાવી દીધી હતી એની સાક્ષી એનાં કાંડાં પુરતાં હતાં. મેલી નજર કરતાં અટકાવે એવું એનું શરીર હતું. અને એથી બલવાન્ એનું અંતર હતું.

હમેશની માફક આજે પણ એ હાંડો લઇ ગામમાં આવતી હતી. સવાર સુંદર હતું. મંદમંદ વાયુલહરિઓ દેવાઇની કામળ ફરકાવતી હતી. ઝાંપામાં આંબા ઉપર કોયલ ટહુકતી હતી.

સામેથી એક ઘોડી આવી. હંસલી જેવી એ ઘોડી આખો રસ્તો રોકી રહી હતી. લોહીની રતાશ એના સફેદ શરીર પર દેખાતી. માર્ગમાં ત્રાંસીત્રાંસી એ નાચતી. એની ડોક વળેલી હતી. નસકોરાં ફુલ્યે જતાં હતાં. દુધને લજાવે એવાં ફીણ એના મોંમાં હતાં.

સાથે એક જુવાન ચાલ્યો આવતો હતો. માથે વીંટેલ પછેડીને નાનું શું છોગું હતું. મોં ગોળ અને ભરાવદાર હતું. હોઠ પાતળા અને બીડેલ હતા. ઉંચાઇમાં પુરો અને શરીરે પહેલવાન જેવો એ લાગતો હતો, કાંડાની ઘોળી માંસપેશીઓ કઠણ અને ઉપસેલી હતી. આવા મજબુત હાથમાંજ આવી મોટી ઘોડી શોભે એવું સૌ કોઇને લાગતું.

દેવાઇ આમ તેમ ફરી પણ ચાલવાનો માર્ગ ન મળ્યો.

"આતી ક્યાંથી આવ્યો સ ? આમ નાસતો નાસતો હાલસ તી ! પડખાવો હાલ્યની" આખરે દેવાઇ મુંઝાઇને બોલી.

* ઘેટાં બકરાંનું ટોળું

"કુણ મારી નાખે સા! હાથીજ મારે પડખેથી" જુવાને ઉત્તર વાળ્યો.

અત્યાર સુધી દેવાઇએ ઉંચુ નહોતુ જોયુ ઉંચે જોતાજ ચારે આંખ મળી. જુવાનની આંખોમા જાદુ હતુ-ઝેર હતુ દેવાઇ નીચે જોઇ ચાલી. પણ હમેશ-ની માફક ન ચલાયુ. થોડે દૂર જઇ બાળાએ પાછુ વાળી જોયુ

ઘોડીના પાગડા પગે જમાનને અડ્યા વિનાજ નાચતા હોય એવુ લાગતું હતુ-રેશમી કેશવાળી ફરકતી હતી. જુવાનની પછેડીનો છેડો હવામા ઉડતો હતો

બાળાએ માથ જરા નીચે મુક્યો-ને ચાલી

"એહો! આ અગાઉમા કોઇના? આ ગગી કેની છે? દેવસુર ભાઇ-નીને? ગગી, હું તારી ફઇ થાઉં."

વાડીમા સામા મળ્યા એની કાખમા એક નાની છોકરી હતી એને માથે હાથ ફેરવતી દેવાઇ બોલી અને ચાલતી થઇ.

અને ચાલતી ચાલતી એ બોલી "કેવી



"આવ, મગા, આવ હ સાકર--છોકરો ગરેલો છે હો"

રુપાળી દીકરી છે!"

તપાસ કરતાં માલુમ પડ્યું કે, પોતાને

ત્યાં નાત ભેળી થઇ હતી એમાં આ જુવાન મધુવદરથી આવ્યો હતો. એ ઘોડી પાસેજ સુતો; હાથે જોગાણ* દેતો; હાથે નીરણ† લાવતો; અને પોતેજ પાણી પાવા જતો. ઘોડીને ઘડીવાર રેઢી‡ ન મુકતો, કાંધા ખટાણાનો એ દીકરો હતો.

એનું નામ મનો હતું. મનો એટલે બલની પરિસીમા. હોળીના દિવસોમાં કોઇ એની સાથે ન લડતા. એ દોડતો ત્યારે સારા સારા જુવાન પાછળ રહી જતા. નારીએળ ફેંકવામાં કોઇનો ઘા એના જેટલો ન જતો. મુઠી વાળી નારીએળના કટકા ગણાવવામાં અને ચીપકાંકરીએ કાચલી વીંધવામાં એ એક્કો હતો.

હમીર સુમરા નામ લેતાંય માણસોને જાન ખોવાની બીક લાગતી. પણ એના હાથમાંથી ઘેટું છોડાવી–એને ખોખરો કરી મનાએ સીમાડો દેખાડયો હતો.

નાતમાં કાંધાના છોકરાની વાતો થતી. એનું કુટુંબ આબરુદાર ગણાતું. એને ત્યાં પીસ્તાળીસેક ભેંસો અને ચારસો જેટલો ઝીણો માલ†† હતો. એને એક મોટો ભાઇ હતો. એ ખાડુ‡‡માં જતો; અને મનો વાઘમાં જતો.

દેવાઇ ચીતરાણાના વાઘા પટેલની એકની એક દીકરી હતી. નાનપણમાં એ પરણી હતી. પણ પોંખણા પહેલાં એનો વર મરી ગયો. આથી વાઘો સારા નાનરાની રાહ જોઇ બેઠો હતો. એવામાં એને ત્યાં નાત ભેળી થવાનો કોઇ પ્રસંગ આવ્યો એમાં એણે કાંધાના એક છોકરાને જોયો. એય ઘરની આવી સરખાઇ કયાં મળવાની હતી? કાંધો એની નાનમાં એક પટેલીઓ હતો. એનો 'ન્યા ¶' અદલ કહેવાતો.

નાત વીખરાયા પછી દરેક દિવસે નાતરું જોડાયું—"કાંધાનો છોકરો ને વાઘાની છોકરી."

છેવટ સુધી દેવાઇ એમજ જાણતી કે "કાંધાનો છોકરો" એટલે "ઘોડીવાળો જુવાન." પણ છેલી ઘડીએ એને ખબર પડી કે એને એક મોટો ભાઇ પણ છે.

બને કુટુંબની આબરુ સાચવવા ખાતર દેવાઇ કૈં ન બોલી. ફક્ત સાસરે આવીને રાત્રે કાનાને કહી દીધું કે, "હું કૈં તને જોઇ નહોતી પરણી......ઝાઝું બોલીશ તો માણસો જાણશે."

સંસારચક્રમાં એક વ્યક્તિ ફસાઇ ગઇ. ભવિષ્ય કોને માલમ? એણે સંયમાગ્નિમાં બળવાનું શરુ કર્યું.

આદર્શનું કે સ્નેહનું રક્ષણ આત્મભોગ વિના નથી થતું.

દીયર સાથે બોલવું એમાં જબરી શરમ ન હોય. પણ દેવાઇની જીભ ન ઉપડી. એને તેડી ગયા ત્યાં સુધી એક અક્ષરેય મના સામે નહોતો ઉચ્ચાર્યો.

બીજી વાર આવ્યા પછી કૈંક હીંમત આવી. એ એના બાપને ત્યાંથી એક નાનકડી ગાય સાથે લઇ આવી હતી. ગાય ધોળી હતી–સોજી હતી–રુપાળી હતી અને ગજા કરતાં દુધ વધારે કાઢતી. આ ગાય એના વરની ભેંસો સાથે ચરવા જતી.

એક દિવસ સાંજે મનો ઘેર આવ્યો ત્યારે દેવાઇએ પરાણે પરાણે બોલવું શરુ કર્યું. પણ મન અસ્વસ્થ હતું. "મારી ગાયને તમારી ભેળી સારોને. મારે ઘેર ઇ મારા ભાઇ ભેળી વાઘમાં જતી. હેવાઇ× સે."

* ચંદી † ઘાસ ‡ એકલી †† બકરાં ઘેટાં વગેરેને-કાઠીઆવાડમાં માલ કહે છે.
‡‡ ગાયભેંસનું ધણ ¶ ન્યાય × ટેવાયલી

બીજે દિવસ સવારે એ ગાયને વાઘમાં મુકી આવી: એ દિવસથી એનો બોલવાનો સબંધ વધ્યો. ભાન લઇ પોતે વાઘમાં જતી અને ગાયને મુકી તથા હાંકી આવતી.

ધીમે ધીમે દેરભોજાઇ મશ્કરી કરતા થયા. પણ કાનાને છોડી મના ઉપર એણે કોઇ રીતે પક્ષપાત નહોતો કર્યો. જેટલા પ્રેમથી એ કાનાને બોલાવતી એટલાજ પ્રેમથી તે મનાને બોલાવતી જેમ એકને રાખતી એમજ બીજાને રાખતી બને તરફ સમાનભાવે વર્તવા પ્રયત્ન કરતી. બેય જણ એને મન પૂજ્ય હતા: એક લોકાચાર અનુસાર—બીજો અંતરના અનુસાર.

એકવાર તાર આવવાથી મનો ઘરમા સુનો હતો ઉચી અને પાતળી દેવાઇ એને માટે ઓછીઓછી થતી હતી ઘડીવારમાં કકુકરીઆનું વાટતી—ઘડીવારમાં ખાવાનું પુછતી—ઘડીવારમાં માથું દાબતી. આખો દિવસ એણે ખાધાપીધા વગર કામ કર્યા કર્યું. સાંજે ગણીમા સીમમા ગયાં. દીવો કરવાને હજી વાર હતી. ઘરમાં એક બાજિ હતી કે જે એને હ્રદયસ્થ હતી. એને માટે એ



"મારી ગાયને તમારી બેની સારેને......"

જાન આપવા તૈયાર હતી. એના જીવનનો એ શણગાર હતી. પણ એ પતિ ન હતો અને દેવાઇને ઘરમાં કામ હતું.

દેવાઇએ મનાને કહ્યું. "બાપો દી ઘરમ પડ્યું રે'તું કીમ ગમ્યું? હાલ બારો. ખાટલો કાઢી દઉં. બે." એની સાથે એકલું કેમ રહેવાય!

મના સાથે એકાંતે વાત કરવાનો પ્રસંગેય એ ન શોધતી. મનાની સાથે વાતો કરતી એ વાઘમા જઇ ખુશ્રઃ મેદાનમાં—ઘરે નહીં. એકલાં રહેવાનો તો એ ખ્યાલેય ન આવવા દેતી

દેવાઇ કેળવાએલી ન હતી છતા ભાવના કેટલી ઉચ્ચ! હ્રદય કેટલું નિર્મળ! સરકાર જન્મથી આવે છે કેળવણીથી નહીં

એ દેખીતી થઇ આ પ્રશ્ન નીભાવી રહી હતી અને ત્રણ વરસ સુધી બીજુ કોઇ આ વાત જાણી નહોતું શક્યું! મનાને પણ ત્યા સુધી કોઇ વાતની ગંધ નહોતી. જતા હાનો મર્યાદું સમજતો. એ જ્ઞાની હતો—ભગવાન્ હતો. પણ એક વાત એના હ્રદયમાં ઠસી ગઇ હતી: દેવાઇ અને મનાની જોડી એને વધારે ગમતી હતી.

મ્હારા બાલ્યકાળમાં બાલિશતાથી જ હેમનું નામ કોણ જાણે શા માટે મ્હેં પાડીશંકર પાડેલું તે વાતનું સ્મરણ થતાં લજ્જા સાથે હાસ ઉત્પન્ન થાયછે.

નન્દશંકરે પોતાના જીવનના ઉત્તરભાગમાં મુલ્કી, તથા પોલિટિકલ ખાતામાં કામ કરેલું અને ભુજમાં દીવાનની પદવી ભોગવેલી; છતાં હેમણે આરમ્ભ સ્કૂલના હેડમાસ્તરની જગાથી કરેલો તેથી 'માસ્તર', 'માસ્તરસાહેબ'એ નામ હેમને છેવટ સુધી હમારા મંડળમાં તો વળગી રહ્યું હતું. મિ. ગ્રીન નામના હાઈસ્કૂલના હેડમાસ્તરના એ તેજસ્વી શિષ્ય હતા એમ સાંભળેલું મ્હને યાદ છે. એ સમયના શિક્ષણની ખૂબીને પ્રતાપે, એ ગુરુના વ્યક્તિત્વને પ્રતાપે, અને એ શિષ્યની બુદ્ધિશક્તિને પ્રભાવે, 'માસ્તર' અસાધારણ શક્તિવાળા અમલદાર તરીકે સર્વત્ર દીપી નીકળ્યા હતા. માસ્તરની પદવીમાં હતા ત્હેવામાં મ્હારા પિતાની પાસે મળનારા મંડળમાં એક પ્રસંગે માસ્તરસાહેબે એક અંગ્રેજી વર્તમાન પત્રમાંના લેખનું ગુજરાતીમાં તત્કાળ ભાષાન્તર કહેલું તો સુગમતાથી, સરળતાથી, અને વિશદતાથી કર્યું હતું કે બધા પ્રશંસાવૃત્તિથી છક થયા હતા. નાંદોદમાં એડમિનિસ્ટ્રેટરની જગાએ હતા તે સમયમાં, એમ કહેવાયછે કે, એક લાંબો તુમાર ખોવાઈ ગયેલો તે પોતે પોતાની સ્મરણશક્તિને બળે સર્વાંઙ્ગસંપૂર્ણ પુનરપિ લખાવી આપ્યો.

'કરણઘેલો' એ વાર્તાગ્રન્થ પ્રગટ થયો તે વખતે માસ્તરના બધા મિત્રો, મ્હારા પિતા સહિત, આશ્ચર્ય પામ્યા હતા કે આ શાન્ત, થોડાબોલા, માસ્તરે આ ઉત્તમ ગ્રન્થ ક્યારે, શી રીતે, છાનામાના, લખ્યો. આ ભાવ દર્શાવનારા ઉદ્ગાર માસ્તરની સમક્ષ મ્હારા પિતાએ કાઢયા, તે સાંભળી માસ્તરસાહેબે ઉત્તરમાં માત્ર અનુનાસિક હાસ પોતાનું કરીને બસ કર્યું. આટલો વાર્તાગ્રન્થ લખીને પછી માસ્તર બંધ જ પડયા તે અજબ જેવું લાગેછે. અને કેટલાક અનુદાર પુરુષો એટલે સુધી જાયછે કે એ ગ્રન્થ નંદશંકરનો રચેલો છે જ નહિં એમ કહેછે! માસ્તરસાહેબના નિકટ પરિચયમાં આવેલા હમે સર્વે આ આરોપને અનુદારતાની જ દુષ્ટતા ગણિયે છિયે.

સુરતના મિત્રમંડળમાં મ્હારા પિતાના સાચા મિત્રો બે જ હતાઃ મહીપતરામ અને નન્દશંકર. બીજા મિત્રો તો સાંઝને પ્હોર એકઠા થઈ તડાકા મારવા ઉપરાંત હૃદયમાં સ્થાન પામે હેવા ન્હોતા. માસ્તરસાહેબની એ મંડળમાં હાજરી વડે અપૂર્વ મીઠાશ પૂરાતી હતી. બહુ બોલવું નહિં, છતાં હેમના સૌજન્યયુક્ત સહવાસમાં જ હેવું માધુર્ય હતું કે अकिंचिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति એમ મ્હારા પિતાને એ મિત્રના સમાગમથી લાગતું હતું. માસ્તરસાહેબની મિત્રતાને અંગે બીજી એક સુભગ ઘટના હેવી થઈ હતી કે એ મિત્રમંડળમાંના બીજાઓને સંબન્ધે તે ઘટનાયોગ થયો જ નહોતો. મહીપતરામ બાદ કરતાં, બીજા મિત્રોના કુટુમ્બમંડળ સાથે હમારે કાંઈ પરિચયસંપર્ક થયેલો નહિં; માસ્તરસાહેબનાં પત્ની નંદગવરી (જે ઈશ્વરકૃપાથી અત્યારે હયાત છે, અને મ્હોટીબા નામથી જેને હમે માનવૃત્તિ અને સ્નેહવૃત્તિથી ઓળખિયે છિયે તે) હેમના એ યુવાવસ્થાના કાળમાં અનુપમ સૌન્દર્યના નમૂનારૂપ હતાં; ઘરેણાં આછામાં આછાં, વેસ સાદામાં સાદો પ્હેરે, છતાં સૌન્દર્ય તે જ અલંકારરૂપ થઈ હેમને દીપાવતું. અત્યારે વૃદ્ધાવસ્થામાં પણ એ સૌન્દર્યની ભૂતકાળની દીપ્તિ પ્રગટ છે.—આ કાંઇક અપ્રાસંગિક વાત લાગશે. પરંતુ વક્તવ્ય

એ છે કે એ સૌન્દર્યની સાથે જ નંદગવરીમાં હૃદયના ગુણો, સ્નેહ, સૌજન્ય, ઇત્યાદિ હેવા જોઇયા હતા કે માસ્તરસાહેબ અને નંદગવરી એ એક આદર્શ દંપતી તરીકે હમે જોતા હતા. અને એ દંપતીનો હમારા કુટુમ્બ જોડે લાંબા કાળ સુધી સંબન્ધ જારી રહી સુન્દર સ્મરણો જ જીવનમાં વેરતો ચાલ્યો હતો.

માસ્તરસાહેબનો પોતાનો સ્વભાવ, મ્હારા પિતાના બીજા મિત્રમણ્ડળમાંની વ્યક્તિયોથી અત્યન્ત ભિન્ન હતો. પોતાનામાં નિખાલસપણું, સુરતના લોકો જેવી મસ્તી તોફાનનો અભાવ, ઇત્યાદિ અનેક સદ્‌ગુણો હતા. છતાં બીજા મિત્રોની મજલસોમાં પોતે કાંઇક તટસ્થ રૂપે, કાંઇક ઉદારતાયુક્ત સ્વભાવથી, ભાગ લેતા હતા. દુર્ગારામ મહેતાજીને આ મંડળે એક બાબતમાં પ્રયોજિત પરિહાસનો ભોગ બનાવ્યા હતા,—એ વિશે એ ગ્રન્થના સ્મરણોમાં હમણાં થોડી વાર પછી જ ઉલ્લેખ આવશે,—એ પરિહાસમાં માસ્તરસાહેબે એક નાટકપાત્રનું સ્થાન લીધેલું ખરું, પણ તેમાં કંઇ સક્રિય ભાગ ના લીધેલો. છતાં પોતે મૌનરૂપે, સ્મિતયુક્ત મૌનરૂપે, હેવો રાખેલી કે દુર્ગારામ મહેતાજી છેક સુધી એ મશ્કરીને સાચી માનીને ફસાયા. એ કથા પછીથી કહીશું.

માસ્તરનામાં મલ્લવિદ્યા, સ્વતન્ત્રતા ઇત્યાદિ વીરતના લક્ષણો હતાં તે થોડાક જ જાણતા હશે. ધોળકા તાલુકાના મામલતદાર એમના હતા તે વખતે હાલના ઇન્કમટેક્સનું પૂર્વાશ્રમનું રૂપ લાઇસેન્સટેક્સ હતો, તે કરની આકારણી માસ્તરે કરેલી તે કલેક્ટરને ઓછી લાગી અને માસ્તરને હુકમ કર્યો કે વધારે આકારનું પત્રક બનાવી લાવો. માસ્તરે તરત ખીસામાંથી નોકરીનું રાજીનામું લખી રાખેલું કાઢીને મૂક્યું: ને કહ્યું મ્હારાથી ગેરવાજબી આકારણી નહિં થાય કલેક્ટર સાહેબ આ હિમ્મતનું વર્તન જોઇ અપ્રસન્ન ના થયો.

બીજાં સ્મરણો યાદ આવતાં નથી. એક બે સ્ફુરી આવે છે તે નોંધુ ઈ. સ. ૧૮૯૫ આખરના ક્રિસ્ટમસના દિવસોમાં હું મુંબાઇ હતો. માસ્તરસાહેબ ભીમાશેઠની વાડીમાં પોતાના પુત્રો માંજુભાઇ તથા મનુભાઇને ઘેર ઉતર્યા હતા. હું તે વખતે હેમને મળવા ગયેલો. મ્હને કહે તમે ક્યાં ઉતર્યા છો? (હું શોલાપુરથી તે વખતે આવેલો હતો). મ્હેં કહ્યું: "——ને ઘેર." માસ્તર કહે— "એ તો wild છોકરો હતો." મ્હેં કહ્યું: "હજી પણ એ wild જ છે."

ઈ. સ. ૧૯૦૩માં હું ડુમસ ગયેલો. માસ્તરસાહેબ તે વખતે ત્હાં હતા પોતાના બંગલામાં રહેતા હતા. હું હેમને મળવા ગયો. સ્લેટ ઉપર ગણિતના હિસાબ ગણીગણીને ભૂંસી નાંખતા, અને બીજા ગણતા. એ હેમની કાલવિનોદની ક્રિયા હતી, તે ચાલતી હતી તે બંધ રાખી પ્રેમથી વાતોચીતો કરી—આ મ્હારી હેમની સાથે છેલ્લી મુલાકાત કેમકે તા. ૧૫મી જૂન ૧૯૦૫ને દિવસે માથેરાનથી ડુમસ જતે સુરતમાં હેમની માંદગીની વાત સાંભળીને હું પત્ની સાથે હેમને ઘેર ગયો તે વખતે પક્ષાઘાતના ત્રીજા હુમલાથી એ અસહાય અવસ્થામાં હતા તેથી હેમના પત્ની તથા પુત્ર માંજુભાઇને જ બ્હારથી મળી સમાચાર પૂછીને હમે ગયાં. તે પછી બરોબર એક મહિને, ૧૫મી જુલાઇ ૧૯૦૫ને દિવસે હું ડુમસથી અમદાવાદ જતે સુરતમાં હેમને ઘેર ગયો, તો તે વખતે તો જીવન અને મરણ વચ્ચેના દિવ્ય પ્રદેશમાં હેમનો આત્મા ક્રમણ કરતો હતો. હું ગમ્ભીર, પૂજ્ય, વાતાવરણને પવિત્ર માન આપી ચાલ્યો આવ્યો. એ વિશુદ્ધ આત્માને અનભૂ પળનાં દિવ્ય ગાનો સાંભળી સહાનર હોય તો તે માટે શું મૂલ્ય હું ના આપું!

નાંખવાનું કરતો હતો. હું બિચારો ચૂપ રહેતો હતો; પણ એ પદ્ધતિમાં ગણિતનું જ્ઞાન સમાય નહિં એટલું મ્હને ભાન હતું. મહેતાજીને અંગ્રેજીનો અભ્યાસ ન હોવાથી પોતાના પુત્રના શિક્ષણમાં આ બાબતમાં પોતે નિયામક થઈ સક્યા નહિં હોય એમ હું ધારું છું.

મહેતાજીને વિશે સુરતનું મિત્રમંડળ અનેકાનેક નિર્દોષ રમૂજો ઘડતું હતું. હેમની પુત્રીઓનાં નામ જસગવરી, વિદ્યાગવરી, ધનગવરી, લાભગવરી—એમ હતાં તે વિશે મહેતાજીએ પોતે નામશૃંખલા ઘડેલી હતી કે કેમ તે ખબર નથી; પણ હેમણે શૃંખલા રચેલી ઠરાવીને બધા કહેતા—"જસવિદ્યાધનલાભ જ ગવરી"; વળી "અષ્ટકમળદળપદ્મપ્રકાશબાઈ", અને "ચરણકમળરજવૃણીદાસિયા" હેવાં પુત્રી-પુત્રનાં કૃત્રિમ નામ મહેતાજીને નામે, કોણ જાણે શા માટે, એ મિત્રોએ ચઢાવ્યાં હતાં. આ તો નિર્દોષ રમૂજ હતી. પણ એક પ્રયોજિત પરિહાસ એ મિત્રમંડળે ઘડી કાઢેલો તે તો કાંઈક ક્રૂર જેવો હતો. વડનગરા નાગરોમાં 'ગૃહસ્થ' અને 'ભિક્ષુક' એમ બે વિભાગ છે; એ બે વચ્ચે ભોજનવ્યવહાર છે, પણ કન્યાવ્યવહાર નથી. મહેતાજી 'ભિક્ષુક' વર્ગના હતા; બીજા મિત્રો 'ગૃહસ્થ' વિભાગના હતા. એ મિત્રોએ મહેતાજીને એમ ભમાવ્યા કે ત્હમને હમારામાંથી માસ્તર આલુભની પુત્રી જોડે ત્હમારા પુત્રનો વિવાહ કરાવીશું. આ કેવળ જૂઠાણું જ હતું. પણ સાધારણ રીતે મહેતાજી ચતુર છતાં આ બાબતમાં લોભાઈને છેતરાયા; છેતરાયા તે છેક લાંબો વખત સુધી. સુરતના બ્રાહ્મણો દક્ષણી ઘાટની ચકરી પાઘડી પ્હેરેછે તે પાઘડી મહેતાજી પહેરતા હતા; પેલા મિત્રમંડળે કહ્યું: ગૃહસ્થની કન્યા લેવાની છે તો આ બ્રાહ્મણિયા પાઘડી બદલીને હમારા જેવી મહેતાશાહી પાઘડી પ્હેરવી પડશે;—એટલે મહેતાજીએ ચકરી પાઘડી કાઢી નાંખી અને સુરતી નાગરગૃહસ્થ અને કાયસ્થો પ્હેરેછે ત્હેવી પાઘડી પ્હેરવા માંડી.—આખર હેમને, ક્યારે તે ખબર નથી, પણ જણાયું કે આ ખોટી આશામાં બધા ભમાવેછે. આ પરિહાસથી મહેતાજીને ક્રોધ ચઢયો કે કેમ તે મ્હને સ્મરણ નથી.

મહેતાજીમાં હાસ્યરસેન્દ્રિયની ખામીનું એક ઉદાહરણ આપીને સમાપ્ત કરું. કહે છે કે કાઠિયાવાડમાં હેમને એક વાર ચોરોએ લૂંટ્યા; તે વખતે ક્ષત્રિયોચિત શૂરચરિત તો ના જ સંભવે; પણ છાનેમાને તાબે થવાને બદલે, બ્રાહ્મણોચિત ઉપદેશ કરવા લાગ્યા; ચોરી કરવી એ બહુ પાપનું કામ છે ઇત્યાદિ વચનો એ પોતાના ચોરીરૂપ કુલધર્મમાં રીઢા થયેલા લૂંટારાને વિશે તો પથ્થર ઉપર પાણી જેવાં થયાં; અને આપતા હો તો આપીને જાઓ; કહીને લૂંટીને હેમને વદાય કર્યા. આ કથાની સત્યાસત્યના વિશે હું જોખમ જવાબદારી રાખવાને તત્પર નથી.




—એટલે—

## એક પ્રાચીનમાં પ્રાચીન વિષયનું નવીન દૃષ્ટિએ નિરૂપણ

લેખકઃ
રા. મસ્તફકીર
સભ્ય, સાહિત્ય સંસદ્
ચિત્રકારઃ
રા. મનમોહન

"જોવા દો, જયંતભાઇ જોવા દો. રહેવા દો, સતાવો નહીં." ધસી આવેલા ભાભીએ આગ ભારે ગભરાટ વચ્ચે એક કાગળ પર હાથ નાખતાં કહ્યું.

હું ચમક્યો. શું જોવું તે પહેલાં એજ કાગળ પર ભાભીનો હાથ પડ્યો

"જોવા દો, જયંતભાઇ જોવા દો"

કાગળ પર જોરથી મારો હાથ દાબીને મેં કહ્યું, 'રહેવા દો ભાઇસાબ, ભાભીસાહેબ માફ કરો.'

"હાથ ઉઠાવો."

"તમે ઉઠાવો."

"નહીં બને."

"ભાભી, આજે હું મક્કમ છું."

"હું કંઈ માંડી વાળું એમ નથી. હું તમારી ભાભી છું" માથું હલાવીને ભાભીએ કહ્યું.

એ નહીં સાંભળતો હોઉં તેમ મેં કહ્યું, "અરે, કહું છું, અપમાન થશે ભાભી, અને રડશો."

"શું તમે રડાવશો? અને મને! રડે એ બીજા નહીં આપો તો પરાણે લઈશ ખસેડો હાથ નીકર હું ખસેડીશ."

ભાભીએ મારો એક હાથ પકડ્યો, જોર કરી ખસેડવા માંડ્યો ને બીજે હાથે કાગળ ખેંચવા મથ્યાં. મામલો કટોકટનો જોઈ હું જીવ પર આવી ગયો. ઉભો થઈ ગયો. "ભાભી, કાં હું નહીં કાં કાગળ નહીં."

કાગળનો એક છેડો ભાભી પાસે, એક મારી પાસે. બાજી બગડતી જોઈ ભાભી કડક મટી મુત્સદી બન્યાં.

"પણ છે શું જયંતભાઇ? આટલા ગભરાઓ છો શાના?

"ભાઇસાબ, ખાનગી છે."

"મારાથી? હું કૈં તમારી એકલી ભાભી નથી પણ તમારાજ શબ્દોમાં, દોસ્ત છું."

આ દોસ્ત શબ્દે મારા પર જાદુઇ અસર કરી. વર્ષો પહેલાંનો ચીતાર સ્મરણપટ પર ખડો થયો. મા મરી ગયા પછી એજ લીલાંભાભીની છત્રછાયા નીચે ઉછરી હું મોટો થયો હતો. હજી પણ મને યાદ આવે છે કે નાનો હતો ત્યારે એજ ભાભી મને ખોળામાં બેસાડી મારા વાળ ઓળતાં, સાંજે શાળામાંથી આવ્યા પછી મને કૈં કૈં ખાવાનું આપતાં; હાઇસ્કુલમાં જવા મંડયો ત્યારે ક્રીકેટની રમતોનાં તેમજ હરીફ છોકરાઓ સાથેનાં યુદ્ધોનાં પરાક્રમ એજ ભાભી આગળ કહી સંભળાવતો. માની માફક એ મારી સંભાળ લેતાં ને મારા માનસિક જીવનના દરેકેદરેક વિકાસના ક્રમ ઉપર લીલાંભા નજર રાખતાં હોવાથી મારા હૃદયની બારી તેમની આગળ મેં ખુલ્લી કરી દીધી હતી. મોટા ભાઇને સમજાવી મને ઇંગ્લંડ મોકલનાર પણ તેજ હતાં અને હું નોકરશાહીમાં ભળી ન જાઉં માટે સીવીલીઅનનો અભ્યાસ છોડાવી અર્થશાસ્ત્રનો અભ્યાસ લેવડાવનાર તેજ હતાં. ઇંગ્લંડ ગયા પહેલાંની મારી ઊર્મિઓ, મારી આશાઓ, મારી કલ્પનાઓ, મારા ખ્યાલો, મારી ઇચ્છાઓ તેમનેજ કહેતો. ખરેખર, લીલાંભા મારાં એકલાં ભાભી નહીં, મા નહીં, પણ દોસ્ત પણ હતાં. એ દોસ્તી


જળ ભરવા અએલી પનીહારી

"હું કંઈ શાસ્ત્રી નથી."

"તો વચમાં પડો માં. મને મારું કામ કરવા દો ને કાગળ પુરો કરવા દો."

"કાગળ પુરો કરવા દઉં? નહીં. આજે તો તમારી સાથે તકરારમાં ઉતરીશ ને સાબીત કરી આપીશ કે જેને તમે અણઘડ બૈરું કહો છો તે આ દેશની સ્ત્રીઓમાં સૌંદર્ય છે."

"પણ ભાભી, આઈઝ લાઈક ધ સી!"*

"હા, તમારા ઘરસંસારને કેશન અને ક્લેશરૂપી છોળોથી ઉછાળી નાખી જમીનદોસ્ત કરે એવોજ સાગર."

"ઓહો વિદ્વાન્ લાગો છો!"

"તમારા જેવાં તો નહીં, પણ સામા આવી જાઓ તો જવાબ આપી શકીએ એમ છીએ."

"ત્યારે ચાલો મુદ્દાસર વાત કરીએ. તમે કેમ કહી શકશો કે આપણી સ્ત્રીઓ ચઢીઆતી? સાબીત કરી શકશો?"

"એમાં શું મોટું સાબીત કરવુંતું! આ સૌથી દેખીતીજ વાત લ્યો–પોષાકની. ક્યાં તમારી માનીતી ગોરી મડમોનેઃ બેમલાજાભર્યો અધુરો પોષાકઃ ચોળી, ચણીઓ ને માથે ટોપસું: શું કહોછો તમે અંગ્રેજીમાં– સ્કર્ટ, બ્લાઉઝ ને હેટ! ને ક્યાં પગથી માથા સુધી સઘળાં અંગો ઢંકાવા છતાં મનોહર લાગતો, દેહલતાને દીપાવતો આપણો સાળુ? પગમાં ઝાંઝર હોય, હાથમાં કંકણ ને અંબોડામાં વેણી. એ દૃશ્ય ધુમાડાથી કાળાકાળા રીબાય લંડનમાં તમે જોશો કે?"

---

* શાં સાગર સમાં તેનાં નયન!

"પણ ભાભી, આંગ્લયુવતીઓનાં શરીર તમે જોયાં છે! ટેનીસ રમે, મર્દાનગી રમતો રમે, તેથી બાંધો કેટલો બાંધે એ તો વિચાર કરો."

"મુઆ તમારી મર્દાનગી રમતો. એ કુદાકુદ કરતી તમારી ગોરી છોકરીઓ સાથે પણી સીંચતી આર્યબાળા, ચોખા વીણતી ગૃહિણી, રસોઈ કરતી પ્રેમદા અને ઘંટી દળતી ગૌરી સરખાવો. જયંતભાઈ, તમને આંખ હોય તો જળ ભરવા ગએલી પનીહારીને નીરખો. તમને સમજણ ક્યાં છે?"

"નહીં, છે."

"તો તો આવું બોલો નહીં. અમારુ ગૃહકાર્યજ એવી રીતે ગોઠવાએલું છે કે કામનું કામ થાય ને શરીરનો બાંધો બાંધે. તમેજ મને કહ્યું હતું કે યુરોપની રાજવંશી કન્યાઓને પોતાની ગતિ ગૌરવભરી બનાવવા માટે માથે ડીક્ષનરીઓ મુકી પ્રેક્ટીસ કરવી પડે છે. પણ અમને તો નદીએથી પાણી ભરી આવતાં ગતિ સહજ થઈ જાય છે. બતાવશો કોઈ ગજગામિની તમારા એક્રમાં કે કેંબ્રીજમાં! વળી એ તમારી મડમો સૌંદર્યની મૂર્તિઓ છે તો દર મોસમે ફેશનો કેમ બદલવી પડે છે! અમે તો અમારી દાદીઓ પહેરતી હતી તેજ વસ્ત્રો હજી પહેરીએ છીએ ને ગોભીએ છીએ"

"પણ ભાભી પેલી મઢીનું શું કહ્યું? તમે પણ પેલાં હોબી-હર્સ*માં રમાવાં લાગો છો. બધી દાળભાંગવાળીઓ!"

"છો રહ્યાં અમે દાળભાતવાળાં. તમારા ભોજનમાં મીઠાશ આવે છે તે અમારા હાથનીજ છે. કોઈ બીબુબીબુ આની દળનારીનાં સૌંદર્યને નીરખ્યું છે કે! વળી તમે મજબુત બાંધાની વાત કરો છો. પણ અમારા કામમાંજ અમારો બાંધો બાંધે છે. ગોરસ વલોવનારી માનિનીની મહભરી છટા કદી નીરખી છે? ફેશનમાં રચીપચી રહેતી મડમોનાં શરીરને બાંધવા માટે જાતજાતની દવાઓ ને ઉપચાર કરવા પડે. પેલું તમે શું કહેતાંતા—કોરસેટ, હા કોરસેટ પહેરવા પડે. અમારે તો અમારો કમખો બસ." ભાભી શરમાઈ ગયા. "જયંતભાઈ, સૌંદર્ય જોવા માટે પણ આંખ જોઈએ છે. આવડા મોટા થઈને આવાજ રહી ગયા?"

"પણ ભાભી, સાઈકલ?"

"સાઈકલ ઉપર બેસનારી બાયડી બની જાય છે."

"એટલે?"

"તમે બધુ સમજો છો, વધારે ન પુછો"

"પણ ભાભી મડમ તો આપણી સાથે ડાન્સ કરે."

"શું કરે?"

"નાચ."

## નાચની અનેરી ફીલસુફી

ભાભી ચમક્યા, ગુસ્સે થયાં, હસ્યાં અને બોલ્યા "નાચવું છે કાં, તમારે? એવા નચાવું કે તમે યાદ કરો. હું તમારા ભાઈને કહેતીતીજ કે આને વેશવાળ કરીનેજ મોકલો. પણ મારું માન્યું નહીં ને ભણવા ગયા ત્યારે નાચતાં શીખી આવ્યા. જયંતભાઈ, હીંદુસમાજમાં તમે નાચ દાખલ કરવા માગો છો, પણ વિચાર તો કરો કે કોઈ નથુભાઈ ને કોઈની ચંચળ, કોઈ મગનભાઈ ને કોઈની મણિ, કોઈ બાબુરાવ ને કોઈની ગોમાઈજી, એ જોડાં સાથે નાચે તો દેખાવ કેવો લાગે! પણ એ નાચમાંથી અમને તો બચાવે. પર-

* '૧૬૬ 'અપ્રેરાવ, ૫૫

પુરુષને અડકીને નાચવું! અને એ 'બોલરુમ'-ના પોપાકો! જાણે અડધાં તો—હાય હાય!" ભાભી કમકમી ઉઠયાં ને ગભરાટથી ખુરશી પર પટકાઇ પડયાં.

"ભાભી ભુલો છો. નૃત્ય એ તો કળા છે. વેદના વારાથી, મન્વંતરો પહેલાંના જમાનાથી તે આજ સુધી સુજ્ઞ અને સુશીલ જાતો નાચતી આવી છે. જંગલીઓનો જંગલી નાચ ને સુધરેલાઓનો સુધરેલો. દલપતરામ પણ કહી ગયા છે કે 'નહીં નાચે તે નાદાન.'"

"દલપતરામ ડોસાને શીદ વચમાં લાવો છો?"

"તમારી ખાત્રી કરવા. ભુલી ગયાં એ કથા કે રીસાએલા જટાધારી પિનાકપાણિને પ્રસન્ન કરવા પાર્વતીજીએ લાસ્ય-નૃત્ય કર્યું હતું? રુદ્રનું તાંડવનૃત્ય સૃષ્ટિના સર્જનકાળથી પ્રખ્યાત છે. નૃત્યથી કસરત થાય છે, લોહી ત્વરિત ગતિથી ફરે છે; ઉલ્લાસ, આનંદ અને મીઠી ઊર્મિઓનો ત્યાં આવિર્ભાવ થાય છે. વૃંદાવનનો કૃષ્ણકનૈયો શું એમાં પારંગત નહોતો?"

"એ નાચોમાં ધાર્મિક તત્ત્વો હતાં, વિકાર નહીં. કલાની દૃષ્ટિએ જુઓ તો અમારા ગરબા, અમારા રાસ, એક પ્રકારનું નૃત્યજ છે. પણ તમે ભાયડાઓ નોરતાંમાં નાચી અમને, તમને અને નૃત્યને સૌનેજ લજવાવો છો. હું કબુલ કરું છું કે સૃષ્ટિના આરંભકાળમાં નૃત્ય હતાં. પણ જ્યાં સુધી તેમાં ધર્મભાવ હતો, અથવા વીરરસનો ભાવ હતો ત્યાં સુધી સમાજે તેને નભાવ્યા; હજી પણ તીબેટના લામાઓ ભૂતપિશાચને નસાડવા પિશાચનૃત્ય કરે છે. આફ્રીકાને મધ્ય હીંદની કેટલીક રાની જાતો સમરાંગણના અવસરે રુદ્રનૃત્ય (war dance) કરે છે. જેથી નૃત્યમાં વિકારભાવના પેઠી, કે તરત આપણા સમાજે તેનો નિષેધ કર્યો અને એ કલા વિકારવિવશોને મોહ પમાડવા એવો ધંધો કરનારીઓના હાથમાં ગયો. જ્યારે તમારી મદમો અને સાહેબો તો હાય હાય હજી પણ ભેગાં મળીને નાચ્યાજ કરે છે. મારી પાસે એ વાતજ ના કરો. પરપુરુષને અડકાયજ કેમ?"



ભાભી ભભુક્યાં

આટલી ચર્ચા છતાં મને એ પુરાણા પાતિવ્રત્ય માટે માન ઉપજી શકયું નહીં. હું હજી ધરાયો નહોતો એટલે યુરોપી સંગીતનાં ભારોભાર વખાણ મેં કરવા માંડયાં. ગૌરાંગ મનમોહનાની મુક્તકંઠે તારીફ કરી. પણ ભાભી કંઈ પીગળ્યાં-અંજાયાં નહીં. અને ઉલટું, રાગડા તાણી પીઆનો વગાડતી મદમ કરતાં, આપણું રાષ્ટ્રીય વાદ્ય વગાડતી આર્ય સુંદરી કેટલી મોહક લાગે

તેનું શબ્દચિત્ર ઉત્સાહથી દોર્યું અને મેં અહીંની સ્ત્રીઓને જાનવર કહી એટલે ભભુક્યાં: "શું બોલ્યા! અમે જાનવરો?" એમ કહીને હીંદુ પુરુષોની ક્રૂરતા ને બેદરકારી વીશે અને હીંદુ સ્ત્રીઓનાં લાવણ્ય, નમ્રતા, સહનશીલતા ને સ્વભાવ વીશે એક તીખું તમતમું છટાદાર ભાષણ મને સંભળાવ્યું જેને અંતે મારે ઉદ્ગાર કાઢવા પડ્યા કે "શાબાશ ભાભી, શાબાશ લીલાબા. તમે તો ભલભલાને પાણી પાઈ દ્યો એવાં છો."

"નહીં" તેમણે કહ્યું "હું તમારી ખાત્રીજ કરવા માગું છું કે આપણે ત્યાં સૌંદર્ય છે. તમે તે જોતાં શીખો ને એ જોવાની તમને આંખ આવશે તો ઠેકઠેકાણે તમને તે દેખાયાજ કરશે, પરદેશ નહીં જવું પડે. હાલતાં, ચાલતાં, કામ કરતાં, રમતાં, હસતાં, ગાતાં અને ઠેકડી ને કુથલી કરતાં પણ આર્ય લલનાઓ મોહક હોય છે. વળી મલાજો, શરમ, મર્યાદાની મીઠાશ આ દેશમાંજ હોય છે. ગોરી યુવતીઓ કાતીલ કર્કશ કટારી જેવાં નયનબાણ મારી જીગરને ચીરનારી હશે, પણ શીળી ચાંદની શી શીતળ છાય તમે ગરીબ હો કે તવંગર, ગમે તેવા—પણ તમને દેવરૂપ ગણી તમારા ઘરને દેવ-મંદિર બનાવનાર આર્યબાળાઓજ તમને મળશે. કેમ હવે કે સમજ્યા?"



પીઆનો વિરુદ્ધ રાષ્ટ્રીય વાદ્ય

"હું"

"કપાળ તમારું. એવી ચીઢ ચઢે છે કે..." પછી મનમાં ને મનમાં થોડી વાર ધુંધવાઈને બોલ્યા "પણ ઠીક ભલા, તમે ઇટલીથી પેલાં પુતળા લાવ્યા છો તે—"

"હા, વીનસ ડી મીલો. તે તો સુંદર ખરી કે નહીં ભાભી? અરે જગતમાં તેના જેવી

સૌંદર્યની મૂર્તિ ઘડાઇ નથી ને ઘડાશે પણ નહીં."

"એ તો બરાબર. પણ જયંતભાઇ, તમને ખાત્રી કરી આપવા એના સંબંધમાં એક મારી નવી સૂચના છે. તમે કેટલાં પુતળાં લાવ્યા છો ?"

"૭."

"ત્યારે આપણે એક કામ કરીએ. એ બધાં પુતળાંને દીવાનખાનામાં આવતે રવિવારે જુદા જુદા પોષાકો પહેરાવી ગોઠવીએ અને પછી જે પોષાકમાં પુતળું સૌથી સુંદર લાગે એ પહેરનારી સૌંદર્યનો સર્વોત્તમ નમુનો. કેમ કબુલ ?"

મને ખાત્રી હતી કે યુરોપી પોષાકવાળું પુતળું સૌ કરતાં વધુ શોભશે, એટલે મેં કહ્યું: "હા, કબુલ."

"હારશો હો !"

"જોઇ લેવાશે."

× × ×

સાંટાક્રુઝથી સીધી ચ્રાંટરોડ જતી ફાસ્ટ લોકલ ટ્રેનના બીજા વર્ગના ડબામાં જયંતે તેનાં લીલાંભાભીની સાથે થએલી રસભરી તકરારનો ઉપલો ઇતિહાસ સવિસ્તર મને કહી સંભળાવ્યો અને આવતે રવિવારે એ ભાતભાતના વેશવાળાં પુતળાંનાં પ્રદર્શનમાં હાજરી આપવાનું પણ મને નિમંત્રણ કર્યું.

"ભાભી જબરાં લાગે છે." મેં કહ્યું.

"અરે જબરાં તો જબરાં પણ પાછાં પાકાં નેશનાલીસ્ટ થઇ ગયાં છે."

"સમજી શકાય તેવું છે. તારા ભાઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના પ્રમુખ છે. પણ અલ્યા તને એ શું નેજું લાગ્યું ?"

"દોસ્ત, તું યુરોપ આવ્યો નથી."

"હા હું યુરોપ ગયો નથી, પણ તું આફ્રીકા જા, કેનેડા જા, ઓસ્ટ્રેલીઆ જા..."

"એટલે ?"

"એટલે એજ, કે જે પ્રજા આપણને કાળા ગણે, જંગલી ગણે, નિર્માલ્ય ગણે, ત્યાં સૌંદર્યની શોધ કરવા તું નીકળ્યો ? દારુગોળા, વીમાન, બોંબ ને તોપના જમાનામાં સૌંદર્ય કેવું ? સૃષ્ટિસૌંદર્ય ને લીલાંછમ ખેતરોના વિનાશની સાથે સત્તાના મદમાં મસ્ત બનેલા યુરોપી નરો રાક્ષસો બન્યા છે અને ટાગોર કહે છે તેમ, નિર્દોષ પક્ષીઓનાં પીછાંથી રંગબેરંગી બનેલી યુરોપી લલના જીવનમાં માધુર્ય રેડનારી સ્ત્રીજાતિ નહીં પણ લોહીની તરસી—"

"બસ બાપુ બસ, તું એ મારી ભાભીનો ભાણેજ લાગે છે. ગાંધીકલ્ટ !"

"હા હા, આજે ગાંધીકલ્ટ ને કાલે જગત-કલ્ટ !"

× × ×

રવિવારે સાંજે પાંચ વાગે રમેશપ્રસાદ મજમુદારને ત્યાં હું પહોંચ્યો. વરંડા ઉપર લીલાંભાભી તેમની બેચાર બેનપણીઓ સાથે બેઠાં હતાં. જાણે કોઇ પ્રદર્શન ખુલ્લું મુકવા મેલાવડો મળ્યો હોય નહીં !

"તમારા દોસ્ત ક્યાં છે ?"

"ક્યાં હોય ? અહીંજ હોવા જોઇએ."

"મુંબઇ તમને તેડવા ગયા'તાને ?"

"મને તો વહેલો એક વાગે મળ્યો હતો, મારી સાથેની ગાડીમાં નહોતો. હવે પાંચ બારમાં આવી પહોંચવો જોઇએ." અમે વધુ વાત કરીએ ત્યાં તો મી. જયંતકુમાર એ ચાર મિત્રો સાથે ટોળટપ્પા મારતા બગીચામાં દાખલ થયા.



એ કુદાકુદ કરતી તમારી ગોરી છોકરીઓ સાથે પાણી સીંચતી આર્યબાળા અને ઘંટી દળતી ગોરી સરખાવો

"પધારો નામદાર ગવર્નર" ભાભીએ ઉભાં થઇ દીયરનો સત્કાર કર્યો. "આજનું પ્રદર્શન આપના મુબારક હસ્તે ખુલ્લું મુકાવાનું છે અને અહીં હાજર રહેલાં સ્ત્રીપુરુષો જે પુતળાં માટે મત આપે તેને તમારે પસંદ કરવાનું છે.

"હરગીઝ નહીં,–એ આપણી બોલી નથી ભાભી. મને પસંદ તે પસંદ."

"ઠીક ઠીક, બહુમતિના મતને માન તો આપશોને?"

"કહેવાય નહીં કૈં."

કેટલીક આમતેમ વાતો થયા પછી, મોટો અધિકારી દમામથી ને વિધિસર કોઇ મકાન ખુલ્લું મુકે તેમ જયંતભાઇએ દીવાનખાનાનું દ્વાર ઉઘાડયું. અંદરના વિશાળ ખંડમાં, મોડી સાંજના ઝાંખા અજવાળામાં વીનસ ડી મીલો-નાં છ પુતળાં દક્ષણી, મુસલમાની, પંજાબી, યુરોપીય, કાઠીઆવાડી અને ગુજરાતી પોષાકમાં શોભતાં હતાં. પ્રેક્ષકો બેબાકળા જેવા આ નૂતન દ્રશ્યને નીરખી રહ્યાં. એક બારીક પરીક્ષકની અદાથી જયંતભાઇ બધાં પુતળાંને જોઇ વળ્યા. યુરોપી પોષાકવાળા પુતળા આગળ ઉભા રહી બબડ્યાઃ "ભાભી, આને તમે ગેરઇન્સાફ કર્યો છે."

"તમારી સૌંદર્યની શોધનો એ પોષાક છે. તમારી અપટુડેટ યુરોપી બાળાનો એ પોષાક છે. વરવી લાગે એમાં બીચારી વીનસ શું કરે?"

સૌ ખડખડાટ હસી પડયાં. સૌ ગુજરાતી પુતળા તરફ જોઇ રહ્યાં હતાં અને બીજાં પુતળાંને નીરખી રહીને આની સામે તાકીને જોઇ રહેલા જયંતને પણ જોઇ રહ્યાં હતાં. બહુમતિ આ પુતળા તરફ ઢળી હતી.

"ભાભી, આ વીનસ ન હોય."

"પોઝ જુઓ" મેં કહ્યું.

"બરાબર છે." સૌ બોલી ઉઠ્યા.

"પણ શિલ્પમાં આવી કમર ક્યાં છે?"

એમ કહી જયંતે પુતળા-ની કેડે હાથ લગાડ્યો.. ..

"ઓય મા, લીલાબા, તમે હાથ અડા-ડ્યા કેમ દીધો?" કહેતું પુતળું ચમક્યું, હસી પડ્યું ને બબડ્યું "લીલાબા, હાથ અડકવાની ક્યાં બોલી હતી?"

મંડળીમાંથી કેટલાંક ચમક્યા, કેટલાંક હસી પડ્યાં. આખરે જયંત પણ ભોંઠો બન્યો. પછી સ્વસ્થ થવા મથતાં કહ્યું: "બહેનો અને બંધુઓ, હું હાર્યો, ભાભી જીત્યાં. આ પુતળું પસંદ."

× × ×

થોડી વાર પછી આ પોઝમાં એ પુતળા-માંથી પ્રમદા બનેલી બાળા આવી ત્યારેજ અમે જાણ્યું કે એ લીલાભાભી-ની નાની બેન સુવર્ણ કુમારી હતી. જયંતે ઉભા થઈ તેને ગાલે તમાચો મારી કહ્યું, "એક્ટીંગ ઠીક આવડે છે!"



એમ કહી જયંતે પુતળાની કેડે હાથ લગાડ્યો......

બાળા શરમાઈ ચાલી ગઈ ને જયંત એને જતી એકીટસે જોઈ રહ્યો.

છું. આથી પણ વધારે રમુજી બનાવો અંગ્રેજીના અધુરા જ્ઞાનને લીધે તેમજ બોલવાની છુટ ન હોવાને લીધે બન્યા છે. પણ તે સર્વ જણાવવાની જરૂર નથી. આપણા ભાઇઓ પોતાનીજ ભાષામાં પોતાનો વહીવટ ચલાવે એમાં સરળતા, સ્પષ્ટતા અને સચોટતા આવતાં ગેરસમજ દૂર રહે છે અને કામ ચોકસ થાય છે. ઉપરાંત સાધારણ જનતા વહીવટ સમજી શકી તેમાં રસ લેતી થાય છે અને તેથી તે પોતાની ફરજ અને હકોથી વાકેફગાર થાય છે. અંતમાં અમે રા. વીઠ્ઠલભાઇ વગેરે મંડળને પુનઃ અભિનંદન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે ગુજરાતની સર્વ મ્યુનીસીપાલીટીનો સર્વ વહીવટ ગુજરાતીમાંજ ચલાવવામાં આવશે.




લેખક:
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય સંસદ

**આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા** ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી અપાએલાં ભિન્નભિન્ન વ્યાખ્યાનોનો સંગ્રહ. પૃ. ૨૪૪. મૂલ્ય રૂ. ૨-૦-૦

મહાત્મા ગાંધીજીની અસહકારના રચનાત્મક કાર્યસ્વરૂપ અનેક પ્રવૃત્તિઓમાં ગુજરાત વિદ્યાપીઠના એક અંગરૂપ ગુજરાત પુરાતત્ત્વ મંદિરની સુંદર યોજના કેવળ વિદ્યાપરાયણ અને રાજકીય યોગથી અસ્પૃષ્ટ પ્રવૃત્તિ છે. 'પુરાતત્ત્વ' અને 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલિ'માં ગુજરાતના નવા જીવનનો ઉપરછલ્લો નહીં પણ ઊંડો પ્રવાહ વહેતો દેખાય છે.

આર્યવિદ્યાવ્યાખ્યાનમાળામાં પુરાતત્ત્વ મંદિરમાંથી અપાએલાં આઠ વ્યાખ્યાનોનો સંગ્રહ કરી મંત્રી રા. રસિકલાલ છોટાલાલ પરીખે ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી છપાવેલો છે. જે ક્રમમાં વ્યાખ્યાનો અપાએલાં તેજ ક્રમમાં છપાયાં છે.

પહેલા વ્યાખ્યાનમાં પુરાતત્ત્વ મંદિરના આચાર્ય મુનિ જિનવિજયજીએ

**પુરાતત્ત્વ સંશોધનનો પૂર્વ ઇતિહાસ**

આપ્યો છે. ગુજરાતમાં પુરાતત્ત્વ સંશોધનના આ મહાકાર્યના નવા આરંભમાં સંશોધનના પૂર્વ ઇતિહાસથી શરૂઆત થઇ તે યોગ્ય થયું છે. પહેલાં કેટલું કામ થઇ ગયું છે અને હવે આપણે શું કરવાનું એનો બરાબર ખ્યાલ આવવા માટે પુરાતત્ત્વના નવા સંશોધકોને આ વિષય જાણવાની પૂરેપૂરી જરૂર હતી, અને પુરાતત્ત્વસંશોધનનો પૂર્વ ઇતિહાસ નિષ્પક્ષપાત તટસ્થ દૃષ્ટિથી કહેવા માટે આચાર્ય જિનવિજયથી વધારે યોગ્ય માણસ પુરાતત્ત્વ મંદિરને કોણ મળત? પંડિત ભગવાનલાલ ઇંદ્રજી પછી પોતાનાજ શ્રમથી અને કેવળ વિદ્યાના શોખથી પુરાતત્ત્વનો અભ્યાસ કરનાર જો કોઇ ગુજરાતમાં જન્મ્યું હોય તો એ મુનિ જિનવિજયજી છે. એમના

અભ્યાસનું ફળ હજી ગુજરાતે ઝાઝું ચાખ્યું નથી એટલે આ વચન કોઇને ભારે લાગે પણ ઇશ્વરેચ્છાથી એ ફળ ચાખવાનો સમય નજીક આવ્યો છે.

"હીંદુસ્તાનની જુનીપુરાણી વસ્તુઓની શોધખોળ કરવાની શરુઆત ક્યારથી થઇ અને કઇકઇ સંસ્થાઓએ તથા કઇકઇ વ્યક્તિઓએ આ કાર્યમાં વિશેષ ભાગ લીધો તેનું કંઇક દિગ્દર્શન કરાવવાના ઉદ્દેશ"થી આ વ્યાખ્યાન કરવામાં આવ્યું છે અને એ ઉદ્દેશ પુરેપુરો સફળ થયો છે એમ કહેવામાં હરકત નથી. જુની શોધખોળની આવશ્યકતા ટુંકામાં પણ સચોટ રીતે બતાવીને સર વીલીઅમ જોન્સથી અને એમણે ઇ. સ. ૧૭૭૪માં સ્થાપેલી એશીઆટીક સોસાઇટીની સ્થાપનાથી આરંભી ઇ. સ. ૧૯૦૨માં સરકારે 'આર્કીઓલોજીકલ' ખાતાના ડાયરેક્ટર જનરલ તરીકે માર્શલ સાહેબની નીમણુક કરી ત્યાં સુધીની આ દેશની જુની શોધખોળની ટુંકી હકીકત કાળક્રમમાં નોંધી છે. આ દિશામાં કામ કરી ગએલાં બધાં માણસો કે બધી સંસ્થાઓનાં નામ પણ આવા ટુંકા વ્યાખ્યાનમાં આપવાં શક્ય નથી તો પછી તેઓના કામની વીગત તો ક્યાંથીજ આપી શકાય? પણ આ વ્યાખ્યાન વાંચવાથી આપણા જુના ઇતિહાસ માટે કેટલું કામ થયું છે, તેમાં પરદેશીઓએ કેટલો ભાગ ભજવ્યો છે અને આ વિષયમાં આપણે કેવા ઘોર અંધકારમાં પડયા હતા એની વાંચનારને ઝાંખી થશે. પણ પુરાતત્ત્વ સંબંધી જે કામ અદ્યાવધિ થયું છે તે મુનિ જિનવિજયજી કહે છે તેમ બાળપોથીનું પહેલું પાનું ઉઘાડવા જેવું છે. ગુજરાત પુરાતત્ત્વ મંદિર એ પોથીનાં બીજાં કેટલાં પાનાં ઉકેલશે?

આર્યવિદ્યાવ્યાખ્યાનમાળામાં બીજું વ્યાખ્યાન અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનું

સત્યનારાયણ

વીશે છે. કાકા કાલેલકર ગુજરાતમાં આબાલવૃદ્ધ સહુને 'નવજીવન' દ્વારા પરિચિત છે. આ દેશના ધાર્મિક ઇતિહાસનો પણ એમણે ઉંડો અભ્યાસ કર્યો છે. કેવળ પ્રસાદનો મહિમા–અને તે પણ ક્ષુદ્ર સંસ્કૃત ભાષામાં–ગાનાર સત્યનારાયણની કથામાંથી આ વ્યાખ્યાનમાં દર્શાવ્યું છે તેવું રહસ્ય તો કાલેલકરની પ્રતિભાજ પ્રગટ કરી શકે. માત્ર કથા સાંભળવાથી અને પ્રસાદ ખાવાથી પ્રસન્ન થઇને ધન, ધાન્ય, પુત્ર, રાજ્ય વગેરે આપી દે અને પ્રસાદનો અનાદર થવાથી કે કથા ન વંચાવાથી કોપાયમાન થઇને ધનધાન્યપુત્રપૌત્રાદિક સર્વનો નાશ કરવા તૈયાર થઇ જાય એવા ક્ષણે તુષ્ટ, ક્ષણે રુષ્ટ દેવનો મહિમા ગાનાર સત્યનારાયણની કથા ક્યાં? અને એ કથામાંથી ત્રિવિધ સત્યના મહિમાનું કાલેલકરે દોરેલું ચિત્ર ક્યાં? ટુંકામાં, એ વ્યાખ્યાન વાંચતાં સત્યનારાયણના રહસ્ય કરતાં કાકા કાલેલકરની પ્રાચીન ભક્તિ અને સામાન્ય તથા ક્ષુદ્ર પદાર્થોમાંથી ઉચ્ચ તત્ત્વો શોધી કાઢવાની અસાધારણ શક્તિનોજ વધારે ખ્યાલ આવે છે. ગમે તેમ પણ લાલચથી ઘેરઘેર થતી સત્યનારાયણની સેવા રૂપીઆની કે સવાપાંચ આનાની પૂજાને બદલે શુદ્ધ સત્યની પૂજાની આપણા સમાજમાં સત્યનારાયણ જેવીજ વ્યાપક પ્રતિષ્ઠા થાય તો પછી બીજું એથી વધારે ઇચ્છવા જેવુંયે શું છે?"

ત્રીજું વ્યાખ્યાન

ચાણક્ય કૌટિલ્ય

વીશે અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠકનું છે.

ચાણક્યનું અર્થશાસ્ત્ર હતું એમ જુના સંસ્કૃત પંડિતો જાણતા હતા પણ એ જીવતું રહ્યું નથી એમ મનાતું હતું. ઇ. સ. ૧૯૦૫માં તે દક્ષિણમાંથી મળી આવ્યું છે. ઇ. સ. ૧૯૦૯માં આ ગ્રંથ છપાયો ત્યારથી એના ઉપર ઘણી ચર્ચા ચાલી છે. ગ્રંથ અપૂર્વ છે. વળી એનો સમય ઘણો જુનો-ઇ. સ. ૩૦૦ની આસપાસનો-છે, એમાં પાછળથી મહાભારત કે પુરાણો જેવી ભેળસેળ થઇ નથી. આ બધાં કારણોથી આપણો પ્રાચીન ઇતિહાસ ઉકેલવામાં આ ગ્રંથ ઘણો મહત્ત્વનો છે. પણ ઘણા કાળ પહેલાંજ રાજકીય વિષયમાં સ્વતંત્ર વિચાર કરતા આપણે બંધ થયા છીએ. રાજ્યતંત્ર ઘડવાનું મુકી દીધું છે. ચાલુ રાજ્યતંત્રમાં દોષ હોય તો તેને સ્થાને આપણે પ્રજા-કે પ્રજાનો સમુદાય-નવું તંત્ર ઘડી શકીએ એ કલ્પના આપણી સ્વપ્નસૃષ્ટિમાંથીયે ઉડી ગઇ. આપણામાં આવી માનસિક નબળાઇ ક્યારે આવી એ ચોક્કસ ન કહી શકાય. પણ મુસલમાનોએ આવ્યા પહેલાં આપણાં દેશી રાજ્યોના હાથમાં દેશ હતો ત્યારેજ આપણાં રાજ્યતંત્રો સ્થિર થઇ ગએલાં. એમાં ફેરફાર ન થઇ શકે એવી બુદ્ધિ દૃઢ થઇ ગએલી. નવાં અર્થશાસ્ત્રો ઉત્પન્ન તો ક્યાંથીજ થાય ? પણ એ જુનાં અર્થશાસ્ત્રનીએ ઝીણી વીગતોનો ઉપહાસ થવા માંડ્યો. પરિણામે અર્થશાસ્ત્રની વાતોના સારરૂપ નીતિસારોથી અને પંચતંત્ર જેવી કથાઓથી આપણને સંતોષ થઇ ગયો, ધીમેધીમે ગુલામીના વાતાવરણમાં અર્થશાસ્ત્રનું અધ્યયનઅધ્યાપન બંધ થઇ ગયું; અને પરંપરા તુટી જતા અર્થશાસ્ત્રના અનેક પારિભાષિક શબ્દો સંસ્કૃત ભાષાના વ્યવહારમાંથી નીકળી ગયા પરિણામે આજે અર્થશાસ્ત્રનાં અનેક વાક્યો દુર્બોધ થઇ પડ્યાં છે! આવોજ દાખલો આયુર્વેદિક સાહિત્યમાં પણ બન્યો છે. વૈદ્યોમાંથી જેની પરંપરા ઘણા કાળથી નીકળી ગઇ છે એવા શારીર (anatomy)ના અને શસ્ત્રચિકિત્સાના શબ્દો તથા વાક્યો હજાર વર્ષ પહેલાંના ટીકાકારોને-એ સમજાયાં નહોતાં તો આજે તો ક્યાંથીજ સમજાય ? પણ આધુનિક શારીરના પ્રત્યક્ષ જ્ઞાન ઉપરથી હવે એ વિષયની ઘણી આયુર્વેદિક વાતો સમજાવા માંડી છે.

આવા અગાધ ગંભીર દુર્બોધ શાસ્ત્રમાં કયો વિષય છે અને એના દેશકાળના ઇતિહાસ ઉપર એ મહાગ્રંથ કેવો પ્રકાશ નાખે છે એ રા. રામનારાયણે પોતાના વ્યાખ્યાનમાં અનેક દાખલાઓથી સ્પષ્ટ દર્શાવ્યું છે: અને અર્થશાસ્ત્રનો વિષય સમજવા માટે એ મૂલ ગ્રંથ કે એનો અંગ્રેજી અનુવાદ જેઓ ન વાંચી શકે તેઓએ આ વ્યાખ્યાન વાંચવું જોઇએ. એ વ્યાખ્યાનમાંથી ઉતારા કરવાથી એનો ખ્યાલ નહીં આવે. વળી આ અપરિચિત પરિભાષાથી ભરેલા ગ્રંથનો ઉંડો અભ્યાસ કરીને એનો સરળ ગુજરાતી અનુવાદ રા. રામનારાયણે 'પુરાતત્ત્વ'માં પ્રગટ કરવા માંડ્યો છે. આ ગ્રંથનો અનુવાદ કરવામાં કેવી મુશ્કેલીઓ છે એ ઉપર ટુંકામાં કહ્યું છે. અંગ્રેજી અનુવાદમાં પણ અનેક સ્થળે દેખીતી ભુલો છે. અર્થશાસ્ત્રના શબ્દોનો અંતરંગ તુલનાથી અભ્યાસ કરીને તથા આ વિષયના કામંદકીય વગેરે પાછળના ગ્રંથોની મદદ લઇને પણ રા. રામનારાયણે મોટો ભાર માથે ઉપાડ્યો છે. પણ ચાણક્યના વ્યક્તિત્વના તથા એના દેશકાળના અભ્યાસ સાથે આખા અર્થશાસ્ત્રનો અનુવાદ પ્રગટ થઇ જતાં એ વખતની રાજકીય, સામાજિક, નૈતિક, અને સાહિત્યવિષયક સ્થિતિ ઉપર અનેકધા પ્રકાશ પડશે. સવિસ્તર સમાલોચના માટે એ વખતેજ ખરો પ્રસંગ મળશે માટે અત્યારે તો

રા. રામનારાયણને એમના કાર્યમાં સફળતા ઇચ્છીશું.

ચોથું વ્યાખ્યાન

**ઉમરખય્યામ**

વીશે અધ્યાપક માલવી અબ્દુલ ઝફરનદવીએ આપેલું છે. જો કે મૌલવી સાહેબ પોતાની નાકાબેલીઅતનો ઉલ્લેખ કરે છે પણ આવશ્યક સાહિત્યની મદદ વગર અપાએલું આ ભાષણ વાંચવાથી એ વિષયમાં મૌલવી સાહેબની અસાધારણ લાયકાત જણાઇ આવે છે. પોતાનાજ દેશમાં નહીં પણ યુરોપ અમેરીકામાંયે પ્રખ્યાત થનાર એટલુંજ નહીં પણ કોઇપણ પ્રાચ્ય કવિથી વધારે લોકપ્રિય થવા ભાગ્યશાળી થનાર લગભગ ૯૦૦ વર્ષ ઉપર જન્મેલા ખુરાસાનના આ મહાકવિ વીશે કૈંક જાણવા કોણ આતુર ન હોય? જે લોકો ઉમરખય્યામની મૂલ રુબાઇઅતો ન વાંચી શકે અથવા એ મહાકવિ વીશે સ્વતંત્ર મત બાંધી શકવાની સ્થિતિમાં નહોય તેમને આ વ્યાખ્યાનથી કૈંક ખ્યાલ આવશે.

પ્રાચીન

**ગણિતશાસ્ત્ર**

વીશે અધ્યાપક જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણનું વ્યાખ્યાન પાંચમું છે. જ્યોતિષશાસ્ત્ર ઘણા કાળથી વેદનાં ૭ અંગમાંનું એક અંગ ગણાય છે અને ગણિતશાસ્ત્ર જ્યોતિષનું આવશ્યક અંગ છે એટલે પ્રાચીન સમયમાંજ એ શાસ્ત્ર આપણામાં ખેડાવા લાગ્યું હતું. બધાં વિજ્ઞાનોની પ્રગતિમાં અતીવ આવશ્યક આ શાસ્ત્રમાં આપણે કેટલે સુધી આગળ વધ્યા હતા, જુના વખતની બીજી પ્રજાઓનાં ગણિતનાં જ્ઞાન સાથે સરખાવતાં આપણા ગણિતનાં જ્ઞાનનું સ્થાન કયાં છે? અને આપણે કયાં અટકયા છીએ એ અધ્યાપક સ્વામીનારાયણના વ્યાખ્યાનથી બરાબર સમજાય છે. કેવળ સમીકરણોથી ભરેલા આ વ્યાખ્યાન વીશે વધારે શું કહેવું? રા. સ્વામીનારાયણ પેઠે જે માણસ ગણિતમાં પારંગત હોય તેનેજ આ વિષયના વિવેચનનો અધિકાર હોઇ શકે.

છઠ્ઠું વ્યાખ્યાન પંડિત સુખલાલ સંઘજી સંઘવીએ

**યોગદર્શન**

ઉપર આપેલું છે. યોગ જેવા ગંભીર વિષય ઉપર આ ઘણું સરળ અને સરસ વ્યાખ્યાન છે. યોગ અને દર્શન શબ્દના અર્થથી આરંભી આ વિષયનાં બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન સર્વ સાહિત્યનું સરસ દિગ્દર્શન ટુંકામાં કરાવ્યું છે. યોગવિષયક ત્રણેય સંપ્રદાયના મુખ્ય મુખ્ય ગ્રંથોની ખાસ વિશેષતા ટુંકામાં પણ સ્પષ્ટ બતાવી દીધી છે. યોગદર્શનનો ખાસ અભ્યાસ કરવા ઇચ્છનારને આ વ્યાખ્યાન માર્ગદર્શક થાય એવું હોવાથી જિજ્ઞાસુએ એ વાંચ્યા વગર રહેવું નહીં-જો કે જૈન પરિભાષાથી અપરિચિત વાંચનારને જૈન યોગના પારિભાષિક શબ્દો સમજવા મુશ્કેલ પડે એ સંભવિત છે. પણ યોગદર્શનના સમગ્ર સાહિત્યનું આવું સરસ નિરૂપણ ઘણું ઉપયોગી થશે એમાં સંદેહ નથી. વિશેષમાં તો જેણે ન વાંચ્યું હોય તેને એ વ્યાખ્યાન વાંચવાની ભલામણ કરીએ છીએ.

સાતમું

**પ્રાકૃતભાષા અને સાહિત્ય**

વીશે પંડિત બેચરદાસ જીવરાજનું છે. જૈન સાહિત્યનો મોટો ભાગ. સંસ્કૃત અને પાલીથી આપણો ઇતિહાસ ઘડવામાં એ ઓછું ઉપકારક છે એવો ભ્રમ કોઇના મનમાં હશે તો આ ભાષણથી તે કૈંક અંશે દૂર થશે.

છેલ્લું વ્યાખ્યાન

**નાટકની ઉત્પત્તિ અને સ્વરૂપ**

વીશે અધ્યાપક રસિકલાલ છોટાલાલ

પરીખનું છે. ભરત નાટ્યશાસ્ત્રના પહેલા અધ્યાયને આધારે એ વ્યાખ્યાન અપાએલું છે. પુરાતત્ત્વ મંદિરના મંત્રીનો અભ્યાસ વ્યાખ્યાનની નીચેની ટીપ્પણીઓમા ખાસ દેખાય છે. પા. ૨૩૩થી ૨૩૯ સુધીમા નાટકની ઉત્પત્તિ વીશે જે ચર્ચા રા. રસિકલાલે કરી છે તે આ વિષય ઉપર આજસુધી વિદ્વાનોમા થએલી ચર્ચાનો સારરૂપ છે.

ઉપર ઋષિઓના શાંત આશ્રમ જેવા કે બૌદ્ધ મઠ જેવા કેવળ વિદ્યાપરાયણ પુરાતત્ત્વ મંદિરના વાતાવરણમા આ વ્યાખ્યાનો અપાએલા હોઈને સાધારણ રીતે સત્યશોધક દૃષ્ટિથી વ્યાપ્ત છે. પણ ક્વચિત્ રાષ્ટ્રીય પૂર્વગ્રહની છાયા દેખાય છે દાખલા તરીકે ઉમરખય્યામ વીશેના વ્યાખ્યાનમાં એ મહાકવિના શરાબ વગેરેના કાવ્યો ઉપરથી તેઓ, અથવા સાદી હાફીઝ વગેરે બીજા કવિઓ શરાબની તારીફ કરે છે તેથી તેઓ શરાબ પીતા હતા કે નહીં એ વીશેની ચર્ચા જુવો. અલબત્ત ઘણી સ્થાએ તમા શરાબે તહુર 'એટલે ઈશ્વરી પ્રેમના કેફની વાત છે. પણ આ કવિઓ ઘણીવાર માથ શરાબ-શરાબે અંગુરીની એટલી બધી વાત કરે છે કે એમને એ દોષથી તદ્દન મુક્ત માનવા મુશ્કેલ છે. આ સાથે એટલું કબુલ કરવું જોઈએ કે આ કવિઓનાં કાવ્યોના પાશ્ચાત્ય રસિકોએ 'એમને એવા દારૂડીઆ ચીતરી મુક્યા છે કે આપણો આટલો પૂર્વગ્રહ-ક્ષમ્ય જ ગણાય અને મૌલવી સાહેબે બીજી બાજુ પુરાવા સાથે બતાવીને (પા-૧૩૦) વાચનાર ઉપર ઉપકાર જ કર્યો છે.

---

## સ્વીકાર

પૂર્વરંગ: લેખક રા. કલાજર બાલકૃષ્ણ કાલેલકર તથા રા. નરહરિ દ્વારકાદાસ પરીખ પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ મૂલ્ય રૂ. ૧-૦-૦.

ગુજરાતી પહેલી તથા બીજી ચોપડી. લેખક. રા. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી એમ. એ પ્રકાશક ઉપર મુજબ મૂલ્ય રૂ ૦-૪-૬ દરેકના.



આ 'ગુજરાત' પત્ર શ્રી સાહિત્ય પ્રકાશક કંપની લીમિટેડ માટે કલ્યાણજી જયદ મુંબઈ 'નવી સાહિત્ય પ્રેસ'માં નં ૨૨, ખડકાઉસ લેન, કોટ, મુંબાઈ મધ્યે છાપ્યું અને નં ૫૩, મેડોઝ સ્ટ્રીટમા આવેલી શ્રી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય ક. વૈદ્યે પ્રકટ કર્યું

# ગુજરાતના

## સ્થાનિક દેશાવર તેમજ બહારગામના એજંટો

મુંબઇ: આહમદ મામુજી ૧૫૩, જકરીઆ સ્ટ્રીટ.
ઈંડીઅન બુક ડીપો, મેડોઝ સ્ટ્રીટ.
એન. એમ. ત્રીપાઠી, પ્રીન્સેસ સ્ટ્રીટ.
સી. હીંમતલાલની કંપની. પ્રીન્સેસ સ્ટ્રીટ.
એમ. ભંડારે, ગીરગામ બેક રોડ.
ગુજરાત સ્ટોર્સ, ગીરગામ બેક રોડ.
રા. મોરારભાઇ પટેલ, કબુતરખાના ભુલેશ્વર.

દક્ષીણ આફ્રીકા: મી. ઇ. એમ ડોકરાત, પો. બો. ૪૮૦, નં ૧૦૫. ફીલ્ડ સ્ટ્રીટ, ડરબાન

કરાંચી: કરાંચી બુક સ્ટોલ, મેસીઅર રોડ

સુરત: નરસિંહ કંપની, કણપીઠ.

ભાવનગર: રા. જેઠાલાલ કલ્યાણજી, નાનાભાની શેરી.

ઉપલાં ત્રણ સ્થળોના સર્વ ગ્રાહકોને દર માસે એજંટો મારફત નકલ મળશે.

વ્યવસ્થાપક "ગુજરાત."

અફ્ઘાન લોકો પણ માનવવંશશાસ્ત્રની દૃષ્ટિએ તુર્કી–આર્ય એટલે કે આર્ય અને તુર્ક જાતિનું મિશ્રણ છે એમ રીસ્લે સાહેબે પોતાના વસ્તીગણત્રીના રીપોર્ટમાં સિદ્ધ કરેલું છે. તાત્પર્ય કે અત્યારનો અફ્ઘાનીસ્તાન દેશ પૂર્વે આર્યાવર્તનોજ એક ભાગ હોઇ ત્યાંની પ્રજા આર્યવંશી હતી.

કાબુલનું રાજ્ય ઇરાનની પાડોશમાં આવેલું હોવાથી ઇરાનીઓના સંસર્ગમાં તેને વારંવાર આવવું પડતું હતું એટલુંજ નહીં પણ કેટલીક વાર તો ઇરાનના બળવાન્ સામ્રાજ્યમાં તેનો સમાવેશ સુદ્ધાં થયો હતો. આથી કરી કાબુલના રાજાઓ સ્વતંત્ર થતાં, ઇરાનીઓના અનુકરણમાં પોતાને પણ શાહ કહેવડાવતા થયા અને એ રાજ્ય કાબુલના શાહી રાજ્ય તરીકે ઓળખાયું. એ રાજ્યનો સ્થાપનાર રણપાલ નામનો રાજા હતો એવું આરબોના ગ્રંથો પરથી જણાય છે અને ઉપર જણાવેલા હ્યુએન્ત્સંગનાં વર્ણન પરથી તે ક્ષત્રિકુલનો હતો એમ પણ ઠરે છે. કાબુલની પાડોશમાં ઇરાન અને કાશ્મીરનાં બળવાન્ રાજ્યો આવેલાં હોવાથી તેને કોઇ કોઇ વાર એક યા બીજાનું ઉપરીપણું સ્વીકારવું પડતું. પરંતુ કાબુલી લોક, પહાડી પ્રજાના સામાન્ય સ્વભાવ પ્રમાણે, સ્વતંત્રતાપ્રિય હોવાથી લાગ મળતાંજ પરતંત્રતાની ઝુંસરીને દૂર ફેંકી દેતા. પણ ઇ. સ.નું સાતમું સૈકું અધવારતાં તેમને માથે નવુંજ વાદળ ઘેરાવા માંડ્યું. ઇ. સ. ૬૪૦માં આરબોએ મકરાન (બલુચીસ્તાન) જીત્યું અને ૬૫૦માં સીસ્તાનનો કબજો મેળવ્યો. એટલે તેમની સરહદ કાબુલની સરહદને આવી મળી. જ્યાં ઇ. સ. ૬૬૩ પર્યંત તેમણે કાબુલ જીતવાનો પ્રત્યક્ષ પ્રયત્ન કર્યો નહોતો. પણ તે પછી અબ્દુલ રહેમાન નામના આરબ સરદારે કાબુલને ઘેરો ઘાલી તે હસ્તગત કર્યું અને લડાયક લોકોની કતલ કરી બૈરાંછોકરાંને ગુલામ કરી વેચ્યાં. રાજાએ મુસલમાન થવાનું કબુલ્યાથી તેને જીવતદાન મળ્યું, એટલુંજ નહીં પણ ખંડણી લેવાની શરતે કાબુલનું રાજ્ય તેનેજ સોંપી આરબો ચાલ્યા ગયા. આ પ્રમાણે આરબોએ કાબુલ પર પોતાની સત્તા સ્થાપી ખરી પણ કાબુલની પ્રજા સીંધની પ્રજા જેવી રાંક નહોતી. તેમને પોતાની સ્વતંત્રતા બહુ વહાલી હતી. તેથી આરબોની પીઠ ફરતાંજ તેમણે પાછી સ્વતંત્રતા જાહેર કરી દીધી. આ પરથી ખીજવાઇને ખોરાસ્તાનના સુબેદાર હજ્જાજે કાબુલને એકદમ જમીનદોસ્ત કરી દેવાની ભારે તૈયારી કરી અને અબ્દુલ્લા નામના સરદારને તે કામ પર નીમ્યો. અબદુલ્લાનું લશ્કર આવી પહોંચતાંજ શાહ ડુંગરામાં જઇ ભરાયો અને પાછળથી, અફ્ઘાનોએ સ્વીકારેલા ધોરણ પ્રમાણે, ડુંગરોનાં નાકાં રોકી લઇ દુશ્મનોનો મુગ છાવણી સાથેનો વહેવાર કાપી નાંખ્યો. પરિણામ એ થયું કે ખોરાકીની તંગીને લીધે અબ્દુલ્લાને શાહનું શરણ શોધવું પડ્યું અને શાહને સાત લાખ દીનાર આપવાના કબુલ કરી વીલે મોઢે તે પાછો ફર્યો. પરંતુ હજ્જાજ આ અપયશ સહન કરે તેવો નહોતો. તેણે તરતજ બીજું નવું સૈન્ય જમાવી અબ્દુલ રહીમાનની સરદારી નીચે કાબુલ પર રવાના કર્યું. તે વખતે એટલે કે ઇ. સ. ૭૦૦ના સુમારમાં પણ કાબુલના શાહે પહેલાંનીજ રીત અખ્ત્યાર કરી, ગનીમી યુદ્ધપદ્ધતિથી આરબોને થકવવા માંડ્યા. છેવટે હજ્જાજના દુરાગ્રહથી કંટાળી જતાં અબ્દુલ રહીમાને બળવો કર્યો અને શાહને શરણે જઇ રહ્યો. હજ્જાજે ધમપછાડા તો ઘણાએ કર્યા પણ કાબુલીઓની આ નવી યુદ્ધપદ્ધતિ આગળ

તેનું કંઈ વળ્યું નહીં. છેવટે તે ઇ. સ. ૭૧૩માં મરણ પામ્યો અને એની પછીના સુબાઓ એના જેવા દુરાગ્રહી નહીં હોવાથી ઘણાં વર્ષ લગી કાબુલ આરબોનાં ત્રાસથી મુક્ત રહ્યું. પણ તે પછી ઇ. સ. ૭૮૬માં પ્રસિદ્ધ ખલીફા હરૂન–અલ–રશીદની કારકીર્દીમાં કાબુલ પર ફરી આફત આવી. અબ્બાસ નામનો સેનાપતિ આ સ્વારીનો નાયક હતો. તેણે કાબુલના કોટની બહાર આવેલો 'શાહવિહાર' નામનો એક ભવ્ય બૌદ્ધવિહાર લુંટી ફનાફત્તે કરી નાખ્યો. આ સ્થળ આજ પણ એજ નામે પ્રસિદ્ધ છે. આ સ્વારી વખતે પણ કાબુલશાહ તથા તેની પ્રજા બૌદ્ધમાર્ગીજ હતી. એ વખતના રાજાએ પણ પોતાના પૂર્વજનું અનુકરણ કરી ડુંગરનો આશ્રય લીધો તેથી અબ્બાસનું છેવટે કંઈજ ચાલ્યું નહીં અને કાબુલરાજ્ય તે પછી પણ બે સૈકા લગી હીંદુશાહી વંશમાં આબાદ સ્થિતિ ભોગવતું રહ્યું. આ મુદત દરમ્યાન કાબુલમાં એક રાજ્યક્રાંતિ થઈ. રણપાલ વંશમાં છેલ્લો રાજા લગાતુરમાણ કહીને થયો. એ ઘણો વિલાસી અને દુરાચરણી નીકળ્યાથી, કલ્લીય નામના તેના બ્રાહ્મણ વજીરે તેને મારી નાખ્યો અને પ્રજાના આગ્રહથી તેજ રાજા થયો. એ પછી બેત્રણ વરસમાંજ કાશ્મીરના રાજા શંકરવર્માએ લલીયને હરાવી કાબુલનું રાજ્ય કાશ્મીર સાથે જોડી દીધું પરંતુ ઇ. સ. ૯૦૪માં શંકરવર્માનું મરણ થતા તેની રાણી સુગંધાએ પ્રધાનની સલાહથી લલ્લીયના પુત્ર તોરમાણને કાબુલના સિંહાસન પર કાશ્મીરના માંડલિક તરીકે સ્થાપ્યો. આ તોરમાણની કારકીર્દીમાં કાબુલથી બૌદ્ધધર્મનો લોપ થયો અને નવા હીંદુધર્મમાં બૌદ્ધને વિષ્ણુના અવતાર તરીકે માનેલા હોવાથી વૈષ્ણવધર્મ ફેલાયો.

કાબુલની આ ઉથલપાથલની હારોહાર મુસલમાન ખલીફાતમાં પણ ફેરફાર થવા પામ્યો હતો. બગદાદના આરબ ખલીફાઓ નબળા પડતાં તુર્ક લોકોનું જોર જ્યાંત્યાં વધી ગયું. પ્રાંતોના તુર્ક સુબાઓ પોતપોતાના પ્રાંતમાં સ્વતંત્ર બન્યા. એમાં બુખારાના સામાની વંશના સુલતાન વખત જતા બહુ બળવાન્ થયા. એ સુલતાનોએ ગીઝની જીતી લઇ કાબુલને પોતાનું માંડલિક બનાવ્યું. તે પછી અલપ્તગીને ગીઝનીમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને સામાની અમલ જતો રહ્યો એટલે થોડોક વખત પાછું કાબુલ સ્વતંત્ર બન્યું. પરંતુ સબક્તગીને ફરી પાછું તેને જીત્યાથી તે ગીઝનીના સુલતાનનું માંડલિક બન્યું પણ હવે તેનું આવી બન્યું હતું. સબક્તગીન પછી મહમદ ગીઝનીપતિ થયો. તેણે થોડાંક વર્ષ તો કાબુલનું નામ ન લીધું. પણ હીંદુસ્થાનમાં તેને મળતી જીતોથી તેની મહત્ત્વાકાંક્ષા દિનપ્રતિદિન વધવા લાગી. તેમજ પોતે હીંદમાં સ્વારી લઇ જાય તે વખતે પાછળ કાબુલ જેવું બળવાન હીંદુ રાજ્ય રહે એ સૈનિક દૃષ્ટિએ તેને ઈષ્ટ નહીં લાગવાથી, તેને કાયમને માટે જીતી લેવાનો તેણે નિશ્ચય કર્યો પરિણામે ઇ. સ. ૧૦૨૨માં મુસલમાનો અને કાબુલી હીંદુઓ વચ્ચે ખુનખાર યુદ્ધ થયું. આ લડાઇમાં કાબુલી રાજાની વિનંતિ પરથી કાશ્મીરના રાજાએ કુમક મોકલી હતી. કાશ્મીરી સરદાર તુંગ મહાગર્વિષ્ઠ હતો. કાબુલી રાજાનો વિચાર પોતાના પૂર્વજોની માફક ડુંગરામાં ભરાઇ દુશ્મનોને થકવવાનો હતો. પણ તુંગે તે વિચાર ગર્વથી ધુત્કારી કાઢી ખુલ્લે મેદાને યુદ્ધ કર્યું. પરિણામ એ થયું કે મુસલમાનોના ઝનુન અને સંખ્યાબળ આગળ હીંદુઓ ટકી શક્યા નહીં. કાબુલનો છેલ્લો રાજા ત્રિલોચનપાલ

બહાદુરીથી લડતાં મરાયો અને કાબુલી તથા કાશ્મીરી યોદ્ધાઓ રણમાં રોળાયા. લડાઈ ખતમ થઇ, તેની સાથે કાબુલનું શાહી હીંદુ રાજ્ય પણ ખતમ થયું. વિજયી મુસલમાનો તીડની માફક કાબુલ પ્રાંતમાં ફરી વળ્યા અને એકેએક હીંદુને બળાત્કારે વટાળી મુસલમાન કરવાનો અતોનાત સપાટો ચલાવ્યો.

કાબુલના આ હીંદુ રાજવંશનું વર્ણન ખલાસ કરતાં પ્રસિદ્ધ મુસલમાન ઇતિહાસકાર આલ્બેરૂનીએ જે દુઃખોદ્ગાર કાઢયા છે તે મનનીય છે. તે લખે છે કેઃ

હીંદુ શાહીવંશ નામશેષ થઇ તેનુ નામનિશાન પણ અત્યારે રહ્યું નથી. તેમના વૈભવકાળમાં તેમણે ધર્મથી અને ન્યાયપૂર્વક વર્તવામાં કદી પાછી પાની કરી નથી. તેમની ભાવના ઉદાત્ત હતી અને તેમનું આચરણ પણ તેવુંજ મહિમાવાન હતુ, એ વાત સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી

આ વંશના આનંદપાલ રાજાએ સુલ્તાન મહમદને જે પત્ર લખ્યો હતો તેમાંના નીચલાં વાક્ય તો મને ખાસ ગમી ગયાં છે એમ ઉપલો ઇતિહાસકાર કહે છેઃ

તુર્ક લોકોએ આપની વિરુદ્ધ બંડ કર્યાની ખબર મને મળી છે. આપની ઇચ્છા હોય તો હું પણ આપની કુમકે આવું; અગર તો ૫૦૦૦ ઘોડેસ્વાર, ૧૦૦૦૦ પાયદળ અને સો હાથીના સરંજામ સહિત મારા કુંવરને મોકલી આપું. હું આપથી જીતાયો છું, પણ હવે આપને કોઈ ન જીતે એવી મારી ભાવના છે.

આ ઉદ્ગારોમાં રજપુતોની ખરી તેજસ્વિતા અને ઉદાત્ત ભાવ સ્પષ્ટ દગોચર થાય છે. પણ દૈવની ગતિ ન્યારીજ છે. એ સ્વામીભક્ત રાજવંશનો—કાબુલના એ બ્રાહ્મણીશાહી વંશનો ઉચ્છેદ એ મહમદને હાથેજ થયો!

આ રાજ્યક્રાંતિ પછી પણ કાબુલનો હીંદુસ્થાન સાથેનો સંબંધ કાયમનો તુટવા કારણ નહોતું. પણ તુર્કોએ આખીજ પ્રજાને મુસલમાન કીધાથી તે પ્રકાર પણ બનવા પામ્યો. આ ધાર્મિક અત્યાચારના સંબંધમાં લખતાં અલ્બેરૂનીએ પોતાના ગ્રંથમાં એક રમુજી બીનાનું વર્ણન કર્યું છે. તે એવું કે

કાબુલના લોકો મુસલમાન થવાને કબુલ થયા તે પહેલાં તેમણે ગોમાંસ નહીં ખાવાની તથા ચોટલી નહીં રાખવાની ખાસ શરત કરી હતી. પણ (સંગતિદોષથી) ત્યાંના લોકો અલ્પકાળમાં પોતાની એ પૂર્વ ભાવનાથી એટલા બધા ચલિત થવા પામ્યા કે તેમની પછીની પ્રજાને આ શરતો કિંવા પોતાનું પહેલાંનું આર્યત્વ એ બાબતનું કેવળ વિસ્મરણ થઇ ગયું!

અને ખરે! આ ઘટના પછી કાબુલ અને ઇસ્લામનો એવો એકજીવ થએલો છે કે કાબુલમાં એકવાર હીંદુ રાજ્ય હતું એ માનતાં પણ મન અચકાય!





સાત્ત્વિકનું નિમંત્રક મોટી આંખોવાળી પત્ની

# અમરભૂમિ

લેખક.

રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

ચિત્રકાર

રા. રમણ મહેતા

એક અતિ ઘોર વિશાળ નિબિડ અરણ્ય —જનપદસ્થ કે વિદ્વગણના અવાજોથી મુક્ત, પ્રચંડ, અને તેને ભય પમાડે એવું મહાવિકટ અરણ્ય. પર્વતમાંથી કોઇ ધોધના ઝરણાં શાંત વહી જતા હતા. એક ગભીરી સરિતાનો શાંત જલપટ ચિત્તગી રહ્યો હતો. બધે સામ્રાજ્ય નિઃશબ્દતાનું હતું. નિઃશબ્દ પશુ, નિઃશબ્દ તરુવર, અને નિઃશબ્દ સકળ પશુસમાજ. જ્યાં જુઓ ત્યાં, જ્યાં ગોઠો ત્યાં શાંતિ. તે એટલી બધી કે અવાજ કોઇ વાર ત્યાં આવતો હશે કે નહીં તેની શંકા થાય. નિગૂઢ વૃક્ષરાજિમાં સૂર્યના કોઇકોઇ કિરણો પેસી જતા, થોડી વારે પાંદડું પડતું તેનો અવાજ થોડે દૂર ફેલાતો અને શમી જતો. પ્રખર તાપથી વ્યાકુલ વનરાજ કોઇક વાર પાસું ફેરવતા પણ બધુંજ શાંત, નીરવ, સુનકાર

ત્યાં શબ્દ થયો. પાંદડાં ખખડવા માંડ્યાં. પક્ષીઓ ઉડવા માંડ્યાં. ઝરણાંનાં પાણીમાં વિક્ષુબ્ધ અવાજ થયો. દૂરથી એક નાની નૌકા ધીમી ધીમી આવતી હતી. કીનારે આવી અરણ્ય અંદરથી એક માણસ ઉતર્યો. દુખી અમ તોણી કેદ માનવી જ્યાં નિરંતર આનંદ હોય ત્યાં એ કેદની પ્રતિમા ક્યાંથી!

સૂર્ય પશ્ચિમે ઝુકાવ ગયો. ઝરણાંનાં જલ જરા ઝાંખાં થયાં. વૃક્ષોએ મૌન ધારણ કર્યું. શાન્તિથી સુતેલા પ્રાણીઓમાં ક્ષોભ થવા માંડ્યો અને કેવળ એક માનવીના આગમનથી સમસ્ત ભૂમિમાં ક્ષોભ વ્યાપી રહ્યો. સુકાં પાંદડાં કચડતો, ખખડાવતો માનવી મન્દ ગંભીર મુદ્રાથી આગળ વધ્યો. એક જગ્યાએ આરે— પાસ વૃક્ષોથી ઘેર જેવું બની ગયું હતું ત્યાં પહોંચ્યો. એક તરફ દૃષ્ટિ કરી તો અગાધ ભૂરું આકાશ અને દેદીપ્યમાન શુક્રતારા. બીજી તરફ દૃષ્ટિ કરી. પર્વતનાં ભવ્ય શિખરો તરફ જોયું તો એક સુવર્ણરંગી વાદળી પૂર્ણ સ્નેહે જાણે શૈલને આલિંગન આપી રહી છે. તે દૃશ્ય થોડી વાર જોઇ રહ્યો તેની તૃષ્ણાતુર તેજહીન આંખો ઉપર શોકની છાયા ફરી

વળી. એક ઉંડો નિશ્વાસ નાખી તેણે કહ્યું. પ્રભુ! સર્વને સ્નેહના આનંદમાં મહાલતાં જોઇ મારે રોયા કરવાનું છે? હું સ્નેહ કાં ન કરી શકું? હું તદ્દન એકલો છું. મને ચાહનાર



સુકાં પાંદડાં કચડતો, ખખડાવતો માનવી શૂન્ય શીર્ણ મુદ્રાથી આગળ વધ્યો

જગતમાં કોઇ નથી; પ્રભુ! દયા કરી મને એક સાથી આપો. ઉંડા ઉંડા વ્યોમના વિસ્તારમાંથી અસ્ફુટ સ્વર આવ્યો. માનવીએ સાંભળ્યું કે "મળશે." તેણે ચારે ગમ નજર ફેરવી. એક બાજુએ થાકથી તાપથી વ્યાકુલ કોઇ પડેલું હતું. ઉલ્લાસથી માનવી ત્યાં દોડયો. જોયું કે કોઇ વૃદ્ધા દુઃખિત, શ્રમિત, ત્યાં પડેલી છે. નીહાળી ફરી જોયું. તે માનવીની માતા હતી. તેનો ઉત્સાહ હવામાં ઉડી ગયો. એકલતા ભાંગવાનાં સહચારનાં મનોરમ સ્વપ્નોની ઇમારત ભાંગી પડી. અસંતોષની શ્યામતા તેના મુખે છવાઇ ગઇ. માતાની ભેટ આપનાર ઉપર અણગમો આવ્યો. તેની માતા સાથે તે શો સ્નેહ કરે? તેની આગળ શાં દુઃખો રડે? શું તેની સમીપ બેસીને માનવી પોતાના અંતરની વાતો કરે? છટ્. માતા!!! વૃદ્ધા!! તે શું સમજે! માતા બીચારી પુત્રનો ઉદ્વેગ, ખિન્નતા, વેદના જોઇ શકતી. કોઇ વાર છાની છાની રડતી. જેટલી વાર બનતું તેટલી વાર

તેની અગવડો સાચવતી બળીજળી રહેલ દેખાતા પુત્રને પોતાથી વધારે દુઃખ ન થાય તેની કાળજી રાખતી. પણ માનવી અસંતુષ્ટ હતો. માનવીને સ્નેહ કરવા કોઇ જોઇતુ હતું. "મા હું સ્નેહ કરી શકું?" એ તેના હૃદયનો નિરંતરનો પ્રશ્ન હતો. માનવીનું દુઃખ ન ઓછુ થયુ. તેને સંતોષ ન સાંપડ્યો. તે કંટાળ્યો, નિરાશ થયો. ફરી તે પેલી દિવ્ય ભૂમિમા ગયો. આશાવંત હૃદયે તેણે એક સાથીની માગણી કરી. તેની યાચનાનો મર્મર ધ્વનિ વનમા પાને પાને ઘુમ્યો, ઉંચે ચઢ્યો, ઉંચાં મકાનો, ભવ્ય વૃક્ષો, પ્રચંડ શિખરો વટાવી ઉડ્યો અને વાદળાંની પેલી પાર મહાન્ પિતા સમીપ જાઈ રહ્યો. માનવીને પુછવામાં આવ્યુ, "એકથી સંતોષ ન થયો બીજાથી થશે?" માનવી કરગરી પડ્યો, "ખરેખર! બીજું પાત્ર મળે તો જરૂર સંતોષ થશે." ઉપરથી માનવીએ સ્વર આવતો સાંભળ્યો, "ભલે" માનવીએ કુતૂહલભરી નજર ચારેગમ ફેરવી ત્યા એક તરફ તેનો નાનપણનો મિત્ર હતો. જેના કંઇક હર્ષ થયો તે તેને ઘેર લઇ ગયો. બન્નેએ વાતોમાં, સાથે ફરવામાં, આનંદ કરવામાં ઘણોક કાળ ગાળ્યો. પરંતુ માતાની હાજરી દરમ્યાન જે સગવડો હતી, જે નિશ્ચિન્તતા હતી તે ચાલી ગઇ. એ મિત્રના સહવાસનો આનંદ ઘણો હતો પણ માતાની ખોટની અડચણ માનવી માટે તેથી પણ વધારે હતી. થાક્યોપાક્યો માનવી ઘેર આવે ત્યારે તેનો મિત્ર તેની પાસે બેસે પણ માતાની હાજરીથી જે થાક ઉતરી જતો તે મિત્રની હાજરીથી ઉતરતો નહીં. માનવીએ માતા છોડી મિત્ર મેળવ્યો હતો. પણ તેમા તેને સંતોષ વળે તેમ નહતું. તેનો અસંતોષ દિવસે દિવસે તીવ્ર થતો ગયો. એક દિવસ તે આ સ્થિતિ સહન નહીંજ કરી શકે એમ લાગ્યું અને તે પેલી પરિચિત ભૂમિમાં ગયો. આશાભર્યે હૃદયે સાથી માટે-સ્નેહ કરવા માટે-પાત્રની માગણી કરી. "કૃપા કરી મને ચાહે એવુ કોઇ આપો. મારી ઇચ્છાઓ સંતોષાય એવું કોઇ જોઇએ છીએ તે મને આપો." તે કરૂણાસિંધુ હસ્યા. આકાશમાંથી માનવીને જવાબ આવતો ભાસ્યો "ભલે." અને તેણે જોયુ. લીલાંછમ હરીયાળાં ખેતરો, ગુલાબ-મોગરાનાં વનો, આમ્રાદાડમની કુંજો, સાગર સરખી સરિતાઓ અને તેની જન્મભૂમિનો રમ્ય પ્રદેશ નજરે પડ્યો. એ દૃશ્યે માનવી પ્રફુલ થયો. જે ભૂમિ મહાન્ નરવરોના પ્રતાપે અંકિત થઇ છે, જેની ઉપરનાં અપ્રતિમ યોદ્ધાના શોણિતઝરણો જુગજુગની વાતો કહી રહ્યા છે, જેમાં મહાત્માઓના વચન ને આચરણો પળાય છે, કવિઓના રાગો ગવાયાં છે, એ બધી મહત્તાઓમાં માનવીની મહત્તાની કથા વધશે જાણી માનવી ખુશ થયો. એ ભૂમિ તેને ચાહશે, સ્ત્રીઓ તેના નામના રાસડા ગાશે અને જનસમાજ તેની ઉપર પ્રીતનો ન્યોછાવર વર્ષાવશે એવા તરંગોમાં મશગુલ માનવી ગુલાબના વનોમા થઇ આગળ ચાલ્યો. સામેથી કોઇ કંગાલ ચીંથરેહાલ સ્ત્રી તેના બાળકને લઇ ચાલી આવતી હતી ભુખમરાથી અને અતિશ્રમથી તે અને બાળક બન્ને અધમુઆં થએલાં હતા બાળક તાપથી ત્રાસી, તરસથી પીડાઇ, દુધ માટે કરગરી ચીસો પાડતું. એ સ્ત્રીને કેટલાક દિવસના ઉપવાસ હતા તે દુધ ક્યાંથી આપે! બાળક પીડાએ મારી માતા તેને છાતીએ ઘણુ પણ અળગુ કરતી નહોતી પણ દુધ આવેજ નહીં તેમાં માતા શું કરે? બાળક પણ શું કરે! માનવીને આવતો દેખી બાઇને કંઇક આશા આવી. તેના પગના બધા જોરને એકઠું કરી તે માનવી પાસે આવી.

અને અતિ દીન સ્વરે માગણી કરી. "શેઠ આ છોકરું કાલનું ભુખ્યું છે. કૈં આપો તો માબાપ. શેઠ એક પાઇપૈસો..." માનવીને તે સાંભળવાની ફુરસદજ ક્યાં હતી? શું દેશના કલ્યાણ માટે ભાષણ કરવા જતો હોય ત્યાં એક ભિક્ષુક આવી તેને 'ડીસ્ટર્બ' (હરકત) કરે? અડકીને તેનાં કપડાં બગાડે? તેણે એકદમ એ હાડપીંજર જેવી બાઇને ધક્કાથી દૂર હડસેલી દીધી અને ગજવામાંથી થોડા પૈસા ફેંકી ચાલતો થયો. ગરીબ બીચારી ક્ષુધાતુર બાઇને પૈસા ઉપરાંત ધક્કાપ્રહાર ખાઇને સંતોષ માનવો પડ્યો. જેમતેમ કરી ઉઠી તે રસ્તે પડી. માનવી આગળ ચાલ્યો. એક પાણીનું તળાવ વટાવી આગળ વધ્યો ત્યાં રસ્તામાં તરસે તરફડતું એક હરણ મૃતપ્રાયઃ દશામાં પડ્યું હતું. તળાવ પાસેજ હતું. હરણ ચાલી શકે તેમ નહોતું પણ એટલી તસ્દી લઇ હરણને પાણી અપાય? આખી ભૂમિના કલ્યાણ માટે પ્રયત્ન કરનારને હરણનું કલ્યાણ ઇષ્ટ લાગ્યું નહીં. હરણ તૃષ્ણાતુર આંખોએ જોઇ રહ્યું અને દેશપ્રેમી થવા માનવી ચાલ્યો ગયો. પણ દેશમાં–આખા દેશભરમાં–માનવીને જે જોઇતું હતું તે નજ મળ્યું. દેશમાં થોડા તેને વખાણનારા હતા. થોડા તેની મદદ ઉપર જીવનારા હતા. તેની પાછળ ભમનારા હતા. તેમ કોઇક વિરુદ્ધ પણ હતા. છતાં માનવીની અંતરની પીડા સમજનાર કોઇજ નહોતું. જો એમ હોય તો બીજું બધું શા કામનું? એ સ્થિતિ પણ માનવીને રુચી નહીં. તે ફરી એક વાર અમરભૂમિમાં ગયો. પ્રબલ શ્રદ્ધાથી તેણે પ્રાર્થના કરી. "પિતા! મારે એક મને ચાહનાર જોઇએ છીએ તે મને આપો." નિસ્સીમ કરુણામય હસ્યા અને માનવીને પત્ની આપી.

એ યુવાન્ શ્યામવર્ણી બાલા જો સુંદર નહીં તો મનોહર તો હતીજ. જાજરમાન નહીં તો તેજોમય તો હતીજ. મોહક નહીં આકર્ષક તો હતીજ. માનવી તેની પાસે ગયો. અહા! જીવનની ધન્ય ક્ષણ આવી ચુકી એમ તેને લાગ્યું. ખરી શાંતિનો, ખરા સુખનો અનુભવ આજે કર્યો એમ તેને લાગ્યું. વર્ષો સુધી મનના જે કોડ પુરવા ધાર્યા હતા તે સફળ થયા એમ લાગ્યું. પરમ ઉલ્લાસભર માનવી પત્નીને ઘેર તેડી ગયો. સ્નેહના, વાત્સલ્યના, સહચારના કૈં કૈં અનુભવો કર્યા. કૈં કૈં સુખો ભોગવ્યાં, કૈં કૈં આનંદના લ્હાવા લીધા. પરંતુ વખત જતાં એ રોજ બનતાં કાર્યો ઉપર માનવીને કંટાળો આવ્યો. સાથી તરીકે તેની પત્નીમાં માનવીને ઉણપ લાગવા માંડી. પ્રસંગે પ્રસંગે જે માતાની, મિત્રની સર્વની ખોટ ભાંગતી તે પત્નીથી પણ માનવીને સંતોષ ન મળ્યો. તેને તો હજીએ વધારે સંપૂર્ણ સ્નેહનું પાત્ર મેળવવાની આકાંક્ષા હતીઃ તેની પત્નીથી તેને સંતોષ નહોતો. માનવીને શામાં કદીયે સંતોષ હોય છે? તેની પત્ની બધી રીતે યોગ્ય હતી. પણ તે સુંદર નહોતી. માનવીને તો કોઇ ગૌરવર્ણ વિમોહક મોટી આંખોવાળી પત્ની જોઇતી હતી. ગુલાબી કપોલ, પ્રવાલવર્ણી હોઠ અને સફેદ ત્વચાજ વ્યક્તિના રૂપગુણનો સાર છે એવો માનવીનો અભિપ્રાય હતો અને તેની પત્નીમાં એ રૂપગુણની ખોટને માટે તે હમેશાં અસંતુષ્ટ રહેતો. એ વિચારે તે હમેશાં બળીજળી રહેલો ને ઉદ્વિગ્ન રહેતો. પત્ની માનવીને તેના ઉદ્વેગ માટે રોજ પ્રશ્નો પુછતી. પણ શી રીતે માનવી પત્નીને સમજાવે? આ તેની પત્નીને કેમ કહે? ચતુર પત્નીથી આ વાત છાની પણ કેમ રહે?

ત્યાર પછી તેની પત્નીએ સુંદર બનવાનો ઉદ્યોગ આરંભ્યો. તેના કેશપાશ જે હમેશાં તે છૂટે નહીં તેવી રીતેજ ગોઠવતી તેને બદલે ટાપટીપથી ઓળવા લાગી. રોજ સાદાં કપડાં માંજ આનંદ માનનાર હવે મૂલ્યવાન રમબેરંગી વસ્ત્ર પહેરવા માંડી. હજી સુધી માનવીની રૂપ લોલુપતા નષ્ટ નહોતી થઈ. પણ એક એકાન્તની વિરલ ક્ષણમાં માનવી વિચારમાં પડ્યો જેમજેમ પત્નીના ગુણોનું તેને વારવાર સ્મરણ થવા માંડ્યું તેમ તેમ માનવી તેની પત્નીમાં અવનવી દીપ્તિ જોવા લાગ્યો. તેના મુખમાં કદીયે તેને કોઈ પ્રકારની ન્યૂનતા જણાઈ નહોતી. એ ગર્વ કોને લીધે? આ પ્રશ્ન જ્યારે તેના અન્તરને પુછાયો ત્યારેજ તે તેની પત્નીની કદર બુઝી શક્યો તેને તેની પત્નીનું અભિમાન થયું

બહારથી તે ઘેર આવ્યો ત્યારે તેની પત્ની બાગમાં બેઠીબેઠી વાચતી હતી. સુનહરી સાડીની કોર તેના વક્ષ સ્થલને અંકિત કરી છેક પાની સુધી પહોંચતી હતી. તેમાંથી તેજસ્વી આર્દ્ર વર્ણવાં મુખમંડલની પાછળ કાળો ચકચકિત અર્ધાંસે કેશકલાપ છુટી રહ્યો હતો. માનવી આ દેખાવ ક્ષણભર જોતા રહ્યો તેની પત્નીમા કોઈ અપૂર્વ સુંદરતા છે એવો તેને પ્રથમજ અનુભવ થયો. તે તેની પત્ની પાસે ગયો અને ઘણા દિવસથી ન કરેલી સ્નેહભર હૈયે વાતો કરી દિવસો વધારે ને વધારે જતા ગયા. માનવીને તેની પત્ની વધારે ને વધારે સુંદર લાગતી ગઈ. ઘણી વાર તેની પત્ની હસતી હોય ત્યારે એ ધવલ દંતપંક્તિને જોઈ રહેતો પત્ની નિદ્રાવશ હોય ત્યારે તેના મુખ સામે અનિમિષ નયને જોઈ રહેતાં માનવી થાકતો નહોતો. એ બધાનું કારણ શું? માનવી ફેરવાયો હતો કે તેની પત્ની? હમેશાં 'મને કોઈ ચાહતું નથી'

એવી નિરંતર ફરીયાદ કરનાર માનવી જે ક્ષણથી તેની પત્નીને ચાહતાં શીખ્યો ત્યારથીજ તે તેની પત્નીમાં અપૂર્વ અને આલ્હાદજનક ફેરફાર અનુભવવા માંડ્યો. ધીમે ધીમે ચાહવું અને ચહાવું એ બે ગતિનો ભેદ તેને સમજવા માંડ્યો અને નાની બીનાઓમાં પણ સ્નેહ કેટો બલવાન્ અસર કરી શકે તેનો એક પ્રત્યક્ષ પુરાવો તેની નજરે પડ્યો. જેમ જેમ તે આ મર્મ સમીપ આવતો ગયો તેમ તેમ એ પણ સુખનુભવ સમીપ આવતો ગયો પણ તેના પરમ સુખની ક્ષણો તેના પરમ અમતોષની ક્ષણો



ગરીબ મોચીએ સુધારેલ બાઇને પૈસા ઉપરાંત બક્ષીસદાર અર્જન સંતોષ માનવો પડ્યો

હતી. આ અમતોષ બધાથી જુદા પ્રકારનો હતો તેની પત્ની સાથે તે સુખી હતો એ સુખ કોને લઈને હતું એ વિચાર આવતાની સાથેજ તેને અમરભૂમિ અને ત્યાંના મહાન્ પિતાનું સ્મરણ થયું, અમરભૂમિને તે ઘણા વખતથી ભુલી ગયો હતો. ત્યાંના એ ફરમાવનારનું તેને સ્મરણ થયું. માનવીની બધી માગણીઓ જેણે પુરી પાડી



મોહક નહીં આકર્ષક તો હતીજ. માનવી તેની પાસે ગયો

હતી છતાં તેને સંતોષ નહોતો થયો. તે પિતા તેને સાંભર્યા. તેને અતિશય ખેદ વ્યાપ્યો. જેને તે સર્વસ્વ ગણી શકે તેને છોડી બીજે કેટલાય વખત સુધી તે ભમ્યા કર્યો માટે તેને ખેદ થયો. તે ફરી પેલી ભૂમિમાં ગયો.

ભૂમિ એજ છે. શાંતિ એટલીજ છે. ડોલતીડોલતી તેની નૌકા નદીને કાંઠે આવી. માનવી ઉતરી ચાલવા માંડ્યો ત્યારે જાણે સંગીતના મંજુલ રણકારે પાંદડાં ગુંજી ઉઠ્યાં. ઉગતા સૂર્યનો સોનેરી રંગ ઝરણામાં પુરાવા માંડ્યો. વૃક્ષો પ્રફુલ થવા માંડ્યાં. પવને મંદ મર્મર ધ્વનિ મચાવ્યો. પક્ષીઓએ કલ્લોલ કરી મુકયો. જાણે માનવીને અભિનંદન કરવા આખી સૃષ્ટિ આનંદનો એક મહોત્સવ કરી રહી. માનવીએ પૂર્વને સ્થાને આવી આકાશમાં જોયું તો વિવિધરંગી વાદળીઓ નાચતી અને જાણે આનંદ કરતી જતી હતી. ઉંચા હાથ લંબાવી માનવી બોલ્યો. તેનો અવાજ આર્ત અને પીડિત હતો. "પરમ કૃપાળુ દયામય તું મારી માતા છે તેમજ મારો પિતા છે. અરે ત્વમેવ સર્વં મમ દેવ દેવ: મને ક્ષમા કર કે તને વીસારી હું આટલા લાંબા કાલ સુધી બીજે ભટકયો. તારી જેવા સ્નેહ-સાગરને ભુલી હું અન્ય સ્થળે ભટકયા કર્યો માટે મારી પર દયા કર અને મને તારી સમીપ બોલાવી લે."

વિશ્વપિતાની દૈવી આંખો રડી પડી. "ભલે આવ્યો પુત્ર. મારાં સદાય ખુલ્લાં દ્વારમાં તું આવ્યો આવ. જીવનના વેરાનમાં પર્યટન કરતાં તને થાક લાગ્યો હશે તો અહીં તને વિશ્રાંતિ મળશે."

અમરભૂમિ ઉપર એકદમ આંજી નાખે એવો પ્રકાશ ફેલાઇ ગયો. સૂર્ય મધ્ય આકાશે દેખાયો અને પશ્ચિમે ચાલ્યો ગયો. પક્ષીઓ માળામાં છુપાઇ ગયાં. રહ્યાં કેવળ નીરવ શાંતિ અને નિબિડ અરણ્ય.

# રોમન સ્વરાજ્ય



લેખક
રા. મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ.

ચિત્રકાર
રા. સુંદરરાય ગોરક્ષકર



## મુખ્ય પાત્રો

| | |
|---|---|
| સર્વીઅસ | રોમનો રાજા અને ટુલીઆનો પિતા |
| લુકીઅસ ટાર્કવીન | રોમના માજી રાજાનો પુત્ર. |
| ટાઇટસ, એરૅન્સ અને સેક્સટસ | ટાર્કવીનના પુત્રો |
| કોલેટાઇન | રોમન ઉમરાવ |
| બ્રુટસ | ટાર્કવીનનો ભાણેજ. |
| લાર્સ પોર્સેના | રોમની પડોશના રાજ્યનો રાજા. |
| ટુલીઆ | ટાર્કવીનની પત્ની. |
| લુક્રીશીઆ | કોલેટાઇનની પત્ની. |

ઉપરાંત દરબારીઓ, અમીરો, ગુલામો, દાસીઓ વગેરે.

## આગલા પ્રવેશોનો ટુંક સાર

લુકીઆની ઉશ્કેરણીથી ટાર્કવીન રોમની ગાદી પચાવી પાડી સર્વીઅસને મારી નખાવે છે, એનું વેર લેવાની બ્રુટસ પ્રતિજ્ઞા કરે છે. ટુલીઆ ટાર્કવીનને રાજ્યાભિષેક કરીને પાછી વળતા રસ્તામાં પડેલા પોતાના પિતાના શબ ઉપર થઈને રથ હંકારે છે, જેથી સહુરથા ઉશ્કેરણી થાય છે. દરમ્યાન રાજમહેલમાં એક સર્પ દેખા દેવાથી વહેમાયલા રાજાની આજ્ઞાથી તેના પુત્રો અને બ્રુટસ ડેલ્ફીના દેવળમાં શંકાનું સમાધાન કરાવવા જાય છે, જ્યાં દેવવાણી કહે છે કે "ચડે તે પડે તથા પડે તે ચડે"; પછી બધા સરદારો પોતાની પત્નીઓની કસોટી કરવા અચાનક રોમ પાછા ફરે છે અને છેવટે લુક્રીશીઆને સર્વાનુમતે એક સતી તરીકે કબુલ કરે છે. કોલેટાઇનને પાછળ આવવાનું કહીને બીજા સરદારો છાવણીમાં પાછા ફરે છે.

(હવે આગળ વાંચો)

# અંક બીજો

## પ્રવેશ પહેલો

**સ્થલ:**

કોલ્લેટીઆમાં કોલ્લેટાઈનનો ગઢ.

એક સુપ્રકાશિત દીવાનખાનામાં લુક્રીશીઆ અને સેક્સટસ પ્રવેશ કરે છે.

### લુક્રીશીઆ

શાહજાદા સાહેબ! આ વીંટીની શક્તિથી મારા ગઢના દરવાજા આપને માટે ખુલ્લા થયા છે કારણ કે જો કે હું જાણું છું કે આપ શાહજાદા છો અને કોલ્લેટાઇનના મિત્ર છો, તોપણ આ કુંચી વગર આપનો અંદર પ્રવેશ ન થઇ શક્યો હોત. અરે! વધારે બત્તીઓ લાવો અને શાહજાદા સાહેબ માટે જલદી ખાણું બીછાવો! મારા પતિના મિત્રની પરોણાગતમાં મારો પતિ તરફનો સ્નેહ હું બતાવી શકીશ.

### સેક્સટસ

સ્વગત

આ દસ્કખીમારી નહીં પણ ચોખ્ખું દીવાનાપણું! હું અધીરો થાઉં છું અને વિષયની કલ્પનાથી અંતઃકરણમાં લોહી ઉકળી જાય છે. છતાં ધીરજ રાખવાની જરૂર છે.

ગુલામો આવી ખાણું બીછાવે છે.

### લુક્રીશીઆ

શાહજાદા સાહેબ માટે અહીં ખુરસી મુકો. બીરાજશો, કુમાર?

### સેક્સટસ

તમારી સાથે, બાનુ

### લુક્રીશીઆ

કોલ્લેટાઇનની પત્નીની ફરજ તો એ છે કે આપની સાથે ન બેસતાં આપની સરભરા અને સેવા કરવી.

### સેક્સટસ

નહીં, તમારે બેસવું પડશે. વિવેકનો કાયદો હું અધિકારની સાથે છાવણીમાં મુકતો આવ્યો છું. અહીં તો હું તમારો મેહમાન માત્ર છું. ખરેખર, હું તમને ઉભાં રહેવા નહીં દઉં!

સ્વગત

આના વિનયની મારા પર વિચિત્ર અસર થાય છે. તેના વદન પર એટલી કુલીનતા છે, કે તેના સંબંધી—મારે એ ખજાનો એક વાર લુંટવો તો પડશેજ!

### લુક્રીશીઆ

જરા દૂર ખુરસી પર બેસીને

મેં વારંવાર મારા પતિ પાસેથી આપની તારીફ સાંભળી છે. આપની બહાદુરી અને લાયકીની તે ઘણી વાર વાત કરે છે અને આપની દોસ્તીને કીંમતી ગણે છે.

### સેક્સટસ

એ જો ખરું હોય તો તમે તમારા પતિની સલામતી મારી સાથે જરૂર ચાહશો.

પીએ છે.

લુકીશીઆ

શાહજાદા! કૉલેટાઇનને માટે આ એક અદના ઓરતની ચાહના!

જરા ચાખે છે.

સેક્સટસ

નહીં, તમારે તે પ્યાલો પુરો પીવો પડશે.

લુકીશીઆ

મારા નબળા મગજની ખાતર આપ મને માફી આપશો

સેક્સટસ

શું કૉલેટાઇનની ખાતર પણ નહીં?

લુકીશીઆ

નહીંજ. મને ખાતરી છે કે વધારે શરાબ પીને નીતિ ગુમાવવી એ કોઇ પણ રોમન મેહૂનને છાજતું નથી બહુ સુરાપાનથી કાં તો આ ઓગ મરતું કામકાજ મારાથી બરાબર ન થાય, અગર આપ સરખા પરોણાની મેહમાનીમાં ખામી આવે મારા પતિ તરફ એ રીતે અપરાધી થવાનો તો આપ આગ્રહ નહીંજ કરો.

સેક્સટસ

એમ હોય, તો સુખેથી રહેવા દો

સ્વગત

કોણ જાણે કેમ તેની નીતિથીજ • મારી અનીતિ ઉશ્કેરાય છે, વિવેક જતો રહે છે, ઇચ્છા જાગ્રત થાય છે, લોહી ઉછળે છે! બાજી હાથમાં રહે એવું લાગતું નથી!

લુકીશીઆ

સાહેબ! આપના ચહેરામાં ફેરફાર દેખાય છે. આપની તબીઅત તો બગડી નથી? રાતને વખતે અને ઝડપથી મુસાફરી કરતાં આપને શરદી તો નથી લાગી?

સેક્સટસ

નહીં, બાનુ! નહીં. માત્ર મારાથી ખાઇ શકાતું નથી.

લુકીશીઆ

તો આરામ લેવા પધારો! અરે! બીજી બત્તીઓ લાવો અને શાહજાદા સાહેબને તેમના સુવાના ઓરડામાં તેડી જાઓ!

સેક્સટસ

બાનુ! મને લાગે છે કે હું ઘણી તકલીફ આપું છું

લુકીશીઆ

આ વીંટી મને કહે છે કે એક કૉલેટાઇન વગર સૌથી વધારે સરભરા મારે આપની કરવાની છે એટલું ખરું કે વીંટીની ચાવી વગર આપથી પણ રાત્રે અહીં દાખલ થઇ શકાત નહીં. ખુદ બાદશાહને માટે પણ એ દ્વાર ઉઘડે નહીં દિવસે એ દરવાજા સ્નેહીઓ અને બીજાઓને સારુ ખુલ્લા રહે છે, પણ રાત પડતાં હમેશાં બુદ્દો બંદોબસ્ત થાય છે. ખેર!—અરે! વધારે બત્તીઓ!

સેક્સટસ

એક ચુંબન અને પછી સલામ! નહીં, તમારી વીંટીની ખાતર ના ન પાડશો.

હાથ પર ચુમે છે.

લુકીશીઆ

પ્રભુ આપને આરામ બક્ષે! સલામ!

સેક્સટસ

સુંદરી! તમને પણ આરામ હો!

સ્વગત

મારો વિચાર ચોક્કસ છે. એ ફરે તેમ નથી

જાય છે.

### લુક્રીશીઆ

રાત ઘણી વીતી છે. આ બાદશાહી પરોણાને માટે ઓરડામાં એટલી બધી બત્તીઓ કરવી પડી છે કે પતિ છાવણીમાં છે એવે વખતે આ પ્રમાણે ઉત્સવ કરવા માટે દુનીઆ કદાચ અવળું બોલે. અરે! મેહમાનના ઓરડા શીવાય બીજે બધેયથી બત્તીઓ બુઝાવી નાંખો અને પછી સૌ સુઇ જાઓ! જલદી કરો!

ચિંતાતુર દેખાય છે.

અરે! મારું દીલ કોણ જાણે શાથી શોકમાં પડતું જાય છે! પ્રભુ! રક્ષા કરજો! સુવા વખતે બધું તમને સુપ્રત થાય છે. સાચવજો, સાચવજો, દાસીને!

મન મુંઝાય મારું!
નહીં જાણું શું થાય,
બળે ઉંડી કૈં લ્હાય,
અને કંપે છે કાય,
દીલે ચિંતા ન માય
કશી રીતે ન જાય,
નહીં સુઝે ઉપાય!
માતા વેસ્ટા! આ વાર,
તમારો છે આધાર!
પતિ પોતે નસીબે રહ્યા છે બહાર!
ધરજો પ્રીતિ!
હરજો ભીતિ!
પડું પાયે, જનેતા! હું નિર્દોષ નાર!

અંદર જાય

---

## પ્રવેશ બીજો

**સ્થલ:**

લુક્રીશીઆના શયનગૃહ આગળની ગેલેરી

### સેક્સટસ

અરે! કામાર્તને ફાવે કશી ના ચીજ દુનીઆની!
હૃદયની લગન: જ્વલંતી અગન:
રહે ત્યાં મગન: નીહાલે ગગન!
વિષયના ભોગ ના સહેલા:
ઘણાઓ છે થયા ઘેલા!
થતા વિરલા સફલ તેમાં.
ખરી મર્દાનગી જેમાં!
વિષમ પંથ ધસવું:
સબલ તન કરી, પ્રબલ મન કરી, નીડરપણું કસવું!
આરાધોને તો લખ્યું કરવું સહન:
ચિત્તને શાંતિ નહીં, ઉંડું ગહન:
લોહીનું નાડી મહીં વેગે વહન:
અંગમાં સૌ ગાત્રનું દુઃખે દહન!
ચિત્ત ચોડીને, નેમ જોડીને, તર્ક તોડીને,
શર્મ છોડીને, ચાલ દોડીને, ઝંપલાવું!

રાત! અંધારી રાત! તું મારા જેવાને સારી મદદગાર થાય છે. ખુનીઓ, ચોરો, વ્યભિચારીઓ, બધા નિશાચરો—જો રાત ન હોત, તો પોતાના ઇરાદા શી રીતે પાર પાડી શકત? તારાઓ! તમને મારું કામ ગમતું ન હોય તો ભલે વાદળાંમાં છુપાઇ જજો! કારણકે લુક્રીશીઆ ઉપર બલાત્કાર કર્યા વગર મારાથી રહેવાય તેમ નથી! એ આંખ! એ રૂપ! ગમે તે થાય પણ આજ તો એનો ઉપભોગ કરીશ. કોલ્લેટાઇન મારો સગો છે, મિત્ર છે. બીજા અમીરો પણ નાખુશ થશે; કદાચ કોઇ વૈર બાંધશે. પણ જે થવું હોય તે થાઓ. કીસ્મતજ મને લુક્રીશીઆના ઓરડા તરફ દોરે છે. અટકવાની મારાંમાં તાકાત

નથી અને શા માટે અટકવું જોઇએ ? લુક્રીશીઆ કોલ્લેટાઇનને પરણી છે તેથી શું ? મને પણ તે પરણી શકી હોત. તે સ્ત્રી છે અને હું પુરુષ છું. તે કંઈ મારી મા કે બહેન થતી નથી કે મારે અટકવું પડે. મારે ચાલ હવે તો એજ !

ઓરડાનું બારણું ઉઘાડી દાખલ થાય છે.

લુક્રીશીઆ

જાગીને

કોણ છે એ ?

સેક્સટસ

એ તો હું સેક્સટસ ટારક્વીન છું, વહાલી લુક્રીસી !

લુક્રીશીઆ

પલંગથી નીચે ઉતરી પડીને

તમે સેક્સટસ ? તમે શા માટે અત્યારે અહીં આવ્યા છો ? શું કામ છે ?

સેક્સટસ

તમારી સાથે વિહાર કરવા !

લુક્રીશીઆ

છટ છટ છટ ! તમે એ શું બોલો છો ? દાસી !

સેક્સટસ

દાસદાસીને બોલાવવાં ફોગટ છે. મારો નોકર તમારી દાસીને એવાજ કામ માટે દૂર લઇ ગએલો છે. પણ તમે ધ્રુજો છો કેમ ? ડરવાનું કંઈ કારણ નથી.

લુક્રીશીઆ

તમને શું ગાંડું લાગ્યું છે, સેક્સટસ ? હું કોણ છું તેનો વિચાર કરો. કોઇ રીતે હું તમારી મરજીને તાબે થનાર નથી. તમે ભયંકર પાપના ખાડામાં ધસો છો !



ઓરડાનું બારણું ઉઘાડી સેક્સટસ દાખલ થાય છે

ગુસ્સાને કાબુમાં લઇ લો દેવો તમારું ભલુ કરશે!

સેકસટસ

સુંદરી, મારો ગુસ્સો કાબુમા રહે તેવો નથી. શું તું મને જુલ્મ કરવાની ફરજ પાડીશ? તારું નાજુક બદન ખુશીથી નદ્દીજ આપ!

લુક્રીશીઆ

અરે! ધુળ પડી એ નાજુક બદન ઉપર! અફસોસ! મને અત્યારે કશુંજ સુઝતુ નથી અરે! તમારી મેહમાની કરી, તેનો આ બદલો!

સેકસટસ

આ મેહમાની માટેજ અત્યારે તો આવ્યો છુ. પણ ચાલ, નકામી વાતો કરી વખત ન ગુમાવ! બોલ, તું કબુલ છે કે નહીં?

લુક્રીશીઆ

ધિક્કાર છે, નફ્ફટ! નીચ! પાપી! શયતાન! હરગીઝ હું તને તાબે થનાર નથી! અરે! કોઇ છો કે? દોડો! દોડો!

સેકસટસ

તારી ચીસ હું બંધ કરીશ

તેને પકડે છે. પડદો પડે છે

---

## પ્રવેશ ત્રીજો

સ્થલ:

કોલેશીઆનુ એક દીવાનખાનુ

લુક્રીશીઆ

હજુ શુ હાવા સસરાજ
ગતા સર્વસ્વ મારું?
ગુચિતા પરવારી, ત્યાર
કરવુ શું હવે હશમી
પાપીનિ તો શાસન!

સ્ત્રી માત્ર હાય, હાય, હાય, હાય, હાય માટે

(રડે છે

પણ જીવ! થોડો વખત ધીરજ ધર પતિને અને પિતાને સ્નેહીઓ સાથે સત્વર બોલાવ્યા છે, તે આવશે આવી પહોંચે તે દુષ્ટ પાપીને પુરેપુરી સજા થશે દાસી!

દાસી

જી, બાઇસાહેબ!

લુક્રીશીઆ

બાગ બાપુ શું હજી આવી પહોંચ્યા નથી?

દાસી

ના બાઇસાહેબ!

લુક્રીશીઆ

તેમ છાવણીમાથી પણ હજી કોઇ આવ્યુ નથી?

દાસી

નાજી

લુક્રીશીઆ

ચાલ જા! મને મારા શોકમા રહેવા દે!

દાસી

બાઇસાહેબ! તમે રડો છો શા માટે? શા માટે તમારા સુકોમળ ગાલને બાગાં આંસુથી ખરાબ કરો છો?

લુક્રીશીઆ

કશા માટે નહીં, દાસી! તને કહેવાય એવી વાત નથી. ઓ દેવતાઓ! તમે તીનિના

અને પવિત્રતાના રક્ષક થઇને નિર્દોષની આવી હિંસા કેમ થવા દીધી? અરે! દુષ્ટતાનો આટલો બધો વિજય! કે શું હુંજ લાખો કરોડો રોમન સ્ત્રીઓમાં એવી કમનસીબ નીકળી, કે મારી આ સ્થિતિ થઇ! ઓ સ્વામી! ઓ સ્વામી! શા માટે તમો મને છોડીને છાવણીમાં ગયા? શા માટે તમે એ નીચ માણસની મારી સાથે મુલાકાત કરાવી? શા માટે તેને વીંટી આપીને તમારા કુટુંબસુખની હોળી સળગાવી? ઓ કીસ્મત! કીસ્મત!

દાસી

બાઇસાહેબ! તમને શાથી દુઃખ થાય છે? ખરે! તમને રોતાં જોઇને મારાથી પણ રોઇ પડાય છે. તમારા પર શો ઝુલ્મ થયો છે? શા માટે તમે કાળાં કપડાં પહેર્યાં છે, અને શા માટે ઓરડામાં બધેય કાળા પડદા બંધાવ્યા છે?

લુક્રીશીઆ

મને કશું દુઃખ નથી. તારી ભુલ થાય છે, દાસી! હું રોતી નથી-પણ તું શું જુએ છે? મારું કલંક?

દાસી

બાઇસાહેબ! હું તો કશુંય જોતી નથી, અને જાણતી નથી. પણ હું શું કરું? અમે શું કરીએ? આપને શી રીતે શાંતિ થાય?

લુક્રીશીઆ

શાંતિ? મારે માટે હવે આ ભવમાં શાંતિ નથી! હવે તો જીવું ત્યાં સુધી જલ્યા કરવાનું છે. હવે હું આ દુનીઆની રહેનારી પણ નથી. હવે તો મરણની ઉપાસક અને પરલોકની પંથિની છું. અને આ આંખો? હવે તો મોતમાં બીડાય ત્યાં સુધી એ રોયાજ કરવાની છે!

એક બાજુથી બ્રુટસ, કોલ્લેટાઈન, હોરેશીઅસ વગેરે, તથા બીજી બાજુથી લુક્રીશીઅસ* પ્રવેશ કરે છે.

લુક્રીશીઅસ

બ્રુટસ!

બ્રુટસ

કોણ લુક્રીશીઅસ?

લુક્રીશીઆ

ઓ બાપુ! * * *

કોલ્લેટાઈન

લુક્રીસી!

લુક્રીશીઆ

અરે મારા કોલ્લેટાઇન! * * *

રડી પડે છે.

બ્રુટસ

બહેન! શું થયું છે તમને? આંખોની અંદર આ પારાવાર અફસોસ શાનો? અને આ કાળાં કપડાં શા માટે? શી આફત છે? ખુલાસો તો કરો!

હોરેશીઅસ

શી હકીકત છે, બાનુ?

લુક્રીશીઅસ

દીકરી! કેમ બોલતી નથી?

કોલ્લેટાઇન

લુક્રીસી! વહાલી! શું છે? શું થયું છે? કેમ બોલતી નથી? મારા આત્માને ઉલ્લાસ આપનારા આ તારા સંતાડછ શા વાસ્તે?

લુક્રીશીઆ

અરે હાય હાય! અફસોસ! અફસોસ!

બ્રુટસ

બહેન! અસારે તમારી આસપાસ જે છે, તે સૌ સ્નેહીઓ અને સંબંધીઓ છે. સંકોચ ન રાખો. રુઓ છો શા માટે? બોલો. કોણે તમને દુઃખી કર્યાં?

* લુક્રીશીઆનો પિતા.

લુક્રીશીઆ

હું મારી આફતની વાત કરું, તે પહેલાં તમે સૌ સોગંદ લ્યો, કે તમે મારા દુશ્મન ઉપર વૈર લેશો.

બ્રુટસ

તેને માથે તાજ હશે તોપણ!

હોરેશીઅસ

તેના હાથમાં રાજદંડ હશે તોપણ!

લુક્રીશીઅસ

તે ગમે તે હશે તોપણ!

લુક્રીશીઆ

તો બેસો, સરદારો! અને સાંભળો! ઓ બાપુ! ઓ વહાલા કાન્ત! ઓ સ્નેહીઓ ને સબંધીઓ! સાંભળો મારા દુઃખની કહાણી! મારી કીર્તિ ધુળધાણી થઇ છે મારી આબરુ લુંટાઇ છે, મારું શરીર—ઓ મારું શરીર! * * *

કોલ્લેટાઇન

શું?

લુક્રીશીઆ

મારું શરીર મલિન, કલંકિત, ભ્રષ્ટ કરાયું છે મારું અંતઃકરણ શુદ્ધ અને નિર્લેપ હોવા છતાં એક પાપીએ બળાત્કારે મારી લાજ લીધી છે, અને હું રોમન માતાઓની સાથે બેસવા લાયક રહી નથી. ઓ પિતા દીકપિતા! ઓ મારા વેરટા! હાય હાય!

બ્રુટસ

શાંત થાઓ, બહેન! તમે નિષ્કલંક છો! સ્ત્રીમાં તે કેટલુંક બલ હોઇ શકે? પણ કોણ હતો એ હરામખોર? જલદી કહો.

હોરેશીઅસ

જલદી કહો, કારણ કે અમારે વૈર લેવું છે. બોલો, કોણ હતો એ?

લુક્રીશીઆ

મને ખાતરી છે, કે તમે એ દુષ્ટને પુરે પુરી સજા કરશો. એ પાપી શાહજાદો સેક્સટસ!

બધા

કોણ? સેક્સટસ ટાર્કવીન?

લુક્રીશીઆ

હા, એજ પાપી મારા પતિની વીંટી લઇને મારે ત્યાં મેહમાન થયો. ઓ કોલ્લેટાઇન, તમે તેને આપેલી આ વીંટીથીજ બધી ખ્વારી અને પાયમાલી થઇ છે મેં તેને ઉતારો આપ્યો, ખાવાનું આપ્યું, મારામાં સારો આવકાર આપ્યો છતાં એ દુષ્ટ મધરાત પછી મારા સુવાના ઓરડામાં દાખલ થયો મેં તેને કૈં કૈં વીનવણી કરી અને ધમકીઓ આપી તેનો મેં તિરસ્કાર કર્યો ત્યારે તે મને મારી નાખવા તૈયાર થયો, પણ મરવાને તો હું તૈયાર હતી હવે જુઓ તેનો જુલમ! તેણે કહ્યું કે "હું તને મારી નાખીશ, એટલુંજ નહીં, પણ એક નીચ ગુલામને તારી સાથે કતલ કરી દુનીઆને જાહેર કરીશ, કે મેં તમને પાપમાં પકડયા. અને તેટલા માટે ઠાર કર્યાં!" મૃત્યુ પછી મારા પતિ, પિતા, મિત્રો, અને દુનીઆની નજરમાં હું પાપી ઠરું, એ મારાથી ખમાયું નહીં એ નીચ મારા શીઅળનો ઘાત કરી શક્યો, તોપણ એટલાજ માટે હજી સુધી હું જીવતી રહી છું, કે તમને સાને હકીકત જણાવી શકું.

કોલ્લેટાઇન

અહો દેવી! સતી!

લુક્રીશીઆ

હવે આ કલંકિત થયેલું શરીર જીવતું રાખવું ઉચિત નથી. મારો હાથજ મને,

આવી બેઆબરુ થયા છતાં, કોઈ પણ રોમન સ્ત્રી જીવે, એ અનિષ્ટ છે. સલામ, વહાલા કોલ્લેટાઇન ! સલામ, ગૃહસ્થો ?

પોતાની છાતીમાં ખંજર મારે છે, અને ઝમીન પર ઢળી પડે છે.

કોલ્લેટાઇન

અરે ! અરે ! આ શું કર્યું ?

પાસે જાય છે.

બ્રુટસ

પાસે જઇ જોઈને

હા ! એ નિર્મલ આત્મા સ્વર્ગે ઉડી ગયો !

ખંજર ખેંચીને

બંધુઓ ! હું આ પવિત્ર લોહીના સોગંદ ખાઇને કહું છું, કે અહંકારી ટાર્ક્વીન અને તેના ખુની કુટુંબની પાછળ હું આગ, તરવાર, અને જે મળશે તે સાધન લઇને પડીશ; અને હવે પછી તે કે બીજો કોઇ પણ રોમમાં રાજા થઇ શકશેજ નહીં.

કોલ્લેટાઇનના હાથમાં ખંજર આપે છે.

કોલ્લેટાઇન

આ પવિત્ર લોહીના કસમ ખાઇને હું દેવોની સમક્ષ પ્રતિજ્ઞા કરું છું, કે અહંકારી ટાર્ક્વીન, તેની ખુની સ્ત્રી, અને તેના દુષ્ટ કુટુંબની પાછળ હું આગ, તરવાર, તથા જે મળશે તે સાધન લઇને પડીશ; અને હવે પછી તે કે બીજો કોઇ પણ રોમમાં રાજાની પદવી પર આવશે નહીં.

હોરેશીઅસ અને લુક્રેશીઅસ પણ કોલ્લેટાઇનના જેવી પ્રતિજ્ઞા કરે છે.

બ્રુટસ

અને હવે, બંધુઓ ! - આપણે આપણી તંદ્રા ઉડાવી દ્યો ! જાગ્રત્ થાઓ ! કમ્મર કસો ! દુશ્મન બળવાન્ છે; પણ આપણે આગ્રહથી કામ કરશું, તો તેને હરાવી શકશું. ચાલો રોમ જઇએ, અને ત્યાં પ્રજાને એકઠી કરીને ટાર્ક્વીનના પાપી કુટુંબનું પાપ જાહેર કરી તેને સજાએ પહોંચાડીએ,

હોરેશીઅસ

અમે આ મામલામાં તમનેજ સેનાપતિ નીમીએ છીએ, અને તમારા હુકમ પ્રમાણે વર્તવા તૈયાર છીએ.

બ્રુટસ

મારે મંજુર છે. અને લુક્રીશીઅસ તથા કોલ્લેટાઇન ! તમારો અશબ્દ શોક કેટલો ઉગ્ર છે, તે હું સમજું છું. પણ અત્યારે તો આંસુના અંગારા બનાવો, અને પાપીઓને બાળી ભસ્મ કરો ! ઓ લુક્રીશી ! અમારે તો તારો શોક ચકચકિત હથીઆરોમાં અને ઉંચી કલગીમાં પાળવાનો છે ! ચાલો, બીરાદરો ! આપણે હવે જઇએ.

[ બીજા સૌ ગયા પછી

મારું મારું હું એ દુષ્ટને !
નૃપતિ નગરે ન અવર ઠરે :
જુલમ ન કરે યુવતી ઉપરે ત્વરિત—મારું.
પરિવાર તેનો અહીં ન રહી શકે ક્યહીં,
શ્રમ કરું, ધૃતિ ધરું, નવ ડરું :
જય કરું, યશ વરું, અર મરું :
પરી તેના પછાડી મારું હાર !—મારું.

[ જાય છે.

[આ રસમય નાટકનો વધુ ભાગ આવતા અંકમાં]





'ક્વીન બેસ'માં સરાહનો અભિનય



મહારાણી એલીઝાબેથની જીંદગીને લગતા આ નાટકમાં મેડામ બર્નહાર્ટે રાણીનો પાઠ ભજવ્યો હતો. બીછાનામાં મરી જવાના બનાવનો વિચાર કરતાં એલીઝાબેથને ત્રાસ છુટતો તેથી મરણ પાસે આવતુ જાણીને તેણે તકીઆનો ગંજ કરાવેલો ને તેની પર મૃત્યુવશ થઈ, એ બનાવનું દૃશ્ય આહીં રજુ થયું છે.

—સરાહ બર્નહાર્ટ



'સ્વર્ગીય સરાહ'નું એક ભાવસૂચક અભિનય

# સરાહ બર્નહાર્ટ

લેખક

રા. રજનીલાલ હરિલાલ પંડ્યા.

બી. એ., એલ્એલ્. બી., બાર-એટ-લૉ

સભ્ય, સાહિત્ય સંસદ

તારીખ ૧૧મી એપ્રીલ ૧૯૨૧ની સમી સાંજ લંડનની તેમજ આ લખનારની જીવનતવારીખમાં અવિસ્મરણીય રીતે કોતરાએલી છે. તે સાંજે આ લેખના નાના લખનારે દુનીઆની મશહુર નટી સરાહ બર્નહાર્ટને પહેલીવાર અને છેલ્લે તેની સ્વર્ગીય સરાહ' (Divine Sarah)ને છેલ્લીવાર પ્રત્યક્ષ દેખી.

નાટક વર્નાંડુનનું 'ડાનીએલ' નામનું હતું. અને થીએટર, લંડનનું જાણીતું 'પ્રીન્સીસ થીએટર' હતું. મહાન સરાહ બર્નહાર્ટ સાત દિવસની ટુંકી મુલાકાત માટે પોતાના પ્યારા લંડનમાં આવી હતી અને આજે એ મુલાકાતનો છેલ્લો દિવસ હતો.

નાટકશાળા તળીએથી માથા સુધી ભરેલી હતી. નાટક ફ્રેંચ ભાષામાં હતું પરંતુ અગાઉ

બર્નહાર્ટના નામની આકર્ષણશક્તિ એટલી બળવાન્ હતી કે એ ભાષા જાણનાર, ન જાણનાર, વિદ્વાન્ અને અજાણ સર્વે તેને ફરી એક વાર—છેલ્લી વાર નીહાળવા માટે થીએટર ઉપર ઉતરી પડ્યા હતા. તે રાત્રે સરાહ બર્નહાર્ટને મળેલો આવકાર લંડનની તવારીખમાં પણ ચિરસ્મરણીય રહેશે. નાટકનો છેલ્લો અંક પુરો થતાંની સાથે અભિનંદક તાળીઓના અવાજોનો આખો મહાસાગર જાણે ફાટી નીકળ્યો અને પડદો એક વાર, બે વાર કે પાંચવાર નહીં પરંતુ બરાબર તેર વાર ઉંચકાવ્યા પછી નાટકશાળામાં ભરાએલી લોકસમાજ સરાહ બર્નહાર્ટના દર્શનથી કૈંક તૃપ્ત થઇ. પરંતુ એ પ્રેક્ષકવર્ગ ભાગ્યેજ જાણતો હતો કે જેની કલાની પાદરજને વંદન કરવા માટે તે સ્થળે તે ભેગો થયો હતો તેની સાથે તેમની એ મુલાકાત ખરેખર છેલ્લીજ હતી. જેણે એક વાર પોતાની દિવ્ય નાટકકલાથી લંડનની આખી પ્રજાને નાટ્યઘેલી કરી હતી અને જે હજુ પણ, ૭૬ વર્ષની વયે, અપંગાવસ્થામાં, એ નાટ્યશાળામાં પોતાનાં ચમત્કારિક શક્તિ અને પ્રભાવ વડે લંડનની આલમને આશ્ચર્યમુગ્ધ કરતી હતી, તે સરાહ બર્નહાર્ટે લંડન અને તેની પ્રજાની તે સાંજે છેલ્લી વિદાય લીધી. ત્યાર પછી લંડને તે આશ્ચર્યજનક હીંમતનાં અનેક પરાક્રમો સાંભળ્યાં પરંતુ એ યશસ્વી વ્યક્તિને કદી ફરી જોઇ નહીં.

સને ૧૯૨૩ના માર્ચની ૨૬મી તારીખે લગભગ ૭૯ વર્ષની ઉમ્મરે, સરાહ બર્નહાર્ટે આ દુનીઆ છોડી. તેનો દેહ અત્યારે તેની કીર્તિએ જ્વલંત કરેલી આ દુનીઆ પર નથી પરંતુ તેનો અમર આત્મા સૃષ્ટિ ઉપર અક્ષય કીર્તિના મુકુટની પેઠે સદાને માટે ઝળહળે છે અને તેની અનન્ય નાટ્યકલા જગતની નજરે દેખાતી બંધ થયા છતાં, તેની અવિસ્મરણીય સ્મૃતિ, જગતના કલાના ઇતિહાસમાં એક અમૂલ્ય તેજ–પગથારની દીપ્તિથી દીપે છે. સરાહ બર્નહાર્ટ સ્વર્ગવાસ પામી છે અને પામી નથી: સ્વર્ગવાસ પામ્યાં છતાં તે જીવે છે–પામીને જીવે છે–અમર જીવે છે.

રોઝીને સરાહ બર્નાર્ડ બર્નહાર્ટ, ૧૨મી ઓક્ટોબર સને ૧૮૪૪માં પારીસના રુઇ સેંટ હોનોરેમાં જન્મી હતી. તેની મા ડચ યાહુદી જાતિની હતી અને તેની નામાંકિત પુત્રી જેટલીજ દેશપરદેશની મુસાફરીની શોખીન હતી. આથી નાનપણથીજ નાની સરાહને પારકે હાથે ઉછરવાનું પ્રાપ્ત થયું હતું. તેને તેની માએ પ્રથમ સીન નદી ઉપર આવેલા એક ન્યુબી નામના નાના ગામમાં એકલી આયા સાથે પોતાના ઘરમાં રાખી. ત્યાંથી તે આયાને પોતાને ઘેર ગઇ અને ત્યાંથી કેટલાંક દુઃખો વેઠયા પછી એ પોતાની માસી રોઝીનેને ઘેર ગઇ. નાની સરાહને નાનપણમાં ભોગવવી પડેલી હાડમારી આ ઉપરથી સમજાશે. તેનો બાંધો ઘણોજ પાતળો અને નાજુક હતો. આ પાતળા બાંધા માટે, તેના પછીના સમયમાં, પારીસના નાટ્ય–ટીકાકારોને હાથે તેને ઘણું ખમવું પડયું હતું; અને તેઓની સખત ટીકાઓની નીચે એક વાર એમ પણ લાગેલું કે સરાહનું આખું ભવિષ્ય અસ્ત થઇ જશે. પરંતુ અંતે સરાહ બર્નહાર્ટ, પોતાના બાંધાની એ વિશિષ્ટતાથી, વિવેચકસમાજમાં ઉત્પન્ન થએલા વિરોધની સામે પણ વિજયશીલ નીવડી અને પોતાની અનન્ય કલાની મોહિનીમાં પ્રખરમાં પ્રખર વિવેચકોને વશ કર્યા.

આ અત્યંત પાતળા અને નાજુક શરીરની અંદર મુળથીજ એક ઉદ્દામ અને પ્રબળ ભાવાવેશભર્યો આત્મા વસતો હતો. સરાહના

નાનપણમાં આ વસ્તુની સાક્ષી પુરતા અનેક બનાવો તેનાં 'મેમ્વાર્સ'માં મળી આવે છે. તેનો આવેશ તેને ઘણી વખત વ્યાધિ ઉત્પન્ન કરતો અને મુળથી નરમ શરીરની આ બાલિકા, લાગણીઓના આવેશમાં, પછાડા મારતી, માથું અફાળતી, ચીસો પાડતી, બેભાન થઇ જતી, માંદી પડતી. આ ઉદ્દામ ભાવાવેશમયતા સરાહ બર્નહાર્ટના કીર્તિજીવનની છેલ્લે સુધી ખાસ વિશિષ્ટતા રહી નાટ્યકલાના અવિજ્ઞાતા અને અધિષ્ઠાત્રીઓમા "the greatest of tragedians" અનન્ય કરુણાત્મક કલાકારની જે મહાન્ પદવી સરાહ બર્નહાર્ટ પામેલી હતી તે મુખ્યત્વે તેના આ સ્વભાવની પ્રચંડ ભાવનામયતાને લઇને હતી તેની નાટ્યકલા કોઇ પ્રચડ પ્રકૃતિબળ જેવી હતી. તેમાં કદી મહેનત, અભ્યાસ કે કૃત્રિમતા-ની છાયા પણ દેખાતી નહોતી

કેટલાક વર્ષો આ પ્રમાણે તેની માસીને ત્યાં ગાળ્યા પછી અને ત્યાર પછી કેટલાક વર્ષો એક નાની સાધારણ નીશાળમા રહ્યા પછી સરાહને વર્સેલી પાસે આવેલા ગ્રાંડ શેંપ કોન્વેન્ટમા મુકવામાં આવી. આ સ્થાનની સાધુતા, તેમાં વસતી સેવિકાઓની નિર્મલ જીવનરીતિ અને ત્યાંનું ઇશ્વરભક્તિભર્યું પવિત્ર વાતાવરણ, એ સઘળાએ નાની ભાવમય સરાહના આત્મા ઉપર એવી સબળ અસર કરી કે તેણે જીવનપર્યંત તેવી સેવિકા રહેવાનોજ નિશ્ચય કર્યો. ભવિષ્યની નાટ્યકલાની સમ્રાજ્ઞીના જીવનનું આ પ્રકરણ ઘણુ વિચાર ઉત્પન્ન કરે તેવું છે. સરાહ બર્નહાર્ટ, નાટ્યજીવન માટે કદી ઇચ્છાતુર નહોતી એટલુંજ નહીં પરંતુ તેના જીવનના એક વિભાગમા ઘણી સખત રીતે એ જાતના જીવનની સામે હતી. છતાં કલાની અધિષ્ઠાત્રી તરીકે નિર્માણ થએલી આ બાલિકા, કોઇ અજબ સંયોગો ભેગા થવાથી અતે નાટ્યભૂમિ પ્રત્યેજ વળી અને એ નાટ્યભૂમિ ઉપર અમર કીર્તિ મેળવવા પણ શક્તિમાન્ થઇ.

તેની ચૌદમી વર્ષગાંઠના દિવસે કુટુંબ-સમેલનમાં, તેના કુટુંબીના એક સહૃદય મિત્રના આકસ્મિક બોલથી સરાહનું સઘળુ ભવિષ્ય-જીવન નિર્માણ થયુ હતું. કોન્વેન્ટના પવિત્ર મસ્તિક જીવન ઉપર વારી ગએલી નાની સરાહને આથી અતિશય દુઃખ થયું. તે દિવસે સાંજે તેને, જે નાટ્યશાળામાં તે પછીથી સમ્રાજ્ઞી પેઠે ઝળહળી, તે થીએટર ફ્રાંસેમાં, નાટક જોવા માટે લઇ જવામાં આવી. પરતુ અતરના ઉંડા મર્મમાં વીંધાએલી સરાહને તેમા બીલકુલ રસ ન પડ્યો અને અતે બેભાન અવસ્થામા ત્યાંથી તેને એકદમ બહાર લઇ જવી પડી સરાહ બર્નહાર્ટ લખે છે કે મારા નાટ્યજીવનનો આ મારો પ્રથમ પ્રવેશ હતો.

ફ્રાંસની જાણીતી 'કોન્સરવેટોર' નામની નાટ્યશાસ્ત્રની શાળામાં મુકાયા પછી સરાહનું ચિત્ત તેના નિર્માણ કરેલા જીવન પ્રત્યે કંઇક વળ્યુ ત્યાં બે વર્ષના અભ્યાસ પછી તેણે હાસ્યાત્મક નાટ્યકલા (comedy)ના વિષયમાં બીજુ ઇનામ લીધુ અને કરુણાત્મક નાટ્યકલા (tragedy)ના વિષયમા અસત લાગણીને લીધે, પહેલુ ઇનામ ખોયુ. પરંતુ આ છતાં સરાહની અભિનયકલાએ એવી સારી અસર ઉપજાવી હતી, કે 'કોન્સરવેટોર' છોડતાની સાથે ફ્રાંસના જાણીતા થીએટર 'થીએટર ફ્રાંસે'-માં તેને જગા મળી જે દિવસે આ જગા લેવાના કરારપત્ર ઉપર સહીઓ થઇ તે દિવસે સરાહ બર્નહાર્ટે પોતાનો સુપ્રસિદ્ધ જીવનમંત્ર ઘડ્યો "Quand-mime"–"તું કંઇક કરજ."

બર્નહાર્ડ્ટના નામની આકર્ષણશક્તિ એટલી બળવાન્ હતી કે એ ભાષા જાણનાર, ન જાણનાર, વિદ્વાન્ અને અજાણ સર્વે તેને ફરી એક વાર—છેલ્લી વાર નીહાળવા માટે થીએટર ઉપર ઉતરી પડ્યા હતા. તે રાત્રે સરાહ બર્નહાર્ડ્ટને મળેલો આવકાર લંડનની તવારીખમાં પણ ચિરસ્મરણીય રહેશે. નાટકનો છેલ્લો અંક પુરો થતાંની સાથે અભિનંદક તાળીઓના અવાજોનો આખો મહાસાગર જાણે ફાટી નીકળ્યો અને પડદો એક વાર, બે વાર કે પાંચ વાર નહીં પરંતુ ધરાધર તેર વાર ઉંચકાવ્યા પછી નાટકશાળામાં ભરાએલી લોકસમાજ સરાહ બર્નહાર્ડ્ટના દર્શનથી કૈંક તૃપ્ત થઇ. પરંતુ એ પ્રેક્ષકવર્ગ ભાગ્યેજ જાણતો હતો કે જેની કલાની પાદરજને વંદન કરવા માટે તે સ્થળે તે ભેગો થયો હતો તેની સાથે તેમની એ મુલાકાત ખરેખર છેલ્લીજ હતી. જેણે એક વાર પોતાની દિવ્ય નાટકકલાથી લંડનની આખી પ્રજાને નાટ્યઘેલી કરી હતી અને જે હજુ પણ, ૭૬ વર્ષની વયે, અપંગાવસ્થામાં, એ નાટ્યશાળામાં પોતાનાં ચમત્કારિક શક્તિ અને પ્રભાવ વડે લંડનની આલમને આશ્ચર્યમુગ્ધ કરતી હતી, તે સરાહ બર્નહાર્ડ્ટે લંડન અને તેની પ્રજાની તે સાંજે છેલ્લી વિદાય લીધી. ત્યાર પછી લંડને તે આશ્ચર્યજનક હીંમતનાં અનેક પરાક્રમો સાંભળ્યાં પરંતુ એ યશસ્વી વ્યક્તિને કદી ફરી જોઇ નહીં.

સને ૧૯૨૩ના માર્ચની ૨૬મી તારીખે લગભગ ૭૯ વર્ષની ઉમ્મરે, સરાહ બર્નહાર્ડ્ટે આ દુનીઆ છોડી. તેનો દેહ અત્યારે તેની કીર્તિએ જ્વલંત કરેલી આ દુનીઆ પર નથી પરંતુ તેનો અમર આત્મા સૃષ્ટિ ઉપર અક્ષય કીર્તિના મુકુટની પેઠે સદાને માટે ઝળહળે છે અને તેની અનન્ય નાટ્યકલા જગતની નજરે દેખાતી બંધ થયા છતાં, તેની અવિસ્મરણીય સ્મૃતિ, જગતના કલાના ઇતિહાસમાં એક અમૂલ્ય તેજ–પગથારની દીપ્તિથી દીપે છે. સરાહ બર્નહાર્ડ્ટ સ્વર્ગવાસ પામી છે અને પામી નથી: સ્વર્ગવાસ પામ્યાં છતાં તે જીવે છે–પામીને જીવે છે–અમર જીવે છે.

રોઝીને સરાહ બર્નાર્ડ બર્નહાર્ડ્ટ, ૧૨મી ઑક્ટોબર સને ૧૮૪૪માં પારીસના ૨૯ સેંટ હોનોરેમાં જન્મી હતી. તેની મા ડચ યાહુદી જાતિની હતી અને તેની નામાંકિત પુત્રી જેટલીજ દેશપરદેશની મુસાફરીની શોખીન હતી. આથી નાનપણથીજ નાની સરાહને પારકે હાથે ઉછરવાનું પ્રાપ્ત થયું હતું. તેને તેની માએ પ્રથમ સીન નદી ઉપર આવેલા એક ન્યુબી નામના નાના ગામમાં એકલી આયા સાથે પોતાના ઘરમાં રાખી. ત્યાંથી તે આયાને પોતાને ઘેર ગઇ અને ત્યાંથી કેટલાંક દુ:ખો વેઠ્યા પછી એ પોતાની મારી રોઝીતેને ઘેર ગઇ. નાની સરાહને નાનપણમાં ભોગવવી પડેલી હાડમારી આ ઉપરથી સમજાશે. તેનો બાંધો ઘણોજ પાતળો અને નાજુક હતો. આ પાતળા બાંધા માટે, તેના પછીના સમયમાં, પારીસના નાટ્ય–ટીકાકારોને હાથે તેને ઘણું ખમવું પડ્યું હતું; અને તેઓની સખત ટીકાઓની નીચે એક વાર એમ પણ લાગેલું કે સરાહનું આખું ભવિષ્ય અસ્ત થઇ જશે. પરંતુ અંતે સરાહ બર્નહાર્ડ્ટ, પોતાના બાંધાની એ વિશિષ્ટતાથી, વિવેચકસમાજમાં ઉત્પન્ન થએલા વિરોધની સામે પણ વિજયશીલ નીવડી અને પોતાની અનન્ય કલાની મોહિનીમાં પ્રખરમાં પ્રખર વિવેચકોને વશ કર્યા.

આ અત્યંત પાતળા અને નાજુક શરીરની અંદર મુળથીજ એક ઉદ્દામ અને પ્રબળ ભાવાવેશભર્યો આત્મા વસતો હતો. સરાહના

નાનપણમાં આ વસ્તુની સાક્ષી પુરતા અનેક બનાવો તેનાં 'મેમ્વાર્સ'માં મળી આવે છે. તેનો આવેશ તેને ઘણી વખત વ્યાધિ ઉત્પન્ન કરતો અને મુળથી નરમ શરીરની આ બાલિકા, લાગણીઓના આવેશમા, પછાડા મારતી, માથું અફાળતી, ચીસો પાડતી, બેભાન થઇ જતી, માંદી પડતી. આ ઉદ્દામ ભાવાવેશમયતા સરાહ બર્નહાર્ડના કીર્તિજીવનની છેલ્લે સુધી ખાસ વિશિષ્ટતા રહી. નાટ્યકલાના અભિજ્ઞતા અને અભિજ્ઞાત્રીઓમા "the greatest of tragedians" અનન્ય કરુણાત્મક કલાકારની જે મહાન્ પદવી સરાહ બર્નહાર્ટ પામેલી હતી તે મુખ્યત્વે તેના આ સ્વભાવની પ્રચંડ ભાવનામયતાને લઇને હતી તેની નાટ્યકલા કોઇ પ્રચંડ પ્રકૃતિબળ જેવી હતી. તેમાં કદી મહેનત, અભ્યાસ કે કૃત્રિમતા ની છાયા પણ દેખાતી નહોતી

કેટલાંક વર્ષો આ પ્રમાણે તેની માસીને ત્યાં ગાળ્યા પછી અને ત્યાર પછી કેટલાક વર્ષો એક નાની સાધારણ નીશાળમા રહ્યા પછી સરાહને વર્સેલી પાસે આવેલા ગ્રાંડ શેપ કોન્વેન્ટમાં મુકવામાં આવી આ સ્થાન ની સાધુતા, તેમાં વસતી સેવિકાઓની નિર્મલ જીવનરીતિ અને ત્યાંનું ઇશ્વરભક્તિભર્યું પવિત્ર વાતાવરણ, એ સઘળાએ નાની ભાવમય સરાહના આત્મા ઉપર એવી સબળ અમર છાપ પાડી કે તેણે જીવનપર્યંત તેની સેવિકા રહેવાનોજ નિશ્ચય કર્યો. ભવિષ્યની નાટ્યકલાની સમ્રાજ્ઞીના જીવનનું આ પ્રકરણ ઘણુ વિચાર ઉત્પન્ન કરે તેવું છે. સરાહ બર્નહાર્ટ, નાટ્ય જીવન માટે કદી ઉત્સુક નહોતી એટલુજ નહીં પરંતુ તેના જીવનના એક વિભાગમા ઘણી સખત રીતે એ જાતના જીવનની સામે હતી. છતાં કલાની અધિરાજ્ઞી તરીકે નિર્માણ થએલી આ બાલિકા, કોઇ અજબ સંયોગો ભેગા થવાથી અંતે નાટ્યભૂમિ પ્રત્યેજ વળી અને એ નાટ્યભૂમિ ઉપર અમર કીર્તિ મેળવવા પણ શક્તિમાન્ થઇ.

તેની ચૌદમી વર્ષગાંઠના દિવસે કુટુંબ-સમેલનમાં, તેના કુટુંબીના એક સહૃદય મિત્રના આકસ્મિક બોલથી સરાહનું સઘળું ભવિષ્ય-જીવન નિર્માણ થયુ હતુ. કોન્વેન્ટના પવિત્ર સાત્વિક જીવન ઉપર વારી ગએલી નાની સરાહને આથી અતિશય દુઃખ થયું. તે દિવસે સાંજે તેને, જે નાટ્યશાળામા તે પછીથી સમ્રાજ્ઞી પેઠે ઝળહળી, તે થીએટર ફ્રાંસેમાં, નાટક જોવા માટે લઇ જવામા આવી. પરંતુ અંતરના ઉંડા મર્મમા વીંધાએલી સરાહને તેમાં બીલકુલ રસ ન પડ્યો અને અંતે બેભાન અવસ્થામાં ત્યાંથી તેને એકદમ બહાર લઇ જવી પડી સરાહ બર્નહાર્ટ લખે છે કે મારા નાટ્યજીવનનો આ મારો પ્રથમ પ્રવેશ હતો

ફ્રાન્સની જાણીતી 'કોન્સરવેટોર' નામની નાટ્યશાસ્ત્રની શાળામા મુકાયા પછી સરાહનુ ચિત્ત તેના નિર્માણ કરેલા જીવન પ્રત્યે કંઇક વળ્યુ ત્યા બે વર્ષના અભ્યાસ પછી તેણે હાસ્યાત્મક નાટ્યકલા ( comedy )ના વિષયમાં બીજું ઇનામ લીધુ અને કરુણાત્મક નાટ્યકલા ( tragedy )ના વિષયમા અસહ્ય લાગણીને લીધે, પહેલુ ઇનામ ખોયુ પરંતુ આ છતાં સરાહની અભિનયકલાએ એવી સારી અમર ઉપજાવી હતી,કે 'કોન્સરવેટોર' છોડતાંની સાથે ફ્રાંસના જાણીતા થીએટર 'થીએટર ફ્રાંસે'-માં તેને જગા મળી. જે દિવસે આ જગા લેવાના કરારપત્ર ઉપર સહીઓ થઇ તે દિવસે સરાહ બર્નહાર્ટે પોતાનો સુપ્રસિદ્ધ જીવનમંત્ર ઘડ્યો "Quand-mime"—"હું કૈં થઉ."

સરાહ બર્નહાર્ટની 'કોમેડી ફ્રાન્સે'–ની જીંદગી જગમશહુર છે. ત્યાં પોતાની કીર્તિનો તેણે પ્રથમ પાયો નાંખ્યો; ત્યાં તેણે પહેલી વાર પોતાના સ્વભાવની અનેક વિચિત્રતાઓથી જનસમાજનાં મન હરણ કર્યાં, અને ત્યાં તેણે ફ્રાંસના એક વખત વિરોધી નાટ્યવિવેચકોને પહેલીવાર જીત્યા–વશ કર્યા.

કોમેડી ફ્રાંસેની મંડળીના સભાસદ તરીકે તારીખ પહેલી સપ્ટેંબર સને ૧૮૬૨ની રાત્રે, 'એફીજેનીઆ' નાટકમાં નાયિકા તરીકે સરાહ બર્નહાર્ટે પાઠ ભજવ્યો. પારીસની પ્રજા કરતાં નાટક, નાટકકાર, અને નાટ્યકલાની, વધારે સૂક્ષ્મ રીતે પરીક્ષા કરનાર દુનીઆના કોઇ પણ નગરનો પ્રેક્ષકવર્ગ નથી. 'એફીજેનીઆ'માં પારીસના વિવેચકવર્ગનું મત સરાહની વિરુદ્ધ પડ્યું. તેની પાતળી, સોટી જેવી શરીરાકૃતિ, તેના મોંનો અસ્વાભાવિક ધોળો રંગ, અને તેની થડકાની બોલવાની રીત, પારીસના વિચારકવર્ગને નાપસંદ પડ્યાં. સરાહ બર્નહાર્ટે પોતાનાં



સરાહ બર્નહાર્ટ પુરુષ પોષાકમાં ચિત્રકારનું કામ કરે છે

સંસ્મરણોમાં આ વસ્તુનો સ્વાભાવિક ખુલાસો આપતાં લખે છે કે તેની વહાલી માની માંદગીની અચીંતી ખબર તેને મળવાથી, નાટકની શરૂઆતમાંજ પોતાની સઘળી કલા તે વીસરી ગઇ હતી અને જાણે સ્વપ્નમાં હોય એમ આખું નાટક તેણે ભજવ્યું હતું. તેની માની તબીઅતની સ્થિતિ ચિંતાજનક નથી એમ જાણ્યા પછી તે ત્રીજા અંકમાં દીપી ઉઠી અને જે સરાહ બર્નહાર્ટને સાંભળવા અને જોવા માટે પારીસનો પ્રેક્ષકવર્ગ આતુર હતો, તે સરાહનાં દર્શન તેણે તેમને કરાવ્યાં.

આ પછી સરાહ બર્નહાર્ટે, કેટલોક વખત 'જીમનાસે,' અને પારીસનાં બીજાં કેટલાંક નાનાં થીએટરોમાં ગાળ્યો. તેણે પોતાની પહેલી સંપૂર્ણ ફત્તેહ રેસીનની કૃતિ 'એથીલીઆ'માં અને 'માર્કવીસ ડી વીલીમર' તથા 'ફ્રાંસીસ ડી શાં' નામનાં નાટકોમાં મેળવી. તેણે પહેલા નાટકમાં દાખવેલી કલા વીશે ઘણા ઉચ્ચ અભિપ્રાયો અપાયા અને તે વખતથી ધીરે ધીરે ફ્રાંસનો વિવેચકસમાજ સરાહ અને

લાગી. સને ૧૮૭૬માં તેણે પોતાનો અમર કીર્તિવાન પાઠ 'ફ્રી ફ્રે,' સોર્ડુના તે નામના નાટકમાં ભજવ્યો. જ્યારે સને ૧૮૭૭માં વીક્ટર હ્યુગોના સુપ્રસિદ્ધ નાટક 'હરનાની'માં 'ડોના સોલ'નો પાઠ લઇ તેણે આખી પારીસની નાટકશોખીન સમાજનાં મન હરણ કરી લીધાં.

ફ્રાંસમાં હવે સરાહની કીર્તિ તેની લગભગ ઉચ્ચતમ કલાએ પહોંચી હતી. જે થોડા તેના વીશે શંકાશીલ હતા તેમને તેના છેલ્લા પ્રયોગે ચુપ કરી દીધા. સને ૧૮૭૫માં 'કોમેડી ફ્રાંસે'ની તેને યાવજ્જીવ સભાસદ નીમવામાં આવી હતી. પરંતુ આ છતાં તેને 'કોમેડી'ના અધિકારીમંડળ સાથે ફાવતું નહોતું તે જાણીતું હતું. આનાં કારણોમાં મોટું કારણ સરાહના સ્વભાવની કેટલીક વિચિત્ર વિશિષ્ટતાઓ હતી. નાટ્યકલાના પ્રાણહાર પરિશ્રમથી સંતુષ્ટ ન થતાં સરાહ બર્નહાર્ડે આ સમયમાં ચિત્રકળા અને શિલ્પકળામાં માથું મારવાનું શરૂ કર્યું હતું. આથી તેના નબળા શરીરને ઇજા થવા લાગી અને તે જોઇ પારીસના ટીકાકારોએ તે સામે સખત વિરોધ ઉઠાવ્યો. તેની પોતાની મંડળીનો અધિપતિ મોં. પેરીન આ તેની વર્તણુકથી જેટલો ગુસ્સે થયો હતો તેટલો બીજો કોઇ ગુસ્સે થયો નહતો. તેણે અનેક વાર સરાહને વિનંતિ કરીકરીને આ વધારેની મહેનત છોડી દેવા સૂચવ્યું પરંતુ સરાહ એકની બે ન થઇ. એવામાં સને ૧૮૭૬ના પારીસના 'સલુન'માં સરાહે પોતાની સુંદર શિલ્પકૃતિ 'આફટર ધ સ્ટોર્મ' (તોફાન પછી) પ્રદર્શિત કરી અને તેની પ્રદર્શનના રીપોર્ટમાં સંમાન સહિત ગણના પણ થઇ. હવે મોં. પેરીનના ગુસ્સાનો પાર રહ્યો નહીં. પારીસના કેટલાક નાટ્યવિવેચકો પણ સરાહની સામે સખત પોકાર ઉઠાવવા લાગ્યા. છેવટે સરાહે, પોતાના આશ્ચર્યકારક સ્વભાવવૈચિત્ર્ય પ્રમાણે બલુનમાં ઉડવાનું પસંદ કર્યું અને તેની મંડળીના માલીકની રજા વિના તેણે તે સમયની અજાયબી જેવી એ સફર કીધી પણ ખરી. મોં. પેરીનની ધીરજનો હવે અંત આવ્યો. તેણે આ આજ્ઞાભંગ માટે સરાહનો એક હજાર ફ્રેંક દંડ કર્યો. સરાહે તુરત પોતાનું રાજીનામું મોકલ્યું પરંતુ એટલામાં કેટલાક મિત્રો વચ્ચે પડ્યા અને સમાધાન કર્યું કે મોં. પેરીને સરાહ કનેથી દંડ લેવો નહીં અને સરાહે પોતાનું રાજીનામું પાછું ખેંચી લેવું.

આ પછી 'કોમેડી ફ્રાંસે'ની મંડળીએ સને ૧૮૭૯માં લંડનની પહેલી મુલાકાત લીધી. લંડન, બલ્કે આખું ઇંગ્લંડ, સરાહ બર્નહાર્ડની આ મુલાકાત હજુ સંભારે છે. 'લેટ્રેન્જર' નામના નાટકમાં મીસીસ કલાર્કસન તરીકે અને 'ફ્રીડ્રે' નામના નાટકમાં તે નામની નાયિકા તરીકે, તેણે પોતાની અભિનયકલાથી લંડનને આંજી નાંખ્યું. તેની અવર્ણ્ય પ્રભાવવાળી અભિનયકલાએ આખા ઇંગ્લંડની પ્રજાને લગભગ સરાહ–ઘેલી કરી નાંખી. ઇંગ્લંડના નાટકકારો, ખેલાડીઓ, વક્તાઓ, નેતાઓ અને રાજપુરુષો, સરાહની અજબ મોહિની તળે આવ્યા અને લંડનનું 'ગેઇટી થીએટર' કલાના એક પવિત્ર ધામ જેવું થઇ ગયું.

આ અરસામાં સરાહ બર્નહાર્ડે પોતાનો 'કોમેડી ફ્રાંસે' સાથેનો સંબંધ છેલ્લી વાર તોડ્યો. સને ૧૮૮૦માં તેણે પોતાનું રાજીનામું મોકલ્યું, જે સ્વીકારવામાં આવ્યું. તેણે કરેલા આ કરારભંગને માટે પાછળથી તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું અને તેને ચાર હજાર પાઉંડ નુકસાની તરીકે કોમેડી ફ્રાંસેને આપવા પડ્યા હતા.

આ પછી સરાહ પોતાની નાટક મંડળી સાથે દર વર્ષે લંડનમાં આવતી. પોતાની સને ૧૮૮૦ની ઇંગ્લંડની સફર દરમ્યાન તેણે પ્રથમ 'એન્ડ્રીએની લેકોવ્રુઅર' અને 'ફ્રૉઉ-ફ્રાઉ'નાં નાટકો ભજવ્યાં. તેના આ નાટકોના પાઠ અનન્ય સામર્થ્ય ભરેલા હતા, અને તેથી તેના સખતમાં સખત ટીકાકારો ભોળા પડ્યા.

આ પછી તેણે યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડાની પોતાની મહાન્ સુપ્રસિદ્ધ સફર આરંભી. આ તેની સફરના ઠાઠમાઠ અને ભપકાના વર્ણનો સમ્રાટોની મુસાફરીઓની યાદ આપે છે. પોતાના સેક્રેટરીઓ, પરિચારકો વગેરેનું બહોળું મંડળ તેણે પોતાની સાથે લીધું હતું અને તેઓની, અને પોતાની મંડળીના સભાસદોની સાથે તે એક લશ્કરના સેનાની પેઠે એક શહેરથી બીજા શહેરમાં ફરતી. એજ પુર દમામ અને સત્તાથી તેણે લગભગ બે વર્ષ સુધી નવી દુનીઆમાં ફર્યા કર્યું. કેનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સનાં બધાં મોટાં શહેરોમાં તેણે નાટકો ભજવ્યાં અને જે વિજય તે યુરોપમાં પામી હતી તેજ વિજય સરાહ તેની આ નવી દુનીઆની સફરમાં પણ પામી. ત્યાંની પ્રજા



સરાહ હેમ્લેટના સ્વાંગમાં

ચક્રવર્તીની સત્તા સામે કોઇ શિર ઉંચકે ત્યારે તેને જે લાગણી થાય તે કૌમુદીને થઇ. તે આવી હતી અહીં સામ્રાજ્ય ભોગવવા, પણ તે સરી પડતું લાગ્યું. અત્યાર પહેલાં તે સૌ સાથે ભળી હોત તો હરકોઇ તેને પાયે પડતું આવત. હવે તેમાં ભાગ પડાવનાર આવ્યો એટલે એ મનોરથ અણપુર્યા રહેશે એવો ઝાંખો વિચાર તેને આવ્યો.

એ માનભંગની શક્યતા તેને સાલી. તેની તોફાની આંખોમાં તુચ્છકાર છવાયો-કૃત્રિમ ક્ષણિક તુચ્છકાર, કારણ હૃદય તો હસુંહસું થઇ રહ્યું હતું. પળવારમાં આછું સ્મિત પણ હોઠ પર ફરક્યું.

"કમુ, કૌમુદી, શું થયું છે તને?" મુંઝાયલી નીરુએ વધુ મુંઝાતાં કહ્યું "ચાલ જવું છે ને હવે? બાપાજી ક્યારના શોધી રહ્યા છે તને. જેટલી વાર થશે એટલા એ વધુ ગુસ્સે થશે." અને તે તેને દોરીને બાગના બીજા ભાગમાં લઇ ગઇ. કૌમુદી મુગી મુંગી તાબે થઇ, કૈંક સ્વસ્થ બની ને બંને જણ આસ્તે આસ્તે બાગના મુખ્ય રસ્તા પર થઇને પાર્ટીમાં દાખલ થયાં.

+ + +

તે રાત્રે મનોહરલાલ પરવારીને પોતાના ખંડમાં ભારે પગલે ને અશાંત ચિત્તે દાખલ થયા. અંદરથી બાર બંધ કરીને એક ડેકચેર પર લંબાવ્યું. સામેના સમુદ્રમાં ભરતી પુરેપુરી જામી હતી અને મોજાં ગર્જના પર ગર્જના કરી રહ્યાં હતાં. મનોહરલાલ ઉઠ્યા ને સુસવાટબંધ વાતા પવનનું જોર કમી કરવા બારીનું એક બારણું ઢાંકી પાછા ખુરશી પર પડ્યા.

એ હમેશના સ્વસ્થ અને નિશ્ચિંત માણસનું મન આજે કહ્યું કરતું નહોતું. હમેશ અદાલતમાં સ્થિરતાથી દલીલો રજુ કરતું મગજ અત્યારે ઘુમી રહ્યું હતું. ઊર્મિના એક પણ પલકાર વિના અસહાય અસીલોને દબાવનારું, છેતરનારું, ચીરનારું હૃદય અત્યારે તોફાની ઊર્મિઓનું સમરાંગણ બન્યું. લક્ષ્મી અચલ છે, વૈભવસુખનો અંત નથી, પ્રતિષ્ઠા નિત્યસ્થાયી વસ્તુ છે, જીંદગી છે તેવીજ સર્વદા રહેશે-આવી આવી કૈંક સ્પષ્ટ-અસ્પષ્ટ ભ્રમણામાં રાતદહાડો રમનાર આત્માને આજે પોતાના નાનકડા જગતનો અંતકાળ છેક સમીપ લાગ્યો.

શાંતિ મેળવવાના બધા સામાન્ય ઉપાય તેમણે અજમાવ્યા. મોં ધોયું, દીવો વધારી વાંચવાનું કર્યું, ઓછાનામાં આળોટી જોયું, ઓરડામાં આંટા મારવા માંડ્યા. એકકે રીતે ફાવ્યું નહીં એટલે પાછા ડેકચેરમાં પડ્યા ને સામેની એક ખુરશી પર પગ લંબાવીને આંખો મીંચી.

ચિંતા અને શ્રમના ભારથી લચી રહેલી આંખોને આખરે અર્ધનિદ્રા અર્ધજાગૃતિનો અનુભવ થયો એટલે માનસિક ચક્ષુઓએ કલ્પનાપટ પર દૃશ્ય પછી દૃશ્ય અખુટ તલ્લીનતાથી નીરખવા માંડ્યાં......

ડુમસમાં ૧૯—નો ઉનાળો. સુનંદા સાથે પોતાનું ઓળખાણ; ઓળખાણમાંથી આકર્ષણ; આકર્ષણમાંથી અધઃપતન.

પછી તુરત વૈશાખમાંજ સુનંદા તેને ગામ ગઇ ને પરણી. વરસદિવસમાં તેને દીકરો થયો. દીકરો જોઇને, કુથલી માટે વિષય શોધનારાંને વહેમ ગયો. થોડી ચકચાર થઇ પણ સુનંદાના પિતા ને પતિનો મોભો નાતજાતમાં ઉંચો એટલે વાત બહુ વધી નહીં.

દરમીઆનમાં પોતે મુંબાઇ આવી છેલ્લી એલએલ બી. પસાર કરી. થોડા માસમાં લગન થયાં. પછી એક પાસ ધંધામાં લાભ

અને બીજી પાસ કૌમુદીનો જન્મ થયો.

સુનંદા સાથેનો પરિચય છેક છોડયો ન હોતો. એકવાર તે દીકરાને રમાડતી બેઠી હતી ત્યાં પોતે પહોંચ્યા. દીકરાને પોતે રમાડવા માંડયો ત્યાં માને મોંએ શેરડા પડયા. તેજ વખતે પોતે ખરી વાત જાણી. જુનાં સ્મરણો જાગ્યાં પણ હૃદયહીન બની તેને ગુંગળાવી નાંખ્યાં.

તે દિવસથી, ને શ્રીકાંત મોટો થતો ગયો તેમ તેમ વધુ, સુનંદાના કુટુંબ સાથેનો સંબંધ પોતે ઓછો કરવા માંડયો કોણ જાણે શાથી, પણ કૌમુદી ને શ્રીકાંત એકેકને નજ મળે એ હિતકર છે એમ પોતાને લાગ્યા કરતું હતું.

કૌમુદી મોટી થઇ ને ભણી સ્વેચ્છાવર વરવાના તેના કોડને પોતે ઉત્તેજન આપતા પણ શ્રીકાંતથી દૂરની દૂર રાખતા.

આજે પાર્ટીની ગોઠવણ . પણ કૌમુદીની માગણીને માન આપીનેજ કરેલી. શ્રીકાંતને નોતરવાની ભુલ પોતે તો શી રીતે કરે? નોતરાયલા એક મિત્ર જોડે તે આવ્યો. "આ આપણા અમલખગઢના ચિરંજીવી મી. શ્રીકાંત" મિત્રે મનોહરલાલને કહ્યું. "હું નીકળતો'તો ત્યાં આવી ચડયા એટલે મે કહ્યું ચાલો તમે પણ મનોહરલાલનો ને તમારા ઘરનો સંબંધ તો ઘણા વખતનો. કેમ ખરુને શ્રીકાંત?"

હા કહેતે કહેતે શ્રીકાંતે પોતાના મુખ પરની લાગણીઓ વાંચી એમ મનોહરલાલને થયું.

એ તો જે હોય તે પણ હજુ બાજી હાથમાં હતી. કૌમુદી પાર્ટીમાં આવ્યા પહેલાં આને અહીંથી ગમે તેમ ખસેડવો જોઇએ. નોકરને બોલાવી કાનમાં કંઇક કહ્યુ ને પછી નાખી. શ્રીકાંત, જરા એક કામ કરશો? મારા ખાસ મિત્ર અબાશંકર બારીસ્ટર હજુ આવ્યા નથી. તમારા જેવો ઘરનો કોઇક માણસ તેમને તેડવા જાય એ ઠીક મારી 'કાર' તૈયાર છે. જશો તમે?" શ્રીકાંતને આ જરા વિચિત્ર લાગ્યુ. તેનો મિત્ર પણ ગુંચવાયો. આખરે મનોહરલાલની ઉતાવળ ને નહીં સમજાતા ગભરાટથી નછુટકે એ બન્નેએ જવું એમ ઠર્યું. બેઉ જણ જેવા ઉઠીને જવા લાગ્યા તેવાજ દૂરથી કૌમુદી ને નિરંજના આવ્યાં. "આમાં મનોહરલાલની દીકરી કયી?" "પીરોજી સાડુ-વાળી—જમણા હાથ તરફની"......

અધસ્વપ્ન ઉડી ગયુ. બાકીની રાત, કર્યું ન કર્યું શી રીતે થાય તેની વીમાસણમાં મનોહરલાલે ગાળી.

× × ×

ગુજરાત મેલના સેકંડ કલાસમા રાતના ચારેકનો સમય

"કાંત, ઉંઘ તો નથી આવતી"

"કેમ વિચારો બહુ આવ્યા કરે છે?"

"હા"

"શાના—કોના?"

"પહેલા તો—તમારા"

"બોલાબોલી!"

કૌમુદી હસી પડી "બાપાજી જેવા સમજુ ને કેળવાયલાને આ શુ સુઝયુ એ વાત ક્યારક્યારની મનમા ઘોળાયા કરે છે"

"સુઝયું'તુ શુ વળી? સાદી બુદ્ધિનોજ મહિમા બીજા નહીં તો એકપુરી દીકરીને કોણ આમ કરે?"

"પણ ના કાંત. એ પહેલાં એવા નહોતા હો. આંખની કીકી પેઠે એવી રીતે મને રાખતા"

"માટેતો અઠવાડ દહાડાથી તને ઓરડામાં કેદ કરી'તી! ને હું જ્યારે આવું ત્યારે 'ઘરમા નથી' એજ એકસરખો ઉત્તર

પાર્ટીને દહાડે પણ મને વચ્ચેથી કોણ જાણે કોને ઘેર દાદર તરફ મોકલ્યો. તોછડાઇની પણ કૈં હદ?"

કૌમુદી નિરુત્તર રહી.

"એ તો સારું થયું કે આજે હું આવ્યો ત્યારે તેં પેલી ચીઠ્ઠી બારીમાંથી નાંખી ને ગોઠવણ પ્રમાણે સાંજે પાછલે બારણેથી નીકળી આવવાની હીંમત કરી. નહીં તો જન્મારોજ——"

"હીંમત? કાંત, કૌમુદીમાં ગમે તે ખોડ હશે પણ બીકણપણું તો——"

"નથીજ; ખરી વાત" અને પોતાની સીટ પરથી ઉઠી તે બેઠી હતી ત્યાં જતાં તેણે ઉમેર્યું "હોત તો શ્રીકાંતની ભાર્યા થવાનો સંભવ પણ થોડો."

કલાકેક ગયા પછી વડોદરા આવ્યું. બંને જણુ શ્રીકાંતના એક ભાઇબંધને ત્યાં ગયાં. કૌમુદીનો હરખ હવે માતો નહોતો. તેની દુનીઆ નવીજ બની. રાતોરાત મુંબાઇથી છટકીને પોતે બે અહીં 'સીવીલ મેરેજ' કરવા આવ્યાં હતાં એ વાત પણ તે વીસરી ગઇ.

મુંબાઇમાં કૌમુદી ગુમ થયાના ખબર મળે કે તુરત હોહા થાય ને પકડાવાનો ભય રહે. અહીં તો તપાસ પણ થાય તે પહેલાં બધું ખતમ થઇ ચુકયું હશે એમ બંનેના મનમાં હતું.

શ્રીકાંત ને તેના મિત્રે તેજ દિવસે લગનની ક્રિયાવિધિ કરવાનું ચોક્કસ કરી નાખ્યું ને સમય થતાં ત્રણે રજીસ્ટ્રારની ઓફીસમાં પહોંચ્યાં. ફોર્મ ભરવાનું કામ થઇ રહ્યું. શ્રીકાંતે પહેલી સહી કરી. કૌમુદીનો હાથ હોલ્ડર પકડતાં સહેજ ધ્રુજ્યો. શ્રીકાંતે એ બરાબર જોયું: "કૌમુદી તારી હીંમત——"

એ વાકય પુરું થવા સરજાયુંજ નહોતું. નીચે કૈંક ઘોંઘાટભરી પુછપરછ, દાદરા પર બેત્રણ જણનું ધસારાબંધ ચઢવું, ને "સબુર! સહીઓ થઇ?"નાં ઉદ્‌ગાર સાથે વૃદ્ધ પુરુષનું ખંડમાં આવી પહોંચવું–બધું વિપળમાં બની ગયું.

"બોલોને કોઇક–સહી થઇ ગઇ?"

"એક થઇ બીજી થાય છે" આવનારને સ્થિરતાથી જોઇ રહેલા રજીસ્ટ્રારે ઠંડે પેટે ઉત્તર દીધો "તમે કોણ છો?"

મનોહરલાલના હોશકોશ ઠેકાણે આવ્યા. જીવ જાણે શરીરમાંથી ઉડી જતો હતો તે કૈંક હેઠો પડયો. પ્રશ્નનો ઉત્તર દીધા પહેલાં તે પાસેની આરામખુરશી પર બેસી ગયા. પછી થડકાતે સ્વરે બોલ્યા: "કોણ છું? આ તમારાં વરવહુનો બાપ–બેઉનો સગો બાપ."

"બાપ?" શ્રીકાંતે ત્રાડ મારી.

જવાબમાં મનોહરલાલે જરા બાજુ પર ખસીને બાર પાસે ઉભી રહેલી એક વ્યક્તિ તરફ નજર કરી, ને તુરત શરમના અવતાર સમી બીતી–થથરતી સુનંદા તરફ બધાની નજર ગઇ.

તેના મોં ઉપરના ભાવો જોતાં વેંત શ્રીકાંતનાં ગાત્ર ગળવા લાગ્યાં.

સરી પડતી સ્વસ્થતાને એકત્ર કરવા મથતા રજીસ્ટ્રારે આભા બની પ્રશ્નપુછતી આંખે એકથી બીજા તરફ જોવા માંડ્યું.

અને કૌમુદીની આંખે અંધારાં આવ્યાં. "ઓ......બાપાજી" કહેતી તે પડખે ઉભેલા શ્રીકાંતના હાથમાં ઢળી પડી.



# મનસુખરામ સૂર્યરામ

("સ્મરણમુકુર", લેખાંક ૧૩મો)

લેખક

રા. નર્સિંહરાવ ભોળાનાથ
બી. એ., સી. એસ.

મ્હારી દસ વરસની ઉમ્મરથી માંડી સત્તરની ઉમ્મર સુધીમાં હાથમાં આવે એટલાં ગુજરાતી પુસ્તકો, સમજુ ના સમજું તો પણ, હું વાંચી જતો હતો. ત્હેમાંનું એક પુસ્તક "શેક્સપીઅર કથાસમાજ" નામનું મ્હેં બહુ રસથી વાંચ્યું હતું Lamb's Tales from Shakespeare"નું એ ભાષાન્તર હતું એમ હું તે વખતે જાણતો *નોતો એ ભાષાન્તરના કર્તાઓ મનસુખરામ સૂર્યરામ રણછોડભાઈ ઉદયરામ, છોટાલાલ સેવકરામ, મણિભાઈ જસભાઈ અને હરિદાસ વિહારીદાસ હતા એમ મ્હને સ્મરણ છે સાથીના સાહિત્યના રચનાર પ્રથમના ત્રણ નામ જ કર્તા તરીકે આપેલે છે. પુસ્તક મ્હારી પાસે અત્યારે નથી તેથી વસ્તુસ્થિતિનો નિર્ણય બનો નથી. અત્યારે તે વાત સાથે કામ નથી પરન્તુ વક્તવ્ય એટલું જ છે કે આજના લેખના નાયકનો પરોક્ષ પરિચય પ્રથમ એ પુસ્તકદ્વારા મ્હને થયો હતો. સાહિત્યક્ષેત્રમાં ઉંચે સુધી વિચરનાર મનસુખરામ અને રણછોડભાઈ એ બેની જોડી લાંબા કાળ સુધી પ્રસિદ્ધિમાં રહી.

મનસુખરામભાઈનો પ્રથમ સાક્ષાત્ પરિચય મ્હને થયો તે પૂર્વે એઓની સંસ્કૃતમય શૈલીનો ઉપહાસ મ્હારા વડીલ બન્ધુઓ કરતા હતા તે વખતથી હેમનું સ્વરૂપચિત્ર મ્હારા મગજમાં રચાઈ ચૂક્યું હતું હેમનું "અસ્તોદય" નામનું પુસ્તક વાંચ્યાથી એ ચિત્ર વિશેષ દૃઢ જણાયું. એ પંડિતનું પ્રથમ દર્શન ઈ. સ. ૧૮૭૪ના શુમારમાં અમદાવાદમાં જગાભાઈના બંગલામાં મ્હારા પિતા રહેતા હતા ત્યાં થયેલું સ્મરણમાં આવે છે પૂર્ણ ખાત્રી નથી. પરન્તુ તે પ્રસંગે એક ચર્ચા ઉપસ્થિત થઈ તે વિશે તો ખાત્રી જ છે. કઠિન ભાષામાં સંસ્કૃતની પેઠે દ્વિવચન છે કે કેમ એ પ્રશ્ન વિશે મનસુખરામભાઈએ અસ્તિપક્ષમાં અભિપ્રાય દર્શાવ્યો. મ્હારા પિતા, વડીલ બન્ધુ તથા કેટલાક પિતાના મિત્રોની હાજરી હોવાથી હું ક્ષણભર ચૂપ રહ્યો, પણ આખર મ્હોંઆથી બોલી જવાયું:

"લૅટિનમાં દ્વિવચન સાંભળ્યું નથી, બાબારાવ (મ્હારા વડીલ બન્ધુ) મોતીલાલભાઈ વગેરેને પૂછી જુઓ. એઓ સ્કૂલમાં લૅટિન શીખ્યા હતા;" એમ કહી radius નું બહુવચન radii અને focus નું બે સંખ્યા છતાં પણ foci એમ સરખાં રૂપ છે તે ઉદાહરણ આપ્યું. આ મ્હારી પ્રથમ ધૃષ્ટતા. એ ધૃષ્ટતાનું બીજ અધિકાર બ્હારના ક્ષેત્રમાં ધસવાના પ્રકાર તરફ તથા પાણ્ડિત્યદમ્ભ તરફ અસહિષ્ણુતા હશે એમ લાગેછે. કાંઇક આ બીજનું ફળ બીજે એક પ્રસંગે (ઈ. સ. ૧૮૮૮માં "ગુજરાતી ભાષાની હાલની જોડણીની પદ્ધતિ વિશે વિચાર" એ મથાળાનો લઘુ નિબન્ધ લખ્યો ત્હેમાં–પૃ. ૬ હાની ફુટનોટમાં) મનસુખરામભાઈનું નામ દીધા વિના જ એઓના 'પસંદ'ને બદલે 'પ્રસન્ન' શબ્દના પ્રયોગની ભૂલ્ય બતાવવામાં પ્રગટ થયું હતું; એ શબ્દોમાં પ્રીતિના વિષય અને વિષયીની વચ્ચેના ભેદનું અજ્ઞાન જણાઈ આવેછે, વગેરે ટીકા મ્હેં કરી હતી.

ઈ. સ. ૧૮૭૫ના નૉવ્હેમ્બરમાં હું મુંબાઈ આવ્યો. તે વખતના ઍડવર્ડ પ્રિન્સ ઑફ વેલ્સના આગમનને પ્રસંગે મ્હારા પિતા સરકારના નિમંત્રણથી અગાઉથી આવેલા હતા અને મોરારજી ગોકળદાસના ચીનાબાગમાં ઉતારો રાખ્યો હતો ત્હાં હું પણ આવ્યો. આ અરસામાં મનસુખરામભાઈનાં દર્શન રોજ થતાં હતાં અને મ્હારા પિતા સાથેના વાર્તાલાપ સાંભળવાનો લાભ મળતો હતો કેમકે મનસુખરામભાઈ પણ એજ કૅમ્પાઉન્ડમાં રહેતા હતા. એ વખતે મનસુખરામભાઈની તેજસ્વી મુખમુદ્રા, તેજસ્વી ચસ્માં અને એકંદર પ્રતાપી દેખાવ સર્વના ઉપર છાપ પાડતાં હતાં. અનેક દેશી રાજ્યો જોડે એજન્ટ તરીકે એઓનો સમ્બન્ધ હતો અને કેટલાંક રાજ્યોમાં દિવાનગિરી ઉપર એઓના મિત્રો ગોઠવાયલા હતા. "મ્હારા ગૂંઝામાં ચાર ચાર દિવાનગિરીઓ છે." એમ મનસુખરામભાઈ ગર્વવચન બોલતા હતા એમ કહેવાયછે. સાહિત્યમાં પણ ગુજરાતીના બેકન મનસુખરામભાઈ અને શેક્સપિયર રણછોડભાઈ, હેવી માન્યતા એ જુગલજોડીની હતી અને બ્હાર પ્રચરાવી હતી એમ પણ કહેવાયછે.

એલફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવા માટે ઈ. સ. ૧૮૭૬ના જાન્યુઆરીમાં હું મુંબાઈ આવ્યો. સાથે કુટુમ્બના મુનીમ લક્ષ્મણ (બન્ધુસમાજવાળા ડાહ્યાભાઈ લક્ષ્મણના પિતા) તથા ઘરનો એક જૂનો બ્રાહ્મણ મ્હારા પિતાએ મોકલ્યા હતા. સ્વતંત્ર મકાન મળતા સુધી મનસુખરામભાઈને ત્હાં હમારો ઉતારો રખાવ્યો હતો. પરન્તુ તે થોડા દહાડા માટે જ હતો. લક્ષ્મણને પારકે ઘેર રહેવાનો કંટાળો હેવો આવ્યો કે ગમે હેવી પણ એક ન્હાની ઓરડી સોધી કાઢી ત્યાં મ્હને સ્થાપ્યો. કંટાળાનું કારણ ક્ષુલ્લક હતું: હમને ખબર નહિં કે મનસુખરામભાઈના વતન નડિયાદમાં સર્વત્ર હેવો રિવાજ હશે કે રાત્રે ફક્ત દાળ્ય અને ભાત ખાવાનાં હોય; મનસુખરામભાઈને ત્હાં રોજ રાત્રે પ્રસાદમાં થાળીમાં ભાત અને તે ઉપર રેડેલી પાતળી દાળ્ય શિવાય બીજું કાંઇ હમને મળતું ન્હોતું. એઓ પોતે શું જમતા હતા તે હમને ખબર નથી, શાથી કે હમારી સાથે બેસતા ન્હોતા. કંટાળાનું કારણ આટલુંજ હતું. આ પદ્ધતિ પાછળથી બદલાઈ હતી. મ્હારા નોકરીના દિવસોમાં શોલાપૂરથી અમદાવાદ આવતે જતે મનસુખરામભાઈને ત્હાં હું ઊતરતો ત્હારે તો રાત્રે પણ દાળ્ય ભાત, શાક, ચોપડાં, દૂધ, બધી સામગ્રી પીરસાતી હતી.

સાહિત્યની રંગભૂમિ ઉપર મનસુખરામભાઈ જોડે મ્હારું પ્રથમ સંઘર્ષણ ઈ. સ. ૧૮૮૨માં થયું. સંવત્ ૧૯૩૫-૩૬ના "સ્વદેશવત્સલ"ના અંકોમાં ભીમરાવકૃત "મેઘદૂત" કાવ્યના ભાષાન્તરનું અવલોકન અત્યન્ત કટુતા અને અન્યાયભરેલું કોઈક શાસ્ત્રીનું લખેલું નામ વિના આવ્યું હતું તે શાસ્ત્રીના મરણને લીધે અધૂરું રહ્યું અને તે પછી મનસુખરામભાઈએ અવલોકન વગર નામે જુદા જ રૂપે આરંભ્યું. પૂર્વોક્ત અવલોકનમાં સબળ પ્રેરણા મનસુખરામભાઈની હતી અને પછીનો લેખ તો એઓનો હતો એ વિશે મ્હારી પાસે સબળ પ્રમાણ હતાં. આ ઉપરથી "બુદ્ધિપ્રકાશ"માં એ મેઘદૂતના ભાષાન્તર વિશે મ્હેં લખાણથી ચર્ચા કરી ત્હેના આરમ્ભમાં મનસુખરામભાઈનું નામ દીધા વિના આ વિષયમાં હેમની વૃત્તિ તથા વર્તન વિશે મ્હેં સબળ અને કાંઈક અપ્રિય વચનો કહ્યાં હતાં. "સ્વદેશવત્સલ"ના પ્રથમ અવલોકનમાં ગૂઢ સૂત્રધાર પણ પોતાનું જ હતું છતાં ઉત્તરભાગના લેખમાં હેમો ઝોળ પોતે કર્યો હતો કે દોષપક્ષની દલીલો અત્યાર સુધી રજૂ થઈ, હવે ગુણપક્ષ રજૂ કરીશું, આમ પ્રતિજ્ઞા કર્યા છતાં ગુણપક્ષ તો અણુમાત્ર દર્શાવ્યો ન્હોતો અને કાવ્ય, ત્હેના વિભાગ, રસ, ત્હેના વિભાગ, કાલિદાસના મેઘદૂતની પ્રશંસા વગેરે અસમ્બદ્ધ વાતો કરીને, લેખક અહંતમાં ઊતર્યા હતા, કાવ્યમાં ચઢ્યા હતા અને એમ કરતાં કરતાં "પ્રેમની પોથી" ફોડીને અને પછી "દલતાની નૌકા"માં બેસી ક્યહાં ચાલ્યા ગયા તે ખબર પણ પડતી ન્હોતી.



[ 'ગુજરાતી'ના આનુકૂલ્યથી ]

સ્વ. મનસુખરામ સૂર્યરામ

આ યુદ્ધ જરા કટુતા ભરેલું થયું હતું એ હું સ્વીકારું છું પરન્તુ એ વાતને સમ્બન્ધે મનસુખરામભાઈએ લાંબા સમય પછી ગોવર્ધનભાઈ જોડે મ્હને એક સન્દેશો મોકલ્યો હતો

હેમાંની વાત તો મ્હારે ગળે ઊતરી ન્હોતી. "ભીમભાઈના મેઘદૂત વિશે વિરુદ્ધ ટીકામાં હાથ હોવાનો મ્હારા ઉપર નન્નુભાઇ સંશય આણેછે તે નિરાધાર છે" એમ એઓએ કહ્યું હતું. મ્હેં ગોવર્ધનભાઈને મ્હારા સંશય માટે સબળ આધાર અને પ્રમાણ તે જ વખતે કહી બતાવ્યાં હતાં અને ગોવર્ધનભાઈ ચૂપ થયા હતા.

ખેડા જિલ્લામાં હુ પ્રથમ નીમાયો તે સમયમાં એકવાર હું અમદાવાદથી આણન્દ તરફ જતો હતો. નડિયાદ સ્ટેશને મ્હને મળવા માટે મ્હારા મિત્ર વજેરાય સંતોકરાય દેસાઈ આવ્યા હતા. વજેભાઈ તરફથી ખબર મળ્યાથી ગોવર્ધનભાઈ પગ કરમોડાયલો છતાં ઘેરથી દીકરા સ્ટેશન ઉપર હેમની સાથે આવ્યા, અને મનસુખરામભાઈનો સંદેશો કહ્યો: "બાળાકાકાએ ખાસ મ્હને મોકલ્યો છે, અને હેમને ત્ય્હાં ઊતરીને પછી જ જવાશે." "જમાડનાર આગળ જમનાર લાચાર" એ ન્યાય પ્રબળ થયો. હું ઊતર્યો અને મનસુખરામભાઈને ઘેર આતિથ્યલાભ લીધો. રંગભૂમિ ઉપર ગમે એટલાં યુદ્ધ થયા છતાં હૃદયભેદ ન્હોતો એ આ ઉપરથી જણાશે.

આ માટે વિશેષ પ્રમાણ જોઈતુ હોય તો એક બીજો પ્રસંગ નોધુ. નડિયાદમાં સરકારી બંગલામાં મ્હારો મુકામ હતો તે વખતે મનસુખરામભાઈનાં પત્ની ડાહીલક્ષ્મી કુટુમ્બ મંડળને લઈને મ્હારી પત્નીને મળવા આવ્યાં હતાં. જૂનો સમ્બન્ધ, ઉમ્મરમાં ઘણાં વડીલ છતાં, એ સુશીલ બાઈએ જાળવી રાખ્યો હતો.

હું કહી ગયોછું કે સોલાપુરથી અમદાવાદ જતે મુંબાઈમાં થોભતાં અનેકવાર મનસુખરામભાઈનો અતિથિ હું થતો હતો. તે પ્રસંગોએ હેમનું તથા હેમનાં પત્ની ડાહીલક્ષ્મીનું આતિથ્ય પૂર્ણભાવભર્યું થતું હતું. હેવા એક પ્રસંગે એક સમયે ભોજન વેળા બે નવાં જ્ઞાન મ્હને મળ્યાં. કેરીનો રસ અને અડદની ધારી (વડાં) જમણમાં હતાં. રસમાં બોળીને ધારી હુ ખાતો હતો ત્હારે મનસુખરામભાઈએ મ્હને બતાવ્યું કે ધારી ઘીમાં બોળીને લ્યો તો સરસ લાગશે. મ્હેં તેમ કર્યું અને સરસ લાગ્યું. આ એક નવું જ્ઞાન. બીજું નવું જ્ઞાન: મ્હેં રસનો સ્વાદ વખાણી કહ્યું "રસ સરસ ખટમધુરો છે." મનસુખરામભાઈ પાણ્ડિત્યવાળી મુખચર્યા કરીને બોલ્યા: "મૂળ સંસ્કૃતમાં 'મધુર' શબ્દનો અર્થ ખારો અને મીઠો એમ જ છે." મ્હારાથી ના રહેવાયું. હું બોલ્યો, "કેરીઓ વેચનારા વગેરે હેવા અજ્ઞાન લોકો ખટમધુરાને બદલે ટૂંકામાં 'મધુરો સ્વાદ' એમ બોલેછે. તે કારણ હશે. બાકી સંસ્કૃતમાં 'મધુર' શબ્દનો અર્થ તો હેવો જાણ્યો નથી"

રણછોડભાઈ ઉદયરામ મનસુખરામભાઈને વિશે મશ્કરીમાં કહેતા કે—"મનસુખરામ તો દહાડાની રાત બનાવેછે!" રોજ બપોરે ઓરડીમાં બંધબારણાંએ અંધારું કરીને કલાકેક નિદ્રા લેવાની મનસુખરામની નિયમિત ટેવ ઉપર એ મિત્રના સ્નેહોપહાસનો કટાક્ષ હતો. આ નિયમિતતાની પરાકાષ્ઠા મ્હેં એકવાર મુસાફરીમાં જોઈ. હું મુંબાઈથી સોલાપુર જતો હતો, મનસુખરામભાઈ મહાબળેશ્વર જવા માટે પુને જતા હતા: ટ્રેન ઊપડી અને થોડીવારે ઉપરના 'બર્થ'માં બિસ્તો પાથરી કઈને મનસુખરામ લાંબા થઈને ઊંઘવાને સુતા. જોઈને એક અંગ્રેજ મુસાફરે સ્મિત

સાથે પૂછ્યું : "Going to bed?" એ જ પ્રસંગે એઓના જીવનના પ્હેલાં એક બીજો તમાશો મ્હેં દીઠો: મે મહિનાનો તાપ, આગગાડીના ડબ્બા તપેલા, આસપાસ કોકયુપટીના ડુંગરોથી તપેલું વાતાવરણ,—આ પરિસ્થિતિમાં કંઈ સોસ કેવો પડે તે કલ્પી સકાશે. પણ આગગાડીમાં પાણી શુદ્ધ બ્રાહ્મણથી કેમ પીવાય? આપણા શાસ્ત્રોની ચેડે અને રાજદરબારી માર્ગનો આદર કરીને, મનસુખરામે વચલો તોડ કાઢ્યો, પોતાની પાસે કાચડીમાં પાણી હતું—હતું તો થઈ જ ગયેલું—તે ચખનોચખન મ્હોંમાં લઈને કોગળા પોતે કર્યે જતા હતા. પાળે ત્હેનો ધર્મ! મ્હારી કનેના કૂજામાનું ઠંડું પાણી હેમને પાવાનું મ્હને મન તો થતું હતું, પણ હેમના તપનો ભંગ કરવાનું પાપ મ્હેં ના આદર્યું.

એક વાર મનસુખરામભાઈને મળવા હું ગયો ત્હારે પોતાના રામાયણના ભાષાન્તરની વાત પોતે કાઢી. મ્હારા પિતાને મ્હોંયે હેમણે કહેલું હતું કે એક દહાડો રામનો ને એક દહાડો કામનો એમ વ્હેંચણી મ્હેં રાખી છે મતલબ કે એક દિવસ મૂળ રામાયણમાંથી ભાગ વાચવો અને બીજે દહાડે ત્હેનું ભાષાન્તર કરવું. આ ભાષાન્તરની વાનગી "સતી સીતાનું ઉત્તર" એ મથાળાથી હેમણે કોઈક માસિકમાં પ્રગટ કરી હતી. આ ભાષાન્તર વિશે હકીકત કહેતાં મનસુખરામભાઈ મ્હને કહે છે "ભાષાન્તર આ હું કરૂં છું ત્હેમાં બીજું બધું તો ઠીક, પણ એક નડતર બહુ આવે છે. ચરણોને અન્તે શબ્દો સ્હામ સ્હામા બરોબર મેળવવા તે સાધવું બહુ કઠણ પડે છે' હું ચૂપ રહ્યો. પદ્યરચનાની કળામાં મૂળાધારનું સ્થાન ભોગવનારી અન્ત્યયમક (rhyme)ની યોજના, જે સિદ્ધ કવિને આમોદ-ઉલ્લાસરૂપ નિયમસાધ્ય હોય તે યોજના, જેને અસાધ્ય લાગે ત્હેની આગળ મૌન સિવાય બીજું શું ઘટે? કારણકે એ ગમે ત્હેવા પણ વકીલ રહ્યા.

બીજી એક મુલાકાતને પ્રસંગે વેદાન્તનો વિષય ઉપસ્થિત કરીને મનસુખરામભાઈ બોલ્યા "જગત્ મિથ્યા, અસત્ય કહેવાય છે ત્હેનો ખરો અર્થ ઘણા લોકો સમજતા નથી. જે વસ્તુ ત્રણે કાળમાં હોય તે જ સત્ય ગણાય. જગત્ ભૂતકાળમાં ન્હોતું અને નાશ પામવાનું છે તેથી ભવિષ્યકાળમાં નથી રહેવાનું માટે તે અસત્ય એ ખરો અર્થ છે.' માયાવાદનો આ અપૂર્વ અર્થ મ્હારા જેવા અનધિકારીને ગળે તો ઊતર્યો નહિ. પરન્તુ એ વિશે વેદાન્તના પ્રવીણ એક મિત્રને ઘણા વર્ષ પછી પૂછતાં એ અર્થગ્રહણ દૂષિત છે એમ ખાત્રી થઈ.

બીજા એક પ્રસંગે મનસુખરામભાઈની હાસ્યરસની ગૂઢ પરીક્ષકશક્તિ પ્રગટ થઈ હતી. કોઈક સાધારણ રજવાડાના ગરાસિયા ગૃહસ્થો હેમની કને આવ્યા હતા. હેમને કેટલાક ચિત્ર ખરીદવા હતા તે આવ્યા હતા. તે મનસુખરામભાઈએ બતાવ્યાં ને કહ્યું "હામાંથી પસંદ પડે તે રાખો" રજપૂતભાઈ બોલ્યા "આપ જ પસંદ કરો. આપ પસંદ કરશો તે ખોટું નહિ કરો" જાણે કે મીઠાઈ કે કાપડ લેવાનું હોય ત્હેમાં છેતરાવાનું હોય નહિં! વાત એ હતી કે પોતે સમજતા ન્હોતા. ગૂઢ રમૂજ પામી મન્દ સ્મિત કરી મનસુખરામભાઈએ એ લોકોને જેમ તેમ સમજાવ્યા.

કેટલાક વર્ષ પછી કોણ જાણે શા કારણથી મનસુખરામભાઈને ત્હાં ઊતરવાનું હમે બંધ કર્યું અને માધવદાસ રૂગનાથદાસ વગેરે મિત્રોને ત્હાં ઊતરવાનો ક્રમ રાખ્યો. પરન્તુ

દરેક પ્રસંગે હેમને મળવા તો હું જતો જ. પ્હેલાં પ્હેલાં તો એ પૂછતા: "ક્યહાં ઊતર્યાછો?" ને હું કહેતો. "માધવદાસને ઘેર." જ્ઞાતિશુદ્ધિની હેમની લાગણી આથી દુખાતી હશે કે કેમ તે ખબર નથી. હાવી એક મુલાકાત વખત હું તથા મ્હારા બન્ધુ કૃષ્ણરાવ સાથે ગયા. હું કારવારથી તે વખતે આવ્યો હતો. (ઈ. સ. ૧૮૯૫-૯૬માં). મનસુખરામભાઇએ હેમનો હમ્મેશનો રૂઢ પ્રશ્ન પૂછ્યો. "હમણાં ત્હમે શું કરોછો?"–આમ મુરબ્બીપણાનો પ્રશ્ન પૂછવાની પદ્ધતિ મનસુખરામભાઈમાંથી ગોવર્ધનભાઈમાં, અને ગોવર્ધનભાઈમાંથી ચન્દ્રશંકર પંડ્યાના નાયકપણાવાળા તરુણ નડિયાદી મંડળમાં ઊતરી આવીછે. એ તરુણમંડળને તો હું એટલો જ ઉત્તર દઉંછું કે મ્હેં કશું કર્યુંએ નથી ને કરતોએ નથી—(શું કરોછો–એટલે ખેતવાડી મજૂરી નહિં, વણજ વ્હેપાર-નહિં, શસ્ત્રયુદ્ધ નહિં, પણ લેખનીપ્રયોગ, એમ સમઝવાનું.) મનસુખરામભાઈના પ્રશ્નનો ઉત્તર મ્હેં આપ્યો, "કવિતા લખુંછું." કૃષ્ણરાવને પૂછ્યું: "ત્હમે શું કરોછો?" હેમણે ઉત્તર આપ્યો: "એ કવિતા કરેછે ને હું ગાઉંછું." આ ઉત્તરનું રહસ્ય અને ગૂઢ મૂલ્ય મનસુખરામભાઈ ભાગ્યે જ કળી સક્યા હશે.

મ્હારી કવિતામાં સંગીતરૂપી આત્મા રેડવાની કૃષ્ણરાવની સહાયતાનું દર્શન મ્હારી 'હૃદયવીણા'ના અર્પણમાં મ્હેં કરાવ્યુંછે, તે અર્પણ આ પ્રસંગે રચાયું ન્હોતું, પરન્તુ મ્હારા મનમાં બીજદશામાં હતું. અને તેથી જ હું બોલ્યો: "અને એ કામ કાંઇ ઓછું નથી."

"અને મુજ કવિતપદો શબરૂપ
તજી જ સજીવ થયાં રસરૂપ,
ફૂંકીને ગાનમન્ત્ર જે વાર
રેડી ત્હેં મોંઘી અમીની ધાર;
લહી નવજીવન દિવ્ય અગમ્ય
કવિતપદ કાન્તિ ધરી રહ્યાં રમ્ય;"

એ સ્થિતિ અર્પણમાં વર્ણવેલી ત્હેનું આદિ બીજ મ્હારી એ ટૂંકી ઉત્તરની પૂરવણીમાં આજ હું જોઉંછું.





# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલ.એલ. બી., એડવોકેટ,

પ્રમુખ, સાહિત્ય સંસદ.




## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... રાજમાતા.
મુંજાલ ... મહા અમાત્ય.
ઉદા ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક ... મંત્રી, * કર્ણાવતીનો સત્તાધીશ.
શોભ ... મંત્રી.
ત્રિભુવનપાલ ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡
કાશ્મીરાદેવી ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... તેની પત્ની.
સજ્જન ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... તેની રાણી.

---

* અમદાવાદ  † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ.  ‡ સૂબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

**જયસિંહદેવે** મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના સાળા, અને લાટ પાટણે લેવાથી બળીઝળી રહેલા, રૈવાપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રૈવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રૈવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રૈવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક વચમાં લાટી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેશ વિશ્વાસુ બેમાને પહેરાવે છે. બેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે. કીનારે ઉભેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બચાવી" લે છે અને વંથળી લઇ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા' ના કહેવાથી રાણકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની ચાલબાજી તરફ વહેમ જાય છે, અને બાબરાભુતને નામે ઓળખાતા ભીલ જોડે અનાયાસે અથડામણ થતાં તેને વશ કરી લે છે. પછી તે પુજારીને વેશે રાજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવાનો ફત્તેહમંદ પ્રયાસ કરે છે.

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૯મું

## લીલાદેવીની વિટંબના

એક સોને મઢેલા વિશાળ સુખપાલ પર જયસિંહદેવ મહારાજની પટરાણી લીલાદેવી આળસ મરડતી બેઠી હતી.

જંબુસરના ઘેરા વખતે જે મૃણાલકુંવરીને કાક મળ્યો હતો તે આજે ઓળખાય એવી રહી નહોતી. તેનું શરીર પહેલાં કરતાં ભરાયું હતું; ને મુખ પણ વધારે આકર્ષક બન્યું હતું. સોનું ને હીરા તેને અંગે અંગ ચમકતા. અને પાટણની મહારાણીને છાજે એવો વૈભવ ચારે તરફ હતો છતાં તેનાં અંગ પરનાં આભૂષણોમાં લાક્ષણિક વૈભવ દેખાઇ આવતો હતો.

અત્યારે તેના વાળ વીખરાયલા હતા; અને તેની શોભા ઉતાવળમાં ઓઢેલી લાલ ઓઢણી ભાગ્યેજ ઢાંકતી. તેના હોઠ બેદરકારીમાં જુદા રહી ગયા હતા; અને ઝીણા દાંતોની અપૂર્વ હાર ડોકીઆં કરતી દેખાતી. તેના મુખ પર

ને શરીર પર આલસ દેખાતું–મદનું કે ઉંઘનું તે સ્પષ્ટ સમજાતું નહીં. ઉંઘના ભારથી અડધી બીડાયલી પાંપણો તેની આંખોના તેજને છુપાવતી.

જેવો કાક દાખલ થયો કે તેણે આંખ જરા ઉઘાડી. કાકે એક નજર નાંખી. લીલાદેવી-ની તેજસ્વી આંખમા પહેલા જેવીજ સ્થિરતા ને નિશ્ચયાત્મક બુદ્ધિ હતાં.

કાક બારણા આગળ માનથી ઉભો રહ્યો. તેને જોઇ રાણીની સ્થિર આંખોમા જરાક અસ્થિરતા આવી, નહીં આવી, ને ચાલી ગઇ.

બેદરકારીથી ઓઢેલા વસ્ત્રની નીચેથી નીકળી રહેલા એક પગની આંગળીઓ તરફ તેણે જોયું "કાક! તુ આવ્યો?"

"હા," હસીને કાકે કહ્યુ "જીવતો આવ્યો. બે ચાર વખત મારો જીવ લેવાની મહેનત થઇ ખરી. પણ તમે જાણો છોની? મારા જેવાને જમરાજ લઇ જવાને ખુશી નથી. બોલો મને કેમ બોલાવ્યો?"

"મગી!" શાન્ત ને સ્થિર અવાજે લીલા-દેવીએ કહ્યું "તુ બહાર ઉભી રહે. કોઇને આવવા દેતી નહીં"

મગી બહાર ગઇ ને એકદમ રાણી કાક તરફ ફરીને જોઇ રહી.

"તુ આવે વેશે કેમ આવ્યો?"

"પાછી નીરાંતે કહીશ પણ તમને પહેલા મળવા માટે કેટલાય જણને ચુકવ્યા છે. અને એમાંથી કોઇ પણ તેના માલીક પાસે પહોચી જશે તો આપણને વાત કરવાનો વખત નથી મળવાનો. વખત છેને મારો શિરચ્છેદ પણ થઇ જાય"

"તારો શિરચ્છેદ!" રાણીએ જરાક ભ્રૂભંગ કરીને કહ્યું.

"હા! મારા પર મહારાજ ને મહારાજના મત્રીઓ બધા ખફા છે"

"ને છતાં તું તેમની સેવા ઉઠાવે છે" તિરસ્કારથી રાણીએ કહ્યું. તેની આંખ વધારે સ્થિર થઇ.

"હા" કાકે નજર ચુકવી નીચુ જોયું.

"કેમ?"

"મને મારી રીતે કરવું ગમે છે. હવે આપની શી આજ્ઞા છે?"

"આજ્ઞા!" પેલીએ સ્થિરતાથી કહ્યુ "તુ મારી આજ્ઞા ક્યારે પાળે છે? હવે તારી આજ્ઞા શુ છે તે પુછવા મે તને બોલાવ્યો છે" તિરસ્કારભર્યા અવાજે રાણીએ કહ્યુ.

"મારી આજ્ઞા!" ધીમેથી કાકે કહ્યુ. કાકને તોફાનના સ્પષ્ટ ચિન્હો દેખાવા માંડ્યાં.

"હા!" શાંતિથી, જાણે હીસાબ ગણતી હોય તેમ લીલાદેવીએ કહેવા માંડયું "તેં લાટ ખોવડાવ્યુ ને પાટણ મારે માથે માર્યું"

"અને સૃષ્ટિના પ્રથમ સિદ્ધાન્તને બીરાજો છો" કાકે ઉમેર્યું.

રાણીએ કાકના બોલનો જવાબ આપ્યો નહીં "અને હુ થાકી ગઇ છુ."

"શાથી?"

"બધાથી" પાછી હીસાબ કરતી હોય તેવી શાંતિથી રાણીએ કહ્યુ. "તે કહ્યું હતું કે હું અહીંઆ પાછી પરણ ને અહીંઆં તો દરેક જણ પરણી છે."

કાકને લાગ્યું કે રાણીથી ખરું દર્દ દેખાડાતું નથી એટલે તેણે શોધવા માંડ્યું. "ધણીનો ધણી જયદેવ મહારાજ તમારે ચરણે છે."

"ચુપ કર" જાણે તરવારનો ઘા કરતી હોય તેથી નિશ્ચયાત્મક બુદ્ધિથી રાણીએ કહ્યું "તારો ધણીનો ધણી માણસ નથી."

"ત્યારે—"

રાણીએ આંગળીના વેઢા ગણવા માંડ્યા "એ દેવ છે-માણસ છે-ને પશુ છે. એ મારાથી કેમ વશ થાય?"

કાકે દરદ પારખ્યું. "બા!" તેણે કૃત્રિમ નમ્રતાથી કહ્યું "આમ શું હારી જાઓ છો? તમે શું ન કરી શકો?"

"મેં બધું કર્યું. એક પણ કલા મેં બાકી નથી રાખી. છતાં અત્યારે એણે વગર પાંખે ઉડવા માંડ્યું છે." આ જુવાન છતાં સ્થિર ચિત્તની મહત્ત્વાકાંક્ષી સુંદરીએ પોતાનું દુઃખ વર્ણવ્યું.

"તમે જે કહેવું હોય તે જલદી કહો. વખત જાય છે." અધીરાઇથી કાકે કહ્યું.

"એને તારે ઉડતા અટકાવવા છે" રાણીએ કહ્યું.

"પણ એ ક્યાં ને કેમ ઉડે છે તે તો કૈં કહેશો?"

"એ રાણકદેવી પાછળ ગાંડા થયા છે."

"અને એ ગાંડપણમાંથી એને બચાવવા છે?"

"હા."

"કેવી રીતે?" કાકે પુછ્યું.

"જોઇએ તો જુનાગઢ જા, જોઇએ તો દેવડીને ઝબ્બે કર, જોઇએ તો મહારાજને સીધા કર. તેં મને અહીંઆં પરણાવી. હવે રસ્તો શોધવો તારું કામ."

આ સ્ત્રીની ભયંકર ને સચોટ નજર જોઇ કાકને કમકમાં આવ્યા.

"જોઉં."

"જોઉં શું? જો મારા પર બીજી પટરાણી આવી તો કૈં ને કૈં થશે." અડગ શાંતિ ને નિશ્ચયથી લીલાદેવીએ કહ્યું "ક્યાં તો તું નહીં, હું નહીં કે—કે પાટણ નહીં." જાણે પાટણ તોડતી હોય તેમ તેણે હાથ પોતાના પગ પર નાંખ્યો.

"બા! તમારી આજ્ઞા માથે ચઢાવું છું. જે પલે તમારા પર બીજી પટરાણી આવે તે પલે હું જીવતો હોઉં તો, મારે પ્રાણ ત્યાગવો-પછી કૈં છે?"

"પણ તું એ કરશે કેમ?"

"તેની ફીકર તમારે નહીં કરવી. પણ હું તમને મળ્યો છું એ કોઇને કહેશો નહીં. મારાં વસ્ત્રો ને હથીઆરો રાજગઢની પાછલી બારીની સામેની ગલીમાં પડ્યાં છે તે મંગાવી આપો."

રાણીએ મંગીને બોલાવી હુકમ આપ્યો. રાણી કે કાક બેમાંથી કોઇ બોલ્યું નહીં.

"કાક! મંજરી કેમ છે?" જરા તિરસ્કારથી રાણીએ પુછ્યું.

"ખુશીમાં."

"ને છોકરાં?"

"આનંદમાં."

"લાટમાં બધું કેમ ચાલે છે?"

"હમણાં અહીંઆંથી એક મુરખને દુર્ગપાલ તરીકે મોકલ્યો છે; ને રેવાપાલ વાટ જોઇને બેઠો છે."

"ત્યારે શું થશે?"

"ભોળાનાથની ઇચ્છા. પણ બા! મુંજાલ મહેતા શું કરે છે?"

"પાન ચાવે છે."

"ને ઉદો?"

"મહારાજને રાણકદેવી મેળવી આપવા મથે છે. તારો દુશ્મન થાય છેને?"

કાક હસ્યો. "મને પાનો ચઢાવાની જરુર નથી."

રાણી હસી ને કાક તરફ જરા અસ્થિર દૃષ્ટિ નાંખી

"ને આ જગદેવ કોણ છે?"

"નવો પરમાર યોદ્ધો છે. ઘણો જબરો છે. તમારા બધા પર ધાક બેસાડવા મહારાજે આણ્યો છે."

"ઠીક ને બાબરો ભુત—"

રાણી જરાક ફીકી પડી "ઓ—"

"કેમ?"

"એનું નામ સાંભળતાં મારાં તો ગાત્ર ગળે છે——અરે મંગી શું છે?" રાણીએ ફરીને પુછ્યું.

"ભટરાજને શોધવા પરમાર અહીંઆં આવે છે."

"કેમ જાણ્યું?"

"ભટરાજે જે પહેરગીરને પુર્યો હતો તે પરમારને કહ્યું લાગે છે."

"ઠીક." શાંતિથી રાણીએ કહ્યું "જાને બહાર ઉભી રહે. આવે તો ઉભો રાખજે." મંગી ગઇ ને રાણી કાક તરફ ફરી.

"ગભરાતો નહીં. તું આ પેલા ખંડમાં જઇ તારાં કપડાં પહેર."

"મારી ફીકર કરશો નહીં. મારે એ પરમારની ઓળખાણ પણ કરવી છે."

"બા!" મંગીએ બારણું અડધું ઉઘાડું રાખી રાણીને કહ્યું "જગદેવ પરમાર આપને મળવા માગે છે."

"ભલે આવે" કહી રાણીએ હાથના ઇશારાથી કાકને અંદર મોકલ્યો. અને સુખપાલ પરથી કુદી ચણીઓ ને કાંચળી ઠીક કર્યાં, ઓઢણી માથા પર બરોબર ઓઢી અને આરવથી ફરી બેઠી.

તે બેઠી ને જગદેવ પરમાર દાખલ થયો.*

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

* કર્તાની અત્રેની ગેરહાજરીને લીધે આ ચાલુ નવલકથાનું એકજ પ્રકરણ અમો આપી શક્યા છીએ.—ઉપતંત્રી.





# વૈરાગીને

લેખક:
સ્વ. દયાશંકર વમનજી

વૈરાગી થવામાં માનવ શું સમજે તું સારું રે,
જન્મ સફળ કરવા વૈરાગી મન કર માની મારું રે—વૈરાગી

ગેરુ લાવી કપડાં રંગ્યા, મન રંગ્યું નહીં તારું રે,
દાંભિક ડોળ કરી દેખાડયે, શું વળગે કે વારુ રે—વૈરાગી

મુંડ મુંડાવી, જટા વધારી, એથી શું થનારું રે,
મુડી થોડી ધંધો મોટો, સમુળગું જનારું રે—વૈરાગી

આસન વાળી સમાધિ સાધી પ્રાણાયામ કરી પ્યારું રે,
ઊપર હાં સરસ કરી થાયો, ભીતરમાં અંધારું રે—વૈરાગી.

યુવતીના મુખ જોતાં જેના જાપ જરૂર જપનારું રે,
કાંતાનાં દર્શનથી ચીતડું વિહ્વળ થઈ તરનારું રે—વૈરાગી.

ઉપર રામ રમા ભીતરમાં, નિત્ય રટણ કરનારું રે,
રાગરહિત તું પોતે નહીં ત્યાં, કેમજ તે તરનારું રે—વૈરાગી.

મુગ્ધા, યુવાન, પ્રૌઢા જોતાં, ચિત્ત ચતુર ચળનારું રે,
જગ ઠગવા કહે રામ ભજું છું, રમા ધ્યાન ધરનારું રે—વૈરાગી

ચઢી ચાખડી લઈ કમંડળી મન ભમે તરનારું રે,
દયાશંકર કહે મન નિર્મળ નહીં તો ભીડું છે ભારું રે—વૈરાગી.




લેખક:
રા. વિજયરાય કલ્યાણરાય
બી. એ., ઉપમંત્રી, સાહિત્ય સંસદ્.

**રાષ્ટ્રગીતો** (તૃતીય આવૃત્તિ): સંગ્રહ-કર્તા રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક; પ્રકાશક 'યુગધર્મ' કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૧૨–૦.

રાષ્ટ્રભાવના સ્વાભિમાનની માનવસહજ બુદ્ધિમાંથી જન્મે છે, સ્વહિતની ઉષ્માથી પોષાઇને ઉછરે છે, અને સ્વતંત્ર સંસ્કારના બળે સ્વ-રાજ્યની પક્વતા પામે છે. માનવી જે ઉત્સાહ-થી પોતાની જાતને વર્યો છે તે ઉત્સાહથી અમર અપ્સરાને પણ વરી શકે તેમ નથી: અને તેથી, રાષ્ટ્રભાવનામાંનું સ્વ-નું આવું પ્રાધાન્ય, તેની અન્ય પ્રવૃત્તિઓને તેમ આને પણ, અદ્ભુત આકર્પણ અર્પે છે. હું મારી જાતને શી રીતે સંતોષું, મારી સર્વ શક્તિઓનો સાક્ષાત્કાર શી રીતે અનુભવું, મારાં પરમ ધ્યેયોની સિદ્ધિ કયી તપશ્ચર્યાથી પ્રાપ્ત કરું—આવી ઊર્મિઓ સ્ફુટ કે અસ્ફુટ રૂપે અહર્નિશ તેના હૃદયમાં રમતીજ હોય છે. એજ ઊર્મિઓ જીવમાત્રને પ્રેરે છે અને જીવનમાત્રને પ્રગતિ-માન બનાવે છે. રાષ્ટ્રત્વની ભાવનાનું જન્મસ્થાન પણ તેમાંજ જડે છે. પોતાની અનન્ય સંસ્કૃતિ સ્થાપવી, તેના સંસ્કારની એકતા સાધવી અને સાચવવી, પોતાનું વિશિષ્ટ ને પ્રૌઢ વ્યક્તિત્વ પ્રકાશવું, અને તે રીતે અસ્મિતા ને આત્મસંતોષ અનુભવવાં એ પ્રત્યેક રાષ્ટ્રની ઘટનાનો ઉદ્દેશ હોય છે. 'રાષ્ટ્ર' શબ્દના ધાતુ રાજ્નો ત્રિવિધ અર્થ-પ્રકાશવું, શાસન ચલાવવું, શ્રેષ્ઠ હોવું—આ વાતને વધુ સ્પષ્ટ કરે છે.

એ ભાવના મનુષ્યહૃદયની સૌથી ઉચ્ચ અને સૌથી પ્રબળ ભાવનાઓમાંની એક છે તેથી સર્વ દેશકાલમાં કવિઓએ-જેમનાં જીવન નિરંતર નિર્મળ અને મહાન્ ભાવના-ઓ મૂર્તિમંત કરી રહ્યાં હોય તેવા લોકોત્તર આત્માઓએ—તેને ઝીલવામાં અને ગાવામાં કૃતાર્થતા માની છે. તેમની અલૌકિક વાણીએ રાષ્ટ્ર-ના સંસ્કારને પરસંસ્કારની ખોટી અસરથી ઉગાર્યા છે અને મૃતવત્ સ્વદેશીઓનાં હૃદયને સત્પ્રેરણા-થી ભરીને સેવા ત્યાગ અને બલિદાનને માર્ગે દોર્યાં છે. આ કારણથી પ્રજાના સાહિત્ય-

આં રાષ્ટ્રગીતોનું સ્થાન ઉંચું અને અમરતાનું છે.

જે પ્રકારે ને જે પ્રમાણમાં કવિએ રાષ્ટ્રધર્મનાં તત્ત્વો પીછાણ્યાં હોય તે પ્રકાર-પ્રમાણ તેને પ્રેરવામાં સાધનભૂત થાય છે. તે અદ્દભુત રસનો રસીઓ હોય તો નાનાલાલની જેમ સ્વરાષ્ટ્રનાં ગૌરવ ને વિશિષ્ટતાઓથી વિસ્મયમુગ્ધ બની તેનાં યશોગાન કરવામાં તલ્લીન બને; વીર કે કરુણ રસમાં તેને પોતાની પ્રતિભાનો સાક્ષાત્કાર સવિશેષ થઇ શકતો હોય તો તે તે રસોના સ્થાયી ભાવ ઉત્સાહ અને શોકના નિસસેવનને પરિણામે ખબરદારની જેમ અંતિમ બલિદાનનો અકથ્ય આહ્વાન ગાય અને ભારતની જુગજુગની પરાધીનતાને શતધાર આંસુએ રડે; અને જો રૌદ્રરસનો ઉપાસક હોય તો ક્રોધવશ થઇ કાળી અધીરાઇનો ભોગ બને—'સહુ ચલો ભારત સંતાનો' એ ગીતમાં દેખા દેતા નિ:સંયમી ઉકળાટને પોતાના કાવ્યમાં પ્રકટ કરે.

કવિનો આત્મા તેની કલા દ્વારા આવિર્ભાવ પામીને ભિન્નભિન્ન રૂપે મૂર્ત થાય છે. આ દૃષ્ટિથી ગુજરાતી રાષ્ટ્રગીતોનું અવલોકન અત્યંત રસપ્રદ થાય તેમ છે. 'જોસ્સા'ના આશક નર્મદ જન્મીને કલા શું છે એ જાણ્યું નહોતું એટલે તેનાં બીજાં તેમ દેશવાત્સલ્યનાં કાવ્યો પહેલ પાડ્યા વિનાના રત્ન જેવાં લાગે છે. સૂક્ષ્મ રમતના ધરાવનારને નર્મકવિતાથી ઝાઝું આકર્ષણ થતું નથી તેનું કારણ આજ છે.* હરિલાલ ધ્રુવને પણ એજ કક્ષામાં મુકવાનું યોગ્ય લાગે છે. નવઉમાહનાં પુર જ્યારે ચોગમ ઉછળી રહ્યાં હતાં, "જાગો ઉઠો ધમો ઝુકાવો" એજ રણહાક જ્યારે વાતાવરણ ભરી રહી હતી, ત્યારે એ બન્નેનાં રાષ્ટ્રગીતો લખાયાં એટલે તેમાં વિચારની વિવિધતા કે કલાત્મક વાણીની સંયમશીલતા નથી. પણ આ પ્રદેશમાં જ્યારે કલાભાવનાએ પ્રવેશ કર્યો ત્યારે તેણેજ એક ચક્રે રાજ્ય ચલાવવા માંડયું. લલિતે† હમીરપણે અને નાનાલાલે ઉચ્ચતર રૂપે આ ભાવના પ્રકાશી. ઉભયનાં રાષ્ટ્રગીતોમાં શબ્દની સુંદરતાનું પ્રાધાન્ય એવું છે કે વિચારવૈભવ અને ચિંતનની ગહનતાનું સ્થાન લેવાને તો એ નહીં સરજાયું હોય? એવો પ્રશ્ન પુછવો પડે. તોપણ એક વાત નોંધવી જોઇએ. આગલા બે યુગના કવિઓએ પ્રબુદ્ધ કરેલા ગુજરાતીઓને નાનાલાલે ભારતવર્ષ અને ગુજરાતનો મહિમા, કંઇક સંકુચિત દૃષ્ટિએ છતાં ખરા રૂપમાં, એવી છટાથી અને સતતતાથી સુણાવ્યો છે કે, કેવળ એજ વિષયનાં રાષ્ટ્રગીતો વિચારીએ તો, નાનાલાલનું કાર્ય અદ્વિતીય છે એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. 'ગુજરાત' અને 'ઉઠો ઓ ભરતગોત્ર તુજ પાટ' એ કાવ્યો આ કથનનાં સર્વોત્તમ દૃષ્ટાંત છે. તે શીવાયનાં અહીં આપેલાં તેમનાં ગીતોમાં, અતિ લોકપ્રિય 'વીરની વિદાય'નો વિષય વધારે સામાન્ય છે અને એ વીર કરતાં અદ્દભુત રસનું કાવ્ય વધુ બને છે. એ વાંચતાં વાતાવરણ નાગરિકાનીજ રસૈશ્વર્યવંતી સંસ્કારિતાથી સભરભર્યું લાગે છે, એ સંસ્કારિતાનો અનિરેક અનુભવાય છે, અને અમાનુષ

* સંગ્રહકારે નર્મદાશંકરનાં માત્ર ત્રણ અતિ જાણીતાં રાષ્ટ્રગીતો લેતાં તેમને પુરતો ન્યાય આપ્યો નથી. નર્મદની કવિતાનું જે ઉત્કૃષ્ટ અંગ, તેનો પ્રખર અનિવાર્ય નિબંધનહીન ભાવોદ્રેક, તેના આ પ્રકારના જુદા જુદા નમુના વધુ પ્રમાણમાં લોકપ્રિય કરવાની જરૂર છે

† "જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ?" એ પંક્તિ અને 'જય સ્વદેશ! જય સ્વદેશ!' એ પદ—એકનું દેશભક્તિના કાવ્ય સાહિત્યમાં કવિનું સારામાં સારું અર્પણ છે

નાયિકાને પૂજવામાં રોકાયશે વાચક કેસરીઆં કરીને સંગ્રામમાં ઝંપલાવવાનું વધુ અગત્યનું કર્તવ્ય વીસારે નાંખે છે. વળી, શૂર ચઢાવે તેવાં કેવળ વીર રસનાં કાવ્યો લખવાનો કવિ યત્ન કરે છે ત્યારે કેવું નિરાશાજનક પરિણામ લાવી શકે છે તે આ સંગ્રહમાંની 'ચલો' અને 'શકુનની ઘડીઓ'* એ કૃતિઓના વાચનથી સ્પષ્ટ સમજાય છે.

આપણા કાવ્યસાહિત્યમાં તેમ રાષ્ટ્રગીતોના સાહિત્યમાં રા. ખબરદારનું સ્થાન વિલક્ષણ અને અનન્ય છે. કલાભોગી નાનાલાલ પછી તેઓ તુરત આવે છે પણ નાનાલાલની કલાલુબ્ધતા તેમનામાં નથી; નર્મદ પાસેથી એ અમુક અંશે પ્રેરણા પ્રાપ્ત કરે છે છતાં નર્મદની અમર્યાદ આવેશમયતા તેમનામાં નથી; દેશનાં દુઃખ જોઇ તેમનું હૈયું, હરિલાલ ધ્રુવની જેમ ઘવાયું છે પરંતુ તેમનો શોક એકવિધ ને સામાન્ય ઉદ્‌ગારોથીજ શમતો નથી. ત્રણેના ગુણો ધારતા છતા તે ત્રણેની ઉણપોથી અલિપ્ત છે અને પ્રભાવશાળી વ્યક્તિત્વની મુદ્રા પ્રત્યેક કાવ્ય પર પાડે છે. તેમના 'ભારતનો ટંકાર'-માંથી અને જુદાં જુદાં ક્રમિક પત્રોમાં પ્રસિદ્ધ થયલાં, અપ્રકટ 'સંદેશિકા'માંનાં રાષ્ટ્રગીતોમાંથી સંગ્રહકર્તાએ ચુંટણી કરી છે. એ બધાંજ ગીત પ્રથમ પંક્તિનાં નથી. પ્રેરણાનો જે ઓઘ 'શૌર્યનાં સ્મરણ' લખતાં વળ્યો હશે તે 'ભરતભૂમિનું જયગીત' લખતાં નહીં વળ્યો હોય. 'ભારતમાતા અને તેના કવિઓ'ની ધગશ એમના હરેક કાવ્યમાં નથી. 'ભારતી વીરનું કૂચગીત' જેટલું પ્રોત્સાહક ને નવીનતાભર્યું છે તેટલું, તેની પછી તુરત મુકાયલું, 'વીરનું સ્વરૂપશોધન' નથીજ. પ્રતિભાવાન્ પર પણ દેવોની અમીદૃષ્ટિ અહોરાત્ર ઢળતી નથી એ ન્યાયે આમ બને તે સ્વાભાવિક છે. Even Homer nods at times. તોપણ ખબરદારનાં રાષ્ટ્રગીતો વાંચ્યા પછી એક સંસ્કાર તો સચોટપણે મન પર પડે છે: ભારતની અને વિશેષે કરીને ગુજરાતની ઘણી રાષ્ટ્રીયતાને તેમણે આશા અને ઉલ્લાસથી વધાવી છે તેમ પ્રજાના જીવન સાથે એકતાનતા સાધી એ પણ જોયું છે કે નવાં કર્તવ્યનો ભાર ઉઠાવવાને અડગ દૃઢતા અને આત્મશ્રદ્ધા વિના ચાલે તેમ નથી. એ ઉભય પ્રકારની મનોદશા વ્યક્ત કરતાં કાવ્યો એમણે જુદે જુદે સમયે લખ્યાં છે. ગુજરાતની નવજાગૃતિના યુગમાં–મરહુમ હોમરુલ લીગ જ્યારે સજીવ હતી ને દેશને ચોતરફથી સચેતન કરવા મથતી હતી ત્યારે–તેમણે 'અમારો દેશ' 'ભારતમાતા અને તેના કવિઓ' 'પ્રકાશનાં પગલાં' 'અનન્ય ભારત' 'રત્નહરણ' આદિ અપમાનિત પ્રજાનો પ્રતિરોધ દર્શાવનારાં કાવ્યો લખ્યાં; અને ગુજરાતની નવપ્રવૃત્તિ–અહિંસાત્મક અસહકાર—ના યુગમાં 'ઓ ગુજરાત! ઓ ગુજરાત!' 'ગુજરાતનો યજ્ઞકુંડ' વિશ્વ સાહિત્યમાંય વિરલ 'દેવીનું ખપ્પર' અને 'ખાંડાની ધારે' જેવાં અપ્રતિમ રાષ્ટ્રગીત રચ્યાં. તીવ્ર આશંકા અને અસીમ સ્વાર્પણની આવશ્યકતા—એ ભગીરથ કાર્યોની એ અપરિહાર્ય સ્થિતિનાં તાદૃશ પ્રતિબિંબ આ બીજા પ્રકારનાં ગીતોમાં ખાસ કરીને પડે છે, અને એ સ્થિતિઓના આલેખનમાં કવિની વેધક અંતર્દષ્ટિ, ચિંતનાત્મક મનોવૃત્તિ, ઉત્કટ ને ઘટ્ટ લાગણીઓ, તેમાંથી જન્મતી નવી નવી કલ્પનાઓ, ને સઘન સંયમવંતી વાણી, એ સર્વ અમોઘ ચૈતન્ય પુરીને તેમને ચિરંજીવતાનાં અધિકારી બનાવે છે.

* આ કાવ્યની એકજ લીટીમાં અસાધારણતાનું તત્ત્વ છે: "સિંદને રાત્ર શાં? વીરને મૃત્યુ શાં? મૃત્યુનાં અમૃતને ઓળખો છો."

સંભવતું નથી. એ સર્વને અંગ્રેજી ગીતો જોડે પાછળ લઇ જવાં જોઇએ; તેમજ, અંગ્રેજી ગીતો પણ ગુજરાતી લિપિમાં છપાય ને તેનાં ભાષાંતર પણ સાથે હોય તોજ ગુજરાતી વાંચનારને એ કામનાં છે એ વીસરવું જોઇનું નથી. ઉપરાંત, ગુજરાતી ગીતોની ગોઠવણીનું ધોરણ પણ ફરી વિચારવાની જરૂર છે. બીજી ને ત્રીજી આવૃત્તિમાં પાછળથી ઉમેરેલાં ગીત ગમે તેમ એકસામટાં મુકાયાં છે તેને બદલે પ્રત્યેકના વિષય અને ભાવનાને અનુસરીને મુકાય એ વધુ ઉચિત છે. વળી, એ સર્વનું ખાસ કોઇ નિયમ વિનાનું સાંકળીઉંજ સંગ્રહની શરુઆતમાં અપાય એ બરાબર નથી. આવા સંગ્રહને કક્કાવાર અનુક્રમણી–લેખક વિષય ને પ્રથમ પંક્તિની–ન હોય એ અસંત અગવડભર્યું ને અક્ષમ્ય છે.

આ પ્રકારના સંગ્રહ સાથે ઘોતક અને વિદ્વત્તાભર્યો પ્રવેશક હોય એ ઇષ્ટ છે. તેમાં લેખક રાષ્ટ્રભાવનાની કેટલીક પ્રસંગોચિત ટુંકી ચર્ચા કરે, પ્રજાપ્રજાનાં રાષ્ટ્રગીતોનો પણ ઠીક પરિચય ગુજરાતી વાચકને કરાવે, તે સર્વમાં ગુજરાતી રાષ્ટ્રગીતોનું યથાર્થ સ્થાન સૂચવે તથા તેના કવિઓની તુલના અને નિરૂપણ રસદૃષ્ટિએ કરી બતાવે. આવો પ્રવેશકલેખ પુસ્તકની ઉપયોગિતામાં ઘણો વધારો કરશે અને તેની અસરને પણ, વાચકસમાજની આજની જ્ઞાનમર્યાદા ધ્યાનમાં લેતાં, વધુ વ્યાપક ને ઉંડી બનાવશે.



## સ્વીકાર

મરણીઉં આયર્લૅંડ: (સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી, ક્રમાંક ૪.) લેખક રા. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક રા. અમૃતલાલ દલપતરામ શેઠ, રાણપુર. મૂલ્ય રુ. ૦–૧૨–૦. સ્વાતંત્ર્યવિષયક ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તકથી નોંધવાજોગ ઉમેરો થાય છે. આ પ્રકારનાં બીજાં પુસ્તકોની માફક 'મરણીઉં આયર્લૅંડ' તરજુમો નથી પણ આવેશભરી ને સતેજ ભાષામાં લખાયલી કૃતિ છે અને લોકાદરને પાત્ર છે. તોપણ એ ખામીઓ નોંધવી જોઇએ: ઇતિહાસ કરતાં સમકાલીન ઘટનાઓ પર વધુ ધ્યાન અપાયાથી પુસ્તકમાં સુપ્રમાણતા જળવાઇ નથી; અને, શૈલીમાં કેટલીક વાર ઉત્સાહનો અતિરેક થઇ જાય છે તે શિષ્ટ વાચકને જરા ખુંચે તેવું છે.

પાકશાસ્ત્ર: લેખક ગં. સ્વ. લલિતાગૌરી સામરાવ તથા ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ; પ્રકાશક એન. એમ. ત્રિપાઠી ઍંડ કંપની. મૂલ્ય રુ. ૩–૦–૦.

રમણકાવ્ય: લેખક સ્વ. રમણલાલ રણછોડલાલ ગોલવાળા, નડીઆદ; પ્રકાશક રા. બુલાખીરામ રણછોડ પંડ્યા, ડાકોર. મૂલ્ય રુ. ૦–૪–૦.

હિમાલયની યાત્રા: લેખક તથા પ્રકાશક રા. નારણજી પુરષોત્તમ સાંગાણી. મૂલ્ય રુ. ૦–૪–૦.

કેળવણીના અખતરા (૧૯૨૧–૧૯૨૨): શ્રી દક્ષિણામૂર્તિભવનની વિવિધ પ્રવૃત્તિઓનું નિવેદન. પ્રકાશક: રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

રાસતરંગિણી: કર્તા રા. દામોદર ખુશાલદાસ બોટાદકર. મૂલ્ય રુ. ૦–૮–૦

બુદ્ધલીલાસારસંગ્રહ: લેખક અધ્યાપક ધર્માનંદ કોસમ્બી; અનુવાદક રા. નીલકંઠ ઇશ્વરદાસ મશરૂવાળા; પ્રકાશક ગુજરાત પુરાતત્ત્વ મંદિર. મૂલ્ય રુ. ૨–૮–૦

અનુરુદ્ધાચરિયવિરચિતો અભિધમ્મત્થસંગહો: ભિક્ખુના ધમ્માનન્દેન સંસોધિતો. પ્રકાશક ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ. મૂલ્ય રુ. ૨–૦–૦.

# તંત્રીસ્થાનેથી

## સ્વ. સર નારાયણ ગણેશ ચંદાવરકર

મુંબઈ ઇલાકાની ધારાસભાના પ્રમુખ સર નારાયણ ગણેશ ચંદાવરકર ટુંક બીમારી ભોગવી હૃદય બંધ પડી જવાથી તા. ૧૪-૫-૨૩ના રોજ બેંગલોરમાં સ્વર્ગવાસી થયાના ખબર જાણી આ શહેરના, ઇલાકાના તથા દેશ સમસ્તના શિક્ષિત લોકોને ખેદ થયા સીવાય રહેશે નહીં સર નારાયણ જાતે ગૌડ સારસ્વત હતા; તેમનો જન્મ કાનડા જીલ્લાના હોનાવર ગામમાં ઇ. સ. ૧૮૫૫માં થયો હતો. તેઓ ચૌદ વરસની ઉમ્મરે મુંબઈ આવ્યા અને ચાર વરસ પછી એલફીન્સ્ટન કોલેજમાં દાખલ થઇ ઇ. સ. ૧૮૭૭માં પ્રથમ વર્ગમાં બી. એ.ની પરીક્ષામાં પાસ થયા દરમીઆન કેટલીક મુદત "ઇંદુ પ્રકાશ" પત્રના અંગ્રેજી વિભાગના તંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

તેમનું જાહેરજીવન ખરી રીતે આ વખતથી શરૂ થયું અને તેમાં તેમણે માન અને સંપત્તિ મેળવ્યાં. તેઓ માત્ર કીર્તિ અને ધનથી સંતોષ નહીં માનતા બીજી પરોપકારી સંસ્થાઓમાં નિસ્વાર્થ સેવા કરવા પણ જોડાતા હતા. એમણે પોતાના સાર્વજનિક જીવન તથા વકીલાતના ધંધામાં અવિરત ઉદ્યોગ, અમિત ઉત્સાહ અને અસાધારણ કાર્યકુશળતા બતાવ્યાથી તેઓ એકદમ આગળ આવી શક્યા હતા અને ઇ. સ. ૧૮૮૫માં જ્યારે તેમની માત્ર ૩૦ વરસની ઉમ્મર હતી ત્યારે વીલાયતમાં ચર્ચાતા હીંદી સવાલો પ્રતિ અંગ્રેજી આમ પ્રજાની સહાનુભૂતિ જીતી લેવા લોકો તરફથી પ્રતિનિધિ મંડળ મોકલવામાં આવ્યું હતું તેમાં તેઓ મુંબઇ ઇલાકા તરફથી ચુંટી કઢાયા હતા. ત્યારપછીના વરસોમાં તેમણે જાહેર હીલચાલો-માં આગળ પડતો ભાગ લીધો હતો. તેઓ પ્રેસીડેન્સી એસોસીએશનના મુખ્ય સભાસદ હતા અને સર ફીરોઝશાહની આગેવાની નીચે ઉપસ્થિત થતા બધાં જાહેર પ્રકરણોમાં તેમનો ટેકો રહેતો. ઇ. સ. ૧૯૦૦ના ડીસેમ્બરમાં લાહોર મુકામે મળેલી મહાસભા-ના તેઓ પ્રમુખ હતા અને ત્યાર પછી મહીને બે મહીનેજ મુંબઇની વડી અદાલતના ન્યાયા-ધીશ તરીકે સ્વ. રાનડેની જગાએ નીમાયા હતા. ઇ. સ. ૧૯૧૩ સુધી ત્યાં કામ કરી તેઓ ઇંદોરના દીવાન નીમાયા હતા જ્યાં તેમણે માત્ર વરસ દોઢ વરસ કામ કર્યું હતું. ઇંદોરથી પાછા આવી મુંબઇના જાહેર જીવન-માં તેમણે ભાગ લેવા માંડ્યો હતો. સ્ટુડન્ટસ બ્રધરહુડ, પ્રાર્થનાસમાજ, રોમલ એશીઆટીક સોસાયટી, સોશ્યલ સર્વીસ લીગ એ સંસ્થાઓ-

તેમને ઘણો રસ પડતો અને તેમાં આગેવાન તરીકેજ કામ કરતા.

રાજદ્વારી આગેવાન તરીકે પ્રસિદ્ધ થયા છતાં તેમનું ખરેખરું વલણ તો સંસારસુધારા તરફ હતું અને સંસારસુધારા સમાજ (સોશીઅલ કોન્ફરંસના)ના વરસો સુધી તેઓ મંત્રી રહ્યા હતા. સ્વર્ગવાસી રાનડે પછી તેઓ આ સમાજના પ્રાણ અને નેતા થઇ રહ્યા હતા અને આખા ભારતવર્ષમાં તેમની પ્રસિદ્ધિ પણ એજ કાર્યને અંગે થઇ રહી હતી. તેઓ જ્ઞાતિબંધનની વિરુદ્ધ હતા, સમાજમાં જે નિંદ્ય તેમજ વહેમી રીતરીવાજો ઘર કરી રહ્યા છે તેના વિરોધી હતા, વિધવાવિવાહના હીમાયતી હતા અને અંત્યજઉદ્ધારના મજબ પક્ષપાતી હતા. ટુંકામાં, તેઓ આદર્શ સુધારક હતા અને પોતાની માન્યતાઓ પ્રમાણે વગર સંકોચે હંમેશાં આચરણ રાખતા; તેમ કરતાં લોકનિંદાનો ભય તે અવગણતા. ઇ. સ. ૧૮૯૨માં જ્યારે સમ્મતિ વયનો કાયદો દાખલ કરવામાં આવ્યો ત્યારે એમણે લોકહિત લક્ષમાં રાખી અવગણનાની દરકાર કર્યા વગર જે સેવા બજાવેલી તે કેટલી અમૂલ્ય હતી તે હવે આપણને સમજાય છે.

સ્વ. ચંદાવરકરનું જીવન વિદ્યાપ્રધાન હતું. વિદ્યાનો વ્યાસંગ એ તેમની પ્રિય પ્રવૃત્તિ હતી. વાચન, મનન અને લેખન એમના જીવનમાં વ્યાપ્ત હતાં. સ્વ. ગોવર્ધનરામે 'સાક્ષરજીવન'માં ન્યાયમૂર્તિ ચંદાવરકરને તેમની વિદ્યાભિરુચિ માટે સાક્ષર તરીકે ઓળખાવ્યા છે, જો કે તેમણે કોઇ ખાસ વિષય ઉપર ગ્રંથ લખ્યો નથી. વિદ્યા પ્રતિ તેમજ વિદ્યાર્થી પ્રતિ તેમને ઘણી મમતા હતી. મુંબઇના સ્ટુડંટસ બ્રધરહુડને જીવંત રાખવામાં આ વિદ્વાન પુરુષનો મોટો હાથ હતો. તેઓ નિયમિત રીતે આ વર્ગો ચલાવતા અને જીવનમાં ઘણો ઉંચો દરજ્જો ધરાવતા હોવા છતાં વિદ્યાર્થીઓ સાથે સમાનતાથી તેઓ વર્તતા. તેઓ જેમ શીખવવાના શોખી હતા તેમજ શીખવાનો પણ તેમનો ઉત્સાહ અસાધારણ હતો. ન્યાયાધીશના પદ ઉપર હતા તે સમયથી માંડી આજ સુધી તેઓ આપણાં ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ભાષ્ય વગેરેનો અભ્યાસ સંસ્કૃતજ્ઞ પંડિતોની સહાયથી હંમેશા કરતા. પુસ્તકોના અભ્યાસ ઉપરાંત જનસ્વભાવનો તેમનો અભ્યાસ અસાધારણ ઉચ્ચ અને વિશાળ હતો. નાનામાં નાની વ્યક્તિઓ—સામાન્ય નોકરચાકર મજુર કે ભીખારી જેવાના જીવનમાં પણ અસાધારણતા જોવાનો પ્રસંગ આવે તો તેઓ તુરતજ તે ગ્રહણ કરતા. ગ્રામ્યજીવનની નિર્દોષતા અને પ્રાકૃત જનની પ્રભુપરાયણતા માટે તેઓ હંમેશ પક્ષપાત ધરાવતા કારણ કે તેઓ પોતે જીવનને ધાર્મિક દૃષ્ટિથી નીહાળતા.

મુંબાઇના લોકો સ્વ. ચંદાવરકરને એક વક્તા તરીકે પીછાને છે. તેઓ છટાદાર વક્તા હતા. ઘણી જાહેરસભાઓમાં સ્વ. ફીરોજશાહ મહેતાના અવસાન પછી તેઓજ મુખ્ય વક્તા તરીકે ભાગ લેતા અને બધા પ્રસંગોએ પોતાની વિદ્વત્તાથી ને પ્રસાદયુક્ત વાણીથી શ્રોતાજનને આનંદ અને માન ઉત્પન્ન કરતા. સર ફીરોજશાહ મહેતાના અવસાન પછી મુંબઇ મ્યુનીસીપાલીટીમાં તેઓ જોડાઇ કામ કરે એમ લોકોની ઇચ્છા હતી પરંતુ કેટલાએક કારણસર એમને એ સંસ્થાથી અલગ રહેવાનું યોગ્ય લાગ્યું હતું. તેઓ મ્યુનીસીપાલીટીમાં ન જોડાયા પરંતુ બીજી રીતે જાહેર સવાલોમાં આગેવાનીભર્યો ભાગ લેતા હતા. તેમનું વલણ મહાસભા તરફ નહોતું—જોકે પ્રસક્ષ વિરોધ તેમણે બતાવ્યો



સ્વ. સર નારાયણ ચંદાવરકર

નહોતો—પરંતુ વિનીતદળના જુદા મંડળ તરફ હતું અને તેઓ કાઉન્સીલ ઑફ સ્ટેટમાં પ્રજાના પ્રતિનિધિ તરીકે જવા ધારતા હતા. દરમીઆન તેમની ધારાસભાના પ્રમુખ તરીકે નીમણૂક થઇ જે તેઓએ સ્વીકારી અને છેલ્લાં બે અઢી વરસ થયા તેઓ તે હોદ્દા પર કામ કરતા હતા.

યુગ પલટાવા સાથે આદર્શો ને નેતાઓ પણ નવા નવા જાગે છે. આ નવીન વર્ગની દૃષ્ટિએ સર નારાયણના જીવનમાં બોધ અને

મહાન્ કાર્યો કરતાં મર્યાદાઓ વધુ દેખાય એ સ્વાભાવિક છે; તોપણ, ઉપલી રૂપરેખાથી સમજાશે કે તેમના ગુણકર્મો તેમના સમવયસ્કો ને સમકાલીનો હજુ ઘણાં વર્ષ સુધી આદર સહિત સંભારે તેવાં હતાં.

### ભાવનગરમાં ચિત્રોનું પ્રદર્શન

જે સમયે ગુજરાતમાં ઉંચા પ્રકારની ને ચિરંજીવ ચિત્રકલા ભાગ્યેજ હસ્તીમાં છે એમ કહી શકાય અને પ્રજામાં કલાનો શોખ ને ઉત્તેજન નહીં જેવાંજ છે એ વસ્તુસ્થિતિ ડગલે પગલે દેખાઇ આવતી હોય, તે સમયમાં ગુજરાતીઓની કલાવૃત્તિ કેળવવા અને પોષવાના સર્વ પ્રયાસો આવકારપાત્ર ગણાવા જોઇએ. તેવો એક પ્રયાસ ગયા માસની આખરે ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન તરફથી થયો હતો એમ જાણી પ્રત્યેક સરકારી ગુજરાતી ખુશ થશે. ભવનના સંચાલકોએ પોતાના કર્તવ્યપ્રદેશ શિક્ષણનો વિસ્તારી અર્થ કરીને બાળકો ઉપરાંત નગરજનોની કેળવણીના કામ પર પણ નજર દોડાવીને આ ચિત્રોનું પ્રદર્શન ભર્યું એ સંતોષપ્રદ અને આશાજનક કાર્ય થયું છે. જે દેશોમાં લોકો વ્યાપારજીવનમાં રચ્યાપચ્યા હોવા છતાં, આપણા જેટલા અંશે કલાજીવન વીસારી બેઠા નથી. ત્યાં આવાં ચિત્રપ્રદર્શનો વારંવાર થાય છે અને કાયમનાં ચિત્રાલયો પ્રજાકીય મીલકતનાં મહત્વનાં અંગ હોય છે એ જાણીતું છે. આપણે ત્યાં સાહિત્ય પરિષદોને ટાંકણે ભરાતાં પ્રદર્શનોમાં ચિત્રવિદ્યાના જુનાનવા નમુનાઓને સ્થાન મળે છે, પણ પ્રજાનો કલાપ્રેમ એટલાથીજ સંતોષાઇ રહેતો જણાય છે. આ સ્થિતિ આપણા કલાપ્રેમનું ઉંડાણ સૂચવવા પુરતી છે. આવી દશામાં, ભાવનગરે કરેલી પહેલનું અનુકરણ આપણાં બીજાં નગરો વારંવાર કરતાં રહે એ જરૂરનું છે.

પ્રદર્શન ખુલ્લું મૂકતાં ગ. રવિશંકર રાવળે કરેલું ભાષણ એક કરતાં વધુ દૃષ્ટિએ વિચારણીય છે. ચિત્રકારને પોતાના "વિચારો ભાષામાં વ્યક્ત કરવાનો સમય આવે છે ત્યારે તેની કફોડી સ્થિતિ થાય છે" એ તેમના વચન છતાં, પોતાનાં કથનો વધારે વ્યવસ્થિત રીતે તેઓએ રજુ કર્યાં હોત એમ ઇચ્છયા વિના રહેવાતું નથી. ખાસ કરીને, તેમના સામાન્ય શ્રોતાગણના લાભ માટે તેમ થાય એ ઇષ્ટ હતું તોપણ, જે રૂપમાં ભાષણ આપણી પાસે આવ્યું છે તેને ચાળી કાઢતાં તેમાંથી ઘણુ મુદ્દા તરી આવતા જણાય છે. ચિત્રપરીક્ષા વીશે 'સાચી સમજણ,' ગુજરાતીઓના કલાહીનત્વ વીશે આકરી ફરીઆદ અને આ દશા ટાળવા શક્તિમાન હોય તેવી સંસ્થાઓ અને સાધનોનું—એ કામ રાજ્ય, કેળવણીકારો અને ધર્મપ્રચારકો કરી શકે એ મતલબનું—સૂચન. આ એકેક મુદ્દા વીશે અહીં વીગતવાર ચર્ચા કરી શકાય નથી પરન્તુ એટલું તો સુસ્પષ્ટ છે કે આખા ભાષણમાં રા. રાવળનો ઉચ્ચ કલા માટેનો ઉત્સાહ તરવરી રહે છે એ ઉત્સાહ વખતે અધીરતાનું રૂપ પણ ધારે છે, પરન્તુ એ તુરત માટે નીભાવી લેવી જોઇએ કેમકે એ અધીરતા મંગલ છે અને આપણા કલાકારો ઐતિહાસિક દૃષ્ટિએ જેમજેમ જીવન સમજતા થશે તેમતેમ હાલની સ્થિતિ તેમને પણ તુરત માટે સહજ અને અનિવાર્ય લાગશે.' એ દૃષ્ટિના વિકાસથી આપણી ચિત્રકલાને વધુ શાસ્ત્રીય અને સ્વાભાવિક માર્ગે દોરવાના ઉપાયો પણ વધુ સહેલાઇથી સૂઝશે. અત્યારે તો સંક્રાન્તિકાળ ચાલે છે એટલે રા. રાવળ પણ સ્વીકારે છે તેમ હેવેલ અને ફર્ગ્યુસનજ આપણા ખરા માર્ગદર્શકો બની શકે. અને, આ પ્રદર્શનમાં પણ મોટે અંશે બન્યું હતું તેમ, પાશ્ચાત્ય કલાના જુદા જુદા સર્વોત્તમ નમુના ઘટતે રૂપે પ્રજાને નજર કરીને આપણે તેની કલાવૃત્તિ પોષી શકીએ, સાથે સાથે, આપણી પ્રાચીન ને મધ્યકાલીન કલાકૃતિઓમાંની પણ સુન્દરતમ હોય તેનાં અભ્યાસ-અવલોકનને ઉત્તેજન આપી શકીએ. ઉપરાન્ત, આપણા ચિત્રકારો પણ મનુષ્યહૃદયના વિવિધ ભાવોનું અને મનુષ્યાકૃતિમાં જુદાં જુદાં અંગોનું અધ્યયન ધ્યાનપૂર્વક ને શાસ્ત્રીય પદ્ધતિથી કરે અને પોતાની શ્રેષ્ઠ કૃતિઓમાં તે મૂર્ત કરી શકે. એ પરિવર્તન થતું જશે તેમતેમ ચિત્રકલા ઉભય એકેકના કાર્યને વધુ સંતોષથી અને આનંદથી સત્કારશે અને સામાન્ય જનતામાં પણ કલાનો શોખ ને ખપ વધતો જશે એ નિઃશંક છે.

---

આ "ગુજરાત" પત્ર શ્રી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ માટે કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટે શ્રી સાહિત્ય પ્રેસ, ઘર નં. ૨૭, એસ્પ્લાનેડ લેન, કોટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી શ્રી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયશંકર કલ્યાણરાયે પ્રકટ કર્યું



પુસ્તક ૩ ] દ્વિતીય જ્યેષ્ઠ ૧૯૭૯ [ અંક ૪

# જય થજો જય થજો—

જ્યાં વસ્યા

આર્ય સંસ્કારની સૌરભ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ ક્ષાત્રિયમદ અખિલ વિદારતા,
રણઘૂમનાર કડવીર વિપ્ર તે
રામ ભાર્ગવ વસ્યા,—
શત્રુને મારતા, મિત્રને તારતા
પ્રેમ ને શૌર્યના સત્ય સ્વીકારતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિ'કામનો
પાઠ શીખવાડતા,
વિશ્વના અંશ યોગીંદ્ર ગરુડધ્વજ
કૃષ્ણયાદવપતિ—
રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યની સદા,
આત્મા અચલ આનંદ રગી ધારતા,

શત્રુ કે મિત્રમાં, શૂદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુવ્રત, અજાતશત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા
ખળભળાવનાર સહુનિશ્ચર
મોહન મહાન નર,—
એવી આ
સુભટ ઉત્તમ અહિત
કુક્કુટધ્વજ સહિત
સૈન્ય જેનાં અજિત
ભમરકજ્જલ્લ બહાદુર પ્રૌઢ પ્રતાપી મહા
પરમાધીશ જયસિંહ તે સિદ્ધરાજની
પુનિત
ગુજરાતનો.

ક્તિમાં હોય તેટલે સુધી આદર્શ રાખીને, કારા વિચાર ઉચ્ચ રાખીને પુરૂષોને પણ તાવત કે સ્ત્રીને હલકી ગણવી એ ભૂલ છે. ને મ્હારાં બાળકોને પણ તેમ શીખવત.

જો હું કૉલેજમાં ભણતી હોત, અને મ્હારી સાથેના કોઈ વિદ્યાર્થીને હમારામાંથી કોઈની સાથે પ્રેમમાં પડેલો દેખત તો ત્હેને અણુમાત્ર પણ હાસ્ય કે તિરસ્કારને પાત્ર ના ગણુત. કારણુ પ્રેમમાં પડવા માટે ઇશ્વરે સ્થળકાળનાં બન્ધન નિર્માણુ કર્યાં નથી.

અલબત્ત, એ તો મ્હારે કહેવાની જરૂર નથી કે લગ્નની બાબતમાં જૂઠી શરમ ના રાખતાં માતપિતાને મ્હારી ઇચ્છિા જણાવત અને મ્હારી ઇચ્છિત વ્યક્તિ સાથે જ લગ્ન કરત. કદાચ જો તેમ કરવા મ્હારાં માતપિતા મ્હારા સર્વ પ્રયત્ન છતાં સંમતિ ના આપત તો સમૂળગું લગ્ન ના કરત. અમુક માણસ સાથે કદાચ ના પરણવા દે (જો કે બીજા સંજોગો અનુકૂળ હોય અને માતપિતા ના જ માનતાં હોય તો માતપિતાની સંમતિ વગર પણ લગ્ન કરત–પણ કદાચ તેમ ના થાય એમ માનિયે તો પણ) કાંઇ તે માટે બીજા સાથે જબર-જસ્તીથી તો પરણાવી ના જ શકે. કારણુ મ્હને પણ હઠ લેતાં આવડે છે. માર્ગમાં જો બીજી હરકતો હોત તો તે સર્વ ઉપર બનતા સૂધી વિજય મેળવત.

અને જો કદાચ મ્હારો પતિ કમાતો ના હોત, છતાં કોઈ કારણુસર તુર્ત લગ્ન કરવાનું હોત, તો ત્હેમાં તે કમાતો નથી તે કારણથી હું વાંધો ઉઠાવત નહિં. એ જ્યહાં સૂધી કમાવા લાગે ત્હાં સૂધી હું ખુશીથી મ્હારાં સાસરિયાં-માં રહત. અને જો કે તેટલો કાળ મ્હને સંપૂર્ણ સ્વતંત્રતા ના મળત તો પણ હું હેનાં "સમ્બન્ધિયોના બન્ધની બેડી"થી જકડાઇ છું એમ તો કદાપિ ના માનત. કારણકે હું એટલું ધ્યાનમાં રાખત કે મ્હારા પિતાને ઘેર પણ હું મ્હારાં ભાઇ ભાન્ડુના ભેગીજ રહેતી હતી. ત્હાં પણ કાંઇ દરેક જણુ મ્હારા જ વિચાર પ્રમાણે ન્હોતું વર્તતું, અને અનેક પ્રસંગોએ તકરારો પણ થતી. પણ તે સર્વ સદ્ભાવથી વીસરી જતી. તો મ્હારા પતિને ત્હાં પણ કદાચ મ્હને કોઇની સાથે ના ફાવે તો તે પણ મનમાં સદ્ભાવ રાખી ભૂલી જાત.

એક મ્યાનમાં બે તરવાર સમાય નહિં એ કહેવત પતિના ઘર માટેજ અને સાસુ-વહુ માટેજ શા માટે યોગ્ય ગણાતી હશે તે હજી મ્હારા સમઝવામાં નથી આવતું. કદાચ એમ કારણુ હશે કે સાસુ અને વહુ બન્ને પોતાને ઘરનાં માલિક સમઝે છે. સાસુ ભૂલી જાય છે કે વહુ સમઝણી થયા પછી પોતાની મુખત્યારી ઉપર કાંઇક કરી શકે; અને વહુ ભૂલી જાય છે કે જેમ પિતાને ઘેર માતા-પિતાનું જ ચાલતું તેમ અહિં સાસુસસરાનું ચાલે એ સ્વાભાવિક છે. કારણુ પતિને મન તો તે માતાપિતા જ છે. અને હું જો સ્ત્રી હોત તો એટલો જ વિચાર કરત કે પિતાના ઘરમાં જેમ હું માતાના કહ્યામાં રહેતી તેમ અહિં સાસુના કહ્યામાં મ્હારે રહેવું જોઇયે. પ્હેલેથી એમ તો ના જ માની લત કે સાસરિયાં એટલે જુલ્મી અને દુષ્ટ જ હોય. તેમ કદાચ જો મ્હારો પતિ માતાપિતાની લાગણી ખાતર પોતાની ઇચ્છિા દૂર મૂકી ત્હેમની ઇચ્છા પ્રમાણે કરત, અને કદાચ મ્હને પણ તેમ કરવા કહત તો હું ત્હેને "માવડીમુખો" તો ના જ કહત. કારણુ કુમારિકા અવસ્થામાં આપણે પણ અનેક વાર માતપિતાની ઇચ્છાને, આપણી પોતાની ઇચ્છા કોરાણે મૂકીને, આધીન થતાં. તે જ પ્રમાણે મ્હારો પતિ

કરે, અને પોતાની ખાતર આપણને તેમ કરવા કહે તો હેમાં હું તો કાંઇ હેનો દોષ કાઢત નહિ.

સાસરિયાંમાં રહેવાથી સુખ મળતુજ નથી કે લગ્ન પછીનો આનન્દનો સમય દુઃખમાજ જાય છે એમ હું માનત નહિ, પણ ભિન્નભિન્ન પ્રસંગોમાંથી હું અને મ્હારો પતિ મળીને આનન્દ મેળવત. સાસુ તો જુલ્મી જ હોય એમ માનીને જો હું મ્હારૂં જીવન શરૂ કરત તો તો નક્કી મ્હારૂં જીવન ક્લેશથી ભરપૂર થાત પરન્તુ એ પણ મનુષ્ય છે, હેનામાં ખોટા તેમજ સારા ગુણ હોઇ શકે એ વિચારથી હું રહત. અને એ વિચારને લીધે સ્વાભાવિક રીતે મ્હારૂં વર્તન હેવુ રહત કે સાસરિયાને હું પ્રિય થઇ પડું. કારણ લગ્ન પછી તરત જુદા રહી શકાય હેવી કાંઇ બધાની આર્થિક સ્થિતિ હોય જ હેવું ના બને. અને પતિ કદાચ કમાતો હોય તો પણ બધું ખરચ માથે ના પણ વ્હોરી શકાય અથવા એક જ ગામમા હોય તો જુદાં જુદાં ઘર માંડવામા સામાન્ય સ્થિતિના માણસને માટે સાધારણ સંયોગોમા કાંઇ અર્થ નથી. અલબત્ત, સંયુક્ત કુટુમ્બની સંસ્થા ઉત્તમ છે એમ મ્હારૂં ક્ષણભર પણ કહેવુ નથી. અને જો જુદા રહી શકાય તો ઉત્તમ એ સંશય વગરની વાત છે પરન્તુ મારે ગમે તે ભોગે પણ બસ જુદા જ રહેવુ એમ તો હું ના જ માનત. અને જો સંજોગોને લીધે મ્હારે મ્હારા પતિનાં કુટુમ્બીજન સાથે રહેવાનુ થાત તો મ્હારૂં વર્તન ઉપર પ્રમાણે રાખત (આ વાત અશક્ય નથી એ હું પ્રત્યક્ષ અનુભવ ઉપરથી કહું છુ. મ્હારા પરિણિત જીવનની શરૂઆતમા મ્હારે થોડો કાળ મ્હારા કુટુમ્બીજન ભેગાં રહેવું પડયું હતું. તે વખતે મ્હારી સુશીલ પત્નીએ પોતાના વર્તનથી સર્વનાં મન રંજન કરી લીધાં હતાં અને હમે મનમાન્યું સુખ માણ્યું હતું). હું જો સ્ત્રી હોત તો, સાસરિયાં માત્ર જુલ્મી અને દુષ્ટ હોય એમ માની લેતા પ્હેલા એ વાત ધ્યાનમાં રાખત કે હું તથા મ્હારા ભાંડુ તથા મ્હારા માતપિતા કોઇકિનાં સાસરિયા થઇશું. અને જુલ્મીપણા અને દુષ્ટતાનો સિદ્ધાન્ત જો સામાન્ય બનાવી દઇયે તો હમે પણ કોઇકિને જુલ્મી અને દુષ્ટ અને પરિણામે કડવાં ઝેર જેવાં લાગીશુ તો હું એટલુ યાદ રાખત કે જેમ મ્હારી ભોજાઇ પાસેથી મ્હારે તથા મ્હારાં માતપિતા માટે, અને ભવિષ્યમા મ્હારી પુત્રવધૂ પાસેથી મ્હારે તથા મ્હારા પતિ માટે સદ્‌ભાવની આશા રાખુ તેમજ મ્હારા પતિના સમ્બન્ધિયો પ્રત્યે મ્હારે સદ્‌ભાવ રાખવો જોઇયે

હું જો સ્ત્રી હોત અને મ્હને મ્હારો પતિ કોઇ નજીવી ભૂલ માટે ધમકાવી નાંખત તો હું તે વખતે નહિ તો પછીથી તો એટલો વિચાર કરતજ કે મનુષ્યમાત્ર ક્રોધને વશ છે, અને હું પણ અનેક વાર મ્હારા કરતા ન્હાનાં ભાડુને કે મ્હારા બાળકોને અને કદાચ મ્હારા પતિને પણ હેવી જ નજીવી ભૂલ માટે ધમકાવી નાખુ છું અને એટલુ યાદ રાખત કે કોઇ પણ ઘરમાં જ્યહાં એકથી વધારે મનુષ્ય રહેતાં હોય ત્યહાં યદિ મહિ નજીવી બાબતોમાં સંઘર્ષણ તો થવાનુ જ-પછી તે ભાનુ હોય, મિત્ર હોય, માતા-પિતા અને બાળક હોય, કે પતિ પત્ની હોય. અને નજીવી બાબતોમા સઘર્ષણ થાય તે જ યોગ્ય છે. કારણ જો કોઇ દિવસ હેવા સઘર્ષણ ના થતા હોય અને એકદમ મ્હોટી બાબતોમાં જ તકરાર ઊઠે તો કુટુમ્બોમા પતિપત્ની વચ્ચે હેવો ક્લેશ થાય કે હેમાથી જીવન પર્યન્તનુ દુઃખ થાય અને

સમ્બન્ધ તૂટી જાય. હેવાં ન્હાનાં સંઘર્ષણો સહનશીલતા અને ક્ષમાવૃત્તિ શીખવે છે.

અને હું જો સ્ત્રી હોત અને કદાચ મ્હારો પતિ મ્હારાં સમ્બન્ધિઓની મશ્કરી કરત કે ખોડ કાઢત તો મ્હને એ વિચાર આવત. એક તો એ કે પતિપત્ની વચ્ચે સંપૂર્ણ છૂટ જોઈયેજ—કદાપિ અપ્રિય સત્ય કહેવા સુધીની પણ છૂટ જોઈયે. અને તેથી એકબીજાનાં સમ્બન્ધી વિશે બન્ને જણ છૂટથી બોલી શકે—ભલે હેમાં કોઈ વાર મશ્કરી પણ આવે. અને બીજો વિચાર હેને લગતો એ આવે કે સ્ત્રીઓ પણ સાસરિયાંની ખોડો પતિને મ્હોયે સુદ્ધાન્ત કાઢવામાં (હેમને જુલ્મી તથા દુષ્ટ કહેવાનું પણ) બાકી રાખતી નથી. તો જો હું મ્હારા પતિનાં સમ્બન્ધિયોની ખામિયો બતાવી શકું, અને માત્ર મિત્રો દેખતાં જ નહિં પણ જાહેરમાં હેમને જુલ્મી તથા દુષ્ટ કહેવાની હદ સુધી જઈ શકું, તો હેમને પણ મ્હારાં સમ્બન્ધી વિશે કહેવાનો હક છે. ઉલટું આપણી સમાજમાં તો એમ જ બને છે કે પત્ની જ ખોડો કાઢ્યા કરીને અંતે પતિ અને હેનાં કુટુમ્બિયો વચ્ચે કલેશ ઉત્પન્ન કરાવે છે. હેવું તો હું કોઈ કાળે ના કરૂં. તેમ પત્ની દોષ કાઢે માટે પતિયે પણ કાઢવા જોઈયે એમ પણ મ્હારૂં કહેવું નથી. પણ એટલું જ કે ઉપર કહ્યું તેમ પતિ પત્નીના આરસપરસના નિકટ સમ્બન્ધને પરિણામે આવતી છૂટથી જેમ બીજાનાં વિશે વાત કરેછે તેમ એકબીજાનાં સમ્બન્ધિયો વિશે વાત કરવામાં આઘાત કરવાનો જ ઇરાદો છે એમ હું માની ના લઉં અને કદાચ મ્હારા પતિ કોઈવાર કોઈ મિત્રને મ્હોંયે મ્હારી "હાજરી કે ગેરહાજરી"માં એમ વાત કરે તો હું આઘાત લગાડું નહિં.

"પતિ એટલે પરમેશ્વર" એ કહેવતનું રહસ્ય કેટલાં સમજે છે? હું જો સ્ત્રી હોત તો હેનું ખરૂં રહસ્ય સમજીને બીજાને સમજાવત. "પતિ એટલે પરમેશ્વર". એ કહેવત રચનારને બિચારાને મનમાં પણ નહિં હોય કે પતિને સર્વશક્તિમાન જગતકર્તા જેવો સંપૂર્ણ માનવો. સર્વ કોઈ જાણેછે કે મનુષ્ય માત્ર સંપૂર્ણ નથી, અને કાળાન્તે પણ થશે નહિં. હેનો અર્થ હું તો માત્ર એટલો જ કરત કે પતિ એટલે સ્ત્રીનું સર્વસ્વ. હેની પૂજા કરવી એમ નહિં, પણ હેના પ્રત્યે માન રાખવું એટલું જ. અને સ્ત્રીજાતિનો સ્વભાવ જ છે કે પતિને પોતાનું સર્વસ્વ ગણવો. કારણ સ્ત્રીનું હૃદય પ્રેમથી ભરપૂર હોય છે.

જો હું સ્ત્રી હોત, અને કદાચ મ્હારો પતિ અમુક વખતે આવીશ એમ કહ્યા છતાં મોડો આવત તો એ ઘરની discipline નો ભંગ કરે છે એમ ના માનત, પણ એ ધ્યાનમાં રાખત કે પુરુષને ઘણી વખત અણધાર્યાં કામ આવી ચઢે છે. તેમ એ પણ વિચારત કે આખા દિવસના કામથી કંટાળીને પોતાના કોઇ મિત્રને મળવાનું પણ હેને મન થયું હોય તો હેમાં કોઇ હેને દોષ દેવા જેવું નથી. હ્વને મ્હારી સાંખયોને મળવાનું મન થાય કે નહિં? અને જીવનમાં શું હેવા પ્રસંગ નહિં આવતા હોય કે હું મ્હારી સખીને મળવા ગઇ હોઉં અને ધાર્યા કરતાં વાર થઇ હોય અને મ્હારો પતિ મ્હારી વાટ જોઇ બેઠો હોય? અને રોજનું જીવન clockwork regularity થી ચાલે તો જ discipline જળવાય એમ હું કદાપિ માનત નહિં.

જો મ્હારા પતિને કોઇ ન્હાની કે મ્હોટી મ્હને ના પસંદ પડે હેવી ટેવ હોય તો હું

ને કહાવવા પ્રયત્ન કરૂં અને હેમાં સફળ ના થાઉં તો હેમાં મ્હારી જ હેના ઉપર અસર કરવાની શક્તિમાં ખામી ગણું.

બાળકોએ આખો દિવસ ત્રાસ આપી મ્હને થકવી નાંખી હોય અને પછી મ્હારો પતિ હેમને ઘડીભર ના રાખે તો હેમા હેમને "મનોમથન" થાય છે એમ ના માની લેતા એમ જ ધારૂં કે પુરૂષને આખો દિવસ ઘણું વધારે અને ઘણી વાર તો વધારે કંટાળાભરેલું કે ચિન્તા અને ઉદ્વેગ ઉત્પન્ન કરાવનારૂં કામ કરવું પડે છે તો તે ઘેર આવે તે વખતે થાકેલા હોય અને બાળકને ના પણ રાખે બાળકને હું રાખું હેમા પતિ ઉપર કે જગત ઉપર હું ઉપકાર કરતી નથી. કારણ બાળક ઉછેરવા એ ખરૂં જોતા ઈશ્વરે રચેલી સૃષ્ટિ પ્રમાણે પણ સ્ત્રીનું જ કામ છે પતિ મદદ કરે તેટલી હેમની મ્હેરબાની.

હું જો સ્ત્રી હોત તો સૌથી પ્હેલું એ ધ્યાનમાં રાખત કે "સંસારને હાલ છે તે કરતા વધારે સારો બનાવવો એ સ્ત્રીઓના જ હાથમાં છે અને તેમ કરવા યત્ન કરત કારણ ગમે તેટલી પુરૂષ જાતિ પોતાને શ્રેષ્ઠ માનતી હશે તો પણ જ્યહાં જોઈશે ત્યહાં જણાશે કે પુરૂષ માત્ર ઈચ્છા અનિચ્છાએ, જાણ્યેઅજાણ્યે પોતાની સ્ત્રીને જ વશ હોય છે (હું તો છું જ) કદાચ એ એ પોતે નહિં જાણતો હોય, અને એમ માનતો હશે કે મ્હારૂં જ ચાલે છે. પરન્તુ જ્યહાં ત્હેનું ચાલતું હશે તે એક જ કારણથી, કે ત્હેની પત્ની સુશીલ હશે અને ત્હેનું માન રાખીને ત્હેનું ચાલવા દેછે પણ સોમાં એક પણ સુગમ બાબતે હેતુ નીકળશે કે જ્યહાં સ્ત્રીની સ્પષ્ટ અથવા અસ્પષ્ટ અસર પતિ ઉપર ના હોય. અને તે હાલના નવી પદ્ધતિના જીવનમાં જ નહિં, પણ આપણા જૂનામાં જૂના વિચારનાં કુટુમ્બોમાં પણ હું તો એ જ સ્થિતિ જોઉં છું. તે એટલે સુધી કે આપણામાં એક હેવા અર્થની કહેવત છે કે ડાહી ઘણી ગાંડી (કે દુષ્ટ) બૈરીએ ભૂંડો બને, અને ગાંડો ધણી પણ ડાહી બૈરીએ ગમે ત્હાં સમાય. સારાંશ એ કે સંસારના સુખદુઃખનું મૂળ સ્ત્રી છે. કારણ સ્ત્રી પત્ની છે, અને માતા છે. હું જો સ્ત્રી હોત તો આ વાત બરાબર ધ્યાનમાં રાખત અને મ્હારી શક્તિ પ્રમાણે "સંસારને હાલ છે તે કરતા બહુ વધારે સારો બનાવવા" પ્રયત્ન કરત, અને મ્હારાં બાળકોને તેમ કરવા પ્રેરણા કરત, અને ગૃહ તેમજ શાળાના શિક્ષણદ્વારા તેમ કરવાને યોગ્ય બનાવવાનો પ્રયાસ કરત. અને સંસારમાં જે દોષો છે તે માટે બિચારા પુરૂષને—સ્ત્રીના હાથમા રમકડા જેવા પુરૂષને—જવાબદાર ના ગણત. The hand that rocks the cradle rules the world, એ માત્ર અર્થહીન શબ્દોનો રણકાર નથી, પરન્તુ આપણી સૃષ્ટિની રચનાના ગૂઢ મર્મનું શબ્દોદ્વારા દર્શન છે.

વળી હું જો સ્ત્રી હોત, અને "જો હું પુરૂષ હોત તો" હેવો લેખ લખવા બેઠી હોત, તો પુરૂષના સમાજ-જીવન વિષે કાંઈક વિસ્તારથી લખત અથવા હાલના યુવકવર્ગમા કેટલીક વધારે સ્પષ્ટતાથી જણાઈ આવતી ખામિઓ વિષે કાંઈક સૂચના કરત. અને માત્ર પતિ-પત્નીના ગૃહજીવનના બાળુ નજીવા અને તુચ્છ પ્રસંગો—જેનું જીવનના સુખદુઃખમાં સ્થાન પણ નથી એમ કહિયે તો ચાલે હેવા પ્રસંગો—વર્ણવવામા કાલક્ષેપ ના કરત.

# બાવા આદમની નોંધપોથી*

અનુવાદક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
એલ. ઈ. ઈ., સભ્ય, સાહિત્ય સંસદ.
[ પૃષ્ઠ ૧૧૦થી સંપૂર્ણ ]

બીજે વર્ષે:

હું જ્યારે ઉત્તર તરફ ખોરાકની શોધમાં ગયો હતો ત્યારે ઇવે એક નવા પ્રાણીને પકડ્યું હતું; અમારી ઝુંપડીથી બે માઇલ છેટે હોય કે પછી ચાર માઇલ હોય—ઇવ નક્કી કહી શકતી નથી—ઇવે તેને એક બીજા ઝુંપડામાં મેળવેલું. અમે તેનું નામ કેઇન પાડ્યું છે. કેટલીક વિગતોમાં તે અમને મળતું આવે છે અને કદાચ અમારું સગું પણ હોય એવો મત ઇવનો છે. પણ મને આ મત ભુલભરેલો લાગે છે. અમારા અને એના કદમાં જે તફાવત છે તેને લઇને એવા નિશ્ચય ઉપર અવાય છે કે એ એક નવી જાતનું પ્રાણી છે—કદાચ માછલી પણ હોય. જો કે અલબત્ત, તે માછલી છે કે નહીં એ જોવા, મેં એને પાણીમાં મુક્યું ત્યારે તે ડુબીજ ગયું; અને હું તે પ્રયોગ બરાબર અંત સુધી જોઇને કોઇ નિશ્ચય ઉપર આવું તે પહેલાં તો ઇવે


રડીવારે ઇવ પેલી માછલીને પોતાના શરીર ઉપર અઅડવા દે છે.

* મુળ અંગ્રેજી લેખક: માર્ક ટ્વેન

ડુબકી મારી તેને પાછું કાઢયું. હું તો હજી પણ માનું છું કે એ માછલી છે પણ એ શું છે એ પ્રશ્ન સંબંધી ઇવ તો તદ્દન ઉદાસીનજ છે, અને તે નક્કી કરવાને માટે મારે પ્રયોગ કરવો હોય તો તે પણ કરવા દેતી નથી. મને આમાં સમજણ પડતી નથી પેલા નાના પ્રાણીના આવ્યા પછી ઇવનો આખો સ્વભાવજ બદલાઇ ગયો છે, અને કોઇ પણ અખતરાની એ સામેજ થઇ ગઇ છે. કોઇ પણ બીજા પ્રાણી કરતાં આના ઉપર તે વધુ હેત રાખે છે; પણ એમ શાથી થાય છે તે સમજાવી શકતી નથી. તેનું ચિત્તજ ભ્રમ થઇ ગયું છે–ઘણી બાબતો ઉપરથી એમજ જણાય છે કેટલીક વાર જ્યારે પેલું નાનું પ્રાણી અવાજ કરે છે અને પાણીમાં જવા માગતું હોય તેમ બીમ પાડે છે ત્યારે ઇવ લગભગ અડધી રાત તે માછલીને હાથમાં લઇને ફર્યા કરે છે આવે વખતે જે છિદ્રોમાંથી ઇવ લુએ છે તે છિદ્રોમાંથી પાણી નીકળે છે, પેલી માછલીની પીઠને પોતે હાથે ઠોકે છે અને તેને શાંત પાડવા મોંથી ધીમા, મીઠા અવાજ કરે છે. અને પોતાની લાગણી હજાર જુદે જુદે માર્ગે પ્રદર્શિત કરે છે આ પ્રમાણે બીજી માછલીઓ જોડે વર્તતાં મેં તેને કોઇ દિવસ જોઇ નથી અને આવું તેનું વર્તન જોઇને મને ઘણી વ્યથા થાય છે. જ્યારે અમારી પાસે અમારા વાઘબચ્ચાં હતાં ત્યારે તે નાના નાના વાઘને આ પ્રમાણે લઇને ફરતી અને તેમની સાથે રમતી પણ ખરી. પણ તે માત્ર રમતમાંજ. જ્યારે તેમને ખોરાક રચતો નહીં ત્યારે આવી રીતે રડતી કે કકળતી કે કલ્પાંત કરતી નહીં.

રવિવાર:

ઇવ રવિવારને દિવસે કામ કરતી નથી પણ થાકી ગએલી હોવાથી માત્ર સુઇ રહે છે. તે વખતે તે પોતાના શરીર ઉપર પેલી માછલીને ગબડવા દે છે. તેને ખુશ કરવાને માટે મુર્ખાઇભર્યાં અવાજો કરે છે અને તેના પંજા ચાવી જતી હોય તેમ કરે છે એટલે માછલી હસે છે. હસી શકે એવી માછલી મેં અગાઉ જોઇ નહતી. આથી મને શક પડે છે... . હવે તો મને પણ રવિવાર ગમવા માંડયો છે. આખો વખત કામ ઉપર દેખરેખ રાખ્યાથી એવા થાકી જવાય છે! રવિવાર થોડા વધારે જોઇએ. અગાઉ રવિવારથી કંટાળો આવતો પણ એ તો ઠીક છે.

બુધવાર:

પેલું નાનું પ્રાણી માછલી નથી. પણ તે શું છે એ હું બરાબર જાણી શકતો નથી. જ્યારે તે આનંદમાં હોય છે ત્યારે ચીચી કરીને હૂમે છે અને દુઃખમાં હોય છે ત્યારે વિચિત્ર અવાજો કરે છે. અમારા જેવું તે નથી કારણ કે તે ચાલી શકતું નથી, તે ઉડી શકતું નથી એટલે તે પક્ષી પણ નથી, કૂદકા મારતું નથી, એટલે તે દેડકો પણ નથી પેટે ઘસડીને ચાલતું નથી એટલે તે સાપ પણ નથી. તે તરી શકે છે કે નહીં એ વીશે તપાસ કરવાની જો કે મને તક મળી નથી છતાં એ માછલી તો નથીજ એવી મારી ખાત્રી છે. તે પડીજ રહે છે અને પોતાના પગ અદ્ધર રાખે છે. કોઇપણ પ્રાણીને મેં આમ કરતાં જોયું નથી. કદાચ એ 'ગોટ' પ્રકારનું મોટું જીવડું તો નહીં હોય! જો તે મરી જાય તો તો હું તેને આખું ચુંથું પાડીને જોઇશ કે એની અંદર કેવી ગોઠવણ છે. આવી મુંઝવણ કરાવનાર કોઇ બીજી વસ્તુ મને મળી નહતી

ત્રણ માસ પછી:

મુંઝવણ ઓછી થવાને બદલે વધતી જાય છે. હું હાલ બહુ થોડું ઉંઘું છું. પેલું

નાનકડું પ્રાણી ચત્તાં પડી રહેવાને બદલે ચાર પગે ચાલે છે, પણ બીજાં ચોપગાં પ્રાણી કરતાં આ એક બાબતમાં જુદું પડે છે. આને આગલા પગ ઘણાજ ટુંકા છે એટલે પરિણામે તેનો પાછલો ભાગ બહુજ ઉંચો થાય છે. આથી એ જરાય આકર્ષક લાગતું નથી. તેના શરીરનું બંધારણ અમારા જેવુંજ છે પણ તેની ચાલવાની રીત જુદી છે એટલે એ અમારી જાતનું નથી એમ સિદ્ધ થાય છે. આગલા ટુંકા પગ અને પાછલા લાંબા પગને લઇને એ કાંગારુની જાતનું છે એમ લાગે છે; પણ કાંગારુની જાતથી આનામાં એક ખાસ જુદો ગુણ છેઃ જ્યારે કાંગારુ કુદકા મારતું ચાલે છે ત્યારે આ કોઇ દિવસ કુદતુંજ નથી. છતાં પણ, આ બહુ વિચિત્ર અને લક્ષ ખેંચાય તેવી જુદી જાત છે અને અગાઉ તેની કોઇ પણ વર્ગમાં ગણત્રી કરવામાં નથી આવી. મેંજ આને શોધી કાઢ્યું તે ઉપરથી આ શોધનું માન તે પ્રાણીને મારું નામ આપીને ખાટી જવાતું મને યોગ્ય લાગે છે અને તેથીજ મેં તેનું નામ "કાંગારુરમ આડમીઆનિસીસ" રાખ્યુ છે......



પેંદું નાનું પ્રાણી શું છે

જ્યારે તે આવ્યું ત્યારે એનું વય નાનું હશે કારણ કે ત્યાર પછી તો તે ઘણુંજ વધી ગયુ છે. તે વખતે એ જેવડું હતું તેના કરતાં હાલ તે પાંચગણું મોટું હશે અને તે વખતે જ્યારે તે અશાંત હોય ત્યારે જેટલો અવાજ કરી શકતું તેના કરતાં હમણાં તે આશરે બાવીસથી આડત્રીસ ગણો વધારે અવાજ કરી શકે છે. બલાત્કારની તેના ઉપર અસર થતી નથી પણ ઉલટું ઉંધીજ અસર થાય છે. આથી મેં એ રીત બંધજ કરી છે. પોતે જે વસ્તુ તેને આપવાની પહેલાં ચોખ્ખી નાજ પાડી હોય તેજ વસ્તુ તેને આખરે આપીને અને સમજાવી પટાવીને હવે તેને શાંત કરે છે. મેં જેમ પહેલાં જણાવ્યું તેમ તે જ્યારે પ્રથમ આવ્યું ત્યારે હું ઘરમાં નહતો અને પોતાને તે જંગલમાંથી જડેલું એમ ઇવે કહેલું. આ

ઉપરથી, આ જાતનું તે એકજ પ્રાણી હોય એ બહુ વિચિત્ર લાગે છે. પણ એમ હોવુંજ જોઈએ; કારણકે છેલ્લાં ચાર્યાં અઠવાડીઆં મેં જંગલે જંગલ શોધીને એનાજ જેવું પ્રાણી ખોળી કાઢવાના ઘણા યત્ન કર્યા પણ મિથ્યા. મને એમ હતું કે મારા સંગ્રહમાં એથી એકનો વધારો થશે અને આ પ્રાણીને બીજું રમનાર મળશે એથી એ જરા શાંત પડત અને અમે તેને સગવડતાથી ટેકવી શકત. પણ મને બીજું જડ્યુંજ નથી, તેમજ કોઈની નીશાની પણ જણાતી નથી અને સૌથી અજાયબ જેવું તો એ છે કે કોઈપણ તરેહના એવા પગલા પણ કોઈ ઠેકાણે દીઠામાં આવતાં નથી! તે જમીન ઉપરજ રહે છે અને પોતાનું રક્ષણ કરી શકતું નથી, તો પગલા પાડ્યા શીવાય એ આમતેમ જઈજ કેમ શકે? મેં ફાંસલાઓ પણ અનેક મૂકી પણ કંઈ વળતું નથી બીજાં બધાં નાનાં નાનાં પ્રાણીઓ એમાં પકડાઈ જાય છે પણ આજ પકડાતું નથી



"કાંગારૂમ આદમીઆનસીસ

ત્રણ માસ પછી:

કાંગારૂ હજી વધ્યેજ જાય છે એ બહુ વિચિત્ર અને મુંઝવણ ઉપજાવે તેવું છે કારણ કે કોઈ પણ કાંગારૂને વધતા આટલી વાર લાગી હોય તેવું મારા જાણ્યામાં નથી. તેના માથા ઉપર હવે રુંવાટી થઈ છે પણ કાંગારૂને જેવી હોય છે તેવી નથી—છે તો અમારા જેવીજ. ફેર માત્ર એટલો કે અમારા કરતાં વધુ સુંવાળી અને પાતળી. અને રંગે કાળી નહીં પણ સોનેરી. પ્રાણીવિદ્યાના કોઈપણ ધારાધોરણ વગર વિનાના આ વિચિત્ર ઢંગધડા વગરના અને બધાં ઉપજાવે તેવા વિકાસને અંતે મારું મગજ ખસી જશે એમ લાગે છે. હું જો એનાજ જેવું બીજું પકડી શકું તો—પણ તે આશા વ્યર્થ છે. આ જાતજ નવી છે અને આ તેનો એકજ નમૂનો છે એટલું તો ખુલ્લુંજ છે. આ બીચારું એકલું છે, તેને કોઈપણ સગુંવહાલું નથી. પોતાના જેવું ગણી શકે તેવું કોઈ પ્રાણી પણ તેની સાથે નથી, પોતે દુશ્મનના હાથમાં નથી પણ તેના ઉપર મમતા રાખે એવા માણસોની પાસે છે એવું સમજનાર પણ કોઈ નથી એવા એક

વિચારથી, તેને કૈંક તો આશ્વાસન મળે એમ ધારીને હું એક કાંગારુ પકડી લાવ્યો. તેની મૈત્રતાથી તેને આનંદ મળશે એમ મેં ધાર્યું હતું પણ એમાં ભુલજ થઇ—એ તો એને જોઇનેજ એવો ઘોંઘાટ કરવા લાગ્યું કે એણે અગાઉ કાંગારુને જોયાંજ ન હશે એવી મારી ખાત્રી થઇ ગઇ. એ ઘોંઘાટ કરનાર ગરીબ પ્રાણીની મને બહુ દયા આવે છે પણ તેને સુખ મળે એવું હું કૈં કરી શકતો નથી. જો હું એને હેળવી શકું—પણ તે તો અશક્યજ છે; જેમ જેમ હું યત્ન કરું છું તેમ તેમ હું તેને વધુ ઘોંઘાટ કરતું બનાવી દઉં છું. તે જ્યારે જ્યારે દીલગીરી અને ગુસ્સામાં આવી જાય છે ત્યારે ત્યારે મારું હૃદય ખિન્ન બની જાય છે. મારે તો એને જ્યાં જવું હોય ત્યાં જવા દેવું હતું પણ ઇવ તે—વાતજ સાંભળવાની ના પાડી. આ તેનું પગલું જરા ક્રૂર અને એની પ્રકૃતિની વિરુદ્ધ જણાયું. અને છતાં કદાચ ઇવનું કહેવું ખરું પણ હોય! કદાચ તે એથી કરીને વધારે અટુલું થઇ જાય; કારણ કે જ્યારે હું એવું બીજું શોધી શક્યો નહીં ત્યારે એ શી રીતે શોધી શકત?

**પાંચ માસ પછી:**

પેલું નાનકડું પ્રાણી કાંગારુ નથી. ના, નથીજ; કારણ કે ઇવની આંગળી પકડીને તે પાંચેક કદમ પોતાના પાછલા પગે ચાલી શકે છે અને પછી પડી જાય છે. કદાચ તે કોઇ નવી જાતનું રીંછ હશે; પણ છતાં તેને હજી પુંછડી નથી અને માત્ર માથાં શીવાય બીજા કોઇ પણ ભાગ ઉપર રુંવાં નથી. તે હજી પણ વધ્યેજ જાય છે—આ બનાવ બહુ વિચિત્ર છે, કારણ કે રીંછ તો બહુ નાની વયેજ ઉંચું થઇ જાય છે અને પછી વધતું નથી. પેલાં ફળ ખાધાના પ્રસંગ પછી રીંછ બહુ ભયાનક પ્રાણી થઇ પડ્યું છે એવે વખતે આના મોં પર કોઇ પણ જાતનો તોબરો બંધાય નહીં અને એમને એમ એ ઘરમાં છુટું રખડ્યા કરે એ સ્થિતિથી મને સંતોષ નથી. જો આને ઇવ છોડી દે તો તેને બદલે એક કાંગારુ લઇ આવવાનું મેં તેને કહ્યું પણ ઇવે તે માન્યું નહીં—હું તો ધારું છું કે ઇવે અમને ખોટાં, મુર્ખાઇભર્યાં જોખમોમાં ઉતારવાનો ઠરાવ કર્યો છે. તેનું મગજ અસ્થિર થઇ ગયું તે પહેલાં તેનો આવો સ્વભાવ નહતો.

**એક પખવાડીઆ પછી:**

મેં પેલા પ્રાણીનું મોં તપાસ્યું. હજી કૈં ભય જેવું નથી—તેના મોંમાં માત્ર એકજ દાંત છે. હજી તેને પુંછડી નથી. પહેલાં કોઇ પણ વખત નહોતું કરતું તેટલો અવાજ તે હવે કરે છે, અને તે પણ મુખ્યત્વે કરીને રાતે. હું તો બહાર નીકળી ગયો છું પણ સવારે સવારે નાસ્તો લેવા અને તેના મોંમાં વધારે દાંત આવ્યા છે કે નહીં તે જોવા જતો જઇશ. જ્યારે તેના મોંમાં બધાય દાંત આવી જશે ત્યારે પછી એને પુંછડી હશે કે નહીં છતાં પણ તેને ઘરમાંથી જવું પડશે, કારણ કે ભયાનક થવામાં રીંછને પુંછડીની આવશ્યકતા નથી.

**ચાર માસ પછી:**

હું એકાદ માસ બહાર ફરી આવ્યો તે દરમીઆન આ નવું પ્રાણી પોતાના પાછલા પગ ઉપર ઉભું રહીને ચાલતાં શીખી ગયું છે અને "પપ્પા" અને "મમ્મા" પણ બોલે છે. ખરેખર, આ એક નવાજ વર્ગનું પ્રાણી છે. અમારીજ ભાષાના શબ્દો સાથેનું આ સામ્ય કદાચ આકસ્મિક હોય અને તેમાં કૈં અર્થ કે રહસ્ય પણ નહીં હોય; છતાં પણ

એ લક્ષણ અસાધારણ તો ખરું જ. બીજું કોઈ પણ ઠીક ન કરી શકે એવું એ કામ છે. આંખની આ નકલ, રહેવાની સામાન્ય અજ્ઞાન અને પુંછડીની કોઈ પણ જાતની નીશાની નહીં એ સામટી રીતે ધ્યાનમાં લેતાં એમ જરૂર જણાય છે કે આ કોઈ નવી જાતનું રીંછ છે. આ વિષયનો વધુ અભ્યાસ ખરેખર આકર્ષક થઈ પડશે. દરમીઆન, હું ઉત્તર તરફના જંગલોમાં જઈશ અને ખુબ શોધ કરીશ કે ક્યાંક કોઈ ઠેકાણે તો આ જાતનું બીજું પ્રાણી હશે જ. અને પોતાની જાતનું બીજું પ્રાણી સાથે રહેશે તો આ પ્રાણી પણ ઓછું ભયાનક થઈ પડશે. હું લાગલાગજ જઈશ; પણ તે પહેલાં મારે આના મોં ઉપર કોઈ પણ જાતનો તોબરો બાંધવો પડશે ખરો.



નાના પ્રાણીના મોમાં દાંત આવ્યા છે કે નહિ તે જોતો રહીશ

ત્રણ માસ પછી:

બહુ શ્રમિત અને કંટાળાભરી મુસાફરી કરી પણ કંઈ વળ્યું નહીં. અને તે દરમીઆન, ઘરમાંથી બહાર નીકળ્યા વિના હવે એણે જ બીજું પ્રાણી પકડ્યું! આવું સારું નસીબ મેં કોઈનું જોયું નથી. હું સેંકડો વર્ષો આ જંગલોમાં ભટક્યા કરત છતાં મને એવું કદાચ નજ મળત.

બીજે દિવસે:

જુના સાથે નવા પ્રાણીને હું સરખાવી જોઉં છું તે ઉપરથી ખુલ્લું જણાઈ આવે છે કે એ બંને એકજ જાતનાં છે. તેમાંના એકને મારા સંગ્રહ માટે હું મસાલો ભરીને રાખવાનો વિચાર કરતો હતો પણ કશાક કારણને લઈને ઈવને તે રુચ્યો નહીં [illegible] જો આ બે ચાલ્યાં જશે તો વિજ્ઞાનને બહુ ભારે ખોટ જશે. પહેલાંના કરતાં હવે મોઢું વધારે હળ્યું છે અને પોપટના સહવાસથી અને અનુકરણ કરવાની શક્તિ બહુ તીવ્ર સ્વરૂપમાં હોવાથી પોપટની માફક જ તે હસે છે અને બોલે છે. એ જો આખરે પોપટવર્ગમાંના એક નવા પ્રકારનું છે એમ સાબીત થાય તો મને તો બહુ નવાઈ લાગશે. પણ એમાં નવાઈ શા માટે લાગે? આ બે પ્રાણી જ્યારે માછલીના વર્ગમાં ગણાતાં હતા ત્યારથી એક એક

પ્રાણીવર્ગમાં તે ગણાઇ ચુક્યાં છે. મોઢું જેવું પહેલાં કદરૂપું હતું તેવુંજ કદરૂપું હાલ નવું આવેલું છે—એનાજ જેવો ચામડીનો વિચિત્ર સફેદ રંગ અને એનાજ જેવું જરા પણ રુવાંટી વિનાનું ગોળમટોળ માથું ! હવ તેને એબલ કહે છે.

દશ વર્ષ પછી:

આ બે પ્રાણીઓ છોકરા છે; ઘણા વખત પહેલાં અમને આ સત્ય જણાઇ ગયું હતું. એ આવ્યા તે વખતના તેમના અપરિપક્વ આકારથી અમે ગુંચવણમાં પડ્યાં હતાં, કારણ કે અમને એવું જોવાની ટેવ નહતી. હવે થોડી છોકરીઓ પણ છે. એબલ સારો છોકરો છે, પણ કેઇન શીઝ્યો રહ્યો હોત તો એને ફાયદો થાત. હવ વીશે હું ભુલતો હતો એમ આટલાં વર્ષ પછી હુ જોઇ શકું છું.

તપોવનમાં તેના વિના રહેવું તેના કરતાં તપોવનની બહાર તેની સાથે રહેવું એ વધારે સારું છે.

એ બહુ બોલે છે એમ મને પ્રથમ લાગતું પરંતુ, હવે જો તેનો અવાજ શાંત થઇ જાય અને મારા જીવનમાંથી ચાલ્યો જાય તો મારું હૈયું દુઃખથી ભરાઇ જાય.

જે ફળને લઇને અમે ઉભય મળ્યાં અને તેના હૃદયની ભલાઇ અને આત્માની મધુરતાની પીછાણ મેં જાણી તે ફળનો જય હો!



તપોવનમાં તેના વિના રહેવું તેના કરતાં તપોવનની બહાર તેની સાથે રહેવું એ વધારે સારું છે.



# રણછોડભાઈ ઉદયરામ

("સ્મરણમુકુર", લેખાંક ૨૪મો)


લેખક:
રા. નરસિંહરાવ ભોળાનાથ
બી. એ., સી. એસ.


મનસુખરામ સૂર્યરામ અને રણછોડભાઈ ઉદયરામ એ બન્ને એકબીજાથી છૂટા કદી ના પડેલા એ સ્થિતિ લાંબા કાળ સુધી રહેલી હું જાણું છું. રણછોડભાઈ મુંબઈમાં નીમાયા અને આખરના અસાધ્ય દરદને પરિણામે મનસુખરામ નડિયાદમાં નિવૃત્ત થઈને રહ્યા ત્યાં સુધી એ બન્ને મિત્રો મુંબાઈમાં સાથે જ હતા. માટે જ હેમને વિશે "જુગલ-જોડી" શબ્દ મ્હેં વાપર્યો છે. મનસુખરામ જેટલા દેખાવમાં પ્રતાપી એઓ ન્હોતા જણાતા. તથાપિ ચાલાક નયનો, ઉત્સાહપૂર્ણ મુખની દીપ્તિ, મ્હોટું કપાળ, વગેરે ચિહ્નોથી મંડળમાં બ્હાર પડી આવે એવું વિલક્ષણ હેમનું સ્વરૂપ હતું. વિચારમગ્નતા, આત્મગૌરવનું ભાન અને પ્રાકૃત જનથી ઉંચી કક્ષામાં પોતાનું સ્થાન માનતા હોય એવી બુદ્ધિ—આ લક્ષણો દર્શાવનારી મન્દ અને ગમ્ભીર ગતિથી મનસુખરામને ચાલતા જોયેલા, ત્હેને ટટ્ટાર છાતી, ચપળ ગતિ, અને જનમંડળમાં સમાનભાવથી ભળનારું હૃદય એ લક્ષણોથી સ્વાભાવિક રીતે હરતા ફરતા રણછોડભાઈ હૃદયને ઉલ્લાસ આપનાર પ્રકાશ-રૂપ ભાસ્યા વિના રહેતા નહિ. મનસુખરામ જોડે વાત કરતાં દૂરથી જ માન આપવાને લાયક, પરિમિત સ્પર્શને અયોગ્ય, એવી મૂર્તિનો ભાસ થતો, ત્હારે રણછોડભાઈ જોડે લગભગ બરોબરિયા મિત્રની માફક ખુલ્લા મનથી વાતચીત કરવાની ઊર્મિ મ્હને આપોઆપ થતી હતી. હું ત્હમારો મુરબ્બી છું એવી છાપ હેમણે કદી મ્હારા ઉપર વાણી અથવા વર્તનથી પાડી નોતી.

મ્હારા બાલ્યકાળમાં રણછોડભાઈનું કરેલું ઓથેલોનું ભાષાન્તર વાંચીને રણછોડભાઈ નામદ્વારા પ્રથમ પરિચિત થયા. એ પુસ્તકમાં

"ક્રાર્દિતી ધી મેરી એન્ડ્રુ" એ નામનો છેલ્લો અક્ષર હું "ન્ડ્રુ" એમ વાંચતો હતો. મ્હારું અજ્ઞાન જ હતું; અને, રણછોડભાઈની સાથે, હું પણ ન્હોતો જ જાણતો કે "મેરી એન્ડ્રુ" એટલે "મશ્કરો" (સામાન્ય નામ).

મુંબાઈમાં જ્હારે જ્હારે હું આવતો ત્હારે ચીનાબાગમાં રણછોડભાઈની મુલાકાત આકસ્મિક પ્રસંગથી થતી હતી. ઈ. સ. ૧૮૭૮ના સમયની આસપાસ, જે વખતે હું મુંબાઈમાં કૉલેજનો વિદ્યાર્થી હતો તે સમયે, રણછોડભાઇયે એક નાટકમંડળી ઊભી કરી હતી. કેખુશરૂ ન. કાબરાજીએ તે પૂર્વે પારસી નાટકમંડળી ઊભી કરેલી ત્હેની સ્પર્ધામાં નહિં પરન્તુ તેથી કાંઇક અંશે પ્રેરાઈને, પારસી જરાતીની અશુદ્ધિ ટાળવાના હેતુથી પણ, એ મંડળી હેમણે કાઢી હશે એમ મ્હને યાદ છે. એ મંડળીમાં ઘણે ભાગે ગુજરાતી શાળાઓના મ્હેતાજીઓમાંથી નટવર્ગ ઊભો કર્યો હતો. રંગભૂમિ ઉપર અભિનયમાં એ લોકોનું મ્હેતાજીપણું વખતોવખત ફૂટી નીકળતું હતું તે સૂક્ષ્મ જોનારને જ જણાય એમ હતું. મ્હારા મિત્ર સ્વ. વરજભાઈ મ્હારી જોડે એ નાટકો જોવા આવતા ત્હારે જે જે પ્રસંગે એ મ્હેતાજીપણું પ્રગટ થતું તે તે પ્રસંગે વરજભાઈ બોલી ઊઠતા. "જો, એ પેલો મ્હેતાજી!" આ મંડળી હને ભજવાયલાં ઘણાં ખરાં નાટકો મ્હેં જોયેલાં ત્હેમાંનું એક "મદાલસા અને તર્ધ્વજ" એ હતું. પ્રેમાનન્દના "મદાલસા આખ્યાન" ઉપરથી રણછોડભાઇયે હેને નાટકરૂપમાં મૂક્યું હતું. તે વખત સુધી "મૃદાલશા આખ્યાન" હેવું અશુદ્ધ નામ ગુજરાતી સાહિત્યમાં પ્રચરિત હતું. રણછોડભાઈને તે વખતમાં નવું જ જ્ઞાન પ્રાપ્ત થયેલું જણાતું હતું કે ખરો શબ્દ 'મદાલસા' છે, અને તેથી હમને બધાને વારંવાર નવા પ્રકારના જોસથી એઓ કહેતા 'મૃદાલશા' ખોટું છે, ખરૂં 'મદાલસા' છે. કૉલેજમાં સંસ્કૃત શીખનારા હમને આ વાત અજાણી ન્હોતી તેથી એ વચન સાંભળીને હમે છાના છાના હસતા. આ નાટકમંડળી ઊભી કરી તે પ્હેલાં જ અનેક નાટકોના રચનાર તરીકે રણછોડભાઈનું લોકસંઘમાં ઉપનામ "નાટકી" એમ રૂઢ થયું હતું. એ પોતે જાણતા પણ હશે, પણ એથી અપમાન હેમણે માન્યું હોય એમ જાણ્યામાં નથી.

મનસુખરામભાઈ રણછોડભાઈની એક વિલક્ષણતાને માટે હેમને બહુ બનાવતા. એક વાર વર્તમાનપત્રમાં રણછોડભાઇયે કાંઇ વાંચ્યું કે વગર છોલેલા બટાટા ખાતે છોલ્ય ગળામાં અટકવાથી એક હેરો મરી ગયો. આ વાંચ્યા પછી રણછોડભાઈ બટાટાનું શાક જ ખાતા ન્હોતા, પછી તે છોલેલા બટાટાનું હોય કે વગર છોલેલાનું. આ વિલક્ષણતા કેટલો વખત ટકી રહી તે હું જાણતો નથી.

હવે, સ્મરણમુકુરમાં બહુ વર્ષોનો અંધકારનો ગાળો આવેછે. ઈ. સ. ૧૯૧૦માં ગ્રીષ્મ ઋતુમાં માથેરાનની ટેકરી ઉપર રણછોડભાઈનું પાછું દર્શન થાયછે. "પિન્ટો હોટેલ"ના "ધાસલેટ વ્હિલા" નામની છૂટી બંગલીમાં મ્હને કુટુમ્બ સહિત સ્થાન મળ્યું હતું. (અસલ ધાસલેટના ડબ્બાની વખાર એ હતી, પણ મ્હારા પુત્ર નલિને હેનું નામ ભપકામાં *Gazelle Villa*, ગેઝેલ વ્હિલા પાડ્યું હતું). એક દહાડો સ્હવારે એ મકાનના વરંડામાં મ્હારું કુટુમ્બમંડળ બેઠું હતું તે વખતે સડક ઉપરથી બૂમ પડી "ભાઈ છે કે?" શુદ્ધ ચરોતરી ઉચ્ચાર અને નિખાલસ ગામડિયા ધ્વનિવાળી બૂમ પડી—"ભાઈ છે કે?" હું

બ્હાર ગયેલો હતો તેથી હું ક્યારે આવીશ એ પૂછીને રણછોડભાઈ ચાલ્યા ગયા. થોડી વાર પછી હું આવ્યો અને એ પણ આવ્યા. પરસ્પરનું વાતો-ચીતો થઈ. એ ગોવિન્દજી વસનજીની હોટેલમાં ઊતર્યાં હતા. આ પછી અનેક વાર અરસપરસ હેમની હોટેલમાં, રસ્તામાં, વગેરે ઠેકાણે મુલાકાત થતી હતી. એક વાર રસ્તામાં સ્હામા મળ્યા, મ્હને ઊભો રાખ્યો અને એકદમ પૂછ્યું "પણ તમે 'વચ્ચે'માં બે 'ચચ્ચા' કેમ લખો છો?" હું બોલ્યો. "ત્યારે શું લખું?" રણછોડભાઈ બોલ્યા "ચને ય જોડવો જોઈએ." મ્હેં મ્હારા કારણ દર્શાવ્યાં. આપ-ભ્રંશમાં સસ્કૃત વર્ત્મનિનું વિચ્ચિ થાય છે તે તો હું તે વખત જાણતો ન્હોતો. પરન્તુ બેવડા 'ચ'માં 'ચ' કારનો શુદ્ધ તાલવ્યનો ઉચ્ચાર થવાને લીધે ચ ને ય ના સંયોગ જેવી ઉચ્ચાર-ભ્રાન્તિ થાય છે એટલું મ્હેં કહ્યું. રણછોડભાઈને એ વાત ઊતરી ના જણાઈ. હમે પોત પોતાને રસ્તે ગયા.

હેમની હોટેલમાં એક દિવસ હું મળવા ગયો. તરત જ બ્હારથી ફરીને એ આવ્યા હતા. કપડાં બદલી, પરસેવો માગી નાખવા માટે શરીરે ધોળો કામળો હેમણે વીંટી લીધો. આ પ્રકારની સંભાળ એ હેમના લાંબા આયુષ્ય અને એકંદર તનદુરસ્ત શરીરની એક કૂંચી હતી. આ સમયે માથેરાનના જુદા જુદા 'પોઇન્ટો' તરફ એઓ ફરવા જતા ત્યારે હેમના કેટલાક તરુણ મિત્રોને સાથે લઈને જતા હતા. હું હજી મજબૂત છું—એમ હેમને કાંઈક ગર્વ હતો તેથી જુવાનિયા મંડળ જોડે તાણીને તાણીને કાંઈક ગાળ ઉપરાન્ત એઓ ચાલતાં હતા તરુણ મંડળ હેમની પાછળ બોલતું "આજ ડોસાને ખૂબ થકાવ્યા!"—છોકરા તે છોકરા જ!

માથેરાનના સ્ટેશન ઉપર એક દહાડો સવારે રણછોડભાઈ મ્હને મળ્યા. જલ્દીમાં એઓ મુંબાઈ જવાની તૈયારીમાં હતા જુનાગઢના કેટલાક હોરાઓ પણ તે વખતે હાજર હતા. જુનાગઢમાં પોતે દિવાનગિરી ઉપર હતા તે વખતની વાતો પોતે શરૂ કરી, અને ખૂબ રસથી પારદર્શક આત્મોત્કર્ષના વચનો વાપરીને પોતાના વહીવટનો ખ્યાલ મ્હને આપ્યો. આ બધું હું આદરયુક્ત મૌનથી સાંભળી રહ્યો હેમને એથી વધારે જોઈતું પણ ન્હોતું. પોતાના રસાસ્વાદમાં જ એ એટલા તલ્લીન હતા. આ વર્ણનમાં પોતાના પછીની કારકિર્દિને વિશે કેટલાંક દોષદાયક વચનો પણ એઓ વેરે જતા હતા તે કાંઈક સુરુચિનો ભંગ કરનારું લાગતું હતું અને એ દોષદર્શનમાં હોરાજી કને દાપશી પણ પૂરાવવાનું કરતા હતા. હોરાજી હશી હશીને "હા જી, હાં જી" કરતા હતા.

હવે દશ્ય બદલાઈને વડોદરામાં સાહિત્ય-પરિષદના મંડપમાં જાય છે. ઈ. સ. ૧૯૧૨માં એ પરિષદ ભરાઈ. પ્રમુખપદ સમ્બન્ધે કેટલાક માસ પૂર્વેથી રસાકશી ચાલી રહી હતી. અનેક નામોમાં રાવબહાદુર હરગોવિન્દદાસનું નામ પણ હતું. હેમના પક્ષ તરફથી અરુચિકર વિરોધ ઉદ્ભવશે એ ભયથી રા. મનુભાઈ નન્દશંકરે મ્હને ખાનગી પત્રમાં સૂચવ્યું કે તમે આ સ્પર્ધામાંથી ખશી જાઓ તો કામ સરળતાથી ચાલશે. હું સ્પર્ધામાં પડ્યો જ ન્હોતો એટલે નીકળવું એ મુશ્કેલ હતું જ નહિ. મ્હેં રણછોડભાઈનું નામ સૂચવ્યું અને આખર હેમની પસંદગી થઈ. પરિષદના મંડપમાં હમેશાંની દરબાર ચાલવાની રીતે પ્રમુખની ખુરશીએ આવીને રોજ એ બિરાજતા હતા. આસન પર બેસતા પ્હેલાં ક્ષણ બે ક્ષણ ખુરશીના દાંડા પકડીને પ્રફુલ્લ વદનથી આજુબાજુ નજર

"ગુર્જર સભા" તરફથી આનન્દપ્રદર્શન કરાવવા તથા રણછોડભાઈને અભિનન્દન આપવા માટે મેળાવડો કરાવવાની સૂચના ખાનગી રીત્યે એ સભાના સ્થાપક તથા ચાલક રા. ચન્દ્રશંકરને મ્હેં કરી. હેમણે એ ખુશીથી ઉપાડી લીધી. પરન્તુ થોડા દિવસ પછી લાચારી જણાવીને હેમણે કહ્યું કે "કમિટિના બીજા મેમ્બરોને આ વાત ઇષ્ટ લાગતી નથી." ગુજરાતના આદિ લેખકોમાંના એક અગ્રગણ્ય લેખક અને સાહિત્યના ઇતિહાસમાં ભૂત અને વર્તમાનને શૃંખલિત કરનાર એક વિરલ અંકોડારૂપ વ્યક્તિને વિશે "ગુર્જર સભા"ની આ ઉપેક્ષાવૃત્તિથી મ્હને ખેદ થયો. બાહ્ય જગતની જીવન્ત દશામાં મરણ પામેલી, અને એ જીવતા જગત્‌માંની વ્યક્તિયો મરણ પામે ત્યારે જીવન્ત થતી એ સભા હમણાં જ દેવલોક પામેલા રણછોડભાઇના માનાર્થે કાંઇ પણ કરશે તો પેલા પાછલા દોષનું પ્રાયશ્ચિત્ત કાંઇક અંશે વળશે એમ હું માનુંછું.

---

# ફુલ પાંદડી

લેખક:
રા. પૃથુરાજ શુક્લ

## (૧)

છેલ્લીજ રાત છે!

શરાબી યારની મુલાકાતની છેલ્લીજ રાત છે! અનન્ત આગમાં બળતા દીલને પ્રથમ અને અંતિમ આરામની આ રાત છે.

પ્રિયા! દીલની દૌલત લુંટાવાની આ ધન્ય પળ છે. આત્માર્પણની આ પુનિત રાત છે. જોબનની ખૈરાતની આજ રાત છે.

અરમાનભર્યા તો દીલના અરમાન દીલમાંજ શમશે.

## (૨)

શરાબીને શિરાઝી બતાવી સુરાઇ સંતાડવી! આશકને માશુક બતાવી પ્રિયા અપ્રાપ્ય કરવી! ભક્તને પ્રભુ બતાવી દૂર કરવો! પરવાનાને સમા બતાવી અંધારમાં દાબવું! એ શું વફાસ્તું કામ છે?

ત્યારે શું? માશુકની મોટાઇ બેવફાઇમાંજ હશે?

## (૩)

આમ્રતરુ પર લચી જતો મોર, મદોન્મત્ત કોકીલા, રસમુગ્ધ ભ્રમરોની ગુંજારવ, અનત કમલીની મનમોહીની સુરભિ, એ શું માણસને પાગલ કરવાને બસ નથી કે તેં મને શરાબ પાયો?

તારા આ પૂર્ણિમાના ચંદ્ર જેવા ગાલ, તેમાં આ શશિસશાંક જેવું સ્યામવર્ણું છુંદણું, તારી ત્રિભુવનમોહીની હસી, મુરલીમુગ્ધ કાલી સમો તારો આ કેશ કલાપ એ શું મારું ભાન ભુલાવા પુરતું નહતું, કે તેં મને આવીને ચુંબન કર્યું?

---



# કન્યા ઇંદિરા

લેખક:
રા. ધૂમકેતુ

ચિત્રકાર
રા. છોટાલાલ અંબાશંકર જોશી

પ્રોફેસર કૃષ્ણકાન્ત જ્યારે રંગની ભાષા સમજાવતા ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ આંખમાં આંસુ અંજિત પાછા ફરતા. ભુરા અને વિશાળ નીલાકાશમાં, ક્યારેક એક નાની વાદળી અદ્ભુત લાવણ્ય દર્શાવે છે, અને સાથે સાથેજ હૃદયંગમ નાનું ચિત્ર બનાવે છે, તેમ રંગના જુદા જુદા અનેક મિલનમાં, લાગણીનો પ્રવાહ કેવો રંગરૂપે વહે છે, તે કૃષ્ણકાંત બહુ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવતા. ક્યારેક એ કહેતા કાવ્ય, લાગણી, ધર્મ, એ શું છે? રંગની ભાષા રમ્ય મુગ્ધાના સ્વચ્છ કપાલમાં નાની શી ટીલડી થાય એ રંગનીજ બનાવટ છે. એ રંગના આવી રીતના મિલનમાં લાગણી ગુંથન રહી છે, છાનું કાવ્ય રહ્યું છે. અને એને જરાક કુદરત અને પરમાત્મા સાથે જોડો એટલે ચિત્રકળાનો— રંગની ભાષાનો ધર્મ ખડો થશે!

રંગની ભાષા બીજા સમજ્યા હશે, પણ એક વિદ્યાર્થી રંગમાં આખા હૃદયના ભાવ દેખવા લાગ્યો. અનેકમાંથી એને એકને રચવાની ઘેલછા લાગી' તે આખો દિવસ બસ એજ ખ્યાલમાં પડ્યો. અનેક રંગમાંથી એક અખંડ કાવ્ય બનાવવું ને એક અખંડ કાવ્યને અનેક રંગમાં વહેંચવું, બસ એને આજ ઘેલછા લાગી. એણે એક સ્વપ્ન તો દરીઆના ભુરા વિશાળ પાણીમાં એક એકલી હોડી તરતી મુકી, ઉપર ભુરું આકાશ પણ એવુંજ એકાન્ત ને વિશાળ હતું: ને તે હોડીમાં કોઇ એકલ ડોકલ વૃદ્ધ મુસાફર ભીની આંખે ઘડીમાં વિશાળ દરીઆ તરફ જોતો, ને ઘડીમાં એથી વધારે વિશાળ આકાશ તરફ જોતો, ઉભો છે. એના નેનમાં, એક રંગની એવી છીપકી મુકી કે જાણે એકલ અનાથતા, વિશાળ ને અનંત આકાશ નીચે મુક્ત કંઠે રોઇ રહી છે. રોઇ રહી છે છતાં કહી રહી છે

' કેવલ જ્યોતિ ત્હારી દાખવી,
મ્હારો જીવન પથ ઉજાળ "

લલિતમોહન ઉપર પ્રોફેસર કૃષ્ણકાંત ખુશ ખુશ થઇ ગયા. એણે એક એનો સંદેશો ઝીલ્યો હતો. પછી કૃષ્ણકાંત લલિતમોહનને ક્યારેક ઘેર એકલો બોલાવી ચિત્રકલાનો આદર્શ સમજાવતા.

આ બધો વખત એક શિષ્યા સાંભળ્યા કરતી. તે પ્રોફેસરની પુત્રી ઇંદિરા. એનું વય ચૌદથી પંદરનું હશે. પણ આ રસિક વિષયમાં તે તલ્લીન બની હતી.

લલિતમોહનની ઓરડી પ્રોફેસરના ઘર પાસે સામેજ હતી. ઇંદિરા હમેશાં બારીમાંથી ઉભી, લલિતમોહનની ઘેલછા જોતી. ગાંડો વિદ્યાર્થી ચિત્રમાં એવો તલ્લીન બનતો કે ક્યારેક તો જમવાનો ઘંટ થાય ત્યારે ઉતાવળો દાતણ લઇ દોડ્યો જતો હોય!

લલિતમોહનની કળા વધતી ગઇ, તેમ તેમ ઇંદિરાનાં રસિકતા ને નિરીક્ષણ વધતાં ચાલ્યાં. એક વખત લલિતમોહન પોતાની ઓરડીને તાળું દઇ હમેશની માફક ગયો. તેના ગયા પછી તરત ઇંદિરા એની ઓરડીમાં આવવા નીકળી.

ઓરડીને તાળું હતું. ઇંદિરાએ કુંચીનો ઝુડો કાઢી એક પછી એક કુંચી અજમાવવા માંડી. થોડીકવાર પછી ઇંદિરાએ અંદર પ્રવેશ કર્યો. લલિતમોહન એક ચિત્ર અપૂર્ણ મુકી ચાલ્યો ગયો હતો. નાના ઝરા પાસે હરીયાળી ભોંમાં એક સ્ત્રી આડી પડી હતી, ને તેની પાસે એક યુવાન જરાક નમીને બેઠો હતો. લલિતમોહને ચિત્રમાં સ્ત્રી ચીતરી હતી પણ યુવાન ચીતરીતે પડતો મુકયો હતો. તેમજ લીટીના વેગમાં બધે બળ ભર્યું હતું; પણ આંખની કીકીમાં ભીનો રસિક ભાવ બાકી રહ્યો હતો. ઇંદિરાએ ચોરની પેઠે પીંછી લીધી; ને લલિતમોહનના ચિત્રપર સુધારા શરુ કર્યા. તેણે યુવાનમાં રસિક ભાવ મુકયો ને વેગ ભર્યા યૌવનમાં થોડીક દિવ્યઘેલછા ઉમેરી. ચિત્ર પુરું કરી, ઇંદિરા ઝડપથી બહાર નીકળી ગઇ.

લલિતમોહન બહારથી આવ્યો. પોતાની ધુન પ્રમાણે તરત પીંછી લીધી; પણ તે ચિત્ર પાસેજ થંભી ગયો. પોતાનો ચહેરો ચિત્રમાં દોરેલો હતો ને દોરનારની પીંછી કેમ અજાણી રહે! તે મનમાં બોલ્યો:

"પ્રોફેસર કૃષ્ણકાંત પોતે! આ ચિત્ર આજ એણે સુધાર્યું છે!"

બીજે દિવસેથી લાંબી રજાના દિવસો શરૂ થતા હતા: લલિતમોહન ઘેર ગયો. ને ત્યાં પણ એની ધુન જામતીજ રહી. છેવટે એની પીંછી કૃષ્ણકાંત કરતાં ભાગ્યેજ ઉતરે તેવી બની રહી. રજાના દિવસો પુરા થયા ને કૃષ્ણકાંત તથા લલિતમોહન પાછા કોલેજમાં આવ્યા.

પણ આ વખતે લલિતમોહને જોયું કે કૃષ્ણકાંતના મનમાં કૈંક ઉંડી ઉદાસી છે: તે બોલતા નહીં પણ એના હાસ્યમાં અનેક અર્થ છુપાઇ રહેતા હતા. લલિતમોહન પણ બારણા પાછળની બે કાળી કીકીઓ દેખતાં નહીં. એ નહીં જોવાથી, એનો જુસ્સો પણ નરમ પડી જતો હતો.

લલિતમોહન એક દિવસ એજ ચિત્ર ઉપર ચિત્ર દોરતો હતો: આજે એને લાગ્યું કે પોતે જે સ્ત્રીનો ચહેરો ચીતર્યો છે તે ઇંદિરાનો છે! આજ દિવસ સુધી જે ખબર ન પડી, તેની આમ અચાનક શોધ થઇ. એ તરત

ઊભો થઇ ગયો. આજે હવે એને દીવા જેવું સમજાઇ ગયું કે પ્રોફેસર કૃષ્ણકાંત આ ચિત્ર સુધાર્યું, ત્યારે ઈંદિરાને જોઇ હશે. ને તેથી એના વર્તનમાં આવી ઉંડી દીલગીરી છવાઇ રહી છે! અને એટલાજ માટે ઈંદિરા બારણા પાછળ બેસી રહેતી નથી! ચિત્રકારનો મ્હેરો ઊતરી ગયો. પોતાની કલાની કીંમત ઘટી લાગી. તેણે કૃષ્ણકાંત પાસે જઇ ક્ષમા યાચના કરવાનો નિશ્ચય કર્યો. તે એકદમ ઉઠયો ને કૃષ્ણકાંત પાસે જવા ટોપી લેવા હાથ લાંબો કર્યો એટલામાં કોઇના વસ્ત્રના ઘસારાના અવાજથી તે ચમકી ઉઠયો. તેણે પાછુ ફરી જોયુ ત્યાં ઈંદિરા ઊભી હોય તેમ લાગ્યુ. તેની ઘડીઆળમાં નવના ટકોરા થયા દીવાનો પ્રકાશ જરાક ઝાંખો પડયો. લલિતમોહને ફરી ચમકીને જોયુ ઈંદિરા પોતાના હમેશના નિર્દોષ ભાવમાં તેની તરફ સ્નેહભરિત નજરે જોઇ રહી હતી.

સીતારામે ઉતાવળે કહ્યુ "ઈંદિરા' અત્યારે કે?" લલિતમોહન બીજું કૈં બોલે તે પહેલાં ઈંદિરા ખાલી હટી ગઇ હતી લલિતમોહનને આ ઓરડામાં ઈંદિરા કરતાં ઈંદિરાનો ભાવ છવાઇ ગયો હોય તેવુ લાગ્યુ: એને શું કરવુ તે સુઝયું નહીં. ઈંદિરા તરફ તે ફર્યો:

"પ્રોફેસર જાગે છે?"

લલિતમોહનના શબ્દોનો જવાબ મળ્યો નહીં. ઈંદિરા ત્યાં હતી નહીં.

લલિતમોહન પોતાના પ્રિય ગુરુની પુત્રીને બ્હેન માનતો. દીલનું સમાધાન કરવા તરત છબી લઇને ચાલ્યો: હવે તો ઈંદિરા પોતાની સહવાસમાં છે એવું પણ એને લાગ્યુ. જો કે ઈંદિરા કૈંક બોલી હત, તો વધારે વાત થાત, છતાં જેમ છે તેમ પણ ગુરુનામનનું કોઇ રીતે સમાધાન કરવું એમ ધારી લલિતમોહન કૃષ્ણકાંતને ત્યાં ગયો.



'પ્રેમળ જ્યોતિ ત્હારો દાખવી
મ્હારો જીવન પંથ ઉજાળ.'

કૃષ્ણકાન્ત એક દીવા પાસે બેસી એ ચાર છબી નીહાળી રહ્યો હતો. લલિતમોહનને જોઇ તે સફાળો બેઠો થયો. લલિતમોહનને તે કૈંક

મપૂર્વ લાગ્યું છતાં પાસેની ખુરશી પર બેઠો. લલિતમોહન ઘડીભર શાંત બેઠો. એટલામાં કૃષ્ણકાંત બોલ્યો.

"લલિત! આ એક અદ્ભુત પીંછી તો તે!" લલિતમોહને ચિત્ર હાથમાં લીધું; તેણે જોયું. એની આંખ ફાટી ગઇ. આ શું? તે જે ચિત્ર કર્યું હતું તેની આબેહુબ નકલ કોઈકે ઉતારી હતી! અને આવી પીંછી કૃષ્ણકાંત વિના બીજા કોની હોય? તેને લાગ્યું કે ગુરુ પોતાને આ ચિત્રથી ઠપકો આપી રહ્યા છે. તેં ગુરુદ્રોહ કર્યો છે! અને વળી પોતે આવ્યો ત્યારે ગુરુ સફાળા ઉઠ્યા તે પણ સાંભર્યું. ગુરુ હમણાં કૈંક કંઇ પણ છે. લલિતમોહન પોતાનું બધું બળ એકત્ર કરી બોલ્યો.

"ગુરુદેવ! આ પીંછી આપની છે!"

"હા લલિત લાગેછે એની, પણ તે..." ગુરુ ધ્રુકયા. એનો સ્વર બેસી ગયો.

"પણ તે મારી પુત્રી ઇંદિરાની છે!"

"હેં!" લલિતમોહનથી બોલાઇ ગયું,

"હા. લલિત! પંદરવર્ષની ઉમ્મરે એની આવી પીંછી હતી. આજે જો હત તો–"

"આજે જો હત તો?" લલિતમોહન વચ્ચેજ બોલી ઉઠ્યોઃ

હા લલિત! પ્રોફેસર કૃષ્ણકાંતની આંખ ભીની થવા લાગીઃ "આ લાંબી રજા દરમ્યાન ઈંદિરા મૃત્યુ પામી, એ મેં તને નથી કહ્યું? લલિતમોહન સફાળો બેઠો થઇ ગયોઃ તે જોસમાં ને જોસમાં કૃષ્ણકાંત તરફ ફર્યોઃ એક હાથ ઉંચો કરી તે બોલ્યોઃ

"જો મારે માટે તમે ઈંદિરાનો ત્યાગ કરતા હો—તમને એમ લાગતું હોય કે ઈંદિરામાં મારા માટે સ્નેહાંકુર રોપાયું છે ને તેથી એને મુએલી માનતા હો—તો હું તમને પ્રસન્ન કરવા ભીષણ પણ લઉં છું કે ઈંદિરા મારી ગુરુપુત્રી—ને તેથી બહેન છે!"

કૃષ્ણકાંત કૈં સમજ્યા નહીં.

તે બોલ્યાઃ "લલિત! આ વળી શું?"

"તમને ઈંદિરાને મરેલી માનવામાં આનંદ આવ્યો છે?"

"મારી પુત્રીના મૃત્યુમાં કોઇને આનંદ થાય ખરો?"

"ખોટું! ખોટું! ઈંદિરાને મારીજ ઓરડીમાં ઘડી પહેલાં મેં દીઠી."

પ્રોફેસર કૃષ્ણકાંત સફાળા બેઠા થઇ ગયાઃ એનો સાદ ફાટી ગયોઃ "હેં! સાચું?"

"તદ્દન સાચું!"

"પણ ત્યારે ઈંદિરા આ લાંબી રજામાં મૃત્યુ પામી છે એ વાત સાચી છેઃ હું તમારા સ્નેહમાં આનંદ પામું છું! પણ ઈંદિરા નથીઃ ઘેલા ચિત્રકાર! ઈંદિરા નથી."

કૃષ્ણકાંત કૈં બોલે તે પહેલાં, લલિતમોહન દોડી ગયો. એની આખી ઓરડી ખાલી હતી. માત્ર દરેક સ્થળમાં ઈંદિરાનો ભાવ ભર્યો હોય તેમ કૈંક જણાયા કરતું હતું. ફુલવિના જેમ ફુલનો સુગંધ પ્રસરી રહે, તેમ દૂર-દૂર રહેલી ઇંદિરાના અનેક ભાવ જાણે મૂર્તિમાન પ્રસરી રહ્યા હતા.

ચિતારે બુમ મારી "ઈંદિરા!" એની નજરે જાણે ઇંદિરા બારણાં પાછળથી પોતાની બે શ્યામ આંખોથી તાકી રહી છે એમ લાગ્યું. તે બારણાં પાસે ગયો ને બારણાં પાછળ જોયું, એટલામાં તેના ખભા પર કોઈનો હાથ અડ્યો તેણે સફાળા પાછળ જોયું.

"ઈંદિરા!"

પ્રોફેસર કૃષ્ણકાંત તેનો ખભો દબાવી બોલ્યા, "બેટા, ઈંદિરા નથી એ ભયંકર સત્ય છે!"

ચિત્ર પર તાજો રંગ ચળકાટ મારી રહ્યો હતો. લલિતમોહન ગાંડાની પેઠે કુદ્યો. "આ રહી! આ રહી! ઈંદિરાએ હમણાંજ પીંછી ચલાવી છે!"

કૃષ્ણકાંતે એનો હાથ ઝાલી કહ્યું: "બેટા! હો! છતાં એ ઈંદિરા હવે ભાવના રૂપેજ દેખાઇ રહી છે!"

"ભાવના! અરે ઘડી પહેલાં એના બ્રશનો ઘસારો સંભળાયો છે!"

કૃષ્ણકાંત કપાળે હાથ દઈ બોલ્યા. "લલિતમોહન! બેટા! ઘેલો ન થા!"

---

ભૂત અને વર્તમાનના મહાન પુરુષોની શક્તિ તમારામાં છે એવું જ્યાં સુધી તમે અંતઃકરણપૂર્વક ધારો કે વર્તનમાં ન લાવો ત્યાં સુધી તમે કાંઈ નથી કરી શકવાના.

ડીકન્સ

× × × ×

મૃત્યુને જલદી ભેટવાની આશા ન રાખો કિન્તુ સત્યતાથી સંપૂર્ણ આસનું ભરેલું જીવન જીવો અને સત્યજીવનને અકથ્ય દુઃખો સામે થવાનું શીખવો.

જો કુદરતે પોતાની અતુલ શક્તિ પુષ્પો ખીલવવામાં વાપરી ન હોત તો એવો કોણ છે કે એક કલાક પણ જીવી શકત.

ટેનીસન.

---

અપૂર્વ લાગ્યું છતાં પાસેની ખુરશી પર બેઠો. લલિતમોહન ઘડીભર શાંત બેઠો. એટલામાં કૃષ્ણકાંત બોલ્યો.

"લલિત! આ એક અદ્‌ભુત પીંછી તો જો!" લલિતમોહને ચિત્ર હાથમાં લીધું; તેણે તે જોયું. એની આંખ ફાટી ગઇ. આ શું? પોતે જે ચિત્ર કર્યું હતું તેની આબેહુબ નકલ કોઇકે ઉતારી હતી! અને આવી પીંછી કૃષ્ણકાંત વિના બીજા કોની હોય? તેને લાગ્યું કે ગુરુ પોતાને આ ચિત્રથી ઠપકો આપી રહ્યા છે. તેં ગુરુદ્રોહ કર્યો છે! અને વળી પોતે આવ્યો ત્યારે ગુરુ સફાળા ઉઠ્યા તે પણ સાંભર્યું. ગુરુ હમણાં કૈંક ઠંડા પણ છે. લલિતમોહન પોતાનું બધું બળ એકત્ર કરી બોલ્યો.

"ગુરુદેવ! આ પીંછી આપની છે!"

"હા લલિત લાગેછે એવી, પણ તે..." ગુરુ ધડકયા. એનો સ્વર બેસી ગયો.

"પણ તે મારી પુત્રી ઇંદિરાની છે!"

"હેં!" લલિતમોહનથી બોલાઇ ગયું,

"હા. લલિત! પંદરવર્ષની ઉમ્મરે એની આવી પીંછી હતી. આજે જો હત તો–" "આજે જો હત તો?" લલિતમોહન વચ્ચેજ બોલી ઉઠયોઃ

હા લલિત! પ્રોફેસર કૃષ્ણકાંતની આંખ ભીની થવા લાગી: "આ લાંબી રજા દરમ્યાન ઈંદિરા મૃત્યુ પામી, એ મેં તને નથી કહ્યું? લલિતમોહન સફાળો બેઠો થઇ ગયોઃ તે જોસમાં ને જોસમાં કૃષ્ણકાંત તરફ ફર્યોઃ એક હાથ ઉંચો કરી તે બોલ્યોઃ

"જો મારે માટે તમે ઈંદિરાનો ત્યાગ કરતા હો—તમને એમ લાગતું હોય કે ઈંદિરામાં મારા માટે સ્નેહાંકુર રોપાયું છે ને તેથી એને મુએલી માનતા હો—તો હું તમને પ્રસન્ન કરવા ભીષણ પણ લઉં છું કે ઈંદિરા મારી ગુરુપુત્રી—ને તેથી બહેન છે!"

કૃષ્ણકાંત કૈં સમજ્યા નહીં.

તે બોલ્યાઃ "લલિત! આ વળી શું?"

"તમને ઈંદિરાને મરેલી માનવામાં આનંદ આવ્યો છે?"

"મારી પુત્રીના મૃત્યુમાં કોઇને આનંદ થાય ખરો?"

"ખોટું! ખોટું! ઈંદિરાને મારીજ ઓરડીમાં ઘડી પહેલાં મેં દીઠી."

પ્રોફેસર કૃષ્ણકાંત સફાળા બેઠા થઇ ગયાઃ એનો સાદ ફાટી ગયોઃ "હેં! સાચું?"

"તદ્દન સાચું!"

"પણ ત્યારે ઈંદિરા આ લાંબી રજામાં મૃત્યુ પામી છે એ વાત સાચી છેઃ હું તમારા સ્નેહમાં આનંદ પામું છું! પણ ઈંદિરા નથીઃ ઘેલા ચિત્રકાર! ઈંદિરા નથી."

કૃષ્ણકાંત કૈં બોલે તે પહેલાં, લલિતમોહન દોડી ગયો. એની આખી ઓરડી ખાલી હતી. માત્ર દરેક સ્થળમાં ઈંદિરાનો ભાવ ભર્યો હોય તેમ કૈંક જણાયા કરતું હતું. ફુલવિના જેમ ફુલનો સુગંધ પ્રસરી રહે, તેમ દૂર-દૂર રહેલી ઈંદિરાના અનેક ભાવ જાણે મૂર્તિમાન પ્રસરી રહ્યા હતા.

ગોરમા! દુનીઆ તોએ મુજને લાગે મુરખી રે માત!
આશા લગ્ન તણી પચાસ કહો એને શી પડી રે માત!
ગોરમા! દેહલગ્ન વીણું રહી શકે શું ન ભાખશો આ માત!
ગોરમા! આત્મા કેરાં લગ્ન શું સહુકોને દોહ્યલાં રે માત!
ગોરમા! ઇચ્છા પુનિત તણા સ્વાલગ્નો ક્યાં ગયાં રે માત!
છોડી આર્યોનાં સંસાર કે દેવો સહે પરણ્યા રે માત!
ગોરમા! જીવનતણા ખીલાવ ન મુજ હજી ખીલીઆં રે માત!
ગોરમા! ઉણપ કંઈ કંઈ લાગે મુજને ઉરે હજીએ માત!
ગોરમા! હૃદય ઠરે ના, દૃષ્ટિએ ના કોઇ સ્થળે રે માત!
ગોરમા! કોઇ અનુપમ કલ્પી ઉર કંઈ ખપી રહે રે માત!
ગોરમા! હૃદયગતિ ના સમજે મારું હૃદય કંઈ રે માત!
મારે લગ્નવતિની થાવું કે રહેવું એકલી રે માત?
ગોરમા! ગમતું તોયે મુજને રહેવું એકલી રે માત!
જાણે હૃદયકૂપે મુજ સ્નેહ છલોછલ ઉછળી રે માત!
ગોરમા! સહુની સેવા કરવા હૈયું ઉછળે રે માત!
દેવા સર્વેને મુજ સ્નેહ, ન કોઇ એકને રે માત!
ગોરમા! જીવનનો સહીઆરી ગમતો નહીં મળે રે માત!
ગોરમા! મળશે તો નહીં ઉરઆશા મુજ પુરી કરે રે માત!
ગોરમા! નિર્મળ કૌમારે વિદ્યા* આ જીવન તણી રે માત!
મારી અભિલાષાઓ કરજે પુરી દયંતી રે માત!

---

* સરસ્વતિ.



ગોરમા! નીતિશોભન દેહલક્ષ્મીની વેલડી રે માત!
મારી સદાય આવી વિલસંતી નરી રાખજે રે માત!
ગોરમા! શિયલકવચ આ સુંદરતા જે સુંદરી રે માત!
ગોરમા! અમરવેલ શી ઓજસ્વંતી રાખજે રે માત!
ગોરમા! દેહસુખોની લંપટતાના લાલચુ રે માત!
શક્તિ રેળી! દળજે દેહશત્રુઓ—રાક્ષસો—જે માત!
ગોરમા! અભયદાયિની તું છે શ્રદ્ધા મુને ઘણી રે માત!
મારી જીવનનૌકા ઉદધિ સુખે તરી જશે રે માત?
ગોરમા! જીવનતણો ઇતિહાસ અમર લઇ હાથમાં રે માત!
માજી! અંવષે આવીશ ચરણ તમારાં નામવા રે માત
કેની પ્રેમપુરે હું ધસી પડીશ તમ પાવલે રે માત!
મારા જીવનતણો અહેવાલ મૃદુ પદમાં ધરીશ રે માત
ગોરમા! કૈં કૈં વર્ષોભર તપ જે જે મેં તપ્યાં છે માત!
ગોરમા! પુત્રીને લો અંક મનઇચ્છા પુરી કરી રે માત!
ગોરમા! લળી લળી લાગું પાય હૃદયથી વિનવું રે માત!
ગોરમા! સહુ જીવનાં આધાર! જીવન મુજ તારજે રે માત!

ગોરમા! નીતિશોભન દેહલક્ષ્મીની વેલડી રે માત!
મારી સદાય આવી વિલસંતી નરી રાખજે રે માત!



# જનસમૂહ અને જનમંડલ

લેખક.
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
એડવોકેટ, પ્રમુખ, સાહિત્ય સંસદ.

આ મ જનસમૂહ કેવી રીતે વિભક્ત જુદા જુદા મંડલોમાં વહેંચાઇ ગયો અને જાય છે તેની તપાસ એ ઇતિહાસનું જરૂરી અંગ છે.

આ કારણથી જનસમૂહ કેવી રીતે પ્રગતિ પામ્યો, તેનો કાંઇક આછો ચીતાર અસ્થાને નહીં ગણાય. અસલી અવિભક્ત જનસમૂહને જેમ જેમ જરૂરીઆતો પડતી ગઇ તેમ તેમ તેનાં જુદાં જુદાં ટોળાઓ દરેક દિશામાં પ્રસરી પોતાને ફાવતા પ્રદેશોમાં રહેવા લાગ્યાં, અને જે ગમી તે પ્રવૃત્તિ આદરી ગુજરાન કરવા લાગ્યા. આવા જનસમૂહને નિયમ નહોતા સંસ્કાર નહોતા એટલાનું ભાન નહોતું. ઇતિહાસ નહોતો અને આમાંનું કાંઇ પણ હોય તો તેની આપણને માહીતી નથી. ખરું જોતાં જ્યારે આવાં એક ટોળાએ એક પ્રદેશમાં સ્થાપી વસવાટ કર્યો ત્યારથીજ તેની જીંદગી શરૂ થઇ તે એક જનસમૂહનો વિભાગ મટી નિરાળું જનમંડલ બન્યું.

મધ્ય એશીઆમાં ઓક્સસ નદીને કીનારે કે ઉત્તરધ્રુવ આગળ આર્યોનો પ્રથમ વાસ હતો તે વખતે તેઓ નીરાળું જનમંડલ બન્યા. ત્યાંથી જુદા પડ્યા પછી ક્રમે તેવી રીતે ક્રમે ત્યાં તેઓ વિહરતા; અને એક બીજા વચ્ચે કાંઇ અભેદ્ય સંબંધ છે એવું કાંઇ ભાન રહ્યું નહીં. પણ આ આર્યોનું એક ટોળું આવી અને હીંદમાં વસ્યું ત્યારે તે ટોળું ફરીથી નીરાળા જનમંડલની દશા પામ્યું. અને તેજ પ્રમાણે દરેક જનમંડલનો જન્મ એક પ્રદેશમાં વસ્યાથીજ થાય છે.

## જનમંડલ એક જીવનવ્યક્તિ.

જેમ માણસ જન્મીને વ્યક્તિત્વ પામે તેમ જનમંડલ આ ભૂમીકાએ પહોંચે ત્યારેજ વ્યક્તિત્વ પામે. આ જનસમૂહની પ્રગતીનું પહેલું પગથીયું છે: આ પગથીયે રહ્યા વિના કોઇ પણ જનમંડલનો ઇતિહાસ શરૂ થતો નથી. થાકુદી લોકોને આપણે લોક, કે પ્રજા, ભાગ્યેજ કહી શકીએ, કારણ કે હાલ કોઇ દેશના તે સ્થાયી વતનીઓ નથી. એક વખત જુડીઆમાં તે જનમંડલ તરીકે હતા, ત્યાંથી નીકળ્યા બાદ તે બીજા જનમંડલોમાં ભળી ગયા, નહીંતો અટુલા પડી રહ્યા. એટલે માત્ર યાહુદી લોક—એ એક નીરાળી વ્યક્તિ છે એ કહેવું વાસ્તવિક નથી.

વ્યક્તિત્વ પામવું એટલે બાકીના સમુદાયોનાં નીરાળા લક્ષણો પોતાનામાં ઉપજાવવાં; તેને તેજ સ્વરૂપે રહી, પોતાપણું છોડ્યા વિન

બીજા જોડે સંસર્ગમાં આવી શકવાની ખુબીઓ ખીલવવી; આત્માવડેજ આત્મા વિકસાવવાની સ્થિતિએ પહોંચવા પ્રયાસ કરવા માંડવો; અને સ્થાનિક એકતાથી ઉદ્‌ભવતી લાગણીઓને સૂક્ષ્મ બનાવી બીજા બધાથી હું જુદોછું, દેશ અને કાલના સંબંધ વિના મારાપણું મારામાં છે એ ભાન-એ પ્રકારની અસ્મિતા પ્રગટાવવાં.

આ વ્યક્તિત્વનો વિકાસ એ જીવન્ત સૃષ્ટિનો પહેલો નિયમ છે; અને તેથીજ જન જેટલો જીવતો છે તેટલુંજ વ્યક્તિત્વ પામેલું જનમંડલ જીવતું છે. આ વિકાસના નિયમ માટે હર્બટ સ્પેન્સર* કહે છેઃ-

"ઘણા માણસો એકઠા મળે ત્યારે જનમંડલ થાય-તેમાંના સ્વતંત્ર વિભાગો એકમેકનો આશ્રય વધારેને વધારે લેતા જાય અને આ બધા વિભાગોની એક જીવતી વ્યક્તિ એવી થાય કે ગમે તે વિભાગને છેડતાં આખી વ્યક્તિને આઘાત પહોંચે-આ બધું વ્યક્તિત્વનો નિયમ સુચવે છે. જનસમાજ, માણુસ, તેમજ આખી જીવન્ત સૃષ્ટિ એ બધાનો વિકાસ એકજ લક્ષ્ય દેખાડે છેઃ વ્યક્તિપદ પામવું-એક વસ્તુ થવું.

## જીવન્ત વ્યક્તિનાં લક્ષણો.

વ્યક્તિપદ પામતાં જનમંડલ જીવન્ત થવા માંડે છે. મનુષ્ય જીવન્ત વ્યક્તિ છે; મૂલ અર્થમાં શબ્દ વાપરીએ તો જન્તુ છે; વધે છે; શક્તિઓ ખીલવે છે; વધારે વધારે સ્પષ્ટ અસ્મિતા મેળવે છે; આસપાસની વસ્તુઓને અનુકૂલ થઇ શકે છે; બીજી સમાન વ્યક્તિઓ સાથે રસાકસીમાં ઉતરી શકે છે. આ પ્રમાણે વ્યક્તિત્વ પામવા માંડતાં જનમંડલ પણ જન્તુનાં લક્ષણો ધારણ કરે છે, વધે છે, શક્તિઓ ખીલવે છે. અસ્મિતા પ્રગટાવે છે, પરિસ્થિતિને અનુકુલ લક્ષણો મેળવી શકે છે. આ બન્ને વ્યક્તિઓને ઉત્ક્રાન્તિના નિયમો લાગુ પડે છે; અને બન્ને તે પ્રમાણે પોતાની રચનામાં જોઇતા ફેરફારો જન અને જનમંડલ જાણીવિચારીને કરી શકે છે તેથી એ બે ઉંચી અને એક પંક્તિની વ્યક્તિઓ છે.

માણસ અને જનમંડલની સમાનતા દર્શાવતાં હર્બર્ટ સ્પેન્સર નીચેના નિયમોપર ધ્યાન ખેંચે છેઃ-

૧ બન્ને અણુજાણતાં વધે છે; અને અસલ સ્વરૂપ કરતાં હજાર દરજ્જે મોટું કદ આખરે પામે છે.

૨ શરૂઆતમાં બન્નેના સ્વરૂપોની રચના સાદી હોય છે, પણ ધીમે ધીમે તેનું બંધારણ વધારે અટપટું બનતું જાય છે.

૩ શરૂઆતમાં બન્નેનાં અંગો એક બીજાપર આધાર રાખતાં નથી; પણ ધીમે ધીમે તે અંગો એક બીજાનો આશ્રય લઇ એકતાનતા પામે છે; અને અંતે આ એકતાનતા એવી વધે છે કે દરેક અંગોનાં જીવન અને પ્રવૃત્તિનો આધાર બાકીના અંગનાં જીવન અને પ્રવૃત્તિપર રહે છે.

૪ બન્ને વ્યક્તિનું જીવન વિભાગ અથવા અંગોના જીવન કરતાં લાંબું અને નીરાળું હોય છે. વિભાગો જન્મે છે, વધે છે, બીજા વિભાગો જન્માવે છે મરે છે; છતાં એ બધાનું બનેલું સમગ્ર વ્યક્તિત્વ કાયમ રહે છે.

* Herbet Spencer: Social Statistics.

કદમાં વધે છે; રચનામાં પૂર્ણતા પામે છે. અને અંગોની ઉપયોગિતા વધારી શકે છે.*

આ ચાર નિયમો ઉપરથી જીવન્તવ્યક્તિના વિકાસમાં ક્યાં ક્યાં લક્ષણો આવે છે તેનું અનુમાન થઇ શકે છે.

૧ દરેક અંગ એવું સશક્ત થવું જોઇએ કે આખી વ્યક્તિનું બળ વધારી શકે

૨ દરેક અંગનો બીજા જોડે એવો સંબંધ હોવો જોઇએ કે દરેક અંગ પોતાની ખીલવટ બીજાની આડે આવ્યા વિના કરે આ શીવાય બધાંરણ અટપટું કે વધારે સંકડાશી બને નહીં

૩ અંગોની ખીલવટ જુદી હોવા છતા પણ તે બધાનો અન્યોન્ય પર આશ્રય વધવો જોઇએ, અને તેને પરિણામે તેમા એકતાનતા આવવી જોઇએ.

૪ અંગો મરે કે છૂટે નિર્બલ થાય કે સબલ થાય તો પણ આ એકતાનતામાંથી, અસ્મિતા વ્યક્ત થવી જોઇએ; અને વ્યક્તિના સંપૂર્ણ જીવન અને ખીલવટ અંગોની એક સતત અને ચાલુ રહેલી ભાવનાને આધારે થવા જોઇએ. આ લક્ષણ બીજા ત્રણથી જુદું નથી, પણ ત્રણેના વિકાસથી ઉદ્ભવે છે. અને ત્રણેમાં ચેતન પ્રેરે છે.

## ઉત્ક્રાન્તિ.

જન્તુનો—જીવન્તવ્યક્તિનો જન કે પછી જનમંડલનો જીવનક્રમ કેક અંશે ઉપર કહ્યો. એ જીવનક્રમ ઉત્ક્રાન્તિના નિયમો દરેક વ્યક્તિને લાગુ પડવાથી નક્કી થાય છે. એ ઉત્ક્રાન્તિ આ પ્રમાણે થાય છે:—

૧ વ્યક્તિત્વ પામતાં વારજ દરેક જન્તુ જીવવા અને પોતાપણું સાચવવા મથે છે.

૨ પરિણામે એવુંજ મથન કરી રહેલી અનેક બીજાં સમાન તેમજ સમાનેતર વ્યક્તિઓ જોડે યુદ્ધમાં ઉતરે છે, કારણ કે બધીજ વ્યક્તિની શક્તિ અને મહેચ્છાને જોઇતું સ્થાન દુનીયામાં મળતું નથી, અને તે મેળવવા યુદ્ધની જરૂર પડે છે.

૩ આ નિરંતર ચાલ્યા કરતી રસાકસીમાં જે જન્તુ પાસે પરિસ્થિતિને અનુકૂલ લક્ષણો હોય અથવા જે એવાં લક્ષણો ખીલવી શકે તે જીવવા પુરતુ અથવા તેથી પણ વધારે સ્થાન મેળવી શકે છે, અર્થાત તેનો ઉધ્ધાર થાય છે, અને બાકીના કાંતો દુઃખી પરાધીન જીંદગી ગાળે છે, નહીંતો વિનાશ પામે છે.

૪ અને આ અનુકૂલ થવા મેળવેલાં લક્ષણો જન પોતાના સંતાનોમાં, અને જનમંડલ પોતાના આવતા યુગોમાં ચિરસ્થાયી રાખી જાય છે.

૫ અને આ પ્રમાણે લક્ષણો ચિરંજીવી થવાથી તે લક્ષણો નાબુદ કરવાં કઠણ પડે છે; અને જો પરિસ્થિતિ બદલાય તો જે લક્ષણો પૂર્વજોને કે ગયા યુગને ફાયદાકારક નીવડ્યાં, તેજ પાછાં નિરુપયોગી તો શું પણ નુકસાનકારક નીવડે છે

એક સામાન્ય દૃષ્ટાંત માણસના જીવનનું છે. તે જન્મે છે, વાતાવરણ જોડે, સામાજિક પરિસ્થિતિ જોડે, માબાપોના અજ્ઞાનથી નીપજતી મુશ્કેલી જોડે, જાણ્યે અજાણ્યે રસાકસીમાં ઉતરે છે. તે મોટા થાય છે; અને હવા, પાણી,

* Herbert Spencer — Essay on Social Organism.

ખાવાનું, પૈસો, મોભ્મો એ મેળવવા બીજા સાથે અથવા સંયોગો સાથે અથડાઅથડી કરવા લાગે છે. આ બધી પ્રતિકૂલતાને પુરો પડે એવો જે તે પોતામાં ફેરફાર કરી શકે તો તે જીવે, ને વિજયી નીવડે; નહીં તો જીવથી જાય. આ યુદ્ધમાં માત્ર સશક્ત જીત પામતો નથી; અનુકૂલ થઇ શકે તેજ જીત પામે છે—એટલે કે જે પોતાનાં લક્ષણોમાં પરિસ્થિતિને યોગ્ય ફેરફાર કરી શકે તે.

તેજ પ્રમાણે જનમંડલનું પણ જીવન નિરંતર રસાકસીનુંજ બનેલું છે, તેમાં નિર્બલતા હોય, પાડોશનું જનમંડલ વધારે સબળ બની હુમલો કરે, જોઇતાં સાધનો પુરાં મેળવી ન શકે, કંઇક કારણસર પોતાનું સામર્થ્ય ગુમાવી બેસે—તો જનમંડલ જનમંડલોની રસાકસીમાં હારી જાય; પણ જો તેમાં શકિત સાચવી રાખવાની, જોઇતો ફેરફાર કરવાની અને આવેલી પીડા ફેડવાની ખુબી હોય તો જીવંત વ્યકિત તરીકે સદાયે રહે છે.

આ રસાકસી—આ યુદ્ધ માત્ર હથીયારથી નથી થતાં—જો કે આ રસાકસી શસ્ત્રો જેમાં વપરાય એવાં વિગ્રહોનું સ્વરૂપ ઘણી વખત લે છે. ઘણી વાર આર્થિક અને નૈતિક યુદ્ધ પણ થાય છે; અને તોપના ગોળાથી જનમંડલો જેટલાં ખુવાર થાય છે તેથી પણ વધારે ઝડપથી પૈસાનાં અને સંસ્કારનાં યુદ્ધોમાં ખુવાર થાય છે. આજે કેટલાં વર્ષ થયાં હીંદ બીજા જનમંડલો જોડે યુદ્ધરૂપી રસાકસીમાં ઉતર્યું નથી; પણ તેની રસાકસી નિઃશસ્ત્ર છે. તેનું દ્રવ્ય પરદેશ જાય છે; તેના લોક અનેક કારણોથી નિર્બલ થતા જાય છે; તેના સંસ્કારો ભ્રષ્ટ બનતા જાય છે; તેનાં સ્ત્રીપુરુષોમાંથી લાક્ષણિક આત્મબલ અદૃષ્ટ થાય છે—આ રસાકસી નિઃશસ્ત્ર છે—પણ તેનું આ પરિણામ કૈં ઓછું વિનાશક નથી. પરિણામ, બધી રસાકસીનું એકજ આવે છે—વ્યક્તિ પોતાપણું રાખે છે કે ખુવે છે; જીવંત વ્યક્તિ તરીકે પરીસ્થિતિ પર અમલ ચલાવવા પુરતી યોગ્યતા મેળવે છે કે ખુવે છે.

*આ ઉત્ક્રાંતિના નિયમોનું પરિણામ આટલુંજ:* જીવંત વ્યક્તિ જીવંતી ક્યારે રહી શકે કે જેમ પરિસ્થિતિ બદલાય તેમ તેને અનુકૂલ, તેમાં વિજયી નીવડવા જેવાં લક્ષણો પોતાનામાં આણી શકે—જોઇતી ત્વરાથી ખીલવી શકે ત્યારે. પરદેશીઓના હુમલા આવે ત્યારે લશ્કરી બલ; પરસંસ્કારીઓની તરાપ આવે ત્યારે અસ્મિતા પૂર્ણ સંસ્કારોનું બલ; આર્થિક લુંટ ચાલે ત્યારે પોતાની આર્થિક સંપત્તિ સાચવી રાખવાની બુદ્ધિ: આ બધાં—અને બીજાં અનેક—લક્ષણો સમયાનુસાર વિકસે તોજ જનમંડલ જીવંત વ્યકિત તરીકે જીવી શકે.

સામાન્ય દૃષ્ટિએ જોતાં પરિસ્થિતિને યોગ્ય લક્ષણો ખીલવવાં ઘણી સહેલી વાત લાગે છે; પણ ખરું જોતાં કોઇકજ વ્યકિત તે ખરી વખતે ખીલવી શકે છે. તેનાં કારણો આ પ્રમાણે લાગે છે.

૧ પરિસ્થિતિ ઝપાટાબંધ કે અણધારેલી વખતે બદલાય છે.

૨ લક્ષણો એક વખત ખીલવ્યાં તે બદલતાં ઘણી વાર લાગે છે.

૩ આ ફેરફાર કરવાની શક્તિ ઘણે ભાગે વ્યક્તિઓમાં ઓછી દેખાય છે.

ઘણા જનો તેમજ જનમંડલો એક જમાનાને અનુસાર લક્ષણો મેળવી, જમાનો બદલાતાં શી સ્થિતિએ પહોંચે છે તેના દાખલા

ઠેકાણે ઠેકાણે નજરે થઈ છે. જનમંડળમાં આપણેજ દાખલો લઈએ તો મુસલમાનો હીંદુસ્થાનપર ચઢી આવ્યા અને લોકને ધર્મ ભ્રષ્ટ કરવા માંડ્યા. પોતાનો ધર્મ અને સંસ્કાર જાળવવા હીંદુઓએ ન્યાતનાં બંધન દૃઢ કર્યાં; સુખ કે મત્તા કરતાં શુદ્ધિને અગ્રસ્થાન આપ્યું. યુરોપીય જનમંડળે આવ્યાં અને ધન લઈ જવા માંડ્યું. આ નવી પરિસ્થિતિમાં ધન સાચવવા, પેદા કરવા લોકમાં જુદાજ ગુણો જોઈએ, અને તે આવતા નથી. સંસ્કાર સાચવવા હજાર વર્ષે ન્યાતો નિશ્ચલ બની. પણ પરિસ્થિતિ પલટાઈ; અને હવે સમાજનાં લક્ષણો એકદમ બદલાતાં નથી. આ વાત છે સ્વાભાવીક, પણ એટલેજ અંગે હીંદમાં અયોગ્યતા આવે છે અને રસાકસીમા તે પાછળ રહી જાય છે.

## જીવનક્રમની દશાઓ

આ નિયમોને લીધે જીવનક્રમની ત્રણ દશાઓ થાય છે આપણા તત્વજ્ઞાનના શબ્દો જરાક અર્થફેરથી વાપરીયે તો આ દશાઓ ૧ સાત્વિક ૨ તામસિક ૩ રાજસિક કહી શકાય.

આગળ કહ્યુ તેમ વ્યક્તિની પરિસ્થિતિ અને સ્વભાવની પરસ્પર અનુકૂલતા તે ઉત્કાન્તિ। જેમ. જે દશામા આ અનુકૂલતા હોય તે સાત્વિક દશા, જેમાં પરિસ્થિતિનું પ્રાબલ્ય ને દબાણ વ્યક્તિ વેઠી શકે તેનાથી વધારે હોય તે તામસિક દશા, અને વ્યક્તિની શક્તિ ઉત્સાહને રૂચે તેના કરતાંય પરિસ્થિતિ વધારે હોય ત્યારે રાજસિક દશા.

૧ સાત્વિક દશામાં જનમંડળ: જ્યારે પુરેપુરૂ સામર્થ્ય ભોગવતુ જનમંડળ પરિસ્થિતિ સાથે સમતોલપણું રાખી વ્યક્તિત્વ સાચવી શકે ને આ અવસ્થામાં જનમંડળ સ્વાસ્થ્ય સાચવી રાખે, ને પારકું ન લે. આવી દશા ઘણું થોડાં મંડળે પામે છે; અને પામ્યા પછી ઘણો થોડો વખત ટકાવી શકે છે. કારણ કે, સમતોલપણું મેળવવું કે સાચવવુ એ ઘણુંજ મુશ્કેલીભર્યું છે. સમતોલ-પણું જો મેળવાય તો રસાકસી ઘણે અંશે નાબુદ થઇ જાય છે: અને તે નાબુદ થતાં વ્યક્તિનાં અંગો નિશ્ચલ બની જઇ વિકસવાની શક્તિ ખુએ છે. આ શક્તિ જતાં નિર્બલતા પ્રાપ્ત થાય છે, એટલે પરિસ્થિતિમાં કાંઇ પણ ફેરફાર થાય કે જનમંડળ તામસિક સ્થિતિમાં જઇ પડે છે.

આ દશામાં રહેલા જનમંડળનો દાખલો જુનું જાપાન. તે સ્વતંત્ર હતું. સુખી હતું, જીવત હતું. બીજા જનમંડળો સાથે સ્પર્ધા રાખ્યા વિના બેસી રહ્યુ હતું. ઘણે અંશે આ સ્થિતિ રહી શકી તેનુ કારણ એ કે તેની પરિસ્થિતિમા સદીઓ સુધી કાંઇ ફેરફાર થયો નહીં: પણ જ્યારે પરિસ્થિતિનું પ્રાબલ્ય વધ્યુ ત્યારે તે ઉપર કહેલા નિયમને અપવાદ-રૂપ બની, ઘણીજ ત્વરાથી દશાંતર કરી, રજોગુણ સ્વીકારી લીધુ પરિણામે તે જીવે છે એટલુંજ નહીં, પણ જીવનની રસાકસીમા વિજયી નીવડ્યુ છે.

હીંદુ જનમંડળ પણ થોડા વખત સાત્વિક દશામા હતુ: પણ હીંદને કમભાગ્યે પરદેશી-ઓની લાગલાગી પરિસ્થિતિમા ફેરફારો એવા મોટા ને એટલી ઝડપથી કરવા માંડ્યા કે એ જનમંડળ જોઇતા ગુણો કેળવી શક્યુ નહીં. પરિણામે, પરિસ્થિતિનુ પ્રાબલ્ય વધ્યુ ને તામસિક દશાનો પ્રારભ થયો

૨ તામસિક જનમંડલ: જે કાયર કે નિર્બલ હોય, કે પ્રકૃતિમાં થયેલા ફેરફારને અનુકૂલ ન થઇ શકે કે પરદેશીઓના હુમલાથી હારી ખાય અને પરિસ્થિતિને જોઇતાં લક્ષણો ન ખીલવી શકે તે આ દશામાં પડે છે. આ દશા સમતોલપણું મેળવવાની અશક્તિથી થાય છે અને હોય તેટલી શક્તિને ઘટાડે છે. શક્તિ ઘટતાં અંગોની સ્વતંત્ર ખીલવટ અશક્ય બને છે અને પરિણામે વ્યક્તિત્વનો વિનાશ શરૂ થાય છે.

જ્યારે યુરોપીય પ્રજાઓ હીંદમાં ભરાવા આવી ત્યારે આપણી પરિસ્થિતિ બદલાઇ, હીંદી જનમંડલ નવી પરિસ્થિતિ સાથે સમતોલપણું ન સાચવી શક્યું.

પરિસ્થિતિનું દબાણ વધ્યું; ને હીંદની શક્તિ ઘટી. શક્તિ ઘટતાં અંગો નિશ્ચેતન થયાં, વ્યક્તિત્વનો લોપ થવા લાગ્યો. હીંદી જનમંડલની આ દશા પ્લાસીના યુધ્ધથી બંગભંગની જાગૃતિ સુધી પહોંચી એમ કહી શકાય.

૩ રાજસિક જનમંડલ: જ્યારે જનમંડલનું પ્રાબલ્ય વધે, અને તેથી બધું એક હાથ કરવાનું થાય ત્યારે તે આ દશામાં આવ્યું છે એમ કહી શકાય. યુરોપનાં અને જાપાની જનમંડલો આ દશામાં છે. આ દશાને પરિણામે લક્ષણો અસ્થિર રહે છે અને વ્યક્તિમાં જે એકતાનતા રહેવી જોઇએ તે અદૃષ્ટ થતી જાય છે, લક્ષણોની ખીલવટ વધારે ને વધારે સ્વચ્છંદી થતી જાય છે; અને અસ્મિતા વિસરાય છે.

ગયા સૈકાની શરૂઆતમાં ફ્રાન્સદેશ રાજસિક દશામાં હતો. આખા યુરોપ સાથે તે લડ્યો, શક્તિ અને એકતાનતા તેમાં ઘટી ગઇ, યુરોપનું નેતાપણું તેના હાથમાંથી ગયું અને તે નિરાધાર બનવા માંડ્યું. ફ્રાન્સની રાજસિક દશા ૧૭૮૯ ના મહાન વિપ્લવથી શરૂ થઇ ૧૮૧૫ માં નેપોલીઅન પડ્યો ત્યાં સુધી ઘણીજ પ્રબલ રહી અને ત્યાર પછી રાજસિક દશાનાં માઠાં પરિણામો તેણે ચાખવા માંડયાં.

છેલ્લો જર્મન વિગ્રહ પણ જર્મનીની આવી રાજસિક દશાનું પરિણામ હતું. પણ જર્મનીએ એ દશામાં પણ એકતાનતા એવી રીતે સાચવી રાખી હતી કે આજે રાજસિક દશાનાં માઠાં પરીણામ તે ચાખે છે, છતાં પણ તામસિક દશામાં તે પડ્યું નથી.

પહેલા પ્રકારનું જનમંડલ આત્મસંતોષી; બીજા પ્રકારનું મંડલ ભૂતકાલની મહત્તાને પુજે છે; ત્રીજા પ્રકારનું મંડલ પ્રગતિ અથવા ભવિષ્ય પૂજામાંજ માને છે.

ત્રણે દશામાં આવી પડેલાં જનમંડલોમાં જે ગુણ અને દોષો પ્રગટે છે તે આ પ્રમાણે—

**સાત્વિક દશા**

| ગુણ | દોષો |
|---|---|
| સંસ્કાર, એકતાનતા ને અસ્મિતાની ખીલવટ. | અંગોની અશક્તિ. |

**તામસિક દશા**

| ગુણ | દોષો |
|---|---|
| સંસ્કારનું રક્ષણ. | અંગોની સ્વતંત્ર ખીલવટનો અભાવ. |

**રાજસિક**

| ગુણ | દોષો |
|---|---|
| અંગોની શક્તિ ને સ્વાતંત્ર્યની ખીલવટ. | એકતાનતા, અસ્મિતા, ને સંસ્કારનો નાશ. |

આ ઉપરથી એટલું સાબીત થાય છે કે ત્રણે દશામાં નિર્બલતાનું મૂલ છે; અને જે

મંડળને એ નિર્બલતામાંથી બચવું હોય તેણે એવાં લક્ષણો કેળવવાં જોઇએ, કે જેથી ત્રણે દશામાંથી બચી શકવાનાં સાધનો મળી શકે.

આ પ્રમાણે જનસમૂહ વ્યક્તિપદ પામેલા જીવંત મંડળોમાં ફેરવાઇ જાય છે, જનમંડળોને ઉત્ક્રાંતિના નિયમો લાગુ પડે છે, પરિસ્થિતિ સાથે અનુકૂલતા મેળવવા માટે મહેનત કરતા કેટલાક લક્ષણો જોઇએ તેવી સારી રીતે જળવાતા નથી, અને પરિણામે મંડળની ત્રણ દશાઓ થાય છે જેને ટુંકમા સાત્વિક, તામસિક ને રાજસિક શબ્દોથી ઓળખી શકાય. આ ત્રણ દશામાંથી બચવા માટે મંડળે જુદીજ જાતની દશા પ્રાપ્ત કરવી જોઇએ છે.

આ જનમંડળની નેમ તે ઉત્તરોત્તર થતી પ્રગતિ-એટલે સુધારો કે સંપૂર્ણતા છે એમ જે ગયા સૈકાના યુરોપીય વિદ્વાનોની માન્યતા હતી તે ખોટી લાગે છે. એ માન્યતા પ્રમાણે રાજસિક દશા પ્રાપ્ત કરવાના પ્રયાસ તેજ પ્રગતિ એમ ગણાતુ. પણ ખરૂ જોતા તો પ્રગતિ એટલે પરિસ્થિતિ સાથે અનુકૂલતા પ્રાપ્ત કરવાનો પ્રયાસ ને પરિસ્થિતિનું પ્રાબલ્ય વધી પડે તો તમોગુણી દશા પ્રાપ્ત કરવાનો પ્રયાસ એ પણ પ્રગતિ કહી શકાય. આ સિદ્ધાંત શબ્દોમાં • વિચિત્ર લાગે છે, પણ ધ્યાનથી જનમંડળોનો ઇતિહાસ નિરખતાં પ્રગતિનો આ સિવાય બીજો અર્થ કરી શકાય એમ લાગતું નથી.

આવી પ્રગતિ વિના કોઇ પણ જનમંડળને ચાલતુ નથી; અને એ પ્રગતિ બરોબર રીતે સધાય અને જનમંડળ જોઇતી દશા મેળવી શકે તે માટે તેણે એવા પ્રકારની શક્તિ ખીલવવી જોઇએ કે જેથી ગમે તે દશામાં પડતા છતા પણ તે દશામા ઉદ્દભવતા દોષો તેનામા ન આવે. જ્યારે આવી શક્તિ આવે, ત્યારે જનમંડળ "નિસ્ત્રૈગુણ્ય" થાય ત્યારેજ "નિત્યસત્વસ્થ ને આત્મવાન" થઇ ત્રણે દશામા પોતાનુ વ્યક્તિત્વ કાયમ રાખે અને કાલસાગરના ખાબાઓ વટાવી ઇતિહાસમાં ચીરંજીવી રહી શકે.

આ જાતની શક્તિ કેમ અને ક્યારે આવે એ જુદો વિષય છે



સાંઝ ને સવાર બોલે બોલ દેવઘંટા;
વાંચી વાંચી ભાગ્ય એમાં થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ઘડી ઘડી પિયુને પુકારે ઓ! પપૈયો;
સુણી સુણી શબ્દ એહ થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

નાહાતી હું અખંડ એની હાસ્યચન્દનીમાં;
ચન્દની આ ઓઢી ઓઢી થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ચન્દ્ર! તારા સમું એનું વદન સુધાભર્યું;
એના વિના તને ન્યાળી થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ના'વ્યા એ નણદલના વીરા,
ને પૂર્ણિમા પાછી ઉગી રે.

પછી સેક્સટસ લુક્રીશીઆના સુવાના દીવાનખાનામાં દાખલ થાય છે અને પોતાની નીચ માગણીને વશ થવા જણાવે છે. લુક્રીશીઆ માનતી નથી ત્યારે બળાત્કારથી તેની લાજ લુંટે છે, આ વાતની લુક્રીશીઆના પતિ, પિતા વગેરેને ખબર પડે છે ત્યારે સૌ સેક્સટસ ઉપર વૈર લેવા નિશ્ચય કરે છે. લુક્રીશીઆ પોતાની લાજ લુંટાયેલી હોવાથી આપઘાત કરે છે અને બ્રુટસ તથા કોલ્લેટાઇન લુક્રીશીઆના શબ આગળ પ્રતિજ્ઞા લે છે કે ટાર્કવીન અને તેના ખુની કુટુંબ ઉપર વૈર વાળશું.

(હવે આગળ વાંચો)



# એક બીજો



## પ્રવેશ ચોથો

સ્થલ:
રોમમાં ફોરમ

**બ્રુટસ**

રોમન ગૃહસ્થો! તમે જોયું, કે આપણા લુક્રીશીઅસની પુત્રી અને કોલ્લેટાઇનની પત્ની લુક્રીશીઆની દુષ્ટ સેક્સટસે શી દશા કરી. એ મેહમાન થયો, અને મેહમાનનો ધર્મ ભુલીને તેણે એવું ઘોર પાપ કર્યું, કે જેવું આપણા નગરમાં કોઇએ પણ કરેલું સાંભળ્યું નથી. પણ એ કુટુંબ તરફથી બીજી શી આશા રખાય? પ્રથમજ એરન્સનું અને ભલી ટુલીઆનું ખુન કરી લુશીઅસ ટાર્કવીન અને તેની હાલની સ્ત્રી નાની ટુલીઆએ લગન કરેલાં, એ તમારું અજાણ્યું નથી. પછી સર્વીઅસ જેવા દયાલુ અને ન્યાયી રાજાનું સેનેટમાં અપમાન થયું, તેનાં તખ્ત અને તાજ છીનવી લેવાયાં, અને છેવટે તેનું પણ ખુન થયું. તમે ભુલી ગયા નહીં હો, કે પાપી ટુલીઆએ પોતાના બાપના શરીર ઉપરજ પોતાનો રથ ચલાવ્યો, અને જે શેરીમાં એ નાસદાયક બનાવ બન્યો, તે આજ "ગોઝારી શેરી" કહેવાય છે! રોમની અંદર અને બહાર તે પછી કેટલાં બધાં સારાં માણસોનાં ખુન થયાં, એ યાદ કરો. ગેબીઆઇના લોકોને કેવો દગો દઇને ફસાવ્યા હતા! પોતાની કીર્તિની ખાતર મોટાં મંદિરો ચણાવવામાં અને બીજાં બાંધકામોમાં પ્રજાને કેવી હાડમારી ભોગવવી પડે છે! સેનેટની વ્યવસ્થા તુટી ગઇ છે, અને પ્રજાના હક્કો લુંટાયા છે! આ રાજાના રાજ્યમાં સુખ તો કોઇએ દીઠુંજ નથી. તો શું આવી સ્થિતિ સહન કર્યા કરવી, એ રોમનોને છાજે છે? શું તેને માટે કશો ઉપાય કરવો આવશ્યક નથી? શું આપણે બધા કાયર, હીચકારા, બાયલા બની ગયા છીએ? જો આજે સજા નહી થાય, તો નક્કી માનજો, કે કોઇની પણ વહુ કે દીકરી હવે પછી સલામત નથી. જેઓ સામે થશે, તેઓ જાનથી જશે. તો બોલો, તમારે સહન કરવું છે, કે સજા કરવી છે?

**એક રોમન**

અમે હવે સહન કરી કરીને થાક્યા છીએ. એવા રાજાને રહેવા દેવાથી પારાવાર નુકશાન છે. જરુર તેને સજા થવી જોઇએ.

**બીજો રોમન** અને હાકેમોને કાઢીને બીજા કોને રાજા બનાવવો, એ સવાલના ખુલાસાની પણ જરૂર છે.

**બ્રુટસ** રોમન બંધુઓ! કોઈને પણ રાજા બનાવવાની જરૂરજ નથી. તમે જો કોઈને જીંદગી સુધી રાજા બનાવશો, તે પોતાના વશમાં કરી રાખવાને મહેનત કર્યા વગર રહેશે નહીં. અને જો રાજા થશે, તે તમારા પર જુલમ પણ કર્યા વગર રહેશે નહીં. જો જે પ્રજાઓમાં એ ધારો છે, તે તમામ પ્રજાઓને મોટાં દુઃખો ખમવાં પડયાં છે, એમ આપણે ઇતિહાસમાં જોઇએ છીએ. કોઇ રાજા થશે, તો તે તમારા દીકરાઓને તમારી પાસેથી લઇ લેશે, અને તેમને પોતાના સારથી તથા સવાર બનાવશે. કેટલાક તેના રથ આગળ દોડશે, અને કેટલાકને તે પચાસ માણસોની તથા બીજાઓને સો માણસોની ટુકડીઓપર નીમશે. કેટલાકને તે પોતાની જમીન ખેડવા



બ્રુટસઃ તો શું આવી સ્થિતિ સહન કર્યા કરવી એ રોમનોને છાજે છે? તેને માટે કશો ઉપાય કરવો આવશ્યક નથી? (પૃષ્ઠ ૨૬૦)

તથા પાક ઉતારવા રાખશે; અને કેટલાકને તે યુદ્ધનાં સાધનો અને રથો બનાવવામાં વાપરશે. તમારી દીકરીઓને તે બટીયારીઓ અને રસોઈયણો બનાવશે; તથા તમારાં શ્રેષ્ઠ ખેતરો તથા વાડીઓ ખુંચવી લઈને તે પોતાના નોકરોને આપશે. તમારી ઉપજમાંથી તે દસમો કે પાંચમો ભાગ પડાવશે, અને તે પોતાના અમલદારોને વહેંચી દેશે. તમારાં દાસો તથા દાસીઓ અને સૌથી સારા જુવાનોને લઈને તે પોતાને કામે લગાડશે, અને સંક્ષેપમાં તમને સૌને તે પોતાના નોકર બનાવી દેશે. બોલો, એ સ્થિતિ તમને પસંદ છે?

**એક રોમન**

બેશક નહીં!

**બીજો રોમન**

રોમમાં રાજાઓની જરૂર નથી!

**ત્રીજો રોમન**

બ્રુટસ! તમે જે સુચવો, તે કરવાને અમે તૈયાર છીએ,

**બ્રુટસ**

બેશક, અધિકારીઓ નીમ્યા વગર રાજ્યનું કામ ચાલે નહીં અને સર્વોપરિ અધિકાર પણ કોઇકને તો સોંપવોજ જોઇએ. છતાં મારો અભિપ્રાય એવો છે, કે રોમમાં સર્વોપરિ સત્તા એક માણસને ન સોંપતાં બેને સોંપવી, કે જેથી કોઇ પણ એકનું અતિ પ્રબળ ન થાય. તેમને "કોન્સલ"ની પદવી આપવી; અને એવું ઠરાવવું કે તેમનો અધિકાર માત્ર એક વરસ ચાલે. વરસ આખરે લોકોએ ફરી યોગ્ય કોન્સલોની ચુંટણી કરવી.

**એક રોમન**

વાહ વાહ, બ્રુટસ! વાહવાહ! દેશભક્ત તે આનું નામ!

**બીજો રોમન**

શાબાસ, બ્રુટસ! વ્યવસ્થા તે આનું નામ!

**ત્રીજો રોમન**

બધી ખરાબી અટકાવવી હોય, તો શ્રેષ્ઠ માર્ગ આજ છે!

પણ તમે સર્વ રોમન ગૃહસ્થો કોન્સલોને પસંદ કરો, તે પહેલાં એક કામ કરવાનું હજુ બાકી છે. પ્રથમ ટાર્કવીનનો ન્યાય થવો જોઇએ. હું ધારું છું કે તમે તેને તથા તેના તમામ કુટુંબને રોમમાંથી હમેશાને માટે દેશ નિકાલ કરશો. એમ થશે, તોજ આપણે સારો મોક્ષ મેળવી શકશું. બોલો, તમને સૌને એ મંજુર છે? તમારી સૌની સંમતિ હોય, તો પછી તેને યોગ્ય રૂપમાં ખબર અપાય.

**સૌ**

ટાર્કવીન હમેશાને માટે સકુટુંબ દેશ નિકાલ થાય, એ અમને સૌને મંજુર છે.

**બ્રુટસ**

વારુ, હું પોતે આર્ડીઆ જઇશ, અને રોમન સીપાઇઓને જણાવીશ, કે પ્રજાએ ટાર્કવીનને આ પ્રમાણે સજા ફરમાવી છે. ટાર્કવીનને પણ રીતસર ખબર મળી જશે, તે અવશ્ય, બલાત્કારે રોમનો અધિકાર ફરી મેળવવા યત્ન કરશે; અને તે માટે આપણે તૈયાર થવું જોઇશે. મને ખાતરી છે કે જ્યાં સુધી આપણામાં સંપ હશે, ત્યાં સુધી બીજાં રાજ્યોની મદદથી પણ ટાર્કવીન આપણો પરાભવ કરી શકશે નહીં. પણ તમારે આ પ્રસંગે ખાસ ધ્યાન આપીને સારા કોન્સલો પસંદ કરવા જોઇએ, કારણ કે હાલની મુશ્કેલીઓને દૂર કરવાનું કામ તેમના પર પડશે. તો ગૃહસ્થો! વિચાર કરો. જે બે યોગ્યમાં યોગ્ય રોમનો તમે જાણતા હો, તેમનાં નામ

કોન્સલ તરીકે પ્રીફેક્ટ લુકીશીઅસની રજુઆત જાહેર કરો.

એકઠા થયેલા લોકો થોડી વાર માંહોમાંહે મસલત કરે છે મુખ્ય મુખ્ય એકમત થાય છે

૧લો રોમન

પ્રીફેક્ટ લુકીશીઅસ! અમે આ વરસના કોન્સલોનાં નામ જાહેર કરવાને તૈયાર છીએ.

લુકીશીઅસ

તમે સૌ એકમત છો?

૧લો રોમન

અમે સૌ એકમત થઇ જાહેર કરીએ છીએ, કે જુનીઅસ બ્રુટસ અને ટાર્કવીનીયસ કોલેટીનસ આ વરસના કોન્સલો નીમાય!

સૌ

અમે સૌ એ દરખાસ્તમાં અમારી સમ્મતિ જાહેર કરીએ છીએ.

બ્રુટસ

તમ સૌના વિશ્વાસ માટે હું અને કોલેટીનસ આભારી છીએ. પણ પ્રથમ, શહેરીઓ! હું તમને એવા કસમ લેવાની સલાહ આપું છું, કે કોઇ પણ બીકથી અથવા લાલચથી સત્તાને તમે હવે પછી કોઇ દિવસ કોઇ પણ માણસને રાજા બનાવશો નહીં!

સૌ

અમે સૌ જ્યુપિતર અને દેવી વેસ્ટાના કસમ લઇ પ્રતિજ્ઞા કરીએ છીએ, કે અમે હવે પછી કોઇ દિવસ કોઇ પણ માણસને રાજા બનાવશું નહીં.

બ્રુટસ

બરાબર છે. રોમન બધુએ! આજ તમે જે મોટા કામની શરુઆત કરો છો, તેની આગળ કાયદા તે હવે પછીના જમાનાઓનેજ આવી શકશે. પણ મારી ખાતરી છે, કે દુનીઆના ઇતિહાસમાં આ બનાવ કદાપિ ભુલાશે નહીં. માત્ર રોમને માટેજ નહીં, પણ આખી દુનિયાંના એક મોટા કષ્ટના નિવારણ માટે આપણે આજની શરુઆત કરીએ છીએ, એમ સમજવું ઘટે છે. દેવોની ઇચ્છા એવી નથી, કે એક પણ માણસ સર્વોપરિ થાય, અને તે બીજાઓને નીચા રાખે. દેવોની ઇચ્છા તો એવી છે, કે બધા માણસો ઉચ્ચ થાય, અને એકબીજાની સેવા કરે! પણ માણસ જાત અતિશય સ્વાર્થી છે, અને સારામાં સારી યોજનાને પણ નઠારા માણસો બગાડીને નિષ્ફળ કરે છે. આપણે જે વ્યવસ્થા કરીએ છીએ, તેની પણ ભવિષ્યમાં શી સ્થિતિ થશે, તે અત્યારે આપણે જાણી શકતા નથી. જ્યાં આપણો ઉદ્દેશ સૌના સુખનો છે, અને રોમને તેજસ્વી કરવાનો છે. એટલું સ્પષ્ટ ધ્યાનમાં રહે, તો બસ છે નગરમોક્ષ એક વાર મેળવી લેવાથી કંઇ બધું કર્તવ્ય પુરું થતું નથી મોક્ષને પણ ટકાવી રાખવો જોઇએ, અને તેને લાયક માણસોએ રહેવું જોઇએ. જે માણસો મોક્ષને યોગ્ય ન રહે, તો તેઓ લાંબા વખત સુધી મુક્ત પણ રહી શકે નહીં. જવા આ પ્રસંગે હું વિસ્તારથી કહેવા ચાહતો નથી. સંક્ષેપમાં આટલુંજ, કે —

રહેજો યોગ્યમાં રોમન'
નરપતિની પરવા નહીં રહેજો!
વિભુના અનન્ય સૈનિક બનજો
અહીં જગત પર સદૈવ સુખાર્થ
નવીન સરણી સ્થાપવા, તે
પુરી વિભૂતિ બતાવવા,
ઉત્સાહે વહેજો!

સૌ

વાહ, બ્રુટસ! શાબાશ, બ્રુટસ! અમે આજ મેળવેલી મુક્તિને સાચવશું, તેનું જીવની માફક જતન કરશું, અને તેને માટે પ્રાણ આપશું'

છે, કે તેઓ એક મોટા રાજ્યદ્રોહના ગુન્હામાં ભાગ લેતા હતા. થોડાએક મૂર્ખ અને ઉચ્છૃંખલ રોમન જુવાનોએ ટાર્ક્વીનને એવો કાગળ લખેલો, કે તમે અમુક તારીખે રોમના દરવાજા પાસે લશ્કર લઇને આવી પહોંચો, એટલે અમે દરવાજા ઉઘાડીને તમને મદદ કરશું, અને તમને ફરી રાજા બનાવશું. આ માણસોએ તે સેવા બદલ એ મૂર્ખ જુવાનોને થોડાં હીરામાણેક અને ઘણાં વચનો આપેલાં, એમ સાબીત થયું છે. આ માણસોએ એલચીઓનો ધર્મ પાળ્યો નથી. તેમના શરીરને ઇજા ન કરવાની સારાં રાજ્યોની પદ્ધતિ છે, જોકે આ લોકો તો સ્વધર્મથી ભ્રષ્ટ થયેલ હોઇને એલચીના નામને પાત્ર રહ્યા નથી. છતાં મારા મિત્ર વેલીરીઅસ અને હું એવા ઠરાવપર આવ્યા છીએ, કે તેઓ ગમે તેવા દુષ્ટ પણ એલચી કહેવાય છે, માટે તેમને છોડી મુકવા; અને તેટલા માટે અમે તેમને છોડી મુકીએ છીએ.

એલચીઓ તરફ જોઇને

જાઓ!

એલચીઓ જાય છે.

રોમન બધુંઓ! હવે ટાર્ક્વીનની મીલકત માટે અમે બનેએ શો ન્યાય કર્યો છે, તે સાંભળો. શહેરની અંદર ગુપ્ત રીતે દાખલ થવાની કોશીશ કરવાથી તે રાજ્યદ્રોહનો અપરાધી થઇ ચુકયો છે; અને તેટલા માટે દેહાંતની સજાને પાત્ર છે. એ બેશક રોમને પોતાના બાપની અને પોતાની જાગીર સમજે છે અને માને છે; પણ આપણે હવે સમજ્યા છીએ, કે પૃથ્વી કોઇની જાગીર નહીં પણ સૌની માતા છે. રોમ એ ટાર્ક્વીનની કે બીજા કોઇ પણ એક મનુષ્યની મીલકત નથી, અને કદાપિ થઇ શકે નહીં. એ તો બધા રોમનોની માતૃભૂમિ છે. માતૃભૂમિના નાશના પ્રયત્નમાં ટાર્ક્વીન મચેલો છે, તો પછી તેની અંદરની મીલકતનો તે ન્યાય પ્રમાણે માલેક થઇ શકતો નથી. માટે અમે એવો ઠરાવ કર્યો છે, કે ગરીબોમાં ખબર આપવી, કે તેની જે મીલકત જેને ગમે તે તે સુખેથી લઇ જાય; તેની ઇમારતો જમીનદોસ્ત કરવી; તેના પત્થરો ચાહે તેને લઇ જવાની રજા આપવી; કેમ્પસ માર્શીયસ ઉપર જે પાક તૈયાર થયેલો ઉભો છે, તે કોઇએ લેવો નહીં, પણ તેને ટાઇબરના ઉદરમાં પધરાવી દઈ એક ટાપુ બનાવવો; અને એ પાયા ઉપર મોક્ષ દેવીનું મંદિર ચણાવવું! રોમન બધુંઓ! આ અમારો ન્યાય આપ સૌને યોગ્ય લાગે છે?

રોમનો

શાબાશ, બ્રુટસ અને વેલીરીઅસ! તમે અપરાધીને ઘટતીજ સજા કરી છે.

બ્રુટસ

અને હવે, મિત્રો! હું આજના સૌથી કઠિન કાર્યપર આવું છું. ટાર્ક્વીનને રાજ્યદ્રોહી કાગળ લખવામાં જે મૂર્ખ અને દુષ્ટ જુવાનોએ ભાગ લીધો છે, તેમાં મારા પોતાના બે પુત્રો સામેલ છે. મૂર્ખોને હમેશાં નિયમનું શાસન આકરું લાગે છે. એમને તો પાત્રતા વગર મેહરબાની જોઇએ છીએ. દુષ્ટ રાજાઓના અમલમાં દુષ્ટોને અનુકૂલતા મળી શકે છે. આની લાલચથી આ દુષ્ટો રોમમાં આટલા બધા પ્રયાસથી સ્થાપિત કરેલા સ્વરાજ્યની વિરુદ્ધ અને તેની હિંસા માટે ટાર્ક્વીન જેવા દેશદ્રોહી દુશ્મનની સાથે ભળ્યા—કેવું નીચ પાપ અને કેવો ઘોર અપરાધ! તેટલા માટે અમારી આજ્ઞા છે, કે એ તમામ દેશદ્રોહીઓને શિરચ્છેદની સજા કરવી. અરે જાઓ! અપરાધીઓને શિરચ્છેદસ્થાનમાં લઇ જાઓ.

# રાણકદેવી

લેખક:
ર. જાત્રાળુ

આ પાસ નેત્ર-દમતી જલહીન તપ્ત
રેતીતણો પટ વિશાલ શું ધાય ખાવા.
ને બીજી પાસ વઢવાણ પડેલ મન્દ
વચ્ચે પ્રચંડશિર દેરું ઉભું અટૂલું. ૧

ના નેત્ર-આંજતી સગર્વ ઉંચાઇ ભવ્ય;
ના નેત્ર-ભુલવતું ઝીણું વિચિત્ર શિલ્પ;
ના નેત્ર-રીઝવતી કોઇ કલા અનેરી:
સાદું તથાપિ ઉભું શીર્ષ પ્રચંડ ધારી. ૨

ના કીર્તિલેખ લખી નામ કરે પ્રશસ્તિ
ના સ્થાન કોઇ મમતાળુ ય રાજવીનું.
ના ધર્મનું, ધરમ ઢોંગનું, તોય લોક
જાણે પ્રતાપવતી રાજસતીનું દેરું. ૩

એ અદ્વિતીય તનુ સુંદરતા નથીજ
સૌરાષ્ટ્ર ભૂપ પટરાણીની, જે પ્રસિદ્ધ.
વૈધવ્યનો ન પણ શોક, પરાભવે ના,
છે માત્ર મૂર્તિ નિજ પુણ્યપ્રકોપ કેરી. ૪

છુટ્ટા બધા સઘન કેશ શિરેથી નીચે
સ્કંધે પડી વહી જતા ચરણો સુધી એ.
ના કેશવાળી કદી સિંહણને સુહાતી
કાલિન્દી એ ન વહતી હિમમાલથી યે. ૫

આંખો વિશાલ તજી ચંચલતા પ્રચંડ
છે લક્ષ્મીહીન, અનિમેષ, કરાલ, શ્વેત.
વંદે નહીં શિવનું લિંગ પડ્યું સમક્ષ
દેખે ન મૂર્તિ નિજ બાળની જે સમીપ.

પીળાં કરેલ ફુલની ધરી માલ કંઠે
ને ચૂંદડી ધરી શી સોરઠી લોબડીની
સૌભાગ્યનાં સકલ ચિહ્ન કરાલ દીસે
અંગાંગમાં ભભુકતો પણ અગ્નિ ભાસે. ૭

× × ×

ત્યારે હતો સકલ આ રમણીય દેશ
સ્વાતંત્ર્ય શૌર્ય નિજ સાહસથી સુહાતો
લક્ષ્મી સરસ્વતી ય બ્હેનપણી બનીને
વાસો અહીં વસતી'તી ગુજરાત દેશે. ૮

સંહારી શત્રુ, શુભ શાન્તિ જમાવી લોકે,
વિસ્તારી રાજ્ય, શણગારી સહસ્રલિંગે,
હૈમ પ્રદીપ પ્રગટાવી સરસ્વતીનો,
સાર્થક્ય કીધું નિજ નામનું સિદ્ધરાજે. ૯

પોષી સમાન જિન બ્રાહ્મણ બેઉ ધર્મ,
આપી ઉદાર બહુ દાન સમસ્ત દેશે,
જીતી અનેક સમરાંગણ ગુર્જરેશે,
કીર્તિ તણું અમર પાત્ર ઘડાવ્યું રૂડું. ૧૦

કિન્તુ અનેક રિપુને રણ જીતનારે,
જીત્યા ન આત્મરિપુ અંતરમાં વસેલા,
આવી જઇ વિજયના મદમાં ભુંડાએ,
હાથે કરી યશનું પાત્ર જ કાણું કીધું. ૧૧

શ્રી કૃષ્ણ—પાવન સુરાષ્ટ્ર પરે ચડ્યો એ
ને બાર વર્ષ ઘનઘોર ચલાવી ઘેરો,
ભેદ્યું જુનાગઢ, કંઇ છલથી બલેથી,
ને યુદ્ધમાં સુભટ યાદવસિંહ ગેજ્યો. ૧૨



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલ.એલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્ય સંસદ્



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી ... | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી ... | ... રાજ્યમાતા. |
| મુંજાલ ... | ... મહા અમાત્ય. |
| ઉદા ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક ... | ... મંત્રી; * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શાંત ... | ... મંત્રી. |
| ત્રિભુવનપાલ ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡ |
| કાશ્મીરાદેવી ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | ... તેની પત્ની. |
| સજ્જન ... | ... સોરઠનો દંડનાયક. |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર ... | ... જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર મોકલે છે. આહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઈચ્છામાં પોતાના ભવિષ્યના સાળા, અને લાટ પાટણથી નાસી આવી રહેલા, રેવાપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક ભાગે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકજન દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક રસ્તામાં લાગ આવતાં ઉતરી પડે છે, અને પોતાનો વેશ વિશ્વાસુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે. કીનારે ફરેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બચાવી" લે છે અને ત્યાંથી લઈ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા'ના કહેવાથી રાણકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની ચાલબાજી તરફ વહેમ જાય છે, અને બાબરાભૂતને નામે ઓળખાતા ભીલ જોડે અનાયાસે અથડામણ થતાં તેને વશ કરી લે છે. પછી તે પુજારીને વેશે રાજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવાના સાહસભર્યા પ્રયત્ન કરે છે. કાક પુજારીને વેશે લીલાદેવીને મળી પોતાને તેડાવ્યાનું કારણ જાણવા માગે છે. રાણી પોતાના જીવની વાત બધી કરે છે અને જયસિંહદેવનું મન રેવતી તરફ ખેંચાયાનું જણાવે છે અને તેને તેમાંથી અટકાવવા કહે છે. કાક રાણીની આજ્ઞા માથે ચઢાવી વચન આપે છે કે તમારા પર ભીડ પડશે ત્યારે તે પળે હું જીવનો હોડ નો મારે પ્રાણ ત્યાગશે. એટલામાં જગદેવ પરમાર કાકને શોધતો ત્યાં આવી ચઢે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૦મું

### જેમાં કાક અલોપ થઈ ગયો

જગદેવ પરમાર અંદર આવ્યો. લીલાદેવીએ બેદરકારીથી તેના તરફ નજર નાખી, ને તરત પાછી વાળી.

જગદેવ જબરી મૂર્તિ લાગતો હતો. તેનું કદ પ્રચંડ હતું. તેની છાતી વિશાળ હતી. તેના હાથ સાધારણ માણસની જાંગ જેવા લાગતા. તેનું મુખ મોટું ને ભરાવદાર હતું. અને તેજસ્વી તો નહીં પણ ખાસું કહી શકાય એવું લાગતું. કાળી અને સાચવીને સમારેલી દાઢી મુખની શોભામાં વધારો કરતી. તેની કમરેથી ખડ્ગ લટકતું, ને કમરબંધમાં બે જમૈયા શોભતા.

તેને જોઇ અડગ શૌર્યનો ખ્યાલ આવતો; પણ તેની આંખના તેજમાં કૈંક અગમ્ય વસ્તુ હતી. તે તેજસ્વી નહોતી ને છતાં માણસ ને ગભરાવતી. તેમાં ભલાઇ નહોતી છતાં હરામખોરી દેખાતી નહીં. તેમાં પાકાઇ દેખાતી નહીં, છતાં કોઇને તે જોઇ વિશ્વાસ આવતો નહીં.

જયસિંહદેવ મહારાજના દરબારમાં જગદેવ ને કોઇ સમજી શકતા નહીં, ને તેનાથી બધા ગભરાતા. પટ્ટણી યોદ્ધાઓને તેની સાથે વ્યવહાર રાખવો ગમતો નહીં, અને મહારાજના ને તેની શક્તિના ડરથી તેની સાથે વેર કરવું પણ કોઇને ગમતું નહીં. જગદેવ ને લાગતું કે પટ્ટણીઓ ડારવાનું પોતે માત્ર એક શસ્ત્ર છે. અને ગર્વિષ્ઠ પટ્ટણીઓ તેના તરફ તિરસ્કારથી જોતા, ને મહારાજ ગુસ્સે ન થાય એટલા પુરતું એને માન આપતા. ગર્વિષ્ઠ મુમુક્ષુ ને પરદેશી પહેરેગીર વચ્ચે જેટલો ભાઇચારો હોય તેથી વધારે પટ્ટણીઓ ને જગદેવ વચ્ચે ન હતો.

પણ મહારાજના મહામંત્રીઓ ને છેક નિકટના સંબંધીઓ પોતાનો તિરસ્કાર છુપાવવાનીં તસ્દી લેતાં નહીં; અને જગદેવ બને ત્યાં સુધી તેમના સંસર્ગમાં આવતોજ નહીં. મુંજાલ કે મીનળદેવી પાસે તે જતો નહીં. ઉદા જોડે ઘણીજ નમ્રતાથી ને પરશુરામ દંડનાયક જોડે માનથી વર્તતો. રાણીઓ સાથે એ પ્રસંગ પાડતો નહીં; ને રાણીઓ બને ત્યાં સુધી એની જોડે પ્રસંગ પાડતી નહીં. માત્ર લીલાદેવી તેની જોડે ખુલ્લા, પણ શાંત તિરસ્કારથી વર્તતી. જગદેવના મુખપરથી એટલું તો સ્પષ્ટજ દેખાતું કે અત્યારે તેને અહીંયાં આવવું બીલકુલ ગમ્યું નહોતું. તેના સ્થૂલ મોઢાપર ક્ષોભનાં થોડાંક ચિન્હ હતાં; ને ગળામાંથી અવાજ કાઢતાં તેને જરાક મહેનત પડી. પણ આ દશા તેણે દાઢી પસવારી છુપાવી.

"બા! સેવકનાં દંડવત્ પ્રણામ" પરદેશી ઉચ્ચારણથી જગદેવે દેખાઇ આવતી નમ્રતા દાખવી.

રાણીએ ડોકું હલાવ્યું: અને શાંત, નિશ્ચેતન અવાજે પુછ્યું "કેમ જગદેવ?"

"બા! મહારાજાધિરાજની આજ્ઞા છે કે મહેલમાં કોઇ અપરિચિત માણસને દાખલ થવા દેવો નહીં." જગદેવે ખોંખારી કહ્યું.

"વારૂ" તિરસ્કારથી લીલાદેવીએ કહ્યું.

"આજે એક કોઇ માણસ દાખલ થઇ આપના ખંડ તરફ આવ્યો એમ મને ખબર મળી."

રાણીએ મોઢું જગદેવ તરફ કર્યું. તેની આંખમાં હૃદય ભેદે એવી નિર્દય તીક્ષ્ણતા હતી. એક પલ સુધી તે જોઇ રહી; ને અંદરથી ગભરાતા છતાં બહાર હીંમત રાખી રહેલા યોદ્ધાને પોતાના શાંત તિરસ્કારનો પુરેપુરો અનુભવ કરાવ્યો.

"તેમાં મને શું?"

"એ કોણ છે ને કેમ આવ્યો છે તેની માહીતી મારે મહારાજને આપવી છે. બા! ક્ષમા કરો. મારે બાપુની આજ્ઞા ઉઠાવવી જોઇએ. નહીં તો આપ જાણો છો કે મારી શી વલે થાય."

રાણીએ તિરસ્કારમાં મોઢું ફેરવ્યું.

"એ કોણ છે?" જગદેવે ધીમેથી પુછ્યું.

"પરમાર!" રાણીએ જરા પણ ઉકળ્યા વગર ડામ દીધો "તમે મહારાણીઓની જડતી લેવાની ચાકરી કરો છો?" સવાલ જાણે સ્વાભાવિક ને સામાન્ય હોય તેમ રાણીએ પુછ્યો: પણ જગદેવને અપમાનનો કારી ઘા લાગ્યો. તેના હોઠ જરાક ફ્રુજ્યા; પણ તરત તેણે સ્વસ્થ થઇ હાથ જોડયા.

"મહારાણી બા! હું તો ચીઠ્ઠીનો ચાકરછું."

"હું જાણું છુ" કરી લીલાદેવીએ તિરસ્કારથી આગળ મરકયું. "કેવો એક માણસ હતો!"

"બા! બ્રાહ્મણને વેશે તે અહીંયા પેઠો."

"અહ—તે કયે વેગે પાછો ગયો?"

જગદેવને લાગ્યું કે રાણી તેની મજાક કરતી હતી.

"બા! હજુ તે અહીંયાંજ છે."

"શું?" જરાક ચમકીને લીલાદેવીએ પુછયું. તેણે જગદેવ સામું જોયું ને તે યોદ્ધાના મોઢા પર હાસ્ય જોઈ તેને ગભરાટ થયો.

"હજુ તેના જામને ઘુમડી અહીંયાંજ પડયા છે." કહી જગદેવે હસીને ભોંય પર પડેલા વાઘણો તરફ આંગળી કરી.

"જગદેવ!" શાંતિથી લીલાદેવીએ કહ્યું તેના અવાજમાં જરા કે તિરસ્કાર હતો "પાટણની મહારાણી સાથે કેવો વિવેક રાખવો જોઈએ તે તારા જેવા પરદેશીને ન આવડે એ વાત ખરી. પણ મારે તને વિવેક શીખવવો જોઈએ. જા! બહાર જઈને મળીને મોકલ. મારે ઘોડો ઓળખવો છે."

"પણ બા—"

"પરમાર! મેં કહ્યું તે ન સાંભળ્યું!"



જગદેવ પરમાર

રાણીએ ગર્વથી પુછયું જગદેવને આ પ્રશ્ન લાત જેવો લાગ્યો.

"હા!—"

રાણીએ ડોક નમાવી બહાર જવાની તેને આજ્ઞા કરી, એટલે જગદેવને પૂછવું પડ્યું નહીં. તે નમસ્કાર કરી બહાર ગયો.

તે બહાર ગયો ને તેના મુખપર ગુસ્સો પસરી રહ્યો. એટલામાં મંગી આવી ને તેનું મુખ હતું તેવું શાંત થઈ ગયું.

"મંગી! બા બોલાવે છે." કહી જગદેવ ત્યાંથી ગયો. જગદેવ ગયો એટલે લીલાદેવી ધીમેથી પથારીમાંથી ઉઠી ને બારણાં તરફ જોઈ રહી. જ્યારે જગદેવનો પગરવ સંભળાતો બંધ થયો ત્યારે તે અંદરના બારણાં તરફ ફરી.

એટલામાં મંગી આવી.

"મંગી! આ પાન ને તુમડી સંતાડી દે."

"જેવી બાની મરજી."

રાણી મંગી ના કહેવા વિના ઝપાઝપ અંદર ગઈ ને બારણું વાસ્યું. થોડીજ પળે તેની ચીસ સંભળાઈ.

મંગીનો જીવ ઉડી ગયો. લીલાદેવી જેવી શાંત ને ભાવહીન સ્ત્રી ચીસ પાડે એ એટલું અસ્વાભાવિક હતું કે તે ગભરાઈ ઉઠી. તે દોડીને અંદર ગઈ. રાણી જરાક અસ્વસ્થ હતી, ને તેની આંખમાં ગભરાટ હતો પણ મુખ નિર્દોષ હતો.

"ભટજી!"

"કોણ જાણે ક્યાં ગયો" રાણીએ કહ્યું.

"આ બારણે તો બહાર નહીં ગયા હોય?" કહી મંગી એક બીજા બારણાં આગળ જઈ તેને તપાસવા મંડી પડી. તેનું તાળું બીજી તરફ હતું. પણ બારણું બંધ દેખાયું.

"ગાંડી! એ બારણું તો કદી ઉઘડતુંજ નથી. એની તો કુંચીજ ક્યાં છે."

"બહાર છજામાંથી તો જવાય એમ નથી."

"ત્યારે?"

"બા-બા! એ બા!" મંગીએ ચીસ પાડી.

"શું છે!" સખ્તાઈથી લીલાદેવીએ પુછ્યું.

"અરેરે ભટજી—ગંગનાથ ભગવાન ભલું કરે" કહી મંગીએ આંખે હાથ દીધા.

રાણી સમજી નહીં, તેણે મંગીનો કાન પકડી ખેંચ્યો.

"શું છે?"

"બા—એનો—બાજરો"

એક ક્ષિપ્ત રાણી મુંગી રહી. તેને મંગીની વાત ખરી લાગી; તેના સુંદર હોઠ પીસાઈ રહ્યા; તેની આંખ સ્થિર ને ગહન થઈ રહી. મોહક ચીકાશ તેના સુંદર મુખપર જવાઈ રહી.

પણ રાણી એક શબ્દ પણ ઉચ્ચારે તે પહેલાં બહારના ખંડમાં કોઈ દોડતું આવતું હોય તેમ લાગ્યું. રાણી બારણા તરફ વળી.

ને બારણું ઉઘાડી એક સોળ સત્તર વર્ષની છોકરી નાચતી ને કુદતી દાખલ થઈ. તેના લુગડાંનું ઠેકાણું નહોતું. ન ખળાય એવું હાસ્ય તેના મોંપર જવાયું હતું. એ હાસ્યના જોરથી તેના મોં પર મોહક રતાશ પ્રસરી હતી, તેની તોફાની આંખમાં આંસું હતાં. તેના હસવાના અવાજનો પડઘો આખા ખંડમાં પડતો હતો. તે રાણી તરફ આવીને એક આંગળી ઉંચી કરી કાંઈ કહી રહી. તેના હસવાથી એક પણ અક્ષર સમજાયો નહીં

સમરથ!" રાણીએ સખ્તાઈથી કહ્યું.

"બા!"—મહા મહેનતે પેલી છોકરી બોલી; પણ હસવાનો ઉભરો આવવાથી તે ભોંયપર પગ લંબાવી બેસી ગઈ ને એક હાથ ભોંયપર મુકી બીજે હાથે પેટના વળ શમાવવા પ્રયત્ન કરી રહી.

"સમરથ બા! શું છે?" મંગીએ પુછ્યું.

જવાબમાં સમર્થે પાછી રાણી તરફ આંગળી કરી પણ પાછું હસતું આવવાથી તે

બોલી શકી નહીં. "સમરથ! ગાંડી થઈ છે!" પણ લીલાદેવીનો જીવ અધીરો થયો હતો. તેણે મંગી તરફ જોયું ને કહ્યું "મંગી! ચાલ મારે મહેતાજીને મળવા જવું છે"

"કેવા ગજરાજ ગયા! આ હવે પકડાયાં છે" તે પાછી હસવા ને ચારે તરફ કુદવા લાગી "આં કેવાં પકડાયાં. ને હવે મહેતા આવવાના"



"આ પકડાયા'

સમર્થે પાછાં હસીને પગનો ઠમકો કર્યો, ને જરાક પાછી હસીને નીચી વળીને તાળી લઈ ગાવા લાગી —

"ખાંડ મહેંને વાજા વાદ્ય,
કે કાજળ આંજીયો રે—"

બીજી લીટી બનાવવા કે ગાવા જેટલી તેને ધીરજ નહોતી તે જરાક કુદી ને કેડેથી ચણોઠ મોગી કુંચીનો ઝુડો કાઢયો.

"આ જાણે કે એનો બ્રાહ્મણ અપોપ થઈ ગયો" તે પાછી. ખડખડ હસી ને જે બારણું મંગીએ ન ઉઘડે એવું માન્યું હતું તેને ધક્કો મારી ઉઘાડયું. પેલી તરફ તેને સાંકળ નહોતી

લીલાદેવીને મંગી સાથી ચાલ્યા ગયાં ને સમર્થ એકલી એકલી હસી રહી. થોડીવારે તેનું હસતું હાથ આવ્યું ને તે ઉભી થઈ

વાસેલી ને તાળુએ નહોતું મારેલું. સમર્થ પેલી તરફ ગઈ ને સાંકળ મારી બારણે તાળું માર્યું.




લેખક
શા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય સંસદ.

ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ: કોઇપણ પ્રજાની ચડતીપડતીના મર્મો લેવા ઇતિહાસની ઉપયોગિતા વેપારમાં નામાની કે ચિકિત્સામાં નિદાનની ઉપયોગિતાને મળતી છે એ સત્ય આ જમાનામાં સંપૂર્ણ સ્વીકારાયું છે. છેલ્લા થોડાં વર્ષોથી પ્રવૃત્તિમાત્ર, ઐતિહાસિક દૃષ્ટિએ જોવાનો રીવાજ સામાન્ય થઇ પડયો છે અને આ રીવાજ સાથે ઐતિહાસિક દૃષ્ટિ પણ વધારે વધારે નિર્મળ, તટસ્થ તથા સત્યલક્ષી બનતી જાય છે જો કે આ દૃષ્ટિને સંપૂર્ણ શુદ્ધ બનતા વખત લાગશે.

ભારતવર્ષના પ્રાચીન વિદ્વાનોએ ગમે તે કારણથી હાલમાં જેને ઇતિહાસ કહેવામાં આવે છે એવા કાલાનુક્રમને અનુસરનો પોતાના દેશનો ઇતિહાસ લખ્યો નથી. પણ તે તે સમયના સાહિત્યમાં તે તે સમયના લોકના સમગ્રજીવનનું એવું આબાદ પ્રતિબિંબ પાડ્યું છે કે માત્ર કાલાનુક્રમનું હાડપિંજર મળી આવે તો ઇતિહાસનું સુંદર જીવતું શરીર સહેજે બની જાય. ઇશ્વર કૃપાથી આપણાં પ્રબલ વાઙ્મય, શિલાલેખો, તામ્રલેખો, મુદ્રાઓ, પુરાણોની વંશાવળીઓ, પ્રાચીન ગ્રન્થોની પુષ્પિકાઓ, પરદેશી મુસાફરોની નોંધો વગેરે કાલાનુક્રમ ઘડવામાં ઉપયોગી સાધનો જળવાઇ રહ્યાં હતા. અને જે કાળે (અઢારમા શતકના અન્તમાં) આપણી બુદ્ધિ અસત હતવીર્ય થઇ ગઇ હતી તે કાળે આ વિષયમાં પ્રવીણ બુદ્ધિવાળા પાશ્ચાત્યોના હાથમાં આ સાધનો આવ્યાં. લગભગ ૧૦૦ વર્ષ સુધી મહેનત કરીને કાળાનુક્રમનું હાડપિંજર પાશ્ચાત્ય વિદ્વાનોએ ઊભું કર્યું. સ્વર્ગસ્થ વિદ્વાન વીન્સેન્ટ સ્મીથે ઇ. સ. ૧૯૦૪માં પ્રાચીન-ભારતવર્ષનો ઇતિહાસ લખીને આ હાડપિંજરમાં જીવ મુક્યો.

આ પરાધીન, લગભગ નિરક્ષર તથા બ્રાહ્મણોની ધૂર્ત વિદ્યામાં કચરાએલા દેશને તે વળી ઇતિહાસ શો હોય? એવી આપણા ઉપર રાજ્ય કરનાર પરદેશીઓની દૃઢ માન્યતા

ઉપર સ્વ. વીન્સેન્ટ સ્મીથના પુસ્તકે હલ્લો કર્યો. આ પુસ્તકની ૧૯૧૪માં ત્રીજી આવૃત્તિ પ્રગટ થઇ છે એ ઉપરથી આ દેશનો ઇતિહાસ પણ જાણવા યોગ્ય છે અને એના પણ વાંચનારા છે એ ખાત્રી થઇ એટલે આ દિશામાં પાશ્ચાત્યોએ વધારે વધારે યત્નો કરવા માંડ્યા.

સ્વ. વીન્સેન્ટ સ્મીથના પુસ્તકથી વધારે સવિસ્તર તથા પ્રાચીન સાહિત્ય તથા પ્રાચીન કળા ઉપરથી પ્રાચીનભારતના જીવતાં-હાલતાં ચાલતાં શરીરની જે યથાર્થ માહીતી મળે છે તે માહીતી આપીને પ્રાચીન ભારતવર્ષનો બીજા દેશોના જેવો સવિસ્તર ઇતિહાસ પ્રગટ કરવાની યોજના કેમ્બ્રીજ યુનીવર્સીટીએ કેટલાંક વર્ષ ઉપર કરી હતી. એના ફળરૂપ પ્રાચીન વર્ષના ઇતિહાસનો પહેલો ભાગ (The Cambridge History of India Volume I Ancient India Edited by E. J. Rapson.) ગયા વર્ષમાં બહાર પડ્યો છે. આ ગ્રન્થમાં ઉપર કહેલો ઉદ્દેશ કેટલો સફળ થયો છે, અથવા દેશના પુત્રો પોતાની માતાની જે જીવતી છબી જોઇ શકે તે બીજાઓ કોઇ દિવસ જોઇ શકે કે કેમ એ પ્રશ્નને બાજુ ઉપર રાખી, દેશના પુત્રોએ અવશ્ય કર્તવ્ય છતાં હજી સુધી ઉપેક્ષિત કરેલું આ શ્રાદ્ધ કૃત્ય પરદેશીઓને હાથે કેવું થયું છે તેનીજ ટુંકામાં સમાલોચના કરીએ.

આ દેશનો આખો ઇતિહાસ છ ભાગમાં લખવાની કેમ્બ્રીજ યુનીવર્સીટીએ યોજના કરી છે. પહેલા ભાગમાં વેદથીયે પ્રાચીનતર સમયથી આરંભી ઇ. સ. ના પહેલા શતકના મધ્ય સુધીનો ઇતિહાસ આપ્યો છે. બીજા ભાગમાં ઇ. સ. પહેલા શતકના મધ્યથી આરંભી મુસલમાની સમયના આરંભ સુધીનો ઇતિહાસ આવશે. ત્રીજા ચોથા ભાગમાં મુસલમાની સમયનો ઇતિહાસ અને પછીના બે ભાગમાં બ્રીટીશ સમયનો ઇતિહાસ પ્રગટ થશે.

યોજના સરસ છે. મુસલમાની સમયના તથા બ્રીટીશ સમયના ઇતિહાસ માટે સાધનો વિપુલ છે તથા જેમ જેમ કાળ વર્તમાનને નજીક આવતો જાય તેમ તેમ સવિસ્તર વર્ણન વધારે સંભવિત તથા વધારે ઉપયોગી એ વાત ખરી છે; પણ ઓછામાં ઓછા અઢી હજાર વર્ષનો ઇતિહાસ જેટલાં પાનામાં તેટલાંજ પાનાંમાં પછીનાં છસેં કે સાતસો વર્ષનો ઇતિહાસ અને છેલ્લાં દોઢસો-બસો વર્ષનો ઇતિહાસ પણ એટલાંજ પાનાંમાં એ સ્થિતિ જરા કઢંગી લાગે છે. પ્રાચીન ઇતિહાસ વીશે વધારે માહીતી દુર્લભ છે અને અર્વાચીન ઇતિહાસ વીશે સુલભ છે એ દલીલનું બળ કબુલ રાખીએ; પણ આ દેશની આખી હીંદુ વસ્તી (મુંબઇ કલકત્તા, મદ્રાસ વગેરે શહેરોમાં વસનારી નહીં પણ સાત લાખ ગામોમાં વસનારી) હજી પ્રાચીન-પૌરાણીક ભારત વર્ષના વાતાવરણમાં હરે છે ફરે છે, શ્વાસ લે છે અને જીવેછે. જ્યારે મુસલમાન વસ્તી એ પૌરાણીક વાતાવરણમાં વિચિત્ર રીતે ભળી ગયેલા મુસલમાની સમયના વાતાવરણમાં જીવે છે. બ્રીટીશ સમયના ઇતિહાસે દેશના આર્થિક તથા રાજકીય જીવનમાં વિશાળ પરિવર્તનો કર્યાં છે. પણ આ દેશની વસ્તીના એક અતિ અલ્પ અંશને બાદ કરતાં બાકીની વસ્તીના બીજા જીવનને હજી નજીવો સ્પર્શ કર્યો છે. આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી આ દેશનો ઇતિહાસ લખાવો જોઇએ. પણ તે કેમ્બ્રીજ કે ઑક્સફર્ડ શી રીતે કરે? આ દેશના પુત્રોમાં શુદ્ધ, તટસ્થ ઇતિહાસ દૃષ્ટિ ઉગે અને તેઓ લખે-લખી શકે ત્યારે

ની આસપાસમાં સરસ્વતી અને દ્દષદ્વતીની વચ્ચેના પ્રદેશમાં વસવાટ કરી જુનામાં જુની ઋચાઓ રચી તે પછીનાં ૬૦૦ વર્ષમાં આર્યોએ ભગવાન બુદ્ધના વખત પહેલાંનું સમગ્ર વૈદિક સાહિત્ય ઉત્પન્ન કર્યું, હિમાલય અને વિન્ધ્યની વચ્ચેનો આખો પ્રદેશ છેક અંગ અને કલિંગ સુધીનો વિશાળ પ્રદેશ, જંગલો, જંગલી પશુઓ અને જંગલી મનુષ્યોને દૂર કરી ખેતી યોગ્ય બનાવ્યો, એ પ્રદેશમાં અનેક નગરો, ગામો અને રાજ્યો વસાવ્યાં, આ બધું એ વખતનાં સાધનોથી, એ વખતની જંગલો, જંગલી પશુઓ અને જંગલી મનુષ્યોની અસાધારણ મુશ્કેલીઓની સામે થઇને ફક્ત ૬૦૦ વર્ષના ગાળામાં કર્યું એ તેવખતના આર્યોની ઉત્સાહ શક્તિ, ઉદ્યોગ શક્તિ અને ક્રિયા શક્તિને ધન્ય છે. આ દેશની પ્રાચીનતા ઘટાડવાના વેગમાં આ રીતે આપણા પૂર્વજોની અપૂર્વ પ્રશંસા થઇ જાય છે એ કદાચ પાશ્ચાત્ય વિદ્વાનો ભુલી જતા હશે.

. આવા આવા દષ્ટિભેદો ઘણા હોવા છતાં એટલું કબુલ કરવું જોઇએ કે સમગ્ર રીતે આ પહેલાંનાં આપણા પ્રાચીન ઇતિહાસ વીશેનાં ઘણાંખરાં લખાણો કરતાં આ ગ્રંથમાં વધારે શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ દેખાય છે. તટસ્થતા સાચવવા પણ ઘણો પ્રયાસ કર્યો છે, અનેક મૌલિક બાબતોમાં આપણી સ્વદેશી પણ સાચી દૃષ્ટિ સ્વીકારી છે. અલબત્ત બધાં પ્રકરણો સરખાં મર્મગ્રાહી નથી. રહીસડેવીઝનાં બૌદ્ધ સમય વીશેનાં સાત તથા આઠ પ્રકરણો સર્વ શ્રેષ્ઠ છે, જ્યારે ભૂગોળ વીશેનું પહેલું પ્રકરણ પ્રાચીન ઇતિહાસ કરતાં અર્વાચીન ઇતિહાસને વધારે યોગ્ય હોઇને કનિષ્ઠ છે. પણ દરેક પ્રકરણ આજ દિવસ સુધીના તે તે વિષયના શોધખોળના પરિણામના સારરૂપ હોવાથી સ્વતંત્ર વિચાર અને વિવેચનને યોગ્ય છે. કોઇ કોઇ નવી કલ્પનાઓ પણ દાખલ થઇ છે. દાખલા તરીકે વિક્રમ સંવતની શરૂઆત પરદેશી શકરાજા એઝીઝથી થઇ એ સર માર્શલની કલ્પના આ ગ્રંથમાં સ્વીકારવામાં આવી છે. આવી આવી અનેક બાબતો ઉપર સ્વતંત્ર ચર્ચા થવી જોઇએ. પણ આપણામાં આપણા દેશ વીશે જેટલું મિથ્યાભિમાન છે તેટલી ઇતિહાસદૃષ્ટિ કે શોધખોળની વૃત્તિ કે આવા સમર્થ ગ્રંથો લખવા જેટલી શક્તિ કે વાંચનાર વર્ગમાં આવા વિષયોની યોગ્ય કદર કરવાની શક્તિ કશું નથી. એટલે કે ચર્ચા થશે તો તે યુરોપ અમેરીકામાં થશે. આપણે નિરુત્સાહે સાક્ષી થશું. આપણામાં આપણા દેશ વીશે ખરી અસ્મિતા–ખોટો ઉભરો નહીં પણ જીવને પોતાના શરીરમાં હોય છે તેવી આપણી આખી પ્રજાને આપણા દેશમાં અસ્મિતા જ્યારે જાગશે ત્યારેજ આ દેશના ઇતિહાસ ઉપર ખરી પ્રીતિ ઉદય પામશે. પોતાના બાલ્યકાળનાં અને યૌવનનાં સ્મરણોમાં વ્યક્તિને જેવો રસ આવે તેવોજ રસ ખરી અસ્મિતા વાળી પ્રજાને પોતાના ઇતિહાસમાં આવે છે.

ગુજરાતની વાંચનારી આલમ પણ હજી વાર્તાના રસથી કે ચાલુ રાજકીય ચર્ચાના રસથી તૃપ્ત થાય છે; એથી વધારે ઉંચા, ભારે કે શાસ્ત્રીય વિષયોમાં ગુજરાતની રસવૃત્તિ હજી જાગૃત થઇ નથી.

# સ્વીકાર

સિદ્ધાર્થ સંન્યાસ કાવ્ય, ભાગ બીજો. સર એડ્વીન આર્નોલ્ડના "લાઈટ ઑફ એશીઆ"નું પદ્ય ભાષાન્તર. કર્તા જગન્નાથ હરિનારાયણ ઓઝા. કીમત રૂ ૦–૧૦–૦.

કાળા પાણીની કથા પ્રકાશક યુગધર્મ કાર્યાલય અમદાવાદ. કીમત કાચું પુઠું રૂ. ૧–૪–૦ શ્રી અરવિંદ ઘોષના ભાઈ બારીંદ્રકુમાર ઘોષ ભાઈ પરમાનંદ, ઉલ્લાસ કરદત્ત અને ઉપેંદ્રનાથ બન્દ્યોપાધ્યાયની આત્મકહાણીનું ભાષાન્તર.

બુદ્ધ અને મહાવીર લેખક. કીશોરલાલ ઘ. મશરૂવાળા અવતારલીલા–લેખમાળા ગ્રંથ નં. ૩ અને ૪ પ્રકાશક નવજીવન પ્રકાશન મંદીર, અમદાવાદ કીમત રૂ. ૦–૮–૦. આજ લેખક તરફથી અગાઉ રામ અને કૃષ્ણ વીશે એક પુસ્તક પ્રસિદ્ધ થએલ છે

મીરાંદરશનઃ લેખકઃ ચંદ્રશંકર શુકલ. પ્રકાશક મંદીર. કીમત રૂ. ૦–૧૨–૦ ભગવાન રામચંદ્રજીના જીવનની વાતારૂપે કથા વાર્તાલાપ સરળ શૈલીમા લખાયેલ છે.

ભારતશિલ્પ. મૂળ લેખકઃ અવનીન્દ્રનાથ ઠાકુર. પ્રકાશકઃ મણિભાઈ દ્વિવેદી નવસારી. મુલ્ય રૂ. ૦–૧૦–૦

ભારતની પ્રજાઓને સ્વામી રામતીર્થના બે લેખોનું ભાષાન્તર. પ્રકાશકઃ પ્રવર્તક પબ્લીશીંગ હાઉસ નવસારી. મુલ્ય રૂ. ૦–૩–૦.

---

રચવું જોઇએ કે જેના પવિત્ર વાતાવરણમાંથી ગુર્જર સંસ્કૃતિને સદાય નવચેતન મળ્યા કરે–જેમાં થતા ઘંટનાદના પડઘાઓ આપણા આત્મામાં રહેલાં સંસ્કાર, રસ ને જીવન જગવે. આ જો પરિષદ્ ન કરે તો તેની પાછળ પાઇ પણ ખર્ચવી નિરર્થક છે.

સાહિત્ય પરિષદ્‌ને કેવું સ્વરૂપ હવે અપાય છે તે ઘણે અંશે ભાવનગરના કાર્યવાહકો અને આ અધિવેશનના પ્રમુખ પર આધાર રાખશે. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા. માનશંકર પીતાંબરદાસ ને રા. વિઠ્ઠલરાય જેવા સંસ્કારી ને ઉત્સાહી ચાલકો પાસે ઘણી આશા રાખી શકાય; અને એઓ જો કોઇ યોગ્ય નાયક ચુંટી કાઢે તો ખરેખર આવતી બેઠક ગુજરાતના ઇતિહાસમાં તે અમર કરી શકે.

પરિષદ્‌નું બંધારણ, તેણે સતત આદરવાની પ્રવૃત્તિ, તેનું પ્રમુખસ્થાન, તેને માટે હમેશનું સ્થાન, તેનું એક પત્ર–આ બધું કરવું તો સહેલ છે; પણ તે ઉપરાંત તેના આદર્શો ઘડવાનું કામ ગુજરાતમાં ઘણા ઓછા માણસો છે કે જે માથે ઉપાડી શકે. આવા માણસો એકઠા કરવાનું કામ ભાવનગર માથે લેશે તો ખોટું નહીં.

ઘણું કરી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખપદ માટેની ચર્ચાથીજ પરિષદ્ સંબંધે લોકોમાં અમુક જાતનો ઉત્સાહ ફેલાય છે. આ ચર્ચા બધે વખતે લાભકારક હોતી નથી પરંતુ સાહિત્ય માસીકે તેના તંત્રીસ્થાનેથી છેલ્લા અંકમાં (જુન ૧૯૨૩ના) આ ચર્ચા ઉપસ્થિત કરી છે.

અમે પોતે સાહિત્ય પરિષદ્‌નું પ્રમુખસ્થાન કોમવાર અપાય તે અભિપ્રાય ધરાવતા નથી; એવો અભિપ્રાય કોઇપણ ક્ષેત્રમાં ખોટો છે ને સાહિત્ય જેવા વિષયમાં હાનીકારક છે તેથી આ પ્રસંગે હીંદુ, મુસલમાન, પારસી એવા ભેદો લક્ષમાં ન લેતાં સાહિત્ય પરિષદ્ જેવી સંસ્થાનો ઉદ્ધાર કયો ગુજરાતી પ્રમુખ કરી શકે તેજ વિચારવું ઘટે છે.

સાહિત્ય પરિષદ્ ઉપર કહેલી વ્યાપક દૃષ્ટિથી કામ લે અને સમગ્ર ગુજરાતનાં સંતાનોના સંસ્કારો વધારે ઉચ્ચ કરવાનો આશય રાખે તેજ વાસ્તવિક છે. એવા આશયવાળા મંડળના પ્રમુખસ્થાને માત્ર કવિ કે લેખક કે રાજદ્વારી કે સામાજીક સુધારક નેતા ન હોવો જોઇએ, તે ગુજરાતી સંસ્કારનો પ્રતિનિધિ જોઇએ. પરિષદ્‌ના ઉદ્ધારાર્થે ધ્યાન આપવા, જહેમત ઉઠાવવા, નવી દિશા દેખાડવા તત્પર ને શક્તિમાન હોવો જોઇએ; અને સાહિત્યની ઉપાસનાના દૃઢવ્રતથી બીજા ઉપાસકોને ઉત્સાહ પ્રેરવા સમર્થ હોવો જોઇએ. એ યોગ્યતા જે ગુજરાતીમાં હોય તેને એ પદ અપાય ને સર્વાંશે વાજબી છે. ગુજરાતી હવે ઉંચી કેળવણીનું પણ અંગ થતી જાય છે, અને આપણી ભાષાની ઉંચી કેળવણીમાં પ્રથમ સ્થાન અપાવવા માટે જેની સલાહ અને સહાય અમૂલ્ય ગણી શકાય એવા ગૃહસ્થની પ્રમુખસ્થાને યોજના થાય તો તેજ સંતોષકારક ગણાય. હાલના સંયોગો અને પરિષદ્‌ની પ્રતિષ્ઠા વિચારતાં અમને આ અધિવેશનના પ્રમુખસ્થાને પ્રો. આનંદશંકર ધ્રુવ વિરાજે એ જરૂરનું જણાય છે. એમનું જ્ઞાન ને અનુભવ, એમની તુલનાશક્તિ ને સાહિત્યસેવા, એમનું ડહાપણ ને ઉત્સાહ આ વખતે પરિષદ્‌ને નવું જીવન આપવામાં ઉપયોગી થયા વિના રહેવાનું નથી; અને તેથીજ ભાવનગરના સ્વાગતમંડળનું ધ્યાન ખેંચવાની અમને જરૂર જણાય છે.

આ "ગુજરાત" પત્ર શ્રી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ માટે કલ્યાણજી જયકૃષ્ણ બક્ષીએ "શ્રી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, બેલ્હાઉસ લેન, ફોર્ટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી શ્રી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.




પુસ્તક ૩ ] આષાઢ ૧૯૭૯ [ અંક ૫

## જય થજો જય થજો—

જ્યાં વસ્યા

આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રલય કાલાગ્નિસમ અરિદલ વિદારતા,
રેલાવનાર અડવીર વિપ્રેંદ્ર તે
રામ ભાર્ગવ થયા,—
શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યનાં સૂત્ર સ્વીકારતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિશ્વના મહા યોગીંદ્ર ગરુડધ્વજ
કૃષ્ણયાદવપતિ—
રવિરમ્ય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવચની સદા,
સત્યમાં અચલ આગ્રહ વળી ધારતા,
શત્રુ કે મિત્રમાં, શૂદ્ર કે વિપ્રમાં
સર્વમાં અદ્ભુત સમાનતા માનતા,
સુવ્રત, અજાતશત્રુ, સદા શાંત ને
મહાત્મા ગાંધી જે નામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા,
અહિંસાવનાર અહિંસાવીર
મોહન મહાન નર,—
એવી આ
સુભટ સનમ સહિત
કુક્કુટધ્વજ મંડિત
સૈન્ય જેનાં અજિત
મૈત્રકકુળપ્રભુ ભટાર્ક પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેન્દ્રની
પુનિત
ગુજરાતનો.

ઉભરાઇ જાય અને એક પણ વાસણ બાકી રહે નહીં ત્યાં સુધી વાસણ માંજવા નહીં—આર્ય-પથિકાશ્રમના પીરસણીઆના જેવું મારું ખમીસ અથવા ધોતીઉં મેલું થાય નહીં ત્યાં સુધી તેને ધોવું નહીં... વિગેરે વિગેરે મારા એકાકી ગૃહજીવનના દઢ નિયમો છે અને એ નિયમોનું બરાબર પાલન કરતાં મને જે જે અગવડો ભોગવવી પડે તે હીંમતથી ભોગવવા છતાં ગૃહલક્ષ્મીની અથવા નોકરની દરકાર નહીં કરનાર સ્વાશ્રયી યોદ્ધા તરીકે હું મારા મનમાં હમેશાં માન ખાટતો રહું છું. આ પ્રમાણે સ્વાશ્રયી ગૃહજીવન ગાળનાર એકાકીના ઘરમાં ઘાસલેટનું ટીપું સરખું કોઇ વખત નહીં હોય એ બનવા જોગ છે. અને ખરેખર બન્યું પણ તેમજ. ઘરના બીજા કોઇ પણ દીવામાં કે કોઇ પણ ખુણાખાચરામાં ઘાસલેટનું એક ટીપું સરખું પણ મળ્યું નહીં.

ગોપીજન વલ્લભ કનૈયાની બંસરીમાં કૈંક એવો મોહ હોય છે કે એ બંસરીનું સહેજ શ્રવણ થતાં એનું પુરેપુરું શ્રવણ કરી નાંખવાને ઉત્કટ ઇન્છા થઇ આવે તેને પરિણામે ઘાસલેટી દીવોજ્યોતીની ગેરહાજરીમાં ઘીની દીવોજ્યોતી પ્રકટાવીને પણ "એ બોલ" વાંચી નાખ્યા.

કનૈયાની બંસરી—અને તેમાં પણ ગોપીજન સન્મુખ બજાવેલી બંસરી—નો ઉદ્દેશ ગોપીઓને આનંદ આપી તેમનું બંસરી વગાડનારની કાર્યદક્ષતા તરફ આકર્ષણ કરવા શીવાય બીજો કોઇ હોઇ શકેજ નહીં અને તેથી કરીને તેમાંથી ફક્ત મધુર સ્વર જ કાઢવાનો પ્રયત્ન થયલો લાગ્યો છે. અને કોઇ પણ કર્કશ સ્વર—જેને પરિણામે ગોપીજનોનાં હૃદય જરાપણ દુખિત થાય—એવો સુર એ બંસરીમાંથી ઇન્છાએ અથવા અનિચ્છાએ નહીં નીકળે એને માટે ખાસ સંભાળ રખાઇ હોય એમ જણાયું છે; પણ કર્કશતાની ગેરહાજરીમાં મધુરતાની ખુબી બરાબર સમજાતી નથી અને મધુરતાની ગેરહાજરીમાં કર્કશતા નિરર્થક થઇ જાય છે એ સૂત્ર લક્ષમાં રખાયું હોત તો કર્કશતા મિશ્રીત મધુરતાનો સુર બંસરીને ઓર શોભા આપાત.

સૂર્યના ઝગઝગતા પ્રકાશમાંથી ડાઘા જોવાનું કામ અને દુધમાંથી પણ પોરા કાઢવાનું કામ જેમ ઘણા નવરા નિર્દય સાક્ષર કાકાઓ હમેશાં પોતાને માથે ગાંડની ખીચડી ખાઇ હોરી લે છે એવી કોઇ પ્રેરણાથી નહીં પણ કનૈયાના શુભેચ્છક—વડીલ— તરીકે એના બંસરીના સુરમાં કઇ કઇ જગ્યાએ કર્કશ સુર લેખે પુરવો જોઇતો હતો તેનું કૈંક દિગ્દર્શન કરાવવાના હેતુથી આ લેખ લખવાને હું પ્રવૃત્ત થયો છું.

યુરોપીય વિદ્વાને સ્ત્રી જાતિની "દાસી" અને "ડોલી" એ પ્રમાણે ભાગ રચના કરી છે તે કનૈયાએ સર્વાશે માન્ય રાખી છે; પણ તેમ કરવામાં એણે એક ગંભીર ભૂલ કરી છે. અને એ ભૂલ કરવાથી એ ભાઇશ્રીએ સ્ત્રી જાતિના એક ઘણીજ મોટી સંખ્યામાં હસ્તી ધરાવનાર વર્ગને ભયંકર અન્યાય કર્યો છે. સ્ત્રી વર્ગમાં અને ખાસ કરીને આપણા હીંદુ સ્ત્રી વર્ગમાં એક એવો વર્ગ હયાતી ધરાવે છે કે જેનામાં દાસી થવા જેટલી સ્વામીભક્તિ અથવા તન્મયતા નથી હોતી તથા ડોલી થવા જેટલું સ્વરૂપ, સુઘડતા અને રસિકતા નથી હોતાં. આવી સ્ત્રીઓ આપણે આપણા બારણામાંથી નીકળી સો વાર જેટલું અંતર ચાલીએ તેટલામાં જરૂર બે પાંચ મળવાનીજ. છતાં કનૈયાએ ગોપીજન સમક્ષ એની બંસરી બજાવતાં તેઓને ફક્ત મસ્કો લગાડી ખુશ કરવાની ઉત્સુકતામાં આટલી

મોટી સંખ્યામાં હજી ધરાવનાર સ્ત્રીઓનું જુદું વર્ગીકરણ કર્યું નથી.

કોઈ કવાર સવારના ગુજરાત જની ફાસ્ટ ટ્રેનમાં મુસાફરી કરતાં આપણા સંઘાતમાં શું એવાં જોડાં નથી આવ્યાં કે જેના સરસામાનનું કંઈ પણ ઠેકાણું હોતું નથી, ગાડીમાં ચડતાં ચડતાં પથારીનો બંધ તૂટી જાય અથવા ઢીલાં બાંધેલા પોટલામાંથી ખાવાનાનો ડબ્બો અથવા ફુલેલનો શીશો પડી જાય અથવા દોડાદોડમાં ઘરને બારણે તાળું દેવાનું રહી ગયું છે એમ ગાડીમાં બેસતાં પછીજ સાંભરે, કોઈ વેળાવાળામાં બે જણ છોકરામાંથી એક છોકરું ગાડી ચાલવા માંડતા સુધી પ્લેટફોર્મ ઉપરજ રહ્યું રહ્યું બા, બા, પોકારી રહ્યું હોય? આવાં જોડામાંની સ્ત્રી તરફ તમો નજર કરશો તો તેની આંખ માંથી આંસુ વહ્યાં જતાં અગર ઉંઘ ઉડી પણ નહીં હોય, કપાળમાં ચાંલ્લો પણ ઠીક બારણું બંધ કરતી વખતે કર્યો હોય, અને તેથી ચીલા



પ્લેટફોર્મ ઉપરજ રહ્યું ગયું બા, બા, પોકારી રહ્યું હોય

કંકુ ઉપર ઉતાવળમાં પીતાનો અથવા પોતાના ગયો હોય જતા સોલોમન સ્ત્રોની મદદ દરેક છોકરાનો હાથ લાગવાથી ચાંલ્લાનો લીમોટો થઈ કામમાં હાજર વાપરવાની ટેવને પરિણામે ઠીક

છેલ્લી ઘડીએ જે ધાંધલ કરવી પડે છે તેને લીધે ચાંલ્લાનો લીસોટો થઇ ગયો તેનું ભાન પણ ન હોય. ફુરસદની વખતે ઘડી પરમાત્માએ કૈંક સ્વરુપની બક્ષીસ કરી હોય છતાં પણ એ સઘળું સ્વરુપ દળદરમાં ઘુસી ગયું હોય.

વારુ આગાડી ચાલો. આપણે ઘેર લગ્ન અથવા એવા બીજા કોઇ પ્રસંગ જેમાં સ્ત્રીઓની મોટી સંખ્યામાં હાજર થતી હોય એવે પ્રસગે આખા ટોળામાંથી તમોને એવી સ્ત્રીઓ કેટલી મળી આવશે કે જેને રુપના સંબંધમાં પ્રભુની કૃપા હોય છતાં તે રૂપને પોતાના દળદરથી ઢાંકી દેતી હોય?

અંગ પર કીંમતી દાગીના અને શોભાયમાન વસ્ત્રો હોય છતાં ઓચી પરના મેલના થાપા તેમજ અડધી બીડાયલી આંખમાંના ચીપડા એમના એમજ હોય, માથામાં સુગંધી તેલ નાંખેલું હોય છતાં બાબરાં ફુલ્લાંજ હોય! વળી ઘેર તાળું માર્યું છે કે નહીં, કીકાને કોની પાસે મુક્યો છે, નોકર નહીં આવવાથી આગલી રાતના વાસણો મંજાવી નાંખવાનો શો બંદોબસ્ત કર્યો છે, ઓફીસ જતાં પહેલાં રસોઇ થઇ શકશે કે નહીં એવા એવા પ્રશ્નો આતુરતાથી પુછના આવા ગૃહરત્નોના સ્વામીનાથને આપણે કેટલીવાર જોઇએ છીએ? ઉપરાંત આવા પ્રશ્નોના જવાબ કોઇ વખત આશાજનક હોય છે ખરા? વળી સગાંવહાલાંને ત્યાં લગ્ન પ્રસગ જેવું નિમિત્ત આવી પડતાં વખતને અભાવે રસોઇનો પ્રોગ્રામ કેન્સલ કરવો પડે અને તેથી મરદને બિચારાને તો માસીની ગંગીના લગ્ન અવળાં નીકળી જાય અને ગૃહલક્ષ્મી બપોરના નીરાંતે લગ્ન માંડી બેઠેલાને ત્યાં માલમલીદા ઉડાવે એવા પ્રસંગ કેટલીવાર જોવામાં આવે છે?

આ વર્ગની સ્ત્રીઓને પોતાની જાતની સંભાળ લેવાનું પુરું ભાન હોતું નથી તો પછી ગૃહરાજ્યની તો વાતજ શી? પરિણામે ઉતાવળથી ચાલતાં એન્જીનની પાછળ જોડેલા નિર્જીવ ડબ્બાની માફક સ્ત્રી પોતાના તરફના પણ પ્રયત્ન વગર પાછળ પાછળ ખેંચાતી ચાલે છે. અને એટલું થતું હોય તો પણ ઘણુંજ છે. કારણ કે કેટલીક વખત આવો નિર્જીવ ડબ્બો એન્જીનથી છુટો પડી જાય છે અને પોતે ખસી શકતો નથી એટલુંજ નહીં પણ પાછળ આવતી બીજી પેસેન્જર ટ્રેનની ગતિમાં અંતરાય રૂપ થઇ પડે છે. આવો ડબ્બો એન્જીનની પાછળ ખેંચાય આવે છે કે નહીં તે બાબતની પણ બીચારા ડ્રાઇવરને ફીકર રાખવી પડે છે અને તેમ હોવાથી આગળ જોવાની સાથે સાથે ઘણીવાર પાછળ પણ નજર રાખવી પડે છે. આ વર્ગની સ્ત્રીઓમાં કોઇ પણ પ્રકારનો ઉમંગ અથવા ઉત્સાહ પ્રેરવો એ મુવેલાં મુડદાંમાં જીવ મુકવા કરતાં પણ વધુ કઠણ છે.

કહો સાહેબ, આપણા પરિચયમાં આવી સ્ત્રીઓ સંખ્યાબંધ નથી આવતી? તો પછી આવી સ્ત્રીઓની દાસીમાં ગણના કરશો કે ઢોલીમાં? મારી તો કૈં અક્કલ ચાલતી નથી. તમારી ચાલતી હોય તો ચલાવી જુવો. અને કવિએ જણાવેલા બે પ્રકારના કયા વર્ગમાં આવી સ્ત્રીઓનો સમાવેશ કરી શકો છો તે મને જણાવશોજી. મારીતો ખાત્રીજ છે કે વિચાર કરતાં તમોને માલુમ પડશે કે દાસી અને ઢોલી એ બે પ્રકારનું વર્ગીકરણ કરવામાં ગંભીર ભૂલ અને ભયંકર અન્યાય કરવામાં આવ્યો છે.

આવી સ્ત્રીઓના વર્ગ માટે આપણે શું નામ આપીશું? યોગ્ય શબ્દ ખોળી કાઢવાને મેં ઘણોજ પ્રયત્ન કર્યો છે. 'શબ્દકોશો પણ ઘણાજ ઉથલાવ્યા છતાં પણ કોઇ ગોગ્ય

અંતરોર્મિઓ - અભિલાષાઓ અને માનસિક પ્રેરણાઓમાં અંતરાયરુપ થતાં બંધ થઇશું; અને તે પણ એવી શરતે કે તમારે અમારી સાથે નિમકહલાલીથી ચાલવું, અમારો દરેક પ્રકારનો બોજો કે પણ કચવાટ શીવાય ઉપાડ્યા કરવો, અમારાં યશોગાન અહોનિશ ગાયા કરવાં અને અમારી કીર્તિ આ લોકમાં તથા પર લોકમાં દિનપ્રતિદિન વધતી જાય તેને માટે દરેક પ્રકારે પ્રયત્ન કર્યા જવું. જ્યાં સુધી તમો આ પ્રમાણે વર્તવાનું તમારું કર્તવ્ય પરમ નિષ્ઠાથી અને સંપૂર્ણ શ્રદ્ધાથી કર્યા જશો ત્યાં સુધીજ તમો અમારી પાસે વધુમાં વધુ એટલીજ આશા રાખી શકો કે અમો તમારી આશા અભિલાષા અને પ્રેરણાઓમાં અંતરાયરૂપ થઇશું નહીં પણ તમો તમારા કર્તવ્યમાં જરા પણ પાછા પડ્યા કે તુરત વગર ચેતવણીએ અમોએ તમોને આપેલી બક્ષીસ રદ કરીશું અને તમારી દરેક પ્રકારની પ્રગતિમાં અંતરાયરૂપ થવાના અમારા જન્મસિદ્ધ હકની અમલ બજાવણી કરીશું અને તમારે મુંગે મોઢે તેનાં દરેક પરિણામો સહન કરી લેવાં પડશે."

ઉપર પ્રમાણે જવાબ તૈયાર કરવામાં મુખ્ય હાથ કયા વર્ગની સ્ત્રીઓનો છે તે સહેજ સમજી શકાશે.

---

સત્ય શું છે એ સર્વદા સમજાય છે કિન્તુ શું બનવું શક્ય છે તેનું લવ લેશ ભાન નથી.

—રસકીન.

× × × ×

પ્રભાત અને જીંદગીની શરુઆત એ બન્નેમાં ઘણુંજ સામ્ય છે.

—ડીકન્સ.

× × × ×

જીંદગી દરેક મનુષ્યને પ્રિય હોય છે કિન્તુ ઉત્તમ મનુષ્યો કીર્તિને જીંદગીથી પણ વિશેષ અમૂલ્ય ગણે છે.

—શેક્સપીઅર.

× × × ×

સદ્‌ગુણ એ એક સૂર્ય છે. જે એના સંસર્ગમાં આવે છે તે તેમાંથી જીવન, તેજ અને કીર્તિ મેળવે છે.

—બાયરન.

---



રંગબેરંગી સાડી કસુંબલ,
સાચી સોનેરી ભાત:
શ્વેતરંગી આજે બખ્તર પહેર્યું,
શુદ્ધ સ્વદેશી જાત:
રાણી રમતી સદા રણવાસ હો!

વાજે સીતારી જ્યાં સ્નેહ-સંગીતે,
રણવાસે રસપૂર:
આજે ગુંજે ચક્ર સુદર્શન,
જીવનનું સાચું નૂર:
રાણી રમતી સદા રણવાસ હો!

નવલી વસંત જ્યાં નિત્ય ભભૂકે,
જગવે દિલે રસરાજ:
આજે ઋતુ ખીલી આત્મશુદ્ધિની,
ધરતી પ્રભુતા તાજ:
રાણી રમતી સદા રણવાસ હો!

પ્રેમની પોથી પાને પાને,
રેલવતી રસરેલ:
આજે ગાતી એ રણગીતાને,
ખેલી ખરા રણખેલ:
રાણી રમતી સદા રણવાસ હો!

કંથડો-રાજા રણે સીધાવ્યો,
ધર્મ સંસ્થાપન કાજ:
વાટડી જોતાં આંખડી થાકી,
ધાતી રણવાટે આજ:
રાણી રમતી સદા રણવાસ હો!



# ફેશીઝમ

લેખક:
શા. મહુમદ હાસમ ચમન

મહાન યુદ્ધ સમાપ્ત થયું પણ તેના દારૂગોળાની જ્વાળા હજી શમી નથી તેની ચીણગારીઓ ચોમેર ઉડી ગઈ છે, તેમાંથી બીજા અનેક ભડકા થઇ રહ્યા છે. યુદ્ધ પછી બોલ્શેવીઝમ, ફેસીઝમ, કોમ્યુનીઝમ, સોશીયાલીઝમ એવા એવા નામો હેઠે અનેક પક્ષો ઉભા થયા છે અને તેઓ પોત પોતાની ચળવળને સબળ બનાવવા માટે તનતોડ મહેનત કરી રહ્યા છે.

ઇટાલીમાં હાલ જે પક્ષ ઉભો થયો છે તે ફેસીઝમના નામે ઓળખાય છે. Fascismo એ મૂળ શબ્દ Fascio (કુહાડો) કુહાડા ઉપરથી પડ્યો છે Fascismo એટલે કુહાડાવાદ. એ કુહાડો પ્રાચીન રોમનનું રાજ્ય ચિન્હ હતો.

લડાઇ બાદ અનેક દેશો સંકટ વેઠી રહ્યા છે, તેમાં ઇટાલી પણ સંકટમાં સપડાયું છે. મૂળ આ દેશમાં હુન્નર ઉદ્યોગ થોડા તેમાં વળી લડાઇ પછીની સ્થિતિથી તેના સંકટમાં વધારો થયો. લાખો માણસો અપંગ થઇને રણભૂમિમાંથી પાછા ફર્યા તેમના નીભાવનો સવાલ મુશ્કેલ થઇ પડ્યો. તેટલામાં ઇટાલીયન નાં લીરા (ચલણ) ના ભાવ ગગડ્યા એટલે ઓર પણ મુશ્કેલી ઉભી થઇ. માણસોને ખાવાના વાંધા પડ્યા. ભુખમરાએ ગંભીર રૂપ પકડ્યું. મજુરોમાં અસંતોષ તો હતો જ તેટલામાં બોલ્શેવીક ઉપદેશકો ઇટાલીમાં દાખલ થયા તેમણે મજુરોને ભડકાવ્યા. મોઢેમોઢ "લેનીનની જય" બોલાવતા મજુરોનાં સરઘસ ફરવા લાગ્યાં. કારખાનાવાળાઓને ધાસ્તી લાગી અને તે ધાસ્તી છેવટે ખરી પડી. મજુરોએ તુફાન મચાવી કારખાનાઓનો કબજો લીધો. સત્તાને આધીન થઇ સૌ માલિકો મજુરોને તાબે થયા. કારખાનાં મજુરોને સોંપી દીધા. માલિકોએ મજુરો જેવી સ્થિતિ સ્વીકારી મજુરોના દરમા ઠીક ઠીક વધારો કરી સમજુતીપર આવ્યા. ફરી મજુરો પાસેથી કારખાના હાથમાં લીધા. મજુરોએ કારખાના તો શેઠીઆઓને સોંપ્યા પણ જે અસંતોષનું બીજ રોપાયું હતું તેના તો વૃદ્ધિ થતી જ ગઇ. આખીરમ મજુરોના અસંતોષ બીજગમ લડાઇ બાદ રાજદ્વારી ખટપટને લીધે વારંવાર ઇટાલીના પ્રધાન મંડળ બદલવા લાગ્યાં. જેથી ઇટાલીને વ્યવસ્થિત કરવાને કોઇને પુરી તક પણ મળતી નહોતી. નવી ચુંટણી થાય, ચુંટાએલાઓ હજી પોતાનો હોદ્દો પુરો સંભાળે કે ન સંભાળે તેટલામાં વળી ફેરફાર થાય. આમ વરસમાં ત્રણ ચારવાર પ્રધાન મંડળ બદલાય તેથી મુશ્કેલી તથા ફરીઆદ

લશ્કરમાં પણ મામલો ચિંતાતુર દેખાવા લાગ્યો. વળી અધુરામાં પુરું જેની ચુંટણી થાય તેની નબળાઇને લીધે સુલેહપરિષદમાં કે અન્ય લડાઇ સંબંધી પરિષદોમાં પોતાના દેશ તરફથી પુરી દલીલો ન કરી શકે. લોર્ડ કરઝન કે મી૦ લોઇડ જ્યોર્જ જેવા રમાડે તેમ રમે તેથી પણ પ્રધાનો પ્રત્યે પ્રજાની ખફગી થવા લાગી. કોમ્યુનીઝમ અને ફશીઝમનો વા વાવા લાગ્યો. ફશીઝમનો પ્રચારક સીનોર મુસોલીની (Mussolini) ની અસર ઇટાલીની જનતા પર ભારે ઉંડી થઇ. ધીમે ધીમે તેનો પક્ષ બળવાન થવા લાગ્યો. ખુશ્કી અને તરીના લશ્કરીઓ પણ તેની હીલચાલમાં ભળવા લાગ્યા. મુસોલીનીએ જે કાર્યક્રમ પ્રજા સન્મુખ રજુ કર્યો હતો તેમાં મુખ્ય ઇટાલીના હુન્નર ઉદ્યોગ વધારીને આબાદી પર લાવવાનો, રાજા પ્રત્યે વફાદારી જાળવવાનું, "મુડી" "મજુરી" બંનેને રક્ષણ આપવાનો હતો એટલે મુસોલીનની હીલચાલમાં પ્રજાનો મોટો ભાગ શામેલ થયો. કોમ્યુનીઝમનો નેતા ઇટાલીનો મશહુર કવી દાનુનઝીયો (D'Anunsio) છે જેનો કાર્યક્રમ તદ્દન બોલશેવીઝમને મળતો-હોવાથી તેના પક્ષમાં માત્ર પ્રજાના દશ ટકા ભળ્યા. તેથી આ પક્ષ પોતાના વિચારો મુજબ કરાવી શક્યો પણ મુસોલીનના જબરદસ્ત પક્ષે આજે ઇટાલીમાં જે લોહી રેડયા વગર રાજ્યક્રાંતી કીધી છે તે અદ્‌ભુત છે.

### ફશીસ્તીઓનો પોષાક

દરેક દેશમાં જ્યારે કોઇ નવી પ્રવૃત્તિ કોઇ મહાન્ નરને હાથે થાય છે ત્યારે તે જોડે તે પ્રવૃત્તિને લગતો ખાસ પોષાક પણ હોય છે. ૧૭૮૯ માં જ્યારે ફ્રાંસમાં આઝાદી માટે હીલચાલ કરવામાં આવી હતી ત્યારે આઝાદી ઇચ્છનારાઓ માટે ખાસ એક લાલ ટોપી બાંધી ટોપી જેવા લાંબા આકારની અને તે પર સફેદ પીછું ખોસવામાં આવતું હતું. તે ટોપીને "સ્વતંત્રતાનો તાજ" ગણવામાં આવતો હતો. શરૂઆતમાં જ્યારે એ ટોપી પહેરવામાં આવી ત્યારે તેની સંખ્યા અતી નાની હતી. તેને જોઇને રાજા અને અધીકારીઓ હસતા. પણ જ્યારે આ લાલ ટોપીઓનાં ફ્રાંસમાં પુર વહેવા લાગ્યાં ત્યારે રાજાને કંઇક ચિંતા થઇ પણ ઉધ્ધતાઇને લઇને પ્રજાને વશ ન થયો. છેવટે રાજારાણીને એજ લાલ ટોપીવાળાઓએ બંદીવાન કરી તેમનાં શિરચ્છેદ કરી સ્વતંત્રતા, ભ્રાતૃભાવ અને સમાનતાનાં રણશીંગડાં ફુક્યાં.

ચાલુ વીસમી સદીમાં "ઝારશાહી"માં થી રશીયનોને છોડવનાર લેનીને પણ બોલ્શેવીક લશ્કર માટે લાલ પોશાક પસંદ કર્યો છે તેથી બોલ્શેવીક લશ્કર "લાલ લશ્કર" ના નામે ઓળખાય છે.

ઓગણીસમી સદીમાં ગેરીબાલ્ડીએ ઇટાલીને એકત્ર કરવાને જે પ્રવૃતિ આદરી હતી તેનો લેબાસ "લાલ ખમીસ" હતો.

મુસોલીનીએ ફશીસ્તીઓ માટે "કાળું ખમીસ" પસંદ કરેલ છે. દરેક ફશીસ્તી કાળું ખમીસ પહેરે છે. તે પર ડાબીઝમ છાતીપર માણસની ખોપરીનું ચિન્હ હોય છે. આ ચિન્હની મુરાદ એ છે કે **"અમોએ મોતનો ડર છોડયો છે."** આ કાળા ખમીસવાળા અને માણસની ખોપરીવાળાઓએ જે પરિવર્તન ઇટાલીમાં કર્યું છે તે ઇટાલીના ઇતિહાસમાં ચિરકાલ નોંધાઇ રહેશે. લાખો માણસો સાથે મુસોલીની રોમના સ્ટેશનપર આવ્યો; પ્રધાન મંડલ ગભરાયું; નામદાર રાજાને મારશીયલ લૉ જાહેર કરવા વીનવવામાં આવ્યા. નામદાર રાજાએ વખત વિચારી મારશીયલ લૉ જાહેર

### "ફ્રીસ્તીઓનો પડકાર"

જેમ આપણો પડકાર "મહાત્મા ગાંધીકી જય" છે, તેમ ફ્રીસ્તીઓનો પડકાર "એજા-એજા-અલાલા" (Eja, Eja, alala) છે. આ મળ શબ્દો કઇ ભાષાના છે તે જણાયું નથી. પરંતુ આ શબ્દો કદાચ સ્પેનના આરબો પાસેથી રોમનોએ ઝીલ્યા હશે. ગમે તેમ હો પણ આ શબ્દમાં ઇટાલીયનો પોતાનો "મોક્ષ" સમજે છે. આ શબ્દ ઉચ્ચારતાંજ તેમના મોં પર આનંદના અંકુર ફુટી નીકળેછે. પ્રજાને એકાદ પવિત્ર શબ્દ જે બળ આપે તે બળ હોવીટઝર તોપમાં પણ ક્યાં છે? "એજા-એજા-અલાલા" માત્ર બોલીને પણ તેને આચરણમાં ઉતારી ઇટાલીએ મોક્ષ મેળવ્યો કહેવાય છે. આપણે 'મહાત્મા ગાંધીકી જય" પવિત્ર શબ્દ માત્ર બોલ્યાજ કરશું? કે આચરણમાં ઉતારશું?

### 'રોમન સંસ્કૃતિ"

મહાત્માજી જેમ આપણને આપણી પ્રાચીન સંસ્કૃતિ તરફ દોરી રહ્યા છે તેમ મુસોલીની ઇટાલીયનોને પ્રાચીન રોમન સંસ્કૃતિ તરફ કેટલેક અંશે દોરી રહ્યો છે.

• રોમનો જ્યારે આપસમાં મળતા ત્યારે એક બીજા સાથે હાથ મેળવ્યા વિના માત્ર હાથ લંબાવતા. એજ ધોરણનો મુસોલીનીએ અંગીકાર કર્યો છે. આજે ફ્રીસ્તીઓ એક બીજાને હસ્તધૂનન વગર માત્ર હાથ લંબાવીને સત્કારે છે. આપણા ભારત દેશમાં એક બીજા સાથે હાથ મેળવી પ્રેમ દર્શાવવાનો રીવાજજ નહોતો; પણ જ્યારથી યુરોપી સલ્તનત જોડે હિંદનો સંબંધ થયો ત્યારથી હસ્તમેલાપની પ્રથા આપણામાં દાખલ થઇ. હવે જ્યારે યુરોપમાંથી આ રીત નાબુદ કરવાનાં પગલાં ભરાય છે, ત્યારે આપણે પણ એ ફેશનનો સત્વર ત્યાગ કરવો જોઇએ.

### "કોલર-ટાઇ"

યુરોપીઓમાં કોલર ટાઇનો રીવાજ છે. તે ફેશન ખાતર નહીં, પણ તેઓના દેશમાં ઠંડી અતિશય હોવાથી તેઓના વડવાઓ ગળા પર ગલપટો લપેટતા અને છાતી સુધી રુમાલ બાંધતા. સમય જતાં આ ઠંડીથી બચવાની રીતે ફેશન રૂપ પકડયું. મુસોલીનીએ ફ્રીસ્તીઓની ટાઇમાં ફેરફાર કરી પ્રાચીન રોમન ટાઇ દાખલ કીધી છે. એ ટાઇ છાતી ઉપર નાનકડી ગાદી પડી હોય એવી લાગે છે. ઠંડીની ઋતુમાં તે ઘણી ઉપયોગી થઇ પડશે એટલે એનો ખરચ વ્યર્થ નહી જાય. મુસોલીનીનો નવો કારોબાર છે, આપણે તેના કારોબાર માટે મત આપવાને થોભશું. અનેક સારા જનકલ્યાણકારી રીવાજો દાખલ કરવાની શક્તિ એને પ્રભુ આપો એ પ્રાર્થના સહીત

વીરમીશ.



"મુસોલીની."

વરસ અગાઉ મોક્ષપદ પામ્યા તે વખતેજ તેમની શક્તિ ક્ષીણ થઇ ગયેલી હતી અને લેખન વ્યવસાય મંદ પડી ગયો હતો. આધુનિક લેખકોમાંના બે સમર્થ વાર્તાકાર અને વિવેચક ગોવર્ધનરામ અને મણિલાલ મધ્યમ આયુષ્યજ ભોગવી શક્યા; મણિલાલ ચાળીસ વરસે સ્વર્ગવાસી થયા અને ગોવર્ધનરામ એકાવન બાવન વરસે. તેમનાં લખાણ અને પ્રતિભા ગુજરાતી સાહિત્યમાં ચિરકાળ ટકી રહેવાનાં.

જન્મ કુંડલી




દિવાનબહાદુર રણછોડભાઇનો જન્મ શાકે ૧૭૫૯ (વિ. સ. ૧૮૯૪) શ્રાવણ સુદી ૮ તા૦ ૯ ઑગસ્ટ ઇ. સ. ૧૮૩૭ (જન્મ પત્રિકામાં અંગ્રેજી તારીખ નથી લખી. શાહીથી પ્રથમ તા૦ ૧૦ લખેલ છે; પરંતુ પેન્સીલથી રણછોડભાઇએ તા૦ ૯ સુધારેલ છે અને તેજ બરાબર હોવા સંભવ છે.) ના રોજ મહુધામાં થયો હતો. તેઓ ન્યાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ, તેમના પિતાનું નામ ઉદયરામ કાશીરામ, માતુશ્રીનું નામ ઇચ્છાબાઇ. ઉદયરામને એકંદર પાંચ સંતાનો થયાં હતાં—ચાર પુત્રો અને એક પુત્રી. રણછોડભાઇ બધામાં સૌથી નાના હતા. ઇશ્વરકૃપાથી રણછોડભાઇના વડીલ ભાઇ જેભાઇ જેમની ઉમ્મર હાલ ૯૦ વરસની છે તેઓ એક હયાત છે; તેમના વિના બીજાં કોઇ ભાંડુ હયાત નથી. ઉદયરામનું મરણ સં. ૧૯૦૦ ના વૈશાખ સુદી ૧૩ ના રોજ થયું હતું જ્યારે રણછોડભાઇનું વય માત્ર ૭ વરસનું હતું. તેથી તેમને કેળવણી વગેરે આપવાનો ભાર તેમના વડીલ ભાઇઓ તથા માતુશ્રી ઉપર પડ્યો હતો અને તે સમયમાં સારામાં સારી ગણી શકાય એવી કેળવણી તેમણે રણછોડ ભાઇને આપી હતી.

રણછોડભાઇના પિતા ઉદયરામ વ્યાપાર કરતા; તેમની શરૂઆતમાં સ્થિતિ સાધારણ હતી. પરંતુ અવસાન સમયે તેઓએ એ સમયમાં ઠીક ગણાય એટલી મીલકત મેળવી હતી તેમજ હવેલી—રહેવાનું ઘર પણ બંધાવ્યું હતું. તેમનાં બે વખત લગ્ન થયાં હતાં અને બીજી પત્નીનીજ બધી પ્રજા હતી. ઉદયરામના મરણ પછી તેમના પુત્રોએ તથા પત્નીએ ઘરનો બધો વ્યવહાર તેમની આબરુ પ્રમાણે ચલાવ્યો અને કુટુંબની કીર્તિમાં વધારો કર્યો. રણછોડભાઇનાં માતુશ્રી બધા ભાઇઓને સારી સ્થિતિમાં અને સુખી જોઇ સં. ૧૯૨૯ ના માગશર સુદી ૧૩ ના રોજ વૈકુંઠવાસી થયાં ત્યાં સુધી તો કુટુમ્બની મીલકત અવિભક્ત હતી પરંતુ તેમના મરણ પછી આજ પચાસ વરસ સુધી રણછોડભાઇ વગેરે ભાઇઓ અને તેમનાં કુટુમ્બો અવિભક્તપણેજ રહ્યાં છે. મુળથીજ રણછોડભાઇમાં પ્રેમાળ વૃત્તિ ઘણી વધારે હતી એટલે કુટુમ્બી કે સગાંને જોતા તો તેઓ અત્યંત હર્ષ પામતા. કુટુમ્બના પુત્રોની કેળવણી માટે સદા ચિંતા અને ચોકસી રાખતા તથા અનેક પ્રકારની સહાય

આપના. વિદ્યાથીજ ઉન્નતિ થઇ શકે અને વિદ્યાથીજ લક્ષ્મી અને ધર્મ સંપાદન થઇ શકે એ સિદ્ધાંત એમના અંતરમાં એટલા બધા દૃઢ થઇ ગયા હતા કે વિદ્યા મેળવવામાં કોઇ પ્રમાદ કરે તે તેમનાથી સહન ન થઇ શકતું. તેમના પોતાના પુત્ર રા. કનૈયાલાલભાઇ—જેઓ મુંબઇ યુનીવરસીટીના ગ્રેજ્યુએટ છે, તેઓનું મન મેટ્રીક અને પ્રીવીયસના ધોરણોમાં અભ્યાસ કરતાં ઉઠી ગયું હતું અને એટલે થીજ અભ્યાસ છોડી દેવા તૈયાર થયા હતા. પરંતુ રણછોડભાઇના આગ્રહ અને સમજાવટ થીજ તેમણે અભ્યાસ શરૂ રાખ્યો અને પરિણામે બી. પાસ થયા. એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે આ સમયે રણછોડભાઇ કચ્છ-રાજ્યની સેવામાંથી નિવૃત્ત થઇ ગયા હતા અને મહુધામાં વડીલ ભાઇઓ સાથે રહેતા હતા. ભાઇ કનૈયાલાલ અમદાવાદ ગુજરાત કોલેજમાં હતા ત્યાંથી વધારે ખર્ચ ભોગવી મુંબઇમાં જુદું મકાન રાખી જોઇતી વ્યવસ્થા કરાવી આપી ને ઉચ્ચ અને સંગીન શિક્ષણ મળે એવા હેતુથીજ અને તેમાં ફત્તેહમંદ થયા ત્યારે તેમને અત્યંત હર્ષ થયો હતો. કુટુમ્બનાં નાનાં બાળકોને પાસે બેસાડી વાતો કહેવી, વિનોદ કરાવવો, અભ્યાસ કરાવવો એ તેમની અંતકાળ સુધીની પ્રિય પ્રવૃત્તિ હતી.



રણછોડભાઇ ઉદયરામ ઉ. વ. ૪૦

રણછોડભાઇનાં બે વખત લગ્ન થયાં હતાં. પ્રથમ લગ્ન સં. ૧૯૦૬–૦૭ માં એટલે અગીઆર બાર વરસની ઉમ્મરે. તેમનાં પ્રથમ પત્નીનું નામ પાર્વતી બાઇ; તેઓ ઘણાં સુશીલ હતાં. તેમને પ્રજામાં માત્ર એક પુત્ર થયો હતો પણ દુર્દૈવથી તે અવસાન પામેલ છે. રણછોડભાઇની યુવાવસ્થાના એ સાથી, એમના અભ્યાસકાળના એ સહચરી લગભગ અઢાર ઓગણીસ વરસ સુધી ગૃહનો કારભાર ચલાવી સં. ૧૯૨૫ના ભાદ્રપદ સુદી ૧૧ના રોજ [illegible] સ્વર્ગવાસી થયાં. રણછોડભાઇના ભાગ્યનો ઉદય થવા માંડ્યો હતો. બાલ્યાવસ્થામાં કેળવણી સંપાદન કરવામાં પડેલી મુશ્કેલીઓનો બદલો મળવાની તૈયારી થઇ ચૂકી હતી ત્યાં આ રીતે વિધુરાવસ્થા આવતાં રણછોડભાઇના સ્નેહાળ હૃદયને ઘણો આઘાત લાગ્યો. પરંતુ ઇશ્વરની ઇચ્છા આગળ નમવા વિના છૂટકો નહોતો. માતુશ્રી તથા વડીલ બાંધવોની વૃત્તિને માન આપી સં. ૧૯૨૬ ના માહ સુદી ૫ પાંચમના રોજ ઉમરેઠ નિવાસી (મૂળ ધામણ્યા) પીતાંબરદાસ હીરાચંદદાસનાં પુત્રી પુણ્યગૌરી સાથે સંબંધ

તે સર્વે વાંચનારના મન ઉપર સારી અસર થાય એવા છે. તેથી તમારી યાદગીરી, આ દેશના લોકોમાં ઘણાં વર્ષ સુધી રહેશે. મહેરબાન પીલ સાહેબ પાસે, પછી મહેરબાન ઇજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉત્તર ભાગના સાહેબની હજુરમાં તમે કેટલાએક મહિના સુધી નોકરી કરી, પછી ગુજરાત ટ્રાન્સલેટર સાહેબની હજુરમાં ગુજરાતી ટ્રાન્સલેશન એકઝીબીશનરની રૂ. ૪૦ના પગારની જગો તમને મળી તે કામ હાલ સુધી તમે કર્યું. તમ સરખા કેળવણી પામેલા અને પ્રમાણિક માણસ અમદાવાદમાંથી જવાથી અમે દિલગીર છૈયે. પણ આશા છે કે બુદ્ધિપ્રકાશમાં તમારા સુંદર વિષયોના લખાણથી હમેશાં તમારી યાદગીરી અમને આપતા રહેશો. અહિંના વિદ્યાખાતામાં કેળવણી પામેલા ભાઇ વીરચંદ દીપચંદ વગેરે મુંબઇમાં છે, અને વળી તમારા જવાથી અમદાવાદના કેળવણી ખાતાની ખુબી મુંબઇમાં વધારે થશે. તમને સજ્જનતાનો ગુણ પરમેશ્વરે બખશીશ આપેલો છે. કહ્યું છે કે

સજ્જનતા ગુણ સરસ, મળે નહીં ખરચે મૂલે;
શિખવ્યાથી ન શિખાય, નથી ફળતી કો ફૂલે;
વિચરે દેશ વિદેશ, લેશ જિવમાં નહિ જામે;
પવિત્ર તીર્થ પ્રવેશ, કિયે પણ કોઇ ન પામે.
કદિ પ્રગટે નહિં દલપત કહે, ઘર ઘર અથડાયે ઘણું;
ઈશ્વર કરણાથી ઉપજે, પુરૂષ વિષે સજ્જનપણું. ૧

તરૂવરનો નહિ તાગ, ભાગ્યથી સુરતરૂ ભેટે;
હીરા મળે હજાર, કોહિનુર છેકજ છેટે;
બગલા બાણું કરોડ, હંસ તો ન મળે હળવો;
સમળા મળે અસંખ્ય, ગરૂડ મહિમા ક્યાંમળવો;
જન તો બહુ જારશે જગતમાં, તનતાપ ન તેથી ટળે;
દિલ સત્યપણે દલપત કહે, મહાભાગ્ય સજ્જન મળે. ૨

માટે તમારા જેવા સજ્જન મળવા ઘણા દુર્લભ છે. અમે તમને જેટલું માન આપિયે તેટલું તમારી લાયકી પ્રમાણે થોડું છે. અને પરમેશ્વર પાસે માગીયે છૈયે કે તમે જ્યાં બિરાજો ત્યાં સુખ, આબરૂ અને માનપત્ર તમને ઘણાં મળે. એજ અમારો આશિર્વાદ છે:

તા. ૨૪મી ડીસેંબર સને ૧૮૬૩.

પછી રણછોડ ગલુરામે કવિતા અને સ્કુલના શાસ્ત્રીએ શ્લોક રચેલા વાંચ્યા હતા.

આજથી પુરાં સાઠ વરસ અગાઉનાં માનપત્રનો આ નમુનો છે. આ કવિ દલપતરામનુંજ લખાણ જણાય છે. અમદાવાદથી મુંબઇ જનાર માણસને એમ કહેવું કે તમારી યાદગીરી આ દેશનાં લોકોમાં ઘણાં વર્ષ સુધી રહેશે એ અત્યારે તો સમજી પણ શકાય તેવી સ્થિતિ નથી. પરંતુ એ કાળમાં રેલ્વેનો વ્યવહાર નહોતો તેમજ આવી રીતે જનારા પણ વિરલજ હશે તેથીજ આમ લખ્યું જણાય છે. માનપત્ર હીમાભાઇ ઇન્સ્ટીટયુટમાં અપાયું હતું જે વખતે અલેકઝાંડર ક્લરડીન સાહેબ સભાપતિની ખુરશીએ બીરાજ્યા હતા અને એકંદર સાઠ માણસ હાજર હતા જેમાં રા. સા. ભોગીલાલ, આજમ મગનલાલ વખતચંદ, રાવસાહેબ મહીપતરામ રૂપરામ, ગાયકવાડ મહારાજના વકીલ સખારામ વિનાયકરાવ વગેરેનાં નામ છે.

આ રીતે રણછોડભાઇ મુંબઇમાં આવી રહ્યા. અહીંની તેમની પ્રવૃત્તિને અંગે પણ સાહિત્યસેવા વીસર્યા નહોતા. રાસમાળાના પુસ્તકનું ભાષાંતર તેમને કરવાનું સોંપાયું હતું તે તેમણે આ સમયે કર્યું તેમજ નાટકો વગેરેની રચના પણ આ સમયમાંજ કરી. હોપ વાંચનમાળા તૈયાર કરવામાં તેઓ નહોતા પરંતુ તેમની કવિતા કોઇ કોઇ અંદર દાખલ કરવામાં આવેલ છે. Psalm of lifeનું ભાષાંતર ઝુલણા છંદમાં "સત્ય છે જીંદગી, જરૂરીયાતી તણી સમજ સમશાન નહીં દામ



અમદાવાદમાં કચ્છના રાજાને ચાર મળ્યા ત્યારે (ઇ. સ. ૧૮૮૭) લીધેલી છબિ
ઊભેલાઃ હરિલાલ અનુપરામ† મોતીલાલ કુશળજી પુરુષોત્તમ વિહારીદાસ
બેઠેલાઃ મનસુખરામ, હરીદાસ, મણિભાઈ જશભાઈ, રણછોડભાઈ ચુનીલાલ સારાભાઈ
નીચે બેઠેલા રા. કનૈયાલાલ રણછોડભાઈ

ઉદ્દેશ" એ એમનું છે. ૨૬ રણછોડની વિનંતિ ધ્યાનમાં લેઈ છેલ્લી સદીમાં પોતાનું નામ આપેલ છે.

તેઓનો કચ્છમાં લગભગ ૨૦ વરસ નિવાસ ૧૮૬૪થી ૧૮૮૪ સુધી રહ્યો એ અરસામાં તેમણે કચ્છની ઘણી જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો. સ્વ. કરસનદાસ મૂળજી, કવિ નર્મદાશંકર, મનસુખરામ વગેરે ગુજરાતી સાહિત્યની ઉન્નતિ અર્થે જે પ્રયાસ કરતા તેમાં રણછોડભાઈ પોતાનો ફાળો હમેશ આપતા. આ સમયનો ક્રમબદ્ધ ઇતિહાસ મળી શકતો નથી. તેમણે પોતે નોંધ જેવું કૈં રાખેલ નથી તેમજ તેમના સમવયસ્ક કોઈ હયાત નથી કે જેમની પાસેથી આ સમયનો ઇતિહાસ જાણી શકાય. આ છેલ્લાં વરસમાંજ એટલે ઇ. સ. ૧૯૨૩માં તેમના સુપુત્ર રા. કનૈયાલાલભાઈએ આગ્રહ કરવાથી પોતાનાં સ્મરણો લખવા માંડેલાં પણ નોટબુકનાં ઘણાં થોડાં પાનાં લખ્યા પછીથી આગળ કૈં વધી શકેલા નથી.

નોંધ રાખવાની દીવાન બહાદુરને ટેવ નહોતી તોપણ ઇતિહાસ સંબંધી, કુટુંબની હકીકતો, જુના સંબંધીનાં લખાણો, વડીલ તથા સંબંધીઓના જીવનના મુખ્ય પ્રસંગોની તારીખો વગેરે ઘણું ધ્યાનપૂર્વક લખી જાળવી રાખતા.

† સચીનના નાયબ દીવાન, મુંબઈના આસીસ્ટંટ જજ.

પોતાના કુટુંબનું વંશવૃક્ષ ૧૫-૧૬ પેઢી સુધીનુંજ મળતું હતું. પોતાના કુળના બારોટના ચોપડા વગેરે ઉપરથી મહેનત કરી તેઓ લગભગ ૩૪ પેઢી સુધીનું વંશવૃક્ષ તૈયાર કરી શક્યા છે.

રણછોડભાઇ મુંબઇથી ઇ. સ. ૧૮૮૪ વિ. સં. ૧૯૪૦માં કચ્છ ભુજમાં ગયા. તે વખતે ત્યાં મણિભાઇ જસભાઇ દીવાન હતા. રણછોડભાઇએ હઝુર આસીસ્ટંટ અને પેશકરનો ચાર્જ રા. ચુનીલાલ સારાભાઇ પાસેથી લીધો અને વીસ વરસ પછી દીવાનગીરીનો ચાર્જ ચુનીલાલ સારાભાઇનેજ સોંપી પોતે નિવૃત્ત થયા. રા. રણછોડભાઇ કચ્છમાં ગયા પછી બે ત્રણ વરસમાંજ મણિભાઇ ત્યાંથી છુટા થઇ વડોદરા નીમાયા હતા અને તેમની જગ્યાએ રા. મોતીલાલ લાલભાઇ દીવાન નીમાયા હતા જેમણે પંદર વરસ દીવાનગીરી કરી. તેઓ નિવૃત્ત થતાં રા. રણછોડભાઇ દીવાન તરીકે નીમાયા અને બે વરસ કામ કરી ૧૯૦૪ માં નિવૃત્ત થયા. આમ એકંદર વીસ વરસ તેમણે કચ્છની સેવામાં ગાળ્યાં, તે બધાં વરસો ઉદ્યોગનાં અને પ્રવૃત્તિનાંજ હતાં.

બાલ્યાવસ્થાથીજ તેમને વહેલા ઉઠવાની ટેવ હતી. કચ્છમાં તેમનો કાર્યક્રમ નીચે પ્રમાણે રહેતો.

સવારમાં ત્રણ સાડાત્રણ વાગે ઉઠતા. સાત સુધી સાહિત્યના ગ્રંથો સંબંધી કામ શરુ રાખતા.

સાત વાગતાં નાહી ધોઇ ઓફીસનું કામ શરુ કરતા. ટપાલ જોતી, ઠુમારો લખાવવા, અરજદારોને મળવું વગેરે બધું કામ દશ વાગતાં પુરું કરતા ભોજન લેવા બેસતા. ભોજન લઇ પા અરધો કલાક વિશ્રામ લેવાની તેમને ટેવ હતી તે પ્રમાણે વિશ્રામ લઇ સાડા અગીઆર વાગતાં ઓફીસમાં જતા. ઓફીસનું કામ ત્રણ સાડા ત્રણે પુરું કરી હઝુરશ્રી પાસે જવું પડતું. ત્યાં છ વાગે કે સાત પણ વાગી જાય કામના પ્રમાણમાં. ત્યાંથી રાત્રે ઘેર આવી જમી પરવારી સાડાનવ કે દશ વાગતાં નિદ્રાધીન થતા. ઓફીસના કામનો બોજો શરૂઆતનાં વરસોમાં ઘણો રહેતો. સાંજે ફરવા જવાની તેમને ટેવ હતી પરંતુ દરબાર પાસેથી છુટા થવા ઉપર તેનો આધાર રહેતો. મિત્રમંડળ રજાના દિવસોમાં ઘેર એકઠું થતું-એ શીવાય ઓફીસમાં સૌ સાથેજ હોય. શરૂઆતનાં વરસોમાં રા. મોતીલાલભાઇની સાથે બેસીને ઘેરજ કામ કરતા. તેઓને રહેવાનાં મકાનો પણ એક બીજાની પાસે પાસેજ હતાં એટલે રણછોડભાઇ મોતીલાલભાઇને ઘેર જતા અથવા મોતીલાલભાઇ રણછોડભાઇને ઘેર આવતા. નામદાર હઝુરશ્રીને થોડી મુદતમાંજ રણછોડભાઇનાં પ્રામાણિકતા, સત્યનિષ્ઠા, નિયમિતતા વગેરે પ્રત્યક્ષ થતાં તેઓએ તેમની પાસેથીજ ઘણું કામ લેવાની પદ્ધતિ રાખી હતી. ગરાસદારોના ગરાસ વગેરેની વ્યવસ્થાનું બધું કામ રણછોડભાઇ હસ્તક હતું અને એ કાર્યમાં એમણે એટલી બધી કુશળતા બતાવી કે દરબાર તેમજ ભાયાતો બન્નેનો સરખો પ્રેમ તેમણે મેળવ્યો હતો. કચ્છ રાજ્યમાં ત્યાંની પ્રજા રાજકાજમાં ભાગ નથી લેતી અને બહારના લોકોને લાવવા પડે છે એ બાબતમાં ઘણાં વરસો અગાઉ છાપાંઓમાં ચર્ચા ચાલી હતી. રા. રણછોડભાઇની પહેલેથીજ ત્યાંની પ્રજા તરફ પ્રીતિ હતી અને યોગ્યતા પ્રમાણે તેઓને રાજકાજમાં ભાગ લેવાની તક મળે એવા હેતુથી નામદાર દરબારશ્રીને વારંવાર ભલામણ કરી ત્યાંના લોકોને જગ્યાઓ અપાવતા. તેમના પ્રયાસથી ન્યાયખાતામાં કચ્છના

ઘણા કેળવાએલા ગૃહસ્થો જગ્યા મેળવી શક્યા છે.

રાજદરબારની ખટપટો તો સર્વે હોય છે. ક્યાંક ઓછી તો ક્યાંક વધારે પરંતુ કચ્છના નિવાસ દરમીઆન રણછોડભાઈને પ્રમાણમાં આવી કોઈ ખટપટોનો અનુભવ થયો નહોતો—તેમ બનવામાં તેમનો સ્વભાવ મુખ્ય કારણભૂત હતો. તેઓ સ્વભાવના તેમજ નીખાલસ હતા. બીજાઓના કામ સાથે નીસબત રાખતા નહીં તેમજ એકમાર્ગી હતા, એટલે ખટપટના કોઈ ભાગ તેમને નડવા સંભવ નહોતો. તેથી તેમણે કોઈ એ પ્રકારના પ્રસંગો અનુભવ્યા હોય એમ જણાયું નથી. તેમની એકમાર્ગી અને સાહિત્યપ્રિય પ્રવૃત્તિને કચ્છમાં પણ પોષણ મળ્યું હતું. રણપિંગળના સાધનો એકઠા કરવામાં લગભગ આઠ દશ વરસ તો નીકળી ગયા હતા એ સિવાય કચ્છમાં વસતા સંસ્કૃતભાષાભિજ્ઞ પંડિતો શાસ્ત્રીઓ, જ્યોતિષિઓ વગેરેનો પણ સહવાસ તેઓ રાખતા. તેમને પોતાને સાધુ સંત વગેરેને હળવા મળવાનો અને તેમની પાસેથી જાણવાનો શોખ હતો તેથી તેવા સતપુરુષોને મળવા પણ ઘણા ઉત્સુક રહેતા જો કે તેમનું વેદાંત કે યોગમાર્ગ તરફ તેમના સ્નેહી મનસુખરામ જેટલું વલણ નહોતું છતાં આવા સાધુ સંન્યાસીઓની તરફ તેમને આકર્ષણ રહેતું. જીંદગીનાં છેલ્લાં વરસોમાં તેમણે નર્મદાતટની યાત્રા કર્યાં પછીથી તેમને ભક્તિમાર્ગ ઉપર વધારે આસ્થા થઈ હતી અને નર્મદા જેવા તીર્થસ્થાનમાં વાસ કરી શકાય તો ઉત્તમ સ્થળ છે એમ વારંવાર ઈચ્છા પ્રદર્શિત કરતા. એ યાત્રા પછીથી હમેશ ગાયત્રીના જપ કરવાનો તેમનો નિયમ હતો તેમાં વધારો કર્યો હતો અને અમુક સંખ્યામાં જપ કર્યાં પછીજ નિદ્રા લેતા.

કચ્છમાંથી ઈ. સ. ૧૯૦૪ માં તેઓ વતન તરફ પાછા આવ્યા. તે વખતે તેમના બે ભાઈઓ હયાત હતા અને તેમની સાથે વૃદ્ધાવસ્થામાં રહેવા તેમની ધારણા હતી પરંતુ તેમના વડીલભાઈ ભાઈશંકરભાઈ થોડા વરસે ગુજરી ગયા એટલે નડીઆદમાં રહેવું તેમને ગમ્યું નહીં અને મુંબઈ આવી રહ્યા. કચ્છમાંથી પાછા આવ્યા છતાં ત્યાં તેમને વારંવાર જવું પડતું અને કેટલેક પ્રસંગે તો આઠ દશ માસ સુધી પણ ત્યાં રહેવું પડતું. ઈ. સ. ૧૯૦૭ ના સપ્ટેમ્બર માસમાં મુંબઈમાં બીજી સાહિત્યપરિષદ ભરાઈ તે પ્રસંગે વ્યવસ્થાપક મંડળે રા. રણછોડભાઈની પ્રમુખ તરીકે પસંદગી કરી હતી, પરંતુ તેઓ કચ્છમાં હતા અને પોતાની નાની પુત્રીના મંદવાડને કારણે રોકાઈ રહ્યા હતા તેથી તે પ્રસંગે પ્રમુખપદ સ્વીકારી શક્યા નહોતા. બે વરસ પછીથી રાજકોટ મુકામે ભરાયેલ પરિષદમાં તેઓ ખાસ હાજર રહ્યા હતા અને તેના કામકાજમાં ઘણો રસપૂર્વક ભાગ લીધો હતો. સાહિત્યપરિષદનું પ્રસ્થાન ખુલ્લું મુકતાં એજન્ટ ટુ ધી ગવર્નર કીન સાહેબે અંગ્રેજીમાં જે ભાષણ આપ્યું હતું તેનો સાર તેજ વખતે રા. રણછોડભાઈએ સભામાં ગુજરાતીમાં કહી સંભળાવ્યો હતો.

ઈ. સ. ૧૯૧૨ના એપ્રીલ માસમાં વડોદરા મુકામે ભરાએલી સાહિત્યપરિષદનું પ્રમુખપદ તેમને સર્વાનુમતે આપવામાં આવેલું હતું ને પ્રસંગે તેમણે વિદ્વત્તાપૂર્ણ ભાષણ કર્યું હતું. સાહિત્ય પ્રતિ ચાહના ધરાવનાર સૌ નાના મોટા લેખકોના સમે તેવા પ્રયાસ તરફ પણ પોતે દીલસોજી ધરાવતા. નવા લેખકોમાં પણ જેમની શૈલી સરલ હોય તેનો પક્ષપાત કરતા.

રણછોડભાઇનો બાલ્યકાળજ માત્ર વતનમાં પસાર થયો હતો, તોપણ વતનની અને જ્ઞાતિની સેવા તેઓ ભાગ્યવતા ચુક્યા નથી. તેઓ સુધારક હતા, સંરક્ષક સુધારક હતા. જ્ઞાતિઓમાં પ્રચલિત નાના પ્રકારના કુધારાના શત્રુ હતા. તેવા કુચાલ કુધારા નિર્મૂળ કરવા માટે તેઓ હમેશાં તત્પર રહેતા. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કુળ જોવાની રીત, એક ઉપરાંત બીજી પત્ની કરવાની પ્રથા, મરણ પછાડીની હદ એકાદશાના ભોજન, રડવા કુટવાની ચાલ આવા આવા કુચાલ તરફ તેમનો અણગમો હતો અને તે નિર્મૂળ કરવા અનેક પ્રયત્ન કરતા. પોતાને ઘેર જ્યારે જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે આવા કુચાલને તેમણે તિલાંજલિ આપી હતી. પોતાના માતુશ્રીના મરણ પાછળ ગરૂડપુરાણ વંચાવ્યું હતું અને રડવાકુટવાનું પણ બંધ કરાવેલું. પોતાના પત્નીના મરણ પ્રસંગે તો રડવાકુટવાનું તદ્દન બંધજ રખાવ્યું હતું. પોતે પણ હમેશા પોતાની પાછળ એવો શોક ન કરવા જણાવતા અને તેમના સુપુત્રે તેમની બધી ઇચ્છાઓ પુરી પાડી છે. જ્ઞાતિમા હમેશા સરખા વિચારવાળા બધા માણસો હોતા નથી તોપણ ઘણા પુરુષોની તેમના પ્રયાસો તરફ સહાનુભૂતિ હતી. મુખ્યત્વે હાલની ધારાસભાના ઉપપ્રમુખ રા. સા. હરીલાલભાઇના પિતા દેસાઇભાઇ કાળીદાસ તેઓ રણછોડભાઇથી ઉમ્મરમા નાના હતા છતા બંનેને મિત્રતા હતી અને બંનેએ સાથે મળી જ્ઞાતિમાં ઇચ્છવા યોગ્ય ઘણા સુધારા કર્યા છે. રા. બ. રણછોડભાઇને તેમની જ્ઞાતિની પ્રથમ પરિષદે ઇ. સ. ૧૯૧૧ મા પ્રમુખપદ આપ્યું હતું એ તેમના તરફની મમતા અને ઉપકારબુદ્ધિનું ચિન્હ છે.

રણછોડભાઇ વગેરે ચાર ભાઇઓ હતા તે ઉપર કહ્યું છે. તેમનાં અનુક્રમે નામ નીચે પ્રમાણે—૧ કુશળજી, ૨ ભાઇશંકર, ૩ જેઠાભાઇ અને ૪ રણછોડભાઇ પોતે. ભાઇશંકરભાઇએ દેશી રાજ્યમાં નોકરી કરી હતી અને વાકાનેરમા કારભારી તરીકે કામ કર્યું હતું. તેમના એકજ બહેન હતાં તેમનુ નામ માણેક બેન જેમના લગ્ન રા. અનોપરામ ગૈલાભાઇ સાથે થયા હતા.

માણેક બેનના એક પુત્ર હરીલાલ જેઓ નામદાર હાલ પેન્શનર તરીકે પોતાના વતનમા રહે છે. તેઓ સચીનમા દીવાન તથા કચ્છમા નાયબ દીવાન અને વડોદરામા ખાંગી ખાતાના ઓફિસર હતા અને જુનાગઢમા આસીસ્ટંટ જજ થયા હતા. તેઓ સરકારના હાલ પેન્શનર છે. દીવાન બહાદુરની તેમના તરફ ઘણી મમતા હતી અને દીવાન બહાદુરના જીવનના ઘણા પ્રસંગોથી તેઓ માહીતગાર છે.

દીવાન બહાદુરના ગૃહજીવનની ઉપર પ્રમાણે હકીકત મળી શકી તે આપી છે. તેમના નિકટ પરિચયમાં આવેલ નહીં હોવાથી આ નોંધ અપૂર્ણ જણાશે. તેમના કચ્છ રાજ્યની સેવાના જીવનની ઘણી માહીતી મળી શકે તેમ છે, પરંતુ આ ટુંકા લેખમાં એ નોંધનો વિસ્તારથી ઉપયોગ કરવો વાજબી નથી લાગતો. બાકી તો એમનું અક્ષરજીવન લોકસમક્ષ હમેશાં ઉજ્જવળ છે. સાહિત્ય એટલે નિબંધ, નાટક, કવિતા, ઇતિહાસ, વ્યાપારને લગતું સાહિત્ય વગેરે અનેક વિષયો ઉપર તેમનાં સંખ્યાબંધ પુસ્તકો લખેલાં છે. તેમાંનો મોટો ભાગ મુદ્રિત થયો છે અને કેટલાકની હસ્તલિખિત નકલો છાપખાનામાં મોકલી શકાય તેવી તૈયાર છે. દીવાન બહાદુરનો દેવનાગરી લિપિ તરફ પક્ષપાત હતો તેથી ઘણાં પુસ્તકો તેમણે તે

લિપિમાં છપાવ્યાં છે. આ પુસ્તકોની હસ્તલિખિત પ્રતો પોતાના હાથથીજ હમેશાં તૈયાર કરતા અને તે દેવનાગરી તથા ગુજરાતી બંનેમાં–જેમાં પુસ્તક છપાવવાનું હોય તે લિપિમાં–તૈયાર કરતા. આટલી વૃદ્ધ ઉમ્મરે પણ તેમની શારીરિક શક્તિ કૈં ક્ષીણ થઈ નહોતી અને નિયમ પ્રમાણે વાચન નાનપણમાંથી જ થઇ હતી અને તેથી તેમનાં પુસ્તકોનાં વસ્તુઓ હમેશાં બોધક રહેતાં. એ શીવાય સંસ્કૃત ભાષા તરફ તેમને ઘણી ભક્તિ હતી–જો કે ગુજરાતી તો સરલજ લખાવું જોઇએ એવો તેમનો આગ્રહ હતો–અને તેથી સંસ્કૃત નાટક વગેરેનાં ઘણાં ભાષાંતર તેમણે કરેલાં છે. અભિજ્ઞાન શકુંતલાનું ભાષાંતર પણ



કચ્છ ગયા અગાઉનું ગ્રુપ

ત્ર્યંબકલાલ ભાઈશંકર, રણછોડભાઈ, જયભાઈ ઉદયરામ, મોતીલાલ કુશળજી, રા. કનૈયાલાલ.

લેખનનું કામ ચાલુજ રાખતા. લેખનકાર્ય એ તેમનું ધર્મકાર્ય હતું. સારા પ્રતિભાશાળી વિદ્વાન્ પુરુષે પોતાને જે કૈં કહેવાનું હોય–સામાજિક, નૈતિક ઉન્નતિ પોતાના દેશબાંધવોની થઇ શકે તેવા વિચારો જેઓ કરી શકતા હોય તેમણે અવશ્ય લખવુંજ જોઇએ એમ પણ તેઓ માનતા. આવી માન્યતા તેમને તેઓ કરવા ધારતા હતા દરમીઆન સ્વ. ઝવેરીલાલ યાજ્ઞિકનું ભાષાંતર તૈયાર થાય છે એમ જાણતાં પોતે વિચાર માંડી વાળ્યો.

સ્વ. રણછોડભાઇના જીવનના બધા પ્રસંગો એક સામટા વિચારતાં એમ લાગે છે કે એમનું જીવન પુરુષાર્થના એક ઉત્તમ નમુનારૂપ હતું. તેઓ પોતે પ્રારબ્ધને માનતા તે વાત સાચી

છે પરંતુ પુરુષાર્થને કદી તેમણે વીસારેલો નહીંજ.

એમની હેડીના સાહિત્યરસિક પુરુષો અથવા એમના કોઇ મિત્રો અત્યારે હયાત નથી એ વાત એમને હમેશાં દુખરૂપ ભાસતી અને તે વાત ઘણીવાર કહેતા તોપણ પોતાના કર્તવ્યમાંથી તો તેઓ કદી પાછા હઠ્યા નથીજ પોતાની જન્મપત્રિકા ઉપરથી વરતારો કરનાર એક જ્યોતિષીએ ૭૫ મે અથવા ૭૬ મે વર્ષ રિષ્ટ છે અને આરામ નહીં થાય એમ જણાવ્યું ત્યારે તેમણે મને કહ્યું કે ભલે તમે કહો કે હું ૭૬ વરસે સ્વર્ગવાસી થઇશ, પરંતુ મારે એ પ્રમાણે જવાનું નથી, હજુ મારે ઘણાં કામો કરવાનાં છે, અને ખરેખર ૭૬ થી ૮૦ વરસના દસકામાં પણ તેમણે ઘણાં કામો કર્યાં છે આપણા દેશમાં—ગુજરાતમાં આ અવસ્થાએ આટલી શક્તિ હોવાનું બહુ થોડે સ્થળે દેખાય છે.

ગુજરાતમાં જ્યારે આ ગુજરાતી કેળવણીનો પાયો નંખાતો હતો—ગુજરાતી ભાષામાં ગદ્યનું કોઇ પુસ્તક પણ અસ્તિત્વમાં નહોતું, —સ્વામીનારાયણનાં વચનામૃતો શીવાય—એ વખતે રણછોડભાઇનો જન્મ થયો હતો હજારોની સંખ્યામાં નિશાળો ચાલુ થએલી છે—સંખ્યાબંધ પુસ્તકો અનેક વિષય ઉપર પ્રકટ થવા માંડ્યાં છે—તે વખતે તેમનું અવસાન થયું છે જે ભાષા તરફ તેમને અભિમાનપૂર્ણ લાગણી હતી, ભક્તિ હતી, પ્રેમ હતો અને જેની સેવા કરવા તેમણે વ્રત લીધું હતું તેની આટલી ઉન્નતિ જોઇ તેમના અંતરમાં ખરેખર આનંદ અને તૃપ્તિજ થયાં હોય

પરમાત્મા તેમના આત્માને અખંડ શાંતિ આપો અને ગુજરાતી ભાષાની સેવા કરનાર એમના જેવા અનેક પુરુષો ઉત્પન્ન થાઓ એવી અમારી પ્રાર્થના છે

દીવાન બહાદુરનાં પુસ્તકોની યાદી આ સાથે—તેમણે પોતેજ હાલમાં પ્રકટ કરેલ "ઘેરનો વાસે વસ્યો વારસો" એ નામના પુસ્તકને અંતે છપાવ્યા પ્રમાણે આપી છે.

જયકુમારીવિજય, લલિતાદુઃખદર્શક, નળદમયંતી નાટક, માલવિકાગ્નિમિત્ર, રત્નાવલિ નાટિકા, બાણાસુરમદમર્દન, હરિશ્ચંદ્ર નાટક, તારામતીસ્વયંવર, પ્રેમરાય અને ચારુમતી, મદાલસા અને ઋતુધ્વજ, વિક્રમોર્વશી નાટક, રાસમાળા ભાગ ૧ તથા ૨, રણપિંગળ ભાગ ૧, ૨, ૩, ઓથેલો, શેક્સપીઅર નાટકકથાસંગ્રહ, પ્રાસ્તાવિક કથાસંગ્રહ, નાટ્યપ્રકાશ, પારસી રાજનીતિ; કુળ વીશે નિબંધ, સતીત્વ સુંદર, લઘુસિદ્ધાન્તકૌમુદીનું ભાષાંતર, હિતોપદેશ, યુરોપીયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથેનો વ્યાપાર ભાગ ૧ થી ૫

હસ્તલિખિત ગ્રંથો છપાવવાના છે તે.

રસપ્રકાશ, અલંકારપ્રકાશ, શ્રાવ્ય કાવ્ય; ગોપાલ અને સુંદરી, ગોપાળ અને મહાકુંવર; રોઝીયોગિની, શૃંગારનિષેધકરૂપક ય કેવાં વિરહનાં ક્રૂર ફળ. ભાણજીનો ભવાડો, આમદની ઉત્પન્ન; મધુર અને મધુરી, માલતી પતિની આત્મકથા; ફારસી કાવ્યરચના અને રુબાઇ. કચ્છ દેશનો ઇતિહાસ, યુરોપીયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર—૧૦ પુસ્તકો.



# હંસા

લેખક:
રા. ચંદ્રવદન ચીમનલાલ મહેતા

ચિત્રકાર:
રા. શિવરાવ સઝ્પ,
એ. એમ.

(૧)

સ્નેહ-મનુષ્યનો સ્વર્ગીય ખજાનો ગમે તે એક વ્યક્તિને ધરાવવામાં નહીં આવે તો જરુર બળવો કરે અને પરિણામ પણ વિપરીત આવે એ હું સમજતો હતો. મારી એ દોલત મેં હંસાને ચરણે ધરી હતી.

તમેએ કદાચ મારાં સગાંસંબંધીઓની પેઠે મારા હૃદયનો ઇતિહાસ સુણી મને પાષાણહૃદયનો ગણશો. કેટલાકની માફક મને રાક્ષસી વૃત્તિનો પણ ઠેરવશો. ભલે! જનસમૂહની નિંદા, મિત્રમંડળની ટીકા ને સગાં સ્નેહીનાં કટાક્ષમય વચનોનો મારા પર વરસાદ તુટી પડે, તો તે પણ મારે કબુલ છે, પરંતુ મારા જીવનસામ્રાજ્યમાં સ્નેહસિંહાસને બીરાજતી હૃદયરાની તો હંસાજ; અને રહેશે પણ તેજ.

મારો વિવાહ થયો તે પહેલાંનો હું એને ઓળખું છું. ફક્ત બે નજીવા પ્રસંગોને લીધેજ હું હંસાને ચહાતાં શીખ્યો હતો. આકસ્મિક પ્રગટતા સ્નેહની વાતો નહીં માનનારાઓને મારી કથની અસંભવિતજ લાગશે, પરંતુ મારે તો એ બે પ્રસંગો, મારી આખી સ્નેહની ઇમારતના સ્થંભરૂપ હતા.

જ્ઞાતિવરાના નિષેધકોને ભલે એ ઉત્સવો નિરર્થક લાગે, પરંતુ મારે તો એ આનંદ લુંટવાના અવસરો હતા. ન્યાતની વાડી એ મારે હંસાનાં દર્શન કરવાનું મંદિર હતું.

એકવાર પુરુષવર્ગ તથા સ્ત્રીવર્ગ સાથેજ જમવા બેઠો. બે હારમાં પુરુષો ને બે હારમાં સ્ત્રીઓ એમ ગોઠવાયાં. અમારી પીઠને પીઠ કરી સ્ત્રીવર્ગની એક હાર બેઠી હતી. અર્ધું-એક જમ્યા પછી મારા ગળાની તીખા શમાવવા મેં જળપાત્ર લેવા પાછળ હાથ લંબાવ્યો. મેં ઉચકેલા કળશને કોઇ બીજું પણ ઉચકે છે એવો મને ભ્રમ થયો. તરતજ મેં પાછળ ફરી જોયું ને મારો ભ્રમ સત્ય

કે, અનાયાસે મારી માફક મારી પાછળ બેઠેલી હસાને પણ તરસ લાગી હતી. જળપાત્ર લેવા અમારા બન્નેના પ્રયત્ન સમસામયિક હતા અકસ્માત્ અમારા બન્નેના હાથમાં એકજ કળશ આવ્યો હતો મેં નીચેથી ઝાલ્યો હતો, એણે ઉપરથી પકડ્યો હતો જળપૂર્ણ કળશ ક્ષણવાર અમારા હાથમાં ટીંગાઇ રહ્યો ને અનાહારબાળાભરેલાં અમારાં નયનો પણ ક્ષણભર અણમીંચ્યાં થઈ રહ્યાં અને જ લાભ પામી શરમાઇ સહેજ શરમીંદી પડી તેણે જળપાત્ર મૂક્યું. અને સહેજ અસ્વસ્થ થયેલા ચિત્તને પરિણામે એનું પાત્ર મેં લીધું ને મારો કળશ એણે લીધો અમે અચાનક એમ અન્યોન્યનું પાણી-પાણિગ્રહણ કર્યું અન્યો અન્યનો જીવનરસ અમે એવી રીતે અજાણતાં સ્વીકાર્યો. એ મારો પહેલો પ્રસંગ. તેજ દિવસથી હસાને મેં મારી જે કહો તે માની હતી.

ત્યારપછી બધી જ્ઞાતિમાં હું પીરસતો પ્રથમ જરા મારા ભણતરને પરિણામે એ કાર્ય હું કંઈક અસભ્ય ગણતો હવે તો પીરસતો હોંશભેર ને હસાને પીરસવામાં પક્ષપાત કરતો કોઈ કોઈવાર જળ લઇ જતો. પોતાનું જળપાત્ર ભરાવતાં હસાના મુખ પર સ્મિતરેખા ફરકતી. આમ જુની સ્મૃતિ તાજી થતી ને તે રાત્રિએ તો જરૂર મને હસાનાંજ સ્વપ્ના આવતાં.

બીજો પ્રસંગ તો એથીયે નજીવો હતો છતાં હું કેમ ભૂલીશ ૧૯——ની ૨૨ મી એપ્રીલનો દિવસ—જે દિવસે કોઇ ગ્રહના પ્રયુદ્ધના પરિણામે પૃથ્વીનો પ્રલય થવાનો હતો—એના બે દિવસ અગાઉ મારે કાર્યવશાત્ હસાને ઘેર જવાનું થયું મારે એના પિતાનું કામ હતું, હૃદય હસાનું પોતાનું હતું. કોઈ કોઇને ઘેર જતાં એ સરખા ભાવ નથી હોતા. એ હું ત્યારેજ શીખ્યો.

એના પિતા જરા કામમાં રોકાયા હતા. તરંગમાળા રચતો હું બેઠો હતો ત્યાં હસા આવી મને જોઈ ચીડી પડેલી એ કંઈક વારે હીંમત ધરી બોલી,—"પરમ દિવસે પૃથ્વીનો પ્રલય થશે, શું એ ખરી વાત કે ગપાટો છે?" મારા સામું ટગર ટગર જોઇ રહેલી એની આંખોમાં એક મહાભારત છપાયલું હતું. એનું રહસ્ય સમજવા જેટલી મારામાં બુદ્ધિ હતી, પરંતુ હસાને યોગ્ય ઉત્તર



અકસ્માત્ અમારા બન્નેના હાથમાં એકજ કળશ આવ્યો હતો.

દેવા જેટલું મારામાં સામર્થ્ય નહોતું. મેં લુલો જવાબ વાળ્યો, "જે થાય તે ખરૂ" ને હું એના સામું જોઇ રહ્યો. એનાં દગુબાણુ ભૂમિ ભોંકતાં હતાં. એ પ્રસંગ મારા સ્નેહમંદિરનો બીજો સ્થંભ હતો.

(૨)

પરંતુ મારા કર્મમાં કોઇ બીજીજ ચોંટી હતી. એમાં મારા વડીલોનો વાંક કહો કે મારા કીસ્મતનો દોષ ગણો.

એનામાં સૌ સારું હતું, છતાં મને એના નામથીજ સુગ ચઢતી. મારા હૃદયમાં નિરંતર ઉચાટ રહેતો, એ તો બીલકુલ નિર્દોષ હતી; તેમ હું પણ–મારા દષ્ટિબિંદુથી–નિર્દોષ હતો. લૌકિક દષ્ટિએ તો હું મહાગુનેહગાર ગણાતો.

મારા સંબંધીઓએ એને મારી વહુ તરીકે સ્થાપી હતી. મારી અજ્ઞાનતામાં–નહીં, મને અનાનતામાં રાખીનેજ–મારા હિતેચ્છુઓએ મારો વિવાહ કર્યો હતો. અમારે ત્યાં એક વાર પયલો વિવાહ ફોક કરવો–ઓઝંડવો–એટલે સમસ્ત ન્યાતિથી છુટાછેડાજ માંગી લેવા. વિવાહ એટલે, બ્રાહ્મણીઆ વિધિ અને સ્ત્રીઓના લહાવા વગરનાં લગ્નજ સમજોને.

એને મારે ત્યાં વારંવાર 'તેડતા.' એને તેડવાની વાત સાંભળતાંજ હું મુંઝાતો; એને જોતાંજ હું નિઃશસ્ત્ર બંદીવાન સૈનિકની જેમ ક્રોધે ભરાતો. લહાવાનાં અનેક પેટંટ (સુનંદાં) વાક્યો જેવાં કે, "વહુ આવી" "જા, તેડું કરી આવ" "શું પહેર્યું છે" વગેરે બોલતાં સગાં સંબંધીઓની છાતી દોઢ ઇંચ ફુલતી. વહુને તેડી, જમાડી, વિદાય કરવી, એમાંજ વહુ લાવ્યાનું ને વિવાહ કર્યાનું સાર્થક્ય ગણાતું.

એનું નામ–હું નહીં દઉં. મને એનું નામ દેવું પણ અકારું લાગે છે. શા માટે? જેને હૃદય ઓળખતું નથી તેને નામથી ઓળખી શું કામ છે? એનું હસવું સરખુયે મારા હૃદયમાં હોળી સળગાવતું. એનું બોલવું કઠીઆરાના કુહાડાના ધમાધમ પડતા ઘા જેવું મને લાગતું. એનાં પગલાંનો અવાજ મને સ્ત્રીઓના કુટવાના ધબકારા જેવો લાગતો. મારા હૃદયને ખુણે ખુણે એને માટે તિરસ્કાર ભર્યો હતો.

સગાં સંબંધીઓ મારો એ ઉચાટ સમજતાં, છતાં મારા હૃદયની ગુફામાં ઝેરી સર્પને રહેવા દર કોતરતાં. એ દરમાં આવી વસનારના આગમનથી હું ભય પામી કંપતો.

મારું હૃદય એને વહુ તરીકે નહીં સ્વીકારતું. એથી હું ઉચ્છૃંખલ, વહી ગએલો, નાદાન, નવા જમાનાનો ગણાતો અને હંમેશ વૃદ્ધોની આંખમાં ખુંચતો.

હું ઘરમાં સર્વને અણગમતો થઇ પડ્યો. એ દૂરની, બહારની, મારા મનથી તો પારકીજ સર્વને વહાલી લાગતી.

પરંતુ લગ્નના નામથી તો હું હેબકાઇજ જતો. લગ્ન કેવાં? કોની સાથે! મારું જીવનગીત તો હંસા હતી. ન્યાતનું અનુપમ કન્યારત્ન–સ્વતંત્ર વિચાર ધરાવતા પિતાનું એકનું એક ફરજંદ–તેની વૃદ્ધોને મન જુદીજ કીંમત હતી. એ 'ભણેલી' માં ગણાતી, 'નવા જમાના'ની ગણાતી. મારાથી એનું નામ ન દેવાય. વૃદ્ધોના સમર્થ સૈન્ય સામે હું કંઇ પણ કરવા અશક્ત હતો. લગ્નના ભણકારા સુણી મારું માથું હમેશનું દુઃખતું રહેવા લાગ્યું.

હા. અંતે મારાં લગ્ન થયાંજ. બધાંએ મળી મને પરણાવ્યો. અગ્નિદેવ સમક્ષ બ્રાહ્મણે પ્રતિજ્ઞા બબડાવી ને મેં લીધી. એ પ્રમાણે



ને એ નાના ગોળ ટેબલ પર હાથ ટેકવી મારા સામુ જોઈ રહી.

હું નહીં થવી શકું એ જાણતા છતાં મે શીશી–શેરી પડી. મોટાંઓને મોગરા મળી ઓઓને મહાલવાનું મળ્યું લગ્ન એટલે–ગીતો ગાવાં, તેડાનેડી કરવા, દોડવા સહ જવાં, ગમે તેની ખોડખાંપણ કાઢી નિંદા કરવી ને જાનજાનનાં લુગડાં પહેરવા–બસ મહાલવાનો આડંબર પુરો થઇ ગયો ને લગ્ન પુરાં થયાં

ગ્રામોફોનની રેકર્ડ જે ગીત ગાય છે, એથી જેટલી એ અજ્ઞાત હોય છે એટલુંજ મારું હૃદય પણ મારા લગ્નથી અનિભજ્ઞ રહ્યું. હું પરણ્યો એવું મને જરાયે લાગ્યું નહીં, છતાં હું પરણેલો કહેવાનો

હંસાને હું ખુશીજ નહોતો. ખુશવા પ્રયત્ન પણ નહોતો કર્યો મારા શુષ્ક જીવનમાં રણદ્વીપ જેવી એ. એને જુવું તો જીવનમાં રહ્યું શું? એને જુવવી એટલે તો મારી જીવનદોરી મારે હાથેજ કાપવી.

પરંતુ મારું હૃદય એકલુંજ વ્યથા નહોતું ભોગવી રહ્યું મારો શિરોરોગ પણ વધતોજ જતો હતો. હું આધિથી, વ્યાધિથી દિન પર દિન ઘેરાતો જતો હતો. મારું શરીર લથડતું ચાલ્યું. મારાં સગા સ્નેહીઓ મારી સ્થિતિ સમજતાં હવે સારવારમાં વીંટળાઇ વળ્યાં. હવે એ લોકોના 'મુખ પર સત્તા, વડીલપણું, મોટપ કૈંજ નહોતું. તેને બદલે લાગણી, ભય ને

પશ્ચાત્તાપ સ્પષ્ટ દેખાઇ આવતાં. પરંતુ સૌ એ રાંડયા પછીનું ડહાપણ.

મારો રોગ વધતોજ ચાલ્યો. મારી માનસિક નિર્બળતા વધતી ગઇ. મારી સમજશક્તિ ક્ષીણ થવા લાગી. હું ગમે તેમ બકતો, અર્થ વગરનું ભરડતો ને કદી કદી તોફાને પણ ચઢતો. મૃત્યુશય્યાએ પડયો પડયો છેવટે હું એ સ્થિતિએ પહોંચ્યો કે જ્યારે મને કોઇજ વાતનું ભાન રહ્યું નહીં.

(૩)

મારો મંદવાડ લગભગ ત્રણ ચાર મહીના ચાલ્યો. તે દરમ્યાન, કૈંક વળતાં પાણી થતાં મને કોઇ કોઇ વાર લાગતું કે મારી પથારીની આસપાસ કોઇ યક્ષકન્યા ફરી રહી છે. મને લાગતું કે કોઇ પરી પ્રદક્ષિણા ફરી રહી છે; અને જ્યારે મારી આસપાસ એવી કોઇક છાયા જણાતી ત્યારે મને મારી સ્થિતિમાં એકાએક સુધારો જણાતો. એ સ્વપ્ન હતું, ભ્રમ હતો કે સત્ય હતું એ હું પ્રથમ તો નહીંજ સમજી શક્યો.

એ પરી, એ દેવદૂતી તો હંસા હતી, એનું મને રફતે રફતે ભાન થયું. હું પડયો પડયો જોઇ રહ્યો હતો કે હંસા તનતોડ મહેનત લઇ મારી સારવાર કરી રહી છે. મેં એને વારંવાર વસ્તુસ્થિતિ સમજાવવા કહ્યું, પરંતુ એ મને ચુપ રહેવા નીશાની કરી એટલુંજ કહેતી, "હાલમાં ડાકટરની રજા નથી, તમે ફક્ત આરામ લો."

હું દવા પીતો ડાકટર કહે તે પ્રમાણે કરતો, પરંતુ એ તો બધું કરવા ખાતરજ. મારી રામબાણ દવા તો દરરોજનાં હંસાનાં દર્શનજ માનનો.

થોડાક દિવસ રહીને હું ફક્ત અશક્તિનોજ માંદો કહેવાતો. હવે હંસા દિવસમાં ફક્ત એકજવાર આવતી. મારી જિજ્ઞાસા હજી અપૂર્ણજ હતી. મારા સ્નેહીઓ તરફથી ફક્ત એટલુંજ હું જાણી શક્યો કે આવતા વસંતમાં મારાં લગ્ન થનાર છે, અને તે હંસા જોડે.

એક દિવસ હંસા આવી ત્યારે હું એકલોજ હતો. આજ સુધી તો અમે અબોલ રહી વાતો કરતાં હતાં. આજે મેં હઠ કરી. "જ્યાં સુધી આ બધું કેમ થયું એ નહીં કહે ત્યાં સુધી હું દવા નહીં લઉં."

હું ધીમે ધીમે આસપાસ તકીઆ ગોઠવી બેઠો થયો. એ મારો નિશ્ચય સમજી ગઇ. મારી સામે એક ખુરશી લઇ એ પણ બેઠી. એ એક નાના ગોળ ટેબલ પર હાથ ટેકવી મારા સામુ જોઇ રહી.

એણે ફરતું લુગડું પહેર્યું હતું. લુગડાનો રંગ આંખને ઉંડી વળગે એવો હતો. એ લુગડામાં વીંટળાયલી હૃદયને ઉંડી વળગે એવી હતી. હું પણ મારાં કુતૂહલભર્યાં નયન એની આંખોમાં ઓગાળતો બેઠો. એની શરમ તો ક્યારનીયે ભાંગી ગઇ હતી, એટલે મુલાયમ સૂરે મારી ગુંચવણીનું કોકડું ઉકેલતી એ બોલી:

"હુંયે તમને ઓળખતી હતી. જેવી રીતે તમે મને ઓળખી તેવીજ રીતે મેં તમને ઓળખ્યા હતા. તમને પરણી આદર્શ જીવન ગાળવા મારી જીંદગીની મોટામાં મોટી ઉમેદ હતી, પરંતુ પિતાજીને કહીને હું મારો સંબંધ તમારી જોડે બાંધવા કૈં પણ કરી શકું તે પહેલાંજ તમારા વિવાહ થયાની મને ખબર પડી ને મેં મારા જીવનમાં નહીં અનુભવેલી નિરાશા ને નાચારીનો પ્રથમ સપાટો જોયો. અને કૈંક સમય વીતતાં તમારાં લગ્નની વાત પણ ત્રુટતે હૃદયે સાંભળી. મારે તો તે દિવસ–મારા જીવનની પેલી ૨૨મી એપ્રીલ–તમને યાદ હશે, તે દિવસ તો ભયંકર દિવસ થયો.

"હું ધીરજ ધરવા ફાંફાં મારવા લાગી. નહીં પરણવા વીશે વિચાર કરવા લાગી. મારા કુમારા હૃદયમાં પુરાયલા તમને હું કેમે કરી બહાર કાઢી શકી નહીં. મારા હૃદયમાં ભરેલું જવાહીર ફેંકી દેતાં મારું આત્મબળ ખૂટ્યું, એટલે મારા હૈયામાં જે હતું તેને પૂર્ણભાવે જાળવી રહી.

એક દિવસ મારે સોનાનો સૂર્ય ઉગ્યો. તમારી પત્નીએ મને એકદમ બોલાવી હતી. મારા પિતાની અનુમતિ લઇ તાબડતોબ હું તમારી પાસે આવી.

તમે તે સમયે ઉન્માદાવસ્થામાં હતા. જીભે તમને વારંવાર મારા નામનો બકબકાર કરતા જોઇ સૌ કોઇ વસ્તુસ્થિતિ સમજી ગયાં હતાં. પ્રથમ સમજનારમાં બે—એક ડાક્ટર સાહેબ ને બીજી તમારી પત્ની. તમારા સ્નેહી સંબંધી સૌ કોઇ વીમાસણમાં પડ્યા હતા. ડાક્ટર સાહેબની ને તમારી પત્નીની સંતલસથી હું આવી ને—ને મારા આગમનથી—તમે બચ્યા, (અહીં તેનો અવાજ ઘેરાયો) ને તે અતે ગઇ."

"હેં."

"હા, તે સ્વર્ગે ગઇ. મારે તમારી સાથે લગ્ન કરવું એવું જ્યારે મારી પાસે એણે વચન લીધું ત્યારેજ એના જીવને કળ વળી. ત્યાર પછી તો બે ત્રણ દિવસમાં એ અહીંથી સીધાવી ગઇ."

"ત્યારે મને—"

હંસાએ મને, 'હું બધું કહું છું' એવી સંજ્ઞા કરી.

"તમારા લગ્ન પછી તમારી વધતી જતી માંદગીનાં કારણ એનાથી અજાણ્યાં નહોતાં રહ્યાં. મને એના બોલ સાંભરે છે. બેન! અમે બન્ને ને ત્રીજાં તમે—એમ ત્રણેને દુઃખી કરું એના કરતાં તો એમના જીવનમાંથી કંટકરૂપ હુંજ દૂર થાઉં તો? મારો રોગ અસાધ્ય થઇ ગયો છે એ શું હું નથી જાણતી! ..ક્ષમા બેન! કદી કદી મને સંભારશો ને?"

હું એની છાતીએ હાથ ફેરવી રહી હતી. એના કરમાયલા મુખપર પ્રકાશતું તેજ મારાં આંસુએ ઝાંખું કર્યું હતી મારી સગી બેન જેવું એણે મારાપર હેત બતાવ્યું હતું.

એની માંદગીના ને એના દેવલોકગમનના સમાચારથી તમને અજ્ઞાત રાખવા ડાક્ટર સાહેબે ખાસ સૂચના કરી હતી. તમારી સ્થિતિ ન સુધરે ત્યાં સુધી એ વાત તમને કહેવામાં ડાક્ટરને ભય લાગતો હતો....."

પણ એની પાંપણો પર ,ક્યારનાં જામી રહેલાં જળ હવે ખાળ્યાં ન રહ્યાં. પથ્થર જેવો હું દિઙ્મૂઢ થઇ બેસી રહ્યો. મારા ગતજીવનની ઘટના ત્યારે મને વિલક્ષણ લાગી. ધીમે ધીમે મારી સમજશક્તિ જાગ્રત થતી ગઇ ત્યારે મારાયે આંસુ છૂટવા લાગ્યાં. હંસા તો ટેબલ પર એના સ્વસ્તિક રચેલા હાથ પર આડું મોં નાખી ધ્રુસકે ધ્રુસકે રડતી હતી. એની સાથે હું પણ તદ્દત્ પડ્યો.

એનું ઘટિત સ્મારક કરવા વિચાર કરી આશ્વાસન મેળવ્યું, પણ હંસાથી બોલાઇ ગયું:—"ગઇ તે ગઇ, એથી કંઇ ગયું પાછું આવશે?"

• • •

મને પાષાણહૃદયનો ગણનારાને રામ રામ. પરંતુ મારા વિધિનોજ વાંક કાઢી મને દોષરહિત માનનારા સર્વ પાસે, હવે નોતરેલી હંસા સાથે મારા હસ્તમેળાપ સમયે આશીર્વાદ અને અભિનંદનો વાંચ્છું તો?

---



# રોમન સ્વરાજ્ય

લેખક:
રા. મણિશંકર રત્નજી ભટ્ટ બી.એ.

ચિત્રકાર.
રા. સુંદરરાવ ગોરક્ષકર.



## મુખ્ય પાત્રો

| | |
|---|---|
| સર્વીઅસ ... ... ... | રોમનો રાજા અને ટુલીઆનો પિતા. |
| લુકીઅસ ટાર્કવીન... ... | રોમના માજી રાજાનો પુત્ર. |
| ટાઇટસ, એરેંસ અને સેક્સટસ | ટાર્કવીનના પુત્રો. |
| કોલ્લેટાઇન ... ... ... | રોમન ઉમરાવ. |
| બ્રુટસ... ... ... ... | ટાર્કવીનનો ભાણેજ. |
| લાર્સ પોર્સેના ... ... | રોમની પડોશના રાજ્યનો રાજા. |
| ટુલીઆ ... ... ... | ટાર્કવીનની પત્ની. |
| લુક્રીશીઆ ... ... ... | કોલ્લેટાઇનની પત્ની. |

ઉપરાંત દરબારીઓ, અમીરો, ગુલામો, દાસીઓ વગેરે.

## આગલા પ્રવેશોનો ટૂંક સાર

ટુલીઆની ઉશ્કેરણીથી ટાર્કવીન રોમની ગાદી પચાવી પાડી સર્વીઅસને મારી નખાવે છે, જેનું વેર લેવાની બ્રુટસ પ્રતિજ્ઞા કરે છે. ટુલીઆ ટાર્કવીનને રાજ્યાભિષેક કરીને પાછી વળતાં રસ્તામાં પડેલા પોતાના પિતાના શબ ઉપર થઈને રથ હંકાવે છે, જેથી શહેરમાં ઉશ્કેરણી થાય છે. દરમ્યાન રાજમહેલમાં એક સર્પ દેખા દેવાથી વહેમાયલા રાજાની આજ્ઞાથી તેના પુત્રો અને બ્રુટસ ડેલ્ફીના દેવળમાં શંકાનું સમાધાન કરાવવા જાય છે, જ્યાં દેવવાણી કહે છે કે "ચઢે તે પડે તથા પડે તે ચઢે"; પછી બધા સરદારો પોતાની પત્નીઓની કસોટી કરવા અચાનક રોમ પાછા ફરે છે અને છેવટે લુક્રીશીઆને સર્વાનુમતે શ્રેષ્ઠ સતી તરીકે કબુલ કરે છે. કોલ્લેટાઇનને પાછળ આવવાનું કહીને બીજા સરદારો છાવણીમાં પાછા ફરે છે. દરમ્યાન સેક્સટસ લુક્રીશીઆની લાજ લુંટવા તેના મહેલમાં જાય છે. લુક્રીશીઆ ભોળાભાવથી પોતાના પતિનો મિત્ર ગણી તેનો આદરસત્કાર કરે છે. તેને જમાડે છે. રાત્રે સુતા

પછી સેક્સટસ લ્યુક્રીશીઆના સુવાના દીવાનખાનામાં દાખલ થાય છે અને પોતાની નીચ માગણીને વશ થવા જણાવે છે. લ્યુક્રીશીઆ માનતી નથી ત્યારે બળાત્કારથી તેનો શીયળભંગ કરે છે. આ વાતની લ્યુક્રીશીઆના પતિ, પિતા વગેરેને ખબર પડે છે ત્યારે સૌ સેક્સટસ ઉપર વૈર લેવા નિશ્ચય કરે છે. લ્યુક્રીશીઆ પોતાની લાજ લુટાએલી હોવાથી આપઘાત કરે છે અને બ્રુટસ તથા કોલેટાઇન લ્યુક્રીશીઆના શબ આગળ પ્રતિજ્ઞા લે છે કે ટાર્કીન અને તેના ખુની કુટુંબ ઉપર વૈર વાળશું. પછી બ્રુટસની પ્રેરણાથી રોમન પ્રજા કોઇને પણ રાજા નહીં બનાવવાની પ્રતિજ્ઞા કરે છે, ટાર્કીનને સકુટુંબ દેશનીકાલ કરવામાં આવે છે તથા બ્રુટસ ને કોલેટાઇન કોન્સલ નીમાય છે. બ્રુટસના બે પુત્રો ટાર્કીન સાથે મળીને રોમ સામે દ્રોહ કરે છે તેને તે દેહાંતદંડ દે છે

(હવે આગળ વાંચો)



# અંક ત્રીજો



## પ્રવેશ પહેલો

સ્થલ

વેલીઆ પહાડની ટોચ ઉપર

### વેલીરીઅસ

અહા, કાલ ! મૃત્યુ ! યમ ! તારી કળા અકળ છે માનવમોક્ષનો મોટો મિત્ર અને તેનો દારૂણ દુશ્મન બને સંગ્રામમાં સાથે કપાઇ ગયા બ્રુટસ તથા એરંસ પરસ્પર ભાલાથી વીંધાયા પણ બેશક બ્રુટસના પવિત્ર પ્રાણની શક્તિ અમર છે. રોમનો વિજયધ્વજ થયો છે. અને જ્યાં સુધી અંત કરણમાં મોક્ષ રહેશે, ત્યાં સુધી પરાજય કદાપિ થશે નહીં રોમન માતાઓએ તેનો એક આખા વરસ સુધી શોક પાળવાનું ઠરાવ્યું છે તે ઉચિતજ કર્યું છે.

પણ અંત કરણમાં મોક્ષ રહેવો એ કેં સહજ વાત છે ? મૂર્ખો અને દુષ્ટો શું મોક્ષને ઓળખી જ શકે છે ? હું જાણું છું કે સ્વર્ગવાસી બ્રુટસને સ્થાને બીજો કોઇ કોન્સલ અત્યાર સુધી ન નીમાવાને લીધે, અને વેલીઆના પહાડ ઉપર હું મકાન બંધાવું છું તેથી, કેટલાકને એવો શક થયો છે કે હું રાજા થવું છું ! અરે ! શું ત્યારે પ્રજાવર્ગમાં કોઇથી પણ નિરપવાદ થઇ શકાયજ નહીં ? શું ગમે તેવી દેશભક્તિ પણ શકા ન થાય એટલી ઉંચાઇએ પહોંચી શકેજ નહીં ? હેવ બ્રુટસ ! તમે વહેલા ખપી ગયા અને નિષ્કલંક કીર્તિ મુકી ગયા તમારા સાથીને રોમનો વહેમ સહન કરવાનો વખત આવ્યો છે ! અરે ! મારા જેવો રાજાઓનો દુશ્મન શું રાજા થવાને કદાપિ લલચાય ? અરે ! શું હીરવામાં વન કે કેપીટોલમાં, તેથી શું મારા બધુઓને મારી બીક લાગી જાય ! મારા લક્ષણ નો શું એવી ક્ષુલ્લક વસ્તુઓ પર આધાર છે ? મારી ભાવનાનો પાયો શું એવો નિર્બલ છે, કે હું કોણ છું એ વાત કરતાં હું ક્યાં રહું છું એ વાત વધારે મહત્વની ગણાય ! અરે રામનો ! પબ્લીઅસ વેલીરીઅસનું મકાન તમારા મોક્ષના માર્ગમાં આડું આવશે નહીં. વેલીઆ પહાડ તમારો અક્ષત રહેશે હું મારૂં મકાન

નીચે મેદાનમાં લાવીશ, એટલુંજ નહીં, પણ તે નીચે ખીણમાં બાંધીશ, કે જેથી મારા જેવા શંકાસ્પદ નાગરિકના કરતાં ઉપરના ભાગમાં આપ સૌ લાયક ગૃહસ્થો વસી શકો! પબ્લી-અસ વેલીરીઅસના કરતાં રોમને અને રોમના મોક્ષને જેઓ વધારે ચાહતા હોય, તેઓ ભલે એ પહાડને મથાળે પોતાનાં મકાનો ચણે! ખેર!

નગરમોક્ષની લોકોને વધારે કીંમત સમજાય, તેટલા માટે મને લાગે છે કે એક તો મેજીસ્ટ્રેટોના ફેંસલા ઉપર અપીલ સાંભળવાનો પ્રજાને અધિકાર આપવો જોઇએ; અને જે કોઇ રાજાનો અધિકાર લેવા યત્ન કરે, તેની જીંદગી તથા તમામ મીલકત પ્રજાને સુપરત થાય, એવો કાયદો કરવો જોઇએ. આજેજ તે કરીને પછી નવા કોન્સલની ચુંટણીનું કામ ઉપાડીશ.

પણ—આ ટાર્કવીન તથા લાર્સ પોર્સેના ચઢી આવે છે તેનું શું કરવું? પોર્સેના પાસે પ્રબળ સેના છે. સામે થવું પરવડે તેમ નથી. માત્ર નગરનું રક્ષણ થાય, તો ઘેરો ઉઠાવવાની તેને ફરજ પાડી શકાય. ઘણાખરા માણસો તો એટલા ડરી ગયા છે, કે ગુલામી સ્વીકારીને પણ આજ ટાર્કવીન સાથે સલાહ કરે. છતાં બેશક એ નહીં બને. ઓલ્સીઅનો પાસે માણસો મોકલ્યા છે, તેઓ અનાજનો સારો સંગ્રહ લાવશે. મીઠાના વેચાણનું કામ સરકારના હાથમાં રાખવાનું ઠરાવ્યું છે, એટલે એ ઉપજ પણ સારી આવશે; અને બંદરના જે બધા કર માફ કરવામાં આવ્યા છે, તેની ખોટ જણાશે નહીં. જે તવંગરો કર આપી શકવાની સ્થિતિમાં હોય તેઓ ભલે કર ભરે. બીચારા ગરીબો તો પોતાનાં બાળકોને કેળવે, તોપણ તેમણે પુરતો કર આપ્યો ગણાય.

અસ્તુ. ચાલ સેનેટમાં જઇને માતૃભૂમિની સેવામાં નિયુક્ત થાઉં. માતા! તારાં બીજાં બાળકો જાણે કે ન જાણે, પણ તું જાણે છે, કે આ વેલીરીઅસના હૃદયમાં કઇ અગનજ્વાળા સળગી રહી છે! દેવી! મહાત્મા બ્રુટસે જીવનમાં અને મરણમાં આ પાઠ સારી રીતે ભણાવ્યો છે, કે હવે પછી તારાં કોઇ પુત્ર કે પુત્રીને અમે રાજા કે રાણી થવા દેશું નહીં; અને કોઇનું પણ તારા પર ધણીપણું થાય, એ સહન કરશું નહીં. સર્વ તારાં સંતાન છે, અને સમાન છે, એ સૂત્ર રોમની ભૂમિમાં બ્રુટસના વરદ હાથથી વવાઇ ચૂક્યું છે. એ બીજ અમર છે. એ રક્તબીજમાંથી સહસ્રાવધિ શક્તિઓ પ્રભવશે અને નિરંતર વિજયનો વાવટો ફરકાવ્યા કરશે. અહા! કિં બહુના! "वंदे मातरम्!"

જાય છે.



## પ્રવેશ બીજો

**સ્થલઃ**

લાર્સ પોર્સેનાની કચેરી

**પોર્સેના**

દીવાનજી! બીચારા ટાર્કવીનના કુટુંબ ઉપર બહુ જુલમ થયો. એક ઓરતને ભોગવવા જેવી તુચ્છ વાત માટે આખું રાજ્ય ગયું. સેક્સટસ અને એરંસ જેવા દીકરા કપાઇ ગયા અને પાયમાલી થઇ. પણ, લુક્રીશીઆ કેવી હતી!

દીવાન

કહે છે કે બહુજ ખુબસુરત હતી.

પોર્સેના

ત્યારે તમે પોતે તેને જોએલી નહીં?

દીવાન

નહીં, જી.

પોર્સેના

અરે! પણ રાજાના દીકરાઓ પ્રસંગોપાત એવાં અટકચાળાં ન કરે, તો સાધારણ માણસો શું કદાપિ કરી શકવાના હતા? અને તેટલા માટે શું રાજ્ય જાય? મેં પોતે જુવાનીમાં ઘણી ઓરલો ભોગવી છે, અને તમે જાણો છો, કે હજી પણ મારો એ શોખ છેક ગયો નથી પણ તેથી શું રૈયત બળવો કરી શકે? રૈયતની વહુઓ તથા દીકરીઓ રાજાની મહેરબાની મેળવે, એ તો તેમણે પોતાનું સદ્ભાગ્ય સમજવું જોઈએ, અને જેમ પેલા ધર્માચાર્યોને નવોઢાઓ અર્પણ થાય છે તેમ મારા મત પ્રમાણે તો દરેક મહારાજાને પણ તે અર્પિત થવી જોઈએ

દીવાન

બેશક, પણ રોમનો જરા ઝનુની છે.

પોર્સેના

નહીં, દીવાનજી! રોમનોના એ ભુંડા ઝનુનનો જો ફેલાવો થાય, તો કોઈ દિવસ આપણને પણ ભારે પડે. રાજાઓની વિરુદ્ધ થવાની હડીઆદને તો તરત દાબી દેવી જોઈએ આજ તો ટાર્કીનને રોમનો કાઢી મુકે છે, પણ કાલ કદાચ આપણી રાજ્યભક્ત પ્રજાને પણ બેવફા થવાની ઇચ્છા થાય!

દીવાન

આપણી પ્રજા તો મહારાજાને પ્રભુ સમાન માને છે, અને પૂજે છે!

પોર્સેના

એ સર્વમાં તમારી ખુબી છે, દીવાનજી! પણ વારુ, આપણાથી રોમન પ્રજાને બેવફા થવા માટે સજા ન થઈ શકે? બધાં રાજાઓના કાયદાથી વિરુદ્ધ તેમણે કામ કર્યું છે. રાજાનો ન્યાય કરવાનો શું રૈયતને અધિકાર? રાજા રૈયતને સજા કરે એ તો બરાબર, પણ શું રૈયત ઉઠીને રાજાને સજા કરે? એવી રૈયતને કતલ કરવી જોઈએ. કેમ દીવાનજી?

દીવાન

બેશક, બેશક પોતાની પત્નીને ભુલી જઈને પૃથ્વીના પ્રભુની સામે થવું એ મોટામાં મોટો અપરાધ છે! રાજા રૈયતનો ન્યાય કરી શકે, પણ રાજાનો ન્યાય તો પરમેશ્વરજ કરી શકે!

પોર્સેના

શાબાશ, દીવાનજી! એમ હોવુંજ જોઈએ તેટલાજ માટે ટાર્કીન તરફ મને લાગણી રહે છે. આપણો તેની સાથે લાંબા વખતનો સબંધ છે. તેના ઉતારા માટે તો બધી ગોઠવણ થઈ છે કે?

દીવાન

હા, મહારાજ! મુકામ કરીને હમણાં અહીં આવી પહોંચશે એમ ધારું છું.

છડીદાર

પ્રવેશીને

મહારાજાનો વિજય થાઓ! મહારાજા ટાર્કીન પધારે છે!

પોર્સેના સામે જઈ ટાર્કીનને તેડી લાવે છે, અને તેને પોતાની પડખે સિંહાસન પર બેસાડે છે.

પોર્સેના

મહારાજા ટાર્કીન! અમારું આમંત્રણ સ્વીકારીને પધાર્યા તે બહુ સારું કર્યું. કહો કુશળ તો છોને?

### ટાર્કવીન

હાજી, કુશળ છું. આવે વખતે આપના આમંત્રણથી બહુ સારું લાગ્યું. આપે સર્વોપરિ મિત્રધર્મ બજાવ્યો છે!

### પોર્સેના

બીલકુલ નહીં. આજ તો આપની પ્રજાએ બળવો કર્યો, અને કાલ મારી પ્રજા એ પ્રમાણે કરવાને લલચાય. રોમનોએ માત્ર આપનો નહીં, પણ દુનીઆના તમામ રાજાઓનો અપરાધ કર્યો છે. તેમને સજા કરવી, એ માત્ર આપનું નહીં, પણ આપણા સૌનું કર્તવ્ય છે!

### ટાર્કવીન

એ પ્રમાણે જુઓ છો, તે આપની મહત્તા છે. અફસોસ માત્ર એટલો છે, કે દેશના બધા રાજાઓ એ પ્રમાણે સમજતા નથી.

### પોર્સેના

કંઈ હરકત નહીં. મારી પોતાની પાસેજ એટલું લશ્કર છે કે રોમનોને હરાવીને શહેરનો કબજો લઇ શકું. ઓ સેનાપતિ! લશ્કરને હમણાંજ તૈયાર થવાનો અને રોમ તરફ કુચ કરવાનો હુકમ આપો! અમે ભોજન કરીને સત્વર સાથે થઇશું!

બન્ને જાય છે.



## પ્રવેશ ત્રીજો

પોર્સેનાનું લશ્કર ગાતાં ગાતાં કુચ કરે છે.

### સેનાપતિ

[illegible] !
આવી જને, તેજા દવે.
તેમ ન્યારી પરદેશી,
નહીં જનુ પાસે વૈરીને ત્યાં:
[illegible] ભૂરતા રાખો:
નગર મળ્યા ખબર નહીં,
ત્યાજ ભુમીશે ધરી,
પુરમાં જનોને કરતું સર તે
જન સહુ ભયમાં નાંખો!
નરપતિ તણી વાણી એવી.
નિજ મુખ થકી જાણી તેવી,
પ્રકટિત કરું સૌની પાસે:
શીશ પર લઇ સૌ કેશરી,
પગ પર ચઢી હાર્દ ચલો,
અરિ પર જય છે [illegible].'
હકાલ્યા છે હાનરોને:
પરિચિત સમરે મારો!
[ [illegible] કુચ કરે

## પ્રવેશ ચોથો

સ્થલ:
સબલીસઅન પુલ ઉપર

### હિરેશીઅસ

આહા! જેનપુરમ લેવાય, અને દુશ્મને ત્યાં નગર પાસના આવે છે. લારીઅસ અને હર્મીનીઅસ! તમે અહીં ઉભા રહો! આપણે તેમને અટકાવીએ.

### લાર્શીઅસ

હું તો ઉભો છું, પણ દુશ્મન [illegible], અને ઘુરંધ, ત્યા બીજા [illegible]

### પહેલો ઇટ્રૂસ્કન

અરે સીપાઇ બચ્ચાઓ! તમે આ વચનો શું સાંભળી રહ્યા છો? મરવું તો એક વાર છેજ! અરે રોમન! શું રોમની માવતરોજ દીકરા જણી જાણે છે? ઇટ્રૂરીઆમાં પણ મર્દો વસે છે!

હેરેશીઅસ સામે તરવાર ઉપાડી ધસે છે. હેરેશીઅસ તેના ઘા ઢાલ પર ઝીલતાં પોતાની તરવાર ચલાવતો જાય છે.

### બીજો ઇટ્રૂસ્કન

અરે વાહ સાચા શૂરવીર! ભાઇઓ! એક એકને તો એ પૂરો પડશે. ચાલો આપણે સૌ સાથે ધસારો કરીએ!

નેપથ્યમાં અવાજ થાય છે

"ઓ હેરેશીઅસ! ઓ લાર્શીઅસ અને હર્મીનીઅસ! હવે ચાલ્યા આવો! પુલ કપાઇ ગયો છે! જોખમ દૂર થયું છે! પાછા ફરો! પાછા ફરો!"

### હેરેશીઅસ

તમે જાઓ, લાર્શીઅસ અને હર્મીનીઅસ! હું તો દુશ્મનોને પાર કરવા દઉં તેમ નથી! તમે ખુશીથી જાઓ!

### લાર્શીઅસ

અને, તમે—હેરેશીઅસ?

### હેરેશીઅસ

મારી ફીકર ન કરો! તમે બંને જલદી જાઓ!

લાર્શીઅસ અને હર્મીનીઅસ પુલને બીજે છેડે જાય છે.

### ત્રીજો ઇટ્રૂસ્કન

ભાઇઓ! હથીઆરની જરુર નથી, ચાલો, આપણે સૌ તેને ધક્કા મારી નદીમાં ગબડાવી દઇએ!

પુલ એકદમ તુટી પડે છે. રોમનોની કીકીઆરી સંભળાય છે. ઇટ્રૂસ્કનો સ્તબ્ધ બની જાય છે.

### હેરેશીઅસ

પૂજ્ય પિતા ટાઇબર! આયુધો સહિત તારા આ ગરીબ સીપાઇને તારા પુણ્યપ્રવાહમાં ગ્રહણ કરજે!

ટાઇબરમાં કુદી પડે છે. ઇટ્રૂસ્કનો ચીસો પાડે છે

### ત્રીજો ઇટ્રૂસ્કન

અરે ચલાવો તીરોનો માર! વીંધી નાંખો એને પાણીમાં!

તીરોનો વરસાદ વરસે છે. હેરેશીઅસને કંઈ પણ વાગતું નથી. તે સામે પાર જઈ પહોંચે છે

[આ રસમય નાટકનો વધુ ભાગ હવે પછી]



અગાશી ઉપર એક યુવક અને યુવતી કંઈ વાર્તાલાપ કરી રહ્યાં હતાં.




ચિત્રકાર
રા. ઉદ્દાલાલ અભારાકર જોશી

---

કૌમુદી ખીલી રહી છે, ચંદ્ર પોતાનો સુધામય પ્રકાશ પૃથ્વી ઉપર પ્રસારી રહ્યો છે અને દૂરથી સમુદ્રનુ શાન્ત મગીન સભળાઇ રહ્યુ છે તે સમયે કાન્તિલાલ શેઠના બંગલાની અગાસી ઉપર એક યુવક અને યુવતી કંઇ વાર્તાલાપ કરી રહ્યાં હતા. આજે કાન્તિલાલ શેઠની વર્ષગાંઠ હતી તેથી તેમણે તેમના બાળમિત્ર નંદનપ્રસાદના આખા કુટુંબ ને જમવા માટે નિમન્ત્ર્યુ હતુ. કાન્તિલાલની પુત્રી સરલા અને નંદનપ્રસાદનો પુત્ર અરવિંદ સાથેજ અભ્યાસ કરતા હતાં તેથી તેઓ બહુ છુટથી એકબીજા સાથે વાતચીત કરી શકતા

કૉફી પીતા પીતા અરવિંદે કહ્યુ "સરલા, હવે તો તારી ખાત્રી થઇ હશે કે ઇશ્વરે દરેક સ્ત્રી અને પુરુષને માટે લગ્ન નિર્મિત કરેલુજ છે."

"નહીં, અરવિંદ મારા વિચારોમા—નિશ્ચયમાં-હજી જરા પણ ફેરફાર થયો નથી હુ હમેશા એમજ માનતી આવી છુ કે લગ્ન કરવાથી સ્ત્રી પુરુષની ગુલામ બને છે. લગ્ન કુદરતી નથી પણ પુરુષોએ પોતાના સ્વાર્થને માટે ઘડી કાઢેલી એક ઘટના છે, અને તેને ધર્મ તરીકે સમજાવી ભોળી સ્ત્રીઓને જીંદગીભરના ફાંસામા ફસાવવાનો તેઓ પ્રયત્ન કર્યા કરે છે હજારો વર્ષોથી આપણી ભારતવર્ષની સ્ત્રીઓ ઉપર થતો આ જુલમ જોઇ મને મારી જાત ઉપર દયા આવે છે"

સરલાના આવા કઠોર જવાબથી અરવિંદે પોતાની શાંતિમા જરા પણ ફેરફાર કર્યા સિવાય ફરી પુછ્યુ "સરલા, કેટલા માન વર્ષથી આપણે સાથે અભ્યાસ કરીએ છીએ. આપણે ઘણી વખત મળ્યા, વાતો કરી, પુસ્તકો વાંચ્યા, કોઇ વખત ટેનીસ કે ચેસ રમ્યા, પણ તેમા કોઇ વખત તને એમ જણાયું કે મે સ્વાર્થમા તણાઇ તને ગેરઇન્સાફ આપ્યો હોય ? અમે પુરુષો સ્ત્રીઓને માન આપનાર

આવ્યા છીએ. ઇતિહાસ તપાસતાં તને માલુમ પડશે કે પુરુષોએ ઘણી વખત સ્ત્રીઓની ખાતર પ્રાણ પણ અર્પણ કર્યા છે."

સરલાએ પ્રત્યુત્તર આપ્યો કે, "અરવિંદ, તારામાં સ્વાર્થનો અંશ થોડો છે તે હું કબુલ કરું છું અને તેથી આપણી મૈત્રી હમેશાં ટકી રહે એમ પણ હું ઇચ્છું છું, પરંતુ આપણે લગ્નથી જોડાઇએ એવી કઠોર કલ્પના હું કદી પણ કરી શકીશ નહીં."

"સરલા, જો દરેક બાળા તારા જેવાજ વિચારતી હોય તો સંસાર કેમ ચાલે? સૃષ્ટિની બધી ઘટના ઉંધીજ વળી જાય. સ્ત્રી અને પુરુષ સાથે મળીનેજ આ સંસારયાત્રા સફળ કરી શકે છે. કદાચ..."

અહીં નંદનપ્રસાદે કહ્યું કે ચાલો બાઇ હવે ઘેર જઇએ, એટલે અરવિંદ વધારે દલીલ કરી શક્યો નહીં.

× × ×

કૉલેજમાં પહેલા વર્ષનો અભ્યાસ પુરો કરી સરલાએ ડાક્ટરી અભ્યાસ શરુ કર્યો, અને પાંચ વર્ષ પછી તે અભ્યાસ પુરો થતાં સ્વતંત્ર ધંધો શરુ કર્યો. અરવિંદ એમ. એ. માં પહેલે નંબર પાસ થયો અને તરતજ જે કૉલેજમાં અભ્યાસ કર્યો હતો તેજ કૉલેજમાં પ્રોફેસર તરીકે જોડાયો. જે પુસ્તકો વાંચી અરવિંદ લગ્નની મહત્તા સમજ્યો હતો તેજ પુસ્તકોના વાંચનથી સરલાના હૃદયમાં સ્ત્રીઓની પરતંત્ર અવસ્થા ઉપર દયા અને પુરુષોની સ્વાર્થી વૃત્તિ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયાં હતાં, અને તેથીજ તેણે ડૉક્ટરનો સ્વતંત્ર ધંધો સ્વીકાર્યો હતો. અરવિંદ અને સરલા ઘણી વખત મળતાં, સાથે ફરવા જતાં અને દરેક પ્રસંગે તે સરલાને તેના નિશ્ચયમાંથી ફેરવવાને પ્રયત્ન કરતો, પણ નિષ્ફળ જતો. એક દિવસ કંટાળી તેણે કહ્યું: "સરલા, જો હું તારા નિષ્ઠુર નિશ્ચયને હમેશને માટે વળગી રહેવાની હોય અને તારા હૃદયમાં મને સ્થાન મળી શકે એમ નજ હોય તો હવેથી હું તારી રજા લઉં છું, ફરી કદી મળીશ નહીં."

"અરવિંદ, તું પુરુષ છે એટલે તારામાં પણ પુરુષજાતને મળતો સ્વાર્થ હોય તેમાં આશ્ચર્ય નહીં. હું તારી સાથે મૈત્રી જાળવી રાખવા ખુશી છું, તારી સલાહ લેવા ઘણી વખત આવીશ, પણ આપણી વચ્ચે લગ્ન જેવી ગાંઠ બંધાય તે તો કદી પણ મારાથી જોઇ શકાય નહીં. શું પુરુષ પુરુષનોજ મિત્ર હોઇ શકે? શું સ્ત્રી અને પુરુષની મૈત્રી નજ સંભવે? જો હજી પણ તને લગ્નરૂપી ઢોંગમાં મોહ હોય તો તને છેલ્લા નમસ્કાર છે."

× × ×

ડૉક્ટર સરલાની ખ્યાતિ બધે પ્રસરી રહી છે. તે માત્ર દવા આપવાથીજ નહીં, પણ તન, મન અને ધનથી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરીને તેણે એક "સ્ત્રીસ્વાતંત્ર્યસંસદ" સ્થાપી છે, અને તેમાં સેંકડો યુવતીઓ જોડાઇ છે અને દરેક અઠવાડીએ સભા ભરી સૌ પોતપોતાના વિચારો દર્શાવેછે.

આખા શહેરમાં સખ્ત રોગ ફાટી નીકળ્યો છે. સરલાને હવે સભામાં જવાની એક મીનીટની પણ ફુરસદ મળતી નથી. દવાખાનામાં સવારથી સાંજ સુધી બેસી દર્દીઓ-

ને તપાસવાં પડે છે. તેની દવાથી આરામ પણ જલદી થાય છે.

રાત્રિના બાર વાગ્યા હતા. ઘોર અંધકાર સર્વત્ર ફેલાઈ રહ્યો હતો. એ વખતે એક પુરુષે આવી સરલાને દરવાજે ઘંટડીનું બટન દાબ્યું. સરલા તરત ઉઠી ને બારણું ઉઘાડી પુરુષને અંદર બોલાવ્યો. "ડૉ. સરલા આપ પોતેજ?" યુવાન પુરુષે પુછ્યું. સરલાએ ટુંકમાં કહ્યું, "જી, હા." યુવકે વિનતિના રૂપમાં કહ્યું, "મારી પત્નીને સખત મંદવાડ છે. જોવા પધારશો?" તરતજ સરલાએ તૈયારી કરી અને સાથે પોતાની નોકર બાઈને લઈ તે યુવકને ઘેર ગઈ. ઘર જોકે નાની ઓરડી હતી, તોપણ તે સુંદર શણગારેલી હતી. ભીંત પર આકર્ષક ચિત્રો ટાંગેલાં હતાં. એક ખુણામાં ટેબલ ઉપર ફુલો ગોઠવેલાં હતાં. જો કે તે કરમાઈ ગએલાં હતાં તોપણ ગોઠવનાર માટે માન થાય એવી રીતે મુકેલાં હતાં. એક પથારીમાં સોળેક વર્ષની મુગ્ધા સુતેલી હતી તેનું માથું ધુકે દાબવાનું શરૂ કર્યું અને સરલાએ નાડ તપાસી, છાતી તપાસી, આંખ તપાસી અને કેટલા દિવસથી તાવ આવે છે વગેરે બધી માહીતી મેળવી દવા લખી આપી. ફી પણ ન લીધી અને પોતાનાજ દવાખાનામાંથી તરત દવા મળે એવો બંદોબસ્ત કરી આપ્યો. પાંચેક કલાક સુધી સરલા તે પતિપત્નીની તરફ જોઈ રહી. શું જોતી હતી તે કોઈ જાણી શક્યું નહતું. પોતે પણ જાણી ન શકી. પછી બંગલે પાછી ફરી.

× × ×

આજે આઠમો દિવસ વીતી ગયો તોપણ સરલા દવાખાને આવી નહીં. દરદીઓ નિરાશ થઈ પાછાં ફર્યાં. તપાસ કરતાં માલુમ પડ્યું કે તેને પોતાને તાવ આવ્યો હતો. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ થયા તોપણ તબીઅત સુધરી નહીં. કઈ જાતનો તાવ હતો તે કોઈ જાણી શક્યું નહીં. સાતમે દિવસ સાંજે તહેનાતમાં બેઠેલી બાઈ પાસે તેણે એક નોટપેપર અને પેન માગ્યાં, અને તકીઆ આગળ મુકી એક ચીઠ્ઠી લખી અરવિંદ ઉપર મોકલી. સિપાઈ ચીઠ્ઠી લઈ પ્રોફેસર અરવિંદને ત્યાં ગયો. તેણે વાંચી.–

"વહાલા અરવિંદ,

જો તારા હૃદયમાં મારે માટે સ્થાન હોય તો આ વાંચી તરત આવજે. મે મારી સે બુધ જોઈ છે

લી૦ તારી
સરલા."

તરતજ ગાડી મગાવી અરવિંદ સરલાને બંગલે ગયો. સરલા પલંગમાં લગભગ બેશુદ્ધ પડી હતી. તેના કોમળ મસ્તક ઉપર હાથ ફેરવતાં તેની નજર સરલાની છાતી ઉપર મુકેલી છબી ઉપર પડી. તે છબી અરવિંદનીજ હતી. થોડીવારે શુદ્ધિ આવતાં સરલાએ સામું જોયું નીચે નેત્ર ભર્યાં, અને ફરીથી વીણાના સુર જેવા મધુર શબ્દો કાને પડ્યા.—

પ્રણયની પરિતૃપ્તિ થતી નથી,
પ્રણયની અભિલાષ જતી નથી.

# મીસીસ માર્ગારેટ એસ્કવીથ

એની આત્મકથા પરથી ઉપજાવેલું એક ચિત્ર



લેખક

સૌ. બહેન લીલાવતી



અંગ્રેજ સામ્રાજ્યમાં આપણા કેળવાયલા વર્ગમાં મી. એસ્ક્વીથને ન જાણે એવાં કોઇ નીકળે ખરાં? સ્વ. ગ્લેડસ્ટનના શિષ્ય તરીકે પાર્લમેંટમાં એમની કારકીર્દી શરૂ થઇ. સર કેમ્પબેલ બેનરમેનના વખતમાં એ કોશમંત્રી હતા. મી. લોઇડ જ્યોર્જ પ્રધાનપદે આવ્યા પહેલાં દશ વર્ષ સુધી અંગ્રેજ સામ્રાજ્યના મુખ્ય પ્રધાનને પદે રહેલા એ ઉપરાઉપરી ત્રણ ચૂંટણીમાં ફતેહ થયા. એ ઘણાજ બુદ્ધિશાળી, રાજ્યનીતિનિપુણ અને સહુથી વિરોધ વગરની નામનાવાળા પુરુષે હાલના લીબરલપક્ષના નેતા અને ગયા યુદ્ધના અંગ્રેજ મુત્સદ્દીપણાના પ્રતિનિધિ તરીકે જાહેર જીવનને શોભાવ્યું છે. મી. એસ્ક્વીથની પત્ની તરીકે મીસીસ માર્ગારેટ એસ્કવીથનું સ્થાન પણ અદ્વિતીય ગણાય અને તેથીજ એણે લખેલી આત્મકથાના પુસ્તકે ઇંગ્લંડના શિષ્ટ વર્ગમાં ખળભળાટ મચાવી મુક્યો છે. એ પુસ્તકને વિવેકબુદ્ધિવિહોણું લખાયલું કેટલાક માને છે. ખાનગી વાતો અને પત્રોનો દુરુપયોગ કરવાનો એમના ઉપર આરોપ છે. વેર વાળવાનો એનો ઉદ્દેશ હોય એવું પણ કેટલાક કહે છે, અને એવા એવા તો ઘણાએક આરોપો એમના ઉપર છે. આવા આરોપોની વિગતવાર તપાસમાં ઉતરવું નકામું છે. પણ આપણી દૃષ્ટિએ એ પુસ્તકો અને એમના રચનારની શી કીંમત હોઇ શકે એટલોજ વિચાર કરીશું.

આજથી પચાસ વર્ષ પહેલાં ઇંગ્લંડમાં નવા જીવનની ભાવનાના અંકુરો કેટલેક સ્થળે ફુટ્યા હતા, પણ તેમણે આજના જેવું ચોક્કસ સ્વરૂપ તે વખતે ધારણ કર્યું નહોતું. સમાજ-શોભા તરીકે સ્ત્રીઓ બહાર આવતી અને પ્રકાશતી, પણ તે કરતાં વિશેષ સ્ત્રીઓના વ્યક્તિ-

ત્વને ખાસ આકાર નહોતો મળ્યો, અને તેથી-જ મીસીસ એસ્કવીથનું વ્યક્તિત્વ શરુઆતથીજ striking (અસરકારક) લાગે છે.

મીસીસ એસ્કવીથ બાલ્યવયથીજ daring (પ્રગલ્ભ) કે dashing (યાહોમ કરી ઝુકાવનાર) હોય એવી લાગે છે. એના બાલ્યવયનાં તોફાનોમાં તે વખતે ઇંગ્લંડમાં ઉગતા નવા સ્ત્રીત્વનાં દર્શન થાય છે. એનું તે સમયનું કૌટુંબિક જીવન બહુજ સરસ નહીં કહી શકાય. ધંધાએ લક્ષ્મીવાન્ કરેલા એના પિતામાં બધી વસ્તુઓની ગણત્રી કરવાની ટેવ હતી; અને કદાચ પોતાની પુત્રીઓમાં, અને પુત્રીઓ માટે પણ, એણે ગણત્રી કરી હોય તો ના નહીં કહેવાય. માર્ગોટની માતા મીસીસ ટેનન્ટમાં એક જાતની સ્વાર્થપરાયણતા અને મોટાં દેખાવાની હોંસ દેખાઇ આવે છે. મીસીસ એસ્કવીથમાં પણ આ બંનેના ગુણો કેટલેક અંશે ઉતર્યા છે. એ ગણત્રીબાજ અને પહોંચેલી છે, સ્વાર્થપરાયણતા અને મોટાઇના શોખવાળી છે, પણ એના કેટલાએક સરસ ગુણોએ આ સર્વને ઓપ આપ્યો છે અને દેખાય છે તે પણ આંજી નાંખે એવી રીતે.

મીસીસ એસ્કવીથમાં સાહસશીલતાનો જુસ્સો ઘણો છે. એનાં સાહસિક અશ્વારોહણો જુઓ કે મધ્યરાત્રિની મુલાકાતો જુઓ: આ સર્વમાં એક પ્રકારનો બંડખોર સ્વભાવ દેખાઇ આવે છે. એની વાત કરવાની રીત પણ તોફાની છતાં આકર્ષક વધારે હશે, અને એનો વિનોદ પણ તરત ખુટી જતો નથી. એની સફ્ળતાનું એક કારણ એનો વિનોદ પણ છે.

અંગત દ્વેષ ન હોય ત્યાં મનુષ્યોના ગુણ હોય એની બુદ્ધિ સચોટ રીતે પારખે છે, અને યોગ્ય ભાષામાં સૂક્ષ્મ રીતે એનું વર્ણન પણ એ આપી શકે છે. એના મિત્રોનાં ચારિત્ર્ય-નિરૂપણ કરવામાં એની બુદ્ધિની તીવ્રતા દેખાઇ આવે છે. એની ભાષા મર્મગ્રાહી અને સીધી—સામાના અંતરમાં તરત ઉતરે એવી-છે. એની શૈલી સૂચક છે પણ ભારે (heavy) નથી. એના લખાણમાં સાહિત્યકારની પ્રેરકતા પણ કેટલેક અંશે મળે છે. વાત કરવાની રીત તો એની પોતાની છે. એના Epigram (સંક્ષિપ્ત નર્મવાક્યો) રંજન કરે એવા ચાતુર્યથી ભરપુર હોય છે. એની Anecdotes (ટુચકાઓ)માં એ ઘણો રસ પુરી શકે છે, અને આ સર્વના સંમેલનથી એનાં પુસ્તકો લોકપ્રિય નહીં થયાં હોય તોએ આતુરતાપૂર્વક વંચાયાં તો છેજ.

શરુઆતથીજ એનામાં સર્વોપરિ રહ્યાની આકાંક્ષા થોડે કે ઘણે અંશે દેખાઇ આવે છે. બધાં કરે તેનાથી કૈં જુદું કરવું એ ઇચ્છા એને નિરંતર રહ્યા કરે છે. વય વધતું ગયું તેમ એ ઇચ્છાએ દેખાઇ આવે અને કદાચ બીજાને આઘાત કરે એવું સ્વરૂપ પકડયું હોય એમ લાગે છે; અને એ ઇચ્છાની આડે આવનાર તરફ્ના એના રોષની ઉગ્રતા એની શૈલીની મોહકતાથીએ ઢંકાઇ જતી નથી. એની પ્રસન્નતાની માફક એનો દ્વેષ પણ ઘણો ઉંડો અને સહેલાઇથી ન જીતાય એવો હોય છે.

એના ગુણો અને દોષોના સંયોગોથી એ ઇંગ્લંડના સ્ત્રીવર્ગમાં પણ કૈંક અનોખી પડી આવે છે. એસ્કવીથના પ્રધાનપદની સફ્ળતા માટે ભાગે આ સ્ત્રીનાં ચાતુર્ય અને માણસોનો ઉપયોગ કર-

ની આવડતને આભારી છે. એની પત્નીનું શા-રણ પણ કેટલે અંશે એ હશે એ એક ચર્ચા ચર્ચાએલો પણ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. એનામાં એક જાતની કૃત્રિમતાએ દેખાઇ આવ્યા વગર રહેતી નથી. એનું દરેક કાર્ય સ્વાભાવિકતા કરતા ઉદ્દેશ પૂર્વક કરાએલું વધારે લાગે છે, પણ એના જેવી સ્ત્રીના સંયોગોનો વિચાર કરીએ છીએ ત્યારે આ ગુણો જોઇ આશ્ચર્ય નથી લાગતું.



મીસીસ એસ્કવીથ

પણ આ બધું છતાં એસ્કવીથને માટે અને એના કુટુંબ માટે એના સ્નેહ અને મમતાપ્રસંગ દેખાય છે વાણીની ચપળતાથી એ સર્વેને સંભાળે છે અને સાચવે છે અને દુશ્મનો પ્રતિ કરડી આંખે જુએ છે દુશ્મનો આગળ એનું કંઇ ન ચાલે ત્યારે એનો રોષ અને ધમધમાટ અસહ્ય થાય છે. એને અને એના કુટુંબને સર્વોપરિ સ્થાને રાખનાર માટે એ કંઇ પણ કરવા તૈયાર હોય છે.. પણ એ સર્વોપરીપણામાં કોઇએ શંકા ઉઠાવી તો તેજ ક્ષણે એની સામું જોવાની દરકાર પણ એ નહીં કરે.

એના સ્વભાવને જાણ્યા પછી એની જીવનકથાના બીજા ભાગમાં દેખાઇ આવતો લોઇડ જ્યોર્જ તરફનો એનો દ્વેષ તદ્દન સ્વાભાવિક લાગે છે. અપુત્ર વિધવા રજપુતાણી નવા ભાવાતમાથી આવેલા રાજા તરફ જેવો ભાવ રાખે તે ભાવનો ભાવ તેમાં કંઇક દેખાય છે.

પણ છતાં એ અંગ્રેજીમાં 'awfully clever' કહીએ તેવી એ પ્રવીણ નારી ભાર લાગે છે. સામાના અંતર વીંધી ઉંડું એ જોઇ શકે છે. પ્રસંગો અને માણસોનો ઉપયોગ કરતા પણ એને સરસ આવડે છે.

એ શુદ્ધ દેખાવાનો પ્રયત્ન કરે છે, પણ તેમાં એ સ્વાભાવિક નથી લાગતી. ઘણી વાર

એના કટાક્ષો તરવાર કરતાંએ વધારે ધારદાર હોય છે. આ જાતની સ્ત્રીઓ પત્ની કરતાં મિત્ર વધારે સારી રીતે થઇ શકે.

એને સત્તા અને શોભા બંનેનો શોખ છે. કલાવાન્ થવા કરતાં કલાનિશારદ કહેવરાવવામાં એ વધારે માને છે. આ જાતની type (નમુનો) ઉંચે હોય ત્યારેજ શોભે છે.

આવી સ્ત્રીની ખરી મિત્રતા મળે તો તે મદદગાર અને સાથી થઇ રહે છે અને વિકટ પ્રસંગોમાંએ એની સાહસિકતા અને આગળ ખેંચવાની શક્તિજ બચાવે છે. દુશ્મન થાય તો તો એનો વિચાર કરતાંએ ધ્રાસકો પડે છે. એનો સ્નેહ અને દ્વેષ બંને શક્તિશાળી હોય છે.

મારા એક મિત્રે ઇંગ્લંડની નવી સ્રીત્વની ભાવનાને પરિણામે થએલી બે સ્ત્રીઓનાં—એક મીસીસ પેંકહર્સ્ટ અને બીજી મીસીસ એસ્કવીથ બંનેનો—નામનિર્દેશ કરી મને પુછ્યું: "પ્રગતિની ભાવનાના આ બંને પ્રકાર છે; તમે કોને પસંદ કરશો?"



મી. એસ્કવીથ

આ પ્રશ્નનો જવાબ ઘણી રીતે આપી શકાય. સમાજમાં સ્ત્રી અને પુરુષનાં કાર્યો અને વ્યક્તિત્વને માપવાનાં માપ કોણ જાણે કેમ જુદાં હોય છે અને રહે છે. આદર્શની પાછળ પુરુષ પોતાની જાતને ઘરમાં રહીને સમર્પણ કરે તેના કરતાં બહાર જઇને કરે ત્યારે એની કીંમત વધારે અંકાય. સ્ત્રી માટેનું ધોરણ એથી ઉંધું છે. બહાર જઇને કાર્ય કરનાર સ્ત્રીમાં તપશ્ચર્યા વધારે હોય, એના આદર્શ માટે તીવ્રતા પણ વધારે હોય તોએ એ બહુ થોડાજ મનુષ્યોને આકર્ષી શકે છે. ઘરમાં રહી પોતાની શક્તિનો ઉપયોગ કરનાર સ્ત્રી—એનામાં કં આદર્શ હોય કે નહીં હોય તો પણ—પ્રશંસાને પાત્ર થનાર છે અને ધ્યાન ખેંચે છે. સ્ત્રીઓના ગૌરવ સાથે ઘરનો ખ્યાલ પણ સદા જોડાએલોજ હોય છે. ઘર વિનાની સ્ત્રીમાં એ ગૌરવનો અભાવ કલ્પવો—જાણી જોઇને નહીં કે અન્યાય કરવાને ખાતર પણ નહીં—એ સમાજના મોટા ભાગની મનોદશા છે.

કાં તો સંરક્ષકભાવના અતિ તીવ્ર હોય તેથી કે જીવનસંગ્રામમાં હરીફાઇ કરનાર કરતાં પ્રેરણાત્મક દેવીઓની વધારે જરૂર હોય તેથી જાણે કે અજાણ્યે બહારના ક્ષેત્રમાં કાર્ય કરનાર સ્ત્રીઓની અવગણના નહીં તો ઓછી કીંમત તો થાય છેજ. પેલા પ્રશ્નમાં આ સર્વનું આછું સૂચન તો હતુંજ.

મીસીસ એસ્ક્વીથજ દોરીઆર અને આજે નામે છે મીસીસ પેંકહર્સ્ટ—એના કાર્ય પરથી અનુમાન કરીએ તો—ઝનુની છતા એના આદર્શ પાછળ સર્વસ્વ અર્પનારી લાગે છે. એ બન્ને આપણા સમયમાં એટલાં પાસે છે કે જગતને કોની વધારે જરૂર છે તેનો નિર્ણય અત્યારે ન થઇ શકે.

મીસીસ એસ્ક્વીથ માટે થોડાં વાક્યોમાં આમ કહી શકાય: પત્ની તરીકે એના પતિનાં કાર્યોમા એણે એકતા સાધી હતી માતા તરીકે પોતાના તેજ બાળકો એમ માનનારી મગરૂર માતા હતી. વૈવિધ્યથી ભરપુર અને ઉત્સાહ આપે તેવી તે મિત્ર હતી. સંસ્કારી હતી પણ કોઇક સ્થળે કડવાશ અને અભિમાનથી એની સંસ્કારિતામા વિકૃતિ થઇ લાગે છે. મિત્રો કરવાની કળા એણે સરસ સાધી છે. પ્રસંગને શોભાવે તેવી આવડત અને વ્યવહારકુશળતા બને એનામા છે એના સાહસ અને નીડરતા એનામાં સુંદર રંગ પુરે છે.

એને વાંચ્યા પછી મનમા એમ થાય છે કે કેવી સ્ત્રીઓના અવતારથી જગત્ ઉદ્ધરશે?



## દિવ્ય સમાશ્વાસન



લેખક
'અમર ઇશ્વરલક્ષ્મી'



જગત્ જાણે છે કે તમે પ્રેમની લક્ષ્મી ને પ્રેમનાં ફુલડાં ગુમાવ્યા છે, પણ પ્રભુપ્રદેશમા તો ચોખ્ખી જાણ છે કે તે મેં તમને આપ્યા છે દેવાધિદેવના પરમ અનુગ્રહના પાત્ર તમે બન્યા છો; અને ખોયું સ્વર્ગ તમને પુનઃ પ્રાપ્ત થયું છે.

જગત્ જાણે છે કે પરાજય પર પરાજય તમારે લલાટ લખાયા છે, પણ પ્રભુપ્રદેશમાં તો સાચી પીછાન થઇ રહી છે કે જયના જયકારજ તમને આપ્યા છે: દેવાધિદેવનું પરમ દિવ્ય પ્રભુમયતા તમને વરી છે અને દીર્ઘાં દ્વાર તમારે માટ પુનઃ ખુલ્યાં છે.

જગત્ જાણે છે કે નૈરાશ્યને એક અંધારઓવારે તમારી જીવનનૌકા થંભાઇ છે, શ્યામલ પટ આત્માને ઢાંકી રહેલ છે. પણ પ્રભુપ્રદેશમાં તો સચોટ વિદિત છે કે આશા ને આસ્થાથી ભરપુર સૌંદર્યવલ લક્ષ્ય તમારી આત્મનૌકા આગળ ને આગળ હંકારી રહેલ છે. દેવાધિદેવની શાન્તિભરી પદ્મગીતાના પુષ્પસરોદ તમે ઝીલ્યા છો: ને ઘડીભરના અમૂલ્ય જીવન તમે સદાને માટે ધન્ય કીધા છે.




આપણે સાથે સાથે સૂર્યમંડળથી તે ગગનમંડળના ખૂણાની આણી સુધી ફરી આવ્યા

લેખક

૧. કનૈયાલાલ માણેકલાલ મુનશી

બી. એ., એલએલ. બી., એડવોકેટ.

અનેક વિદ્વાનોએ મુસાફરીના નાનામોટા અહેવાલો પ્રગટ કર્યા છે. વાચક! તેમાં તને જ્ઞાન ને ગંમત બે મળશે. હું બેમાંથી એક પણ આપવા માગતો નથી. હું જ્ઞાની નથી એટલે જ્ઞાન આપી શકું નહીં. હું ગંભીર ગુજરાતી છું એટલે ગંમતની પણ શા સારુ આશા રાખવી? તેથીજ કહું છું કે આ વાંચતાં પહેલાં જરા વિચાર કર.

તને વળી શિષ્ટ શૈલી, શુદ્ધ શબ્દો, ભાવનો પ્રવાહ ને વર્ણનની ભભકની ઇચ્છા હશે. દરેક દેવને દહેરે જઇ મેં શપથ લીધા છે કે આ વખતે—જીંદગીમાં એક વખત–બીનજવાબદાર લેખ લખવો.

બીનજવાબદાર લેખ! મારાં ગાત્ર ઢીલાં થાય છે–મારો હાથ કંપે છે–મારી લેખિનીમાં શાહી સુકાય છે.

લેખ એટલે સાહિત્યનું એક બિંદુ; સાહિત્ય એટલે સંસ્કારનું શ્રેષ્ઠ સ્વરૂપ મૂર્તિમાન કરવાનું ક્ષેત્ર; સંસ્કાર એટલે વર્તમાનની મહત્તા ને ભાવિની અમર આશા; વર્તમાનની મહત્તા ને ભાવિની અમર આશા એટલે મનુષ્યજાતિનું ગૌરવ.

મને કલમ નાંખી દેવાનું મન થાય છે; મને બે હાથે આંખ ઢાંકી પોસ આંસુઓ આંખમાંથી નીચોવી કાઢવાની હોંસ થાય છે. જ્યારે કલમ લીધી ત્યારે મારા લેખનાં આટલાં દૂરગામી પરિણામો કલ્પ્યાં નહોતાં.

પ્રાચીન ભારતના આભૂષણરૂપ જડભરતજી! તમે લંગોટી પહેરી; તેને ઉંદર મામા ન છેડે તેથી તમે મીનડી વસાવી; મીનડી મરતાં તેનાં બચ્ચાં ઉછેરવા ગાય રાખી; ગાયને ચરવા જમીન રાખી; ને જ્યારે જમીનનું દાણ ન ભરાયું, જ્યારે રાજ્યસેવકોએ તમને ફટકાવ્યા ત્યારે તમને ભાન આવ્યું કે આ નાનીશી લંગોટી પહેરવાનાં શાં ભયંકર પરિણામો આવ્યાં છે. ઓ સંસ્કૃત મહાત્માના અમર આત્મા! તું જ્યાં હોય ત્યાંથી મને પ્રેરણા કર. મારે આમ આ કલમ ફેંકી દેવી છે.

મારાથી લખાશે, પણ જવાબદાર લેખ લખાવાનો નથી; ગમે તે લખાશે તો પછી તેને છપાવ્યા વિના રહેવાવાનું નથી; છપાશે તો નિરવધિ કાલ ને વિપુલ પૃથ્વીમાં કોઇ માડીજાયો તે વાંચ્યા વિના રહેવાનો નથી— અને પછી શું તરંગપરંપરા ઉડશે? સાહિત્યના રક્ષકોને રૌદ્ર સ્વરૂપ ધારણ કરવાની મહેનત આપવી પડશે. સંસ્કારના સિદ્ધાંતોમાં ગડબડ થઇ જશે ને ભાવિ——ઓ ભગવાન!

ઓ મારી પ્રિય ફાઉંટન પેન!—વિદેશી વોટરમેનની સુશીલ કન્યા, સુવર્ણમેખલાઓથી સજ્જ, રુપાળી રઢીઆળી મારી પ્રિયતમા! મારું તો જે થશે તે થશે, પણ તારા પર ચોંટતું કલંક હું કેમ જોઇ શકીશ?

જો! આપણું સાહચર્ય આજે કેટલાં વર્ષોનું થયું. આપણે સાથે સાથે સૂર્યમંડલથી તે શેષનાગના પુછડાની અણી સુધી ફરી આવ્યાં. ઘણી વખત મેં તને પ્રેરી ને તેં મને પ્રેર્યો; મેં તને નચવી ને કેટલેક પ્રસંગે તારે લીધે હું નાચ્યો. હવે એક વખત તું ના કહે. પુરુષવર્ગના બીનજવાબદાર જીવનમાં નાથ ઘાલવાનું કર્તવ્ય તારું છે. તું અટકી જા–મને અટકાવી દે.

પ્રિય વાચક! એણે પણ મને દગો દીધો. સ્ત્રીજાતિની અવિશ્વસનીયતાનો કોને અનુભવ નથી? હવે હું તને વીનવું છું. વાંચવાનું બંધ કર.

કલમ હાથમાં પકડતાં સાધારણ રીતે મને ત્રાસ છુટે છે. રખેને ભવિષ્યના જીવનચરિત્રના

લેખકને તસ્દી પડે એ ફરે નાની અને નજીવી ચીડીઓ પણ બાહોશ લઢીઆની શુદ્ધિ ને સ્વચ્છતાથી લખવાની ચીવટવાળા મારા મિત્રો મિત્રદ્રોહ માટે મને ઠપકો આપી રહે છે સમાલોચકોનું સૈન્ય મારા લેખને છેદી ભેદી કમોતે મારવાને ઉત્સુક બને છે. સર્જિત ને સજ્જ ભાષાશાસ્ત્રીઓ તિરસ્કારયુક્ત મુખમુદ્રાથી મારા લેખને ડામવા એકપગે થઈ રહે છે, શિષ્ટ લેખો માટે રચાયેલા પુરાતન કાનુનો કરડી આંખે મારી સામે જોઈ રહે છે, અને ભગવાન પાણિનિ ભાષાના સનાતન સિદ્ધાંતો ભંગ કરવાના અપરાધ માટે મને શાપ દેવા હાથમાં પાણીનું પાત્ર લઈ તૈયાર ઊભા છે

લખતાં પહેલાં આ ભયજનક સમૂહ તરફ હું જોઉં છું ને ગભરાટમાં લેખિનીની લગામ હાથમાંથી જતી કરું છું—ને તે સ્વચ્છંદે ચાલે છે. પછી ગમે તેવું લખાય તેમાં કંઈ મારો વાંક?

વહાલા વાચક! અત્યારે મો દહાડા સાસુના સાંભળી અધીરી બનેલી વહુ જેવી મારી સ્થિતિ થઈ ગઈ છે. આજી જીંદગી સુધી આ કહેવાને અધીરા બનેલા મહાત્માઓના ધાકથી મેં બીધા કર્યું છે, પણ અત્યારે—આ પહેલે એક વખત અધવાની સામે ખડખડ હસવાનું મન થાય છે સાહિત્યના પુરાતન સિદ્ધાંતો આ વખતે સાંખજો! વ્યાકરણસૃષ્ટિના સ્રષ્ટા, આપની કૌમુદીને પરાણે વારવાની ધૃષ્ટતા કરું છું સાહિત્યના સંરક્ષકો તમારા ભય ને ચિંતા વિગેરે વિચાર કરવાની મને ફુરસદ નથી. હું ને મારી વહાલી લેખિની તમારી દરકાર આ પ્રસંગે કરવાના નથી અમે તો આ ચાલ્યાં. જ્યાં વાક્ય પુરું થાય ત્યાંથી અમે શરૂ કરીશું, જ્યાં પ્રકરણ બંધ થવું જોઈએ ત્યાં લંબાવી દઈશું, જ્યાં ગંભીર બનવું જોઈએ ત્યાં નફ્ફટ બની હસીશું, જ્યાં રમતી જમાવટ કરવી જોઈએ ત્યાં રેતીના રણ જેવા સુકા



ભગવાન પાણિનિ શાપ દેવા તૈયાર છે

થઇ જાઇશું, ને જ્યાં સચોટ વાત કરવી જોઇએ ત્યાં અમે ગલ્લાં તલ્લાં મારીશું. વ્યાકરણ, ભૂગોલ, ઇતિહાસ એ બધાં ખોટી દુનીઆની માયાવી જાલ છે. અમારા મુમુક્ષુ આત્માને તેની પરવા નથી. Bid for freedom–આવી જાઓ!

અમે અત્યારે સ્વાતંત્ર્યની પૂજા આદરી બેઠા છીએ. પાર્થિવ, સ્વર્ગીય કે પાતાળના કોઇ નિયમનું બંધન મારી લેખિની સ્વીકારે તે સામે અમે અત્યારે સ્પષ્ટ રીતે અમારો અવાજ ઉઠાવીએ છીએ.

એટલે વાચક! એક વાત પણ કહી લઉં. આ કહાણી નથી ખોટી, ને નથી ખરી. 'નિરાધાર નિરાકાર' એજ હવે આ મારી લેખિનીની ચાલ.

અત્યારે હું સ્ટીમરના દીવાનખાનામાં એકલો બેઠો બેઠો લખું છું. એક અમેરીકન છોકરી પીઆનો વગાડે છે. એક અંગ્રેજી પાદરી જેરુસલમનું વર્ણન વાંચે છે. એક ગ્રીકનું ચાર વર્ષનું છોકરું 'બોત પાની હય' કહી હીંદુસ્થાનીમાં બોલે છે. આથી વધારે સારી સામગ્રી સ્વતંત્રતા સાધવા કઇ જોઇએ?

સમુદ્રમાં સફર એટલેજ ચાલી આવેલી પ્રણાલિકાઓમાંથી મુક્તિ. માણસને પ્રભુએ પગ આપ્યા, એટલે એણે જમીન પર ચાલવું જોઇએ. તે સ્વાભાવિક કર્તવ્ય છોડી, પાણી પર જહાઝ ચલાવી તેણે પ્રભુના મહાનિયમોનો ભંગ કર્યો. હું તો માત્ર સાહિત્યે બાંધેલી શૃંખલા તોડું છું. તોડું છું પણ નહીં–માત્ર ક્ષણભર ઉંચી મુકું છું.

શૃંખલે! જ્યારે સફર પુરી થાય, જ્યારે મારા ભોળાનાથના મંદિરની પવિત્ર છાયા નીચે હું મારા પુરાણા સોફા પર બેસી લખવાનો વિચાર કરું, ત્યારે તને આદરથી પહેરીશ, તને ધારણ કરી ગર્વ માનીશ, ત્યાં સુધી સુંદરી! માફ કરજે–જરા–જરા મને ફુરસદ નથી:

૨

જો તમે શાણા માણસ હો તો પરણશો નહીં; પરણો તો તમારી 'વ્રતિની જીવનસાથ ફેરી' સાથે એક સોફા પર બેસવાની ટેવ પાડશો નહીં; જો એવી ટેવ પાડો તો તે વખતે સાવચેતી ચુકવાની મુર્ખાઇ કરશો નહીં. તેનો દાખલો–આ કહાણી.

હું સોફાની એક બાજુ પર, પગ પર પગ ચઢાવી બેઠો હતો. એક અધરી બીડ઼ી હાથમાં હતી. પાન મોંમાં હતું. સૌ.—લક્ષ્મી સોફાને બીજે છેડે બેઠાં હતાં. વચ્ચે એક ગંડેરીની રકાબી હતી.

ગંડેરી એ મિત્રો વચ્ચે મુકવી એટલે અસંતોષનાં બી રુટવાનાં એ પુરાણકાલથી મનાતું આવ્યું છે. ઘણી વાર એ સત્યતી અમને વિસ્મૃતિ થઇ જતી–અને ગુલાબી ગંડેરી ખાવામાં સમાએલા અંતેરા સાહચર્યનો અમે અનુભવ લેતાં.

મેં મોંમાંનું પાન પુરું થતાં, બીડીનું પાનું ફેરવ્યું ને વગર જોયે ગંડેરી લેવા હાથ લંબાવ્યો. ઘણી વખત ફાંફાં મારતા હાથમાં ગંડેરી મુકવા —લક્ષ્મી ચુકતી નહીં. આજે ચુકી ગઇ. હું ફાંફાં મારતા હાથને તેમનો તેમ રહેવા દઇ, વાંચ્યોજ ગયો. કેસ કોઇ મારવાડીનો હતો. મનુષ્યજીવનમાં મારવાડી શું ભાગ ભજવે છે તેનો પણ વિચાર સાથે સાથે કરતો હતો.

"હું થાકી ગઇ"—લક્ષ્મી બબડી.

"મારવાડી એટલે પૈસાપકડુ–પૈસાપકડુ એટલે પૈસાને ફરતા અટકાવવાનું સાધન–"

આમ હું વિચારતો હતો. —લક્ષ્મીના શબ્દો સાંભળી મને પણ પડઘો પાડવાનું મન થયું કે 'હું પણ થાકી ગયો.' પણ સ્ત્રીઓ જોડે વાદવિવાદમાં નહીં ઉતરવું એવો ચોક્કસ સિદ્ધાંત મેં સ્વીકાર્યો હોવાથી એ શબ્દો મે ઉચ્ચાર્યા નહીં.

"હ"—અર્ધાંગનાએ આગળ ચલાવ્યું.

હું મારવાડીનો વિચાર કરતો રહ્યો

"તમે ઘરડા થતા જાઓ છો."

ચીક્ પડી, વિચાર તુટ્યો, અને મારવાડી અદૃષ્ટ થયો મારા વાળ છે કે નહીં તે મે તપાસ્યા, વળ કાળા છે કે ધોળા તેનો વિચાર કર્યો, મારી સહધર્મચારિણી વૃદ્ધ છે કે નહીં તે જોયું. હું વિસ્મય પામ્યો મારા અંતરને આઘાત થયો. મારા પર-ગનીને નીરાંતે શેરડી ખાવાને ઉત્સુક બની બેઠો હતો તે વખતે, આવો અચાનક આક્ષેપ! મે —લક્ષ્મી તરફ જોયું.

"ક્યા સુધી આમ ને આમ કર્યા કરશો ?"

"પણ શું કર્યું ?"

"સવારના વાંચવું, બપોરે કોરટ સાંજના વાંચવું અને રાતે સુવું."

"પણ—પણ—" આ આક્ષેપો પર આક્ષેપ આવતા જોઇ હું કાંપી ઉઠ્યો

"આમ ને આમ તમારું થશે શું ? ધીમે ધીમે પૈસાની પૂજા કરવા શીવાય બીજો રસ રહેવાનો નથી, ને પછી——"

"ઉંહુ" મે તિરસ્કારભર્યું ઉચ્ચારણ કર્યું રાત ને દિવસ પૈસા માટે ગદ્ધાંવૈતરું કર્યા કરવા છતાં મને પૈસા તરફ ઘણોજ તિરસ્કાર છે એમ મારી નિશ્ચલ માન્યતા છે.

"ઉંહુ શું! પછી બીજું લખવાનું કે વાંચવાનું કૈં સુઝવાનું નથી."

અનુભવી સંસારીની ડહાપણભરી દૃષ્ટિથી મને લાગ્યું કે આ વાત ટુકી પતાવવાનો સહેલો રસ્તો એ છે કે તે કબુલ કરવી

"ત્યારે શું કરું ?"

"આ બધું છોડી દો."

"એટલે ?" મારી અકળામણનો પાર રહ્યો નહીં "છોડું! એટલે શું બાવો બનું, જંગલમાં જાઉં, બાવો બનું, રાખ ચોળું" મે ગળેજ સબ્બાસહી હાથ દેખાડી કહ્યું

"ના" અને સહધર્મચારિણી હસ્યાં, "થોડોક વખત બધું છોડી, જરા ગમ્મત કરો કેટલાક વર્ષો થયા તમે થાક ખાધો નથી."

"ભોગ વિના નીરાંતે થાક ખવાતો નથી"

"ભોગનો નહીં." હુકમ થયો, "થાક નહીં ખાવો હોય તો ફરો, ફરવું નહીં હોય તો કુદો, પણ આ સાંકડી જીંદગીમાંથી થોડીવાર બહાર જાઓ"

"ક્યાં ?" કહી ઉપર બળતા વીજળીના દીવા પાસે મે એક જુના મિત્ર તરીકે દીવ-સોજી માંગી

"ગમે ત્યાં—જ્યાં તમને ગમે ત્યાં"

"દુનીઆ ઘણી નાની છે," મે એક નિર્વિવાદ સિદ્ધાંત રજુ કર્યો

"માઝ ગોઠવવા માંડ્યું તમે નાનપણથી વીલાયત જવાનું કહો છો ત્યાં કેમ જતા નથી!"

૩

વીલાયત! મારી આખો મીંચાઇ ગઇ, મારા મોંમાં પાણી આવ્યાં

વર્ષો થયાં યુરોપનાં સ્વપ્નાં આવતાં હતાં. નીશાળે જતો તે વખતે કોઇએ મગજમાં એમ ઉતારેલું કે વીલાયત જઇએ એટલે કલેક્ટર થવાય. ત્યારે સરકારી નોકરી સોનાની ખાણ મનાતી; ને જેમ અંગ્રેજી સરકાર નાનકડા અંગ્રેજને દેશભક્ત બનાવવા નેલ્સનનું બાવલું મુકે છે, જેમ ફ્રાંસના સત્તાધીશો બાલ ફ્રેંચમેનને સ્વાતંત્ર્યપ્રેમી વીર બનાવવા નેપોલીઅનની પૂજા ઠેરઠેર પ્રવર્તાવે છે તેવાજ કોઇ સ્તુત્ય ઉદ્દેશથી આપણી સરકાર માબાપ નાનકડા શહેરના નાના બાલકોનાં મગજમાં શીરસ્તદાર બનવાની પરમ મહત્ત્વાકાંક્ષાની જ્યોત ચેતાવવા, કલેક્ટર બહાદુરના ઇસ્પીટાલીઆ બંગલામાં અપૂર્વતા ને પ્રતાપના મંદિર સમી ભવ્યતા સમાઇ છે એમ ઠસાવવા પ્રયત્ન કરે છે.

તેમાં કોઇક કલેક્ટર સાહેબ કોઇ વખત અમારે ત્યાં આવવાની મહેરબાની કરતા. એક વખત એક સાહેબ બહાદુરે સાઇકલ પર બેસી, સાથે સાઇકલ પર પોતાની ભાવિ ભાર્યાને લઇ અમારું ઘર પાવન કર્યું હતું. ત્યારથી છ ફુટની ઉંચાઇ; સીપાઇઓ, લોકો અને મારા પિતા બધા લળી જાય એવી સત્તા; સાઇકલ પરની સ્વારી; ને શોખીન ભાર્યાની સોબત–આ બધાં કલેક્ટર પદનાં ન છુટે એવાં અંગો છે એમ કે થઇ રહ્યું હતું; અને માત્ર વીલાયત ગયો કે આ બધું મળ્યું એવો ચોક્કસ ખ્યાલ જડ ઘાલી બેઠો હતો. કેટલા દિવસ ને રાત એ જાદુઇ પ્રદેશની મેં ઝંખના કરી!......

એક છોકરો મધરાતે કોલેજનાં કંપાઉડમાં ઘાસ પર પડતો. નેપોલીઅને ને રોમે તેની કલ્પના કબજે કરી હતી. દર રાતે તેને હોટેલ દેઝીન્વાલીદ ને રોમન ફોરમનું નિમંત્રણ આવતું. ફ્રાંસના અદ્દભુત મહાસમ્રાટની તેજસ્વી આંખો, ધવાયલા સીઝરનું દયાજનક મુખ અને વાચસ્પતિ સીસેરોનો હૃદયભેદક અભિનય તેને આવવાની આજ્ઞા કરતાં. તે વિચારમાં તારાઓ ગણતો......

પછી જ્ઞાન વધ્યું ને કલ્પનાનો વિકાસ થયો; યુરોપીય કળા ને સાહિત્ય અને યુરોપીય સત્તા ને સંસારનું ભાન થયું; અને જ્યાંથી આધુનિક જમાનાનાં પ્રેરકતત્ત્વો પ્રગટે છે તે ભૂમિની યાત્રા એ જીવનક્રમમાં ઘણી જરરતી વસ્તુ દેખાઇ.

પણ યુરોપ તો જેટલા માઇલ હતું તેટલા માઇલજ દૂર રહ્યું. ઝંખના વધી; પણ અનુભવ ઉઘડ્યાંજ નહીં.

ધીમે ધીમે યુરોપીય ને હીંદી સંસ્કૃતિઓની તુલના કરવી પડતી; ને તે એના વિરોધ ને સામ્યના વિચાર કર્યા. હીંદન–ગુજરાતના પરમ પ્રશ્નો કાનમાં અથડાઇ રહ્યા. પાશ્ચાત્ય સંસ્કૃતિનું વિષ કેમ જીરવવું? આર્ય સંસ્કૃતિનું નવજીવન કેવું સ્વરૂપ પકડશે ? ને વળી પાછાં યુરોપ જોવાનાં સ્વપ્નાં નવે રૂપે પ્રગટ્યાં......

૧૯૧૪ પછી તો યુરોપે સૃષ્ટિનો ઇતિહાસ લખવો નવેસરથી શરુ કર્યો છે. જર્મનીએ બલના ગર્વમાં આત્મવિનાશ આમંત્ર્યો; ફ્રાંસે આત્મસંરક્ષણના અભિલાષમાં મધ્યકાલીન વીરતાને ફરી જન્માવી; બ્રીટને વિનાશમાંથી વિશ્વપતિ થવાનો રસ્તો શોધ્યો; ઇટલી પુનર્જીવન પામ્યું જાય છે અને તુર્કસ્થાન યુરોપમાંથી અદૃષ્ટ થતું જાય છે. જીવન ને ભાવના, પાપ ને પુણ્ય–બધાં એ યુરોપની ભઠ્ઠીમાં જળી રહ્યાં છે. ત્યાંની આંચ આપણને ત્રાહ ત્રાહ પોકરાવી રહી છે......

યુરોપ જોયા વિના જીવન નીરસ લાગતું હતું—ને તેમાં—

૪

—અને હવે—લક્ષ્મીને પણ ત્યાં મોકલવાનુ મન થયુ.

"તુ આવશે ?" મેં પુછ્યું.

"હું બા—છોકરા—

"જો જુના થરો ભાગવા હોય તો બન્નેના ભાગીએ નહીં તો પછી હમણા હું ધરડો છુ પછી તુ થશે "

અમે સાથે જવા નક્કી કર્યું.

"પણ મારા મિત્ર ભાઇ—રહ્યા." મે કહ્યુ "ત્રીજી માર્ચ નાગપુર મુકામે કોન્ફરન્સ જા માં અમે બન્ને સપડાયા હતા ત્યારે તાવની અનેરી ધુનમા યુરોપ સાથે જવાની પ્રતિજ્ઞા કરી હતી. તેને લ એ, મગજ પકડો."

—લક્ષ્મીને મારી કુટેવની ખબર છે. મિત્રોનોનથી વગર મને ચાલતુ નથી, તેણે હા કરી. રા. ભાઇ—મુરતી દામ-કાકાની નરી આકર્ષક સુખ રેખી ને કમ-વાળની પ્રન છે. સુરીના





'પુરૂષો' તમે દુનીઆના દુઃખ દેનાર ને કષ્ટદેનારા છો'

સદ્ગુણો એનામાં નવે સ્વરૂપે સજીવન થયા છે. સહયોગી તરીકે વિશ્વાસપાત્ર, મિત્ર તરીકે અડગ ને મોજતી તરીકે તે ખુશમીજાજી છે......

પણ તેણે તેનુ મોટુ માથું હલાવ્યુ–હા કહી–ને ના પણ કહી. પોતાના ત્રણ ધંધામા ત્રણ મહીનામા ના ફેરફારો થશે તેનો અડસટ્ટો કાઢયો. આખરે હા કહી, ને ના કહેવાનો અધિકાર રાખ્યો ને આખરે નાજ કહી ..

"તમે વીલાયત જવાના છો?"–બહેનનો અધીરો અવાજ આવ્યો

—બહેનના સાહિત્યવિભાગ, સરકારિતા, ખબરદારી ને દેશાટને તેના વિવિધરંગી વ્યક્તિત્વના ઘણા આકર્ષક રંગો પુર્યા છે. તેણે બુલ એકજ કરી છે તેમનો સમય આવે તેના સો એક વર્ષ પહેલાં તે જન્મી પડયા છે. પંડાની,—લક્ષ્મીના, અને મારા મિત્ર એવા ત્રિવિધ પદ ને લીધે ઘણો વખત થયાં તે અમારે ત્યાં

એક નાની બહેનના હક ભોગવે છે.— અને નાની બહેનને છાજે એવી સહિષ્ણુતાથી અમારો તોર સહે છે.

"કેમ જાણ્યું?" મેં પુછ્યું.

"ભાઈ કહેતા હતા. હું પણ આવતા એપ્રીલમાં જવાની છું."

"શું કામ?"

તેણે મને પોતાના જવાનો મુદ્દો કહ્યો. તે વીલાયતમાં છ મહીના ગાળવા ધારતાં હતાં.

"એકલાં?" મેં પુછ્યું.

"તેમાં શું?" —બહેન પુરુષવર્ગ તરફ ઘણીજ વિચિત્ર નજરે જુવે છે. તે નજરમાં કંઈક આવું હમેશાં દેખાય છે. "પુરુષો! તમે દુનીઆના દુઃખ દેનાર ને કંકછેદનાર છો. જો તમે ન હોત તો અમે સ્ત્રીઓએ એકલાં એકલાં ક્યારનું સ્વર્ગ ઉતાર્યું હોત." આવી એક નજર તેણે મારા તરફ ફેંકી.

હવે હું કબુલ કરું છું કે હું તિરસ્કારને પાત્ર એવી પુરુષજાતિનો છું: જ્યાં એકલાં એકલાં પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાના સ્ત્રીવર્ગના આ દાવાની શકયતા વીશે મને સંગીન અને મજબુત શક છે. આ મારા શકને અદેખા માની —બહેન સંતોષ લે છે:

"કેં નહીં."

"તમારી જોડે વીલાયત સુધી હું આવું તો કંઈ વાંધો?"

"અમારું જવાનું નક્કી નથી" મેં કહ્યું.

"પણ તમે અને જાઓ તો.—"

"હા. અમે બન્ને જઈએ ને અમારો મુસાફરીનો ક્રમ તમને ગમે તો આવજો."

૫

જ્યારે અસીલો સલાહ લેવા આવે ત્યારે જે પૈસા લેવાય છે તે વકીલ કે બેરીસ્ટરના લાભની વાત નથી; પણ અસીલનાજ લાભની વાત છે એમ મને જણાયું. જ્યારે તમે પૈસા લો ત્યારે તમે પૈસાના પ્રતાપમાં દબાઈ જાઓ: બોલતાં બોલતાં અડધું રહી જાય: અને જ્યાં છ જુદી જુદી વાત કરવી હોય તેને બદલે એકજ વાત કરવાનું ભાન રહે. જો પૈસા વગર સલાહ આપવાની હોય તો તમારી છબ કાબુમાં ન રહે, ને તમે સલાહ આપ્યા જાઓ, ને તેમાંથી છુટવા અસીલને આત્મઘાત કરવો પડે.

માણસની વ્યાખ્યાઓ અનેક છે, પણ ખરી વ્યાખ્યા તો એકજ છે. તે સલાહ દેતું જાનવર છે. સલાહ આપવી એજ લક્ષણ તેને બીજાંઓથી જુદો પાડે છે. તે નિરંતર સલાહ આપ્યેજ જાય છે. તેમાંજ તેને જીવનનું સાર્થક જણાય છે. તેને પોતાની પરવા નથી, પોતાનું જીવન તે બગાડી મુકે છે: પણ પારકા જીવન પર પુરા હકનો દાવો કરે છે: પોતે પારકો હોત તો શું અવશ્ય કરત તેનો વિચાર કરી મોજ માને છે; અને પારકાને પોતે સમજી તેની પાછળ મચ્યોજ રહે છે. આ લક્ષણજ જેને પારમાર્થિક જીવન કહીએ છીએ તેનો પાયો છે. આ ટેવ જો વધી પડે તો તે સમાજસેવક, દેશભક્ત અને જાહેર જીવનના નેતાની પદવીએ પહોંચે છે; ને ત્યારે એ ટેવ બધી મારા મુખ્ય પ્રલયકાલ વર્તાવે ત્યારે જગત તેને ઈશ્વર માની, ઇસુખ્રીસ્ત કે ગૌતમબુદ્ધ બનાવી દે છે. જેટલી તમારામાં સલાહ આપવાની શક્તિ તેટલીજ તમારામાં માનવતા.

મેં પ્રવાસે જવા નક્કી કર્યું છે એ ગપ્પું મારા મિત્રોની માનવતા ઉભરાવી ગયું.

મારે આ વર્ષે નહીં પણ આવતે વર્ષે જવું. માર્ચ મહીને નહીં પણ એપ્રીલ મહીને જવું: જુનમાં પાછા નહીં વળવું પણ સપ્ટેમ્બ-

ઈટલી પહેરવાં નહીં જવું પણ ઈંગ્લંડ; ઈંગ્લંડ પહેરવા નહીં જવું પણ ફ્રાંસમાં રહેવું; મારે ઈટાલીઅન બોટથી જવું; મારે મેલ બોટમાંજ જવું; મારે કુકની મારફતે જવું, મારે કુકની મદદ લેવીજ નહીં —

આ તો માત્ર શરુઆત હતી. પણ વાત વધતી ગઈ. મારે શી વસ્તુ જોવી ને શી નં જોવી તે પર મતભેદો જણાયા. મારે શી વસ્તુ સાથે લઇ જવી તેના પર તો કોઇ સમમત થયાજ નહીં. હું આ મુસાફરી આરંભવામાં કબુલાત કરું છું કે મુખાઈ એ વિષય વિવાદગ્રસ્ત રહ્યો. મારે શું ખાવું, શું પહેરવું, કેમ જોવું, ક્યાં જવું, એ બધા પર પરસ્પરવિરોધી સલાહનો હુમલો વધતોજ ગયો. એ તો ઠીક, પણ ત્યાં ઋતુ કેવી હશે, ઠંડી હશે કે નહીં, બરફ ઓગળ્યો હશે કે કેમ, તે વિષે ખાત્રીથી મિત્રોએ એક બીજાથી જુદા અભિપ્રાયો આપ્યા. દિવસે દિવસે સલાહના દેમાર વરસાદે ચારેગમ પ્રલયકાળ પ્રસારી મુક્યો. બેસતાં, ઉઠતાં, ઉંઘમાં ને જાગતાં પરસ્પરવિરોધી સલાહોનાં ઓઠાં મગજ આગળ આવીને ઉભા રહેતાં ને હું થરથર કાંપતો આ માનવ-તાના ધોધના પ્રવાહમાં હું કેમે કર્યો તણાઇ જતો બચ્યો. આ બધાને માટે મેં અંતઃકરણપૂર્વક આભાર માન્યો. અને આટલા હિતૈષી મિત્રોથી મારું જીવન સુંદર કરનાર વિશ્વંભરનો આંસુ સારતી આંખે આભાર માન્યો.

૬

પણ ખરેખર મિત્રોએ હદ વાળી. મેં પરદેશ જવાનું નક્કી કર્યું નહોતું ત્યાં સુધી તેમની મમતાનું માપ હું કાઢી શક્યો નહોતો. હારથોમાં વર્ષોનો સ્નેહ દેખાયો. નેત્રોમાં વિયોગવીલા અંતરનું દુઃખ દેખાયું. રામરામોમાં ફરી મળવાની આતુરતાના પડઘા સંભળાયા. મનમાં શંકા ઉભી થઇ. "શું આ સ્નેહ ને આ મૈત્રીને માટે હું લાયક છું?"

૭

—અને અમે જોટની ને ન જોટની શીજો લઇ આવ્યાં—લક્ષ્મીએ ઉજાગરા કરી ટ્રંકો ભરી, ખાલી કરી, ખાલી ફરી ભરી. ટીકીટો લીધી, પૈસા લીધા.

—ને છોકરાંને વિદાય કીધાં. બાપડાં, ભોળાઓએ ધાર્યું કે માબાપને મુકી તેઓ મજાહ કરવા જતાં હતાં. તેમને ખબર નહોતી કે બે દિવસમાં માબાપ તેમને છોડી દૂર દેશ જશે—ને મહીનાઓ સુધી ફરી મળવાની આશા પણ વિધિને હીંચોળે હીંચ્યા કરશે.

(ખઃ બીજે હવે પાને)



ક્વેકર બહાદુરના બખ્તરમાં અપૂર્ણતા ને પ્રતાપનઃ મંદિર ગમી અચના સમાઈ છે.




લેખક:
રા. નરસિંહરાવ ભોળાનાથ
બી. એ., સી. એસ.

અસલનાં વર્ષોમાં સરકારી નોકરીમ તલાટી, કારકૂન, વગેરેની પદવીની યોગ્યતા પ્રાપ્ત કરવા સારુ અમુક પરીક્ષા પસાર કરવી પડતી હતી. આ પરીક્ષા લેવાને પરીક્ષકોની કમિટી નીમાતી હતી. "કમિટી" અને "પરીક્ષા" એ શબ્દો અર્ધશિક્ષિત વર્ગમાં પર્યાયરૂપ હતા. ખેડામાં મ્હારા પિતા મુનસફ હતા તે સમયમાં આ કમિટીમાં એ પણ એક મેમ્બર હતા. એક વર્ષ પરીક્ષામાં કમિટી આગળ અનેક આવેલા 'છોકરા'ઓમાંના એકને ભોળાનાથે દીઠો, અને પરીક્ષા આપતી વખતની હેની ચાલાકી, બુદ્ધિની તીક્ષ્ણતા, વગેરેથી હેમના મન ઉપર બહુ સારી છાપ પડી. એ યુવકના પિતાને પછીથી ખાનગીમાં ભોળાનાથે કહ્યું: "જસભાઈ! આ ત્હમારા છોકરાને તલાટી, કારકૂન, હેવી સાધારણ પદવી કરતાં વધારે ચઢાવવો નથી? હેનામાં મ્હોટી પદવી મેળવવાનાં લક્ષણ સ્પષ્ટ છે. માટે અમદાવાદમાં મ્હારે ઘેર હેને મૂકો અને અંગ્રેજી ભણવા દ્યો." જસભાઈયે કબૂલ કર્યું; મણિભાઈ હમારા કુટુમ્બમાં રહ્યા; કુટુમ્બના એક અંગભૂત જ થઈ ગયા; મ્હારા વડીલ બન્ધુઓ બાબારાવ અને આપારાવ સાથે મિત્રતા—બન્ધુતા—ના સંબન્ધથી જોડાઈ ગયા. આગળ જતાં ક્રમે ક્રમે ઊંચી ઊંચી પદવીએ ચઢતાં છેક વડોદરાના દીવાનનું ઉચ્ચ સ્થાન મેળવ્યું, છતાં છેવટ સૂધી ભોળાનાથના કુટુમ્બ સાથેનો આ આદ્ય સંબન્ધ અને હેનું ઋણ મણિભાઈ વારંવાર સ્પષ્ટ શબ્દોમાં અને આનન્દયુક્ત ગર્વથી સ્વીકારતા હતા. આ આરમ્ભકાળમાં મ્હારા બન્ધુઓ જોડે કુટુમ્બમંડળમાં ભળી ગયા તે સમયમાં મણિભાઈનું ઉપનામ "ઘી" પડ્યું હતું; હેમને ભાતમાં ઘી વિના ચાલતું નહિં અને મ્હારા બન્ધુ બાબારાવને ભાતમાં ઘી ભાવતું નહિં, તે ઉપરથી આ રમૂજ ઉત્પન્ન થઈ હતી.

[આ સ્મરણમુકુરના પ્રથમ લેખમાં મ્હેં કહેલી વાતનું સ્મરણ કરાવું?

"આમ દેખાય મુખો સહામસામાં
તે પ્રતિબિમ્બે એક એકમાં,
તે અન્યો અન્યે અનન્ત પામે
ને દૃષ્ટ ચેહ્રાક્ષ ઉકમાં"

આ યોજના મેં કહી હતી. તેથી મ્હારા સ્મરણમુકુરમાં પ્રતિબિમ્બો કેટલાક સાક્ષાત્, કેટલાંક અન્ય મુકુરદ્વારા પડેલા, એમ "અનન્ત દામે રૂપની મંડન્ય" જેવી સ્થિતિ છે. તેથી ઉપર કહેલા પ્રતિબિમ્બનું સ્વરૂપ અન્ય મુકુરે દ્વારા પ્રગટ થયેલું હોવાથી, કેટલીક રેખાઓ અસ્પષ્ટ હતી. હમણાં કહેલી તો સ્પષ્ટ જ છે. પણ એક અસ્પષ્ટ રેખાનું ચિત્ર નોંધું. કમિટી આગળ ઊભા રહેલા યુવક મણિભાઈના હાથમાં સોનાના કડા, વગેરે અલંકારો હતા, તે ભીળાનાથે એ અમદાવાદ ભણવા આવતા પહેલાં તજાવ્યા હતા,—એ ચરોતરી શોભા અમદાવાદમાં, અને ખાસ સ્કૂલમાં ભણનારને, અનુચિત લાગે તેથી. આ અસ્પષ્ટરેખ ચિત્ર છે. દોરા મુકુરનો છે.]

જ્યાં આ અલંકારનું સ્થાન અન્ય નકારો એ મણિભાઈના જ્વાની પછીના સમયમાં લીધું હતું. સનેરી આંકડા આંટાવાળી પાઘડી મણિભાઈને માથે ઘણા વર્ષ સુધી જોયેલી એ સ્મરણ હજી સ્પષ્ટ છે. (ભોગીન્દ્રરાવ દીવટીયાના પિતા, રતનલાલ) મ્હારા એક મણિભાઈ ભાઈ હમારા કુટુમ્બમાં જ ઉછરેલા અને મણિભાઈના સહાધ્યાયી પણ હતા. કાળ જતે રતનલાલે આશા રાખેલી કે મણિભાઈ ઊંચી પદવીએ ચઢવાનો લાભ રતનલાલ વગેરે મિત્રોને પોતાના તન્ત્રમાં સારી નોકરીઓમાં જોડવીને આપશે. મણિભાઈએ, અમુક વાજબી કારણસર, તેમ કરવું અનિષ્ટ ધાર્યું. તેથી રતનલાલ વારંવાર મણિભાઈને મ્હોંએ જ મ્હેણાં, મિત્રભાવે અને વિનોદમાં, મારતા. અને મણિભાઈ મોઢું લગાડ્યા વિના માત્ર હસીને વાત પતવી દેતા.

મણિભાઈ વડોદરામાં દીવાન હતા કે રેસિડેન્સીમાં હતા તેવામાં વખતો વખત પ્રસંગપરત્વે હમારે ઘેર આવતા. તેવા એક પ્રસંગે એક રમૂજી બનાવ બનેલો મુકુરમાં આલેખાય છે. મણિભાઈ નાકીને સોળાની પાટલી ચાપતા પગાળી ઉપર ઊભા છે; એટલામાં મ્હારા ન્હાના બન્ધુ મનુભાઈ (કુંજગામ) ચોકમાં આવીને ઊભા. મણિભાઈ ન્હાનાં મ્હોટાં સર્વ જોડે સ્નેહભાવથી બોલતા ને પ્રમાણે બોલ્યા "Well, Manubhai! How are you?" "ખાઓ ગુરિયું!" આમ શબ્દો બાળક મનુભાઈના મુખમાંથી, વિચાર કરવાને થોભ્યા વિના જ, નીકળ્યા. સ્કૂલમાં બરોબરિયા છોકરાઓ જોડે બોલાતું આ વચન મનુભાઈના મુખમાંથી નીકળવાની સાથે જ, પશ્ચાત્તાપથી શરમ કાઢીને મનુભાઈ ખસિયાણા પડી ગયા. મ્હારા પિતા, બીજા બન્ધુઓ, હું વગેરે હસવા મંડી ગયા. મણિભાઈ પણ ઉલ્લાસવૃત્તિથી હસવામાં શામિલ થયા. અને પોતાની અંગ્રેજીમાં વાત કરવાની ટેવ હદમ્હાર હતી? સ્મરણમાં આણીને પોતાનીજ ભૂલ સ્વીકારવા લાગ્યા ન્હાના બાળક તરફથી અનિષ્ટ ટેવ માટે નિર્દોષ ઉપાલમ્ભ મળ્યો તેની ખરી કદર હેમણે કરી.

એક બીજું સ્મરણચિત્ર મણિભાઈ ગાયકવાડ મહારાજના દીવાન હતા તે સમય. મલ્હારરાવ ગાયકવાડને મ્હારા પિતાને ઘેર મુલાકાતે લાવવાની યોજના મણિભાઈએ સ્વેચ્છાથી જ કરી, તે વખતનો પ્રસંગ. સ્થળ મ્હારા પિતાનું અમદાવાદમાં લાખા પટેલની પોળમાનું ઘર. મલ્હારરાવ મહારાજ દીવાનખાનામાં પેસે તે

પૂર્વે જીનો ચડ્યા પછી અગાશી જેવા માર્ગમાં થઈને જ જઈ સકે એમ હતું; તે માર્ગની લંબાઈ બાર ચૌદ ફુટથી વધારે નહિં હોય; ત્યાં મ્હારા બંધુઓનાં અને બ્હેનોનાં છોકરાંને હારબંધ ઊભાં રાખ્યાં; દરેકના હાથમાં ફૂલ ભરેલી તાસકો આપી; સયાજીરાવના પગ આગળ ફૂલ ઢલવાતાં ગયાં, અને મણિભાઈ દરેક બાળકનું ઓળખાણ કરાવતા ગયા, જેથી ટૂંકા પલ્લામાં-જવાની ક્રિયામાં, ફૂલ વેરવાની ક્રિયામાં, વગેરેમાં ગડબડ ગૂંચવણ ના થઈ. આ રસિક યોજના મણિભાઈના મગજમાંથી નીકળેલી તાત્કાલિક જ હતી.

नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा
मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि

એ સૂક્ષ્મ રસતત્ત્વનો આ યોજનામાં અનાદર થયો કે કેમ એ અત્યારે તપાસવા નહિં બેસિયે. "શેરડિયો વાળીરે ફુલડાં વેર્યાં છે" એ પંક્તિ પણ બચાવમાં નહિં લાવિયે; એ તો ઈશ્વરના સ્વરૂપ પરત્વે ઉચ્ચારાયલી છે. હું માત્ર બનેલા બનાવનું પ્રતિબિમ્બ ઉપસ્થિત કરુંછું.

ઉપરના પ્રસંગમાંથી એક બે બાબતો મણિભાઈને સબન્ધે પ્રગટ થાયછેઃ હમારા કુટુમ્બનાં ન્હાનાં બાળક સુદ્ધાન્તને એ કુટુમ્બના અંગભૂત હોય તેમ ઓળખી રાખતા હતા; અને આ હમારા કુટુમ્બ સાથેના સંબન્ધની આડકતરી રીતે સયાજીરાવના મન ઉપર છાપ પાડવાની ચતુર યુક્તિ.

આ રસિક યોજનાના પડછામાં એ પ્રસંગે જ મણિભાઈયે કહેલો એક રમૂજી બનાવ મુકુરમાં પ્રગટ થાયછે. વડોદરાના એક શેઠિયાને ઘેર સયાજીરાવની પધરામણી થઈ હતી; મણિભાઈ સાથે મંડળમાં હતા જ. સયાજીમહારાજ આવીને બેઠા, બધું મંડળ યોગ્ય 'મિસલ' સાચવી, પ્રસંગને ઉચિત ગમ્ભીરતામાં, ગોઠવાયું. એટલામાં બીજા ખંડમાંથી શેઠનો નવ દસ વરસનો છોકરો દોડતો દોડતો હેઠ મહારાજા હતા ત્યાં સુધી આવ્યો;—આવ્યો તે ભલે, પણ શરીર ઉપર સમ ખાવાને એક પણ વસ્ત્ર ન્હોતું!–(ઘરેણાં દાગીના હતા કે નહિં તે ચિત્ર મુકુરમાંથી ભૂંસાઈ ગયુંછે). બધા ચૂપ જ બેઠા. શેઠ ગાજી ઊઠ્યાઃ "અલ્યા! અહિં કેમ આવ્યો? જતો રૂહે." સુપુત્રે આજ્ઞા માની, અને વિશેષ ચમત્કાર કર્યોઃ બે હાથ ને બે પગનાં ઢીંચણ ઉપર, ઘોડો થઈને, ચાલતો ચાલતો પાછો ધીમે ધીમે ગયો! (હું ધારુંછું આ રૂપાન્તર યોગ્ય જ હતું; ઘોડા કાંઈ લૂગડાં પ્હેરેછે?—અમદાવાદ પ્રાર્થનામન્દિરમાં એક જણે વ્યાખ્યાન આપતે મનુષ્યપ્રાણી અને ઘોડા વચ્ચે ભેદ બતાવ્યો હતો, કે ઘોડા માણસની પેઠે દાતણ નથી કરતા; તે કરતાં આ બાળકે કૃતિના નિદર્શનમાં સૂચવેલો ભેદ વધારે બંધ બેસે હેવો છે.)

મણિભાઈની હાસ્યરસની સૂક્ષ્મ કદરનો આ એક જ નમૂનો બસ છે. બાકી હેમની કનેથી રમૂજી વાતો અનેક સાંભળેલી તે બધી ઊતારવા માટે સ્થળ નથી. હેમની હાસ્યરસની વૃત્તિમાં એક ગુણ એ હતો કે એ વૃત્તિ genuine, ખરા દિલની, હતી; હાસ્યરસમાં હમે સમઝિયે છિયે એમ બતાવવા માટે હાસ્યરસ દર્શાવવા જનારાઓ ઘણા છે, તે લોકોના જેવી ન્હોતી. તેમ જ મનસુખરામના હાસ્યરસથી મણિભાઈનો હાસ્યરસ જુદો પડી આવતો. "હું કેવો જગતને રમાડુંછું?" હેવો ભાવ સૂચવતો, માત્ર હોઠ ઉપર રમતો, હાસ્યરસ મનસુખરામનો; "હું કેવો જગત્ સાથે રમુંછું?" એમ જાતને પણ અપ્રગટ અનુભવ

કરાવતો, હ્રદયમાં રમતો ને હ્રદયમાંથી વહી નીકળતો મણિભાઈનો હાસ્યરસ.

મણિભાઈ ભુજ તરફ દીવાનની પદવીએ જવાના હતા તે વખતે મુંબાઈમાં કચ્છના કાઠિયાવાડ તરફથી હેમને માનપત્ર આપવાનો મેળાવડો થયો હતો મેળાવડામાં જતાં પહેલાં એક વૈદ્યરાજે મણિભાઈને ખાનગીમાં સૂચના કરી "મ્હારા 'જીવન' વિશે ભાષણમાં બે બોલ કહેજો" ('જીવન' નામનું ઔષધ બનાવીને એ વૈદ્ય વેચતા હતા) આ વાતમાં મણિભાઈ રમુજ મેળવીને હમ ન રમુજ ઉપજાવીને કહેતા હતા

મણિભાઈ જિંદગીમાં બે વાર દીવાનપદે ચડયા હતા. એક વાર દીવાનગિરી, કાંઈક અનિષ્ટ સ્થિતિમાં, છોડવી પડેલી (હેમાં મણિભાઈને લગાર પણ દૂષણ કે લાંછન વળગે એમ સ્થિતિ ન્હોતી રજવાડાના ખામના જ માત્ર હેવા) છતાં બીજીવાર એ પદ પ્રાપ્ત હેમણે કર્યું ત્ય્હારે જ સંતોષ પામ્યા. હમને કેટલાકને તે પ્રસંગે એમ લાગેલું કે આ મોહ શા માટે રાખતા હશે'—પરંતુ પાછળથી હમને પણ લાગ્યું કે મોહનો અંશ હેમાં નહોતો. હેમનો આગ્રહી સ્વભાવ મુખ્ય અને આ બનાવમાં



સ્વ. મણિભાઈ જસભાઈ

પ્રેરકબળ તરીકે પ્રવર્ત્યો હતો.

મણિભાઈની પ્રમાણિકપણાની કીર્તિ સર્વથા યોગ્ય હતી. રાજરજવાડા, પોલિટિકલ ખાતું, એ વાતાવરણ પ્રમાણિકપણાને પોષક નથી, છતાં એ જુગ ઉપર સુધી મણિભાઈ નિષ્કલંક રીતે આયવી સક્યા હતા. વડોદરામાં રેસિડન્ટના આસિસ્ટંટની જગા ઉપર હતા તે વખતમાં, કે ગાયકવાડના દીવાન હતા તે વખતમાં,—બરોબર યાદ નથી, પણ એ બેમાંથી એક વખતમાં, મણિભાઈના બાપ બહુ અસંતોષ બતાવતા હતા કે—"મ્હોટી નોકરી મેળવીતે શા કામની? આડો અવળો હાથ કર્યો નહિ. પછી મ્હોટી નોકરીની શી મઝા?"

મણિભાઈ મનસુખરામના મિત્રમંડળમાં હતા, છતાં નહોતા. હેમનામાં પોતાનું સ્વતન્ત્ર ચારિત્ર્યબળ હેતું હતું કે એ મંડળની કેટલીક અનિષ્ટ લક્ષણરેખાઓએ હેમને સ્પર્શ કર્યો નહોતો. ઉદાહરણ એક બસ થશે. જૂનાગઢ ભાવનગરના મનસુખરામભાઈના મિત્રો કનેથી મનસુખરામભાઈ એક અપૂર્વ વાણીવિન્યાસ શીખ્યા હતા, તે હેનો કે મંડળની બરોબર તદ્રૂપ રજુકારી પોતાના વચનમાં આણી

સકતા હતા. કોઇ મળવાને જાય કે તરત જ, હોઠ ઉપર સ્મિત રાખી (એ સ્મિત તે હોઠથી વધારે ઊંડાણમાં જનારું નહિં; હેવું સ્મિત રાખી), "પધારો! પધારો!" એ શબ્દો હેવા તો અજબ રણકારભર્યા ઉચ્ચારતા કે જાણે મળવાથી અપૂર્વ આનન્દ થયો હોય, "ત્હમારું જ સ્મરણ હું કરતો'તો" હેવો ભાવ દર્શાવવો હોય, એમ અંતઃકરણના મધ્યબિન્દુમાંથી ઉદ્દગાર નીકળતો બતાવવો હોય (ને હોય ત્હેમાંનું કાંઇ નહિં),–એ મન અને વાણીનો વિરોધ ઢાંકનારી, ને જાણે ત્હેનાથી તો ગૂઢ ના રહી સકે હેવી, રીતિ સંપાદન કરી હતી. આ રીતિના આદરસત્કારનો મ્હને જાતે અનુભવ અનેક વાર થયોછે. એ "પધારો! પધારો!" નો અજબ રણકાર–બ્હાર શુદ્ધ, અંદર પોલો, હેવો રણકાર, કાગળ કલમ અને શાહીનાં સાધનથી પ્રગટ થવો અશક્ય છે. આ શબ્દોનો રણકાર તો શું? પણ એ શબ્દો પણ મણિભાઈયે ઉપયોગમાં આણ્યાનું સ્મરણ મ્હને નથી. હેમનો તો શીધો જ માર્ગ હતો, "કેમ નનુભાઈ! આવ્યા?" "કેમ નનુભાઈ! કેમ છે?"–હેવાં સરળ વચનોથી જ મ્હને દરેક મુલાકાત વખતે મણિભાઈયે સંબોધ્યોછે. અલબત. રાજદરબારી જીવનને અંગે કેવળ ભોળો સ્વભાવ તો ના જ પરવડે; પરંતુ એ જીવન માટે જોઇયે તેથી વધારે અંતઃકરણગોપન હેમણે કર્યું જાણ્યું નથી.

મણિભાઈ કાંઇ માનવ ખામીઓથી મુક્ત હતા એમ કહેવાનો આશય મ્હારો નથી. હેમની નજીવી ખામીમાંની એક વિશે મોતીલાલ લાલભાઈ, મણિભાઈના મિત્ર, રમૂજ કરતા હતા. મોતીલાલનો એક ભત્રીજો પાંચ છ વર્ષની ઉમરનો બધા લોકોની નકલો કરતો હતો તે દેખાડવાને એક વાર મોતીલાલ હમારે ઘેર લાવ્યા. અનેક નકલો કરી, પછી મણિભાઈકાકાની નકલ કરીઃ જમી રહીને મઠન દેવાને પાટલા ઉપર બેશી હાથ મ્હો ધોવાની નકલ કરતે "છાબુ!" કરીને સાબૂ માગવાને હાથ લાંબો કર્યો (કલ્પિત નોકર તરફ).–આ જોઈને મોતીલાલ ખડખડ હસ્યા, અને મણિભાઇ સાબૂ વડે હાથ ધોતા તે માટે કારણ બતાવતા તે કહ્યુંઃ "સાહેબ લોકો જોડે હાથ મેળવવો પડે તે વખતે દાળ્યની વાસ આવે તે માટે સાબૂ લઉંછું" એ હેમનો બચાવ હતો. સુઘડતા માટે જ આ સાબૂનો ઉપયોગ બસ હતો. પણ સાહેબ લોકો જોડે મળવા બાબતની ન્હાની સરખી vanity, ફુલાશ, એ ક્ષક્ષણ પ્રગટ થતું હતું–તે ઉપર મોતીલાલ મિત્રભાવે હસતા હતા.

હું શોલાપુરમાં નોકરી ઉપર હતો ત્હેવામાં એકવાર મુંબાઇમાં (જાણ્યામાં) દરિયામહેલવાળે બંગલે મણિભાઈ ઊતરેલા ત્હાં હેમને મળવાને હું ગયો. અનેક વાતોચીતોમાં મ્હારી નોકરીની સ્થિતિ વિશે વાત હેમણે કાઢી. "સરકાર સુધી તો ત્હમારું કામ કદર થાય એમ શી રીતે પ્હોચતું હશે? તોપણ કોઇ રીતે પ્હોચે ખરું. ભોજનસામગ્રી બધી થઈ હોય, ને જમતી વખત મિષ્ટાન્ન વગેરેનાં વખાણ થાય, તેમ ચટણી પણ વખાણ મેળવે ખરી; 'આ ચટણી સરસ વટાઈ છે, કો'ણે વાટીછે?' એમ પ્રશ્ન થાય ખરો." આમ મણિભાઈયે દાખલો મૂક્યો. હું કશો ઉત્તર દીધા વિના મલ્લિલો. પણ સત્ય સ્થિતિ એ નહોતી. ચટણી વાટનારનું નામ કહેલું હોય તોપણ એ રામા પાડીને તરતજ બધા ભૂલી જાય: તેમ જ કલેક્ટર, કમિશનર, એ ભારે દિવાલોની પાર થઈને સેક્રેટરિયેટ સુધી કામની

કદર થાય તે જ્વલ્લે જ; નહોતી થઈ એમ નહોતું. પણ હેનું સાફલ્ય નહોતું.

મણિભાઈની મૂર્તિ કદી આંખ્ય આગળથી ખસે હેવી નહોતી. શરીરે 'નનાંગડા': તે નનાંગડાપણું ઢાંકવાને માટે જાણે ના હોય એમ, માથે પાઘડી નહિ પણ પાઘડીમાં માથું, હેવી પ્રમાણમાં મ્હોટી પાઘડી, કપાળે આડા ટીલામાં વચ્ચે કંકુનો ચાંલ્લો, અસાધારણ બુદ્ધિબળ ઝરતી તીક્ષ્ણ તેજસ્વી આંખ્યો, એ જ બુદ્ધિશક્તિની દીપ્તિમય પતાકા બનેલું વિશાળ તેજસ્વી કપાળ કમાનદાર, કસો બાંધવાનો, મુસલમાની વાગથી પ્રવિષ્ટ થયેલી રીતનો ડગલો, કાશિયા રંગનો, અથવા સફેદ અંગરખું,—આ બધાં બાહ્ય અને આન્તર લક્ષણોથી બનેલું હેમનું પ્રકટ શરીર અને સૂક્ષ્મશરીર અત્યારે હું પ્રત્યક્ષ જોઉંછું.

અને તે સાથે હેમને હું છેલ્લોછેલ્લો મળ્યો તે અત્યારે મુકુરમાં આલેખાયછે: પ્રકૃતિ શિથિલ હોવાથી સાંટાક્રુઝમાં રહેવા આવેલા, તે વખતમાં મનસુખરામભાઈના ઘરમાં આગલી પોર્ટિકો ઉપરની અગાશીમાં એ તથા મનસુખરામભાઈ બેસેલા, અને હું મળવા ગયો. સમય સન્ધ્યાકાળનો હતો, હું તે વખતે ન્હોતો જાણતો કે મણિભાઈને વિશે આ જીવનસન્ધ્યાનો જ સમય હતો એ મુલાકાત વખત થોડીક જ વાતચીત થઈ. હું તે પછી હેમને મળી સક્યો નહિ જીવનની સન્ધ્યા અને સૂર્યાસ્ત થયો. એ વડીલબન્ધુવત્ પુરુષનું સ્મરણ આ હૃદયમાં કાયમનું કોતરાયલું રહ્યુંછે, અને રહેશે, અને એ કોતરણીની રેખાઓમાં મૃદુતા અને મધુરતા જ વસેછે.

---

## આશા

લેખક:

સ્વ. દયાશંકર વસનજી

(આશાજોગી)

આશા અમોને નચાવે, અભાગી આશા અમોને નચાવે.
ગરીબના આશા બને બેવડીઓ, હીંચોળે હીંચકાવે—અભાગી આશા.
આશા નિરાશાનાં પાસા જોયાં વેચ્યાં એકજ ભાવે—અભાગી આશા.
નહીં કરવાનાં કામો કરવા આશા અરે લલચાવે—અભાગી આશા.
ધન મેળવવાની લાલચમાં કુડાં કર્મ કરાવે—અભાગી આશા
હડકડ થાએ ધરધર ભટકી તોય ન આનન્દ આવે—અભાગી આશા.
અનુભવસિદ્ધ કહે દયાશિવ આશા સહુને સતાવે—અભાગી આશા.



# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્ય સંસદ.




## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| **જયસિંહદેવ સોલંકી** | ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| **મીનળદેવી** ... | ... રાજ્યમાતા. |
| **મુંજાલ** ... | ... મહા અમાત્ય. |
| **ઉદા** ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| **દાદાક** ... | ... મંત્રી; * કર્ણાવતીનો સત્તાધીશ. |
| **શોભ** ... | ... મંત્રી. |
| **ત્રિભુવનપાલ** ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡ |
| **કાશ્મીરાદેવી** ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| **કાક** ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| **મંજરી** ... | ... તેની પત્ની. |
| **સજ્જન** ... | ... સોરઠનો દંડનાયક. |
| **પરશુરામ** ... | ... તેનો પુત્ર. |
| **રા'ખેંગાર** ... | ... જુનાગઢનો રાજા. |
| **રાણકદેવી** ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક વૈદાના દીકરા આમભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પેલો તેની પાછળ એક જાસૂસ મોકલે છે. અહીં આમભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઈચ્છામાં પોતાના અનિચ્છાના સાળા, અને લાટ ખાટલે સેવાથી બળીજળી રહેલા, રેવાપાલને કાકની ચોકીની ક્યાં છુપેડે છે કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અકળાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે આ બાજુ રેવાપાલ ભરૂચના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભટ દેવાને બોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબૂલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતા કાક વચમાં લાટી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેશ જિજ્ઞાસુ ખેમાને પહેરાવે છે ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે જીનારે વળેલો વહાલો દીકરો ત્યાર તેને કાક સમજી "બચાવી" લે છે અને બધળા લઈ જવાની તૈયારી કરે છે આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા' ના કહેવાથી રાણકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પાછો ફરે છે રસ્તામાં તેને ઉદા મહેતાની ચાલબાજી તરફ વહેમ જાય છે, અને બાબરાભૂતને નામે ઓળખાતા ભીલ જોડે અનાયાસે અથડામણ થતાં તેને વશ કરી લે છે પછી તે મુંજરીને વેશે રાજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવાનો કુત્હલમય પ્રયાસ કરે છે અને જયસિંહનું મન દેવડી તરફ ખેંચાતું અટકાવવાનું વચન આપે છે એટલામાં જગદેવ પરમાર આવતા તે સંતાઈ જાય છે ત્રાંબાવેરાધારી કાકના આગમનની શંકા પડવાથી જયદેવના મોકલેલા જગદેવને ગભરાએલી રાણી કાઢી મૂકે છે. ફરમાન કાક સરળીને જયદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું તેને વચન આપે છે. એટલામાં જગદેવ ત્યાં આવી લાગતાં તે બહાનું કાઢી અંદર જતો રહે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૩મું

### વાગ્ભટે આણેલો કેદી

ગૌરવશીલ બેદરકારીથી જયદેવ પાછા ગાદી પર પડ્યા. તેણે ધીમેથી માથાના વાળ હાથ ફેરવી, બેસાડ્યા ને હૈ વિચાર કર્યો.

વિચાર કરતાં વર્ષો પર જોએલી કાલકાની દેવડીનું સુકુમાર મુખ આંખ આગળ આવ્યું. જયદેવના મુખ પરથી ગૌરવ જતું રહ્યું ને રસિક તલસાટ જણાઈ રહ્યો. તેની મોટી આંખોમાં આતુરતા દેખાઈ.

કાકની જોડે કરેલી વાતચીતથી પેદા થએલા વિચારોએ જુદી દિશા લીધી. તે મનમાં બબડ્યા.

"જુનાગઢ લઉં-રા' ને મારું—એ બધું તો ઠીક, પણ ઉદો ખરું કહે છે: રા' મરે કે દેવડી મળે! રાજભટ હોવાથી મને દુશ્મન હોયજ. પણ દેવડી તો મેળવવીજ જોઈએ."

"પણ રા' જુદી બહુ છે."

"આપણે ક્યાં જુદી ઓછા છીએ! અન્નદાતા! જે શૌર્યથી નથી થતું તે શાણ-પણથી થાય છે."

"ઠીક! જુઓ પણ મને કશુંક ન લાગતું જોઈએ."

"બાપુ! દેવડી આપને વરે ને રા' નમે-પછી એથી શું વધારે!"

"વધારે તો કાંઈ નહીં, પણ—"જયદેવે જરા અટકીને પુછ્યું: "પણ મહેતા! વાહડ કેમ નહીં આવ્યો!"

"મહારાજ! એ તો કાક છે, એને લાવવો કે સહેલ છે!"

"પણ વાહડ એને લઈ આવશે એ તો નક્કી ને?" જરાક ન સમજાય એવા ટોણી અવાજે રાજાએ પુછ્યું.

"બાપુ! કોઈ પણ એ કામ કરશે તો વાહડ—"

"એ કાક આપણને મદદ લાગશે"

ઉદા મહેતાએ માથું ખજવાળ્યું "હા! લાગે પણ ખરો. પણ બહુ આપમતીઓ તો."

"મહેતા! ગુજરાતમાં એકજ જણનો મત છે—"

"અને તે અન્નદાતાનો" ઉદાએ ઉમેર્યું. બહાર કોઈનાં પગલાં સંભળાયાં ને બન્ને જણ સાંભળી રહ્યા.

"વાગ્ભટ! એ કોણ છે?" જયદેવે પુછ્યું

"કાકને લાવ્યો!" ઉદાએ પુછ્યું.

જયદેવ તેની સામે માત્ર જોઈ રહ્યો.

"અન્નદાતા! આપની આજ્ઞા પ્રમાણે કાક ભટરાજને હું પકડી લાવ્યો છું." વાગ્-ભટે નમન કરી, હરખભેર કહ્યું.

"કોને?" આંખો ફાડી જયદેવે પુછ્યું.

"ભટરાજ કાકને." વાગ્ભટે કહ્યું.

"કોઈને એની સાથે બોલવા તો નથી દીધોને?" ઉદાએ પુછ્યું.

જયસિંહદેવની એક નજરથી બાપ દીકરો સ્તબ્ધ થઈ ગયા.

"કાક બહાર છે?"

"જી હા! મહારાજ!"

"અંદર લાવ જોઉં."-રાજાએ કહ્યું. તેની આંખમાં ગુસ્સો દેખાયો.

"હા મહારાજ!" કહી વાગ્ભટ બહાર ગયો. મહારાજની મુખમુદ્રા જોઈ ઉદાને ચિંતા થઈ.

"બાપુ! જરા એની જોડે સાચવીને કામ લેજો."

જયસિંહદેવ ઘણી વખત બધાથી અળગા ને અસ્પર્શ થઈ જતા તે વખત તેની આંખમાં ચમકતું તેજ નિકટ સબંધીને પણ દૂર લઈ જઈ દેતું, અને તેની આસપાસ ગૌરવનું અભેદ્ય વાતાવરણ છવાઈ રહેતું.

"આ કાક!" જયદેવે તિરસ્કારથી કહ્યું. "ઉદા મહેતા! કોઇ પણ કરશે તે આ વાહડ–હા! હા! આ કાક!"

એમો હાથ જોડી ઉભો રહ્યો.

"અલ્યા તું કોણ છે?" હસવું ફરીથી રોકી રાજાએ પુછ્યું.

"અન્નદાતા! હું તો ભટરાજનો સેવક છું."

"કોનો! કાકનો?" રાજાએ પુછ્યું.

"હા, બાપુ!" એમાએ કહ્યું.

"તું કેમ અહીંયાં આવ્યો?"

"હું શું કરું બાપુ! આ ભાઇ કૈં પુછવા રહ્યા છે? વહાણ ભાંગ્યું ને હું તરતો તરતો નીકળ્યો એટલે મને પકડ્યો. હું ગરીબ માણસ બીજું શું કરી શકું?"

"ને ઉદા મહેતા, તમે કાકને પકડવાના હતાને?"

"બાપુ!—"

"તમારો દીકરો લાટ ગયો છે તેમ જરા ત્યાં જઇ તમે પણ થોડું ઘણું શીખી આવો." જયસિંહદેવે કટાક્ષમાં કહ્યું.

"અન્નદાતા! પણ એ કાક ગયો ક્યાં?" ઉદાએ વાત ફેરવવા પ્રયત્ન કર્યો.

"અહીંઆંજ છે. આ રહ્યો." કહી, મહેલમાંથી મેળવેલાં સુંદર વસ્ત્રો ને સુશોભિત શસ્ત્રોમાં દીપતો કાક અંદર આવ્યો. તેનું ઉંચું શરીર ભવ્ય લાગતું, તેના તેજસ્વી મુખમાંથી પ્રતાપનાં કિરણો ફુટતાં અને તેનાં ઉંડાં ને તીક્ષ્ણ નયનોમાં મશ્કરી ચમકી રહી હતી.

જયદેવ ફરી ખડખડ હસ્યા. "વાગ્ભટ! આ માણસનું નામ કાક! ઓળખી રાખજે કે ફરી ભુલ થાય નહીં. એની જોડે કામ પાડવું એ કવિતા કરવા જેવું સહેલ નથી. મહેતા! આ તમારો જુનો મિત્ર. ઓળખો છો કે?"

"ઉદા મહેતા મને ન ઓળખે એમ હોય?" કાકે હસીને કહ્યું. "કેમ એમા! સારું થયું તું બચ્યો, બીજું કોઇ ડુબ્યું?"

"ના મહારાજ!" એમાએ કહ્યું.

"એમા! ગુજરાતમાં એકજ મહારાજ છે. પરમભટ્ટાર્ક જયસિંહદેવ મહારાજ. આજે તારાં પણ ધનભાગ્ય કે તું એમનાં દર્શન પામ્યો. બાપુ! રજા હોય તો એ જાય–એ થાક્યો હશે."

"ને તું પણ થાક્યો હશે?"

"આપ જાણો છો કે આપની સેવામાં હું થાકતો નથી."

"ભટરાજ!" ઉદા મહેતાએ ટહુકો કર્યો. "કેમ મારો આંબડ તો ખુશી છેને!"

"હા!"

"મહેતા!" જયસિંહદેવે કહ્યું. "તમારો આંબડ ત્યાં ઉંધું વાળશે તેમ લાગે છે."

ઉદાએ તીક્ષ્ણતાથી કાકના તરફ જોયું ને જુના દુશ્મનના દ્વેષનું માપ કાઢ્યું. કાક તો હસતો હતો.

"વાહડ!" રાજાએ હસીને તિરસ્કારથી કહ્યું. "હવે તું પણ થાક ખા. બહુ થાક્યો હશે." વાહડ નીચેથી ઉંચું જોઇ શક્યો નહીં. "ને પછી, પરશુરામની સાથે મેંદરડે જા."

"જેવી આજ્ઞા." કહી વાગ્ભટે નમસ્કાર કર્યા ને તે મ્લાન વદને ત્યાંથી ગયો. કાકે નીશાની કરી એટલે એમો પણ ત્યાંથી ગયો.

---

## પ્રકરણ ૧૪ મું

### રાજ્યકર્તાની રાજ્યનીતિ

રાજાએ ઉદા ને કાક બન્ને તરફ વારાફરતી જોયું.

"તમે બન્ને જુના વેરી છો, પણ હવે મિત્ર થવાનું છે." તેણે કહ્યું.

"બાપુ! હું તો કાકભટનો મિત્રજ છું."

"ને હું—જે આપનો ખરો સેવક હોય તેની જોડે વેર રાખતો નથી."

"ત્યારે બન્ને જણ બેસો. જુઓ, હવે આ જુનાગઢનું શું કરીએ?"

કાક અને ઉદો બન્ને બેઠા.

"મહારાજ!" ઉદાએ મીઠાશથી કહ્યું. "આપ તો સારા વિચાર જાણો છો. જો બરોબર રુખાણ કરીશું તો રા'ને સમાધાન કબુલ કર્યા વિના છુટકો નથી."

"કાક! તું બધી હકીકત જાણે છે?"

"ના!"

"રા' છેક આવી રહ્યો છે, પણ ગઢ એવો મજબુત છે કે તે પાડતાં કેટલાંએ વર્ષ નીકળી જાય. મારે આ વિગ્રહ હવે ટુંકામાં પતાવવો છે." જયદેવે કહ્યું.

"શું રા' કોઈ પણ જાતનું સમાધાન સ્વીકારશે?"

"એનો છુટકો નથી." ઉદાએ કહ્યું.

"કેટલાક માણસોને સમાધાન કરતાં સ્મશાન વધારે પસંદ પડે છે."

"એટલે રા' સમાધાન નહીં કરે એમ તું માને છે?" રાજાએ કહ્યું

"મને ખાત્રી છે."

"કેમ?" રાજાએ પુછ્યું

"હું એને કેટલાંએ વર્ષોથી ઓળખું છું."

"ને હું કરી આપું તો?" ઉદાએ હસીને કહ્યું.

"હું હથીઆર બાંધવાં છોડી દઉં" કાકે પણ હસીને કહ્યું.

"મહારાજ! જો જો!"

"પણ એ સમાધાનથી ન માને તો?" કાકે પુછ્યું.

રાજાની આંખમાં ઉગ્ર તેજ આવ્યું. તેણે ટટાર બેસી બન્ને તરફ જોયું.

"ન માને તો! કાકા હું પોતે રણે ચડવાનો છું. ને રા'ને ચપટીમાં ચોળી નાખીશ. જે મુળરાજદેવે કર્યું તે શું હું ન કરી શકું? સોલંકીઓને તે શીખવવું પડે એમ નથી."

"મહારાજ! તે હું જાણું છું." કાકે કહ્યું. "અને તેથીજ મને આશ્ચર્ય લાગે છે કે આપ આ સમાધાનની વાત કરો છો. સમાધાનની વાત નિર્બલ કરે, સબળ નહીં...ગઢ ને રા' બન્નેને પાડો."

"અજાણતાને છેક એવો રસ્તો સ્પતો નહીં આવે." ઉદાએ ધીમે રહીને કહ્યું.

જયદેવે જવાબ દીધો નહીં. કાક સમજ્યો. રાજા દેવડીનો વિચાર કરતો હતો.

"ત્યારે બીજો રસ્તો સુઝવાનો નથી; પણ બાપુ! સમાધાનનું કરો તો જલદી કરો કે અમારા જેવાને સુઝ પડે."

"અરે હા!" રાજાએ કહ્યું. "ઉદા મહેતા ત્રણચાર દિવસમાં જવાબ લાવવા કહે છે."

"તમે વિષ્ટિ લઈ જવાના હશો?" કાકે પુછ્યું.

"હા! તમે પણ આવો તો સારું." પ્રયત્ન નિષ્ફળ જાય તો કોઈ અપજશનો ભાગીઓ હોય તો સારું એમ વિચારી ઉદાએ જશ લીધો.

"ઉહું." કાકે ડોકું ધુણાવ્યું. "ન બને તે વાત હું માથે લેતો નથી."

"મહેતા! પણ શું કરવાના છો?"

"બાપુ! મેં બધું બરોબર ગોઠવ્યું છે. રા' આકરો તો પલળ્યો છે. દેવડી અણ-માનીતી થયે તેનો, પણ પ્રેમ ચાલે છે, ને દેવડીનાં માબાપ પણ તેને સમજાવવા મથે છે. દેશળદેવ મોટાઓને પણ સમજ-

વી રહ્યો છે, ને પરમ દિવસે ને ચોથે દિવસે બધું ઢીલું થઇ રહેશે ને હું જઇ મળીશ. બમે તેટલું મે કરી રાખ્યું છે, પછીનું બધું આદીશ્વર ભગવાનના હાથમાં છે."

પ્રપંચની ગુંગળામણથી જુનાગઢ કેમ સ્વતંત્રતા ખુવે એ યોજના કહેતાં ખંભાતના બાહોશ મંત્રીની આંખ ચમકી રહી; અને જયસિંહદેવ જરાક રસથી વાત સાંભળી રહ્યા. કાક સ્થિર નયને જોઇ રહ્યો.

"તમે જાતે જવાના છો?" કાકે પુછ્યું.

"હાસ્તો!"

"મહેતા! ત્યારે તમને એક વસ્તુ સમજાશે—જે હજુ નથી સમજાઇ તે."

"શું?"

"વીરની અડગતા ને સતીની શ્રદ્ધા."

"રા'—ને દેવડી?" જયદેવે પુછ્યું.

"મહારાજ! આપ એમને ઓળખતા નથી. જ્યારે એ બે વીર જ્વાલાઓ એકઠી થઇ ત્યારથી હું બન્નેને જાણું છું. તમે એમને છાંટી દેશો, પણ એમની આંચ ઓછી કરવાના નથી. ને અન્નદાતા! આટલું પણ યાદ રાખજો કે એ બે જ્વાલ નથી—એક થઇ ગઇ છે. ત્રિપુરારિ પોતે આવશે તોએ એને તમે છુટી કરવાના નથી. એને છાંટી નાંખશો તોએ એના અંગારની રાખ જુદી થવાની નથી."

"ભટરાજ!" ઉદાએ તિરસ્કારથી કહ્યું. "તમને એમનાં ગુણગાન કરવાનું કૈં બહુ સુઝે છે?"

"વગર કારણે ગુણગાન કરવાનો મારો સ્વભાવ નથી." પણ જયદેવનું મોં લાલચોળ થઇ રહ્યું હતું. તેની આંખમાંથી અગ્નિ નીકળતો હતો. તેનાં નસ્કોરાં ફુલી રહ્યાં હતાં. ગુસ્સાથી ધ્રુજતે પણ સ્પષ્ટ અવાજે તેણે કહ્યું:

"ને કાક! તું જાણે છે? મેં—પરમ ભટ્ટાર્ક જયસિંહે—સોલંકીઓની કીર્તિની પ્રતિજ્ઞા લીધી છે કે એ એને ભેગાં રહેવા દેવાં નથી. એ દેવડી એની નથી—મારી છે. અને જોઉં છું કે એ તેને ક્યાં સુધી રાખી રહે છે."

કાક મુગો રહ્યો.

"ઉદા મહેતા! જ્યારે તમે વિષ્ટિ લઇ જાઓ ત્યારે હું આવીશ."

"બાપુ! આપ!" કાકે કહ્યું.

"મારે તારો રા' ને મારી દેવડીને જોવાં છે."

"પણ આપને કૈં થશે તો?" કાકે કહ્યું.

"કાક!" ગર્વથી જયસિંહદેવે કહ્યું. "મને ત્રણ ભુવનના ધ્રુજાવનારને કોણ શું કરવાનું છે? જેણે બાબરા જીત્યો તે મનુષ્યથી ડરશે? હું જઇશ."

"પણ અન્નદાતા!" જરાક હસીને ઉદાએ કહ્યું. "એક શરત. આપે વેશ પહેરવો ને અક્ષર બોલવો નહીં."

"હા, તે કબુલ!"

"ને બાપુ! હું એક શરત કરું." કાકે એકદમ નિશ્ચય કરી કહ્યું.

"શી?"

"આપના અનુચર તરીકે મને આવવા દેવો."

જયસિંહદેવ હસ્યા. "વારુ! કાક તું પણ જોજે કે તારો મહારાજ તું ધારે છે તેવો નથી."

"બાપુ! મેં તો આપને ધાર્યા હતા તેના કરતાંએ વધારે પ્રતાપી આપ [illegible], પણ મારું મન [illegible] નથી [illegible]"

"ઠીક. પણ જે શરત [illegible] ની તે તારે પણ કબુલવી પડશે."

"જરૂર. મારે આ વિષ્ટિની જોખમભરી જોઇતી પણ નથી."

"બાપુ!" મોરાર બહારથી અંદર આવ્યો.

"કેમ?"

"મોટાંબાનો માણસ આવ્યો છે કે કાક ભટરાજ આવ્યા હોય તો બોલાવે છે."

જયસિંહદેવ હસ્યા. "કાક! બધાંજ તારી રાહ જોતાં લાગે છે."

"બાપુ! એ પણ નસીબની વાત છે."

"મહેતા! ત્યારે તમે પણ જાઓ. જોજો આજની વાતનો અક્ષર બહાર જાય નહીં. મોરાર! મારી કાંસકી લાવ તો."

રાજાના ને રાજ્યમાતાના માનીતા થઇ પડેલા કાક તરફ શાંત છતાં દ્વેષભરી, અણદીઠી નજર નાંખી ઉદો ઉઠ્યો. તે અને કાક બંને બહાર ગયા.

"ભટરાજ! આપણે ગઇ ગુજરી ભુલી જવી જોઇએ હો!" જરા હસીને ઉદાએ કહ્યું.

"હું તેને યાદ લાવતોજ નથી મહેતા!" કાકે નમસ્કાર કરી કહ્યું ને મીનળબાના દૂત જોડે ગયો.

---

## પ્રકરણ ૧૫ મું

### રાજ્યસંરક્ષકની રાજ્યનીતિ

લીલાદેવીની સ્વસ્થતા જરાક ઓછી થઇ હતી. તેને પોતાના પતિના સ્વભાવની પુરેપુરી માહીતી હતી, અને ગુસ્સામાં તે શું ન કરે તે કહેવાય એમ નહોતું; અને જયસિંહદેવને કાક તરફ કૈં ખાસ લાગણી હતી નહીં, એટલુંજ નહીં પણ કેટલેક અંશે તેના તરફ ક્રોધ ને અવિશ્વાસ બંને હતાં. કાકને એકદમ કેમ બોલાવ્યો તેનું પણ કારણ તેને મળ્યું નહોતું.

અસાધારણ ઝડપથી તે મુંજાલ મહેતા રહેતા હતા તે તરફ ગઇ.

મુંજાલ નામનો મહા-અમાત્ય હતો; એનું ખરું સ્થાન તો ભીષ્મપિતામહની માફક રાજ્યના અધિષ્ઠાતા દેવ સરખું હતું. એ ભાગ્યે બહાર નીકળતા; કોઇકજ વખતે મંત્રીઓ મસલત કરતા ત્યારે હાજર રહેતા છતાં એની નજર બધા પર રહેતી; અને એ નજર છે એમ બધા જાણતા. પહેલાંની માફક એ બધાને દૂર રાખતા નહીં; પણ બધા બેધડક એની પાસે જતા. નાનાં ને મોટાંની મુશ્કેલીઓ દૂર કરવામાં એ પોતાનો વખત ગાળતા; અને નવરાશ મળ્યે રાજ્યના બધા અમલદારોને બોલાવી તેમને સલાહ ને શિક્ષણ આપતા. કોઇક વખત કોઇ સાધુ કે બ્રાહ્મણની સાથે બેસી ધર્મની ચર્ચા કરતા કે સાંભળતા. દહાડામાં ત્રણ ચાર વખત જયદેવ એને મળવા આવતા; અને તેની સાથે ખાનગી મસલત ચલાવતા. રાજ્યકારભારથી પર છતાં રાજ્યતંત્રને વગર પ્રયત્ને તે સંરક્ષતા ને સરલ માર્ગે ચલાવતા. આ મુત્સદ્દીનાં હસ્તી કે પ્રતાપની અવગણના કરવાનું કોઇને સ્વપ્નું પણ આવતું નહીં; અને દરેકને એની ઓથની હુંફ રાખવાની એવી ટેવ પડી હતી કે એના વગર શું થાય તે કોઇ કલ્પી શકે એમ નહોતું.

મંગી મંત્રીને ખબર કરવા ગઇ ત્યારે પગે દોપટ્ટો બાંધી મુંજાલ શેઠ મહેતાને આજ્ઞાપત્ર લખવાનું સૂચવતા હતા. લગભગ 'વન' ની બહાર પહોંચ્યા હતા, છતાં મંત્રીનું શરીર તેવું ને તેવું સશક્ત ને તેજસ્વી રહ્યું હતું. એને માથે તાલ પડી હતી; અને બડમુછીઆ મોંને લીધે કોઇ સંન્યાસી જેવા

શબ્દો મુંજાલ હેતાળ પિતાના સદ્ભાવથી સાંભળી રહ્યો.

"બહેન!" મીઠા અવાજે મુંજાલે કહ્યું. "મેં એક વખત કહ્યું, તે ફરીથી કહું? તમે મફતનાં ગભરાટમાં પડ્યાં છો."

"કેમ?"

"તમે કાકને ઓળખતાં નથી."

"મહેતાજી! ને તમે તમારા શિષ્ય અને તેના જગદેવ ને બાબરાને ઓળખતા નથી."

"હું ઓળખું છું—સારી પેઠે. બહેન! તમે અધીરાં ન થાઓ. બેસો." કહી મુંજાલ હસ્યો ને રાણી ગાદી પર બેઠી. "કાક આખા ગામને પુરો પડે એવો છે, ને બીજું કાંઈ '' ન સમજાય એવી રીતે દૃષ્ટિ લીલાદેવી પર ફેરવતાં મુંજાલે કહ્યું.

"શું!"

"તમારો કાક મારે મન દીકરા સમાન છે."

"તમે દીકરાની ઝાઝી સંભાળ લેતા લાગતા નથી." લીલાદેવીએ જરાક હસીને કહ્યું.

"મારા નસીબમાં એ લખાયું નથી. બહેન! પણ મારું ચાલે તો એને મારી ગાદીએ બેસાડું; એટલે તમારે બેફીકર રહેવું. જો એનો જીવ જોખમમાં હશે તો મુંજાલ ફરીથી આયુધ હાથમાં લેશે. હવે થયું?"

"મહેતાજી! ત્યારે એ હમણાં ક્યાં છે તેની તપાસ કરાવો."

"હા. હું હમણાં મોટાં બા પાસે જઇ એની ભાળ કઢાવું છું."

"મહેતાજી! ત્યારે મને નીરાંત થશે. એ અમારા રંક લાટનું રત્ન છે."

"તમારા જેવી મહારાણી ને કાક જેવો યોદ્ધા—પછી લાટને રંક તો તમેજ કહો. બહેન! જતાં પહેલાં એક બીજી વાત કહું"

"શી?"

"તમે રાજ્યખટપટમાં કેમ પડતાં નથી?

"મને એ રુચતું નથી."

"ખોટી વાત છે." સ્નેહથી હસીને મુંજાલે કહ્યું. "વિધિએ તમને રાજ્યતંત્ર ચલાવવા સરજ્યાં છે; ને સંયોગો બધા અનુકુળ છે. મહારાજ જેવા પ્રતાપી રાજાને તમારા જેવી રાણીજ જોઇએ છે. માત્ર તમે નકામાં દૂર ને દૂર રહ્યાં કરો છો." મુંજાલનો સ્નેહભર્યો અવાજ રાણીના અંતરમાં અનેક પડઘા જગવી રહ્યો. "તમારે તમારું પટરાણીપદ રાખવું જોઇએ."

રાણીની આંખમાં નિષ્ફલતા જરાક વાર દેખાઇ.

"એ પદ રાખવા માટે તો કાકને અહીંઆં બોલાવ્યો છે." રાણીનું મુખ ફીકું પડ્યું. તેની ચોરી પકડાઇ ગઇ લાગી.

"તમે ક્યાંથી જાણ્યું?"

"બેટા!" મુંજાલે હસીને હેતથી ધીમે અવાજે કહ્યું. "તમારું પટરાણીપદ કાયમ રહે ને જુનાગઢ પડે તેમાંજ પાટણનું શ્રેય છે. વિધિ તે માટે મથી રહી છે."

"ને મહેતાજી! તે વિધિએ કાકને અહીંઆં બોલાવ્યો છે?" આ બાહોશ મંત્રીવર્ય તરફ માનની નજરે જોતાં લીલાદેવી બોલી.

મુંજાલ ખડખડ હસી પડયો. "પ્રભુ જાણે, પણ કાકને વિધિનું સાધન બનવાની ઘણી ટેવ છે એટલે હવે બેફીકર રહેજો."

લીલાદેવી ઉઠી, ને સાથે મુંજાલ પણ ઉઠ્યો. "બહેન!" મુંજાલે કહ્યું. "આજે મને ઘણો આનંદ થયો કે આપણે આટલી વાત

કે ઘણી ચીજો દેખીતી સ્વાભાવિક લાગે છે–પણ જો ખરી દૃષ્ટિએ એ અસ્વાભાવિક હોય તો દુઃખનો પાર રહેતો નથી. એ તો કોણ જાણે કેમ–પણ આ એને પાપે રાજ્યનાં મૂલ પણ ઉખડી જાત. માટે બેટા! ધ્યાન રાખજે." મુંજાલે સ્નેહથી લીલાદેવીને ખભે હાથ મુકયો. "સમજ્યાંને?"

થોડી વાર કોઇ બોલ્યું નહીં. મુંજાલનો અવાજ પાછો હતો તેવો સ્વસ્થ થઇ ગયો. "રાણી! સોલંકીની કીર્તિનો આધાર તમારા પર છે." રાણી ઉઠી; નીચું જોઇ ઉભી રહી; ને એકદમ નિશ્ચયથી માથું ઉંચું ઉછાળ્યું. તેની આંખમાં તેજ ચમક્યું; તેની છાતી જરાક ઉછળી; તેના હોઠ જોરથી બીડાયા.

"મહેતાજી!" તેનો અવાજ તરવારની ધાર જેવો હતો. "તમે આજે મારા બાપની પદવી લીધી છે તો હું તમને પુત્રીના હેતથી મારી વાત કહું?"

"બેટા, નીડરપણે કહો. હું જોઇ શકું છું, સમજી શકું છું ને વિવેકબુદ્ધિથી વિચાર પણ કરી શકું છું. મારી સલાહ હજુ કોઇને ખોટી પડી નથી."

"મહેતાજી! સલાહને માટે સ્થાનજ નથી." રાણીએ તિરસ્કારથી બોલવા માંડયું. "એક નર હતો–એક નારી હતી. નારીએ યાચના કરી ને તાજ ધર્યો. મહેતાજી! દુનીઆમાં કેટલાકનાં નસીબ કુટેલાં હોય છે. પેલા નરને તેની કીંમત નહોતી–કે પછી તમે કહી એવી વાતથી એ ચોંકતો હોય. તેણે તો પોતાને પંથે જવાનું પસંદ કર્યું. બંનેને એકમેકમાં વિશ્વાસ છે–પણ બીજું કંઈ છે નહીં, ને થવાનું પણ નથી." રાણીના અવાજમાં ભાવ બીલકુલ નહોતો. તે હસી પડી–હાસ્ય શુષ્ક ને તિરસ્કારમય હતું. "મહેતાજી! સોલંકીઓની કીર્તિ કલંકિત થવાનો જરાએ ભય નથી."

મુંજાલ ઉઠયો, રાણીની પાસે ગયો, તેના ખભા પર હાથ મુકયો ને સ્નેહભીને અવાજે કહ્યું:

"બેટા! તું તો મહારાણી થવા જાઇ છે." રાણી ફરીથી હસી–પહેલાંના જેવી જ નીરસ રીતે.

"ન સરજાઇ હોત તો ઝાઝો વાંધો નહોતો." કહી મુંજાલ તરફ તેણે એક સખત નજર નાંખી. "પણ સરજાઇ ચુકી છું–પછી તમારે બીજું શું જોઇએ?"

ગર્વમાં માથું ઉંચું રાખી લીલાદેવી ખંડની બહાર ચાલી ગઇ. મુંજાલ જોઇ રહ્યો. ને થોડીવારે બબડયો: "મને હવે નીરાંત થઇ."

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]



## તમારા જ્ઞાનની કસોટી

આજે આપણા પ્રાંતનાં આભૂષણરૂપ

# બાર નરરત્નો કોણ ?

અને

# બાર સ્ત્રીરત્નો ક્યાં ?

### એક રસભરી હરીફાઈ

'ગુજરાત'ના સંચાલકોએ તૈયાર કરેલી હરીફાઈની આ યોજના પર સર્વેનું ધ્યાન ખેંચતાં અમને આનંદ થાય છે. હરીફાઈમાં ઉતરનારે ગુજરાતી જેની નજરમાં જે અત્યારે વર્તમાન ગુજરાતના બાર સર્વશ્રેષ્ઠ રત્ન પુરુષો અને બાર ઉજ્વલ સન્નારીઓ, જેઓએ જીવનના કોઈ પણ કાર્યક્ષેત્રમાં સૌથી સરસ કાર્ય કરીને પ્રાંતના ગૌરવમાં અભિવૃદ્ધિ કરી હોય તેમનાં નામ 'ગુજરાત' કાર્યાલયને આ માસની અમાસ ને શનિવાર સુધીમાં મળે તેમ મોકલવાં.

હરીફાઈ માટે આવેલા ઉત્તરોમાંના મતની સંખ્યા ગણીને તે પ્રમાણે આવતા 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરવામાં આવશે અને જેના ઉત્તર સંચાલકોને સાચા લાગશે તેને આવતો ખાસ જન્માષ્ટમીનો અંક વિનામૂલ્યે આપવામાં આવશે.

ઉત્તરો મોકલનારે સારા છુટા અક્ષરે કાગળની એક બાજુ પર લખવું તથા પરબીડિયાના ડાબા હાથ તરફના ઉપલા ખુણા પર "હરીફાઈ વિભાગ" એ શબ્દો લખવા.

'ગુજરાત' કાર્યાલય,
૨૨, એકદાઉસ લેન,
કોટ, મુંબાઈ.

ઉપતંત્રી, 'ગુજરાત'




લેખક:
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ
સભ્ય, સાહિત્યસંસદ્.

હિંદનું શાસ્ત્ર ... રેણુ ત્યાગતિ ભોઈ કર્તા ર નરેશાલ માણેક ભટ. જુનાગઢ. પ્રકાશક મેસર્સ એમ. ની. ગાંધી વડોદરા. મૂલ્ય. ૨. ૨-૦-૦

ઈતિહાસની આરસી સાહી મેં જોયું ભાઈ
થીરસ્થાવર ન દીઠું કાંઈ રમતી છે કાંઈ

પૂર્વ અને પશ્ચિમના નીલનસ્થાનરૂપ કોઈ પ્રયાગરાજ ઉપર ઊભા રહીને અને દષ્ટાને મળેલી કોઈ દષ્ટિને યોગે થોડાંક વર્ષો ઉપર આપણા આદ્ય વિવેચક નવલરામે ગાએલી આ સુબોધક પંક્તિઓ ઇતિહાસનાં પુસ્તકો વાંચતાં યાદ આવ્યા વગર રહેતી નથી. માનવજીવનનો અને એના ઇતિહાસનો પૃથ્વી-પુરાણી ભારતીય પ્રજાના ઉદયકાલથી તે વિક્રમદેવના આ ૧૯૭૯મા વર્ષ સુધી ઉત્તરોત્તર વિકાસક્રમ ખીલ્યો જાય છે. માનવજીવન તેના વિકાસાર્થે અને કલ્યાણાર્થે ઇતિહાસકારોએ કે ઇતિહાસતત્ત્વવેત્તાઓએ ગાએલા ત્યાં પાં પીમહિ એ ગીનસૂક્તોના રણકારા કદી સંભળાતા, કદી નહીં સંભળાતા, જ્યાં દૂરીદૂરી શ્રવણપટ પર આવી અથડાયા કરે છે. માનવજીવન પોતાનાં અટપટાં નિઃશ્રેણીઓનાં અંધકારપટો ભેદી જ્યારે જાગીને જુએ છે ત્યારે એણે કે એના પૂર્વજોએ જોએલા સત્યો એને વિશેષ સ્પષ્ટ સ્વરૂપમાં—વિશેષ સાચા સ્વરૂપમાં—માલમ પડતાં જાય છે. એના પરંપરાગત ઉતરી આવેલા, સાંભળેલા કે વાંચેલા ઇતિહાસોની આરસીઓને સત્યનું સ્વરૂપ ફેરવતું જણાય છે અને એની પ્રતીતિ કરી આપતું રહે છે કે આ સત્ય નહોતું, એ અસત્ય હતું; એ સત્ય નહોતું, અર્ધ સત્ય હતું. જગતના અને ભારતના આધુનિક માનવજીવનને પણ આ અભિજ્ઞાન જાગ્રત્ કરે છે અને એના ઇતિહાસની આરસીમાં રહેલી

તો ખાસ હૈયે રહી જાય એવો છે. આપણા એ ગુજરાતી થઇ ગએલા દાક્ષિણાત્ય બંધુની સાહિત્યરસિકતા આપણા હૃદયભાવોને ઉછાળ્યા વગર રહેતી નથી.

આ લોકગીતોમાં ગુજરાતના ખોળે ખીલતા જીવનને ગમતા મીઠા અને મનોરમ ભાવો ગુંજી રહ્યા છે. ગુજરાતનું ધાર્મિક, સામાજિક, આર્થિક, સાહસિક, કૌટુંબિક અને પ્રેમરસિક જીવન આ ગીતોમાંથી એની જુની હૃદયાભિલાષાઓને પ્રેમથી ઓળખી કાઢશે અને એમની સાથે તદ્રૂપ થઇ એમાંથી નવીન અભિલાષાઓ અનુભવી લેશે. ગુજરાતના પ્રત્યેક ગૃહમાં આવા પુસ્તક માટે આદર રહેવો જોઇએ.



## સ્વીકાર

**પ્રાચીન કાવ્યસુધાઃ** ભાગ ૧ તથા ૨. (સચિત્ર). સંશોધનકર્તાઃ રા. છગનલાલ વિદ્યારામ રાવળ. પ્રકાશકઃ રાજ્યરત્ન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી જે. પી., એમ. આર. એ. એસ. મૂલ્ય રુ. ૧-૪-૦.

**સિદ્ધાંતમુક્તાવલિઃ** સંશોધક તથા અનુવાદકઃ રા. મલચંદ તુલસીદાસ તેલીવાળા અને રા. ધૈર્યલાલ નગીનદાસ સાંકલીઆ, મુંબાઇ. મૂલ્ય રુ. ૧-૦-૦ ઉચ્ચ કોટિની ભક્તિ અને વિદ્વત્તાને યોગ્ય અથાગ શ્રમ લઇ ઉપર્યુક્ત વિદ્વાનો તરફથી આ પુસ્તકને જે સ્નેહ અને સુઘડતાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેવાં સ્નેહ અને સુઘડતાથી રચાએલી કૃતિઓ સાહિત્યપ્રદેશમાં શોભાપ્રદ અને ચિરસ્થાયિની થઇ શકે એ નિઃસંશય છે.

**વિવિધ દેશની સ્ત્રીઓ અને તેમના રીતરીવાજઃ** મુળ મરાઠીમાંથી ગુજરાતીમાં અનુવાદ કરનાર તથા પ્રકાશકઃ શ્રીમતી યશોદાબાઇ વિષ્ણુ સુખકર, મુંબાઇ. મૂલ્ય રુ. ૧-૦-૦ આપણા સ્ત્રીવિષયક સાહિત્યમાં આ પુસ્તક એક કીંમતી ઉમેરો છે અને તે એક મહારાષ્ટ્રીય બહેનના હાથે થએલો જોઇ ખાસ આનંદ થાય છે.

**સુદામાચરિત્રઃ** મહાકવિ પ્રેમાનંદ તથા બીજા આઠ કવિઓનાં (સચિત્ર). સંશોધન કરી પ્રસિદ્ધ કરનારઃ રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદાર, મૂલ્ય રુ. ૨-૦-૦.

**વજ્રાઘાત અથવા વિજયનગરસામ્રાજ્યકા વિનાશઃ** (ઐતિહાસિક ઉપન્યાસ). મુળ લેખકઃ સ્વ. પં. હરિનારાયણ આપટે. અનુવાદકઃ પં. લક્ષ્મીધર વાજપેયી. પ્રકાશકઃ શિવનારાયણ મિશ્ર, પ્રતાપપુસ્તકાલય, કાનપુર. મૂલ્ય રુ. ૨-૮-૦

**સંસ્કૃતકથાસપ્તતિઃ** (બાલાનાં પાઠોપયોગિની નીતિબોધિકા ચ) શ્રીમન્મહીસુર મહારાજાસ્થાનમહાવિદ્વા આસ્થાનકવિરત્નેન ચ મણ્ડિકલ્ રામશાસ્ત્રિણા વિરચિતા. મૂલ્યં પટ્ કલા.

**વજ્રનંદિની ગુલએગમઃ** (સ્વ. ત્ર્યંબકસ્મારકગ્રંથમાળા પુસ્તક ૪ થું). અનુવાદકઃ રા. મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશકઃ રા. લાભશંકર જીવરાજ જોશી. ખાડીઆ, દેસાઇની પોળ, અમદાવાદ. મૂલ્ય રુ. ૨-૮-૦

દુનીઆમાં સ્વાભાવિક છે તે આપણે ત્યાં અસ્વાભાવિક લાગે છે. કેલવણી માતૃભાષાદ્વારા અપાવી જોઇએ, ત્યારે આપણે ત્યાં માતૃભાષા એક મરજીઆત વિષય થાય કે કેમ તે વીશે વિવાદ ચાલે છે. જ્યારે માતૃભાષાના સેવનથીજ સંસ્કાર સુધરે એમ દુનીઆમાં મનાય છે, ત્યારે આપણે ત્યાં માતૃભાષા શીખવવાથી આપણી માનવતા અધુરી રહી જશે કે કેમ એવો પ્રશ્ન થાય છે. જ્યારે એકડેએકથી એમ. એ. સુધી બધુંજ ગુજરાતીમાં થવું જોઇએ ત્યારે ગુજરાતી, પ્રીવીઅસ અને ઇન્ટરમાં મરજીઆત વિષય રાખવો તેને વીશે ચર્ચા કરીએ છીએ. આ વિચિત્રતા, જે દાસવૃત્તિ આપણાં મગજમાં ઘર ઘાલી બેઠી છે તેનું પરિણામ છે.

જે પ્રજા ઉગે છે, જે પ્રજાને પોતાને માટે ગર્વ છે, જે પ્રજાને પોતાના સંસ્કાર વહાલા છે તે સ્વભાષાના હક કદીએ વીસરતી નથી. સ્વભાષા એજ સંસ્કાર સંરક્ષવાનું સાધન છે; સ્વભાષા એજ માનસિક વિકાસ માટેની પ્રથમ જરુરીઆત છે; અને સ્વભાષા એજ નવા સાહિત્ય અને વિચારોની સરજનાર છે. કોલેજની અંગ્રેજી કેલવણીએ આપણી પ્રજાને બરોબર કેળવી નથી તેનું કારણ પણ સ્વભાષા તરફ આપણે રાખેલી બેદરકારી છે; અને જેમ જેમ આપણને આપણા ગૌરવનું ભાન થતું જાય છે તેમ તેમ સ્વભાષા પોતાનું સ્વાભાવિક સ્થાન લેતી જાય છે અને તેથી પ્રો. ત્રિવેદીની આ સૂચના સ્વીકાર્ય છે. એટલુંજ નહીં પણ ઘણા લાંબા વખત પહેલાં એ અમલમાં મુકાવી જોઇતી હતી એમ કહ્યા વિના ચાલતું નથી.

આ સૂચનાની સામે બે દલીલો રજુ થાય તો નવાઇ જેવું નહીં. પહેલી દલીલ

અમને લાગે છે કે જે. રા. ત્રિવેદીની સૂચના અમલમાં મુકાય તો આપણો કેળવાએલો વર્ગ એમની સ્વભાષાનો આત્મા (Genius) બરાબર ઓળખી શકે, અને તેથી સ્વભાષાનો વિકાસ જલદી અને સારી રીતે સાધી શકાય.



આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ માટે કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટે ...ની સાહિત્ય ... ધી સાહિત્ય

# અવિભક્ત આત્મા

## વેદકાલનું એક નાટક

લેખક.
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી એ એલ્એલ બી એડ્વોકેટ
પ્રમુખ, સાહિત્યસંસદ

### પાત્રો

| | | |
|---|---|---|
| મરીચિ<br>અત્રિ<br>અંગિરા<br>પુલહ<br>પુલસ્ત્ય<br>ક્રતુ | ... | સપ્તર્ષિમંડળમાંના ૭ બ્રહ્મર્ષિઓ |
| સંભૂતિ | ... | મરીચિની સ્ત્રી |
| વસિષ્ઠ | ... ... | મિત્રાવરુણ ને ઉર્વશીનો પુત્ર—મૈત્રાવરુણ—વારુણિ |
| મેધાતિથિ | . | એક મહર્ષિ. |
| અરુંધતી | .. . | મેધાતિથિની પુત્રી-મૈધાતિથી |
| શ્વેતકર્ણ | .. .. | એક મુનિ |
| મનુ વૈવસ્વત | .. ... | સૂર્યનો પુત્ર જે આર્યોને હીંદમાં લાવ્યો તે, યમનો ભાઈ |
| યમ વૈવસ્વત | .. | સૂર્યનો પુત્ર જે આર્યોને ઉત્તર ધ્રુવમાંથી લઈને નીકળ્યો તે, મનુનો ભાઈ |
| વરુણ | .. . | વ્યોમના તથા સત્યનિયમરૂપ ઋતના દેવ |
| અગ્નિ<br>વિશ્વેદેવા<br>મરુત | ... . | વૈદિક આર્યોના દેવો |

સમય: હીંદમાં આર્યો આવ્યા ત્યારથી એક સદી પછી.
સ્થલ: સરસ્વતી ને દૃષદ્વતી નદીની વચ્ચેનો પ્રદેશનો ભાગ

## નોંધ

આર્યોનું અસલ વતન ઉત્તરધ્રુવના પ્રદેશમાં હતું. ત્યાં હિમ પડતાં યમ વૈવસ્વત આર્યોને ત્યાંથી દક્ષિણમાં લઇ આવ્યો. મનુ વૈવસ્વત તેમને હીંદમાં લઇ આવ્યો.

આર્યોનો પુરાતન સંવત્સર સપ્તર્ષિનો છે. દર સો વર્ષે સપ્તર્ષિ એક નક્ષત્ર ચળે એવી કલ્પના પર એ સંવત્સર સ્થપાયો છે. આ માન્યતાઓનો મેં ઉપયોગ કર્યો છે.

વસિષ્ઠ શુદ્ધ આર્યસંસ્કૃતિના આદિ પ્રતિનિધિમાંના એક છે. સાતે ઋષિઓની સ્ત્રીઓનાં નામ પુરાણોમાં છે છતાં તેમાંથી માત્ર અરુંધતીજ સાતે ઋષિઓની સમોવડી પદવીએ પહોંચી અને સપ્તર્ષિમંડલમાંના તારાઓમાં પણ એક તારો અરુંધતીનો છે. આપણા કર્મકાંડમાં પણ સપ્તર્ષિનાં સાત સોપારી સાથે અરુંધતીનું આઠમું મુકાય છે. પરણી ઉતરેલી સ્ત્રીને અરુંધતીનો તારો બતાવવાની રીતિ હજુ ચાલે છે. અને સપ્તર્ષિઓની સાથે અરુંધતીને ફરતી જોઇ મહાદેવજીને પણ પાર્વતી જોડે પરણવાનું મન થાય છે ( કુમારસંભવ )

હીંદુ માન્યતા પ્રમાણે વસિષ્ઠ ને અરુંધતીનું સ્થાન મને અપૂર્વ લાગ્યું. એમના જોડકામાં સમાએલો આદર્શ કંઇક અદ્વિતીય લાગ્યો. એ આદર્શ શો તે મેં મારી કલ્પનાને પુછ્યું. મને મળેલા ઉત્તરને થોડે વધતે અંશે વ્યક્ત કરવા આ પ્રયાસ આદર્યો છે.



## અંક પહેલો

[ સમય: ઋગ્વેદના કાલનો પ્રારંભ. સ્થલ: સપ્તસિંધુ[1]માં દૃષદ્વતીને તીરે મહર્ષિ મેધાતિથિનો આશ્રમ.

સવિતાનાં કિરણો દૃષદ્વતીનાં નીર પર નાચતાં હતાં; અને સવારનો ધીમો, માદક પવન ઝાડો પરનાં નવપલ્લવોને નચાવી રહ્યો હતો.

તપોવન વિશાલ, સુંદર ને ઘટાદાર વૃક્ષોથી છવાએલું હતું. અશાંત માનવીના લોભે તેનાં વૃક્ષોની સમૃદ્ધિ લુંટી લીધી નહોતી. સુરૂપતાના ખોટા ખ્યાલે તેની વાંકીચુંકી ને અસ્પષ્ટ પગથીઓને સીધા રસ્તાનું સ્વરૂપ આપ્યું નહોતું.

વસંત બેઠી હતી. દરેક વેલે પુષ્પો ઝુક્તાં હતાં. દરેક વૃક્ષ પર પંખીઓ કલ્લોલ કરતાં. ઠેકાણે ઠેકાણે બાલહરિણો એકબીજા સાથે ગેલ કરતાં હતાં. સારસની બેલડીઓ નદીમાં અંતરની આપલે કરતી. પ્રકૃતિ નવોઢા સમી થનગનતી.

વસિષ્ઠ મૈત્રાવરુણ[2] તરાપા પર બેસી, પોતે નદી ઓળંગી હતી તેને કીનારા પર ઘસડીને મુકતો જણાય છે. તે સશક્ત દેખાતો યુવક છે. તેના મોઢા પર દાઢી તાજી ઉગવા માંડી છે, ને તેની જટા તેના તેજસ્વી કપાળ પર નમી રહી છે. તેની આંખો ગહન છે. તેના ઘાટીલા નાકની રેખા નમેલી છે.
તેણે મૃગચર્મ પહેર્યું છે. તેની ડાબી ખાંધે બીજના ચંદ્ર સમું જનોઇ, ને કપાળે ભસ્મ શોભે છે. તેના સબળ હાથમાં એક મોટો દંડ છે ને ખભા પર તીરનું ભાથું ને કામઠાં છે.

વસિષ્ઠ તરાપાને કીનારા પર ખેંચે છે એટલામાં કીનારા પર જરા ઉંચાં આવેલાં ઝાડોમાં અરુંધતી મેધાતિથી જણાય છે. તે પણ યુવાન છે. તેનો પહેરવેશ પણ લગભગ વસિષ્ઠના જેવોજ છે. તેણે વધારામાં પાવડી પહેરી છે ને તેની પાસે કંઇ શસ્ત્ર નથી.
તેણે વસિષ્ઠને જોયો ને તે હસી.

૧ પંજાબ. ૨ મિત્રાવરુણનો પુત્ર.

અરુંધતી

[હાથની નીશાની કરીને હસીને] મૈત્રાવરુણ!

તું નરાપો ખેંચવા લાગ્યું કે?

[વસિષ્ઠ મોઢું પાછળ ફેરવી અરુંધતીને જોઇ હસે છે અને ઉલ્લાસભર એક ઉંડો શ્વાસ લે છે]

વસિષ્ઠ

અરુંધતી! એક કરતાં બે ભલા

અરુંધતી

[દોડીને આવી પહોંચે છે.] તમે પેલો છેડો ખેંચો, હું આ ખેંચું [મને જણ નરાપો કીનારા પર નાંખે છે]

વસિષ્ઠ

કેમ મહાતાપસી! અત્યારે આમ ફરે છે?

અરુંધતી [મજાકમાં]

તપોનિધિ વસિષ્ઠ ઘણે દહાડે અહીંઆ આવ્યા તેને આવકાર દેવા.

વસિષ્ઠ

હું કેમ કરીને આવું? ધનિઓ સાથે યુદ્ધ કરવામાં ફુરસદ ક્યાં મળે છે? મહર્ષિ ક્યાં છે?

અરુંધતી

આ પેલા બેઠા. આજે ભગવાન ક્રતુ પધારવાના છે તેની વાટ જુવે છે

વસિષ્ઠ [આનંદથી]

ભગવાન ક્રતુ! કેમ!

અરુંધતી

ભગવાન મરીચિને મળવા જતા અહીંઆ થોભવાના છે.

[મહર્ષિ મેધાતિથિ આવે છે તે વૃદ્ધ ને તેજસ્વી પુરુષ છે તેણે પણ વસિષ્ઠના જેવાજ પહેરવેશ પહેર્યો છે તે હોળકના જરાથી એક લાકડું છોલી સરખો બનાવી રહ્યા હતા]

વસિષ્ઠ

[પાસે આવી દંડવત્ પ્રણામ કરે છે] મહર્ષિ! નમસ્કાર! તપનો વધે છેને?

મેધાતિથિ

[હાથ લંબાવીને આશીર્વાદ આપે છે.] તપોનિધિ! કેમ છો? બેસો. અરુંધતી! વસિષ્ઠે હમણાં અનર્થ કરવા માંડ્યો છે એણે તો મહર્ષિપદને પણ પાછળ મુકવા માંડ્યું છે [અરુંધતી હસીને વસિષ્ઠની સામું જુવે છે વસિષ્ઠને] તારી ઉમરે તો અમે લાકડાં વીણવા જતા—

વસિષ્ઠ

અરે હું બાળ!

મેધાતિથિ

ખરી વાત ને હવે તો આ મારી છોકરી પણ મોટી તપસ્વી થઇ ગઇ છે વારણું! તું એકલો મનમાં મલકાતો નહીં [દાઢી પર હાથ ફેરવીને] મારી આ દીકરી [હસીને] મારી દીકરી–તને પણ ટક્કર મારશે

વસિષ્ઠ

[હેતભર્યા અવાજે] મારશે શું? મારે છે: સપ્તસિંધુમાં એની જોડી નથી [અરુંધતી હસતી આંખે જોઇ રહે છે.]

મેધાતિથિ

[જરાક ઝીણી આંખે જોઇને] નથી એમ તો કેમ કહેવાય?

વસિષ્ઠ

એ તો અદ્વિતીય છે ને રહેવાની

---

૩ એક આર્યજાતિ

અરુંધતી

તપોનિધિ મૈત્રાવરુણ ગમે તેમ કહે તેને કૈં રોકાય ?

મેધાતિથિ [ હસીને ]

વાત ખરી. એની ગિરા બધે વખણાય છે, ને એનું તપ જોઇ ભલા બ્રહ્મર્ષિઓ પણ વિચારમાં પડે છે.

વસિષ્ઠ [ નમ્રતાથી ]

તમારા જેવાની કૃપા છે. હું તો માત્ર તમારા જેવાના આદેશો અંતરમાં ઉતારૂવાનો પ્રયત્ન કરું છું.

મેધાતિથિ [ ખડખડ હસીને ]

જા જા. વૃદ્ધ અત્રિ પોતે કહેતા હતા કે તારી ઋચાઓ જેવી ઋચાઓ કોઇ મંત્ર-દ્રષ્ટાની નથી.

વસિષ્ઠ

મહર્ષિ ! એ ઋચાઓ હું કયાં કરું છું ?

મેધાતિથિ

ત્યારે ?

વસિષ્ઠ

મેધાતિથીને ખબર છે. [ આકાશ તરફ નજર કરી ] મારા પિતા જ્યોતિષ્પતિ[૪] રાજા વરુણ મારી પાસે કરાવે છે.

મેધાતિથિ

[ હાથમાંથી લાકડાં ને છરો મુકી દઇ. ] શું કહે છે ?

વસિષ્ઠ

[ આંખો નીચી નમાવી ] પ્રાતઃકાલે કે સંધ્યાને સમયે હું સરસ્વતીને તીરે કે ગિરિના શૃંગ પર બેસુ છું ને જેનો પંથ પંખીઓ પણ નથી જાણી શકતાં એવો સહસ્રાક્ષ વરુણ મારા પર પ્રસન્ન થાય છે. હું તેની સાથે વાત કરું છું. દૂર છતાં એ અસુર[૫] મારી પાસે આવે છે; મારી સાથે બોલે છે. એ મને પ્રેરે છે; હું એની શક્તિથી સબળ બનું છું; ને મારી જીભે વાચા વસે છે. મુગાં રહેવાની ઇચ્છા છતાં મારાથી બોલાઇ જાય છે; પ્રયત્ન વિના હું મંત્રદર્શન કરું છું. મહર્ષિ ! એમાં હું કૈં નથી કરતો. હું તો માત્ર એને ખોળે માથું મુકી બેસું છું.

મેધાતિથિ [ ડોકું ધુણાવીને ]

તું પણ જબરો છે. મેં જાણ્યું કે મારી દીકરીજ એકલી નદીશ્રેષ્ઠ દેવી સરસ્વતી[૬] સાથે સંવાદ કરે છે. [ ઘંટનાદ થાય છે ને શંખ ફુંકાય છે અને લોકોના આવવાનો અવાજ થાય છે. ]

અરુંધતી

મહર્ષિ ! ભગવાન્ ક્રતુ પધાર્યા હોય એમ જણાય છે. [ ત્રણે જણ ઉભાં થઇ આગળ જાય છે. ]

મેધાતિથિ [ બુમ મારી ]

વૃદ્ધશ્રવા ! શિષ્યો ! ભગવતી ! બહાર આવો, ભગવાન્ ક્રતુ આવ્યા.

[ પચાસેક માણસનું ટોળું આનંદથી ઋચા ગાતું દાખલ થાય છે. કેટલાકો પાસે ભાલા, તીર, કામઠાં, દંડા વગેરે આયુધો છે. સાથે કેટલીક સ્ત્રીઓ પણ છે. પુરુષોએ મૃગચર્મ પહેર્યાં છે ને સ્ત્રીઓએ વલ્કલ પહેર્યાં છે. વચ્ચે વાંસની પાલખી પર ભગવાન્ ક્રતુ.

૪. પ્રકાશનો સ્વામી.
૫. મહાન—વેદમાં વરુણને અસુર કહ્યા છે.
૬. પંજાબની નદી.

[ધોયા છે તેની સફેદ દાઢી ને જટા-થી તેનું આખું અંગ ઢંકાયેલું છે. મેધાતિથિના આશ્રમમાંથી પણ થોડાક શિષ્યો આવી પહોંચે છે. ક્રતુ સાંભળી વસિષ્ઠ ને અરુંધતી એક-મેકની સામું જુવે છે.]

અરુંધતી [વસિષ્ઠને]

આ તમારો મંત્ર.

વસિષ્ઠ [અરુંધતીને]

હા. [મેધાતિથિ, વસિષ્ઠ ને અરુંધતી પાવળી તરફ જાય છે.]

મેધાતિથિ

ભગવાન્ ક્રતુને નમસ્કાર.

[નીચે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. ક્રતુ ચાક-નારા પાલખીને જરા નીચે મુકે છે ને વૃદ્ધ ક્રતુ આંખો ઉઘાડી જરા ઊભા થાય છે.]

ક્રતુ [હેતથી]

શત શરદ જીવો દીકરા! મેધાતિથિ! તપ વધે છે કે? આ કોણ દીકરી અરુંધતી? તું પણ મોટી તાપસી થઈ ગઈ છે એમ સાંભ-ળ્યું છે.

મેધાતિથિ [હસીને]

ભગવાન્ ક્રતુની દૌહિત્રી તાપસી નહીં થાય તો કોણ થશે? આપ તો આનંદમાં છો?

ક્રતુ [વસિષ્ઠને જોઈ]

હા! આ કોણ!

મેધાતિથિ

આપ નથી ઓળખતા? વસિષ્ઠ મૈત્રાવરુણ—ઘણો વખત મારો શિષ્ય હતો. [વસિષ્ઠનું નામ સાંભળી ક્રતુના શિષ્યો જરા દૂર ખસી માનભેર જોઈ રહે છે.]

ક્રતુ

[ધીમેથી દાઢી પર હાથ નાખી] વસિષ્ઠ! [એકાગ્રતાથી તેની સામું જોઈને] તારું નામ તો બહુ સાંભળ્યું, પણ તને જોયો આજે જ. [જરાક વધારે ધ્યાનથી જોઈ] તું તો બાળક છે—ને આ ઉંમરે મંત્રદ્રષ્ટા ને મહર્ષિ થયો. [પોતાના શિષ્યોને] શિષ્યો! જુઓ આ મૈત્રાવરુણ વસિષ્ઠ. હમણાં જ તમે એનો મંત્ર બોલતા હતા. એનું પાદવંદન કરો. [ક્રતુના શિષ્યો વસિષ્ઠનું પાદવંદન કરે છે એટલામાં મેધાતિથિના શિષ્યો અર્ઘ્યની સામગ્રી લાવે છે.]

મેધાતિથિ

ભગવાન્! મારો અર્ઘ્ય સ્વીકારશો. [અર્ઘ્ય આપે છે.]

અરુંધતી

ને મારો— [અર્ઘ્ય આપે છે.]

વસિષ્ઠ

મારો પણ— [અર્ઘ્ય આપે છે.]

મેધાતિથિ

હવે મારો આશ્રમ પાવન કરો. આહાર હમણાં જ તૈયાર થશે.

ક્રતુ

ના મેધાતિથિ! મારાથી રોકાવાય એમ નથી. ભગવાન્ મરીચિએ મારે માગ્યું છે. આ મારા શિષ્યો જરા થાક ખાઈ રહે કે હું ચાલ્યો. [એક શિષ્ય પાણી આપે છે તે પાએ છે. હાથ વતી મોઢું લુછ્યા] અમારે યજ્ઞ કરવો છે તેની ગોઠવણ કરવા જાઉં છું.

મેધાતિથિ

યજ્ઞ?

ક્રતુ. [ખિન્નતાથી]

હા. બધા આર્યજનો[૭] રખડીરઝળી થાકી ગયા છે, પણ હજુ સપ્તર્ષિઓમાંના સાતમા ઋષિ પ્રગટ્યા નથી. અને જંપીને આપણે ક્યારે બેસીશું એ કહેવાતું નથી.

મેધાતિથિ

સાતમા બ્રહ્મર્ષિ પ્રગટાવવા યત્ન કરવો છે? પહેલાં ઘણી વાર કર્યા છતાં પણ તે તો પ્રગટ થયાજ નહીં.

ક્રતુ

ઘણા! મેધાતિથિ! સત્તાણું વર્ષ થયાં સાતમા બ્રહ્મર્ષિની વાટ જોઇ આર્યો બેઠા છે. પણ મનુ વૈવસ્વતને વરુણે આપેલું વચન સિદ્ધ થયું નથી.

વસિષ્ઠ

—ને સપ્તર્ષિ નક્ષત્ર પણ બદલતા નથી.

ક્રતુ

આર્યોનું ભવિષ્ય મને ભયંકર લાગે છે. બીજો સપ્તર્ષિસત્ર થશે નહીં, ને સપ્તર્ષિઓ નક્ષત્ર બદલશે નહીં તો આપણે ભૂતલ પર ભટકીભટકી અટવાઇ જઇશું.

મેધાતિથિ

ભગવાન્! એમ શું બોલો છો?

ક્રતુ

તમને છોકરાઓને બધું નજીવું લાગે છે. [જરાક ખાંસી ખાઇને] પણ અમે તો નરશાર્દૂલ મનુ વૈવસ્વતની વાણી સ્વમુખે સાંભળી છે. અરુંધતી! તે એ વાત સાંભળી છે?

અરુંધતી

માતામહ! બરાબર નથી સાંભળી, કહો તો ખરા.

ક્રતુ [આંખો મીંચી]

લગભગ સો વર્ષો થયાં પણ તે પ્રસંગ મારા મન આગળ તેવો ને તેવો છે. વર્ષો વીતે છે, પણ સ્મરણો ભુસાતાં નથી.

તમે નથી સાંભળ્યું? આપણા વડીલો પહેલાં મેરુની આસપાસની સુવર્ણભૂમિમાં વસતા—અને આર્યોના સુખનો પાર નહોતો. પછી વૃત્ર કોપ્યો, રાજા વરુણની અવકૃપા થઇ, ને આપણે વતન છોડી નીકળવું પડ્યું.[૮] [જરા શ્વાસ લઇને] હજારો આર્યો હિમમાં ઠરી ગયા. હજારો સ્ત્રીપુરુષો સાગર ઓળંગતાં ડુબી મુઆં. પ્રતાપી આર્યો નવી દુનીઆમાં ભટકવા લાગ્યા. મહાતેજસ્વી વિશ્પતિ[૯] યમ વૈવસ્વતે પણ આપણો સંગ છોડી પિતૃલોક તરફ પ્રયાણ કર્યું. [થોડીવાર થોભીને] મહામહેનતે નરશાર્દૂલ મનુ વૈવસ્વતે પાંચ આર્યજાતિને બચાવી પણ આપણા દુઃખનો પાર નહોતો. દેવ વરુણ—જેણે સવિતાને રસ્તો સુઝાડ્યો તેજ આપણાથી વિમુખ થઇ બેઠા. આપણા અસલ વતનમાં સર્વવ્યાપી ને ઉગ્ર વરુણની સેવામાં દર રાતે સપ્તર્ષિઓ માથા ઉપર ચક્રાકારે ફરતા.[૧૦] [નીસાસો નાંખી] દેવની અવકૃપાથી તે ઉચ્ચસ્થાથી ઋક્ષ[૧૧] અહિના[૧૨] અંધકાર-ભુવનમાં અદષ્ટ થવા લાગ્યું[૧૩]

---

૭ જન, જાતિ, સમૂહ.

૮ આ વાત આર્યોનું વતન ઉત્તરધ્રુવ હતું એ માન્યતા પર રચી છે.

૯ મનુષ્યોનો પતિ.

૧૦ ઉત્તર ધ્રુવમાં સપ્તર્ષિમંડળ (Ursa major) આખી રાત ફરતું દેખાય.

૧૧ રીંછ (Ursa major) ઋગ્વેદ મં. ૧-૬ ૨૪-૧૦.

૧૨ અંધકારમાં રહેતો સાપ જે સૂર્યને દર રાતે ગળી જતો એમ માન્યતા હતી.

૧૩ હીંદમાં આવતાં સપ્તર્ષિના તારા આખી રાત દેખાતા નથી.

[જરા ગુસ્સાથી] ઊઠશો! સપ્તર્ષિમંડળ આપણા આર્યજીવનનો આધાર છે. વરુણની કૃપા તેમને ટકાવે છે. તેમના તપના બળથી ત્રિભુવન ઊભું રહ્યું છે. જ્યારે દ્યાવાપૃથિવી[૧૪]ના ધરિત્રી અસ્ત થવા લાગ્યા ત્યારે આર્યોમાં હિંમત રહી નહીં. આમ થયું ને ત્યારે બધા ભટકેલ થઈ ગયા, ગમે તેમ રહેવા લાગ્યા. ને ગમે તે દેવોના ઉપાસના કરવા લાગ્યા. આખરે આપણે માંહોમાંહે કપાઈ મરવા માંડ્યા. નહુષ જેવ વૈવસ્વતની ચિંતાનો પાર રહ્યો નહીં [ગુરુ ધ્રુજીને] આ દુઃખ ટાળવા મનુ વૈવસ્વતે યજ્ઞ આરંભ્યો ને ભગવાન્ મરીચિ, અત્રિ ને અંગિરાએ દેવોનું આવાહન કર્યું ને વૈશ્વાનર સ્થાપ્યો[૧૫] આખરે દેવોના દેવ ને આદિત્યોમાં શ્રેષ્ઠ એવા વરુણ પ્રસન્ન થયા ને વૈવસ્વતને વચન આપ્યું [થોભીને થોડી વાર શ્વાસ લઈને] વરુણે કહ્યું કે જ્યારે બધા સપ્તર્ષિઓ પૃથ્વી પર પ્રગટશે, અને તેઓ એક મહા સપ્તર્ષિસત્ર આરંભશે ત્યારે દેવો રીઝશે, આર્યો ભટકતા બંધ પડશે ને અમર આર્યાવર્તથી પણ સરસ સ્વભૂમિમાં તે પ્રકાશ થશે અને તે વખતે સપ્તર્ષિમંડળ નક્ષત્ર બદલશે [નીસાસો નાખી] સપ્તર્ષિ પ્રગટાવવા વૈવસ્વતે અનેક યજ્ઞો કર્યા. યજ્ઞની જ્વાલામાં જેનું મુખ દેખાય તે મહર્ષિ સપ્તર્ષિમાંના એકેક પ્રગટશે એવું વરુણનું વચન હતું તે વચનને આધારે મરીચિ, અત્રિ, અંગિરા, પુલહ, પુલસ્ત્ય અને મારામાં જ ઋષિઓ પ્રગટ્યા, પણ સાતમા ઋષિ પ્રગટતા નથી, ને આપણાં દુઃખ દૂર થતાં નથી ... [દાઢી પર હાથ ફેરવી, ખેદથી] હજારો વર્ષો વહી ગયાં. અમે બધા પિતૃલોકમાં પ્રથમ પગ ધરનાર યમ વૈવસ્વતના સદનમાં જવા તૈયાર થઈ રહ્યા છીએ, પણ સપ્તર્ષિસત્ર આરંભી આર્યોનો ઉત્કર્ષ સાધવા અમે માત્ર તપોબળથી અમારો દેહ ટકાવી રહ્યા છીએ. હવે એ ક્યારે પ્રગટે તેની વાટ જોઈ બેઠા છીએ.

અરુંધતી [આતુરતામાં બોલી દે છે]

—ને ન પ્રગટે તો! [બધા ગભરાઈને એની સામું જુએ છે]

કેતુ [કાંપીને]

શાન્તં પાપમ્! ગુરુણી! ખબર છે? સાતમા ઋષિ ન પ્રગટે ને સત્ર ન થાય ને સપ્તર્ષિ નક્ષત્ર ન બદલે તો આર્યો રઝળી જાય, એમના સંસારમાં આગ પડે, એમના પ્રતાપનો નાશ થાય ને એમના કર્મનો લોપ થાય. [આંખો ઉઘાડી ને જરાક બાજુ ફરી] અરુંધતી! તપથી ભુવનત્રયને ધારનાર સપ્તર્ષિ ન પ્રગટે તોપણ આપણો ક્ષય થવાનો છે [આંખો મીંચી ડોકું નીચું નાખે છે.]

વસિષ્ઠ [ધીમેથી]

ભગવાન્! પણ સાતમા ઋષિ નથી પ્રગટતા એનું કારણ શું?

કેતુ [અધીરાઈથી]

કારણ! કારણ! તમારી નિર્માલ્યતા. જ્યારે ઋષિઓમાં પહેલાના જેવું તપોબળ આવશે ત્યારે સપ્તર્ષિમંડળ પૂરું થશે [આકાશ તરફ જોઈ] મહર્ષિ! એ દિવસ ક્યારે આવશે?

મેધાતિથિ

ભગવાન્! આજે નહીં તો મરીચિ ને અંગિરા દોઢસો વર્ષ સુધી જીવે કેમ?

---

૧૪ આકાશ ને પૃથ્વી

૧૫ અગ્નિ પ્રગટાવ્યો

ક્રતુ [નિરાશાથી]

તું તો ઘણો શ્રદ્ધાળુ છે. જ્યારે આ વાત સાંભરે છે ત્યારે મારા અંતરમાં આગ ઉઠે છે: તમે બધા લઢો છો, આશ્રમો સ્થાપો છો, ધાન્ય-પશુનો સંગ્રહ કરો છો—ને ગર્વ માનો છો. પણ તમારા પૂર્વજોએ તો વરુણનાં વ્રત૧૬ પાળ્યાં ને વિશ્વનિયમોનાં દર્શન કર્યાં. તેમને તપોબલે તમે ટક્યા છો. ભૃગુએ હવ્યવાહનને૧૭ પૃથ્વી પર આણ્યો. કશ્યપે પિતૃભક્તિ પ્રગટાવી. મરીચિએ સત્ય સ્થાપ્યું, અત્રિએ તપની સિદ્ધિ આણી, અને અંગિરાએ વાગ્દેવી પ્રસન્ન કરી મંત્રદર્શન કર્યું. આ બધાં શાશ્વત છે. તેને બળે તમે વૃત્ર૧૮ના દ્વેષમાંથી બચો છો. પણ જો બધા સપ્તર્ષિઓ નહીં પ્રગટે તો તપ ધોવાઇ જવાનું—ને ક્રોધી વૃત્રનો વિજય થશે, [માથું છાતી પર નાંખી] ને તમારું નામ કે નીશાન રહેવાનું નથી.

વસિષ્ઠ [હસીને]

ભગવાન્! આર્યોનું તપોબલ હજી નથી પરવાર્યું; શું કામ ઉદ્વેગ કરો છો?

ક્રતુ [ડોળા કાઢીને]

મૈત્રાવરુણ! તું મને તપોબલની વાત કરે છે? [તિરસ્કારથી] તારા જેવાઓએ જ્યારથી તપ શીખવવા માંડ્યું છે ત્યારથી તો આ નિર્માલ્યતા શરુ થઇ છે.

વસિષ્ઠ [નમ્રતાથી]

ભગવાન્! મને જે આવડે છે તે હું શીખવું છું.

ક્રતુ [અધીરાઇથી]

ત્યારે ફરીથી શીખ. જેથી આર્યોનું જીવન શાંત ને સ્થિર થાય. નહીં તે તપ કેમ કહેવાય?

વસિષ્ઠ [ગર્વથી].

મેં શીખવેલું તપ શાંતિ ને સ્થિરતા બંને આપે છે— પણ શક્તિની, વિજયની, ઉલ્લાસની શાંતિ ને સ્થિરતા. અને એ શક્તિ વરુણના શાશ્વત વ્રત૧૯ના પાલન પર રચાઇ છે.

ક્રતુ [આક્રંદ કરીને]

છોકરા! છોકરા! ઉછાંછળો થા મા. વરુણનાં વ્રત પારખવાં રમત નથી. જ્યાં સુધી ખરું તપ તું સમજ્યો નથી ત્યાં સુધી એ કેમ પરખાય?

વસિષ્ઠ [હાથ જોડી]

હું સમજવા પ્રયત્ન કરું છું.

ક્રતુ

વિશ્વેદેવા તારું કલ્યાણ કરે. મેધાતિથિ! તને ને તારા કુલને મારા આશીર્વાદ. [પોતાના શિષ્યને] ગૌતમ! હવે ચાલો! સવિતા તપવા માંડ્યો છે.

મેધાતિથિ [ઉભા થઇને]

ભગવાન્! અનુગ્રહ કર્યો. પાછા આવતાં પધારજો ને મારો અતિથિયજ્ઞ સંપૂર્ણ થવા દેજો. [બધા ઉઠે છે, ને ક્રતુના શિષ્યો તેની પાલખી ઉચકે છે.]

ક્રતુ

જોઇશું, બનશે તો. [શિષ્યો પાલખી ઉચકી ને જાય છે. મેધાતિથિના શિષ્યો વીખરાય છે.]

---

૧૬ વ્રત—નિયમો, શાસન.
૧૭ અગ્નિ.
૧૮ દેવોનો દ્વેષી અદિ.
૧૯ વિશ્વનિયમ.





મેધાતિથિ: ભગવાન્! મારો અર્ઘ્ય સ્વીકારશો

મેધાતિથિ

મૈત્રાવરુણ! તું તો આવશેને?

વસિષ્ઠ

ના મહર્ષિવર્ય! હું તો માત્ર મેધાતિથીની ખબર પુછવા આવ્યો હતો એટલે હું થોડી વારમાં જઈશ. [અરુંધતી જરાક શરમાઈને હસે છે]

મેધાતિથિ [હસીને]

ચાલો! ત્યારે હું જાઉં. વારુણિ! મારી આશિષ. કોઈ કોઈ દહાડો આવતો રહેજે.

વસિષ્ઠ [હસીને]

જરુર! [મેધાતિથિ ને તેના શિષ્યો જાય છે]

## અંક બીજો



[સપ્તર્ષિ ને સ્થળ તેજ અરુંધતી એક પથ્થર પર બેસે છે. વસિષ્ઠ સામે એક જમીનની બહાર નીકળેલા ઝાડના મૂળ પર બેસે છે]

અરુંધતી

[હસીને વસિષ્ઠની સામે જોઈ રહે છે] કેમ છો? તપ વધે છે કે?

વસિષ્ઠ

હા! પણ ભગવાન્ ક્રતુને મારું તપ રુચતું નથી આવતું. [હસીને] તને આવે છે કે?

અરુંધતી

મૈત્રાવરુણ! તમારા જેવા મહર્ષિને હું શું કહી શકું?

વસિષ્ઠ [ગંભીર થઈને]

અરુંધતી! તારા શીવાય બીજું કોણ કહેશે? તારા શીવાય મને બીજા કોઈની પરવા નથી.

અરુંધતી

હું જાણું છું વસિષ્ઠ!

વસિષ્ઠ [ધીરેથી]

—અને જાણે તને મારી પરવા નથી?

અરુંધતી [હસીને]

એવું કહે છે? તને જોઈ હું રાચું છું, તારી કીર્તિ સાંભળી સંતોષ પામું છું.

વસિષ્ઠ

તેમાં શું? અરુંધતી! કુલપતિની પત્નીની, વાહ જેનાં મારા શિષ્યો થાકી ગયા છે—ને મારી ધેનુઓ વીલી બની છે.

અરુંધતી [ડોકું ધુણાવી]

વસિષ્ઠ! એ પદ મારાથી કેમ લેવાય?

વસિષ્ઠ

[પોતાના હાથમાં બીજો હાથ મુકી અરુંધતીને એકાગ્રતાથી જુએ છે] શા માટે નહીં! અરુંધતી! તું ને હું કે જુદાં છીએ! સરસ્વતીને તીરે ભગવાન્ પુલસ્ત્યના આશ્રમમાં આપણે સાથે રમ્યાં; કુદ્યાં, હસ્યાં, સાથે વર્ષ વીત્યા ને સાથે જીવન આપ્યો, હાથમાં હાથ રાખી આપણે દોડમાં ને પગમાં પગ બેસવી પડવા. આજે તારાથી કોઈ સ્ત્રી મને પ્રિય નથી, ને તારી નજરમાં મારાથી કોઈ પુરુષ ચઢીઆતો નથી.

ચંચલ વૃત્તિને આધીન થઇ મેં માનવતા કદી સરી જવા દીધી નથી. દરેક પ્રસંગે મારા પિતાને ખોળે ચઢી તેની આજ્ઞા પ્રમાણે મેં જીવનક્રમ રચ્યો છે. અને સતત તપશ્ચર્યાથી પ્રગટેલું પ્રાબલ્ય પોકારીને કહે છે કે હું અપૂર્ણ છું–તું મારું અર્ધાંગ છે–અને આપણે બે એક થઇએ તેમાંજ ઋજુતા સમાઇ છે.

### અરુંધતી

વસિષ્ઠ! વસિષ્ઠ! વાસનાવિહીન ને સંયમી બ્રહ્મચર્યમાં જે તપ સધાય તે કદી ગૃહજીવનમાં બને? તપની સિદ્ધિ તો એકલી ને સ્વસ્થ દશામાંજ થાય. તમે સીધું જોઇ શકતા નથી.

### વસિષ્ઠ

હુંજ જોઇ શકું છું. જો એકલતામાં સિદ્ધિ હોય તો બે જાતિ નીર્મી શા સારુ? અરુંધતી! પુરુષ ને સ્ત્રી એકલાં સદાય અધુરાં છે—સમયની સરિતમાં એકબીજાનાં અર્ધાંગ શોધતાં તણાય છે. ઘણીવાર આ શોધ નિષ્ફલ નીવડે છે. કોઇક વાર એકમેક માટે સર્જાએલાં અર્ધાંગો મળે છે–અંગ આખું થાય છે–ને વિભક્ત આત્મા અવિભક્ત સ્વરૂપે પ્રગટે છે. ત્યારેજ તપશ્ચર્યા સંપૂર્ણ થાય છે.

### અરુંધતી [ ડોકું ધુણાવી ]

બે જણે એક તપશ્ચર્યા આદરી હોય એવું સાંભળ્યું છે?

### વસિષ્ઠ [ ચમકતી આંખે ]

તેમાંજ ભગવાન્ ક્રતુને આર્યોના ઉચ્છેદનાં સ્વપ્નાં આવે છેને! આપણે પણ આટલી તપશ્ચર્યા કરી છે છતાં આપણા સંયુક્ત બળથી એક આત્માની સિદ્ધિ કરી શકતાં નથી.

### અરુંધતી

મૈત્રાવરુણ! તમારું એજ માનવું ખોટું છે. હું પરણું એટલે મારાપણું મટી જાય–મારો તમારામાં લોપ થઇ જાય. ભગવતી સંભૂતિ ને ભગવતી અનસૂયાની માફક તમારો આશ્રમ શોભાવવામાં, તમારી પ્રજા પાળવામાં, તમારી સેવા કરવામાં મારી તપશ્ચર્યા પુરીજ થઇ જાય.

### વસિષ્ઠ [ સખ્તાઇથી ]

આશ્રમ ઉજળો કરવામાં, પ્રજા પાળવામાં, કે પતિનાં ચરણ સેવવામાં કોઇના તપનો વિકાસ અટક્યો છે? સંરક્ષવામાં જે મહત્તા છે તે સરજવામાં પણ નથી.

### અરુંધતી [ કરગરીને ]

ક્ષમા કરો! મને સ્વાર્થી કહો, મહત્ત્વાકાંક્ષી કહો પણ પરણ્યે મારા તપની સિદ્ધિ થાય એમ નથી.

### વસિષ્ઠ

પણ હું તારી મહત્ત્વાકાંક્ષા ક્યાં રોકું છું–હું તો વધારવા માગું છું. એકલાંએકલાં તપ તો બધાં કરે, પણ આપણા જેવાંજ બે જણ એક તપ આદરી શકે.

### અરુંધતી [ મ્લાન વદને હસીને ]

હું જે સિદ્ધિ માટે મથું છું તે બે જણથી સામટી મેળવાય એમ નથી.

### વસિષ્ઠ

એવું શું છે?

### અરુંધતી

કહું? [ જરા શોભીને ] તમને દુઃખ તો નહીં થાય?

વસિષ્ઠ

તારું બોલ્યું દુ:ખદાયક હશે તોયે સાંભળવું ગમશે.

અરુંધતી [ ધીમેથી ]

ભગવાન ક્રતુએ કહ્યું તે સાંભળ્યું? સપ્તર્ષિ મંડળમાં મારે આત્મા ઋષિનું પદ લેવું છે

વસિષ્ઠ [ ચમકીને ]

હેં!

અરુંધતી

હા વસિષ્ઠ! હું મંત્રદર્શન કરું છું. મેં તપશ્ચર્યા આદરી છે. મારા અંતરમાં શ્રદ્ધા પ્રગટી છે. બ્રહ્મર્ષિઓને હું સાધી એવું એ પદ મારે મેળવવું છે

વસિષ્ઠ [ નીસાસો નાખીને ]

અરુંધતી! તું શું બોલે છે?

અરુંધતી

[ વસિષ્ઠના પગ પર હાથ મૂકી ] એ ધ્યેય માટેજ હું જીવું છું વારુણિ! આમ નીસાસો શા માટે નાખો છો? તું પણ એજ ધ્યેય લઈ બેઠો છે તેમાં?

વસિષ્ઠ

[ ફરીથી નીસાસો નાખી ] અરુંધતી! હું શું કહું? હું આજે આપણે ત્યારે એવા વિચારે આવ્યો હતો કે જો તું મને વરે તો આપણા બંનેના તપોબળે એ પદ મને મળે. પણ હવે— [ જાણી પગ ડાબું નાખે છે ]

અરુંધતી

હવે શું?

વસિષ્ઠ

હવે શું? મારી આશા ધૂળમાં મળી. એક પદ બે જણ કેમ લે? ને એકને મળે તો બીજાને ઉણપ લાગ્યા વિના રહે નહીં.

અરુંધતી

પણ એ પદને માટે જે કરીએ તે ઓછું

વસિષ્ઠ

[ એકદમ ઊભો થઈ જાય ] અરુંધતી! એક રસ્તો છે. સપ્તર્ષિપદ કરતાં આપણો સહવાસ મને વહાલો છે. ચાલ આપણે બંને એ પદનો લોભ છોડી એક થઈ જઈએ

અરુંધતી

[ ઊભી થઈ જોઈ રહે છે ધીમેથી ] એટલે હું તપોભ્રષ્ટ થાઉં ને કરું? ના એ કેમ થાય? એના કરતાં આપણું જે થાય તે ખરું.

વસિષ્ઠ

અરુંધતી! જો, મારા ને તારા દૈવાં તરફે, છે. આર્યોના પ્રતાપી સંસ્કારો આપણી રગોમાં છે. અસુર વરુણ ને દેવી સરસ્વતી બંને આપણા પર પ્રસન્ન છે. જે છએ બ્રહ્મર્ષિઓ ન કરી શક્યા તે આપણે કરીશું. આર્યોને વિજયને પંથે લઈ જઈશું

અરુંધતી

વસિષ્ઠ! વસિષ્ઠ! સપ્તર્ષિપદની અવગણના નહીં કરો. એ પદ એક જણને મળવા દો. પછી ઠીક લાગશે તો આપણે પરણીશું.

વસિષ્ઠ માથું ધુણાવી,

એ કેમ બને? આપણા બેમાંના એક જણને એ પદ મળે કે આપણા બે વચ્ચે એક અંતરાય રહેજ નહીં પછી પરણેલું શા કામનું?

અરુંધતી

પણ તમે એ પદની ઇચ્છા રાખતા હતા ને મને પરણવાનું પણ કહેતા હતા તેનું કેમ?

વસિષ્ઠ

ત્યારે મને ખબર નહોતી કે આ પદને માટે આપણે બેએ મથીએ છીએ. હવે તે પણ નહીં બને-ને [દૃઢતાથી] હવે—

અરુંધતી

શું?

વસિષ્ઠ

જે પદ તને જોઇએ છે તે માટે હું પ્રયત્ન પણ નથી કરવાનો.

અરુંધતી

ના ના. એમ શું?

વસિષ્ઠ [નીસાસો નાંખી]

ના. હું હવે જાઉં?

અરુંધતી

કેમ એકદમ? સાંજે જજોની.

વસિષ્ઠ [ખિન્નતાથી]

ના. મારા તપોબલની ખરી કસોટી હવે છે, અરુંધતી! તારા તપની તને સિદ્ધિ મળો!

અરુંધતી

વારુણિ! વારુણિ! બહુ દુઃખ થાય છે?

વસિષ્ઠ

[ભીની આંખે દૂર જોઇને] મને મારે માટે દુઃખ નથી થતું.

અરુંધતી

ત્યારે?

વસિષ્ઠ [દૂર જોઇને]

મને પેલાં પ્રતાપી બાલવસિષ્ઠો ને મોહક બાલઅરુંધતીઓનાં આક્રંદ સંભળાય છે. એમને અવતરતાં પહેલાં કેટલો વખત વાટ જોવી પડશે? [વસિષ્ઠ આંસુ જોઇ દોડી જાય છે.]

અરુંધતી

[વગરબોલ્યે જોઇ રહે છે ને આંસુ લુછે છે.] દેવી! સરસ્વતી! આર્યોમાં અપૂર્વ એવા મૈત્રાવરુણને મેં ગરદન માર્યો. [ફરીને] પણ મારું ધ્યેય-આર્યોનો ઉત્કર્ષ-મારાથી કેમ વીસરાય. દેવી—ઓ મઘવા—ઓ હવ્યવાહન!—

[તેનો ઘાંટો રડવા જેવો થાય છે. તે હાથમાં મોઢું ઢાંકે છે ને પડદો પડે છે.]



## વિષ્કંભક

[સમયઃ બીજા દિવસનો સંધ્યાસમય. સરસ્વતીના જલમાં વસિષ્ઠ ઉભાઉભા અંજલિ આપે છે.]

વસિષ્ઠ

[આકાશ તરફ જોઇને] અસુર વરુણ! જ્યોતિષ્પતિ! પિતા! હું વસિષ્ઠ-પુત્ર તારો-પતિતપાવની આ સરસ્વતીના શુદ્ધ જલમાં ઉભોઉભો તને નિમંત્રું છું.

ધૃતવ્રત! હું તને બોલાવું છું. જેમ વત્સ ધેનુ તરફ ખેંચાય તેમ મારું અંતર તારા તરફ ખેંચાય છે. ધૃતવ્રત! મારી બુદ્ધિને પ્રેર, મારા બાહુમાં બળ આપ, અચલ સંકલ્પ કરવા શક્તિ મને દે!

રાજા વરુણ! તીવ્ર સોમે મેં તને રીઝવ્યો છે. ઋત ને સત્ય મેં આચર્યાં છે. તારાં વ્રત મેં સદાએ પાળ્યાં છે. સ્તોત્ર ને નમસ્કાર, યજ્ઞ ને હવિથી મેં તને પ્રસન્ન કર્યો છે. પરમ તપ

; તપ્યો છું પિતા! બાલપણથી. ને તારી પ્રેરણા વિના ઉચ્ચાર મેં કીધો નથી એક પણ શબ્દનો. ધરાપૃથિવીના રાજા! તું પખીનો, પણ જાણનાર છે—તું સમુદ્રની નાવોનો નીરખનાર છે. આદિત્યોમાં તુજ વાયુના વિશાળ ને ઉચ્ચ માર્ગનો માહીતગાર છે. અપાર સૂર્યને તે ચાલતો કર્યો છે સર્વ શક્તિમાન! તું મારાથી હવે વિમુખ થશે? [આક્રંદ કરી] મહસાક્ષ! તે મારા અંતરમાં પેસીને કહ્યું કે હું ને અરુંધતી એક છીએ. હવે હું એના વિના જીવતો નથી—એના વિના તપ સાધી શકતો નથી. એના વિના મારા ગુણગાન કરી શકતો નથી. પિતા! તે શીખવ્યું કે હું ને એ ભિન્ન નથી. તેં એક આત્માના બે અંગોને કાલસરિતામાં તરતા મુક્યાં. તારા વ્રતના પાલનાર્થે તે એ અંગોને સાથે આપ્યાં. હવે અમારા એક આત્માનું દર્શન કરાવ. નિયરૂપતી! એ દર્શન વિના હું દુઃખી છું.

પિતા વરુણ! હું, મારી શક્તિ, મારું તપ એ મારાં નથી, એ બધાં એ આત્માનાં છે. તે આત્મા બે શરીરમાં રહે છે ને જ્યોતિ એને જીવાડે છે તે જવાલ એનાં તપોબલ જ્વલંત રાખે છે. વ્રતસ્થાપક સમ્રાટ્! હવે આવજે તેજ આત્માને ઉદ્ધારવા હવે પ્રેરજે તેજ આત્માના ઉત્સાહને હવે સ્વીકારજે એજ આત્માની અંજલિ વસિષ્ઠ ને અરુંધતી જુદા નથી, એક છે.

આદિત્ય! પિતા! હું વસિષ્ઠ—તારો પુત્ર—પુલસ્ત્ય ને મેધાતિથિનો શિષ્ય—હું તપોનિધિ, મારા તપના બળથી સંકલ્પ કરું છું કે તે સરસ્વતીમાં એ આત્માને હું એક ને અભેદ રાખીશ

[વસિષ્ઠ અંજલિ આપે છે ને મસ્તક નમાવે છે. રાત પડે છે. તારાઓથી દીપતી આકાશની ભવ્યતાની છાયા તેના પર પડે છે.]

## અંક ત્રીજો

[સમય એક વર્ષ પછીની સાંજ. સ્થલ સરસ્વતીને તીરે વસિષ્ઠ વારુણિનો આશ્રમ એક પર્ણકુટી આગળ દર્ભાસન પર વસિષ્ઠ અનિમેષ દૃષ્ટિએ બેઠેલા છે તેની આંખો સામે વહેતી સરસ્વતીના જલ પર ઠરી રહી છે તેના પ્રતાપી વદન પર ગ્લાનિ અને ઉત્સાહ બને છે એક શિષ્ય માનથી આવી હાથ જોડી ઉભો રહે છે]

વસિષ્ઠ

[એકદમ ચમકીને ઉચું જોઈ] કેમ? બધી ગાયો પાછી આવી?

શિષ્ય

હા તપોનિધિ! મુનિ શ્વેતકર્ણ આ તરફ આવતા હતા.

વસિષ્ઠ

[જરા વિચાર કરી] બિંદુનદ પર જેનો આશ્રમ છે તે! ચાલો હું પણ એનાં દર્શન કરી પાવન થઈશ. ભાઈ! સાયસંધ્યા પહેલાં સોમ તૈયાર કરજે.

શિષ્ય [ચિંતાથી]

કેમ ગુરુદેવ! કેં છે?

વસિષ્ઠ [જરાક ખિન્નતાથી]

કે નહીં. પણ આજે મારા અંતરમાં અશાંતિ પ્રસરી છે. એવું લાગે છે કે આજે મારા તપની કસોટી થવાની છે

[જટાધારી મુનિ શ્વેતકર્ણ ઉતાવળે પગે આવે છે. તે આધેડ વયના છે ને તેના હાથમાં દંડકમંડલ છે.]

શ્વેતકર્ણ [વસિષ્ઠને]

વસિષ્ઠ મૈત્રાવરુણ ક્યાં મળશે?

વસિષ્ઠ

[ઉભો થઇ આવકાર આપી] મુનિ! પધારો. [દર્ભાસન આપે છે] બેસો.

શ્વેતકર્ણ [દંડ ઠોકીને]

પણ મહર્ષિ ક્યાં છે?

વસિષ્ઠ [નમ્રતાથી]

કોણ વસિષ્ઠ? હુંજ તે મૈત્રાવરુણ.

શ્વેતકર્ણ [ચમકીને]

તમે? [હસે છે] તમે તો બાલક છો.

વસિષ્ઠ [હસીને]

છેક નથી.

શ્વેતકર્ણ

[અચંબામાં જોયા કરે છે] હું સિંધુતટથી સંગમતીર્થે સ્નાન કરવા આવ્યો હતો. ત્યાંથી તમારી ખ્યાતિ સાંભળી અહીંઆં આવ્યો. મને લાગ્યું તમારા જેવા મહર્ષિ ને મંત્રદ્રષ્ટા તો વૃદ્ધ હશે.

વસિષ્ઠ [હાથ જોડી]

વરુણની કૃપા માત્ર વયોવૃદ્ધ પરજ હોતી નથી.

શ્વેતકર્ણ

પણ તમે જરા વિચિત્ર છો. લોકવાયકા કહે છે કે તમે તપોબલથી તમારી ને મેધાતિથી વચ્ચે એક આત્મા સરજ્યો છે. ખરી વાત? એવું કોઇ દિવસ કોઇએ સાંભળ્યું છે? અમને વૃદ્ધોને તો આવી વસ્તુઓ ઘણી હાનિકારક લાગે છે.

વસિષ્ઠ [શાંતિથી]

અજાણી વસ્તુ હાનિકારક દેખાય. પણ એ આત્મા મેં સરજ્યો નથી. વરુણે જ્યારે અમને બંનેને સરજ્યાં ત્યારનો એ સરજ્યો છે. મેં તો માત્ર તેનું દર્શનજ કર્યું.

શ્વેતકર્ણ [ઘાંટો પાડીને]

પણ–પણ એમ છે તો પરણોની! આમ તો છોકરાછોકરીઓના ભવ બગાડશો. તમારા જેવા મહર્ષિને એ શોભે?

વસિષ્ઠ

એમાં ભવ કેમ બગડે? સત્યના દર્શનથી કદી કંઈ બગડ્યું છે? ઉલટાં તે પોતાના આત્માનું દર્શન કરશે.

શ્વેતકર્ણ [અધીરાઇથી]

પણ એક આત્મા છે તો પરણતા શા સારુ નથી?

વસિષ્ઠ [ખિન્નતાથી]

મુનિવર્ય! એક આત્માના વિભાગો ભેગા મેળવવા માટે કેટલું તપોબલ જોઇએ તે ખબર છે? અમારું એટલું તપોબલ નથી. મેધાતિથીને બ્રહ્મચર્ય ને શુષ્ક ઇંદ્રિયનિગ્રહમાં શ્રદ્ધા છે; પતિ સેવવામાં ને પ્રજા પાળવામાં અધોગતિ દેખાય છે. એટલે અમે કેમ પરણી શકીએ?

શ્વેતકર્ણ [માથું ખજવાળી]

ત્યારે એક આત્મા કેમ કહો છો?

વસિષ્ઠ

એક છે તેથી. તેણે ને મેં વાસના જીતી છે. એટલે દેહ, આચાર કે વિચારનો વિરોધ



કવિવર શેલી

શેલીના સ્મરણાવશેષરૂપે દ્વિગુણિત ભક્તિભાવથી અને મગરુરીથી, ધર્મગ્રંથ જેટલી સંભાળથી, એ ત્યાં લખાયો હતો એની યાદગીરીમાં, સાચવી રખાય છે, એવા અન્યાય ચિરકાલ ટકતા નથી. કદાચ એવા અન્યાયોજ વધારે બલપ્રેરક બને છે, પણ આવા અન્યાયો સાંભળવામાં કોઇને કૈં રસ આવે છે?

ત્યારે તમને એના પ્રથમ લગ્નની વાત કહું? અઢાર ઓગણીસ વર્ષે એક હોટેલવાળાની છોકરી હેરીએટ વેસ્ટબ્રુક તેના પર આફ્રીન થઇ. બાપના જુલમથી કંટાળી તેણે શેલીની મદદ માંગી. કવિનો કોમળ આત્મા એના દુઃખથી ઘવાયો. એણે એને છોડવી અને સંરક્ષકવૃત્તિ કે ઉત્સાહના આવેશમાં એ રૂપાળા પતિ સાથે પણ ન થઇ શકે. પણ તે તો આપણા માટે ને આપણા સ્વાર્થ માટે; તેથી તેની વેદના કૈં ઘટી?

જગતે તેને અન્યાય કર્યો. જ્ઞાનધાત્રી મહાપાઠશાળાને પણ તેનું વિચારસ્વાતંત્ર્ય હાનિકર અને તેથી ભયંકર લાગ્યું. ચીલામાં પડયા વિનાની ઉગતી બુદ્ધિને તો કઇ સંસ્થા કે સમાજે સભય નથી જોઇ? પણ જુની સંસ્કૃતિને નામે પ્રણાલિકાને સાચવી રાખનારાનો પણ કૈં દોષ કઢાશે? એ તો પરાપૂર્વનો અચલ નિયમ છે. એનાથી દબાઇ જાય તેની બુદ્ધિની પ્રતિભા વીશે તો બે વાર વિચાર કરવો પડે. સંસ્થા કે સમાજ જે વિચાર કે વ્યક્તિનો બલપૂર્વક પ્રતીકાર કરે તેમાંજ તેમની જીતનાં નીશાન રહેલાં છે. ઓક્સફર્ડે ક્યાં તેમ નથી કર્યું? જે નાસ્તિકતાના નિબંધ માટે એને ત્યાંથી કાઢી મુકાયો હતો તે આજ

તેને પરણ્યો. ગમે તેમ પણ તે પરણ્યો. પછી સંરક્ષકવૃત્તિનો નીશો ઉતરી જતાં ભાવનાઓ ને હૃદયના ફેર ભાંગ્યા નહીં; અને પત્ની અને પોતાની વચ્ચે પુરાઇ ન શકે એવી ઉંડી ખાઇ એણે જોઇ. શું કામ એ એવો કલ્પનાશીલ અને ભાવનામય થયો એવું તો તમે નહીંજ પુછો. એના જેવો આત્મા પોતાના અર્ધાંગ વગર કેમ ચલાવી શકે? અધુરો રહે કે સુકાઇ જાય. એવું ન થયું એ જગતનું સદ્ભાગ્ય.

આ વાત કરવી એ તે કૈં નિંદા કહેવાય? એણે કર્યું ને આપણે કહીએ છીએ. આપણી પાસે તો નીતિનું ધોરણ છે, પણ કૈં હૃદયનું ધોરણ કર્યું છે કોઇએ? અને આવી રસભરી ચર્ચા પર મન આપ્યા વિનાએ કેમ રહેવાય? આપણાથી વધારે મહાન્ લાગતો હોય તેની વાત જરા મારીના દેખાવ સાથે કે સ્વર.

પામો ફરીને ફરીએ. એટલું નમતું આપીએ તે કે થોડું છે ?

પણ આપણે ચર્ચા કરવા પહેલા શેલીનીજ વાત પૂરી કરીએ. એણે એ લગ્નમાથી છુટવાને શું કર્યું ? એણે પોતાના આત્માનુ અર્ધાંગ શોધ્યું વ્યવહારનિપુણ જ્યા વિચાર કરે ત્યા એ, પોતાના અંતરના અવાજને માન આપી એની પ્રિયતમા—મેરી ગોડવીન—ને લઈને નાઠો. પોતાની શક્તિઓને આવરતી સર્વ વસ્તુઓ પાછળ મુકી, એ જીવનસખીને લઈ જીવન સફળ કરવા નીકળી પડ્યો આખી દુનીઆની સામે ટક્કર ઝીલી પોતાની પ્રાણેશ્વરી-ની સ્થાપના એણે પોતાના જાદુઇ રાજ્યમા કરી. પોતાની પ્રેરણાથી બળ પામીને એણે એવી સૃષ્ટિ રચી કે જ્યા આ દૃશ્ય સૃષ્ટિ કરતાં મનુષ્યને વધારે વિરામ પામે છે. એને કાયર કોણ કહેશે ?

પછી એ વર્ષ હેરીએટ બીજાની સાથે રહી—તેનાથી વીખુટી પડી અને બેનના ગામે ફરતાંને આત્મઘાત કર્યો પ્રભુ પ્રેમમય છે છતાં એનીજ સૃષ્ટિમા એના રથના ચક્ર ફેરવાને કચડીને આવે છે !

કેટલાક પરિણામો અનિવાર્ય હોય છે એ પરિણામો આવવાના છે એમ જાણતા હોઇએ છતાંએ આત્મા તરફના કેટલાક ધર્મ તજાતા નથી. નહિ તો એ અધર્મ વધારે થઇ પડે છે, અને પરિણામ સુધરતાં નથી

આ પછી એ થોડાંક વર્ષ જીવ્યો મેરીની સાથે એ પરણ્યો. એ જીવ્યો ત્યાં સુધી એ એની સહચરી—સખી રહી. એના મૃત્યુ પછી જગતની એકાગ્રતાથી એનાં સ્મરણોને એ સાચવી રહી

એના કાવ્યભંડારને એણે જાળવ્યો ને તેનો પુનરુદ્ધાર કર્યો એકવાર જગતથી તિરસ્કારાએલા એ બન્ને અમર પ્રેમીઓ આજ બ્રીટીશ પોરટ્રેટ ગેલેરીમાં વિરાજે છે અને જગતભરનાં યાત્રાળુઓ એમને અર્ઘ્ય અર્પી કૃતાર્થ થાય છે.

એના સમયમા થોડાઓએ એને વખાણ્યો, ઘણાએ એને વખોડ્યો. ટીકાકારોની તીખી ટીકાઓએ એનાં ગાત્રો બાળવા પ્રયત્નો માંડ્યા જીવનસંગ્રામના આવા કલહો તો કોને નથી માંડવા પડતા !

મહાપુરુષો એમના સમયમાં નથી ઓળખાતા એમના ગુણો કરતાં એમના સ્ખલનો તપાસવાની સમાજને વધારે દરકાર હોય છે. એમના કાર્યોની વિપુલતા કરતા એમના દોષોનો સરવાળો હમેશા વધી જતો લાગે



મીસીસ શેલી



કવિવર શેલી

શેલીના સ્મરણાવશેષરૂપે દ્વિગુણિત ભક્તિભાવથી અને મગરુરીથી, ધર્મગ્રંથ જેટલી સંભાળથી, એ ત્યાં લખાયો હતો એની યાદગીરીમાં, સાચવી રખાય છે. એવા અન્યાય ચિરકાલ ટકતા નથી. કદાચ એવા અન્યાયોજ વધારે બલપ્રેરક બને છે, પણ આવા અન્યાયો સાંભળવામાં કોઇને કૈં રસ આવે છે?

ત્યારે તમને એના પ્રથમ લગ્નની વાત કહું? અઢાર ઓગણીસ વર્ષે એક હોટેલવાળાની છોકરી હેરીએટ વેસ્ટબ્રુક તેના પર આફ્રીન થઇ. બાપના જુલમથી કંટાળી તેણે શેલીની મદદ માંગી. કવિનો કોમળ આત્મા એના દુઃખથી ઘવાયો. એણે એને છોડવી અને સંરક્ષકવૃત્તિ કે ઉત્સાહના આવેશમાં એ તેને પરણ્યો. ગમે તેમ પણ તે પરણ્યો. પછી સંરક્ષકવૃત્તિનો નીશો ઉતરી જતાં ભાવનાઓ ને હૃદયના ફેર ભાંગ્યા નહીં; અને પત્ની અને પોતાની વચ્ચે પુરાઇ ન શકે એવી ઉંડી ખાઇ એણે જોઇ. શું કામ એ એવો કલ્પનાશીલ અને ભાવનામય થયો એવું તો તમે નહીંજ પુછો. એના જેવો આત્મા પોતાના અર્ધાંગ વગર કેમ ચલાવી શકે? અધુરો રહે કે સુકાઇ જાય. એવું ન થયું એ જગતનું સદ્‌ભાગ્ય.

રુપાળા પતિ સાથે પણ ન થઇ શકે. પણ તે તો આપણા માટે ને આપણા સ્વાર્થ માટે; તેથી તેની વેદના કૈં ઘટી?

જગતે તેને અન્યાય કર્યો. જ્ઞાનધાત્રી મહાપાઠશાળાને પણ તેનું વિચારસ્વાતંત્ર્ય હાનિકર અને તેથી ભયંકર લાગ્યું. ચીલામાં પડયા વિનાની ઉગતી બુદ્ધિને તો કઇ સંસ્થા કે સમાજે સભય નથી જોઇ? પણ જુની સંસ્કૃતિને નામે પ્રણાલિકાને સાચવી રાખનારાનો પણ કૈં દોષ કઢાશે? એ તો પરાપૂર્વનો અચલ નિયમ છે. એનાથી દબાઇ જાય તેની બુદ્ધિની પ્રતિભા વીશે તો બે વાર વિચાર કરવો પડે. સંસ્થા કે સમાજ જે વિચાર કે વ્યક્તિનો બલપૂર્વક પ્રતીકાર કરે તેમાંજ તેમની જીતનાં નીશાન રહેલાં છે. ઑક્સફર્ડે ક્યાં તેમ નથી કર્યું? જે નાસ્તિકતાના નિબંધ માટે એને સાંથી કાઢી મુકાયો હતો તે આજ

આ વાત કરવી એ તે કૈં નિંદા કહેવાય! એણે કર્યું ને આપણે કહીએ છીએ. આપણી પાસે તો નીતિનું ધોરણ છે, પણ કૈં હૃદયનું ધોરણ કર્યું છે કોઇએ? અને આવી રસભરી ચર્ચા પર મન આપ્યા વિનાએ કેમ રહેવાય! આપણાથી વધારે મહાન્ લાગતો હોય તેની વાત જરા મારીના દેખાવ સાથે કે સ્વર




લેખક:
રા. ગોકુલદાસ દ્વારકાદાસ
રાયચુરા
સભ્ય, સાહિત્યસંસદ.

(કાંનડો)

નમું ગોકુલપતિ ગિરિધારી,
હિંદભૂમિનું ભાગ્ય અનુપમ-
પ્રગટયા જ્યાં શ્રી મુરારી:
નમું ગોકુલપતિ ગિરિધારી.

કૃષ્ણચંદ્ર મુરલીધર સુંદર,
પૂર્ણકલા અવતારી;
ગાઈ ગીતા અણમોલી પ્રભુજી,
તત્વજ્ઞાન વિસ્તારી:
નમું ગોકુલપતિ ગિરિધારી.

સર્વે ઋષિ મુનિઓ ગુણ ગાતા,
રસનાએ રસ ધારી;
જ્ઞાનેશ્વર હે! નાથ જગતના,
કૃષ્ણ! કૃષ્ણ! બલીહારી:
નમું ગોકુલપતિ ગિરધારી.





એ તેઓના સહવાસમાં આનંદ પામતા. જેઓ પોતાના હૃદયમાં આ સરલ ભોલા ગામડીઆ ગોવાળ બાલકોનાં પ્રેમ તથા નિર્દોષતા ભરે છે તેઓ પોતાના જીવનની સાર્થકતા સમજશે અને આધુનિક કાળમાં આ મહાન્ સંદેશ આપી શકશે.

પાંચ હજાર વર્ષ પૂર્વે આ આર્યાવર્તને તેના પૂર્ણ ભય વખતે એક સત્ય માર્ગદર્શક અને ખરા ચાલક-નેતાની જરુર હોવાથી તેના દયાજનક સંદેશથી શ્રીકૃષ્ણ ગોકુલવૃંદાવન છોડી મથુરા આવ્યા. એ વાંસળી વગાડનાર અને ગાનારં કૃષ્ણ એક નાનકડા ગામડામાંથી એક મહાન્ રાજ્યસભાના નેતા થયા, ત્યાંથી ભારતના નરેશોના સલાહકારક થયા. આ મહાન્ અદ્વિતીય ગાનારો આ ગરીબો અને ભોળા ગામડીઆ ખેડુતોનો માનીતો, તેમને ચાહનારો-મહાન્ રાજદ્વારી રાજનીતિવિશારદ બન્યો; અને તેના જીવનની પ્રાચીન કથા કહે છે તેમ એક દિવસના વૃંદાવનના સાદા ભોળા ખેડુતો ગોવાળો તેને મળવા મથુરા આવ્યા. તેઓ રાજસભામાં આવ્યા, અને કૃષ્ણ-રાજ્યાલંકારથી આભૂષિત થએલા કૃષ્ણ-તેમને મળવા પ્રેમપૂર્વક સામે આવ્યા પરંતુ તેઓએ આ કૃષ્ણ સામે જોયું પણ નહીં. આ સાદા ભોળા લોકો-વૃંદાવનનાં સ્ત્રીપુરુષ અને બાળકોને આ પુર ભભકા અને પુર સત્તવાળા રાજકીય પોષાકથી વિભૂષિત થએલા કૃષ્ણ સાથે શું કરવાનું હતું? તેમનો કૃષ્ણ તો જુદો હતો. તેઓ તેની સામે ઉભા પણ તેની તરફ જોયું સુદ્ધાં નહીં. તેઓ તો તેમના માનીતા કૃષ્ણ ગોવાળીઆને મળવા આવ્યા હતા. કૃષ્ણ રાજા-દરબારીને નહી તેમને તો તેમનો મધુરો માનીતો કૃષ્ણ મુરલીધર જોઈતો હતો. આ સર્વ કૃષ્ણ સમજ્યા. તરત રાજસભા છોડી ગયા અને રાજકીય પોષાક ઉતારી પોતાનો સાદો ગોવાળવેષ ધારણ કર્યો અને ઉઘાડે પગે પોતાના કલ્યાણકારક હસ્તકમલમાં મુરલી સાથે હસતા ત્યાં આવ્યા. ભોળા ભક્ત ગામડીઆઓ પ્રેમાશ્રુ સાથે તેને ચરણે પડયા. તેને ભેટયા મળ્યા. અને મથુરાના રાજમહેલના રાજ્યબાગમાં શ્રીકૃષ્ણ તેમની સાથે મુરલી વગાડતા, ગાતા નાચ્યા, રમ્યા.

આ શ્રીકૃષ્ણની મુરલીએ શું જાદુઈ વાંજીંત્ર હતી! તેના દરેક સૂરમાં આનંદ વર્ષતો હતો. જે કૃષ્ણને મુરલી વગાડતા સાંભળતા તે સ્ત્રીપુરુષોનાં હૃદયો તેમાં એકતાર એકલીન થઈ જતાં અને પોતાને ભુલી જતાં-સર્વસ્વ ભુલી જતાં-તે મુરલી શું કહેતી! આ મહાન્ જગન્નાયકે આ મહાન્ દૈવી ગાયકે આ સાદી મધુરી મુરલીએ સુરોમાંથી કયો સંદેશ પાઠવ્યો? કોણ કહી શકે? પુરાણો કહે છે કે રાધાના પ્રેમમય આત્મામાં તે ગાન કોરાઈ રહ્યું છે, તે બીજી ગોપીઓના પ્રેમભીનાં હૃદયોમાં, ગોવાળોના-ભરવાડોના પ્રેમાળ ગામડીઆઓ અને જેઓએ એ મુરલી ઠેઠ ઘણા કાળ પૂર્વે સાંભળી તેમનાં હૃદયોમાં કોરાઈ રહ્યું. શ્રીકૃષ્ણના ચરિત્રનાં એ પ્રાચીન પુરાણ કહે છે કે તેની જુવાનીમાં પ્રૌઢ અવસ્થામાં પણ તેણે ગાન ગાયું. પણ આ વખતે કુરુક્ષેત્રના રણક્ષેત્રમાં જ્યાં વિચિત્ર સંયોગોથી પાંડવો કૌરવોના મહાન્ બળ સામે લડવા ઉઠ્યા ત્યાં આ ગાન તેણે ગાયું-શ્રીકૃષ્ણના ગાનનો એક ભાગમાત્ર શ્રીમદ્ભગવદ્‌ગીતારૂપે અમર રહ્યો છે કેવું જ્ઞાન, કેવી અંતરદૃષ્ટિ, કેવો ઉપદેશ આ અદ્વિતીય ગ્રંથમાં સમાયલો છે? કૃષ્ણ પર ટીકા કરનારાઓ આ વાંચો અને તમારા હૃદયકપાટ ખોલી તેને નમન કરો।

શ્રીકૃષ્ણના જીવન પર ઘણાઘણા ખ્રિસ્તી ધર્મના પાદરીઓ આક્ષેપ મુકતા ટીકા કરી રહ્યા છે. અને કમભાગ્યે આપણા કેટલાક સુશિક્ષિત આર્યબંધુઓમાં પણ એજ લાગણી ઉદ્‌ભવી રહી છે તેઓ કહે છે કે કૃષ્ણની જીવનકથા યુવકોના મગજમાં નીતિના સિદ્ધાંતો, ઉચ્ચ ભાવનાઓ પ્રેરવા કરતાં વધારે અધમગતિએ તેમને અધમ બનાવતી દોરી જાય છે કૃષ્ણજીવનની કથાઓ આ અધોગતિનું કારણ નથી, પણ કેટલાક પેટભરા પુરાણિઓ, ધર્માચાર્યો જેઓ ધર્મને નામે કૃષ્ણ નામ લગાડી તે નામને ઓથે અમાનુષી પાપી નિંદકર્મો સાધવા આકાંક્ષા ધરે છે તેઓએ તે કથાઓનું જે વર્ણન-જે બોધ આપ્યો છે-તે હીંદુ ધર્મને નુકસાનકારક છે, અને કૃષ્ણકથાનું રહસ્ય ન સમજતાં રાષ્ટ્રની અવનતિ કરે છે. તેમાં કૃષ્ણજીવનની કથાનો દોષ નથી સદ્‌ભાગ્યે આ ધર્માચાર્યો આ સંબંધે હાલ પોતાના ખરા રૂપમાં બહાર આવ્યા છે,' અને ભારતના પ્રાચીન ગૌરવનું સત્ય ભાન તેના બાળકોને



# સાક્ષરો કેવા હોવા જોઇએ?

લેખક

રા. મનસુખલાલ ઝુમખલાલ મહેતા

સભ્ય, સાહિત્યસંસદ

ચિત્રકાર

રા. મનમોહન



કેટલાંક મનુષ્યોને આ પ્રશ્ન હાસ્યાસ્પદ લાગશે, કેટલાકને અર્થવિહીન લાગશે, કેટલાકને મૂર્ખાઈભર્યો લાગશે. પરંતુ વ્રણની ગત સાક્ષ શું જાણે! જેના માર્ગમાં વિપત્તિ આવી હોય તેજ તે વિપત્તિનું ખરું રહસ્ય સમજી શકે—તેજ તે વિપત્તિ વેઠનાર પ્રત્યે દીલસોજી બતાવી શકે. જે પ્રજાએ પરતંત્રતાની બેડી પહેરી નથી તે પ્રજાને પરતંત્ર પ્રજાની મુંઝવણના દર્દની પીછાન કેવી રીતે થઈ શકે? તેજ પ્રમાણે જેમના ભાગ્યમાં લેખક થવાનું, સાક્ષર થવાનું (આપણા સાહિત્યમાં લેખક, કવિ અને સાક્ષર શબ્દો વચ્ચે ભિન્નતા ગણવામાં આવતીજ નથી. આ જાતની વૃત્તિમાં અજ્ઞાનતા નથી પણ હૃદયની વિશાળતા છે.) કે કવિ થવાનું લખ્યું નથી તેમને લેખક-કવિ-સાક્ષરના જીવનમાં ઉભી થતી પીડાઓનો ખ્યાલ કેમ આવે!

પણ જે મનુષ્યો આ દિવ્ય વર્ગના છે—થવાની ઇચ્છા રાખે છે તેમને આ પ્રશ્ન ઘણો મહત્વનો લાગશેજ, છતાં કોઈને પણ નહીં લાગે તો લાચાર. મને તો હૃદયમાં વ્યથા થયા છે અને થાય છે એટલે કહેવું પડે છે. અસ્તુ.

હું લેખક છું—કવિ છું—સાક્ષર છું. મારું નામ એકએક માસિકમાં મશહુર છે. લેખ મોકલવા માટેના વિનંતિપત્રો જથ્થાબંધ મારે ત્યાં આવે છે અને નવાં પ્રસિદ્ધ થતાં માસિકોના નમુનાના ભેટઅંકો પણ મને અવારનવાર મળ્યા કરે છે, છતાં—છતાં ઘણાઓને એમ લાગે છે કે હું લેખક નથી-કવિ નથી-સાક્ષર નથી! સૌ કોઈને સહજ પ્રશ્ન થશે કે શા માટે નથી? ઉત્તર આપવો સહેલો નથી છતાં આપવા યત્ન કરું છું.

અમુક મનુષ્યોની કલ્પનામાં "સાક્ષરો કેવા હોવા જોઈએ" એ વીશે અમુક જાતના

વિચારજ પેસી ગએલ છે. એક માણસ સાક્ષર થયો હોય એટલે તેણે અમુક ફીટ ઉંચા હોવુંજ જોઇએ, અમુક ફીટ જાડા હોવુંજ જોઇએ, અમુક જાતની અને અમુક લંબાઇની મુછ રાખવીજ જોઇએ, વયમાં અમુક વર્ષના હોવુંજ જોઇએ, અમુક ઢબનો પોષાક પહેરવોજ જોઇએ, અમુક જાતની કોહલી, સડેલી વાતો કરવીજ જોઇએ, વગેરે વગેરે.

હવે નિષ્પક્ષપાત મનુષ્યોને હું એમ પુછવા માગું છું કે આ જાતની એક દૃઢ ભાવના રાખવી એ યોગ્ય છે? સાક્ષરોના આખા વર્ગે એકજ જાતની ઉંચાઇ, એકજ જાતની પહોળાઇ, એકજ જાતની મુછ, એકજ વય, એકજ જાતનો પોષાક અને એકજ જાતની વાતનો સ્વીકાર કરવો એ શક્ય છે? શક્ય હોય તોપણ ઇચ્છવાયોગ્ય છે?

અલબત, પોલીસને એકજ પોષાક આપવાથી અને એકજ જાતની ઉંચાઇના માણસોનેજ પોલીસ બનાવવાથી આપણે તરત એમને ઓળખી શકીએ છીએ; ટ્રામ ડ્રાઇવરો, કંડકટરો વગેરેને પોષાક ઉપરથી ઓળખીએ છીએ અને એવી રીતે ઓળખવામાં કેટલીક સરલતા પણ રહેલી છે, પણ સાક્ષરોને એકજ જાતના ઉત્પન્ન કરવાથી શો લાભ? સુમન્તવરો કે ફીલ્સુરી—?

કેટલાંક મનુષ્યો કહેશે કે સાક્ષરો અમુક જાતના હોવાજ જોઇએ એમ કોઇ માનતું હોય એમ અમે માનતા નથી. આ જાતની દલીલો લાવી શકાય તેમ છે પણ તે દલીલોને તોડવાને માટે મારી પાસે સ્વાનુભવના પુરાવા મોજુદ છે. સાચું પુછાવો તો એ પુરાવાજ મારે પ્રજા સમક્ષ મુકવા હતા, પણ એ બાબત વીશે લખવાના વિચારમાં ને વિચારમાં કેપર લખ્યું છે ને લખી દેવાયું.

એક સુપ્રસિદ્ધ માસિકના તેવાજ સુપ્રસિદ્ધ તંત્રીએ મારા લેખ અન્ય માસિકોમાં વાંચ્યા અને વાંચીને ઉત્સુક હૃદયે તેમણે મને પોતાના માસિકમાં લેખ લખવાનું આમંત્રણ કર્યું. મેં ઉદાર હૃદયે તે સ્વીકાર્યું અને એકાદ બે લેખ મોકલ્યા પણ ખરા. તંત્રીજીને આથી લોભ લાગ્યો. પોતાના માસિકમાં સુધારા કેવા પ્રકારે થઇ શકે તે સંબંધી તેમણે ઘણીજ નમ્રતાથી મને એક લાંબો પત્ર લખ્યો.

કોણ જાણે શાથી, પણ તે વખતે મને ખાસ ફુરસદ હતી એટલે ઘણાજ ઉપકારથી મેં તેમનાથી દોઢગણો લાંબો પત્ર લખીને તેમને ઉત્તર આપ્યો. પત્રવ્યવહાર લંબાયો. મારી 'ઓરીજીનલ' (અપૂર્વ) સૂચનાઓથી મેં એમને ચકિત કરી નાખ્યા. એમને મારે માટે અપૂર્વ માન થયું—અને—અમારા ઉભયના કમનસીબે, મને જાતે મળવાની ઇચ્છા એમને થઇ આવી. તેમણે તે ઇચ્છા પૂર્ણ કરવાનાં પ્રસંગો શોધવા માંડ્યા.

એમ કહેવાય છે કે જ્યારે મનુષ્ય છેલ્લી માંદગીમાં પડે છે ત્યારે તેને મૃત્યુની ચોક્કસ આગાહી થાય છેજ. એમ પણ કહેવાય છે કે જ્યારે આપણા જીવનમાં કોઇ મહાન્ શુભ કે અશુભ પ્રસંગ બનવાના હોય છે ત્યારે પણ આપણને આગાહી મળે છેજ. માજી કૈઝરને ૧૯૧૮માં આ જાતની આગાહી થઇ હશે કે કેમ તે હું જાણતો નથી. નેપોલીઅનને વોટરલુના રણસંગ્રામના આરંભમાં આવાં ચિન્હ જણાયાં હતાં કે નહીં તે હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. મરાઠાઓના નામીના સદાશિવ ભાઉને પાણીપતના યુદ્ધ વખતે ચેતવણી મળી હતી કે નહીં એ બાબત ઇતિહાસમાં કોઇ પુરાવો મારા વાંચ્યામાં આવ્યો નથી. જાનિમાં સમસરામાં જમણ-

વારના સ્વજનો ધર્મોપકાર આવતાં જતાં હોય, અને પેટ કેટલે સુધી બગડે ત્યાં સુધી આપણે દૃઢ હૃદયે, યત્કિંચિત્ પણ ક્ષોભ વિના આ જમણવારોમાં અગ્રનેતા તરીકે ભાગ લેતા એ વિચારમાં મશગુલ બન્યા હોઇએ તેવામાં આપણાં દૂરનાં સગામાં કોઇ વૃદ્ધાત્મા ૯૦ કે ૯૫મે વર્ષે દેવલોક પહોંચી જાય અને એથી આપણને સૂતક આવવાથી આપણાથી કોઇ પણ શુભ પ્રસંગમાં ભાગ નહીં લઇ શકાય—તેને સમયે આપણને અગાઉથી કોઇ પણ પ્રકારની ગેબી સૂચના મળે છે કે નહીં તેની મને ખબર નથી. ગમે તેમ હો; પણ આ પ્રસંગે કંઇક વિચિત્ર લાગણી મને થઇ આવી. એ તંત્રીને મળવા જતાં મને ડર ઉત્પન્ન થવા લાગ્યો. એ પ્રસંગ ન આવે એવા યત્નો મેં યોજવા માંડ્યા.

બે ત્રણ માસ હું એમ ટાળી શક્યો, પણ પછી એકદા સહસા અમે ઉભય એકેકને મળી ગયા!

"હા, હા, હા! આવો ભાઇ, બેસો; તમારું નામ શું? તમે સ્કૂલમાં જતા હશો?" પુઠ ઉપર ગાંભીર્યથી તાલ દેતા મને તંત્રીજીએ પૂછ્યું.

અસત્ય કથન કરવાથી યુધિષ્ઠિરનો રથ છૂટેલો નીચે પડ્યો હતો એ કથા મને સાંભરતી હતી, ગાંધીજીના સત્ય પ્રત્યેના સ્નેહનું



બસ! સાધુના વાઘામાં ફરતો હું કોઈ શયતાન હોઉં તે પ્રમાણે મને તેઓ ફાડી આંખે જોઈ રહ્યા

આવ્યું હોય એમ જણાય છે-પણ તમે સીજુતસુંગ નામ ક્યારથી રાખ્યું અને તમે લેખક ક્યારથી થયા?"

મને લાગ્યું કે કોઇ પીડા નાહક કોઇનું ઘર ખોળતી આવી હશે, તેને કોણ જાતે જવાબ આપવા જાય! વળી તેજ વખતે મારો દાવ હતો. મારી રમત ઉપર અમારી બાજુની ફત્તેહનો આધાર હતો, એટલે મેં ઘર બતાવતાં કહ્યું: "પેલા ઓટલા ઉપર બેસોને. હું હમણાં આવ્યો.'

પછી રમતમાં હું એ વાત ભુલી ગયો અને આશરે અરધાએક કલાકે હું પેલા યુવાનને મળવા ગયો. અત્યાર સુધીના મારા વર્તનથી તેમનું હૃદય વ્યગ્ર તો થઇજ ગયું હતું છતાં તેમણે વિનયથી પુછ્યું: "બાળકોને આનંદ આપતા હતા?"

"ઓત્તારીની! તમે પણ વળી શું નવો ભમરડો ઘુમાવો છો? હું પોતેજ રમીને આનંદ લેતો હતો—બીજાને આનંદ આપવા કોણ નવરું બેસી રહ્યું હતું? પણ ભાઇ, તમે મળવા આવ્યા છો? શેને માટે?" વિદ્વાન સાક્ષર તરીકેના માન ઉચ્ચ હૃદયનની જરા પણ દરકાર કર્યા વિના મેં તો ઉત્તર દઇ દીધો.

પેલા રસિકનુ હૃદય વધારે વ્યથા પામ્યું. મારી સાથે કેવી રીતે વાત શરુ કરવી એ એમને સુઝ્યુ નહીં. રમત છોડીને આવવું પડયું હોવાથી હું તો ગીન્નાયો હતો એટલે મારે તો એ અપરિચિત માણસ જોડે બોલવાની ઇચ્છાજ નહતી. આમ થોડી વાર મૌનજ રહ્યું. પછી પેલાએ પાછું શરુ કર્યું: "ફલાણાભાઇની કૃતિઓ આપે વાંચી છે?"

"હા, કેમ?" મેં કહ્યું.

"આપ એમને વીશે શું ધારો છો?" પેલાએ પુછ્યું.

"શું ધારું છું? વાહ, માણસ સારા છે, ખાસ્સા જાડા, પહોળા, પહોંચતા છે પણ મીજાસમાં સંભાળવા જેવા છે. પણ તમને કંઇ એમની સાથે વાંધો પડયો છે? મને વચ્ચે નાંખીને સમાધાની કરવા માગો છો?" મેં પુછ્યું.

પેલા ભાઇ તો એ સાક્ષર સંબંધી, એમનાં પુસ્તકો સંબંધી વગેરે વગેરે કંઇક અનેરું, દિવ્ય જાણવાની આકાંક્ષા રાખતા હતા તે મારો જવાબ સાંભળીને સડકજ થઇ ગયા.

મેં કહ્યું: "આ વખતે કવોડ્રેન્ગ્યુલર ટુર્નામેંટમાં કઇ ટીમ જીતશે?"

તેમણે જવાબ આપ્યો: "એવી ક્ષુલ્લક બાબતો ઉપર હું વિચાર નથી કરતો અને આપના જેવાતી પાસેથી હું તેવાની આશા પણ નથી રાખતો."

ક્રીકેટ જેવી રમત વીશે આવા અક્કલ વિનાના ઉદ્ગારો હું સહન નહીં કરી શકયો એથી હું બોલી ઉઠયો: "હેં! શું? ક્રીકેટ ક્ષુલ્લક બાબત! ત્યારે તો ટેનીસ પણ ક્ષુલ્લક! પીંગપોંગ પણ ક્ષુલ્લક! આટાપાટા પણ ક્ષુલ્લક! પત્તાં, સોગઠાંબાજી, આંબાઆંબલી ચારણી બધુંએ ક્ષુલ્લક!"

"ગુજરાતી સાહિત્ય, માસિકો, તેમના તંત્રીઓ, વ્યવસ્થાપકો," પેલા ભાઇએ બહુ ગાંભીર્યથી ચલાવ્યું. "લેખકો, કવિઓ, સાક્ષરો, તેમનાં પુસ્તકો, તેમાંથી ઉદ્ભવતા અનેરા આલ્હાદો, દિવ્ય ભાવનાઓ, આવા આવા વિષયોમાંજ મારું જીવન ઓતપ્રોત થઇ ગયું છે. આપણા સાહિત્યમાં શું નથી! શેક્સપીઅર છે, શેલી છે, બાયરન છે, ડુમા છે, ડીકન્સ છે, મૌલિયે છે, બધું છે— શું

નથી? કહો તો હું ભણાવું! ક્યાંથી શૈલીથી ઉતરતા છે! નરસિંહરાવ વર્ડ્ઝવર્થને પણ ટક્કર મારે, મુનશી ડૂમા, ડીકન્સ અને સ્કોટની જીવંત ત્રિમૂર્તિરૂપજ છે. રમણભાઇના ભદ્રંભદ્ર ઉપરથી તો ડીકન્સે 'પીકવીક પેપર્સ' લખ્યા છે. આપણા સૌજન્ય, વિનય——

પછીથી એ શું બોલ્યા અથવા તો એ શુ બોલવા જતા હતા એ હુ કહી શકતો નથી કારણ કે મેં ઘણુ દબાવ્યું છતાં પણ અટ્ટહાસ્યનુ એક પ્રચંડ મોજુ મારા મુખમાંથી નીકળી પડ્યું એટલે એમનો આત્મા જાગ્યો અને ત્યાંથી ત્વરિત ગતિએ પોતાના ગૃહ ભણી પોતાના શરીર તેમજ આત્માને તેણે પ્રયાણ કરાવી દીધું

મને તે વખતે તો કંઈ દુઃખ થયું નહીં અને હું પાછો અધુરી રહેલી રમતમાં ભાગ લેવા ઉત્સુકતાથી દોડ્યો, પણ પાછળથી મારા હૃદયમાં ઘણી વ્યથા થઇ. સાક્ષરો–લેખકો–કવિઓથી હુ કંઇક જુદોજ પડી જતો હોઇશ, એમનામાં જે દૂષણો હોવા જોઇએ નહીં તે દૂષણો મારામાં મોટા પ્રમાણમાં હશે અને એમનામાં જે દૂષણો હોવાંજ જોઇએ તે મારામાં હશેજ નહીં એમ મને લાગે છે પણ એ દૂષણો ક્યાં હશે? મને કોઇ કહેશે?



મેં ઘર બતાવવા કહ્યું" ઢેખા ઓટલા ઉપર બેસીને,
હું દેખાણો આવ્યો

# છોટાલાલ સેવકરામ
# હરિદાસ વિહારીદાસ
# મોતીલાલ લાલભાઈ
# ઝવેરીલાલ ઉમિયાશંકર

("સ્મરણમુકુર," લેખાઙ્ક ૧૬મો)



લેખક:
રા. નરસિંહરાવ ભોળાનાથ
બી. એ., સી. એસ.



સ્વ. છોટાલાલ સેવકરામ

સુજ્ઞ વાચકને એક વાત ધ્યાનમાં રાખવાની વિનંતિ: આજના લેખમાં ચાર વ્યક્તિઓનો એકત્ર સંગ્રહ કર્યો છે ત્હેનું મુખ્ય કારણ એ કે પ્રત્યેક વિશે જુદો લેખ લખાય એટલાં પ્રતિબિમ્બ, મ્હારા સ્મરણમુકુરમાં પડેલાં નથી. આ સ્મરણમુકુરની લેખાવલી આત્મકથી નહિં પણ પરકથી છે એ ભુલવાનું નથી. આત્મકથી તો અલ્પાંશે જ, અને તે બિમ્બનું પ્રતિબિમ્બ લેનાર લેખકનો સંપર્ક હોવાથી સંભવે જ.

## છોટાલાલ સેવકરામ

મ્હારા બન્ધુ આપારાવ તરુણ વયે મરણ પામ્યા તે પ્રસંગને ઉદ્દેશીને એક ગીત પ્રગટ થયું હતું; કરુણરસનાં શબ્દોને અનુકૂળ પડતી દેશીમાં—"બેડો બાઈ બુડતો તારો રે, અંબે આઈ પાર ઉતારો" એ ચાલની દેશીમાં—એ ગીત રચેલું હતું. ત્હારે પ્રથમ જ મ્હારા પિતાને ખબર પડી કે છોટાલાલ આપારાવને પોતાના મિત્ર તરીકે માનતા હતા. હમારા કુટુમ્બમાં તે સમયમાં છોટાલાલની આવજા નહોતી. છોટાલાલનો પ્રથમ પરિચય આટલો જ, અને પરોક્ષરીતે જ. કાલક્રમે, ઘણાં વર્ષો પછી, મુંબાઈમાં સર મંગળદાસનાં ખાનગી સેક્રેટરીની પદ્વી વગેરે વ્યવસાયોથી છૂટીને, ભુજમાં રાવસાહેબના પ્રાઇવેટ સેક્રેટરીનું પદ એઓએ મેળવ્યું તે સમયથી છોટાલાલ જોડે હમારા કુટુંબનો સંપર્ક વધ્યો. અને નાગર વર્ગમાં સાધારણ રીતે અદૃષ્ટ ગૌરવર્ણ, તેજસ્વી ભાલ, સર્વાંગે સુન્દર મુખાકૃતિવાળી એ મૂર્તિ, એ બાહ્ય સૌન્દર્યથી તેમ જ ત્હેમના

હૃદયના ગુણોના આન્તર સૌન્દર્યથી, મ્હારા મનમાં અને હૃદયમાં પ્રતિબિમ્બિત થઈ ગઈ. અનેક પ્રસંગોએ હેમની સાથે મેળાપ થયેલા, પરંતુ એ પ્રસંગોમાં ખાસ જાણવા નોંધવા જેવું યાદ નથી આવતું માત્ર એક પ્રસંગ પ્રગટ થાયછે. હાલના ભુજના દીવાન રા. ચૂનીલાલ સારાભાઈ એ પદે નીમાયા તે પૂર્વે એ ખાલી પદ હતું તે વખતે અમદાવાદમાં છોટાલાલ મ્હને મળવા આવેલા, કેટલાક મિત્રો હાજર હતા તેથી મ્હને એકાન્તમાં લઈ જઈને પૂછ્યું: "ભુજની દીવાનની જગા માટે તમારું નામ સૂચવિયે?" હું શો ઉત્તર દઉં? ના કહું તો ગર્વિષ્ઠ ગણાઉં; હા કહું તો લોભી ગણાઉં. અને હું જાણતો હતો કે સરકારમાંથી મ્હારી નોકરી ત્યહાં સંક્રાન્ત કરવાની મંજૂરીનો સંભવ પણ અલ્પાલ્પ હતો છતાં છોટાલાલના સદ્ભાવને માન આપીને મ્હેં હા કહી, પણ અસંભવનો પક્ષ પણ બતાવ્યો.

છોટાલાલ મનસુખરામભાઈના અન્તરંગ મંડળમાં અગ્રભૂત હતા, છતાં કાંઈક બાહ્ય સ્થિત પણ હતા. સાહિત્યમાં છોટાલાલે આપેલો ફાળો સુવિદિત છે. હેના ગુણદોષના નિરૂપણનો પ્રસંગ મ્હારે કદી આવેલો નહિ એટલે અહિં એ વિશે ચર્ચા કે વિશેષ ઉલ્લેખ અપ્રાસંગિક જ છે માટે બસ.

## હરિદાસ વિહારીદાસ

હરિદાસભાઈ નડિયાદના પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત પાટીદાર દેસાઈ કુટુમ્બના કુલદીપક ખરેખરા જ હતા. હેમની મ્હોટી પેશાની, સાદાઈ મર્યાદે ઉપજાવતી, મૂર્તિ એ સાદાઈની જ અને હેમના વ્યક્તિત્વથી પ્રતાપની છાપ પાડનારી મ્હારા મુકુરમાં પ્રતિબિમ્બિત થયેલી જોઉંછું. દેસાઈ કુટુમ્બ જોડે મ્હારા પિતાને સારા વખતની ઘરવટ હતી. પરંતુ હરિદાસના સાક્ષાત્ સંપર્કમાં મ્હારે આવવાના પ્રસંગો બહુ અલ્પ જ અને વિશેષ જાણવા જેવા નહોતા. પરોક્ષ રીતે આ મુકુરમાં પ્રતિબિમ્બિત થયેલો એક પ્રસંગ નોંધું. હરિદાસ જૂનાગઢમાં દીવાનની પદવીએ હતા તે સમયમાં નારાયણ હેમચન્દ્ર હેમનો અતિથિ હતો. એ વખતમાં બ્હારવટિયાનું ભારે તોફાન ચાલેલું. હવે નારાયણ ખાનગી વાતચીતમાં વર્ણન કરતો હતો: "મહારાજ' રાવસાહેબ (હરિદાસનું ખાનગી નામ રાવસાહેબ હતું. રાવસાહેબ) અને હું ફેટનમાં સાથે બેસીને ફરવા નીકળતા ત્યહારે રાવસાહેબ બે ગૂઝામાં બે રિવોલ્વર રાખતા અને હાથ અંદર એ રિવોલ્વરના ઘોડા ઉપર જ રાખી મૂકતા અને ત્હેનાથી બન્ને બાજૂએ આમ ડોકું ફેરવતા અને આમ ડોકું ફેરવતા:— બ્હારવટિયાઓના ઉપદ્રવને લીધે — આ ફરીરે ચીતરેલું ચિત્ર 'અંડરહેન્ડ' છે—પણ મુકુરમાં પડેલું જ મુકુરે—એક મુકુરમાંથી બીજામાં પડેલું.

બીજો એક સાધારણ પ્રસંગ અમદાવાદમાં એક દિવસ મોતીલાલ લાલભાઈ મ્હારા પિતાની પાસે હરિદાસને લાવ્યા અને હેમનો એક ખેલ જોવાને હમારા સઘળા કુટુમ્બમંડળને એકઠું કરાવ્યું. હરિદાસે એક હથોડી અને ટાંકણી મંગાવ્યાં. આપેલી ખુરશી ઉપર એ બેઠા અને એક જાંઘના ઉપલા ભાગમાં એ ટાંકણીની અણી ધરીને હથોડી વડે ઠોકતે ઠોકતે આખી ટાંકણી પગમાં ઉતારી દીધી. લોહી ના નીકળે એમ સ્થાન સાધ્યું હતું છતાં એ ખેલ કરવાની હિમ્મત તમારામાં? મ્હારામાં કે? રસ્તે જનારા સર્વમાં? નહિ દેખિયે આટલું ચિત્ર પ્રગટ થઈને હવે વિલુપ્ત થાયછે.

છપાયોછે કે તે ઉપરથી આ ગુણપરીક્ષા ખરી બને એમ છે. ભીમરાવનું રચેલું મેઘદૂતનું ભાષાન્તર પ્રગટ થતાં એક પ્રત લઈને મનસુખરામભાઈને હું મળવા ગયો; ભેટ આપી; પ્રથમ પૃષ્ઠ હેમણે ઉઘાડયું; "બાગે પોતે ધનપતિ વડે યક્ષ કામે નીમેલો" એ આરમ્ભની પંક્તિ મન્દાક્રાન્તાના લયબંધવાળી વાંચવાનો વ્યર્થ પ્રયાસ કરતાં મનસુખરામે વાંચ્યુંઃ "બાગે-પોતે-ધનપતિવડે:-યક્ષ:-કામે નીમેલો" એમ શબ્દો લયની ગૂંથણીમાંથી તોડી છોડીને વાંચ્યું. હું અજબ થયો: શું આટલી પંક્તિ ખરા લયમાં વાંચી નથી શકતા? મ્હેં આદરયુક્ત મૌન રાખ્યું. પંડિતની આગળ અપંડિતને મૌન જ ઉચિત. એ સમયે મ્હારામાં ભાવિદર્શનની, દૂર ભાવિદર્શનની, શક્તિ હોત, હું ક્રાન્તદર્શી હોત (ભાવિ તે પણ સામાન્ય માનવની મનોદૃષ્ટિથી પાર, અતિક્રાન્ત, જ: માટે ક્રાન્તદર્શી હોત), તો એક અજબ ચિત્ર આ પ્રખનના દશ્યને અગે પ્રગટ થાત: હું મ્હારી કલ્પનાને બળે સાક્ષાત્ તે સમયનો ક્રાન્તદર્શી બનીને દશ્ય રજૂ કરું: એક વિશાળ મૂર્તિ મ્હારી અને મનસુખરામભાઈની પાસે ઊભી છે; હમારા બંનેનાં નયનોમાં એ મૂર્તિ કાંઈક નીચું માથું નમાવીને તીક્ષ્ણ દૃષ્ટિશરવડે હમને વીંધી નાંખેછે; પછી બોલેછે: "બાપો,—મનસુખરામભાઈ, આપનો હું બહુ આભાર માનુંછું: બેઇસ્તવ' નામના પુરુષને વિશે નિન્દાકાવ્ય રચતાં સ્વિફ્ટને એ ગૃહસ્થના નામ માટે યમક શબ્દ જડતો ન્હોતો: એક મજૂરને મજૂરીના પૈસા ઓછા પડ્યાથી સ્વિફ્ટને કહ્યું: "This is not even my sweat's worth." એકદમ યમક જડ્યો; આનન્દ થયો; મજૂરને બક્ષીસ આપી. આજ આપને સંબન્ધે મ્હારી હેવી જ સ્થિતિ થઈ છે. આપને મજૂર જેવું ઇનામ ના અપાય; માટે માત્ર આભાર, અમૂલ્ય આભાર, જ અર્પું છું. આપે જે મેઘદૂતની પ્રથમ પંક્તિનું વાચન કર્યું, જે રીતે વાચન કર્યું, હેમાં મ્હારી એક વિલક્ષણ કૃતિનું ગૂઢ બીજ હું અત્યારે જોઉંછું. આપના વાચનમાં કાંઈક દોષ તો જોઉંછું જ. આપે પદ્યના લયનો ભંગ જોઇયે તે રીતે કર્યો નહિ. "બાગે—પોતે ધનપતિ—વડે—યક્ષ—કામે નીમેલો" એમ કાંઈક ગદ્યની ધાટીએ જ બોલવું જોઈતું હતું; તે ઉપરાંત. અન્ત્ય યમકનો લોપ સાધવો જોઇયે; એટલે પદ્યનું પદ્યત્વ હેમાં છુપાઈ જાત, અને શુદ્ધ ગદ્યપદ્યમ્ બનત. મ્હારી એક નવીન કૃતિ જુઓ: હેમાંનું અપૂર્વ ગદ્યપદ્યમ્ નામની અપૂર્વ રચનામાં ગોઠવ્યુંછે. હેનું લક્ષણ ટિપ્પણીમાં આપ વાંચી લેજો. હરિગીતિયા, લેભાગુ, કહેવાના કવિયો એ સમઝી નહિં શકે તો હું લાચાર છું."

આમ ભાષણ પૂરું થવાની સાથે પ્રજાના એક સાચા બન્ધુએ અધિકારમાં નિયુક્ત કરેલો એક ચતુર ડિરેક્ટર* આવીને ઊભો છે; હેના

* તા. ૨૧ મી જુલાઈ ૧૯૨૩'નું "પ્રજાબન્ધુ"; "આદિત્યનું શુભઆવલોકન" જુવો.



# મ્યુનીસીપલ સેક્રેટરી

લેખક.

રા. ધૂમકેતુ

ચિત્રકાર

ગ. રવિશંકર શિવશંકર પંડિત

શહેરના બરાબર મધ્યભાગમાં શાક-માર્કેટ હતી. અત્યારે નવનો વખત હતો, અને બકાલીઓ, શીકારીના જેવી દૃષ્ટિથી ઉજળાં લુગડાંવાળા અધિકારીઓ તરફ વારંવાર નજર ફેરવતા "ચાલો સાહેબ, ત્રણની શેર! ત્રણની શેર! તાજી કોબી ત્રણની શેર!" એમ એકનો એક ઉંચોનીચો સુર કાઢતા હતા.

શાકમાર્કેટમાં જુદાજુદા પ્રકારની પણ એકજ દૃષ્ટિબિંદુવાળા બકાલીઓની અનેક મૂર્તિ હતી. માર્કેટ ગોળાકારમાં હતી, અને દુકાનો સામસામે ગોઠવાએલી હતી. આ માર્કેટમાં સૌથી જુનો બકાલી મુળજી લગડો કહેવાતો. એને ત્યાં દરેક ઋતુનું સૌથી સારૂં શાક પ્રથમ આવતું અને પડતર શાકને નાખ-મા ખપાવવામાં પણ એ એક્કો હતો.

"અરે એ!" મુળજીએ પોતાની રાતી ચુચ્ચી આંખ, અને ખંધો ચહેરો પાછળ ફેરવીને, એક છોકરાને બુમ પાડી.

તરત એક બારતેર વર્ષનો ગુલાબી, હસતો છોકરો હાજર થયો.

"પ્યારેમોહન!"

"હો ડોસાબાપ!" છોકરાએ જરાક લહેકીને જવાબ વાળ્યો. છોકરો અસો હતો, પણ બાળપણને નિર્દોષ મશ્કરી પર જરાક પક્ષપાત હોય છે.

મુળજીએ ઘાંટાને વધારે ઘુંટ્યો.

"સાલા! ફાટ્યો કે? ડોસો કાં?"

પ્યારેમોહનના ખભાને હાથ દઈ એક છોકરી હસતી ઉભી હતી. તેણે પોતાના હાથમાં કુતરાનું બચ્ચું તેડ્યું હતું ને તેના કાનને વારંવાર ખેંચી રમત કરતી હતી. કુતરૂં એને ઓઢુંઓઢું કરતું હતું. છોકરી મુળજીનો સ્વર સાંભળી જરાક અટકી, ને પાછી હઠી ગઈ.

"બસી! તું આવ" મુળજીએ એના તરફજ નજર ફેરવી. "આ સાલો ફાટ્યો છે, જા મારી દીકરી, આ આટલું શાક લક્ષ્મીદાસ-ભાઈને ત્યાં આપી આવ તો!"

"તો શું આપશો?" છોકરીએ નરમાશ-થી પૂછ્યું.

"તું કહીશ તે. ઓહો! છોકરાંમાં પણ રૂપગુણ!"

"અને આ સનગુણની મૂર્તિ!" પ્યારે મોહન બોલ્યો. "કાકા! કાલે ભાજી કોણે સેળભેળ કરીને વેચી?"

મુગટજીએ આંખ કાઢી: "ખબરદાર જો બોલ્યો તો!"

"નહીંતર?" પ્યારેમોહન બોલ્યો. "પણ લ્યો આ તમારા સાહેબ આવ્યા!"

મુગટજીએ જોયું તો લક્ષ્મીદાસ સામેથી આવતા હતા. પ્યારે મોહન અને બંને બંદી-ખાનેથી છુટ્યાં હોય તેમ દોડતાંદોડતાં ચાલ્યાં ગયાં. ને પ્યારેમોહન જતાંજતાં મુગટજીની ટોપલીમાંથી એક કેરી ઉપાડતો ગયો. મુગટજી ગુસ્સે થઈ ગયા. ને પાછળ લાકડી ફેંકી, પણ નીશાન ચુક્યો. એટલામાં લક્ષ્મીદાસને આવેલા જોઈ ઝુકીને સલામ કરી:

"હાં સાહેબ! શું લેશો! આ શાક તો આપને માટે તૈયાર કર્યું છે; બીજું કંઈ! કંઈ હુકમ?"

લક્ષ્મીદાસ મ્યુનીસીપલ સેક્રેટરી હતો, અને અધિકારની પનોતીમાંથી લાભ ખેંચવાનું શીખી ગયો હતો.

"એલા મકન!" લક્ષ્મીદાસે મુગટજીને જવાબ આપતા પહેલાં બીજા એક બાળકીને બોલાવ્યો.

"જી!" મકને પોતાની દુકાનેથીજ જવાબ વાળ્યો.

લક્ષ્મીદાસે મુગટજીને જવાબ વાળ્યો:

"મુગટજી, જરૂર મકરંદ વાડી છે. એલા તમે આજ સુધી જવ તો પણ વેચવે ગભરાતા!"

"પણ મહેરબાન શાથી જોયું!"

પ્યારેમોહન હજી છેટે ઉભો હતો તે એક હાથમાં કેરી દેખાડી: "કાકા! કેરી, કાકા! કેરી!" બોલ્યા કરતો હતો, ને બીજા બે ચાર જણા પાસે હસતા ઉભા હતા.

"એલા મકન!" લક્ષ્મીદાસે વળી મકનને બોલાવ્યો ને એક ત્રીજાને પણ પકડ્યો: "ક્યાં ગયા નથુ શેઠ?"

મુગટજી આટલા બધાને ભેગા થતા જોઈ, પોતાનીજ કથા લક્ષ્મીદાસ કાઢી ન બેસે માટે એકદમ નીચેના ભંડારા તરફ વળ્યો. અંદરથી બે ચાર કેરીનાં સારાં ફળ કાઢ્યાં ને નીચે ઉતરી લક્ષ્મીદાસ સામે ધર્યાં.

"સાહેબ! આ ફળ જોયું? અસલ પાયરી છે. એક વખત માલ જોવા જેવો છે!"

"શું છે એનો ભાવ?" લક્ષ્મીદાસે બેદર-કારીથી પુછ્યું ને એક બુમ વધારે પાડી: "નથુ શેઠ!– એલા રહેમાન! નથુ શેઠને બોલાવજો!"

પટાવાળો હુકમ પ્રમાણે ચાલ્યો ગયો.

"એનો ભાવ"—મુગટજી બોલતો હતો: "હવે સાબ! આપને ભાવનું શું કામ છે? કેટલી આપું?"

"ના" લક્ષ્મીદાસ ભડક્યો હોય તેમ ખેસ ખંખેરવા મંડ્યો.

"હવે સાબ! અમારું વેણુ રાખો. આ માલ નહીં મળે." મુગટજી જાણે આજે સાહેબ પર ખાસ પક્ષપાત રાખતો હોય તેમ, ડોક જરાક વાંકી કરીને હલાવતોહલાવતો, હસતે મોંએ બોલતો હતો.

"ઠીકઠીક. પાંચ શેર મોકલાવજે!"

લક્ષ્મીદાસ ત્યાંથી ચાલ્યો ગયો. સામે મકન આવતો હતો. "તમે એલા પટાવાળાને કેમ પણ અવરાતા છો! પટાવાળા દરબારી નોકર નથી!"

"પણ સાહેબ કેની વાત છે!"

"કોની વાત છે! કાલે તારી કેરી ખાઇ-ખાઇને ગામ મરવા પડ્યું છે."

મકન હાથ પહોળા કરીને બોલ્યો: "પણ સાહેબ! આખું ગામ લોભીઉં છે, તેઠ વિના થાક કરે છે. આ પાથી તો માથે ઓઢીને રુએ છે."

"અને આ એક સાહુકારનો મગો ખાણાવાળો!"

"આ સાહેબ, રસરોટલી વિના હમણા ખાવું હરામ છે!"

"કેરી ચેચેછે?" લક્ષ્મીદાસે જરાક ધીમેથી પુછ્યું, અને આગળ ચાલ્યો. મકાકી પાછળ આંખ મીચામણા કરતો ચાલ્યો. "શું ભાવ છે?"

નથુ શેઠને લેઇને રહેમાન આવ્યો હતો. તેણે લક્ષ્મીદાસના છેલ્લા શબ્દો સાંભળ્યા ને તરત ઉત્તર વાળ્યો

"કેરી આપણી દુકાનની આખા બધા ગોઠવ્યાં!"

"એમ કે?" લક્ષ્મીદાસને નથુ શેઠનો શબ્દ રુચ્યો, ને તેના તરફ જરાક હસીને જોયું.

"જી હા પધારો

"નથુ શેઠ! તમારી બહુ ગાડ છે! રહેમાન! એક પાંચ શેર કેરી મુનશીને સાંથી મધ લેજે. સારી આપજો!"

પટાવાળો ચાલ્યો ગયો લક્ષ્મીદાસ મકનને મુકી નથુ શેઠને ત્યાં વાતે બલા મંઇ હોય તેમ મકન આનંદ પામતો બોલ્યો "સાહેબ આવ્યો નહીં!"

લક્ષ્મીદાસ ઉત્તર આપ્યા વિનાજ ચાલ્યો ગયો. 'તેનું ધ્યાન નથુ શેઠમાં હતું મકને ઓતી જેમ બે હાથના હથોડા ફોડી પાછેથી 'બલા ગઇ' કહ્યું ને પાસેના બેચાર મકાલીઓ હસી પડ્યા

"આ છોકરાં કોણ છે?" લક્ષ્મીદાસે માર્કેટના એક ખુણામાં નળ હતો ત્યાં પ્યારેમોહન અને બંસીને જોયાં. ટાંકીમાં ચારપાંચ નળ ગોઠવ્યા હતા, ને આસપાસ કેટલીક કુંડીઓ હતી, ને નાનો સરખો બગીચો હતો. પ્યારેમોહન અને બસી એક ખુણાની કુંડી પર બેસી કેરી ખાતાં હતાં.

"સાહેબ! એ છોકરા શાકમાર્કેટનાં વગરનોતર્યા હમેશના મેમાન છે!"

"એનાં માબાપ ક્યાં છે?"

"કોને ખબર છે? કોણ જાણે કોણ છે! અહીં હમેશાં રહે છે. ખાવાનું પણ અહીંઆં ને સુવાનું પણ અહીંઆ અમસ્ વાંદરાં!"

"એમ કે!"

"હા આ છોકરી આઠેક વર્ષ પહેલાં ક્યાંકથી આવી ચઢી ને દિવસે તો દુધ પીતી, ને છોકરો પણ ત્યારે અહીંજ હતો. ભગવાન્ રાખે એને કોણ ચાખે?"

"ખાવાનું શું કરે છે?"

"નળ ઉપર, માબાપ! એનો ગુજર પરવાનગીનો કર છે! કોઇ પણ આ ઓટલા પર ખાતા બેસે, એટલે એનો ભાગ સાચો. બકાલીઓની પાસેથી હમેશા કૈં ને કૈં મળે. સાહેબ! એ માર્કેટ ખરજ નભે છે!"

"હી...ક," લક્ષ્મીદાસે કહ્યું. એનું ધ્યાન નથુ શેઠની દુકાનમાં ગોઠવેલી કેસરી રંગની કેરીઓ પર હતું.

લક્ષ્મીદાસ આજનો ફેરો પુરો કરી માર્કેટના કંપાઉંડમાંથી બહાર નીકળ્યો. કંપાઉન્ડ પાસેજ ખુણામાં નળની ટાંકી હતી. નાનો સરખો બગીચો હતો ને ત્યાં બેચાર પાણીની કુંડી તો ભરીજ રહેતી. ઉપર આશાપાલવના પાંદડાંમાંથી છોકરાંના સ્વર આવતા હતા.

"બસી, આજની કેરી બહુ મીઠી હો."

"પણ એ પડાવી કોણે? ભાયડે! ડોસાભાઇ અમથા તો કાઢે તેવા નથી!"

બંને જણાં ખડખડ હસી પડ્યાં. "ડોસાભાઇ!" પ્યારેમોહન રહી શક્યો નહીં. એણે ઝડપથી બુમ પાડીઃ "ડોસાભાઇ!"

જવાબમાં બેચાર બકાલીઓનું હાસ્ય ને મુળજીના બે ત્રણ મધુર શબ્દો સંભળાયા. છોકરાં પણ આનંદી હતાં—ને ગેલમાં ચઢ્યાં હતાં.

"જો હું સાહેબ થાઉના, તો બધા પાસેથી ખુબ કેરી પડાવું!"

"ના માડી!" બંસી બોલી. "એવું કોણ કરે? જો આકાશમાં ભગવાન્ છેના, તેના ચોપડામાં આપણી વાતો લખાય છે!"

"એમકે?" પ્યારેમોહને આકાશ સામે જોયું. "તને કોણે કહ્યું?"

"કાં તે દિવસે પેલા દક્ષણી સાહેબે ન કહ્યું, તું ભુંડું બોલ્યો એટલે?"

"હા હા." પ્યારેમોહને સાંભળ્યું હોય તેમ જવાબ વાળ્યો. "અને એણે તારું નામ નાનીને બદલે બંસી પાડ્યું. ભલા એ સાહેબ ક્યાં?"

"અરે! બીચારા મરી ગયા."

છોકરાં ઘડી વાર ગંભીર બની ગયાં. લક્ષ્મીદાસ ત્યાંથી ચાલ્યો ગયો હતો, ને રસ્તા પર એક લંગડો ભંગી હાથમાં કુતરાં પકડવાનો મોટો સાણસો લઇ ઉભો હતો. બંસીની નજર તેના પર પડી. તે એકદમ બેબાકળી નીચે ઉતરવા મંડી.

"પ્યારેમોહન! હાય હાય રે!"

"કાં?"

"શામજી મારો પીટ્યો! કાલે મારા ટપુને પકડ્યો. હવે એ તો આ તરફજ આવે છે લે." બંસી ઢીલી પડી ગઇ.

પ્યારેમોહન નીચે ઉતરવા મંડ્યો. કેટલાક બકાલીઓ શામજીને સાદ કરતા હતા. તે પોતાના લંગડા પગને સાણસાની મદદથી ટેકવીને ઝંપાટાબંધ આવતો હતો. આજ તેણે નવું અંગરખું પહેર્યું હતું, માથે લીલો ખોટા તારાવાળો સાફો હતો, ને પોતાની વહુ પાછળ સાવરણો લઇ વાળતી હતી. તે 'રોફ' કે પોતાની 'વગ' દેખાડવાની ખાતર સૌ રસ્તે જતા આવતાને સલામ કરી, પોતાની ઓળખાણનો મોટો ચક્રાવો દેખાડતો હતો.

"કેમ નથુ શેઠ! શો હુકમ છે સાહેબ!"

"અરે આ બે રખડુ છોકરાં. એના કુતરાને પકડ્યું? આજ ખુબ હેરાન કર્યા છે!"

મકન ને મુળજી છેટેથી હસ્યાઃ "કાં કાલે પકડતાં બચાવ્યું?"

પ્યારેમોહન ને બંસી નરમ પડી ગયાં. એનો ટપુ શામજી સામે ભસતોભસતો આમતેમ આંટા મારતો હતો.

"પકડ સાળાને!" નથુ શેઠે એક લાકડીથી ટપુને હાંકી કાઢ્યો ને કુતરો પ્યારેમોહન તથા બંસીનો સાદ સાંભળી ત્યાં આશ્રય માંગવા દોડ્યો; ત્યાં શામજીએ ચાલાકીથી આબાદ પકડી લીધો, ને ગર્વથી બોલ્યોઃ "લ્યો સાહેબ!"

પ્યારેમોહન ને બંસી બગીચામાંથી દોડ્યાંઃ "એલા એ કોનો કુતરો છે? દેખાડ પટો!" બંસી ગળગળી થઇને બોલીઃ "બાપુ! મારું કુતરું છે. છોડી દે!"

"હા હા. કીકલો છુંનાં?" શામજીએ કુતરા પકડવાના દશબાર વર્ષના અનુભવથી જે દયાનો ઝરો પ્રાપ્ત કર્યો હતો તે દેખાડ્યો.

"એલા મુકતો નહીં!" એક સાદ આવ્યો.

"કાં બાપુ?" બંસીનો ગળગળો સ્વર બીજા બે ચાર હોકારામાં ડુબી ગયો.

"ઠીક થયું!" મકન છેટેથી બોલ્યો. "કાલે જ મારું ભાત અભડાવ્યું હતું!"

પ્યારેમોહન પથ્થર લઇ દોડ્યો. ચારે તરફથી હાં હાં ના પોકાર થવા લાગ્યા. મુળજી આવી પહોંચ્યો હતો: "કાં લેતો જાને? ગગો કેરી લઇને ભાગ્યો, ને હજી તો ભાઇની વાત કરે છે!"

પ્યારેમોહનનો છુટેલો પથ્થર ટપુનેજ લાગ્યો, ને કુતરો બમણા દર્દથી રાડ પાડી ઉઠ્યો. બધા બકાલીઓ હસી પડ્યા, ને બંસી મોંને હાથેથી ઢાંકી રોઇ પડી.

શામજી કુતરાને દૂર ખેંચી જતો હતો, ને તેમ તેમ એના દર્દથી ધીમા થતા શબ્દો બંસીને બમણો શોક આપતા હતા. બંને નિરાધાર છોકરાં સામે આખી માર્કેટ હતી, ને એમનો નાનો કુતરો ઝુંટાઇ ગયો હતો. બંસી ને પ્યારેમોહન આખી રાત રોયાં. પણ મોટાં માણસો તો જાણે કે છોકરાંને ખાવાનું આપ્યું પછી છોકરાંને વળી આવી લપ શી?

તે દિવસે પ્યારેમોહન ને બસી તેમની પાસે પાણી ઉડાડતાં ઉભાં રહ્યાં નહીં. એમની રમતમાં ભંગાણ પડયું હતું. ટપુ વિના એમની સાથે સોડમાં સુનાર કોણ હતું? કુતરો આખી રાત આ છોકરાં પાસે પડ્યો રહેતો ને ગમે તેવી અંધારી રાતે પણ છોકરાં નીરાંતે સુતાં.

બીજે દિવસે પ્યારેમોહન સાંજે મોડેથી એકલો ફરીને આવ્યો. બંસી આજે સ્ટેશને ગઇ હતી, ને આખો દિવસ ઉતારુઓનાં પોટકાં ઉપાડી ત્રણ આના પેદા કર્યા હતા. આજે એણે કોઇ બકાલી પાસે ચીભડાની ચીર સરખી પણ માગી નહીં ને બકાલીઓ સૌ એક કર ગયો જાણી છાના હસતા હતા. બંસી પ્યારેમોહનની રાહ જોતી હતી. એના મનમાં કે પ્યારેમોહન આવે તો કાંઇક ખાઇએ. એટલામાં પ્યારેમોહન દૂરથી દોડતોજ આવતો હતો. એના ચહેરા પર આનંદ હતો!

"બંસી!" મોટી શોધ કરી હોય તેમ પ્યારેમોહન બોલ્યો: "કાલે તું એકલી રહીશ?"

"કાં?"

પ્યારેમોહન છેક પાસે આવ્યો: "જો કાલે કુતરાનો ડબ્બો ઉપડે છે, ને હું પાછળ ચાલ્યો જઇશ. ટપુ બહાર નીકળે કે તરત ઉપાડીને ચાલ્યો આવીશ."

"હું ભેગી આવું તો?"

"ના બા. તું પાછી થાકી જા, ને રોતી જા."

"ઠીક, આજે તેં ખાધું?"

"ના."

બંસીએ સંતાડેલા ગાંઠીઆ કાઢ્યા ને બંને જણાં ખાવા લાગ્યાં. નળનું પાણી પીધું, ને ઓટલા પર વાતો કરતાં સુતાં. એક બીજાના શ્વાસ ભટકાય એટલાં નજીક બંને નિર્દોષ બાળકો એક બીજાની હુંફમાં પડ્યાં હતાં, ને શાંતિથી ઘોરતાં હતાં.

સવારે પ્યારેમોહન વહેલો ઉઠી ચાલ્યો ગયો. બંસી સાંજ સુધી એની રાહ જોતી હતી. આજે એણે ઠીક કમાણી કરી હતી, ને કેરી તથા રોટલી ખાવા પ્યારેમોહનની રાહ જોઇ રહી હતી. છેક સાંજ પડી પણ પ્યારેમોહન આવ્યો નહીં. બંસીએ બે ત્રણ વખત લાંબી નજર ફેરવી ખુબ ટીકી ટીકીને જોયું. પ્યારેમોહન કે ટપુ કોઇ દેખાયું નહીં. તે રોવા મંડી. નાનું બાળક આશોપાલવના ઝાડ નીચે આખી રાત પડ્યું રહ્યું, ને સવાર થયું ત્યારે પાછું રસ્તા પર રાહ જોતું ઉભું. એને મન

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૨૦

# રુબાઇય્યાત ઉમર ખય્યામ

અનુવાદક:

રા. મહુમદહુસેન બલસારવી

---

૧

વિસ્મૃત કૈકુબાદ કૈખુસરો કી ટોલીસે મુંહ મોડો,
સોને દો ચાહે જીસ કરવટ, ઉસ રુસ્તમ કો ભી છોડો,
ભોજનાર્થ હાતિમતાઇ કો લોગોંકો પુકારને દો,
વૃદ્ધ ઉમર ખયામ-સંગ-તુમ આવો, નિજ નાતા જોડો!

કીસી વિકીર્ણ વનખંડી કો મેરે સાથ ચલે આઓ,
શસ્ય દેશ સે મરુસ્થલીકી જહાં ભિન્ન સીમા પાઓ,
જહાં ગુલામો સુલ્તાનોંકે નામ નહીં સે સુન પડતે,
તુચ્છ ગીનો સિંહાસનસ્થ મહમુદશાહકો, આ જાઓ!

૨

ઉષાકી સુવર્ણકિરણોને જબ પહેલા પ્રકાશ ડાલા,
સુના સ્વપ્નમેં મૈંને માનોં ગુંજ રહી હૈ મધુશાલા:
"ઉઠો ઉઠો ઓ મેરે બચ્ચો, પાત્ર ભરો, ન વિલંબ કરો,
સુખ ન જાવે જીવનહાલા રહજાવે ખાલી પ્યાલા!"

૩

ખીલતી હૈ સરિતા કે તટ પર જબ પાટલ-પ્રસૂન-માલા;
પીઓ વૃદ્ધ ખય્યામ સંગ તબ તુમ ઉમંગસે ગુલ્લાલા!
ઉસસે ભી કાલી મદિરા જબ લેકર, કાલદૂત આવે,
ઝીઝકો મત તબ તુમ ઉસકા ભી પી લો ખુશી ખુશી પ્યાલા.

# રુબાઇય્યાત ઉમર ખય્યામ

અનુવાદક :
રા મહુમહહુસેન અન્સારવી

---

૧

વિસ્મૃત કૈકુબાદ કૈખુસરો કી ટોલીસે મુંહ મોડો,
સોનેદો ચાહે જીસ કરવટ, ઉસ રુસ્તમ કો ભી છોડો,
ભોજનાર્થે હાતિમતાઇ કો લોગોંકો પુકારને દો,
વૃદ્ધ ઉમર ખય્યામ-સંગ-તુમ આવો, નિજ નાતા જોડો!

કીસી વિકીર્ણ વનખંડી કો મેરે સાથ ચલે આઓ,
શસ્ય દેશ સે મરુસ્થલીકી જહાં ભિન્ન સીમા પાઓ,
જહાં ગુલામો સુલ્તાનોંકે નામ નહીં સે સુન પડતે,
તુચ્છ ગીનો સિંહાસનસ્થ મહમુદશાહકો, આ જાઓ!

૨

ઉષાકી સુવર્ણકિરણોને જબ પહેલા પ્રકાશ ડાલા,
સુના સ્વપ્નમેં મૈંને માનોં ગુંજ રહી હૈ મધુશાલા:
"ઉઠો ઉઠો ઓ મેરે બચ્ચો, પાત્ર ભરો, ન વિલંબ કરો,
સુખ ન જાવે જીવનહાલા રહજાવે ખાલી પ્યાલા!"

૩

ખીલતી હૈ સરિતા કે તટ પર જબ પાટલ-પ્રસૂન-માલા:
પીઓ વૃદ્ધ ખય્યામ સંગ તબ તુમ ઉમંગસે ગુલ્લાલા!
ઉસસે ભી કાલી મદિરા જબ લેકર, કાલદૂત આવે,
ઝીજકો મત તબ તુમ ઉસકા ભી પી લો ખુશી ખુશી પ્યાલા.

પણ જગન્નાથના જીવનની અદ્‌ભુતતા તો આપણે બીજેજ શોધવી જોઇએ. વર્ષાઋતુની કોઇક અલૌકિક સંધ્યાનાં વાદળાં માર્તંડરાજને આવરતાં છતાં તેનો મહિમા જેમ સહસ્રધા વધારી મુકે છે તેમ અનેક સુરસિક કિંવદંતીઓ કવિરાજની જીવનકથાને સુહાગી રંગોથી રંગી છે અને તેમને અમરત્વના અધિકારી બનાવ્યા છે. તે ચિત્ર દોરવાનો યત્કિંચિત્ પ્રયાસ હવે કરીએ

તાંજોરનરેશના અરસિક દરબારમાં તેને ઓળખનાર કોઇ નીકળ્યોજ નહીં. ઉલટું, ત્યાં તો તેનો માનભંગ થયો એટલે સ્વભૂમિ કરતાં પણ સ્વમાનને મહત્તર માનનાર તે સુકુમાર રસાત્માએ વતન છોડયું.

રસ્તામાં એ જયપુર રોકાયા. ત્યાં શાસ્ત્રાર્થ કર્યા, સભાઓ જીતી અને સંસ્કૃત ગ્રંથમહાગ્રંથોના અભ્યાસમાં નવું ચેતન પ્રગટાવ્યું. તેમની પ્રેરણાથી ત્યાં પાઠશાળા સ્થપાઇ, અને ભણતા બ્રાહ્મણબટુકોને સંસ્કૃત વાઙ્મયના સમુદ્ધારકો બનવા આશીર્વાદ દઇ જગન્નાથ દિલ્હી તરફ સંચર્યા. માર્ગમાં તેમણે લોકવાયકા સાંભળી કે કોઇ કાજી પંડિતોને વાદવિવાદમાં હરાવી તેમની પાસે ઇસ્લામની સર્વોપરિતા ફેરફેર સ્વીકારાવતો હતો. જગન્નાથને આ શરમ અસહ્ય થઇ પડી. દીલ્હી પહોંચી તેમણે બરાબર એક વર્ષ સુધી ફારસીનો અને કુરાનનો અભ્યાસ કરી લીધો પછી કાજીને કહેણ મોકલ્યાં અને ભરસભામાં તેનાજ મઝહબ વિષે કેટલુંક નવું જ્ઞાન તેને આપી હાર કબુલાવી.

આ વિજયની વાત દીલ્હીનરેશને પહોંચી. જગન્નાથને તેણે તેડાવ્યા અને વિદ્યાવિશારદોની પોતાની સંસદમાં તેમને સ્થાન આપ્યું ત્યાં રહી શાંત અને નિશ્ચિંત જીવન ગાળતાં તેમણે 'ભામિનીવિલાસ,' 'રસગંગાધર,' 'અસફવિલાસ' આદિ ગ્રંથો રચ્યા. તેમની કીર્તિ જેમજેમ પ્રસરતી ગઇ તેમતેમ નાના મોટા હરીફો પણ ઘણા જન્મ્યા હશે એમ લાગે છે. પ્રાસ્તાવિક વિલાસમાંની સચોટ અને માર્મિક અન્યોક્તિઓમાંની કેટલીક તેવાઓને લાગુ પડતી જણાય છે. આ અરસામાં જ કોઇક બીજા રાજવંશીએ તેમને કહાવ્યું કે મારા દરબારમાં આવી રહો તો વધારે સુખી ને સમૃદ્ધિવાન્ થશો. પંડિતરાજે પાઠવેલા ઉત્તરમાં અભિમાન અને અચળ સ્વામિનિષ્ઠા બન્ને હતાં.—

दिल्लीश्वरो वा जगदीश्वरो वा
मनोरथान् पूरयितुं समर्थः ॥
अन्यैर्नृपालैः परिदीयमानं
शाकाय वा स्याल्लवणाय वा स्यात् ॥ १ ॥

આ ખુશામતના બદલા તરીકે, કે પછી તેની અસાધારણ વિદ્વત્તાના પારિતોષિકરૂપે, બાદશાહે બીજા ખાસ અફસરોની જેમ જગન્નાથની પણ રૂપા સાથે તુલા કરાવી ને જે વજન થયું તેટલું રૂપું—તે વખતના લગભગ સાડાચાર હજાર રૂપીઆ જેટલું—તેમને આપ્યું.*

---

૧ દીલ્હીપતિ કે જગદીશ વા તો
મનોરથોને પુરવા સમર્થ,
આપે નૃપાળો અતિ અન્ય તોયે,
કાં શાકમાં કે લવણે જતું તે

* જુઓ 'આઇન-ઈ-અકબરી' (બ્લોકમાનના ભાષાન્તરના પહેલા પુસ્તકના પૃષ્ઠ ૨૬૬ પરની ટીપ)

હવે કવિરાજ મહેલમાં પણ આવતાજતા થયા. બાદશાહના ખાનગી વિદ્યાવિલાસમાં સહાયરૂપ થયા અને ત્યાંની વિદ્વચ્ચર્ચામાં પણ સર્વશ્રેષ્ઠ પ્રકાશવા લાગ્યા. એવી એક બેઠક વખતે, પડખેના બંધ ઓરડાના બાર પાસે રાજકુમારી લવંગી હળવે પગલે આવી, તડ પર આંખ માંડી, જે પ્રસિદ્ધ યુવાન્ પંડિતની ખ્યાતિ ઘેરેઘેર પ્રસરી હતી, તેનાં ધરાઇને દર્શન કર્યાં—અને તેની વિહ્વળ દશા શરુ થઇ.

થોડા દિવસ પછી, ગ્રીષ્મને એક પાછલે પહોરે બાદશાહ અને પંડિતરાજ શેતરંજ ખેલતા હતા. પંડિતરાજને તરસ લાગી; તેમણે પાણી મંગાવવા વિનંતિ કરી. બાદશાહને પણ રમતના રંગમાં એક સરસ તરંગ સુઝયો. તેણે જનાનામાં કહેવડાવ્યું કે લવંગીજ સ્વચ્છ ને શીતળ જળનો કળશ લઇને આવે. તે દૂરથી આવતી દેખાઇ કે બંને પુરુષો તેને નીરખી રહ્યા.

"શી ખુબસુરતી!" પંડિતે ઉદ્‌ગાર કાઢયો. બાદશાહે જોયું કે આ બ્રાહ્મણ ઘાયલ થઇ ચુકયો.

"એનું વર્ણન કરો જોઇએ, કવિરાજ!"

"જોહુકમ, નામવર!" અને સભારંજની શૈલીના સ્વામીએ શીઘ્રકવિત્વ અજમાવ્યું:—

इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा
कुसुंभारुणं चारु चेलं दधाना ॥
समस्तस्य लोकस्य चेतःप्रवृत्तिं
गृहीत्वा घटे न्यस्य यातीव भाति ॥ ३ ॥

બાદશાહ ખુશ થયો. લવંગી શરમાઇ ગઇ. તેણે બંને જણને પાણી પાયું. પીતાં પીતાં દીલ્લીશ્વરે કહ્યું: "જગન્નાથરાય, આ શ્લોક માટે તમે કહો તે ઇનામ."

જગન્નાથે ફરી મીટ માંડી યવનબાલાને નીહાળી: "આપશો, નામવર?"

"એમાં શક શો?" બાદશાહને પોતાની સર્વશક્તિમત્તા માટે કદી શંકા થઇજ નહોતી.

"ત્યારે સાંભળો"—અને તેણે વરદાન માગ્યું:

न याचे गजालिं न वा वाजिराजिं
न वित्तेषु चित्तं मदीयं कदाचित्—

કેવો નિઃસ્પૃહ છે?—બાદશાહે વિચાર્યું. પણ ત્યારે એ માગશે શું? પેલીથી હસીહસી પડાતું હતું......

इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा
लवंगी कुरंगीदृगंगीकरोतु ॥ ४ ॥

બાદશાહ ચકિત થયો. ઘડીભર એ વિચારમાં પડયો કે આ કવિ અંતર્યમકનો વિલાસ રમે છે કે ખરેખરજ મારી પુત્રીને પરણવા ચાહે છે? તેણે લવંગી સામે જોયું.

---

૩. ધર્યો મસ્તકે કુંભ જે સુસ્તનીએ,
કસુમ્બી વળી વસ્ત્ર ધાર્યું રુપાળું;
સહુ લોકની ખેંચી એ ચિત્તવૃત્તિ,
લઈ કુંભમાં જતી જાણે જણાતી.

૪. ન યાચું ગજો કે ન અશ્વોની પંક્તિ,
નહીં વિત્તમાં ચિત્ત મારું કદાપિ;
ધરી કુંભ માથે ઉભી સુસ્તની જે,
મૃગાક્ષી લવંગી સ્વીકારો મને એ.

તેમાં ચાર વિલાસ છે: પ્રાસ્તાવિક, શૃંગાર, કરુણ અને શાંત. સળંગ કથા કે ક્રમિક કાર્ય-વિકાસ જેવું પ્રત્યેક વિલાસમાં પણ કંઈ નથી. ભર્તૃહરિ અને અમરુની કૃતિઓ પેઠે એકેક શ્લોક એકેક મુક્તક છે. આત્મજ્ઞાન અને બોધ-વચનો, શૃંગાર અને વૈરાગ્ય: એ સંસ્કૃત કવિઓના માનીતા વિષયોનું પરંપરાનુસારી નિરૂપણ તેમાં નજરે પડે છે. આમ હોવા છતાં તેમાં વચને વચને દૃષ્ટિએ પડતો જગન્નાથની પ્રતિભાનો ચમત્કાર વાચકને અસાધારણ રસાનુભવ કરાવ્યા વિના રહેતો નથી. એકાદ બે દૃષ્ટાંત લઈએ —

मूलं स्थूलमतीव बन्धनदृढं शाखाः शतं मांसलाः
वासो दुर्गमहीधरे तरुपते कुत्रास्ति भीतिस्तव ॥
एकः किन्तु मनागयं जनयति स्वान्ते ममाधिज्वरं
ज्वालालीवलयीभवन्नकरुणो दावानलो घस्मरः ॥ ५ ॥

काव्यात्मना मनसि पर्यणमन्पुरा मे
पियूषसारसमास्तव ये विलासाः ॥
तानन्तरेण रमणी रमणीयशीले
चेतोहरा सुकविता भविता कथं नु ॥ ६ ॥

પણ જગન્નાથનું સૌથી લોકપ્રિય ને સૌથી મધુર કાવ્ય તો 'ગંગાલહરી.' અદ્ભુતતામાંથી જન્મેલા એ અમરસ્તોત્રની પંક્તિમાં અનન્ય સૌંદર્ય ને અર્થગૌરવ છે. પતિતપાવની જાહ્નવીએ એવી તો ભવ્ય પ્રેરણા જગન્નાથના હૃદયમાં ભરી છે કે સંસ્કૃત સાહિત્યના સ્તોત્રરત્નાકરોમાં પણ આવું અપૂર્વ ને પદેપદે કાવ્યરસે રસાયેલું રત્ન શોધ્યું જડે તેમ નથી. સ્તુતિ કરતાં કરતાં પણ કવિની કલ્પના ક્યાંથી ક્યાં પહોંચે છે?—

प्रभाते स्नातीनां नृपतिरमणीनां कुचतटी-
गतो यावन्मातर्मिलति तव तोयैर्मृगमदः ॥
मृगास्तावद्वैमानिकशतसहस्रैः परिवृता
विशन्ति स्वच्छन्दं विमलवपुषो नन्दनवनम् ॥ ७ ॥

બ્રહ્મની અનિર્વચનીયતા તે ગંગામાં પણ જુએ છે —

---

૫. જાડું મૂળ સુબન્ધનોથી દૃઢ ને જાડી ઘણી ડાળીઓ,
રે તું દુર્ગમ પર્વતે તરુપતિ ! ભીતિ તને ક્યાં થકી ?
તોયે જ્વાલસમૂહથી પ્રસરીને જે બાળતો ઘાતથી,
તે દાવાનલ એક પીડા કરતો ચિંતા મને તો નકી.

૬. હૈયે થયા મમ અને દૃઢ કાવ્યરૂપે,
પીયૂષના રસ સમા તુજ જે વિલાસો.
તેના વિના મમ, મનોજ્ઞશીલવાળી !
ક્યાંથી થશે સુકવિતા મમ ચિત્તહારી ?

૭. પ્રભાતે ન્હાતી સૌ નૃપતિરમણીના કુચતટે,
રહેલી કસ્તુરી તવ જલમહીં માત ! ભળતાં,
હજારો દેવોથી પરિવૃત થઈ સર્વ મૃગ તે,
પ્રવેશે સ્વેચ્છાએ વિમલવપુ થૈ નંદનવને.

न यत्साक्षाद्वेदैरपि गलितभेदैरवसितं
न यस्मिञ्जीवानां प्रसरति मनोवागवसरः ॥
निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो
विशुद्धं यत्तत्त्वं सुरतटिनि तत्त्वं न विषयः ॥ ८ ॥

અને આ બે શ્લોકોમાં કવિરાજનું કવિત્વ ઉચ્ચતમ કક્ષાએ પહોંચે છેઃ—

अलभ्यं सौरभ्यं हरति सततं यः सुमनसां
क्षणादेव प्राणानपि विरहशस्त्रक्षतभृताम् ॥
त्वदीयानां लीलाचलितलहरीणां व्यतिकरात्
पुनीते सोऽपि द्रागहह पवमानस्त्रिभुवनम् ॥ ९ ॥

प्रदोषान्तर्नृत्यत्पुरमथनलीलोद्धृतजटा-
तटाभोगप्रेङ्खल्लहरिभुजसंतानविधुतिः ॥
बिलक्रोडक्रीडज्जलडमरुटंकारसुभग-
स्तिरोधत्तां तापं त्रिदशतटिनीतांडवविधिः ॥ १० ॥

આક્રમણ કરતા હયદળની ગતિ જેવા ધ્વનિવાળું વૃત્ત જગન્નાથે 'અશ્વધાટી' કાવ્યમાં યોજ્યું છે. એ રામ નામના પોતાના પૌત્રની કામના પૂર્ણ કરવા તેમણે લખ્યુ હતું એમ કહેવાય છે. તેમાં પણ દેવસ્તુતિ ને ઉપદેશ નજરે પડે છે. તેના વૈચિત્ર્યનો કૈંક ખ્યાલ એક નમુનાથી આવશેઃ—

वन्दारुलोकततिमंदारपादपममंदायमानकरुणं
वृंदावनोद्धपशुवृंदावनं प्रणतवृंदारकं चरणयोः ॥
नंदादृतं कुशलसंदायि तत्किमपि कंदायितं श्रुतिगिरां
कुंदाभकीर्ति मुचुकुंदार्चितं हृदि मुकुन्दाह्वयं
स्मर महः ॥ ११ ॥

અંતર્યમકના પ્રયોગોથી ભારોભાર ભરેલા આ 'કાવ્ય'માં કૃત્રિમતા બેહદ છે અને તેથી જગન્નાથ સરખા આજન્મ કવિએ તે ન લખ્યું હોય એવી એક માન્યતા છે તેને વાસ્તવિક ગણીએ તોપણ કૈં ખોટું નથી. જ્યારે આત્મામાં ચૈતન્ય ન હોય, કલ્પનામાં પ્રસાદ ન હોય, હૃદયો ઊર્મિહીણાં બન્યાં હોય અને બુદ્ધિના ઉપરચોટીઆ વિલાસોમાંજ જીવનની રસિકતા સમાતી મનાય, ત્યારેજ

---

૮. અરે! વેદો ભેદોરહિત પણ કૈં ના કહી શકે!
ન જીવોનાં વાણી મન પણ વળી જ્યાં જઈ શકે;
પ્રભાવે જે પોતે તમ દૂર કરે નિત્ય, અગુણી,
પ્રકાશી તે તત્ત્વ તું જ, વિષય ના તું સુરધુની!

૯. સદાયે જે વાયુ કુસુમસુરભિ દુર્લભ હરે,
ક્ષણે પ્રાણો લેતો વિરહઅસિએ ઘાયલતણાઃ;
સ્વભાવે ચાલંતી તુજ લહરીના સ્પર્શથકી તે,
ત્રિલોકીને શીઘ્રે પુનિત કરેલો ચિત્ર અતિ એ!

૧૦ પ્રદોષે જ્યાં નૃત્યે કરી કંઈ શિવે કમ્પિત જટા,
થયાં તેથી જેમાં ચલિતલહરી હસ્તલટકાં;
ગુફામાં નાચંતા જલડમરુડંકાથી મધુરું
શમાવો તાપો તે મમ સુરનદીતાંડવ રૂડું.

૧૧. વંદન કરનાર જનસમૂહને કલ્પતરુસ્વરૂપ (ઇચ્છિત ફળ આપનારું), અત્યંત કરુણાળુ, વૃંદાવનમાં ઉછરેલા પશુવૃંદનું રક્ષણ કરનારું, ચરણોને વીશે દેવોએ વંદન કરાએલું, નંદરાયે સત્કારેલું, સર્વનું કલ્યાણ કરનારું, વેદવાણીના મૂલરૂપ, કુંદપુષ્પ સરખી ધવલ કીર્તિવાળું અને મુચકુંદે પૂજએલું એવું 'મુકુંદ' નામનું જે તેજ તેનું તું હૃદયને વીશે સ્મરણ કર.

આવાં કાવ્યાભાસી પણ ગુંથવાનું સૂઝે છે જગન્નાથનો કાલ છેક તેવો નહોતો જે યુગે જગતને તાજમહાલ અર્પ્યો તેના કવિતા પણ કલાતત્ત્વથી છેક વિમુખ તો શી રીતે હોય? એટલું ખરું કે પરમ શુદ્ધ ભાવના વાચકના મનોરાજ્યમાં જે ઉત્કટ, સૂક્ષ્મ ને આહ્લાદક વાતાવરણ ઉત્પન્ન કરે છે તે પ્રકારની કૃતિઓ જગન્નાથની નથી; તોપણ, કવિતામાં જેમ પાંડિત્ય વધુ સીંચાય તેમ તેની ગુણવત્તા વધે એવી જે જમાનાની રસભાવના હતી, તે જમાનામાં આ એકજ કવિ અપવાદરૂપ નીવડ્યો જેણે મનોરંજક ને ચિર રુચ્ય કાવ્યોથી સાહિત્યની સમૃદ્ધિ વધારી અને 'કલ્પા મહા કવિ'નું અમોલું પદ પામ્યો. અને તેથીજ સંસ્કૃત કવિઓના બીજા વર્ગમાં તો તેનું સ્થાન એકક ઉચ્ચું છે અને રહેશે.

સાહિત્યકાર પહેલો મનુષ્ય છે અને પછીજ કવિ, કથાકાર કે નિબંધલેખક છે. તેની માનવતા જેટલી સુવિકસિત, અને તેનું વ્યક્તિત્વ જેટલું પ્રભાવશાળી, તેટલીજ તીવ્રતાથી ને ઉત્કટતાથી જીવનની કવિતા તે પ્રજાળી શકે. આ ન્યાયે, જગન્નાથના રસમંદિરની આ માનસયાત્રા પરથી એટલું તો અવશ્ય પ્રતીત થશે કે તેમના વ્યક્તિત્વની નિરવધિ મોહકતા તેમની કાવ્યકલા કરતા પણ વધારે રમણીય ને આકર્ષક હતી *



## રાખડી



રચનાર

રા. ભદ્રશંકર મંછારામ ભટ્ટ

આણું વીરાને ધરમ-રાખડી રે લોલ,
મારી માવડીએ ગુંથીને એ દીધી જો
હીરે હીરે ચળકે છે ચમક વીજના રે લોલ,
મઢ્યા લાગ્યા વીણી વીણી સાથ જો. આણું
પુનિત ધર્મતણાં સૂત્ર-સૂત ગુંથિઉ રે લોલ,
પરમ-કર્મ પરમ ધર્મનો સુવાસ જો. આણું
દયા પ્રેમના આયુધ શોભે વીરને રે લોલ,
સમર એક સત્ય કાજ ધરો ઉર જો. આણું.
વીરા જન્મો જગે પરસેવના રે લોલ,
મનુજજન્મનો આદેશ નહીં અન્ય જો આણું.
વીરા દોરો નહીં બંધન ધર્મનું રે લોલ,
નહીં શોભા માટી છે મોંઘા મૂલ્ય જો આણું.
મારી માવડીનો જાયો કેરો મીઠડો રે લોલ,
એ રૂપે દીધો છે મને લ્હાવ જો. આણું.

* આ લેખમાંનાં સંસ્કૃત શ્લોકોનાં સમશ્લોકી ભાષાંતર શાસ્ત્રી રા. દુર્ગાશંકર ધીરજરામ પંડ્યાએ રચી આપ્યાં છે




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્યસંસદ.



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી ... | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી ... | ... રાજ્યમાતા. |
| મુંજાલ ... | ... મહા અમાત્ય. |
| ઉદો ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક ... | ... મંત્રી; * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શોભ ... | ... મંત્રી. |
| ત્રિભુવનપાલ ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡ |
| કાશ્મીરાદેવી ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | ... તેની પત્ની. |
| સજ્જન ... | ... સોરઠનો દંડનાયક. |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર ... | ... જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દંમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર મોકલે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની બાળ કાઢવાની પેરવીમાં પોતાના ભવિષ્યના સાળા, અને પાટણ લાટ લેવાથી બળીઝળી રહેલા, રેવાપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક આવે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોઢામાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ મદના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને બોલાવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરિયા વાટે પાટણ તરફ જતાં કાક વચમાં સારી આફત ઉતરી પડે છે, અને પોતાનો વેગ વિશ્વાસુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે. કીનારે ઉભેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બચાવો" લે છે અને વગાડી લઈ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા'ના કહેવાથી રાણકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પોતે સંધિનું જોડું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની ચાલબાજી તરફ વહેમ જાય છે, અને બાબરાભુતને અનાયાસે તે વશ કરી લે છે. પછી તે પુજારીને વેશે રાજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવા ફત્તેહમંદ પ્રયાસ કરે છે અને જયસિંહનું મન દેવડી તરફ ખેંચાતું અટકાવવાનું વચન આપે છે. એટલામાં જગદેવ પરમાર આવતાં તે સંતાઈ જાય છે. જગદેવને પ્રમરાઓથી રાણી કાઢી મુકે છે. કાક સટકીને જગદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું વચન આપે છે. એટલામાં જગદેવ આવી લાગતાં તે અંદર જતો રહે છે. પછી પરમાર અને ઉદો ત્યાં આવે છે. ઉદો જુનાગઢ જોડે સંધિ કરવાની પેરવી બતાવે છે. એટલામાં કાકને જતો જોઈ ખેમાને લઈ વાગ્ભટ આવે છે. પણ કાક પાછો દાખલ થઈ ભેદ ફોડી નાખે છે. ઉદો, જગદેવ તથા કાકે વિધિ માટે જવું એમ કરે છે. દરમીઆન કાકનું રક્ષણ કરવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે.

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૧૬મું

## કાકને કોણે બોલાવ્યો?

જ પાટણમાં [?] અને બારેક ઉંમરના માણસમાં વિચિત્ર લાગે એવી આતુરતાથી મુંજાલ ફર્યો અને અંદરના બારણામાં થઈ એક ઓસરીમાં ગયો. ઓસરીને છેડે એક ખંડમાં એક દાસી બેઠીબેઠી કંઈ સીવતી હતી. મુંજાલે તેને પૂછ્યું. "મોટાં બા ક્યાં છે?"

"નહીં તો શું કરત?" તેણે પણ મજાકમાં પુછ્યું.

"લીલાદેવીને પટરાણી પદથી ખસેડવી પડત ને કાકને લાટમાં સડવા દેવો પડત." જરા ગાંભીર્યથી મુંજાલે કહ્યું.

મીનળદેવી થોડીવાર ગંભીર રહી. પછી તેના મગજમાં કૈંક વિચાર આવ્યો. તે હસી. "અરે ભગવાન્! ચાલીસ વર્ષ પહેલાં હું પાટણનો મહાઅમાત્ય હોત તો એવા પુરુષોને એવી શિક્ષા જરુર કરત."

."તે પુરુષ એવી શિક્ષાનો હીસાબ ગણત ખરો કે?" મુંજાલે હસીને જવાબ દીધો. તેનું મુખ ભૂતકાલના રંગ સ્મરી જરા દીપી ઉઠ્યું. પછી ગંભીર મુખે તેણે ઉમેર્યું: "દેવી! બધામાં આપણી શક્તિ ને આપણી બુદ્ધિ નથી. હવે તો આપણે સોલંકી કુલની કીર્તિ સાચવવાની છે–એટલે કૈં જોખમ ખેડાય એમ નથી."

"હા!" ગંભીર થઇ મીનળદેવીએ કહ્યું. "હવે આ કાક જો તારું ધાર્યું કરે—"

"કરશેજ. લીલાદેવીને માનીતી પટરાણી રાખવા તો એ મથશેજ. એટલે દેવડીની વાત બનશેજ નહીં."

"પણ જયદેવ એની પાછળ ગાંડો થઇ ગયો છે."

"એની મેળે એનું ગાંડપણ છોડશે. કાક છે એટલે આપણે બોલવું નહીં પડે. હવે લીલાદેવી જો જયદેવને રીઝવી શકે તો પછી કૈં મુશ્કેલી નહીં પડે. તમે પ્રેમકુંવરને કહ્યું હતું. મેં પણ શોભને કહ્યું છે કે બંને મને મળી જાય."

"એ છોકરી એવી આડી છે કે લીલાદેવીને ઓઝલી કરવા આકાશ ને પાતાળ એક કરશે."

"લીલાદેવીને મન ગાવાનું કામ સહેલું નથી." મુંજાલે કહ્યું. ને કોઇના પગનો અવાજ સાંભળી પુછ્યું: "કોણ એ?"

"એ તો બાપુ! હું વસ્તો. ભટરાજ આવ્યા છે."

મુંજાલ ને મીનળદેવીની નજર મળી. "આવવા દે." મુંજાલે કહ્યું. કાક દાખલ થયો, રાજમાતા ને મહામંત્રીને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા ને હાથ જોડી ઉભો રહ્યો.

"કેમ કાક! કેમ છે? બેસની." મીનળદેવીએ કહ્યું. કાક બેઠો. "મંજરી કેમ છે?"

"આનંદમાં છે."

"ને કૈં છોકરાં છેને–જાણે?"

"હા બા, એક છોકરી ને એક છોકરો."

"તે પણ આનંદમાં છે?"

"હા, આપના આશીર્વાદથી."

"ઘણે દહાડે તું અમને મળ્યો." મીનળદેવીએ કહ્યું.

"આપને પ્રતાપે મને લાટમાં નીરાંત છે." કાકે જવાબ વાળ્યો.

"તું પણ એવું બોલતાં શીખ્યો કે?" મુંજાલે હસીને કાકને પુછ્યું: "તને વળી નીરાંત વળે છે ખરી કે?"

"મહારાજાની સેવામાં મને નીરાંતજ લાગે છે."

"લાટની શી સ્થિતિ છે?" મુંજાલે પુછ્યું.

"બધું સારું છે. માત્ર આંબડ આવ્યો છે તેની બીક લાગે છે."

"કેમ?"

"ભુલ કરવાનો એનો સ્વભાવ લાગે છે." મુંજાલ ને મીનળદેવી હસ્યાં.

"ઉદા મહેતા મંજરીને સાધ્વી બનાવવાના હતા એ તું વીસર્યો હોય એમ નથી લાગતો."

"એ તો મહેતાજી! હુંએ નથી ભુલ્યો ને એ પણ નથી ભુલવાના."

"કેમ એને મળ્યો કે શું?"

"હા. મહારાજા પાસે અમે બને હતા. વાહડ મને પકડવા સોમનાથ આવ્યો હતો. તેણે મારા સૈનિક ને મારે બદલે અહીંઆં લાવી ખડો કર્યો. કાકને પકડી આણી આનંદ લેના બાપદીકરા સમક્ષ અંદરના ઓરડામાંથી હુ નીકળ્યો. બને જણનું મોઢું જોવા જેવુ થઇ ગયુ હતુ."

"ને મહારાજ!" મીનળદેવીએ હસતાં હસતા પુછ્યું.

"મહારાજ મારા પર ખુશ છે."

"તારાં ચરિત્ર તો હુ જાણુ છુ." મુંજાલે કહ્યુ. "હવે મહારાજે તને કેમ બોલાવ્યો તે તો કહે."

કાક હસ્યોઃ "મહેતાજી! આ ન હોત તો કૈં પુછત, પણ હવે નથી પુછતો."

"પુછીજ નાખની." મીનળદેવીએ હસીને કહ્યુ "હુ તો રાજ્યકારભારમા માથુ મારતી જ નથી."

"ને મે તો વાનપ્રસ્થ લીધુ છે. જે કૈં કહેશે તે સાંભળી લઇશ. મારે સહનશીલતા કેળવવી જોઇએ નહીં!' મુંજાલે પણ હસીને કહ્યુ.

"મંત્રીવર્ય! ત્યારે સાંભળો. કેટલાક દહાડાથી મને એક સંશય તો હતો."

"શો?"

"કે આ પાટણનુ થવા શુ બેઠુ છે. કોઇ રાં' ને જીતી નથી શકતુ ઉદા મહેતા મહારાજના જમણા હાથ થઇ બેઠા છે નાના આ અણમાનીતાં થવા લાગ્યાં છે પરદેશી ને પિશાચોના જોર પર પાટણનો રાજા કુદે છે. પાટણી યોદ્ધાઓની અવગણના થાય છે એટલેથી પુરું નહીં થયું તે અમતોલી લાટમાં આંબડ મહેતા મારી જગ્યાએ બેઠા ને મારા જેવા નિર્દોષને પકડવા કે મારવા ડગલેડગલે માણસો મુકાયા મને લાગ્યુ કે મુંજાલ મહેતા ગયા ક્યાં!"

મુંજાલ મહેતા ખડખડ હસ્યા "સ્વર્ગે સીધાવ્યા કે શું?"

"મને એવુ લાગવા માંડ્યુ હતુ." કાકે હસીને જવાબ દીધો "પણ આજ્ઞાપત્ર જોઇ કૈંક વિચાર બદલાયો"

"કેમ?" મીનળદેવીએ કહ્યુ.

"પંદર વર્ષે મારો એકદમ ભાવ વધી ગયો."

"કેટલું અભિમાન! લાગમા સ્વચ્છંદે રાજ્ય કરતા દુર્ગપાલને રાજા બોલાવે નહીં તો બીજુ શુ કરે?"

"કે પછી હોળીમાં નારીયેળ વધેરવાની મહાઅમાત્યને જરૂર પડી હોય તો બીજું શુ કરે?"

મુંજાલની આખમાં પ્રગમા ચમકી રહી. "મહાઅમાત્ય હવે ઘરડો થયો છે"

"આપની સાથે કુસ્તી કરવાની મારી હીંમત નથી." કાકે મુંજાલના સ્નાયુ તરફ નજર કરી કહ્યું. "બા! તમને શુ લાગે છે?"

"તારી બુદ્ધિ ને બળ બને તેવા ને તેવાજ રહ્યા છે એમ ચોખ્ખું દેખાય છે"

"ત્યારે હવે મને કેમ હોમવો છે બોલો!" કાકે કહ્યુ.

"કાક! દીકરા!' મુંજાલે કહ્યું. "બા કહે છે તે વાત ખરી છે. તારી જોડી નથી."

"હવે શુ કરવાનુ છે?' કાકે પુછ્યુ.

"તારી નજરમાં આવે તે કાક' રાજ્યના જીવનમા ઘણી વખત કોઇક પ્રસંગ આવે છે જો તે પ્રસંગ વગાડ્યા, તો. રાજ્યની

માથું ડૂસકાંના જોરથી ઉંચુંનીચું થઇ રહ્યું.

"હં...હં... હવે કોઇ મને તમારી સાથે નહીં વરાવે."

વાહડની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો. "હું જાણું છું." તેણે મહા મુશ્કેલીએ કહ્યું, "મારો વિચાર હતો કે કાકને પકડી લાવી મહારાજ પાસે વર માંગીશ. ઉલટી આ તો એબ્બાબરુ થઇ. મારે તારા બાપના હાથ નીચે લઢવા જવાનું છે." કપાળ પરથી પરસેવો લુછીને વાગ્ભટે કહ્યું.

"બાપા કહેતા હતા કે તમને કવિતા બનાવતાં આવડે છે—લઢતાં નથી આવડતું."

વાહડે નીચું જોયું. "તેં કેમ જાણ્યું?"

"એક દહાડો રાતના બા ને બાપા વાત કરતાં હતાં તે છાનીમાની મેં સાંભળી લીધી. વાહડ—વાહડ—ઓ વાહડ—" પેલીએ નિરાશાભર્યે અવાજે કહ્યું.

"કેમ?"

"હજુ કાક નહીં પકડાય?"

"સમર્થ! એ તો મહારાજાનો માનીતો છે—કે ગાંડી થઇ છે?"

"વાહડ! ત્યારે તારા દાદા મારા દાદાની માફક દંડનાયક કેમ નહીં થયા?"

વાહડે ખેદથી ઉંચું જોયું. તેને ખબર હતી કે તેના મારવાડી દાદાનું ભુખડીબારસ જીવનજ તેની ને વનરાજના મહામંત્રી ચાંપાની વંશજ સમર્થની વચ્ચે આવતું હતું. પણ એ દાદાની સ્થિતિ માટે તે બીલકુલ જોખમદાર નહોતો તે,-આ નાદાન છોકરીને કેમ સમજાવવું તે એને સુઝયું નહીં.

"મારા ભોગ લાગ્યા હતા તેમાં." વાહડે આત્મતિરસ્કારથી કહ્યું.

"ત્યારે તમે કવિ કેમ થયા?" સમર્થે પુછ્યું.

"મારું માથું ફોડવા!"

"તમે એવા કેવા?" સમર્થે ગુસ્સામાં કહ્યું. વાહડે અદબ વાળી.

"સમર્થ! હું જાણું છું કે તારે લાયક હું નથી. હું હવે સંગ્રામમાં જઇશ. મરી જઇશ તો છુટીશ-ને કીર્તિ મળશે તો તે પહેલાં તો તું બીજે ઠેકાણે વરાઇ ચુકી હશે."

સમર્થે ઉંચું જોયું ને ડોળા ફાડી જોઇ રહી. "તમે મરી જશો—ના. ના. ને પછી તમને બાળી દેશે. ના. એવું શું બોલો છો?"

"મારાથી તારા વગર નહીં જીવાય." કવિએ કહ્યું.

"ભાઇ! એમ શું બોલો છો? તમે એવું બોલો છો ને મારો જીવ ગભરાય છે."

"સમર્થ! તું બાલક છે—એટલે મને ક્યાંથી સમજવાની છે? તું તો મને કાલે વીસરી જશે ને તારા વિના કેમે કરી મારી જીંદગી જવાની નથી."

સમર્થને કપાળે કરચલી પડી. તે નાદાન, વગરવિચારી ને તુરંગી હતી. તેને વાગ્ભટ ઘણોજ ગમતો, ને તેની સાથે પરણવાનું ઘણું મન હતું; પણ તે આમ કેમ બોલતો હતો તે તેને સ્પષ્ટ સમજાતું નહોતું. તેણે થોડી વાર સુધી વિચાર કર્યો.

"વાહડ! તેં મારું ગીત પણ બગાડયું. મેં એવું સરસ જોડયું હતું!"

વાગ્ભટ જરા તિરસ્કારથી હસ્યો. "સમર્થ તારું તો જોડકણું બગડયું—પણ મારી તો જોડ ગઇ."

"કેમ?" સમર્થે પુછ્યુ.

[વધુ માટે જુઓ પૃષ્ટ ૫૨૩]



તેમાં છેલ્લી રાતે એક વિચિત્ર બનાવ બન્યો.

બાદશાહના બુરાનપુરના આવાસમાં રાત્રિનું રાજ્ય ધીમે ધીમે જામતું હતું. ખાજાસરા અને બાંદીઓ સર્વ પોતપોતાનાં કાર્યોમાં મશગુલ હતાં. એક હાથીદાંતના પલંગ. ઉપર ફીકકા રોખસાર અને કમજોર બદન છતાં અંગે સૌંદર્ય અને ચશ્મે નુર ભરેલી એક નાજનીન કીનખાબના તકીઆને અઢેલીને બેઠી હતી. તેનાં વાળનાં ઝુલ્ફાં છેક સંગેમરમરની ફરસબંદી સુધી પહોંચતાં હતાં. તેની સામે સૈજદાર અદાથી તેનો ખાવીંદ બેઠો-બેઠો વારંવાર ચિંતાથી દાઢી પસવારતો હતો. વચ્ચે વચ્ચે નર્મગોષ્ઠિ ચાલ્યા કરતી હતી.

બેગમ તે રાતે જેવું બોલી હતી તેવું અગાઉ કદી બોલી ન હતી. શહેનશાહના હાથ નીચે સારા હીંદની રીઆસત હતી. તેનો અમલ સ્ત્રીના જીગરના અંદરના મુલ્કમાં પણ હોય એમજ—હમણાં તેને—લાગી ગયું હતું. મુમતાઝ શાહજહાનની મહોબ્બતની ભુખી હતી, તેની રીઆસતની નહીં. શાદી પછી સોળ વરસ સુધી મુમતાઝ અને બાદશાહ કેટલાં સુખમાં રહેતાં એ સુખને મુકાબલે ખુદ બેહીસ્ત પણ તેમને હીસાબમાં હતું નહીં; તે વખતે શાહજહાન બાદશાહ નહોતો પણ જ્યારથી ગાદી આવી ત્યારથી ખુનરેજીમાંથી, શરાબીમાંથી, સાકીની ઠઠ્ઠામાંથી, રાજ્યની મસલહતોમાંથી એક ઘડીભર પણ તેણે મુમતાઝને વાત કરવાનો અવસર આપ્યો ન હતો. ગાદીનશીન થયા પછી મુમતાઝ તેની માશુક રહી ન હતી. તેના પરની રહેમદીલી કમી થઇ ગઇ હતી. બાદશાહને તેની સાથે વાત કરવાની ફુરસદ ન હતી, ફકત મહેરુન્નીસાની ભત્રીજીનાં હુસ્ન પર આફ્રીન થવામાં, તેની આંખોનાં તેજમાં અંજાવામાં

એક દરખાસ્ત મુમતાઝ બેગમની યાદગીરી-નો એક રોજો બનાવવાની હતી તે બાદશાહને પસંદ પડી. પણ મુમતાઝ માટે મહેલ બનાવનાર કારીગર કોણ? ત્યાં એક મૌલવીએ કહ્યું કે ઇશ્કની યાદગીરી ચણવા માટે ઇશ્કનો બંદો જોઇએ. દીલ્હી શહેરમાં છે કોઇ એવો કારીગર? કોઇએ કહ્યું કે શહેરને છેવાડે ખુણા ઉપરના મકાનમાં એવો એક અદ્ભુત કારીગર તેની બીબી સાથે રહે છે. એ બીબી શીવાય જહાંમાં બીજા કોઇને દેખતો નથી.

× × ×

ચિત્તની વૃત્તિઓ જ્યાં નિર્મલ હોય, નિઃસ્પૃહ સ્નેહજ જ્યાં સર્વોપરિ હોય, ત્યાં સૃષ્ટિનું બધું વાતાવરણ પણ પુણ્ય-રૂપજ બની રહે છે. જાણે ઉંચે રહ્યું રહ્યું કંટાળી ખુદ સ્વર્ગ પણ આવે ઠેકાણે આરામ લેવા થોભી જાય છે. એજ રાતે એજ આગ્રા-માં એક તરફ જ્યારે સર્વ ભય અને ચિંતા-થી વ્યાકુલ હતાં ત્યારે બીજી બાજુ વાદળાંમાંથી બહાર આવતા ચંદ્રના ઝાંખા ઝાંખા પ્રકાશમાં વિવિધ ફુલોની મ્હેંક વચ્ચે ખુણા પરના મકાનના એક સાદા શયનગૃહમાં બે આત્માઓ અનેક મનોરમ વ્યાપારોમાં મશગુલ હતા. ફક્ત વાતોથીજ નહીં, માત્ર આનંદોથી નહીં, કેવળ દીલગીથીજ નહીં પણ જાણે દમ બ દમ એ યુગલનું પરસ્પર આકર્ષણ વધતુંજ જતું. પણ દરીઆની માફક તેમના આનંદો-માં પણ ભરતી ઓટ આવતાં. આજે સકીના-નું દીલ નાશાદ હતું. તેની પ્રેમલ નજરમાં આજે રોજનું ઝલકિન હાસ્ય નહોતું. જાણે કોઇ ખ્વાબ જોતી તે બેઠી હતી. તેવામાં તેનાં ઝુલ્ફાંની એક લટ ચુમી પવનએ સ્થિરતા-નો ભંગ કર્યો.

સકીના ફીક્કું હસીઃ "ઇસા, આ બધું ક્યાં સુધી ચાલશે?" ઇસા આ સવાલે અજબ થયો.

"કેમ ક્યાં સુધી વળી? જીંદગી ટકે ત્યાં સુધી."

"હા, પણ જીંદગી ક્યાં સુધી ટકશે?"

આ પ્રમાણે વાતો શરુ થઇ અને અનેક વાદવિવાદો, નર્મગોષ્ઠીઓ થઇ, પણ કોઇનેએ કલાકો વીત્યા છતાં સંતોષ ન થયો. ફરી પાછો સકીનાનો સવાલ આવીને ઉભો રહ્યોઃ "જીંદગી ક્યાં સુધી ટકશે?"

"તે જાણીને શો લાભ? હજી તો બનેનું જીવન લાંબુ ચાલવાનુંજને!"

"પણ ધાર કે એક અહીંથી ચાલ્યું જાય તો?"

"ધાર કે હું ચાલ્યો જાઉં તો તું શું કરે?"

એ ખ્યાલે સકીના કમકમી ઉઠી. જાણે ત્રાસીને બોલીઃ "બેશક, જ્યાં તું જાય ત્યાં તારી પાછળ આવું, પણ હું ચાલી જાઉં તો તું શું કરીશ?"

આ સવાલનો જવાબ તે આપવાનોજ હતો એવામાં બારણાં ઉપર કોઇએ ટકોરા કર્યા. ઇસા અજબ થયો. આટલું વ્હેલું કોઇ પણ શિલ્પકારને બોલાવવા આવે નહીં. જઇને જોયું તો બાદશાહનો એક પાસબાન શાહી તેડાં સાથે દરવાજે ઇસાને બાદશાહ પાસે લઇ જવા આવ્યો હતો. ઇસા જવું કે ન જવું તેનો વિચાર કરતો હતો તેવામાં તેને સકીના-નું ગમગીન ત્રાસિત મુખ યાદ આવ્યું. તેણે પાસબાનને ના કહી.

બાદશાહ આતુર નજરે રાહ જોઇ રહ્યા હતા. પલ ઉપર પલ જતી અને બાદશાહની

તમન્ના વધતી જતી હતી. પામરાને આવી ખબર કહી કે દસા આવી શકે તેમ નથી. બીજી કોઈ વખત બાદશાહ ગુસ્સે થાત પણ તેને બદલે આ વખતે તેણે એક અફસરને બોલાવવા મોકલ્યો. તેણે આવીને પણ એજ સમાચાર આપ્યા અને થોડા વધારે કલાકમાં તો એવા બીજા સાત આઠ માણસો ત્યાં જઈને સફળ થયા વિના પાછા આવ્યા. બાદશાહના ફરમાનની જરા પણ પરવા ન કરે એવાને જોવાનું બાદશાહને કુતૂહલ થયું ફરી તેણે એક અમલદારને દસાના ન આવવાનું કારણ જાણવા મોકલ્યો. તેણે આવીને જવાબ આપ્યો કે તેની બીબી બેકરાર હોવાથી તેને રીઝવવાના વ્યાપારમાં તે પડ્યો છે અને તેથી આવી નહીં શકે. બીબી સાથે તેને બોલાવવાનો હુકમ કરી બાદશાહ તેના પાછા ફરવાની રાહ જોઈ રહ્યા, પણ તેના મનમાં દસાનાજ વિચારો આવતા હતા. તેને ખરેખર દસા ઉપર રીસ ચઢી હશે! જે બાદશાહ જે સુખ ભોગવી ન શકે તે એ ભોગવે જ કેમ! બાદશાહે તેની માશુકને તજી દીધી હતી અને ફરી કદી તેની સુરત જોઈ શકે તેમ નહોતું, પણ દસા તો તેની માશુકથી દૂરજ થવા માગતો નહતો. તેને મન માશુક એ બાદશાહ કરતાં ઘણી વધારે વહાલ હતી એ માણસના મમની બાદશાહને અનિવાર્ય ઈર્ષ્યા થઈ.

બોલાવવા ગએલ માણસ પાછો આવે તે પહેલા બાદશાહે પોતાના મનનો નિશ્ચય કરી મુક્યો હતો. માણસે પાછા આવી ખબર આપી કે દસા આવવાનો નથી. ચહેરા ઉપરના એક પણ ફેરફાર વિના બાદશાહે આ ખબર સાંભળ્યા અને ભતીજાનું એ વિકટ હાસ્ય તેના મુખે ફેલાયું. આસપાસના લોકો કોઈ અજાણ્યા ચિન્તાના ભારે મુંઝાઈ ગયા આ હાસ્ય નવી દસાનો અંજામ લાવશે એવી સૌને ખાતરી થઈ ગઈ. સલાહકારોમાંના કોઈએ બીજા કારીગરથી કામ લેવા કહ્યું, પણ મૌલવીનો મત એમ હતો કે કામ લેવું તો દસા પાસેથીજ અને નહીં તો એ વિચાર છોડી બીજા કામ માટેનો વિચાર કરવો. બાદશાહને લાગ્યું કે તેની મુરાદ વચ્ચે દસાના સ્નેહનું નડતર છે અને નડતરનું છેકજ નિકંદન કરનાર કુટિલ રાજનીતિ મોગલ બાદશાહોને સહજ હતી તેને સકીનાને મારી નાખવાનો વિચાર આવ્યો. મૌલવીની સલાહ આથી પણ બાદશાહને રુચી. તેણે સકીનાનું ખુન કરી દસાને પકડી મંગાવવા-નો હુકમ કર્યો.

બીજે દિવસે સવારે દસાએ જોયું તો પોતે પહેરેગીરના હાથમાં પડી છે, પાસે સકીનાનું કમરું મુખ ધડથી જુદું મુકું થઈ પડેલું છે અને લોહીથી આખી પથારી રંગાઈ ગઈ છે. અચાનક બનેલા આ બનાવથી તેની બુદ્ધિ બહેર મારી ગઈ જેવો તે સ્વસ્થ થયો તેવું જ પેલું જુદું શિર ઉપાડી તેને ચુમીના વરસાદથી ભરી દીધું, છાતીએ દબાવ તેટલું દબાવ્યું અને શૂન્ય મુખે તેની સામે જોઈ રહ્યો પહેરેગીરોને આ ચોંટી રહેવા જેટલો વખત ન હતો તેઓ એકદમ તેને બાદશાહ પાસે લઈ ગયા કચેરી-મા તેના લોહીભરેલા હાલ જોઈ સર્વના દીલમાં કંપારી છુટી, પણ બાદશાહના દિલ ઉપર કોઈજ દયા આવી શકે નહીં.

બાદશાહે ક્રોધના જાણે અંગાર વરસતી હોય તેવી લાલ આંખ કરી તેને પુછ્યું: "કેમ રે! ફરમાન પ્રમાણે તું કેમ હાજર થયો નહીં?" બંદી એક તિરસ્કારભરી નજર બાદશાહ ઉપર નાખી બેદરકાર બની ચુપ ઉભો રહ્યો. બાદશાહે આગળ ચલાવ્યું: "કેમ મુમતાઝની યાદગીરીમા

એક મહેલ તું બનાવી આપશે કે?" બાદશાહ જવાબ માટે રાહ જોઇ રહ્યા પણ કેદીને મુખે શન્યતા શીવાય બીજું કશું જોવામાં આવ્યું નહીં. કેદીની નજર આગળ બાદશાહ હતા ખરા પણ તે તો એક બીજોજ દેખાવ જોઇ રહ્યો હતો. તેની નજર આગળથી દરબાર આખો ગુમ થઇ ગયો અને આસમાનનાં સોનેરી વાદળાંમાંથી એક પરી ઉતરી આવતી દેખાઇ. તેના મુખ ઉપર કુતૂહલ અને ગમગીની હતાં. કેદી પીછાની શકયો. તે સકીના હતી. જાણે ત્યાં ઉભાં ઉભાં તે સવાલ પુછતી હતીઃ "હું ચાલી જાઉં તો તું શું કરીશ?" ફરીફરી એજ પ્રશ્ન તેના મનમાં આવ્યા કરતો હતો. તેનું સ્વાન ફરી નષ્ટ થયું. બાદશાહે ફરી સવાલ કર્યો. ઇસાને મુખે ક્ષણભર આનંદ ચમકયો હોય તેમ લાગ્યું. તેણે માથું હલાવી હા કહી. બાદશાહે તેને નજર આગળથી દૂર કર્યો. તેને છુટો કરવામાં આવ્યો. રાજમહેલમાં તેને ઓરડા અને જોઇતાં સાધન આપવામાં આવ્યાં.

કચેરીમાંથી બહાર આવતાં ઇસાને શું બની ગયું તે બરાબર સમજાયું. બાદશાહનો ખોફ વહોરવાનો નતીજો ફક્ત સકીનાનું ખુનજ નહોતો પણ એ તો ખુન ઉપરાંત વિરસ જીવનનો ભાર વહન કરતાં જીવવું એ પણ હતો. હનારા થવું એ ઇસાની પ્રકૃતિમાં નહોતું. જીવવું તો સકીનામયજ જીવવું એ. તેનો નિશ્ચય હતો. તેણે પોતાના કામનાં ઓજારો હાથમાં લીધાં.

લોકોને જાણ થઇ કે મુમતાઝની કબર ઉપર રોજો ચણાય છે. દેશવિદેશથી હજારો કારીગરો આવ્યા હતા પણ તે બધાનો ઉપરી કોઇ બેનમુન આદમી હતો. ભુખ કે નિદ્રા તેને અસર કરતાં નહીં. રાત ઉપર રાત તે નકશા ચીતરતો બેસી રહેતો. આરસની લાદી ઉપર હમેશાં કોઇ એકજ જાતની સ્ત્રીની છબી ચીતરતો. પછી તેનું માથું ધડથી જુદું પાડતો. તે પછી એ લાદી ઉપર વિવિધ નકસીકામ કરતો. પથ્થરે પથ્થર મુકાતાં તે જોઇ રહેતો અને સંપૂર્ણ ન લાગે ત્યાં એકલે હાથે તે ભાંગી તોડી ફરી કરતો. આલમનું તેને ભાન નહોતું. વિચારમાં ગીરફતાર થઇ તે ઘણી વાર મકાનના એકાદ ભાગને બોસા લેતો. લોકો કહેતા કે તે દીવાનો છે, પણ કારીગરો તેની મગજ પીછાનતા મુંગે મોંએ તેને અનુસરતા. જ્યારે કારીગરો આરામ માટે જાય ત્યારે પણ એ ત્યાંથી ખસતો નહીં. ધીમેધીમે મકાનનો આકાર જેમજેમ ઘડાવા માંડયો તેમતેમ એ નકસી અને એ ગુંબજની લોકોને કદર થવા માંડી. માંહોમાંહે વાતો થતી કે એવું અજાયબ મકાન તેમણે કદીએ જોયું નહોતું અને જોશે પણ નહીં.

દિવસો, મહીનાઓ, વરસો પસાર થઇ ગયાં. અંતે તે દિવસ આવ્યો જ્યારે ઇસાએ હથોડી વગેરે જમનાનાં ઉંડાં પાણીમાં ફેંકી દીધાં. જરા વાર તે આસ્માન લગી પહોંચતા મીનારા તરફ એક સંતોષની દૃષ્ટિથી જોઇ રહ્યો. જોઇને એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. એટલામાં પાછળથી આવીને કોઇએ એક મજબુત હાથ તેના ખભા ઉપર મુકયો. તે બાદશાહ શાહજહાન હતા.

"અય પાગલ!" બાદશાહ બોલ્યા. "બાદશાહની તાકાતનું હવે તને ભાન થાય છે? જે બાદશાહ તેની માશુકની કબર પર આવાં મકાનો ચણાવે તે બાદશાહ મોટો કે કયાંય દટાઇ ગએલી સકીના મોટી?"

ઉત્તર મળ્યોઃ "સકીના."

"બેઅદબ ગુલામ. તું કહે તેમાં શું! સારી આલમ જાણશે કે આ બાદશાહ શાહજહાનનો મહેલ છે, તારો નહીં."

ઇમાનુ મુખ ક્રોધથી પ્રજ્વલંત બની ગયું. શીકાર પર ધસતો હોય તેમ તે આગળ આવ્યો. ગુસ્સાના વેગને મુશ્કેલીથી રોકીને તે બોલ્યો. "બેહુદા બાદશાહ, આ મહેલના પથરા તેં મંગાવ્યા માટે તું તેની ઉપર તારો હક્ક સાબીત કરે છે! એ મહેલ તારી બેગમની યાદગીરી છેજ નહીં. એ સકીનાની યાદગીરી છે એ પથ્થરની રજેરજમાં સકીનાની છબી છે મારી હથોડીનો દરએક ઘાવ સકીનાની ખાતર ઉપડતો અને પડતો હતો. આ આખો મહેલ સકીનાનીજ કથા કહી રહ્યો છે. પામરોની આલમ એ મહેલને ભલે તારો ગણે, પણ જ્યારેજ્યારે કોઇ કદરનો બશેર અહીં આવી ચડશે ત્યારે તેની જબાંમાંથી એકજ ઉદ્ગાર નીકળશે કે, "આ મહેલ નથી પણ એક સિદ્ધી આશક માશુકને ઇનાયત કરેલી ઉલ્ફી યાદગીરી છે." અને ઉત્તર સાંભળ્યા વિના તે ચાલ્યો ગયો.

કોઇક વાર ઇસા દીવાના જેવો ફકીર જંગલમાં ભટકતો તાજમહેલના ઝાંખાઝાંખા મીનારાઓ તરફ જોતો કે તાજને પણ ભુલી જઇ ગહન વિચારમાં નીચે જોઇ રહેતો દેખાતો ત્યારે કોઇને શંકા પડતી તો રોષથી બોલી જવાતું કે શિલ્પકાર ઉસ્તાદ ઇસા!

# તંત્રીસ્થાનેથી

## સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ

પોતાની બાજીનાં મહોરાં તરીકે મનુષ્યોને વાપરવાં એ વિધાતાની શુષ્ક ટેવ છે; તેમને સુખદુઃખનાં સહેનાર બનાવવાં એ તેની હમેશની મોજ છે; તેમનાં 'દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલાં' જીવનમાં અકાળ મોત જેવા બનાવોથી કદીક ત્રાસ વરતાવવો એ તેનો અનન્યસાધારણ વિલાસ છે. એવા વિલાસ-નો ભોગ ગમે તે માણસ બને ત્યારે પણ હૃદય કંપી ઉઠે છે, તો પછી પોતાના બંધુઓ-ને રસિકતા ને ઉન્નતિનો માર્ગ દાખવનાર માનવી મરે ત્યારે ઊંડો આઘાત થાય તેમાં શી નવાઈ?



સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ

સ્વ. મણિશંકરનું અવસાન તેવું થયું. લગભગ બે માસ સુધી કશી ખબરઅંતર મળે નહીં, અને તપાસ કરાવતાં ઑગસ્ટના પહેલા અઠવાડીઆમાં માહીતી મળી તે એટલીજ કે જુનની અધવચમાં લાહોર

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૨૮]

# અવિભક્ત આત્મા

[અનુસંધાન પૃષ્ઠ ૪૩૯ થી]

ક્રતુ [ગુસ્સે થઈને]

પણ આ શું? આવી નાનાં છોકરાં જેવી ભૂલને લીધે આર્યજનોનું સત્યાનાશ જવા દેશો! તું પણ મૂર્ખ છે, ને પેલી છોકરી પણ મૂર્ખ છે, અને મેધાતિથિ પણ મૂર્ખ છે કે છોકરીને આમ તપસ્વી બનવા દીધી.

વસિષ્ઠ [શાંતિથી]

હા આર્યોનાં એ પણ અહોભાગ્ય છે

ક્રતુ [અકળાઈને]

શું?

વસિષ્ઠ

નહીં તો આ આત્મદર્શન વિના આર્યો રઝળી જાત

ક્રતુ [ડોળા કાઢી]

આર્યો રઝળી જાત? વસિષ્ઠ! વસિષ્ઠ! અમા જ ઋષિઓ વાટ જોઈ બેઠા છે, આર્યજનોનો નવો યુગ શરૂ થયો છે, અને જૂના તને તારા લોકની, અમારી પ્રાર્થનાની કે દેવોની આજ્ઞાની કોઈની પરવા નથી?

વસિષ્ઠ [નીચું જોઈ]

પોતાના આત્માથી વિમુખ બની કોઈનો ઉદ્ધાર થયો છે?

ક્રતુ [ગુસ્સામાં]

દેવોની આજ્ઞા ઓળંગવાનું પરિણામ ખબર છે?

વસિષ્ઠ [ખેદથી]

મારામાં તપોબલ હશે તો બધું સહન થશે, નહીં તો [આકાશ તરફ જોઈ] જેવી 'મારા પિતાએ પેદા કર્યો તેવોજ પાછો લઈ લેશે.

ક્રતુ [દાંત પીસી]

પણ તું તારી જીદ નહીં છોડે?

વસિષ્ઠ [શાંતિથી]

હું મારો આત્મા કેમ વીસરું?

ક્રતુ

[સખ્તાઈથી જોઈ રહી] સપ્તર્ષિનો શાપ લાગશે—

વસિષ્ઠ [માથું નમાવી]

જેવી ભગવાનની કૃપા.

ક્રતુ [ભયંકર અવાજે]

પાપાચારી! તું સપ્તર્ષિની પ્રાર્થના તિરસ્કારે છે—દેવોની આજ્ઞા ઉથાપે છે! ગર્વિષ્ઠ! તારા દુરાગ્રહની શિક્ષા તને હું કરું છું. [ઉંચું ડોકું કરી] દુષ્ટ! જા. તારો આશ્રમ બળીને ભસ્મ થશે—તારી સઘળી ધેનુઓથી તું વીખુટો થશે—ને દેવોનો દ્વેષી તું—નિરાધાર એકલતામાં અવતાર પુરો કરશે

વસિષ્ઠ

આંખો મીંચીને ધ્રુજે છે] જેવી આજ્ઞા.

ક્રતુ

[શિષ્યોને] શિષ્યો! આ પાપસ્થાનમાંથી પાછા ચાલો. [શિષ્યો પાલખી ઉપાડી ચાલ્યા જાય છે. લોકો 'ભગવાન્ ક્રતુનો જય' બોલતા સાથે જાય છે વસિષ્ઠના શિષ્યો પણ પર્ણકુટી તરફ દોડતા જાય છે અને ત્યાંથી પોતાની વસ્તુઓ લઈ જતા રહેતા દેખાય છે. વસિષ્ઠ તબીઅત વાળી જોયા કરે છે. માત્ર શ્વેતકર્ણ થોડી વાર ઉભો રહે છે]

શ્વેતકર્ણ

મંત્રાવરણ! તું પણ જબરો હીંમતવાળો છે પણ ભગવાન્ ક્રતુનો શાપ નિષ્ફલ નહીં જાય. ને તારે લીધે આર્યોને દુઃખ પડશે તો પછી જોઈ લેજે. [ડોળા કાઢીને] આર્યોના દેશનો પીછો હું નહીં છોડું. ભગવાન્ ક્રતુનો શાપ સફલ કરવાનું હુંજ સાધન બનીશ. [ડોળા ફેરવે છે.]

વસિષ્ઠ [તિરસ્કારથી હસીને]

હું ક્યાં કહું છું કે ભગવાન્ ક્રતુનો શાપ નિષ્ફલ જશે? સીધાવો.

**વસિષ્ઠ**

ને પિતા વરુણ—તે પણ વિમુખ થયા. [નીચું જુએ છે]

**અરુંધતી**

ને હવે—

**વસિષ્ઠ**

[અરુંધતીના મુખ પર દૃષ્ટિને જરા વાર લાડમાં થોભાવીને હસીને] હવે શું? વસિષ્ઠ ને તેનો આત્મા બે જણ આ ઉભા છે.

**મેધાતિથિ**

પણ વસિષ્ઠ! તું જશે ક્યાં?

**વસિષ્ઠ**

ક્યાં? [ચારે તરફ જોઇ કર્કશતાથી] દૂર ને દૂર-ઉજ્જડ વેરાનમાં—જ્યાં ભગવાન્ ક્રતુનો શાપ જંપવા દે ત્યાં. [મેધાતિથિના મોં પર ગભરાટ જોઇ] મહર્ષિ! પિતાતુલ્ય મેધાતિથિ! સીધાવો. આ પાપભૂમિમાં વધારે વખત નહીં ઉભા રહો. અરુંધતી! જા. [તેનો અવાજ ખટકે છે] અરુંધતી! [નિઃશ્વાસ મુકે છે] અરુંધતી! જ—[બોલતાં અવાજ રુંધાય છે] જા. [દંડ ને કમંડલ લેવા ફરે છે. અરુંધતી આંસુ લુછે છે.]

**મેધાતિથિ**

[અરુંધતીને, ધીમેથી] અરુ! ચાલ હવે, અહીંઆં વધારે વાર ઉભાં નહીં રહેવું જોઇએ.

[અરુંધતીની આંખો ચમકે છે. તે વસિષ્ઠ કમંડલમાં પાણી ભરે છે તે જુએ છે.]

**મેધાતિથિ [અધીરાઇથી]**

અરુંધતી! ચાલ.

**અરુંધતી [તિરસ્કારથી]**

ખરી વાત છે. અહીંઆં વધારે વખત કેમ ઉભાં રહેવાય? તમે જાઓ, હું આવું છું.

**મેધાતિથિ [ધીમેથી]**

તું ચાલની. અહીંઆં રહે શાપ લાગશે.

**અરુંધતી**

[સખ્તાઇથી દરેક શબ્દ પર ભાર દઇ]. તમે જાઓ, હું આવું છું. [મેધાતિથિ અરુંધતી તરફ જુએ છે, પણ તેના મુખ પર દૃઢતા જોઇ ચાલ્યા જાય છે. વસિષ્ઠ કમંડલમાં પાણી ભરી હાથમાં દંડ લે છે ને ફરે છે.]

**વસિષ્ઠ [ધીમેથી]**

અરુંધતી! જા હવે.

**અરુંધતી**

વસિષ્ઠ! ક્યાં જશો?

**વસિષ્ઠ**

જ્યાં મારું તપ મને લઇ જાય ત્યાં. [આગળ ડગલું ભરે છે.]

**અરુંધતી**

ક્યાં સુધી આમ રહેશો?

**વસિષ્ઠ**

જ્યાં સુધી મારા આત્મામાં શ્રદ્ધા છે ત્યાં સુધી.

**અરુંધતી**

પછી?

**વસિષ્ઠ**

પછી પિતૃલોકમાં— [એટલામાં ગભરાએલી ગાયોનું ટોળું દોડતું આવે છે. પાછળ જંગલમાં લોકોની બુમો ને ઝાડ પડવાનો અવાજ સંભળાય છે.]

**અરુંધતી**

એ શું?

**વસિષ્ઠ**

લોકો આશ્રમ ચેતાવે છે. [તિરસ્કારથી હસે છે] [હસીને] થોડીવારમાં વસિષ્ઠનો

વસિષ્ઠ

[અરુંધતીને ભેટી પડે છે] વહાલી! મારું તપોબલ ફળ્યું. અરુંધતી! પ્રાણ! આપણે એક—એક તે એકજ રહેવાનાં.

અરુંધતી [હસે છે]

તપોનિધિ! તમારું કમંડલ મને આપો ને એક હાથમાં આપણા દંડ ઝાલો, ને આપણે હાથ ઝાલી દોડીએ.

વસિષ્ઠ [હસીને]

જેમ નાનપણમાં ઈંધન વીણતાં દોડતાં હતાં તેમ—[દોડતાંદોડતાં આગળ જાય છે. આગળ એક ઝાડ ભભુકી ઉઠે છે, ને અરુંધતીને આંચ લાગે છે.]

અરુંધતી [ચીસ પાડીને]

નાથ! હું મોઇ!

વસિષ્ઠ (ગભરાઇને)

અરુ! પ્રાણ! એ તો ભગવાન્ ક્રતુનો શાપ. [હોઠ પર હોઠ પીસી] અરુ! હજુ પાછા જવું છે? વખત છે.

અરુંધતી

[માથાના વાળને લાગેલી આંચ હોલવતાં ને ધ્રુજતે હોઠે] ના! ના! અહીંઆંજ—તારા પગ આગળ.

વસિષ્ઠ

[એકદમ દૃઢતાથી અરુંધતીને વળગી પડી] ત્યારે વૈશ્વાનર! લે તો બંનેને—[આગમાં બંને ધસે છે]

[અગ્નિની આંચ જતી રહે છે ને બંને એકદમ ઝાડોમાંથી કીનારા પર દોડી આવે છે, ને નાવને નદીમાં ધકેલી તેમાં બેસે છે ને ઝપાટાબંધ નાવ હંકારી જાય છે.]

---

## અંક ચોથો

[સમયઃ બે વર્ષ પછીની એક સાંજ. સરસ્વતી જ્યાં રણમાં અદૃષ્ટ થઈ જાય છે ત્યાં રેતાળ જમીન વચ્ચે એક ફલરૂપ સ્થલ. આછી ઘટાનાં થોડાંક ઝાડોની વચ્ચે એક પર્ણકુટી. ત્યાં આગળ ઝાડ પર એક ઝોળી છે અને ત્યાં આગળ એક વાંકાં શીંગડાની ગાય બાંધેલી છે. મુનિ શ્વેતકર્ણ હાથમાં એક મોટો દંડો લઈ આવે છે. તેનાં દાચાં બેસી ગયાં છે ને આંખોમાં કુવા પડી ગયા છે. તેના પગ અસ્થિર લાગે છે.]

શ્વેતકર્ણ [માથે હાથ દઈ]

હાશ! આખરે ઝાડ પર પાંદડું દીઠું ખરું! [આંખે હાથ દાબે છે] આંખો બળે છે. ઓ! [ચારે તરફ જુએ છે] આ સ્થલ રમણીય છે. કોણ જાણે કે આટલે દૂર આવી સરસ જગ્યા છે? [ગાંડા જેવો જોયા કરે છે] પેલા મૈત્રાવરુણનો હજી પત્તો લાગ્યો નહીં. આ સ્થલમાં શોધીને શું કરું? હાય હાય! [માથું હાથમાં નમાવે છે ને થોડીવારે ડુસકાં ખાય છે] મારો આખો આશ્રમ ઉજ્જડ થયો ને સોળ છોકરાં નજર આગળ તરફડી મરતાં જોયાં. [દાંત કચકચાવી ઉંચું જુએ છે] સપ્તસિંધુ પર દેવો કોપ્યા છે. [કમકમાં આવે છે] ને પાણી વિના, વરસાદનાં ટીપાં વિના ટળવળી મરીએ છીએ! [વિચાર કરે છે] કેમ નહીં મરીએ? સપ્તર્ષિઓનો અનાદર થયો, દેવોની આજ્ઞાનું ઉલ્લંઘન થયું, પછી શું બાકી રહે. એ વસિષ્ઠ ક્યાં મળશે? [દંડો જોરથી પકડી] મૈત્રાવરુણ, રાત ને દિવસ તને શોધતો હું રખડું છું. મારા હાથ-

માં તો તું આવ. એક જ્યારે તારો પ્રાણ લઇ દેવોને સતોષુ. વિશ્વેદેવો! મારો પ્રાણ ટકાવી રાખજો. મારે આર્યોને આ સંકટમાંથી મુક્ત કરવા છે. મારે હવે કોણ છે? દેવો રીઝે તો મારો અવતાર સફલ થાય [ચિંતાથી ચારે તરફ જુએ છે] બધા કહે છે કે વસિષ્ઠ આટલામાં રહે છે, પણ કં પત્તો લાગતો નથી. અહીંઆં તો મૈત્રાવરુણ નહીં રહેતો હોય. [કર્કશતાથી હસે છે] આવી લીલાલહેર-મા તે દેવો તે પાપીને રહેવા દે? હજારોના આશ્રમોમાં રાખ ઉડતી થઇ ગઇ ને વારુણિને ત્યાં આવી શાંતિ! કે વાત છે! [ઝોળી નજરે પડતા] અહીંઆ તો આ છોકરું છે. [નિરાશા-ની ઝનુનથી] તે મારા બધા ખુખમરામાં મુઆ. [ફલગ મારી ઝોળી પાસે જાય છે] કેવો રુપાળો છોકરો! [એકદમ માથે હાથ મુકી] શું મૈત્રાવરુણને મેધાતિથીનો છોકરો! [પાછો હઠે છે] શું આ મોઢું તેમનાં જેવું છે—કે મારું માથું ભમે છે? મારો સંકલ્પજ બધી ભ્રમણા ઉભી કરે છે કે શું? હા. નહીં તો વળી [દાંત પીસી] જો આ એ પાપા-ચારીઓનો પુત્ર હોય તો તરતજ દેવોને વધેરુ. [ડગ હલાવે છે] પણ બાલ હત્યા—[પાછળ કોઇનો પગરવ સભળાય છે] કોણ આવ્યું? જોઉં તો ખરો. [પર્ણકુટીની ભીંત આગળ લપાઇ જાય છે.]

[અરુંધતી, એક વૃદ્ધા અને એક જુવાન સ્ત્રી દાખલ થાય છે. અરુંધતીએ જાડા અનેરનું લુગડું પહેર્યું છે. બેઉ સ્ત્રીઓએ ઝાડનાં પાંદડાંનાં લુગડાં પહેર્યાં છે.]

અરુંધતી [હસીને]

આવો બહેન! શરમાઓ છો શું કામ? બેસો. હું પાણી લાવું?

શ્વેતકર્ણ [સ્વગત]

મેધાતિથી! [દાંત કચકચાવી] અહીંઆં. [ડગ જોરથી પકડી] આખરે હાથમાં આવ્યાં.

વૃદ્ધા [નમ્રતાથી]

ના બા! તમારી લેશો નહીં અમે તો અમારી ગરજે આવ્યાં છીએ હમણાં જતાં રહીશુ. નહીં તો કોઇ જુએ

અરુંધતી [ફરીથી હસીને]

અમારા જેવાં શાપ પામેલાના ઘરમાં વધારે ટકવુ કામનુ નહીં.

શ્વેતકર્ણ [સ્વગત. હોઠ પીસી]

તમને તો જરાએ શાપ લાગ્યો નથી દેખાતો. દેવોએ પણ અન્યાય માંડ્યો છે કે શું?

વૃદ્ધા

બા શું કરીએ? લોકોનો જુલમ છે. પણ આખા સપ્તસિંધુમાં લીલાલહેર તો અહીંઆજ જોઇ. અમારે ત્યાં તો છાંટો પાણી-એ નથી એવો આકરો દુકાળ છે

શ્વેતકર્ણ [સ્વગત]

'આ પાપીઓને પાપે'

યુવતી

પણ બા! તમને તો કંઇ નથી જણાતું.

અરુંધતી

શાનું જણાય? મૈત્રાવરુણ, તું ને મારો શક્તિ—ત્રણ જણ પુરતુ બધું મળી રહે છે. અમારી બકરૂગી પુરતું દુધ આપે છે [હસીને] એટલે અમને કોઇનો કોપ જણાતો નથી

શ્વેતકર્ણ [સ્વગત]

[હાથમાં ડગ જોરથી પકડી] દેવના કોપની મૂર્તિ આ તૈયાર ઉભી છે. ઉતાવળી શા આ

**વસિષ્ઠ** [ચારે તરફ જોઇ]

અરુ! હીંમત છે કે?

**શ્વેતકર્ણ**

[સ્વગત દંડ જોરથી ઝાલી] હા. હીંમત ગી કરો. થોડી પલમાં યમને પંથે વિચરવું શે.

**અરુંધતી** [હેતથી હસીને]

હા. તમારી પાસે રહી હીંમત જશે પછી જીવું શું?

**વસિષ્ઠ**

વહાલુડી! આપણા તપની કસોટી હજુ રી નથી થઇ.

**શ્વેતકર્ણ** [સ્વગત]

હમણાં થશે.

**અરુંધતી**

કેમ?

**વસિષ્ઠ** [ધીમેથી]

હું લાકડાં વીણતો દૂર નીકળી ગયો. ત્યાં કેટલાક માણસો મળ્યા તેમણે એક ભયંકર વાત કરી.

**અરુંધતી**

શી?

**વસિષ્ઠ**

આર્યોની એક મોટી ટોળી વસિષ્ઠ મૈત્રાવરુણ ને અરુંધતી મૈધાતિથીને શોધતી આ તરફ આવે છે.

**અરુંધતી** [અજાયબ થઇ]

કેમ?

**વસિષ્ઠ**

[નીસાસો મુકી ખિન્નતાથી] વહાલી! સપ્તસિંધુ અન્નપાણી વિના તરફડે છે. જ્યાં ને ત્યાં માણસો રીબાય છે ને મરે છે ને આપણે લીધે એ આફત આવી એમ બધા માને છે. એટલે આપણી આહુતિ આપી દેવો રીઝવવાને એ આવતા હોય એમ લાગે છે.

**શ્વેતકર્ણ** [સાશ્ચર્ય]

હેં!

**અરુંધતી** [ફીક્કી પડી જઇ]

શું કહો છો?

**વસિષ્ઠ**

અરુ! ગભરા નહીં. એક વખત સાથે અગ્નિમાં પડતાં પણ આપણે ગભરાયાં નહોતાં.

**અરુંધતી** [ગર્વથી]

નાથ! મને કશો ડર નથી. વરુણનાં શાશ્વત વ્રતને પાળતાં મરીશું તેમાં ડર શો?

[થોડે દૂર માણસો આવતા હોય એવા હોકારા સંભળાય છે.]

**અરુંધતી**

આ પેલા આવ્યા. હવે શું કરીશું? અહીંઆંથી ક્યાંય પણ નાસી છુટાય એમ નથી.

**વસિષ્ઠ** [દૃઢતાથી]

હવે નાસવું નથી. અરુ! તારું ધનુષ્ય લે ને મારું આપ. અહીંઆં આપણી ઝુંપડી આગળ–શક્તિની ઝોળી આગળ–હાથમાં હાથ રાખી આપણે ઉભાં રહીશું.

**અરુંધતી**

[ખસીને ધનુષ્ય આપે છે પણ ગભરાઇને થોભે છે] નાથ! પણ શક્તિનું શું? [ઝોળી તરફ નીચી વળી] કેવો ઉંઘે છે! [એકદમ શક્તિને વળગી ચુંબન કરે છે] મારા લાડકવાયાને વગર મોતે મારશે તો?

**વસિષ્ઠ**

અરુ! આ હીંમત ખોવાનો વખત નથી. એ આપણા અવિભક્ત આત્માની જ્યોતિ છે. યમને પંથે આપણે જઇશું તો એ કેમ નહીં?

[ મોએક માણસનું ટોળું ઘોડા ને પાલખી સહિત દૂરથી આવતું જણાય છે ]

શ્વેતકર્ણ [ સ્વગત ]

આવો ! હું તમારા દેવદેહાઓને યમ-સદનમાં મોકલવા તૈયાર છું. અધીરા થશો નહીં

અરુંધતી [ હોઠ પર દેહ દબાવી ]

આ આવ્યા. નાથ ! [ જરાક કાંપતા સ્વરે ] તમારો હાથ મારા હાથમાં આપો

[ વસિષ્ઠ અરુંધતીને ભેટીને ચુમ્બન કરે છે ને પછી છૂટા થઈને અરુંધતીના હાથમાં હાથ મૂકે છે. ]

શ્વેતકર્ણ

[ જરા આગળ આવી, દંડ ઉચકીને સ્વગત ] હા મળી લો. ફરી વખત નહીં મળો

વસિષ્ઠ

પ્રાણ ! અનધર રાજા વરુણનું સ્મરણ કરી લે

અરુંધતી

આ તો પંચજનોજ લાગે છે'

વસિષ્ઠ

હા. તેમને આવવા દે. તેમના દેખતા, દેવોના દેખતાં, હાથમાં હાથ રાખી આપણે લઈશું—એક આત્મા—એક સંકલ્પ—એક ચૂક્કાનું મર્ત સ્વરૂપ—

અરુંધતી [ હસીને ]

—ને નાથ ! એક મન્યુની વાટ જોતા [ હાથમાં હાથ દાબે છે ]

શ્વેતકર્ણ

[ આગળ આવી ભરાડો મારે છે ] ના. એક મૃત્યુ કદીએ નહીં [ તે દડના એક ઝપાટાથી વસિષ્ઠનું ધનુષ્ય દૂર ફેંકી દે છે ને અરુંધતીનું ધનુષ્ય હાથમાંથી ખુંચવી લે છે ]

વસિષ્ઠ ને અરુંધતી

[ ચમકીને ] કોણ ! મુનિ શ્વેતકર્ણ !

શ્વેતકર્ણ

ના. દેવોના દેવ્હાઓ, તમારો કાલ—આર્યોએ જે તમારે લીધે સહ્યું છે તેનો બદલો વાળવા. વસિષ્ઠ ! તમારે પાપે અમારાં ઘરબાર ઉજ્જડ થયાં, અમારી ગાયોનાં દૂધ સુકી ગયાં ને અમારાં છોકરાં ભુખેતરસે મરી ગયાં. હવે તમારો મરવાનો વારો આવ્યો છે. દયાહીનતાથી હણીશ પણ તમે બે એક મોતે મરો નહીં. તને મારીશ આ મેધાતિથિને નહીં. તમારો આત્મા ભલે વિભક્ત રહ્યો.

વસિષ્ઠ [ શાન્તિથી ]

મુનિ ! તમે ગાંડા થયા છો ?

શ્વેતકર્ણ

કેમ ?

વસિષ્ઠ [ તિરસ્કારથી ]

જે આત્માઓ વરુણે સાંધ્યા તે તમે કેમ છૂટા પાડશો ? મુનિ ! મને મારશો તો અરુંધતી એની મેળે મરશે, નહીં તો—

અરુંધતી

—મારે ભલે વસિષ્ઠ સજીવન થશે

શ્વેતકર્ણ [ ખડખડ હસીને ]

મને શું ગાંડો ધાર્યો ?—

[ તે દંડો ઉચકી વસિષ્ઠને મારે છે. વસિષ્ઠ ધરણી પર ઢળે છે. અરુંધતી ચીસ પાડી તેની પાસે જઈ પડે છે શ્વેતકર્ણ ખડખડ હસે છે ]

શ્વેતકર્ણ

[ ક્રૂરતાથી ફરી હસીને ] વરુણદેવ ! હવે બતાવો તમારા દીકરાને પિતૃલોકનો પથ.

[ સંધ્યાના ઘેરા વાતાવરણમાં એક તેજનું વર્તુલ થાય છે અને વરુણનો તારલાથી જ્વલંત દેહ તેમાં જણાય છે ]

અરુંધતી

પિતા ! તમે આવ્યા ? [ ખાતીફાટ રુદન કરતાં ] દેવ ! જુઓ આ તમારા દીકરાની દશા.

પરમ તેજસ્વી અવિભક્ત જે.
આર્ય અંતર મહીં સતત વસનાર ઋષિસત્તમો!
શુદ્ધ હૃદયે કરી માત્ર તમ દર્શન
નવ યુગલ શાંતિ તુષ્ટિ અને પુષ્ટિમાં
નિત્ય રહી પામશે સુખ
અવિચલ પરમ ધામનાં.

[વરુણ આશીર્વાદ આપે છે. વસિષ્ઠ ને અરુંધતી પગે પડે છે.]

વસિષ્ઠ

જ્યોતિષ્પતિ! કૃતાર્થ થયો. દેવ! અમે તો આપનું શાશ્વત ઋત સજીવન રાખ્યું છે, ને આપે જે આત્મા સરજ્યો તેનું માત્ર દર્શન કર્યું.

પુલસ્ત્ય

તમારી મહત્તાનું માપ કદાચ એમ નથી. [ક્રતુને] ભગવાન્! હવે વસિષ્ઠને શાપમાંથી મુક્ત કરો.

ક્રતુ [આશિષ દઇ]

પુત્ર! મારી આશિષ્ મારા શાપથી વધારે સફલ થાય. તારું તપ યાવચ્ચંદ્રદિવાકર તપો.

વસિષ્ઠ

ભગવાન્! કૃતાર્થ કર્યો.

વરુણ

ત્યારે હવે હું જાઉં?

શ્વેતકર્ણ

[બેભાન અવસ્થામાંથી ઉઠી દોડીને] રાજ! ઉભા રહો! ખાલી હાથે ન જશો. હું આવું છું. મને લેતા જાઓ. [બધા ચમકીને જોઇ રહે છે.]

વસિષ્ઠ

મુનિવર્ય! શું કરો છો?

શ્વેતકર્ણ [હાથ જોડી]

મૈત્રાવરુણ! ક્ષમા કરો. મારું જીવન આજે સફલ થયું. તમારે લીધે મેં સહસ્રાક્ષનાં સદેહે દર્શન કર્યાં. સાતે સપ્તર્ષિ અવતર્યા ને આર્યોનો શ્રમણયુગ પુરો થયો, માટે હવે આ લોકમાં કોઇની પરવા નથી. મારા તમને બંનેને આશીર્વાદ. ભગવાન્ પુલસ્ત્ય આશિષ આપો! હું હવે જીવવા લાયક નથી. દેવ! હું આ આવ્યો [તે શ્વાસ રુંધે છે ને ભોંય પર પડે છે. વરુણ તેને પિતૃલોકમાં લઇ જતા દેખાય છે. બધા હાથ જોડી જોઇ રહે છે]

મેધાતિથિ

[વસિષ્ઠ ને અરુંધતી પર એકેકો હાથ મુકી] છોકરાં! હવે વિલંબ નહીં કરો. મહામોહનતે અમે તમને શોધી કાઢયાં. અરુ! તને છોકરો થયો? ક્યાં છે લાવ. પણ ઉભા રહો, તમને બંનેને ભેટવા દો. [બંનેને સાથે ભેટે છે]

પુલસ્ત્ય

ચાલો હવે આપણે રતોવઇ પાછા જઇએ. મૈત્રાવરુણ! તમારે લેવું હોય તે લઇ લો.

વસિષ્ઠ [અરુંધતીને]

અરુ! ચાલ શક્તિને લઇ લે. હું વરુશૃંગીને છોડી લાવું. [ત્યાંથી ખસે છે]

અરુંધતી [સાથે જઇને]

તપોનિધિ!—[હસે છે]

વસિષ્ઠ [ધીમેથી]

પ્રાણ! શું આપણું જીવન થશે! તું ને હું—આર્ય અંતરનાં વિધાતા—

[બંને એકમેકની સામું અમીભરી દૃષ્ટિએ જોઇ રહે છે. પડદો પડે છે.]

## સર્ટીફીકેટ શું કહે છે?

અમારી બનાવટોના અકસીરપણા માટે જે સબુત અમો આપી રહ્યા છીએ, તે પુરવાર કરતું ફક્ત એકજ સર્ટીફીકેટ તમારી ખાત્રી અને સંતોષ માટે અહીંઆં આ રહ્યું:—

મુંબઈ, તા. ૧૦મી જુન ૧૯૨૩.

વ્હાલા સાહેબ,

આપની જાહેરખબરથી પ્લાન્ટા એગ્યુમીક્ચરનો ઉપયોગ કરનારનો અભિપ્રાય પુછાવવાના બારામાં મને જણાવતાં ખુશાલી ઉપજે છે કે તાવથી સપડાએલાઓ માટે તો તે ખરેજ એક આશીર્વાદ સમાન છે. છેલ્લા એપ્રીલમાં લંડનથી અહીં આવતાંજ હું તાવથી સપડાયો. પાસ થએલા ડાકટરોની દવા ઉપરાંત પણ મેં ઘણીએ દવાઓની અજમાએશ કરેલી પણ તે તમામજ નીષ્ફળ નીવડેલી. આપની દવાનો પણ મેં ઉપયોગ કર્યો, અને હું આ પીડાએથી મુક્ત થઇ શક્યો. મારે પોતાને માટે તો તે શામંબાણ પુરવાર થઇ, પણ જેઓને મેં તેની ભલામણ કરેલી તેઓને પણ તે તેટલીજ અસરકારક નીવડેલી જણાઇ છે. મને આશ્ચર્ય થાય છે કે લોકો શા માટે આ અકસીર ઇલાજ અજમાવતા નથી. બજારમાં મળતી દવાઓની હરીફાઇમાં પ્લાન્ટા એગ્યુમીક્ચર ચઢીઆતું જ છે. તેના રામબાણ હોવા શીવાય હું જે કહેવા ઇચ્છું છું તે એજ કે આ દવામાં તાવથી પેદા થતી નબળાઇનો પુરતો અટકાવ કરી તાકાત આપવાની જે શક્તિ છે તેવા જાતની બીજી દવાઓમાં નથી.

લી

હું છું આપનો,

બી. આર. આંબેડકર,
એમ. એ., એમ. એસસી.,
પી.એચ. ડી. (Col)
ડી. એસ સી. (London)

## હેર ઓઇલમાં ઘાસલેટ કેરોસીન વીશે આપણા લોકોની અજાયબ સમજ

બજારૂ પહેરવેશથી જેમ માણસની પરીક્ષા થઇ નથી શકતી, તેમ હેર ઓઇલની પરીક્ષા કંઇ સુગંધ કે રંગથી થઇ શકેજ નહીં. વીલાયતથી સાફ થઇ આવતું વાસ વગરનું ઘાસલેટ એક પૈસાનું લઇ, જેસમીન કે રોઝની એક પૈસાનીજ સુગંધ તેમાં નાંખી બાટલી ભરી ગ્રહર શોભા વાળવાળી અપ્સરાના પીકચરવાળું ખેંચાણકારક પેકીંગ કરી તેલના ગુણોની મોટી મોટી તદ્દન ખોટી વાતો લખી વેચનારાઓ તો આજે સેંકડો છે. એ તો સીધી માદી સમજ છે કે બાલપોષક વનસ્પતિઓનાં મુળીઆંઓમાંથી બનાવેલું અમારું હેર ઓઇલ ઘાસલેટના તેલમાં બનાવેલા હેર ઓઇલ જેટલું તો સફાઇદાર અને પારદર્શક નાજ લાગે. એક પૈસાનીજ સુગંધ નાંખતાં જે વાસ તેમાં આવે તેવી એક રૂપીઆની સુગંધી નાંખવાંએ અમારા હેર ઓઇલમાં નાજ આવી શકે. હેર ઓઇલની પરીક્ષા કરવાની એક ઘરગતુ રીત છે. કોઇપણ હેર ઓઇલ થોડુંક નાના વાસણમાં લઇ ચુલા પર ધુમાડો નીકળતાં સુધી ગરમ કરતાં જો ઘાસલેટ જેવો ધુમાડો નીકળે તો સમજવું કે ઘાસલેટનું અંદર મીશ્રણ છે.

ખરી પડતા–ધોળા થતા બાલ–નબળું મગજ અને આંખોનાં નુર ઘટાડનારાં કહેવાતાં હેર ઓઇલો વાપરી જુવાનીમાં બુઢાપો નોતરવા કરતાં અમારું શુદ્ધ વનસ્પતીય સુગંધીદાર પ્લાન્ટા હેર ઓઇલ વાપરી તેના ગુણોની ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

બનાવનારાઓ:—ધી પ્લાન્ટા ડ્રગ મેન્યુ. કું.

સુરતી મહોલ્લો–પારસી રેસ્ટોરાં પાસે,
ભાયખલા, મુંબઇ.

ટે. નં. ૪૦૬૮૭

સોલ સેલીંગ એજન્ટ્સ:—

લક્ષ્મીદાસ તેરસીની કું.,
સુરતી મહોલ્લો—પારસી રેસ્ટોરાં પાસે,
ભાયખલા, મુંબઇ.

# મ્યુનીસીપલ સેક્રેટરી

[અનુસંધાન પૃષ્ઠ ૪૭૦ થી]

આજે જીંદગીનો છેડો આવ્યો હતો. પ્યારેમોહન હજી આવ્યો નહીં.

* * *

થોડા દિવસ પછી ટપુ પાછો આવ્યો હતો, પણ હજી પ્યારેમોહનનો પત્તો લાગ્યો નહીં. બંસીએ પ્યારેમોહનની રાહ જોઇ ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો, કદાચ પ્યારેમોહન પાછળથી આવી ચડે તો ?

આ ઘટના બન્યે ઘણો વખત થયો. બંસી હવે છોકરી મટી નાનીશી સ્ત્રી બની છે. તેના ચહેરા પર બાલપણના બધા ભાવ ચાલ્યા જઇ, યુવાવસ્થાનાં ચિન્હ આવી ચુક્યાં છે. તે નાનપણથી માર્કેટમાંજ ઉછરી હતી, એટલે તેણે પણ એક શાક વેચવાનીજ દુકાન રાખી લીધી. હજી લક્ષ્મીદાસ હમેશાં આંટો આવે છે, ને બંસીને પણ કોઇ ને કોઇ રીતે સતાવ્યા વિના રહી શકતો નથી.

બંસી હજી પ્યારેમોહનનીજ રાહ જુએ છે. એણે કહ્યું નહોતું કે હું સાંજ પહેલાં આવીશ? બંસી હમેશાં કાલની કંઇક નવીન આશા રાખે છે, ને એક પછી એક દિવસો ચાલ્યા જાય છે.

મુળજી ને મકન હવે બંસીના હરીફ બન્યા હતા. શાકની ઝાઝી ઘરાકી ત્યાંજ લાગતી; ને કોણ જાણે કેમ, સૌથી સારું શાક હમેશાં બંસીને ત્યાંજ રહેતું. મકન હમેશના નિયમ પ્રમાણે આંખમીંચામણાં કરીને બોલતોઃ "ભાઇ, જગત્ આંધળું છે!"

ને મુળજી આશ્વાસન દેતો હોય તેમ કહેતોઃ "એ તે કેટલા દી! આ લક્ષ્મીદાસ ગયા કે નહીં?"

લક્ષ્મીદાસની વિરુદ્ધ ઘણી અરજીઓ થવાથી, ને લક્ષ્મીદાસે દરેક પ્રસંગમાંથી લાભ લેવાનું સૂત્ર ખુબ ચલાવ્યું તેથી, એને બરતરફ કરવામાં આવ્યો હતો. હવે તે શાક લેવા આવતો, પણ છુપાઇને ધીમેથી ચાલ્યો જતો. તેની જગ્યાએ નવો માણસ નીમાયો હતો, ને આખું બકાલીમંડળ એ નવા અધિકારીની કાગને ડોળે રાહ જોતું હતું.

"નીવડયે વખાણ!" મકન બોલ્યો.

આજે નવા અધિકારીને આવવાનો સમય હતો, ને મુળજીની દુકાન પાસે બકાલીઓની પરિષદમાં મકન પોતાનો અનુભવ કહેતો હતોઃ "આ જુઓને છોકરી! આખા માર્કેટે ખવરાવ્યું ને એણે બધાને ઢાંકી દીધા!"

નવા અધિકારીએ માર્કેટમાં પ્રવેશ કર્યો હતો, ને એક પછી એક દુકાન પર થઇ આગળ આવતો હતો. પાછળ વૃદ્ધ રહેમાન હતો. અધિકારીએ પોતાના હાથમાં નાનું બાળક તેડયું હતું, ને તેની સાથે ઘડીઘડીમાં રમત કરતો હતો.

બંસીની દુકાન આવી. અધિકારી ત્યાં ઉભો. દુકાન પરથી એક કુતરો ઉભો થઇ પુછડી હલાવવા લાગ્યો.

"ડાઘીઆ!" બંસીએ કોમળ સ્વરથી કુતરાને બોલાવી લીધો. ટપુનું નામ હવે ડાઘીઓ હતું.

કુતરો ગેલ કરતો પાછો ફર્યો પણ આનંદના પોકાર દાબી શકયો નહીં.

બંસી સાંભળે તેમ બકાલીઓમાં વાતચીત થતી હતીઃ

"પ્યારેમોહન નહીં!"

"હા. એજ અરે અહીં રખડતો." બીજાએ અનુમોદન આપ્યું.

"તમે શાક સારુંજ વેચો છો કે?" પ્યારેમોહન બોલ્યો.

બન્નીએ નીચેથી જરા ઉપર જોયું એની મુશ્કેલી સ્પષ્ટ હતી. એણે ધીમેથી ઉત્તર વાળ્યો "જી હા"

છાતીએ વધારે ને વધારે કુદવા લાગ્યો.

"મને ઓળખો છો?" પ્યારેમોહન ધીમેથી બોલ્યો.

બન્નીની આંખમાં આંસુ આવ્યાં એણે એટલોજ ધીમેથી જવાબ વાળ્યો "પ્યારેમોહન"

પ્યારેમોહન ઊંડુ ધુમાડો ખાઈ ગયો. બન્નીનું જગત આશામાંથી અંધકારમાં ચાલ્યું ગયું. એની આંખમાં અનાથતાનાં આંસુની સ્પષ્ટ છાલક આવી રહી.

પ્યારેમોહન આગળ ચાલ્યો બન્નીએ એક મુઠ્ઠી દાડમ કાઢ્યું ને રહેમાન સામે ધરી બોલી

"રહેમાન! આ નવા સાહેબ કે?"

"હા

"પરણેલા લાગે છે?"

"હાસ્તો. આ નાનો છોકરો છે"

બન્નીએ દાડમ આપ્યું. "લો આ સાહેબના છોકરા માટે મારું નામ આપજો હો!"

રહેમાન ચાલ્યો ગયો. બન્ની હાથ ટેકે બેસી રહી. છાતીએ આનંદમાં રમવાના જેવો આમતેમ ફરતો હતો. પણ બન્નીની બધી આશા પર નિરાશાનાં વાદળાં ફરી વળ્યાં હતાં.

પ્યારેમોહન બન્નીથી છુટા પડી ટપુની શોધમાં ગયો. ત્યારે મુસીબત પડ્યો હતો. અચાનક કોઈ ગૃહસ્થ કુટુંબનો રસ્તામાં મેળાપ થયો. તેની સાથે મુંબઈ ગયો ને ત્યાંથી આરોગ્ય ખાતાની પરીક્ષા પસાર કરી અહીં નોકરી માટે અરજી કરી હતી, ને આ નીમણુંક પર હમણાંજ આવ્યો હતો.

* * *

બીજે દિવસે આખા માર્કેટમાં હોહા હતી બન્ની પોતાની દુકાન જેમની તેમ મુકી ચાલી ગઈ હતી, ને સૌ બકાલીઓ ફુદીફુદી નાખી લેતા હતા.

"હાશ પાણીએ ખસ ગઈ!" મગનનો સ્વભાવ રહી શક્યો નહીં.

પ્યારેમોહનને રહેમાનખાએ વાત કરી પ્યારેમોહન એકદમ રોવા જેવો થઈ ગયો "હેં! બન્ની ચાલી ગઈ! ક્યાં?"

"કોણ જાણે. સાહેબ, કાલે એણેજ દાડમ આપ્યું હતું, નાનાભાઈ માટે."

"નાનાભાઈ કોણ?"

"કાલે આપ બજારમાં આવ્યા હતા ને! એને જોઈ બન્નીએ પુછ્યું—'સાહેબનો છોકરો છે?' એણે પુછ્યું હતું. મે હા પાડી હતી."

પ્યારેમોહન નીચે બેસી ગયો. એના ચહેરા પરથી તેજ ઉડી ગયું

"અરે રહેમાનખાં, તેં શું કર્યું. એ તો પાડાશીનો છોકરો હતો. રમતો આવ્યો છે માટે સાથે આવ્યો હતો. હું એકલોજ છું!"

"તને બંસીએ બીજું કૈં પુછ્યું ?"

"'પરણેલા છે કે નહીં?'" મેં કહ્યું: "હા."

પ્યારેમોહન નાના બાળકની માફક રોઇ પડ્યો: "રહેમાનખાં! એ મારી નાનપણની સખી આટલો શ્રા સહન કરે? હું એને આજ બોલાવત. જા દોડ. બંસીની તપાસ કર.

બેત્રણ દિવસ પછી રહેમાનખાં પાછો આવ્યો. તેની તપાસ નિષ્ફલ થઇ. પ્યારેમોહન એક વખત શાકમાર્કેટમાં ગયો. ત્યાં બગીચામાં ઝાડ નીચે બેઠો. એજ આશોપાલવનું ઝાડ. નાના છોકરાંની માફક ખુલ્લે મોંએ રોઇ પડ્યો. એનો અધિકારનો દંભ ચાલ્યો ગયો.

એણે ખુબ તપાસ કરી પણ બંસીનો પત્તો છેવટ સુધી મળ્યોજ નહીં.

લોકો હજી વાતો કરે છે: "પહેલાં બંસીએ પ્યારેમોહનની રાહ જોઇ; હવે પ્યારેમોહન બંસીની રાહ જુએ છે."

પ્યારેમોહન એકલો શાંત માર્કેટમાં આવે છે ને જાય છે. પેલો નળ, પાણીની કુંડીઓ, ને આશોપાલવનું ઝાડ હજી એને કૈં કૈં કરી નાંખે છે.

ચૂકી છે એમ સામાન્ય લોકોમાં સિદ્ધ થઇ ચુક્યું હતું. પણ રોજ મળતા યોદ્ધાઓ, સામંતો ને મંત્રીઓનો દોર દબાવવો સહેલો નહોતો. ઘણાએ મંત્રીઓ ને મહારથીઓ એક બીજાના સંબંધીઓ હતા: અને એક બીજાની ગમે તેટલી ઇર્ષ્યા કરતા પણ રાજાની ઇચ્છા થતાં એક બીજાને ખુવાર કરવાનું પસંદ કરતા નહીં. રાજાને એ રુચ્યું નહીં, ને પરિણામે તેણે જગદેવ પરમારને પોતાનો અંગરક્ષક સ્થાપ્યો ને ત્રણસેં સબલ માલવીઓની સરદારી તેને આપી. જેને મહેલમાં પેસવું હોય, જેને રાજાને મળવું હોય, જેને કૈં યાચના કરવી હોય તો તેને જગદેવને મળ્યા વિના છુટકો નહોતો; અને કોઇને શિક્ષા કરવી હોય, કોઇને ડરાવવો હોય તો રાજાનું ફરમાન આ નીમકહલાલ સેવક માથે ચડાવતો. તેને રાજાની મહેરબાની શીવાય બીજાની પરવા નહોતી. પાટણ કે તેના રાજ્યતંત્રમાં કે તેની જાહોજલાલીમાં રાજાની સેવા શીવાય તેને રસ નહોતો. એટલે રાજાને પરમાર વચ્ચે એક માણસ અને તેના વિશ્વાસુ- નિશ્ચેતન શસ્ત્ર વચ્ચે જે જાતની પ્રીતિ હોય એવી કૈં પેદા થઇ હતી.

તેમની અને રાજાની વચ્ચે આ ધારવાળી વાડ ઉભી થએલી જોઇ પાટણના મહાપુરુષો પહેલાં તો ક્ચવાયા, પણ રાજાનો ઝદ્દી ને મહત્ત્વાકાંક્ષી સ્વભાવ તેઓ જાણતા હતા. આથી સુતેલા સિંહને ન છંછેડવાના ઇરાદાથી બધાએ પરમાર સાથે ભાઇસલામનો વ્યવહાર બાંધ્યો હતો: અને કોઇક વખત રાજાની ઇચ્છાનુસાર જગદેવ પોતાની સત્તા ચલાવતો ત્યારે તેઓ આંખો મીંચી જતા. એટલુંજ નહીં, પણ કોઇક વખત જગદેવ ન છંછેડાય એમ વર્તતા. પરિણામે એનો ગર્વ ને રોફ વધ્યાં.

રાજાએ જગદેવને ભટરાજ બનાવ્યો ત્યારે તો કોઇ બોલ્યું નહીં; પણ સેનાપતિની પદવી આપવાનો ઇરાદો દર્શાવ્યો ત્યારે બધા ખળભળી ઉઠ્યા. પરિણામે મીનળબા વચ્ચે પડ્યાં અને એ ઇરાદો અમલમાં ન આવવા દીધો. પણ રાજા જ્યારે મંત્રીઓ કે સેનાપતિઓ સાથે મસલત કરતા ત્યારે ઘણુંખરું પરમાર હાજર રહેતો.

જગદેવને લીધે માલવી યોદ્ધાઓએ પાટણમાં ઘર કરવા માંડ્યું ને નાનામોટા હોદ્દા ભોગવવા લાગ્યા; અને આ રીતે પટ્ટણીઓનો ગર્વ ઉતારવાનો શોખ રાજાને વધતો ગયો.

મજબુત, મહત્ત્વાકાંક્ષી, ઝદ્દી ને પ્રતાપી રાજાના માનીતા એ વિશ્વાસુ યોદ્ધાને બધા પરદેશી તરીકે, ભાડુતી તરીકે, કૈં પણ કામ માથે લેનાર ચાકર તરીકે મનમાં ને મનમાં તિરસ્કારના શબ્દો કહેતા; પણ કોઇની મગદૂર નહોતી કે એની સામે એક અક્ષર પણ કહી શકે કે ડગલું ભરી શકે.

રાજાએ માન્યું કે મારી સત્તા સર્વોપરિ થઇ ચુકી; જગદેવે માન્યું કે પોતાની પદવી નિશ્ચલ થઇ ચુકી; બધા દરબારીઓને લાગ્યું કે તેમની ને રાજાની વચ્ચેનો નીખાલસ વ્યવહાર પુરો થયો. આ નવો સૂરિકમ સદાનો જ છે ને રહેવાનો એવું બધાએ માની લીધું–અને બર્બરકને જીતનાર પરમભટ્ટાર્ક મહારાજાધિરાજ હવી ને દુર્ધર્ષ સત્તાના અધિકારી છે એમ પણ બધાએ માનવા માંડ્યું.

જગદેવ પરમારની પણ એવી માન્યતા હતી એટલે આજે એને ચેન પડ્યું નહીં. તે રાજાના ઓરડાની બહાર તેના બાજઠ પર આરો

પછી ભત્રા ચલાવી રહ્યો હતો. તેને આજે અપૂરી ચીજ ન ગમી. મહેલમાં કોઈ બ્રાહ્મણનો વેશ પહેરી તેની જાણ વગર પેસી ગયું. તેણે તેના સૈનિકને બાંધ્યો. તે તેની જાણ વગર રાણીને મળી આવ્યો. રાણીએ પોતાને અપમાન કરી કાઢ્યો. તેની જાણ ને રજા વગર બે જણ મહારાજાને મળી આવ્યા. તેની જાણ વગર કાક રાજાના પડમાં જઈ બેઠો ને રાજાનો માનીતો થયો. ને તેને બોલાવ્યા વગર રાજાએ તેની ને ઉદાની જોડે મસલત કરી. તેને આ બધા અનાધારણ ને અસ્વાભાવિક બનાવો રુચ્યા નહીં.

તેને આ નવા આવનાર કાક તરફ અણ-ગમો પેદા થયો. તેણે એ માણસ વીશે ઘણી માહીતી મેળવી હતી, અને લોકવાયકા પણી સાંભળી હતી. પણ એવી વાયકા પર તેને શ્રદ્ધા નહોતી. પાટણના ઘણા દંડનાયકો, મંત્રીઓ ને સેનાપતિઓ વીશે તેણે એવુંજ સાંભળ્યું હતું, પણ કોઈનો તેને મન હીસાબ રહ્યો નહોતો, અને અત્યારે આ નવા માણસને તેનું સ્થાન શીખવવા તેના હાથ સળવળી રહ્યા હતા.

એક આવે ઉભેલા સૈનિકને તેણે બોલાવ્યો:
"નેમા!"

"બાપુ!"

"શંભુને બોલાવ તો"

"જી" કહી નેમો શંભુને બોલાવી આવ્યો. શંભુ જગદેવ પરમારનો કારભારી હતો, ને એના તરફથી ઘણીખરી દેખરેખ રાખતો.

"પછી કાકભટને એમનો વાસ દેખાડી આવ્યો?"

"હા, પણ તેમણે ના પાડી."

"શું?" જગદેવે ચકિત થઈ પુછ્યું.

"એને રાજાએ ઓરડો ઉઘાડી આપ્યો છે."

"કયો?"

"શેઠ મહેતા રહે છે તેની પાસેનો ઓરડો."

"પણ મેં કાઢી આપ્યા હતા તેનું શું?"

"એ કહે કે મને એકલાને વધારે શું કરવા જોઈએ."

"કહેવું હતું ને કે મહેલની ગોઠવણ મારા હાથમાં છે."

"મેં કહ્યું ત્યારે હસીને કહ્યું કે હું તો અવડ ઓરડામાં પડ્યો છું એટલે કોઈને વાંધો નહીં આવે."

"શંભુ! વસ્તાને બોલાવી આવ" શંભુ ગયો.

જગદેવને લાગ્યું કે આજે સૂર્ય ઉગ્યો ત્યારથી તે સાથે કમવાર લઈ આવ્યો છે. રાજમહેલની બધી ગોઠવણ તેજ કરતો હતો: અને તે બદલવાની કોઈની હીંમત ચાલતી નહોતી. તેમા મુંજાલ મહેતાનો અનુસર વરતો આ પ્રમાણે કાકની ગોઠવણ કરે એ તેનાં ગૌરવ ને સત્તા પર ઘા કરવા જેવું લાગ્યું વળી તેણે કાકને માટે પોતાના વાસની પાસે ભોંયતળીએ બે ખડ કાઢ્યા હતા કે જેથી તેના પર પોતાની નજર રહે. તેને બદલે આ ઓરડો માળ પર હતો અને ત્યાંથી મહારાજા, રાણીઓ, મીનળદેવી, મુંજાલ વગેરેના વાસમાં તરત જવા શકાય એવું હતું તેણે પોતાની મુછની અણી દાંત વચ્ચે લાવી કરડવા માંડી.

એટલામાં શંભુ વસ્તાને લઈ આવ્યો. જગદેવ રાજમહેલના કેટલાક જુના માણસો ને દરરોજ રાખતો ને ઘણાખરા વૃદ્ધ હતા: અને તેઓ મુંજાલ મહેતાનાં વિશ્વાસુ માણસ છે એમ કહેવાતું. અને ત્યાં સુધી મુંઝવણ કે તેનાં માણસ પર દેખીતી રીતે કાબુ બેસાડવામાં સાર નથી એમ જગદેવને અકળ્ય રીતે પ્રેરણા થઈ હતી: અને તે પ્રેરણા

પ્રમાણે તે અત્યાર સુધી ચાલતો હતો; પણ અત્યારે એને લાગ્યું કે વસ્તાએ તેની સત્તાની સામે અક્ષમ્ય પગલું ભર્યું હતું.

વસ્તો વૃદ્ધ હતો, તેમ પાકો પણ હતો. તેણે મુખે મોઢે હાથ જોડી પ્રણામ કર્યા.

"વસ્તા! મહારાજના હુકમોનું તને ભાન છે કે?"

"કયા?"

"કે મહેલની બધી વ્યવસ્થા મારા શીવાય બીજા કોઈને કરવાની નથી."

"મને ખબર છે."

"ત્યારે આજે એ હુકમ તેં કેમ તોડ્યો?"

"મેં ક્યાં તોડ્યો છે?" જરા અજાયબ થઈ વસ્તાએ કહ્યું.

"તેં કાક ભટરાજને મહેલમાં ઓરડો ઉઘાડી આપ્યો–મેં સાંભળ્યું."

"ઓહો!" વસ્તો હસ્યો. "ભટરાજ! એ તો એમ થયું કે કાકભટ્ટ મહારાજા સાથે જમીને પાછા આવ્યા ત્યારે એમને બેસવાનું ઠેકાણું નહોતું. એટલે મારી પાસે એ ઓરડાની કુંચી હતી તે મેં ઉઘાડી આપ્યો. ભટરાજ! એ બીચારા થાકેલાપાકેલા મેમાન માટે એટલું કર્યું તેમાં ગુનો થયો!" વસ્તાએ નિર્દોષ વાત કરી.

"બધું પાથરી કોણે આપ્યું?"

"મેં પથરાવ્યું."

"કોની રજાથી?"

"મેમાનગીરી કરવા." આદરથી વસ્તાએ કહ્યું.

"તને એ બધો કોણે અધિકાર આપ્યો?" ક્રોધ કરી જગદેવે પુછ્યું. તેને લાગ્યું કે આ ડોસો તેની મશ્કરી કરતો હતો.

"આ કરવામાં કે અધિકારની જરુર પડે?" વસ્તો હસ્યો.

"ઠીક છે. ત્યારે જઈને કાક ભટરાજને કહી આવ કે તેમને માટે એ ખંડ બોચતળીએ મેં કાઢી મુક્યા છે ત્યાં જઈ ઉતરે. તેં બતાવેલો ખંડ એમના જેવા મોટા માણસને ફાવે એવો નથી."

"બાપુ! એ આપનાં માણસોનું કામ છે–મારું નહીં. મહેલની ગોઠવણ આપના હાથમાં છે." વસ્તાએ રુડે પેટે કહ્યું.

"તું ને મારાં માણસો બધાં મહારાજનું લુણ ખાઓ છો."

"હા."

"એટલે આ કામ તારે કરવાનું છે."

"ના." વસ્તાએ દૃઢતાથી કહ્યું.

"કેમ નહીં?" જગદેવે બરાડો માર્યો.

"મેં કારણ ક્યારનું આપ્યું."

"તું મારા હુકમનો અનાદર કરે છે."

"ના."

"કોઈના હુકમથી કે તારી મેળે?" જગદેવે પુછ્યું.

"મારી મરજીથી."

"એમ? શંભુ! એને કેદ કર."

"શંભુ!" હસીને વસ્તાએ કહ્યું, "શું કામ તસ્દી લે છે? મને કોટડી બતાવ. હું આ ચાલ્યો." કહી વસ્તો આગળ ચાલ્યો. શંભુ બોલવા ગયો: "બાપુ!—"

"મારા હુકમનો અનાદર હું નહીં વેઠું." જગદેવે બરાડો માર્યો. શંભુ ને વસ્તો ચાલ્યા ગયા.

"મારે જાતેજ જઈ આ કામ કરવું જોઈએ." કહી જગદેવ ઉઠ્યો, કમરે તરવાર બાંધી ને કાકને મળવા ચાલ્યો.

[આ વાર્તાનો વિસ્તાર બાકી આવતા અંકમાં]



પ્રકાશકઃ રા. માવજી દામજી શાહ, (ધાર્મિક શિક્ષક, બાબુ પી પી જૈન હાઇસ્કુલ) મુંબાઇ. મૂલ્ય. રૂ. ૦-૫-૦.

પૂર્વાલાપ લેખક. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. મુખ્ય એજંટ ગ. જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. મૂલ્ય. રૂ. ૦-૧૨-૦.

મજુરદાદાના મહાજનોને. લેખક ગ. વલ્લભજી ભાણજી મહેતા. પ્રકાશક રા દુર્લભજી ત્રિભુવન ઝવેરી, મોરબી.

રાણા પ્રતાપસિંહ (સૌરાષ્ટ્રસાહિત્ય શ્રેણી ક્રમાંક ૬ ઠ્ઠો) (મુળ બંગાળી લેખક દ્વિજેન્દ્રલાલ રોય) અનુવાદક ગ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક રા અમૃતલાલ દલપતરામ શેઠ, રાણપુર મૂલ્ય રૂ ૦-૧૨-૦

હિમાલયનો પ્રવાસ લેખક અને પ્રકાશક. રા બબલાલ ત્રિભોવનદાસ કામદાર, ૪૧ ગોવિંદઘર લેન, કલકત્તા મૂલ્ય રૂ ૦-૧૨-૦

હિંદી રાષ્ટ્રીય મહાસભા: (ગુજરાત વિદ્યાપીઠ -પુસ્તક ૨૦મું—મા અપાયેલા વ્યાખ્યાનોનો નમૂદ.) વ્યાખ્યાતા રા ખુશાલ તલકશી શાહ પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય રૂ ૦-૮-૦.

ગુજરાતી સાહિત્યમંડળની પત્રિકા બીજી પ્રગટ કર્તા ગુજરાતી સાહિત્યમંડળ-સુરત

રસદાનક-રત્નનિધિ (સુરત સાહિત્યસદન ગ્રંથાવલિ નં. ૧) લેખક અને પ્રકાશક. રા. રમણીકલાલ ગિરિધરલાલ મોદી, એમ. એ મૂલ્યઃ રૂ. ૨-૪-૦.

ગૃહવૈદ્ય (એક અનુભવી વૈદ્યના અનુભવો) (સુરત સાહિત્યસદનગ્રંથાવલિ નં. ૨) પ્રકાશકઃ રા. રમણીકલાલ ગિરિધરલાલ મોદી, એમ. એ. મૂલ્યઃ રૂ ૦-૬-૦.

પ્રણયમંજરી (પ્રેમગીતો) કર્તા અને પ્રકાશક રા મણિલાલ પાદરાકર, પાદરા

લગ્નગીત લેખક. રા. મણિલાલ પાદરાકર પ્રસિદ્ધ કર્તા બહેન મહાલક્ષ્મી, અમદાવાદ. અમૂલ્ય

મ મો. અનિલકમી ફ્રી લાયબ્રેરીનો સંવત્ ૧૯૭૮-૭૯ નો દ્વિવાર્ષિક અહેવાલ પ્રકાશક રા ગોકુળદાસ કુબેરદાસ મહેતા, માનદ મંત્રી. માંડવીની પોળ, અમદાવાદ

૨. માળીસેવામંડળનો દ્વિતીય વાર્ષિક રિપોર્ટ અને હિસાબ ૧૯૭૮ (તા૦ ૧-૫-૨૨થી તા૦ ૩૦-૧૦-૨૨ સુધી) પ્રકાશક મંત્રી, સમાજસેવામંડળ, મોમ્બાસા (કેનીઆ)

શેઠ ખીમજી જેરામ પુસ્તકાલય (ભાટીઆ)નો (સને ૧૯૨૦-૨૧-૨૨ ની સાલનો) ટુંક અહેવાલ તયાર કરી પ્રસિદ્ધ કરનાર ઓ. સેક્રેટરી રા રતિલાલ નારણદાસ ગાંધી, દિલ્હી

ચરોતર એજ્યુકેશન સોસાયટીનો અહેવાલ. (સાતમા વર્ષનો સને ૧૯૨૨-૨૩ નો) પ્રકાશક રા ભાઇલાલભાઇ કુબેરભાઇ પટેલ, સેક્રેટરી ચરોતર એજ્યુકેશન સોસાયટી, પાદરા

હિંદુ અનાથાશ્રમ (નડીઆદ) નો વાર્ષિક રીપોર્ટ (તા૦ ૧-૮-૨૧ થી તા૦ ૩૧-૭-૨૨ સુધીનો). પ્રકાશક ઓનરરી મંત્રી, રા વલ્લભભાઇ હાથીભાઇ દેસાઇ વકીલ, નડીઆદ.

---

* આ "ગુજરાત" પત્ર શ્રી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટે "શ્રી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, મેકડાનિસ લેન, કોટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં ૫૩, મેડોઝસ્ટ્રીટમાં આવેલી શ્રી સાહિત્ય-પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું

કે. ટી. ડોંગરે એંડ કું૦ ગીરગામ મુંબઈ.




પુસ્તક ૩] ભાદ્રપદ ૧૯૭૮ [અંક ૭

## જય થજો જય થજો—

જ્યાં વસ્યા

આર્ય સંસ્કારની ચીમળ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ ક્ષાત્રમિમ અતિરથ વિદારતા,
રુદ્રઅવતાર ભડવીર વિપ્ર ને

રામ ભાર્ગવ વસ્યા,—

શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યની સત્ર સ્વીકારતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિ:કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અંશ યોગીશ ગુરુદેવ જે

કૃષ્ણયાદવપતિ—

રસિકમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવ્રતની સદા
સત્યમાં અચલ આગ્રહ વાણી ધારતા,
શત્રુ કે મિત્રમાં, શુદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુજન, અજાતશત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા

પ્રાણઅર્પનાર ધર્મવીર

મોહન મહાન નર,—

એવી આ

સુભટ સંગ્રામ સહિત

કુક્કુટધ્વજ સહિત

સૈન્ય જેના અજિત

અમરકીર્તિયુત મહાન વીર પ્રતાપી મહા
પૃથ્વીપતિ જયસિંહ તે સિદ્ધરાજેન્દ્રની

પુનિત

ગુજરાતનો.



# રોમન સ્વરાજ્ય

લેખક

રા. અંબીકાશંકર રતનજી ભટ્ટ બી.એ.

ચિત્રકાર

રા. સુંદરરાવ ચેરકુડકર



## મુખ્ય પાત્રો

| | |
|---|---|
| સર્વીઅસ . | રોમનો રાજા અને ટુલીઆનો પિતા |
| લુશીઅસ ટાર્કવીન : | રોમના માજી રાજાનો પુત્ર. |
| ટાઇટસ, એરંગ અને સેક્સટસ ટાર્કવીનના પુત્રો. | |
| કોલેટાઇન .. .. . | રોમન ઉમરાવ |
| બ્રુટસ . .. | ટાર્કવીનનો ભાણેજ. |
| લાર્સ પોર્સેના .. | રોમની પડોશના રાજ્યનો રાજા |
| ટુલીઆ ... | ટાર્કવીનની પત્ની. |
| લુક્રીશીઆ . . . | કોલેટાઇનની પત્ની |

ઉપરાંત દરબારીઓ, અમીરો સુબાઓ, દાસીઓ વગેરે.

---

## આગલા પ્રવેશોનો ટુંક સાર

ટુલીઆની ઉશ્કેરણીથી ટાર્કવીન રાજ્યની ગાદી પચાવી પાડી સર્વીઅસને મારી નખાવે છે, જેનું વેર લેવાની બ્રુટસ પ્રતિજ્ઞા કરે છે. ટુલીઆ ટાર્કવીનને રાજ્યાભિષેક કરીને પાછી વળતાં રસ્તામાં પડેલા પોતાના પિતાના શબ ઉપર થઈને રથ હાંકે છે, જેથી શહેરમાં ઉશ્કેરણી થાય છે. દરમ્યાન રાજમહેલમાં એક સર્પ દેખા દેવાથી વહેમાએલા રાજાની આજ્ઞાથી તેના પુત્રો અને બ્રુટસ ડેલ્ફીના દેવળમાં એ બાબતનું સમાધાન કરાવવા જાય છે, જ્યાં દેવવાણી કહે છે કે "ચઢે તે પડે તથા પડે તે ચઢે", પછી બધા સરદારો પોતાની પત્નીઓની કસોટી કરવા અચાનક રોમ પાછા ફરે છે અને છેવટે લુક્રીશીઆને સર્વાનુમતે શ્રેષ્ઠ સતી તરીકે કબુલ કરે છે. કોલેટાઇનને પાછા આવવાનું કહીને બીજા સરદારો છાવણીમાં પાછા ફરે છે દરમ્યાન સેક્સટસ લુક્રેશીઆની લાજ લુંટવા તેના મહેલમાં જાય છે. લુક્રીશીઆ ભોળાભાવથી પોતાના

પતિનો મિત્ર ગણી તેનો આદરસત્કાર કરે છે. તેને જમાડે છે. રાત્રે સુતા પછી સેક્સટસ લુક્રીશીઆના સુવાના ખંડમાં દાખલ થાય છે અને પોતાની નીચ માગણીને વશ થવા જણાવે છે. લુક્રીશીઆ માનતી નથી ત્યારે બળાત્કારથી તે તેનો શીઅળભંગ કરે છે. આ વાતની લુક્રીશીઆના પતિ, પિતા વગેરેને ખબર પડે છે ત્યારે સૌ સેક્સટસ ઉપર વૈર લેવા નિશ્ચય કરે છે. લુક્રીશીઆ પોતાની લાજ લુંટાએલી હોવાથી આપઘાત કરે છે અને બ્રુટસ તથા કોલ્લેટાઇન લુક્રીશીઆના શબ આગળ પ્રતિજ્ઞા લે છે કે ટાર્કવીન અને તેના ખુની કુટુંબ ઉપર વૈર વાળશું. પછી બ્રુટસની પ્રેરણાથી રોમન પ્રજા કોઇને પણ રાજા નહીં બનાવવાની પ્રતિજ્ઞા કરે છે, ટાર્કવીનને સકુટુંબ દેશનીકાલ કરવામાં આવે છે તથા બ્રુટસ ને કોલ્લેટાઇન કોન્સલ નીમાય છે. બ્રુટસના બે પુત્રો ટાર્કવીન સાથે મળીને રોમ સામે દ્રોહ કરે છે તેને તે દેહાંતદંડ દે છે. બ્રુટસના મરણ પછી ટાર્કવીન ને પોર્સેના રોમ પર ચઢાઈ કરે છે. હોરેશીઅસ અસાધારણ બહાદુરીથી તેનો બચાવ કરે છે અને ઇટ્રસ્કનોને થકવે છે.

(હવે આગળ વાંચો)

## અંક ત્રીજો



### પ્રવેશ પાંચમો

**સ્થલ:**

પોર્સેનાની છાવણી પાસે એક નિર્જન સ્થાન

**મુકીઅસ**

આહ! શી મારા દેશની દુર્દશા! એક લાર્સ પોર્સેના અને તેની સેના આવી છે ત્યાં તો રોમ સરખા કહેવાતા મુક્ત નગરના દરવાજા બંધ કરવા પડયા. જે સ્થિતિ રાજાઓની ગુલામીના વખતમાં પણ કદાપિ થએલી નહીં તે હવે થાય, અને જે ઇટ્રુરીઅનોને રોમનોએ બહુ વાર હરાવ્યા છે તે ઇટ્રુરીઅનોજ અત્યારે રોમનોને દીવાલમાં કેદ કરી રાખે એ કેમ ખમાય? એ કેવી અપકીર્તિ! કેવી શરમભરેલી સ્થિતિ!

અરે! સેનેટર બાવાઓને પોતાને શું કરવું તે સુઝતું નહોતું; અને મારી દરખાસ્ત સ્વીકાર્યા છતાં હજી તેમને ચિંતા રહે છે. નહીં, નહીં. રોમ મુક્ત છેજ નહીં. નથી હૃદયમાં મુક્તિ કે નથી બુદ્ધિમાં, નહીં તો એક માણસથી કે ઘણા માણસોથી મુક્તને ભય કેમ લાગે?

ખેર! લાર્સ પોર્સેનાની છેલ્લી ઘડી હવે આવી ચુકી છે. હું સજ્જ છું, અને મારી ગુપ્ત સમશેર સજ્જ છે. આ સામેના તંબુમાં તે હોવો જોઇએ. મને વેષથી કોઇ ઓળખે તેમ નથી. ઘણા માણસો ત્યાં આવે જાય છે, એટલે કામ સરલતાથી થઇ શકશે.

પોર્સેના મર્યો. એટલે તેની આખી સેના નહાસી જવાની. અફસોસ! શું રોમના ઘરડા બાવાઓમાંથી કોઇની પણ એ કાર્ય કરવા જેટલી હીંમત ચાલતી નથી? શું એક અગ્રેસર દુશ્મનને ઠાર કરવાની રીત ટુંકામાં ટુંકી અને સરલમાં સરલ નથી?

લશ્કરોને શા માટે બોલાવવાં પડે? દુષ્ટ રાજાઓને જીતવાનો સૌથી મોટો ઉપાય એ છે કે દુષ્ટ રાજાઓને ઠાર કરવા. જો મન મારી અને દૈવી હોય તો કોઈ પણ માણસ તે સાધન બનીને આપી શકે. જુલમગાર ટાર્કવીનને મારી નાંખવાની જેમ દરેક રોમનને છુટ છે તેમ તે જુલમગારના દોસ્ત અને મદદગાર પોર્સેનાને પણ કાપી નાખવાનો દરેક આદમીને, અને ખુદ તેની રૈયતને હક છે. રાજાઓ પ્રજાની સેવા કરવાને તથા રક્ષણ કરવાને નીમાએલા છે. એથી વિરુદ્ધ વર્તનાર રાજાને કાપી નાંખવા એ તો પ્રભુની સેવા છે, અને એ આદમી ખુની નહીં, પણ સ્વામીનો સેવક અથવા સાચનો સીપાઈ છે. અસ્તુ! ચાલ, અંદર જાઉં.

પડદો ઉપડે છે પોર્સેના અને દીવાનજી ઉંચે આસને બેઠા છે. આગળ યજ્ઞકુંડમાં અગ્નિ બળે છે અરજદારો અને સેવકો આવે જાય છે. સીપાઈઓનો પગાર ચુકવાય છે દીવાનનો પોશાક રાજા જેવો હોવાથી ભુલ ખાઈને મુસીઅસ તેને તરવારથી વીંધી નાખે છે પોર્સેના ઉભો થઈ જાય છે. માણસો આવી મુસીઅસને પકડે છે, અને તેને પોર્સેના પાસે લાવે છે.

પોર્સેના

તારું નામ, રોમન?

મુસીઅસ

મને પુછનારનું નામ?

પોર્સેના

રાજા લાર્સ પોર્સેના.

મુસીઅસ

અફસોસ! ત્યારે મેં અજાણતાં કોને મારી નાખ્યો!

પોર્સેના

મારા દીવાનને

મુસીઅસ

ખેર! ચાલો, ત્યારે મને મના કરો. હીંમતથી કામ કરવું, અને હીંમતથી સહન કરવું એ રોમનનો ધર્મ છે. જો માન હું નથી મેળવી શક્યો તે બીજો કોઈક રોમન મેળવી શકશે એ વિચારનાં પણ મને આનંદ થાય છે. ઘણાએ તમને કાપી નાંખવાની પ્રતિજ્ઞા કરી છે.

પોર્સેના

તમે કોણ છો? કેટલા છો?

મુસીઅસ

અમે ઘણા છીએ· અતિશય ઘણા છીએ. તમારી જીંદગી પગેપગે જોખમમાં છે. અમે રોમન જુવાનોએ આ રીતે લડવાનું ઠરાવ્યું છે. લશ્કરની કે લડાઈની બીક ન રાખશો. અમે એકએક અને સામે માત્ર તમે! માટે તૈયાર રહેજો ગમે તે તંબુમાં. ગમે તે વખતે, દિવસે કે રાતે, પુર્વમાંથી કે પશ્ચિમમાંથી, ઉત્તરમાંથી કે દક્ષિણમાંથી, આસમાનમાંથી કે પાતાળમાંથી, અમારી મોતની સમશેર તમારા પર ઉતરશે, અને તમને ઠાર કરશે.

પોર્સેના

સભય તથા ક્રોધાયમાન થઈને

અરે! તમે કોણકોણ છો એ જલદી જાહેર કર, નહીં તો,

પોતાના હાથ તરફ ફરીને

તેની ચોતરફ આગના ભડકા ભભુકાવો!

મુસીઅસ

આગના ભડકા! અરે ગુલામોના રાજા! જેઓ કીર્તિને ચાહનારા છે તેમને શરીરનો શો હીસાબ છે!

યજ્ઞના અગ્નિમાં તે પોતાનો જમણો હાથ ખોસે છે, અને તેને બળી જવા દે છે. પોર્સેના તેના ધૈર્યથી આશ્ચર્ય પામી, કુદી પડી, અને તેને આગથી દૂર કરે છે





યજ્ઞના અગ્નિમાં તે પોતાનો જમણો હાથ મેલે છે, અને તેને બળી જવા દે છે.

—રોમન સ્વરાજ્ય　　　　—પૃષ્ઠ ૫૩૭

પડીએ. પ્રભાત પડી ગયું છે, અને ચળકતાં પાણી જાણે આપણને બોલાવે છે.

પોર્શીઆ

બ્હેન ક્લીલીઆ અને વર્જીનીઆ! આમ પાછળ તો જુઓ! પેલા દોડતા આવે છે તે પહેરેગીરો તો નહીં હોય?

ક્લીલીઆ

હા, એ તો એજ! માટે ચાલો જલદી કુદી પડીએ.

સૌ કન્યાઓ કુદીને પાણીમાં પડી તરવા માંડે છે.

તમે સૌ બહેનો આગળ તરતી થાઓ! એ દુષ્ટોનાં તીર પ્રથમ ભલે મારા પર પડે.

પહેરેગીરો આવી પહોંચે છે. કન્યાઓને વેગથી પાણી કાપતી દેખીને ચકિત થઈ ઉભા રહે છે.

૧ લો પહેરેગીર

સોભાનઅલ્લાહ! આ તે કન્યાઓ કે કરામત! આવાં ઉછળતાં પાણી જેમાં મર્દો પણ સામે પાર પહોંચવાની હામ ન બીડી શકે તેમાં આ રોમન બાલાઓ શી બહાદુરીથી તરતી જાય છે! પણ તેમને આમ છટકતી જવા દઈએ તો આપણને નામોશી લાગે. ચલાવો તીરો!

સૌ તીર વરસાવે છે.

અલ્હમ્દુલીલ્લાહ! શું દુખણી મારી તીરને વ્યર્થ કરે છે! ઓ બીરાદરો! શું આપણે જોઈ રહેશું, અને એ છોકરીઓ સામે પાર પહોંચશે?

૨ જો પહેરેગીર

માશાલ્લાહ! માશાલ્લાહ! એ કોઈ ખીબી દવાંની ઓલાદ લાગતી નથી: એબલીસની હો, કે કોઈ જીનની હો! જમીન દુખણી મારવામાં પ્રવીણ છે. આપણે એક તરફ જોઈ રહીએ છીએ તો એ બીજી તરફ નીકળે છે. પાણીમાં પડીને પકડાય, તો તેમને છુટાય. બાકી તીર તો કૈં કામ કરી શકતાં નથી.

૩ જો પહેરેગીર

પાણીમાં પડીને આપણે શું કરવાના હતા? આદમીઓ કૈં માછલીઓને પહોંચી શકે? એ તો જુઓ સામા કાંઠાની પાસે પહોંચવા આવી.

૧ લો પહેરેગીર

અફસોસ! લશ્કરમાં આપણી હાંસી થશે. અને મહારાજા કદાચ સજા કરશે. સૌ કહેશે કે દશ છોકરીઓને પણ સાચવી શકયા નહીં, અને તેઓ નજર આગળ નાસી ગઈ.

૨ જો પહેરેગીર

એ તો જેવાં આપણાં કીસ્મત! પણ આમાં બીજા કોઈ હોત તોએ શું કરત! આખી રાત આપણી સાથે જાગતી રહી પ્રભાતના અર્ધા કલાકમાં આમ પલાયન કરી જશે એ તો સ્વપ્નામાં પણ કોને શક જાય? ખેર! ચાલો, પાછા જઈ સેનાપતિને નિવેદન કરીએ.

૩ જો પહેરેગીર

હા. ચાલો, બીરાદરો! ઓરતોથી હાર્યા હોત તો શરમ: પણ આ તો દેવીઓ હતી. એમનાથી હારવામાં કશું નીચું જોવાપણું નથી. આપણે કેવા તીરોનો વરસાદ વરસાવ્યો! પણ જે માછલાંના જેવી ગતિ કરે તેમને કયાંથી પહોંચાય!

૧ લો પહેરેગીર

અહા જુઓ, એ તો સામે કાંઠે પહોંચી પણ ગઈ. હું તો આફ્રીન છું તેમની હીંમત પર. ઉમરભરમાં મેં આવું પરાક્રમ જોયું નથી.

સૌ પાછા વળીને હિનાજિતા તથા વાહવાહ કરતા વીદાય થાય છે.

સમાપ્ત



સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ

# સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ

("સ્મરણમુકુર" લેખાંક ૧૭ મો)

લેખક:
રા. નરસિંહરાવ ભોળાનાથ
બી. એ., સી. એસ.

'સ્મરણમુકુર'ની લેખમાળામાં ક્રમભંગ થવાનું જોખમ માથે વ્હોરીને આજ મગત પાડિયું છે. અને તરણ એ વચ્ચેનો કાળભેદ લોપી દઈને જે મળ્યું ગમે ત્હેને ગમે તેમ ઉપાડી લેઉં તે મળ્યુનો કરેલો ક્રમભંગ આપણે સહન કરિયે છિયે, તો વાચક બન્ધુઓ આ મ્હારો ક્રમભંગ વિના સંકોચે સ્વીકારી લેશે એમ આશા છે. મ્હારા ક્રમભંગને એ નિષ્ઠુર મૃત્યુદેવે જ કારણ આપ્યું છે. મણિશંકર—જેને આપણે "કાન્ત"ના તખલ્લુસથી પરિચિતરૂપે ઓળખતા હતા તે મણિશંકર—કરુણ સંજોગોમાં અચાનક ઉપડી ગયા, મ્હારા સ્મરણમુકુરને. ત્યારે, આજથી ત્રીસ વર્ષ પૂર્વના સમયના પ્રતિબિમ્બો પ્રગટાવવાને ગોઠવું છું.

સ્થળ—એલ્ફિન્સ્ટન કૉલેજ (વિક્ટોરિયા ગાર્ડન્સની સ્હામેનું મકાન)

કાળ—ઈ. સ. ૧૮૮૭ નું બીજું ટર્મ.

મણિશંકર રત્નજી ભટ્ટ (પ્રવેશ કરીને)—

સાગર રસમય ગુણની કદર અરે! જાણનાર નથી કોઇ,
તે મુજ ખેદ શમેછે જલદ રસિક નીલકંઠને જોઇ.

રમણભાઈ મહીપતરામ નીલકંઠ (પ્રવેશ કરીને)—

રે' જાણીને કદર શું કર્યું નીલકંઠે?
પાડ્યાં જ આંસુ ખુશીમાં કરી નાદ ઉચ્ચ'
એ મેઘના જળ થકી મણિ થાય ઝાંખો,
જેથી જણાય શુક મેઘની શક્તિ સર્વ

બસ, હવે ઉપર પડદો પડે

હવે સમજાવવું પડશે! નવીન કવિતાનો યુગ શરૂ થતાં, નવીન રસપરીક્ષાની વૃત્તિ પણ જાગૃત થઈ તે સમયમાં રમણભાઈએ એલ્ફિન્સ્ટન કૉલેજમાં 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' એ વિષય ઉપર 'ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા' સમક્ષ ચર્ચા કરી, તેથી પ્રગટ થયેલી વૃત્તિ દર્શાવનારી ગીતિ મણિશંકરે રમણભાઈને

મોકલી. એ ગીતિમાં વર્ષાકાળની રસમય–જલમય–ઋતુ અને ગુજરાતમાં પ્રગટ થયેલી રસમય વૃત્તિ એ એનો વ્યંજક વ્યંગ્ય સંબન્ધ સર્વે જોઈ સકશે. નીલકંઠમાં સમાયલો શ્લેષ પણ સુવાચ્ય છે. રમણભાઈએ ઉત્તરમાં વસન્તતિલકા રચી મોકલતાં મણિ શબ્દમાં પણ રસિક શ્લેષ સમાવ્યો. આ પ્રસંગથી બે રસિક તરુણો વચ્ચે મૈત્રી શરૂ થઈ.

કાલિદાસ કવિનાં નાટકોમાં અંકને આરમ્ભે બહુધા ગીતિ ગાતો નાયક પ્રવેશ કરતો જોઈયે છિયે, તેમ આ પ્રસંગના નાયક મણિશંકરનો પ્રવેશ પણ થાયછે. એ દૃશ્ય આટલામાં જ બંધ થાયછે. હું નાટક લખવા બેઠો નથી.

હવે ૧૮૯૦ ની સાલમાં મણિશંકરનું, 'વસંતવિજય' નામના અપૂર્વ સૌન્દર્ય અને કલાવિધાનયુક્ત કાવ્યની દ્વારા, દર્શન કરું છું. ખરે! નીલકંઠનું ભાવિદર્શન સાચું; મેઘના રસમય જલવડે સ્વાતિ નક્ષત્રમાં ગુજરાતની સીપમાં અપૂર્વ મણિ (મૌક્તિકમણિ) પાક્યો હતો. મણિશંકરનું એ પ્રથમ જ કવિત્વફળ હતું, જ્યાં પરિપક્વ કવિત્વનાં લક્ષણ હેમાં પ્રગટ હતાં. ઝીયુસના મસ્તિષ્કમાંથી એથીના પૂર્ણ-વિકાસવાળી–સંપૂર્ણ, સુસજ્જ–નીકળી ને પ્રગટ થઈ એ કલ્પિત કથાનું પ્રત્યક્ષ પ્રતિબિમ્બ આ કાવ્યમાં જોઇ સકાય. એ કાવ્ય ઉપર રમણભાઈની સમર્થ ટીકા કાવ્ય સાથે જ પ્રગટ થઈ હતી. મ્હને એ કાવ્યની રસિકતા બહુજ પ્રિય થઇ પડ્યાથી મ્હેં એ વિશે એક ચર્ચા લખીને મણિલાલ દ્વિવેદીના "પ્રિયંવદા" નામના માસિકના ૧૮૯૦ ના એપ્રિલના અંકમાં પ્રસિદ્ધ કરી હતી. એ કાવ્યમાંની

"બેસીને કોણ જાણે ક્યહિં પર–
ભૃતિકા ગાન સ્વર્ગીય ગાય."

એ અદ્ભુત પંક્તિની ચારુતા બતાવતાં— "કોયલડી રહી છુપી ઝાડના ઝુંડમાં રે" એ પંક્તિ જોડે 'મકરન્દે' સરખાવવાનું સૂચવેલું તે વિશે મ્હેં લખેલું કે મણિશંકરની પંક્તિ કવિત્વગુણમાં ચઢિયાતી છે; 'ઝાડના ઝુંડમાં છુપી' એટલું પણ સવિકલ્પક જ્ઞાન હોવાથી કોયલનું અને હેના ગાનનું નિગૂઢપણું સંપૂર્ણ રીતે પ્રદર્શિત થતું નથી, ક્ષત થાયછે; અને "બેશીને કોણ જાણે ક્યહિં" એ રમણીય અનિશ્ચિતતાના શબ્દો ગૂઢતાને સુંદર રીતે સ્થાપેછે.

"ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાયછે"

એ પંક્તિમાં માટીના ગાનની અસરનું વર્ણન આ પ્રકારનાં વર્ણનોમાં સર્વોત્તમ છે તે પણ મ્હેં કહેલું યાદ આવેછે.

'કાન્ત'ના આ કાવ્યમાં તત્ત્વદર્શનનું બીજ એ છે કે માનવજનમાં માત્ર સદાચરણજ્ઞાનથી સદાચરણબળ આવતું નથી. આ કાવ્યના સમાપનમાં એ તત્ત્વને કાંઇક વસારો પ્હોચે એવી યોજના મ્હને જણાઈ, તેથી "કંપમાના પડે માદ્રી નરેન્દ્રભુજની મહિં" બદલીને "કંપમાના લોંધી માદ્રી નરેન્દ્રે ભુજની મહિં" અથવા "કંપમાના ઝીલી...ભુજની મહિં" એમ વિકલ્પ સૂચવ્યા હતા.

"વસન્તવિજય"માં ભાવ, સ્થિતિ, કવિત્વનો પ્રવાહ એ અંશોના પલટાની સાથે જ છન્દની યોજનામાં ફેરફાર કરવાની શૈલી સુન્દર અને અપૂર્વ પ્રથમ જ જોવામાં આવી. મ્હારી કાવ્યપ્રવૃત્તિ ૧૮૮૬ થી હતી, પરંતુ આ શૈલીનો ઉપયોગ મ્હેં 'વસન્તવિજય' ઉપરથી પ્રેરણા લઈને જ પાછલા વખતમાં કરેલોછે.

આ પછી થોડાક સમયના ગાળામાં મણિશંકરની બે રચનાઓ હસ્તલેખરૂપમાં રમણ-

ભાઈની મારફત મ્હને જોવાનો લાભ મળ્યોઃ એક "કુંજ અને દેવયાની" (અપૂર્ણ દશામાં) અને બીજું "ચક્રવાકમિથુન", એ બન્ને અનુપમ કાવ્યો વિશે મ્હેં તે સમયે પત્રદ્વારા ઉદ્ગાર શા કાઢ્યા હતા તે સ્મરણમાં નથી ને પત્રોની નકલો નથી.

આ જ સમયમાં ૧૮૯૦–૯૧ ના Age of Consent Bill (સમ્મતિ વયના કાયદા)ને અંગે મચેલા ભારે કોલાહલયુદ્ધમાં મણિશંકરે જાતે તો ભાગ જાણ્યામાં લીધો નહોતો, પણ મણિલાલ દ્વિવેદીના "સિદ્ધાન્તસારનું અવલોકન" જ્ઞાનસુધામાં મણિશંકરે કડકે કડકે પ્રસિદ્ધ કર્યું તે પ્રસંગે અથવા તો પૂર્વોક્ત યુદ્ધને પ્રસંગે રમણભાઈ ઉપર મણિશંકરે એક પત્રમાં પ્રોત્સાહન લખેલું યાદ છે. હેમાં મણિશંકરના સ્પષ્ટ વચનનો નમૂનો હતો:– "We must try to baffle his Satanic activities", આ મતલબનું વચન હતું.

અત્યાર સુધી મણિશંકરના મ્હેં કરેલા દર્શનો દૂર પ્રેક્ષકમંડળમાં બિરાજેલા માણસ રંગભૂમિ ઉપરના નટને જુવે તે પ્રકારનાં હતાં; નેપથ્યમાં જઈને એ નટનો પ્રત્યક્ષ પરિચય કરનારનો અનુભવ મ્હને થયો ન્હોતો. તે ૧૮૯૨ ના આરમ્ભમાં થયો. ક્યારે મ્હારી બદલી થઈ તે વખતે લાંબી રજા ઉપરથી અમદાવાદથી મુંબાઈ જતે હું વડોદરે રાજમહેલમાંનાં રવિવર્માનાં પ્રખ્યાત ચિત્રો જોવા માટે ઉતર્યો. તે વખતે મણિશંકર "કલાભવન"માં શિક્ષક હતા. રમણભાઈ પણ મ્હારી સાથે આવ્યા હતા. આ વખતે મણિશંકર જોડે રમણભાઈ મારફત પ્રથમ સંપર્ક થયો. મ્હારી ડાયરીમાંથી ઉતારો જ આપું:

"આજ (તા. ૯–૧–૯૨) મણિશંકર રત્નજી ભટ્ટને મળ્યો. હું મ્હેલમાં આવ્યો હતો (મણિભાઈ જશભાઈને હેમના વહુનું દુ:ખ કહેવાને) ત્યારે મળવાનો પ્રયત્ન કર્યો હતો, પણ મણિશંકર વડોદરામાં ન્હોતા. રાજમહેલ જોવા જતે સહેજ રસ્તામાં મળ્યા. પછી સાંજે હેમને ઘેર મળવાનું રમણભાઈએ તથા મનુભાઈએ નક્કી કર્યું તે પ્રમાણે મળ્યા. બે એક કલાક ઉત્તમ કવિતાવિવેચનાદિકની વાતોમાં ગયા. આજ જ હું હેમને પ્રથમ મળ્યો. હેમનાં કાવ્યો વિશે રમણભાઈની મારફત ચર્ચા વગેરે કાગળોમાં કરેલી, પણ હેમની સાથે પત્રવ્યવહાર પણ ન્હોતો. કુસુમમાળા હેમણે ગાજરના 'કલાભવન'માં text book તરીકે દાખલ કરીછે અને પોતે શીખવેછે. હેમાંના કેટલાક કાવ્યો વિશે ચર્ચા હમારે થઈ.

x x x x

x x x x

"મણિશંકર પુસ્તકો વાંચનારા જબરા જણાય છે. હેમણે વાંચેલાનો પચાસમો ભાગ પણ મ્હેં નથી વાંચ્યો. મુખમુદ્રા મણિશંકરની ઘણી તેજસ્વી અને intellectual લાગેછે"

'કુસુમમાળા'માંના કાવ્યો વિશે મણિશંકરે કાઢેલી શંકાઓનું હાર્દ આમ હતું: પ્રકૃતિના દૃશ્યવિશેષનાં દર્શન વગેરેથી કવિને જે ભાવ ઉત્પન્ન થતા તે માત્ર થયા એમ જ કહ્યુંછે તે ન્યૂનતા છે. શી રીતિ થયા તે બતાવવું જોઈતું હતું. ઉદા૦ 'દિવ્ય કાવ્ય'માં ધૂમકેતુના દર્શનથી 'અનન્તપણાની વાણી' શી રીતે ઉપજી તે બતાવ્યું નથી. અથવા બીજા એક કાવ્યમાં મેઘકડકડા સ્વર્ગને ઉપર કવિ કૂદીને ચડેછે ને 'આનન્દ-ઓવારા' જુવેછે તે પણ સાધારણ વાચકને સમજાય એમ નથી કે શી રીતે એ ભાવ ઉત્પન્ન થયો. વળી 'પ્રેમ,' 'અનન્તત્વબિન્દુ' વગેરે કાવ્યોમાં mysticism ઘણું છે. ઉદા૦ બધા

અહિંના પ્રેમને મહાન્ પ્રેમસિન્ધુ આલિંગી લેછે એટલે શું ? અતિગૂઢ જ એ લાગેછે. તેમ જ, 'બહુરૂપ અનુપમ પ્રેમ ધરે' તે પણ mystical છે. પ્રેમ તે તો અમુક વ્યક્તિહૃદયનો સંબન્ધકર્તા છે તો તે સૌન્દર્યનાં રૂપોમાં આવિર્ભૂત થાયછે એટલે શું ?

આ શંકાઓના ઉત્તર રમણભાઇયે તે પ્રસંગે જ આપ્યા હતા, કે કવિત્વરીતિ એકજ તરેહની જોઇયે એમ મર્યાદા ના બંધાય. મ્હારા બન્ધુ કૃષ્ણરાવે ઉમેર્યું : "એ રીતે તો સહૃદયતાનું તત્ત્વ જ સાહિત્ય-જગતમાંથી જતું રહેશે." એ ખરું કે તે માટે–'આહા! આ દેખાવ મ્હને સારો લાગ્યો!' એટલું કહ્યું એટલે કવિતા ના થઈ. પરંતુ તેમ આ કાવ્યોમાં છે ? ઊંડું તપાસશો તો કાંઇક કાંઇક અંશ જણાઈ આવશે કે જેથી એ ભાવ અને સૂચનાઓ શી રીતે થઈ તે જણાય. ઉદા૦ ધૂમકેતુની 'જ્યોતિનદી', 'ભવ્ય' અને 'સમુજ્જ્વલ', એ અંશથી કાંઇક એ સૂચનાઓનાં કારણ જણાયછે. આ ઉપરાંત મ્હેં નોંધ્યું છે :

"મણિશંકરની કસોટી પ્રમાણે તો

"The Voice Mysterious which whoso hears
Must think on what will be and what has been."

એ કીટસની સમુદ્ર વિશેની ઉત્તમ પંક્તિયો (જેને વિશે શૅર્પ પ્રશંસા અત્યંત કરેછે તે)માં પણ આ દોષ આવશે. સમુદ્રનો ધ્વનિ સાંભળીને ભૂત અને ભાવિના ધ્વનિ કીટસને કેમ થવા લાગ્યા ? એ હેણે કાંઇ જ કહ્યું નથી. છતાં સહૃદયગમ્ય તત્ત્વ એ છે જ."

વાર્તાલાપમાં મણિશંકરે એમ પણ મત દર્શાવ્યો કે subjective (આત્મલક્ષી) અને objective (પરલક્ષી) કવિતા એ બેમાં વાસ્તવિક ભેદ નથી. મ્હેં કહ્યું: "બેનાં બીજ તત્ત્વતઃ એક છે, તથાપિ કાવ્યરૂપમાં તો ભેદ છેજ, તે કેમ અણગણકારાય?"

આ સર્વ ચર્ચામાં મણિશંકરની આધ્યાત્મિક તત્ત્વો તરફની વૃત્તિ પ્રવર્તમાન હતી. મ્હારી ડાયરી કહેછે:

"ખરી વાત એ છે કે—રમણભાઈ કહેછે તેમ—મણિશંકરના આધ્યાત્મિક ધર્મમત (spiritual creed) હેવી રીતના છે (Agnostic જેવા નહિં, પણ આધ્યાત્મિક તત્ત્વો વિશે sympathy (સમભાવ) વિનાના છે) કે જેથી આ રીતની સૂચનાઓનું સ્વરૂપ હેમને પૂર્ણરૂપે ઊઘડેલું લાગે નહિં. મણિશંકર પણ મુખમુદ્રા ઉપરથી અને કાંઇક વચનથી આ વાત કબૂલ કરતા જણાયા."

મણિશંકરની આ દૃષ્ટિથી થયેલી નોંધોને આધારે એક યુવકે રમણભાઈ, નરસિંહરાવ વગેરેના કાવ્યમતો ને કૃતિઓ ઉપર આક્ષેપો વર્ષાવ્યા હતા ત્હેનું કારણ સમઝાય એમ છે. પણ મ્હારી ડાયરી મણિશંકરને હજી જુદા જ ગુણજ્ઞ સ્વરૂપમાં પ્રગટ કરેછે:

"કાંઇ દોષદૃષ્ટિથી હેમની ટીકા નહોતી. માત્ર ઉત્તમતા, પૂર્ણ ઉત્તમતા—જોવાની ઇચ્છાથી જ હતી. 'કુસુમપાત્રની ભેટ'વાળી કવિતા, તથા 'હુનાળાના પ્હેરોઢનું સ્મરણ' વગેરે કાવ્યો મણિશંકરને ઘણાં રસિક લાગેછે; કુસુમપાત્રવાળું કાવ્ય તો વિશેષ. શાં વિશેષણ-ક્યાં તે યાદ નથી; પણ graceful, tender, noble હેવાં હતાં."

આ જરાક લંબાણ થયું. પરંતુ મણિશંકરના હૃદયની ઉત્ક્રાન્તિના ઇતિહાસ ઉપર પ્રકાશ આ પ્રસંગથી પડેછે. હેમના ધાર્મિક વિકાસનો ક્રમઃ અજ્ઞાતવાદ (agnostic) ની સમીપ, પછી સહસા theistic (એકેશ્વરવાદ), પછી સ્વીડનબોર્ગના સિદ્ધાન્તો દ્વારા ક્રિશ્ચન ધર્મ, પછી વળી આર્યસમાજ, અને છતાં અન્ત સુધી અન્તર્ગત ક્રિશ્ચાનિટી;–આ

ક્રમોમાં હેમના હૃદયે સંચરણ કર્યું છે. એ ઇતિહાસ જોઇશું તો રસતત્ત્વોને અંગે પણ હેમની માન્યતાઓનાં રૂપાન્તરોનું બીજ સમઝાશે. હેમની કાવ્યકૃતિયો પણ આ ક્રમોનાં વધતે ઓછે અંશે પ્રતિબિમ્બ છે. છતાં, અજ્ઞાતવાદ જેવાં વલણોની દશામાં પણ, 'વસન્તવિજય,' 'કચ અને દેવયાની', અને 'ચક્રવાકમિથુન' એ કવિત્વનાં ઉચ્ચ શિખરત્રય–એ ઉચ્ચકવિત્વની ત્રિશૃઙ્ગી—માં અદ્ભુત કલા અને કવિત્વ રગે રગે વ્હેતાં જોઇયે છિયે, ત્હેનું કારણ રસતત્ત્વના જુદા જ બીજમાં જડે એમ છે; તથાપિ 'ચક્રવાકમિથુન'માં આધ્યાત્મિક વિકાસની આગાહી ગૂઢ–અગૂઢ જોઈ સકાયછે. લાંબી રસતત્ત્વપરીક્ષાનું આ સ્થળ નથી.

માનવજીવનના સ્નેહસંબન્ધો મણિશંકરના હૃદયને વિશેષ બળથી છાપ પાડતા હતા; તેથી જ 'કુસુમમાળા'માંના એ પ્રકારનાં કાવ્યોમાંના ઉપર કહેલાં બે કાવ્યો હેમને બહુ ગમ્યાં હશે; તેથી જ હેમના 'પૂર્વાલાપ'માં એ પ્રકારનાં કાવ્યોમાં હૃદય બહુ જોસથી ઊછળતું જણાયછે. છતાં રસતત્ત્વનાં ઊંડાં સ્વરૂપો સ્પર્શનારાં કાવ્યો મણિશંકરનાં બહુ ચઢિયાતાં છે તે વાતની ઉપર કહેલી ત્રિશૃઙ્ગી સાક્ષી પૂરેછે.

મણિશંકરનું 'કચ અને દેવયાની' એ કાવ્ય અધૂરું હતું તે વાત વડોદરાની, ઉપર નોંધેલી, મુલાકાત થતાં મણિશંકર કહેઃ "કોણ જાણે એ કાવ્ય હું પૂરું કરીશ કે નહિં." મ્હારી ડાયરીમાં આમ છે:

"પૂરું કરે તો સારું. સુન્દર અને લલિત કાવ્ય છે. હાલમાં હેમની વહૂ ગુજરી જવાને લીધે કાંઇક ઊંડી ગ્લાનિ હશે. (બ્હાર દેખાડતા નહોતા, પણ અંદર હશે જ) તેથી તો આમ નહિં કહ્યું હોય? આ delicate વાત છેડાઈ જ નથી. પરંતુ આ તરૂણ અવસ્થામાં અને (કાંઇક અનુમાન હેમનાં કાવ્યાદિકથી તથા પરભાર્યું સાંભળ્યા પ્રમાણે) હાલાં પ્રેમથી જોડાયલાં દંપતીમાં મરણથી વિયોગ થવો એ ખેદજનકછે."

મણિશંકરનું એક ઋણ સ્વીકાર્યું રહી જવું ના જોઇયેઃ "ઉત્તરા અને અભિમન્યુ" એ મ્હારું કાવ્ય મણિશંકરે (રમણભાઈ મારફત) વાંચ્યું; અને છેવટના બે શ્લોક કાઢી નાખવાનું હેમણે સૂચવ્યું. પ્રથમ સ્થિતિ આમ હતીઃ

દૃષ્ટિપાર થયો કાન્ત, પદ્મોઘ ગયો ડૂબી;
ભૂલી ત્રિકાલને મુગ્ધા અનિમેષ રહી ઊભી. ૨૩

બીજે દહાડે ઉમેરેલા શ્લોકઃ

× × ×

દીર્ઘ એ દિન જો! વીત્યો ધૂંધળો મેઘવૃન્દથી;
નાટ્ય જોતી રહી મુગ્ધા અબોલા ચિત્ત મન્દથી. ૨૪
રાત્રિયે લાવિયા વાર્તા દૂત દુઃખકરા ઘણી,–
'અભિમન્યુ પડ્યો યુદ્ધે,–મુગ્ધા મૂર્છિત જો! પડી. ૨૫

આ ૨૪ અને ૨૫ મા શ્લોક કાઢી નાંખતે મ્હને ક્ષણભર દુઃખ થયું હશે, પરંતુ મણિશંકરની સૂચનાથી કલાતત્ત્વ વધારે સારું સધાતું હતું તેથી મ્હેં ત્હેનો સ્વીકાર કર્યો. (આ સૂચના પત્ર દ્વારા આવી હતી એમ મ્હને કાંઇક યાદ છે.)

એક બીજું ઋણઃ રાજકોટમાં ભરાવાની સાહિત્યપરિષદ્‌ને સંબન્ધે પ્રમુખપદની પસંદગીને પ્રસંગે મણિશંકરે મ્હારે માટે સબળ યુદ્ધ ચલાવ્યું હતું; ભાવનગરમાં મળેલી શાખાસભામાં હેમણે રજૂ કરેલા ઠરાવમાં મ્હારે વિશે અતિશય ગુણગ્રાહક— કવિ તરીકે ખાસ ગુણપ્રદર્શકવચનો મૂક્યાં હતાં. આ ચર્ચામાં મ્હારી તરફ-

ા મણિશંકરના સ્નેહપક્ષપાતે અંબાલાલભાઈ વિશે કાંઈક અમર્યાદિત કટુ આક્ષેપવચનો ઉચ્ચાર્યાં તેથી થયેલો ખેદ મ્હેં મણિશંકરના ઉપર ખાનગી પત્રદ્વારા જણાવ્યો હતો. તેથી હેમને ખોટું ના લાગ્યું, પણ પોતાનો આગ્રહ હેમણે છોડ્યો નહિ એટલે સુધી કે ને ખજીની પરિષદની વડોદરાની બેઠક વખતે પોતે હાજરી આપવાને અનિચ્છુ હતા, પરંતુ મ્હને પત્ર લખીને પૂછ્યું "ત્હમે વડોદરે જવાના હો તો હું પણ આવીશ."

થીઓસોફીના સિદ્ધાન્તોની મણિશંકરના ઉપર અસર શરૂ થઈ તે સમયમાં હેમણે મ્હારા ઉપર પત્રવ્યવહાર ચલવી એ સિદ્ધાન્તો મ્હારે ગળે ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો હું તે વખતે (ઈ. સ. ૧૮૯૮ ના આરમ્ભ ભાગમાં) સિન્ધ હૈદરાબાદમાં હતો. એ વખતની મ્હારી ડાયરી તત્કાળ લભ્ય નથી નહિ તો મણિશંકરના ધાર્મિક વિકાસ ઉપર વિશેષ પ્રકાશના આછાં કિરણો હેમાંથી મળત

સાહિત્યપરિષદ્નો આરમ્ભ અમદાવાદમાં ઈ. સ. ૧૯૦૫ માં થયો તે વખતે મણિશંકર મ્હને મળ્યા તે પ્રસંગે હેમનું એક ઉદારતાદર્શક વચન યાદ આવે છે, મ્હને કહે "નવા ઉગતા કવિયો, લેખકો, વગેરેને ત્હમે પ્રોત્સાહન થી 'આગળ પાડો છો." મ્હને સમજણ ના પડી "હું હેવું શું કરું છું!" તો કહે "કેમ? ન્હાનાલાલને આગળ પાડનારા પ્રથમ ત્હમે જ.' હજી મ્હારા મનમાં ઉતર્યું નહિ. પણ જણાયું કે 'વસન્તોત્સવ' નામની ન્હાનાલાલની કૃતિમાં પ્રથમ પ્રગટ થયેલી છન્દરહિત યોજના વિશે મ્હેં લાંબું ચર્ચાપત્ર 'જ્ઞાનસુધા'માં પ્રગટ કરેલું. ત્હેમાં ન્હાનાલાલની છન્દવાળી કાવ્યકૃતિનો પક્ષ બતાવતાં હેમના 'મણિમયમૈત્રી' નામના કાવ્યનાં અત્યન્ત વખાણ કરેલાં, તે મણિશંકરના મનમાં હતું. આમ સાર અંશ ગ્રહણ કરવામાં ઉદારતા વિરલ જ હોય છે.

મણિશંકરનું કવિત્વ હેમની વક્તા તરીકેની પ્રવૃત્તિમાં પણ મ્હેં પ્રત્યક્ષ કર્યું તે પ્રથમ પ્રસંગ ઈ. સ. ૧૯૦૨ ના ડીસેમ્બરમાં અમદાવાદમાં સોશિયલ કૉનફરન્સના મણિશંકર એક ઠરાવને અનુમોદન આપવાને ઉભા થયા "સજ્જનો અને સન્નારીઓ"—કે 'ભગિનીઓ અને બન્ધુઓ' (શું સમ્બોધનવચન હતું તે યાદ નથી)—આજથી અઢી હજાર વર્ષ ઉપર આપણા ભારતવર્ષમાં એક જ્યોતિ પ્રગટ થયા '—આમ કહી બુદ્ધ ભગવાન્નું અનુલક્ષણ ઐતિહાસિક કલ્પનાશક્તિના દીપ વડે કરીને હેમણે જે ભાષણ ચલાવ્યું ત્હેની ગમ્ભીર મધુરતા, વાણીપ્રવાહની સુભગતા, ઇત્યાદિ ગુણોથી હું મુગ્ધ થઈ ગયો

એ જ મણિશંકર અમદાવાદની પ્રથમ સાહિત્યપરિષદ્ વખતે "આપણું નવીન કાવ્ય સાહિત્ય" એ નિબન્ધ વાચવાને ઉભા થયા તે વખતે આણંદશંકર મારી પાસે બેઠેલા ને બીજી બાજુના પાડોશીએ પૂછ્યું "મણિશંકર બોલનાર તરીકે કેવા છે?" આણંદશંકરે પોતાની સંક્ષિપ્ત રીતિથી કહ્યું "હેમનામાં—નું માધુર્ય, અને—ની વાણીની છટા છે." એ બોલ્યા તે વખતે આણંદશંકર જાણતા નહોતા કે એ નિબન્ધમાં, મણિલાલ દ્વિવેદીને "પ્રતિભાહીન" વિશેષણ લગાડવા માટે આણંદશંકરના ઉપર મણિશંકરના પ્રહાર પડવાના છે. આટલાં વર્ષને અંતરે એ નિબન્ધનો એ ભાગ વાંચતાં બહુ વાંધાભરેલાં વચનો જણાતાં નથી. પરંતુ તે વખતે તો મણિશંકરની વાણીના ઉચ્ચારણમાં કાંઈક અનિષ્ટ કટુતા જણાતી હતી. એ જ

નિબન્ધમાં નવીન યુગમાં નવીન કવિ–અવતાર તરીકે ન્હાનાલાલ કવિનું પુરસ્કરણ કરતાં, ગુજરાતી સાહિત્યના નભોમંડલમાં "ઊગ્યો પ્રફુલ્લ અર્મોવર્પણ ચંદ્રરાજ" એ ન્હાનાલાલનીજ પંક્તિનો પ્રકારાન્તરે હેમના લક્ષણવર્ણનમાં વિનિયોગ મણિશંકરે કર્યો તે અતીવ સુભગ હતો; છતાં ત્હેની આસપાસ વિશેષ પડતાં સ્તુતિપ્રવચનોને પરિણામે શ્રોતાવર્ગમાં ઘણાને કાંઈક સુરુચિનો ભંગ થતો લાગ્યો હતો.

ઈ. સ. ૧૮૯૮–૯૯ માં મણિશંકર મ્હને એકવાર અમદાવાદમાં મળવા આવ્યા યાદ છે. હમે એ મ્હારા પિતાને બંગલેથી રાયપુરમાં (જાણ્યામાં આણંદશંકરને ઘેર) હીંડતા જવાને સાથે ઊપડ્યા. તે વખતે ભાવનગરમાં મણિશંકર હતા. નાગર કારભાર ડગમગવા તરફ હતો; પ્રશ્નોરા પ્રતાપ ગુપ્ત રીતે પ્રવેશ કરવા લાગ્યો હતો. વિઠ્ઠલભાઈ સામળદાસ તે વખતના દીવાન (નાગર જ્ઞાતિના) અમદાવાદ આવવાના હતા. મ્હેં કહ્યું: "ત્હમારા દીવાન સાહેબ આજ આવવાના છે." "Let him come." એ ઉત્તર આપતા મણિશંકરની નાગર દીવાન તરફની કાંઈક અંશે બેપરવાઈની અને કાંઈક સ્વપક્ષના ગૂઢ બળનું ભાન જણાવનારી વૃત્તિ જોઈ હું મનમાં હસ્યો, ને ચૂપ રહ્યો. પરંતુ હાની ચ્યુતિયો મણિશંકરમાં વિરલ હતી. કાલક્રમે હેમનામાં દીનભાવ બહુ વિકાસ પામ્યો હતો; એટલે સુધી કે ભાષણ કરતે કાંઈક પણ વચનમાં અપ્રિયતા આવ્યાનું શ્રોતા મંડળમાં થતા ઉદ્‌ગારોથી જણાય કે–"ઓ પ્રભુ! મ્હને ક્ષમા કરજે!" એમ વચનો એ બોલતા.

હું વાંદરે આવીને વસ્યો તે સમયના આરમ્ભમાં હું તથા મ્હારો પુત્ર નલિનકાન્ત મણિશંકરને મળવાને મુંબાઈમાં પ્રિન્સેસ સ્ટ્રીટમાં આવેલા એક મકાનમાં, હેમને ઊતારે, ગયા; તે વખતનું ચિત્ર પ્રગટ થાયછે. હમે અણધાર્યા જ ગયા હતા; એક ઓરડીમાં મણિશંકર ચટાઈ કે શેતરંજી ઉપર લાંબા થઈને પડયા હતા; શરીર ઊઘાડું; જમીનથી દેઢેક વ્હેંતની ઊંચાઈ મપાય હેવાં હેમનાં પ્રચણ્ડ માસાંવાળું શરીર જોઈને નલિન તો છક થયો. એ તરત ઊઠ્યા. પુષ્કળ સ્નેહવાર્તા થઈ. તે પછી થોડે જ દિવસે એ મ્હને મળવાને વાંદરે આવ્યા. વાતોચીતો પછી હમે બંને સાથે ભાડાની ગાડીમાં મુંબાઈ જવા માટે સ્ટેશને જવાને ઊપડ્યા. રસ્તામાં વાતપ્રસંગે મ્હેં કહ્યું: "મ્હારા પિતા કહેતા કે અજ્ઞાનવર્ગ અંધમૂર્તિપૂજાના ખાડામાં પડયા રહે તે કરતાં તો પાદરીઓ હેમને ક્રિશ્ચાનિટીના પ્રકાશમાં મૂકે છે તે વધારે ઇષ્ટ છે." મણિશંકર કહે: "શું? ક્રિશ્ચન થવું એ ન્હાનમની વાત છે?" મ્હેં જોયું: 'આર્ય' થયેલા મણિશંકરમાં જૂનો ક્રિશ્ચન નિગૂઢ વસતો હતો.

એક અંગત કરુણ પ્રસંગ છેડવો પડેછે. ઈ. સ. ૧૯૧૫ના માર્ચની બીજી તારીખે મ્હારો પુત્ર નલિનકાન્ત જ્યોતિર્ધામમાં ગયો. મણિશંકરે તે પછી ત્રણેક અઠવાડિયે મ્હને આશ્વાસનપત્ર લખ્યો તે શબ્દશઃ ઊતારવાથી જ હેમની ધર્મભાવનાની, હૃદયની કોમલતાની, અને સરલ સ્નેહવૃત્તિની છાપ પડે એમ છેઃ

"પ્રિયભાઇ નરસિંહરાવ

તમને લખવાનો ઘણા દિવસથી વિચાર કરુંછું. પણ આવા જખમ પછી તરત કંઇ લખવામાં મને અનૌચિત્ય લાગ્યા કર્યું. આજે જ લખી શકુંછું.

તમારા ધર્મસિદ્ધાન્તો હું થોડે અંશે જાણુંછું, તે પરથી ધારુંછું કે આયુષ્માન્ નલિનકાન્ત અમર છે, અને ઉચ્ચતર લોકમાં ગયેલ છે, એમ તમે માનતા હશો. તેને ફરી એ લોકમાં મળવાની પણ તમને–

દર્પનિને—આશા હેવી જોઈયે એ એમ છે, તો તેના સ્વર્ગપ્રયાણનો ખેદ કંઈ અંશે કમી થવો જોઈયે.

એટલી સ્થિતિયે પ્હોંચેલો નહિ પણ આશા આપી શકે તેવી ઉમરનો એક પુત્ર બે સોળ વરસ પ્હેલાં ખોયેલ છે. ખોયેલ છે એમ મારાથી લખાઈ ગયું, જો કે ખોયેલ નથી એમ મારા હૃદયની ખાતરી છે, છતાં લખાઈ ગયું ને પરથી જખમ હજી તાજો છે એ તમે જોઈ શકશો. એટલે તમારા હૃદયની સ્થિતિ હું સમજી શકું એ સ્વાભાવિક છે

આ પ્રસંગે બીજું તો શું લખું ! જાણો છો કે ગુજરાતમાં જે થોડા આત્માઓની સાથે મારે સંબન્ધ છે, તેમાં તમે હમેશાં માનની જગ્યાએ રહેતા આવ્યા છો. તમારા લેખોને અને તમારા આત્માને ગુજરાતમાં જે આત્માઓ ચાહનારા છે, તેમાં હું થોડાને જ વધારે નજદીક જોઉં છું. આવા દુઃખને વખત છે, તેથી જ હૃદય થોડું ઊઘડી શકે છે. પણ અલમતિવિસ્તરેણ.

તમારો સદાનો સ્નેહાધીન
મણિશંકર ”

આ સ્નેહાળ આત્મા આજ કેવા કરુણ સંજોગોમાં પ્રયાણ કરી ગયો ! હજી તો હેમનો પુત્ર જયન્તકુમાર "પૂર્વાલાપ"ની ભેટ આપવાને મ્હારી કને આવનાર હતો, મ્હેં એ આવવાની વકી પણ રાખેલી, અને ઠરાવેલે દિવસે જ મણિશંકરના અવસાનનો તાર આવ્યો ! જયન્તકુમારે મિત્રદ્વારા 'પૂર્વાલાપ'નું પુસ્તક બીજે દિવસે મોકલ્યું, મ્હેં ગમ્ભીર ભારભર્યાં હૃદયથી તે સ્વીકાર્યું.

'આત્મપ્રકાશ આધાર છે, સ્નેહી ઝાલી ધાર
દૂર રહ્યા પરથી પાછો, પગમાં ક્લેશ ન લેશ।”

એ પંક્તિયોનો અર્થ લૌકિક ગૃહ ઇત્યાદિને કરણ રીતે લાગૂ પડી શકે તે તજી દઈશું; એ ઉદ્ગારોનો આત્મિક અર્થ જ પ્રકટ છે. 'સ્નેહજ્યોતિ'ને આ ઉદ્ગારોમાં કરેલી પ્રાર્થના સ્વીકારાઈ; એ આત્મા પણ જ્યોતિર્ધામમાં બિરાજ્યો !



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્યસંસદ.



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી | ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી ... | ... રાજમાતા. |
| મુંજાલ ... | ... મહા અમાત્ય. |
| ઉદો ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક ... | ... મંત્રી: * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શોભ ... | ... મંત્રી. |
| ત્રિભુવનપાલ ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡ |
| કાશ્મીરાદેવી ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | ... તેની પત્ની. |
| સજ્જન ... | ... સોરઠનો દંડનાયક. |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રાખેંગાર ... | ... જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ સાન્તુદેવીએ પણ તેને તેડાવેલો છે જતા જતા તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની બાળ કાકની ગેરહાજરીમાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ સેવાથી ભભીઆળી રહેલા રેવાપાલને કાકની ચેતવણી છતા છંછેડે છે કાકની ગેરહાજરીમા ભરૂચ(?) ઉઠાવવાની રેવાપાલ પેરવા રચતો હોય છે એટલામા કાક આવે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમા સોંપી જાય છે મંજરીના મોઢામા પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાઈ પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે આ બાજુ રેવાપાલ ભરૂચના કોઠારના ઉપનાયક(?) અને કાકના દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી ફરીઆ વાટે પાટણ તરફ જતા કાક વચમા લાટી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેશ વિશ્વાસુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે કીનારે બેઠેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બચાવો" લે છે અને વધારી લઈ જવાની તૈયારી કરે છે આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા'ના કહેવાથી સાન્તુને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસ કરી પોતે સોંપેલું કામ કરી નહીં ઉઠવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે રસ્તામા તેને ઉદા મહેતાની વાવમાંથી તરફ વહેમ જાય છે અને બાબરાભૂતને અનાયાસે તે વશ કરી લે છે. પછી તે યુક્તિથી વેગે રાજમહેલમા પેસી રાણી લીલાદેવીને મળવા કુનેહભર્યો પ્રયાસ કરે છે અને જયસિંહદેવનું મન દેવડી તરફ ખેંચાતું અટકાવવાનું વચન આપે છે એટલામા જગદેવ પરમાર આવતા તે સંતાઈ જાય છે જગદેવને બબરાએ ઊંચકી(?) રાણી કાઢી મુકે છે કાક સંતકૃનિ(?) જયદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું વચન આપે છે એટલામા જગદેવ આવી લાગતા તે અંદર જતો રહે છે પછી પરમાર અને ઉદો ત્યાં આવે છે ઉદો જુનાગઢ જોડે સંધિ કરવાની પેરવી બતાવે છે એટલામા કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે પણ કાક પાછો દાખલ થઈ ભેદ ફોડી નાખે છે ઉદો જયદેવ તથા કાકે વિગ્રહ માટે જલ્દી તૈયારી કરે છે દરમીઆન કાકનું રક્ષણ કરવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. મુંજાલ મીનળદેવી જોડે મસલત કરતો હોય છે તેટલામા કાક આવે છે, અને રાજતંત્રની સ્થિતિથી માહીતગાર થાય છે વાગ્ભટને બનાવી જવાથી પરશુરામની પુત્રી સમય(?) તેના ઉપર ટૂંકે બગડે(?) છે પોતાની રજા વગર કાકને ઉતારો આપવા માટે રાજમહેલનો કર્તાહર્તા પરમાર એક જુના નોકરને કેદ કરી પોતે મારેલી બારીમા(?) ઉતરવાની ફરજ પાડતા કાકને મળવા જાય છે

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૯મું

### કાકની મુલાકાતે

જ્યારે જગદેવ પરમાર કાકને મળ્યો ત્યારે જે મનુષ્યને વખડ(?) કાક તરીકે આણેલા એટલામા તેને મળવા પકડી લાગ્યો હતો તે બારણા આગળ બેઠો હતો.

"કાકભટરાજ છે કે?"

"સુતા છે." માણસે કહ્યું.

"એ કોણ છે?" અંદરથી અવાજ આવ્યો.

"એ તો હું જગદેવ પરમાર."

"પધારો." કાકનો અવાજ આવ્યો.

પરમાર અંદર ગયો. એક નાના હીંચકા પર નામનું ગોદડું નાખી કાક સુતો હતો, તે બેઠો થયો.

"આવો પરમાર! આપે કૈં મહેરબાની કરી? બેસો." કાકે પોતાની પાસે પરમારને બેસવા સૂચવ્યું.

"અમસ્થોજ!" જગદેવે બેસતાં આ મીઠાશનો જવાબ વાળ્યો; "આપને માટે મેં બે ખંડ તૈયાર કરાવ્યા છે તે કહેવા આવ્યો છું."

"અરે શું કામ તસ્દી લીધી? મને આ ફાવશે."

"આ તે કૈં ચાલે?"

"મને આથી સારી જગ્યામાં રહેવાની ટેવ નથી."

"પણ મહારાજે ખાસ કહ્યું છે."

કાક સાવધાન થયો. આ ભલમનસાઈમાં કૈં મુદ્દો જણાયો.

"કહી દેજોની કે હવે અહીંઆં પડ્યો છું તે છો રહ્યો."

"એમને ખોટું લાગશે."

"તો હું મનાવી લઈશ." કાકે હસીને કહ્યું.

"નહીં નહીં. પણ એ કેમ ચાલે? મારા કારભારને લાંછન લાગે." જગદેવે કહ્યું.

"પરમાર! મારો સ્વભાવ જરા વિચિત્ર છે. હવે અહીંઆં ચોટ્યો તે મને અહીંઆંજ ગમે."

"પણ એ તો પેલા માણસે ભુલજ કરી. મહેલની ગોઠવણ મારે કરવાની રહીને?" જગદેવે જરા અધીરાઈથી કહ્યું.

"મારે માટે ગોઠવણ કરવાની તસ્દી લેવીજ નહીં. હું તો મારી મેળેજ ગોઠવણ કરી લઉં છું."

"ને પાછો આ ઓરડો બીજા કામમાં લેવાનો છે." જગદેવે જરાક સત્તાથી કહ્યું.

કાક એટલાનીજ વાટ જોતો હતો. તે વાઘ તરાપ મારે તેમ જગદેવ તરફ ફર્યો ને બોલ્યોઃ

"પરમાર! તમે યોદ્ધા છો. મેં પણ કૈં રણસંગ્રામ સેવ્યું છે. ચોખ્ખું કહી દોને કે આ બધાનો મુદ્દો શો છે?"

"ના–ના–કૈં ખાસ—"

"કહી દઉં?" હસીને કાકે કહ્યું; "તમારે મને તમે નક્કી કરેલી જગ્યાએ વાસ આપવો છે. મારે ત્યાં નથી વાસ લેવો. થયું?"

જગદેવ ચમક્યો. આવી રીતે વાત કરવાને તે તૈયાર નહોતો.

"ભટરાજ! પણ મહેલની વ્યવસ્થા—"

"પરમાર! તેની મને લેશમાત્ર પણ પરવા નથી. જુઓ, આપણે પહેલવહેલા મળ્યા છીએ તો સ્પષ્ટ વાત કરી નાંખીએ."

"શી?"

"તમે અહીંના મોટા સત્તાધીશ છો. હું જયસિંહદેવ મહારાજની સત્તા શીવાય બીજાનો હીસાબ ગણતો નથી. એટલે તેમના શીવાય મારે શું કરવું, કયાં રહેવું, એ સંબંધી કોઈએ પંચાત કરવી નહીં."

"ભટરાજ! તમે મારું અપમાન કરવા માંગો છો નહીં?" ગર્વમાં હસીને જગદેવે દાઢી પર હાથ મુક્યો.

"ના. હું અપમાન સહેવા માંગતો નથી."

"ભટરાજ! તમને કોઈએ ભરમાવ્યા છે. હું કોઈનું અપમાન નથી કરતો."

મારી શકે છે. એ બંનેનો જોઇએ તે ઉપયોગ કરો. હું સામો થવા તૈયાર છું." કાકે નીરાંતથી હીંચકાના સળીઆ પર અઢેલીને કહ્યું.

"ભટરાજ! તમે નાહકનું વેર બાંધો છો," હીંચકા પરથી ગુસ્સામાં ઉતરી પડતાં જગદેવે કહ્યું; "કોઇ પટ્ટણીએ મારી જોડે વેર બાંધી સાર કાઢ્યો નથી."

"ને—" ઠંડે પેટે હસીને કાકે કહ્યું; "કોઇ પરદેશીએ મારા પર સત્તા બેસાડવા જઇને સાર કાઢ્યો નથી."

"ભટરાજ! તમારી જીભ વસમુ પરિણામ લાવશે." જગદેવનો હાથ તરવાર પર ગયો.

"તમારા કરતાં ઘણા બળીઆઓને મારી જીભે જીવતા બાળ્યા છે," કાકે ધીમે રહીને હીંચકા પરથી ઉતરતાં કહ્યું: "તમારા હાથ ચલાવવો છે એમ? ઠીક. એમા! મારું ખડ્ગ લાવ તો." તિરસ્કારથી કાકે કહ્યું; "મને પણ ઘણા દહાડાની ટેવ નથી તે તાજી થશે."

એકદમ જગદેવને ભાન આવ્યું. તે નરમ પડી ગયો.

"ભટરાજ! ક્ષમા કરો. હું જરા ગુસ્સામાં આવી ગયો. ક્ષમા કરો. મહારાજ જાણે તો શું કહે!" જયસિંહદેવ યાદ આવવાથી પરમાર ધ્રુજી ઉઠ્યો.

"કં નહીં. એ તો આપણે રમતા હતા."

"ના. ના. એ કેમ બને? ભટરાજ! માફ કરો," કહી ઉસ્તાદ જગદેવે હાથ જોડ્યા; "એ તો તમે મને મફતનો ચીડવ્યો"

"ગભરાશો નહીં. પણ વળી એક વાત કહી લઉં, પછી રહી જશે. તમારા જેવા પરમારનું બલ ને શૌર્ય તો ધારાના પરમારને ત્યાં શોભે: પરમારના કટ્ટા વેરી પાટણના રાજાને ત્યાં નહીં." કાકે ફટકો લગાવ્યો; "પરમાર! બેસો, જરા બીજી વાત કરીએ."

"ના. હવે હુ જાઉં,—" પણ એક વૃદ્ધ અનુચર આવ્યો એટલે જગદેવ બોલતો અટક્યો.

"પરમાર!" તેણે આવીને કહ્યું; "મહાઅમાત્યજી બોલાવે છે."

"કોણ?" સાશ્ચર્ય જગદેવે પુછ્યું: તેનું મોં જરાક ઉતર્યું.

"મુંજાલ મહેતાજી." પેલા વૃદ્ધે કહ્યું.

કાકે જરા આંખ ફાડી. જગદેવને ચેન નહોતું પડ્યું એમ સ્પષ્ટ દેખાયું. બને ત્યાં સુધી તે મુંજાલને મળતો નહીં ને મુંજાલ તેને કોઇ દિવસ બોલાવતો નહીં: જગદેવને મુંજાલનો પરિચય નહોતો, પણ રાજા તેને ઘણું માન આપે છે તે જોઇ તે તેનાથી સબહુમાન દૂરજ રહેતો. આજે જ્યારે તેના ગૌરવ પર ઘા થતા હતા ત્યારે આમ મોકલેલું કહેણ તેને રુચ્યું નહીં.

"કહે કે જરા કામમાં છું. પછી મળી જઇશ." જરાક અભિમાનથી જગદેવે કહ્યું.

તેનું હંમેશનું સ્વાસ્થ્ય હોત તો પરમાર આવું કહેવાનું સ્વપ્ન પણ આણત નહીં; પણ આજે તેનું ઠેકાણું નહોતું. આ જવાબ જોઇ કાક ને અનુચર બંને ચમક્યા.

"આપે શું કહ્યું?" અનુચરે સ્પષ્ટ રીતે પુછ્યું.

"કે હું પછી મળીશ." દરેક શબ્દ પર ભાર દઇ જગદેવે કહ્યું.

કાક ટટાર થઇ સખત નજરે જોઇ રહ્યો. "તમે શું કહો છો તેનું ભાન છે?" તેણે ધીમેથી પુછ્યું.

"હા! કેમ?"

"મુંજાલ મહેતા તેડું મોકલે ને ન જવું એટલે શું તે ખબર છે?"

[વધુ માટે જુઓ છેવટનાં પૃષ્ઠ

# સાહિત્યસંસદ્

## પહેલી વાર્ષિક સભા તથા ઉત્સવનો વૃત્તાંત

અને

## લેખસંગ્રહ

# સાહિત્યસંસદ્

---

## વાર્ષિક સભાનો વૃત્તાંત

---

સાહિત્યસંસદની પ્રથમ વાર્ષિક સભા સંવત્ ૧૯૭૯ ના દ્વિતીય જ્યેષ્ઠ વદી અમાસ ને શનિવાર તા. ૧૪ મી જુલાઇ ૧૯૨૩ને દિને બપોરના ત્રણ વાગે 'ગુજરાત' કાર્યાલયમાં, ૨૨, એકહાઉસ લેન, કોટ, મુંબાઇવાળા મકાનમાં સંસદના પ્રમુખ રા. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે મળી હતી.

સભાનું કામકાજ શરુ કરતાં રા. મનહરરામ મહેતાએ સંસદની ગયા વર્ષની પ્રવૃત્તિનો વૃત્તાંત નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો હતો.

**મહેરબાન પ્રમુખસાહેબ તથા ભાઇઓ,**

આપણી સાહિત્યસંસદ્ સંવત્ ૧૯૭૮ ના માઘ શુદી ૨ ને રવિવાર તા. ૨૯ મી જાન્યુઆરી ૧૯૨૨ને દિને સ્થાપવામાં આવી હતી. તેને ગઇ માઘ શુદી ૧ ને દિવસે એક વર્ષ પુરું થયું. એટલે આપણે તે ગત વર્ષનું સરવાયું કાઢવા અત્રે એકત્ર થયા છીએ. તેમ કરવાને સારુ આપણે નિયમાનુસાર ઘણા વખત અગાઉ મળવું જોઇતું હતું, પણ પ્રથમ આપણું પોતાનું છાપખાનું કરવાના ઉદ્યમને લીધે અને ત્યાર પછી આપણા પ્રમુખ રા. મુનશી તેમજ ઉપમંત્રી રા. વિજયરાય મુંબાઈ બહાર જવાથી તેમ બની શક્યું નહોતું.

ગૃહસ્થો, જે વખતે આપણી સંસ્થાની સ્થાપના કરવામાં આવી તે વખતે એકંદર તેત્રીસ સભાસદો હતા. તેમનાં નામ 'ગુજરાત' ના ચૈત્ર ૧૯૭૮ ના અંકમાં આવી ગયાં છે. ત્યાર પછી, અમને જણાવતાં આનંદ થાય છે કે, નીચેના ગૃહસ્થો આપણી સંસદમાં દાખલ થયા છેઃ—

રાજ્યરત્ન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી, જે. પી., એમ. આર. એ.એસ.

રા. ચંદુલાલ મણિલાલ દેશાઇ ('વસંતવિનોદી') 'ટહુકાર' આદિના કર્તા.

રા. ગોપટલાલ ગોવિંદલાલ શાહ, એમ. એ., બી. એસસી.

રા. સુમંત બટુકરામ મહેતા, એમ. બી.

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીઃ શૈવધર્મનો ઇતિહાસ, વૈષ્ણવધર્મનો ઇતિહાસ, બાળકોનો વૈદ્ય, ચંદુભટ્ટજીનું ચરિત્ર આદિના કર્તા.

રા. ગજાનન વિશ્વનાથ પાઠક.

આ ગૃહસ્થોના પ્રવેશથી સંસદના વિશ્વાસુ કાર્યકરોની સંખ્યામાંજ નહીં પણ સંસદની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ થઇ છે; અને અમે આશા રાખીએ છીએ કે જેમજેમ સંસદનું કાર્ય વધારે સંગીન અને વિસ્તૃત થતું જશે તેમતેમ વિદ્વાન્ કાર્યકરોને સંસદ્ આકર્ષશે.

ગૃહસ્થો, આપ જાણો છો કે સંસદે પ્રથમ કાર્ય એક સચિત્ર માસિક પ્રસિદ્ધ કરવાનું ઉપાડ્યું હતું. તે પ્રમાણે સંવત્ ૧૯૭૮ના ચૈત્ર માસથી 'ગુજરાત' નામનું માસિક પ્રસિદ્ધ કરવામાં આવે છે. અત્યાર સુધીમાં તેના સત્તર અંકો પ્રસિદ્ધ થઇ ચુક્યા છે અને તેમાં પાંચ વિશેષાંકો છે. હાલમાં આપણે ત્યાં લેખકોના બે વર્ગ છે એક વર્ગ અંગ્રેજી સાહિત્યથી પ્રેરાઈને લખે છે ત્યારે બીજો વર્ગ દેશજ સાહિત્યથી પ્રેરાઈને લખે છે. અમારી એવી માન્યતા છે કે જ્યાં લગી બીજા વર્ગના લેખકોની કક્ષા ઉંચી નહીં થાય ત્યાં લગી ગુર્જર સાહિત્યની યથેષ્ટ પ્રગતિ થવી અશક્ય છે. આ કારણસર 'ગુજરાત'માં મૌલિક લેખો પ્રસિદ્ધ કરવા તરફ તમારું તંત્રીમંડળ વિશેષ ઉત્સુક રહે છે ઉપરાંત લેખો વિશેષતઃ મનોરંજક હોય છે છતાં તે જ્ઞાનપ્રદ કે બોધપ્રદ હોય છે અને ગંભીર વિષયોની છેક અવગણના કરવામાં નથી આવતી. તંત્રીમંડળની આ યોજના સફળ થઇ છે એ જાણી તમને સંતોષ થશે. અનેક નડતરો છતાં 'ગુજરાત' સંપૂર્ણ યશસ્વી નીવડ્યું છે. આપણી કુમળી પાંખડીનો ગુજરાતે સ્વીકાર કર્યો છે. રસિક ગુજરાતની રસવૃત્તિ કેટલેક અંશે આપણે સંતોષી શક્યા છીએ એમ વિદ્વાનોએ દર્શાવેલા અભિપ્રાય અને લોકો તરફથી મળ્યે જતા આવકારથી સ્પષ્ટ થાય છે. અધિકારીવર્ગે પણ નહોતું ધાર્યું તે બન્યું છે, એટલે કે આટલા અલ્પ સમયમાંજ અનેક વિશેષાંકો જ્હેર ખર્ચે પ્રસિદ્ધ કરવા છતાં, 'ગુજરાત' પોતાનો ખરચ ઉપાડી લેવા શક્તિમાન થયું છે.

આ પ્રમાણે 'ગુજરાત' વિજયી થયું છે તેના યશમાં આપ સર્વનો ભાગ તો છેજ, કારણ આપ સૌકોની એક યા બીજા પ્રકારની સહાય વગર આ પરિણામ નજ આવત પણ આ પ્રસંગે એટલું અત્રે જાહેર કરવાની રજા આપશો કે આ વિજય મુખ્યત્વે કરીને સંસદની બે વ્યક્તિઓને લઇને છે. એક આપણા પ્રમુખ અને બીજા આપણા ઉપમંત્રી તથા 'ગુજરાત'ના ઉપતંત્રી. આપણા પ્રમુખનાં અમિત ઉત્સાહ, વિશાળ સાધનો અને વેગવાન્ કલમ વગર તેમજ આપણા વિદ્વાન્ ઉપમંત્રીની રસવૃત્તિ, કર્તવ્યનિષ્ઠા અને અતુલ મહેનત વગર આ પરિણામ નજ આવત.

'ગુજરાત'નું કામ ઠરીઠામ પડતાં સંસદે જોડણીનો પ્રશ્ન હાથ ધર્યો અને અત્યાર સુધી એ વિષયમાં થએલા સર્વ પ્રયાસો તેમજ જે નિયમોનો મુસદ્દો આપણે 'ગુજરાત'ના જ્યેષ્ઠ ૧૯૭૮ના અંકમાં પ્રસિદ્ધ કર્યો હતો તેના પર ચાલેલી ચર્ચા ધ્યાનમાં લઇ એક ઠરાવનો ખરડો આજે આપ સન્મુખ રજુ કરવામાં આવે છે, તે પસાર કરશો એટલે એ કાર્ય આપણા મનથી પત્યું ગણાશે

ઉપરાંત સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરવાની જે પ્રવૃત્તિ આપણે આદરી છે તેમાં જે પ્રથમ પુસ્તક તૈયાર કરવાનું છે તેમાં આઠમા સૈકાથી માંડીને અત્યાર સુધીના લેખકોની નામાવલિ, તેઓની સ્થળસંવત્ સહિતની યાદી, ઉપરાંત મળી શકે એટલી ઇતર માહીતી આપવાની યોજના કરવામાં આવી છે. આ કાર્યમાં અમને જણાવતાં સંતોષ થાય છે કે પ્રથમથી માંડીને દલપતરામભાઇ સુધી આપણે પહોંચી ગયા છીએ અને બાકીનો ભાગ હવે થોડા વખતમાં પુરો થશે. પણ આ પ્રસંગે અમારે સખેદ જાહેર કરવાની ફરજ પડે છે કે સંસદના ઘણા સભ્યોની આ કાર્ય પરત્વે ઉદાસીનતાને લીધે તેમજ જેમજેમ ઉંડા ઉતરતા જઇએ છીએ તેમતેમ ક્ષેત્ર

વધુ ને વધુ વિશાળ થતું જતું હોવાને લીધે અમને ભય લાગે છે કે ધાર્યા સમયમાં અને ધાર્યા ખરચમાં એ પરિપૂર્ણ થશે કે કેમ.

કોષના સંબંધમાં થોડીઘણી શરુઆત કરવામાં આવી છે એટલુંજ, પણ શિષ્ટ લેખોની ગ્રંથાવલિ પ્રસિદ્ધ કરવાની જે યોજના આપણે કરી હતી તેની રૂએ સદ્‌ગત રણજીતરામના નિબંધોનું એક પુસ્તક એ ગ્રંથાવલિના એક મણકા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, અને બીજાં બેચાર પુસ્તકો અલ્પ સમયમાં બહાર પાડવાની અમે આશા રાખીએ છીએ. આ પ્રસંગે પ્રથમ પુસ્તકના સંબંધમાં એટલું કહેવાનું અમને આવશ્યક લાગે છે કે એ વડોદરામાં છપાએલું હોવાથી એમાં છપાઇ, કાગળ વગેરેની અનેક ન્યૂનતા છે જે હવે આપણું પોતાનું છાપખાનું થતાં દૂર થશે એ નિઃસંદેહ છે.

વર્ષ દરમીઆન સંસદની ત્રણ સામાન્ય સભાઓ—બે જોડણી બાબત અને એક સાહિત્યના ઇતિહાસ બાબત–મળી હતી. ઉપરાંત ઇતિહાસના સંબંધમાં બે ઉપમંડળો નીમાયાં હતાં અને તેમણે ઇતિહાસની રૂપરેખા તથા યોજના સંબંધે સભાસદોમાં ફેરવવાને બે પત્રિકાઓ તૈયાર કરી હતી.

તમારું અધિકારીમંડળ લગભગ રોજ નિયમિત વખતે મળે છે અને તે કારણને લીધે તે વખતે હાજર રહેતા સંસદના અન્ય ઉત્સાહી સભ્યોના અભિપ્રાય તથા સલાહનો લાભ પણ અવારનવાર ને લઇ શકે છે.

આપણા પ્રમુખ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી ગયા માર્ચમાં યુરોપની મુસાફરીએ ગયા ત્યારે તેમને સફળ સફર ઇચ્છવા માટે તા. ૨૫મી ફેબ્રુઆરી ૧૯૨૩ ને રવિવારને રોજ સાંતાક્રુઝમાં વીલસ્વીલામાં એક મેળાવડો રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆના પ્રમુખપણા નીચે સંસદ તરફથી કરવામાં આવ્યો હતો. સભ્યો ઉપરાંત તેમાં સંસદના અન્ય સહાયકોએ પણ હાજરી આપી પ્રસંગને સર્વાંશે વિજયશાલી બનાવ્યો હતો તેની નોંધ લેતાં આનંદ થાય છે. મેળાવડાનું રીફ્રેશમેંટનું ખર્ચ બે સદ્‌ગૃહસ્થોએ ઉપાડી લઇ સંસદને આભારી કરી હતી.

છેવટે એક મહત્ત્વની બાબત પર આપનું ખાસ લક્ષ દોરવા માગીએ છીએ. આપણી સર્વ પ્રવૃત્તિને અંગે એક સ્વતંત્ર છાપખાનાને અભાવે ઘણી અગવડો વેઠવી પડતી હતી. આ અગવડોએ ગયા માઘ માસમાં તીવ્ર સ્વરૂપ પકડ્યું. આથી સંસદે ધી સાહિત્યપ્રચારક કંપનીને એક સ્વતંત્ર છાપખાનું કરી આપવા વિનંતિ કરી. પરિણામે "સાહિત્ય પ્રેસ" ની સ્થાપના થઇ. આથી ફાગણમાસ પછી કેટલાએક અંકો પંદરપંદર દિવસને અંતરે પ્રસિદ્ધ કરી દર માસનો અંક તે માસની શરુઆતમાંજ આપી શકવા આપણે ભાગ્યશાળી થયા છીએ.

આ પ્રમાણે આપણા ગત અઢાર માસનો અહેવાલ છે. આ ઉપરથી જણાય છે કે આ ગતિએ જો આપણે આગળ ધપ્યા જઇશું તો અલ્પ સમયમાં આપણે ઘણું કામ કરવા શક્તિમાન્ થઇશું.

છેવટે આપણે પ્રથમ તો સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડનો ઉપકાર માનવાનો છે. એ કંપનીએ આપણા પર વિશ્વાસ મુકી 'ગુજરાત' ની વ્યવસ્થા આપણને ન સોંપી હોત તેમજ સ્વતંત્ર છાપખાનું કાઢી આપણને જોઈતી મદદ ન કરી આપી હોત તેમજ જોઈતી નાણાંની મદદ આપણને ન આપી હોત તો આપણે ઉપાડેલા કાર્યમાંનું કંઈ ન થાત એમ કહેવું અમને અતિશયોક્તિભરેલું લાગતું નથી. આમ હોવાથી આ કંપનીના અધિકારીમંડળનો અમે ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અને આશા રાખીએ છીએ કે તેઓએ આપણા તરફ દેખાડેલી ઉદાર વૃત્તિ તેઓ ચાલુ રાખશે. ઉપરાંત સંસદના સભ્ય નહીં એવા જે લેખકોએ આપણને 'ગુજરાત' ને માટે લેખો મોકલી ઉપકૃત કર્યા છે તેઓનો આભાર માનવાનો છે. રા. નરસિંહરાવ આદિ લેખકોનો અમે આ પ્રસંગે ઉપકાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે તેઓની વિદ્વત્તાભરી કલમ 'ગુજરાત' ને માટે તેઓ ચાલુજ રાખશે. આ અવસરે ચિત્રકારોને ભુલી જઈએ તો તેઓનું ઋણ ચુકવ્યા વગરનું રહે એમ છે. 'ગુજરાત' ના વિજયમાં તેઓનો પણ કંઈ નાનોસુનો ભાગ નથી. 'ગુજરાત' વિશેષ મનોરંજક ને મોહક તો તેઓની પીંછીનેજ લીધે બને છે શ્રીમાન્ પુરુષોત્તમ, રા. રવિશંકર, રા. ગૌરીશંકર, રા. ગોરધનભાઈ, રા. દત્તાત્રેય, રા. સરૂપ વગેરે જે સુયોગ્ય ચિત્રકારોએ પોતાની પીંછી 'ગુજરાત' ને મધુરી બનાવવામાં કસી છે તેઓનો અમે ઉપકાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં તેઓ વિશેષ આકર્ષક ચિત્રો 'ગુજરાત' ને માટે આપી તેની પ્રતિભામાં વૃદ્ધિ કરશે.

આખરમાં સંસદના જે જે સભ્યોએ અધિકારીમંડળને કાર્યવહનમાં મદદ કરી છે તેઓનો તેમજ 'ગુજરાત' અને 'સાહિત્ય પ્રેસ' ના કામમાં રોકાએલા માણસોનો સંતોષકારક રીતે કામ કરવા બદલ ઉપકાર માનવાની આ તકનો લાભ અમે લઈએ છીએ, અને 'ગુજરાત' ના સર્વ વિદ્વાન્ લેખકો અને લેખિકાઓને અમે વિનતિ કરીએ છીએ કે 'ગુજરાત' માસિક પોતાનુંજ છે એમ ગણી તેઓએ બને ત્યાં સુધી મૌલિક લેખો મોકલ્યે જવા.

---

રીપોર્ટ વંચાઈ રહ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયો હતો બાદ ગયા વર્ષનો સંસદનો હીસાબ ઉપમંત્રીએ રજુ કર્યો હતો. તેમજ ગયા વર્ષના અધિકારીમંડળની ચુંટણી ફરીથી આવતા વર્ષ માટે સર્વાનુમતે કરવામાં આવી હતી

ત્યાર પછી સાહિત્યસંસદના બંધારણના નિયમો છેવટના રૂપમાં નક્કી કરવામાં આવ્યા હતા જે આ રીપોર્ટને છેડે પરિશિષ્ટમાં આપવામાં આવ્યા છે

છેવટ ગુજરાતના પાંચ રાષ્ટ્રીય ઉત્સવો અસરે ઉજવવા એ સંબંધે ચર્ચા થઈ હતી અને તે પ્રસંગો માટે નીચેના પાંચ ગુર્જર વીરોનાં નામ પસંદ કરવામાં આવ્યા હતા.

| | | | | |
|---|---|---|---|---|
| પરશુરામ | ... | ... | ... | અક્ષયતૃતીયા |
| શ્રીકૃષ્ણ | ... | ... | ... | જન્માષ્ટમી |
| સિદ્ધરાજ | ... | ... | ... | * |
| પ્રેમાનંદ | ... | ... | ... | * |
| ગાંધીજી | ... | ... | ... | ભાદ્રપદ વદી ૧૨. |

આ પૈકી શ્રીકૃષ્ણ જન્માષ્ટમીનો ઉત્સવ ચાલુ વર્ષની શ્રાવણ વદ અષ્ટમીને દિને ઉજવવાનું નક્કી થયું હતું તથા તે સંબંધી એક ઠરાવ નીચે પ્રમાણે કરવામાં આવ્યો હતોઃ

"આવતે મહીને સંસદનો વાર્ષિક ઉત્સવ તથા શ્રીકૃષ્ણજયંતીનો ઉત્સવ ઉજવવા અને વાર્ષિક ઉત્સવ નિમિત્તે ઉંચી કોટિના નિબંધો વાંચવાની યોજના કરવી. તે નિબંધો 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરવા. સંસદના સહાનુભાવકોને પણ આ પ્રમાણે નિબંધો મોકલવા અધિકારીમંડલે વિનંતિ કરવી."

બાદ પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

---

# પરિશિષ્ટ

## સાહિત્યસંસદના જોડણીના નિયમો

(અ) શુદ્ધ સંસ્કૃત શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. ઉદાહરણઃ મતિ, ગુરુ, મણિ.

(આ) વ્યંજનાંત શુદ્ધ સંસ્કૃત શબ્દોને ગુજરાતી પ્રત્યય લગાડતાં અંતિમ વ્યંજનમાં 'અ' ઉમેરવો. ઉદાહરણઃ સંસદ્, સંસદનું; જગત્, જગતનું.

(ઇ) મૂળ સંસ્કૃત શબ્દોમાંના 'લ'ને બદલે જો 'ળ' વાપરવો હોય તો શબ્દને રૂઢ ગણી ગુજરાતી શબ્દોને લગાડવાના નિયમો તેને લગાડવા. ઉદાહરણ મૂલ—મૂળ; અનુકૂલ—અનુકૂળ; નિર્મલ—નિર્મળ.

ગુજરાતી શબ્દોમાં 'ઇ' હમેશાં દીર્ઘ કરવો અને 'ઉ' હમેશાં હ્રસ્વ કરવો.

પ્રત્યય લગાડતાં ઉચ્ચારમાં વિકાર થતો હોય તોપણ મૂળ શબ્દનું સ્વરૂપ કાયમ રાખી જોડણી કરવી. ઉદાહરણઃ પિવાડ, શિખાડ, નદિયો એમ નહીં પણ પીવાડ, શીખાડ, નદીઓ. એજ પ્રમાણે ડોશી, પીરશી, બેશી એમ ન લખતાં ડોસી, પીરસી, બેસી એમ લખવું.

જે શબ્દમાં 'ઐ' અને 'ઔ' એમ એક સ્વરવાળોજ ઉચ્ચાર થતો હોય તે શબ્દોમાં 'અઇ' અને 'અઉ' એમ નહીં પણ 'ઐ' અને 'ઔ' એમજ જોડણી કરવી. ઉદાહરણઃ પઇસો નહીં પણ પૈસો; કઉઓ નહીં પણ કૌઓ.

---

* આ બેની તિથિ હવે પછી નક્કી કરવામાં આવશે

અનુનાસિક અક્ષરોને સ્થળે અનુસ્વાર વાપરવો, પણ જો શબ્દની વચમાં બે અનુનાસિક આવતા હોય અને તેમાંનો આગલો 'ન' હોય તો તેમાં 'ન'ને બદલે અનુનાસિક વાપરવો નહીં ઉદાહરણ: સંમતિ, ઉંમર, સન્મતિ, ઉન્માદ, અન્ન

કેટલાક શબ્દોમાં યકાર લુપ્ત થાય છે, પણ તેવો યકાર લખવામાં દર્શાવવાની જરૂર નથી ઉદાહરણ: આવ્ય, આપ્ય, રાત્ય એમ નહીં પણ આવ, આપ, રાત એમ લખવું

જે શબ્દોમાં વચમાં 'ર' 'ડ' 'ળ' વગેરે વ્યંજનો આવતા હોય અને તે પાછલા વ્યંજન સાથે મળી જઈ તદ્રૂપ બોલાતા હોય કે તેને ઠેકાણે 'ય' બોલાતો હોય તો પણ લખવામાં તો 'ર' 'ડ' 'ળ' વગેરે રૂપમાંજ લખવા ઉદાહરણ હોયડું—હૈડું, બયણી—બેણી, ખાયણી—ખાણી—એમ નહીં પણ હૈયડું, બરણી, ખાંડણી એમ લખવું

(અ) જે શબ્દોમાં 'હ'નો ઉચ્ચાર વિશેષ સ્પષ્ટ રીતે થતો હોય તેમાંજ તે દર્શાવવો ઉદાહરણ પહેલું, વહેલું, પહોંચવું, વહેંચવું

(આ) પણ જે શબ્દોમાં હકાર ઉસારારૂપે આવતો હોય ત્યાં તે દર્શાવવો નહીં ઉદાહરણ: અમે, તમે, મોટો, તારો, નાનો, બેઠો, મે, બીક

(ઇ) તેમજ જે શબ્દોમાં 'હ'નો ઉચ્ચાર 'હડ' જેવો થતો હોય ત્યાં 'હડ' નહીં પણ 'હ'જ વાપરવો. ઉદાહરણ: 'ચહડવું' નહીં પણ 'ચઢવું'. 'મહોડું' નહીં પણ 'મોઢું'

બે મહાપ્રાણ વ્યંજન જોડાએલા હોય ત્યાં બંને મહાપ્રાણ લખવા ઉદાહરણ પત્થર, ચોપ્ખું, ચીઠ્ઠી એ પ્રમાણે નહીં પણ પથ્થર, ચોખ્ખું ચીઠ્ઠી એમ લખવું

ભૂતકૃદંતમાં 'એલું' પ્રત્યયમાંના 'એ'ની સાથે 'ય'ના વિકલ્પ પણ રાખવો ઉદાહરણ લેએલું તેમજ લેયલું, ધોએલું તેમજ ધોયલું

૧ વર્તમાનકાળમાં પહેલા પુરુષના બહુવચનના પ્રત્યય તરીકે 'ઇયે' નહીં પણ 'ઈએ' વાપરવો. ઉદાહરણ લખિયે, વાંચિયે એમ નહીં પણ લખીએ, વાંચીએ એ મુજબ લખવું



# સાહિત્યસંસદનો વાર્ષિક ઉત્સવ તથા કૃષ્ણજયંતી

સાહિત્યસંસદના વાર્ષિક ઉત્સવ તથા કૃષ્ણજયંતી નિમિત્તે સંસદના સભ્યો તથા સંસદના કાર્યમાં રસ લેતા સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓની એક સભા ગઈ શ્રાવણ વદી ૭ ને રવિવાર તા૦ ૨૭ સપ્ટેમ્બરને રોજ સેંટઝેવીઅર્સ કૉલેજના મકાનમાં રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં આસરે ૧૦૦ સ્ત્રીપુરુષો હાજર હતાં. સભાનું કામ શરુ કરતાં મંત્રી રા. મનહરરામે જણાવ્યું કે આપણે બે નિમિત્તે અત્રે મળ્યા છીએ. એક તો વાર્ષિક ઉત્સવ અને બીજું કૃષ્ણજયંતી. સંસદને સ્થપાયાને એક વર્ષ ક્યારનુંએ થઈ ગયું છે અને તેથી આપણે ઘણા વખત અગાઉ મળવું જોઇતું હતું પણ આપણું છાપખાનું ઉભું કરવાના વ્યવસાયને લીધે તેમજ પ્રમુખ રા. મુનશી વિલાયત જવાને લીધે અને પછી ભરચોમાસાને લીધે આપણે અગાઉ મળી શક્યા નહીં. સંસદના કાર્યનો અહેવાલ વાર્ષિક સભામાં મેં રજુ કર્યો હતો તેથી આપમાંના ઘણાખરા વાકેફ છો અને તે 'ગુજરાત'માં પ્રસિદ્ધ થશે એટલે એ અહીં વાંચી હું તમારો વખત લઇશ નહીં. આપને મળવાનું બીજું નિમિત્ત કૃષ્ણજયંતી છે. સંસ્કારોનું સ્મરણ કરાવી સંસ્કૃતિને પ્રગતિ આપવામાં તહેવારો બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. આપણા સર્વ તહેવારો પર નજર નાખીશું તો જણાઇ આવશે કે બળેવ, દશેરા, દીવાળી વગેરે તહેવારો પ્રત્યેક વર્ણને પોતાના સંસ્કારો, કર્તવ્ય તથા ધર્મનું સ્મરણ કરાવવાને યોજેલા જણાય છે; અને જન્માષ્ટમી, રામનવમી, શિવરાત્રી વગેરે તહેવારો જે મહાપુરુષો કે દેવાંશીઓએ લોકની સંસ્કૃતિને પ્રગતિ આપી, લોકોના આદર્શોને રૂપ આપી તેનો સાક્ષાત્કાર કરાવવાને સફળ પ્રયાસ કર્યા હોય તેઓનાં જીવનને ભાવિ પ્રજા આગળ આદર્શ તરીકે ધરવાને યોજવામાં આવ્યા જણાય છે. સંસદનો ઉદ્દેશ ગુજરાતી પ્રજામાં સાંસ્કારિક અસ્મિતા પ્રકટ કરવાનો હોવાથી ગુજરાતના પાંચ મહાપુરુષો—એટલે કે પરશુરામ, શ્રીકૃષ્ણ, સિદ્ધરાજ જયસિંહ, પ્રેમાનંદ અને ગાંધીજી—ની જયંતી ઉજવવાનું યોજવામાં આવ્યું છે અને તે પ્રમાણે આજે કૃષ્ણજયંતી ઉજવીએ છીએ.

ત્યારબાદ પ્રમુખ રા. મુનશીએ જણાવ્યું કે સભાનો કાર્યક્રમ જોતાં સવાર પડે એમ લાગે છે, કારણ કે આ ઉત્સવને માટે અનેક લાંબા ને વિદ્વત્તાપૂર્ણ લેખ લખાયા છે. ત્યારબાદ તેમણે લેખોનું વર્ણન આપી, પોતાના લખેલા ભાષણનો કેટલોક ભાગ વાંચી સંભળાવ્યો હતો.

પછી વક્તાઓએ નીચે પ્રમાણે ભાષણ કર્યાં હતાં.

## રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ

સાહિત્યસંસદને ઉત્પન્ન થયે એક વર્ષ ઉપર થોડાક માસ થયા. આટલા થોડા સમયમાં સંસદની કાર્યપ્રગતિ નિઃસંશય સંતોષજનક ગણાશે. ભય માત્ર એટલો છે કે બાળકોમાં જેમ આગ

ચલાવે છે, અને સાહિત્યસંસદના અનેક અત્યારના તેમજ ભવિષ્યમાં થનાર સભ્યો એવા હશે કે જે દરેક પોતે ધારે તો અકેક માસિક એકલે હાથે ચલાવી શકે, તો પછી આખી એક સંસ્થાની બધી સાધન-સામગ્રી એક માસિક ચલાવવામાં યોજીને સંસદ્ સંતોષ માની શકશે કે કેમ?

ગુજરાતમાં સાહિત્યપ્રકાશનનું કાય અનેક સંસ્થાઓ કરી રહેલ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાબસ સભા, સાહિત્યપરિષદ્-ભંડોળકમિટી, નવજીવનપ્રકાશનમંદિર, સુત્રધર્મ કાર્યાલય, પુરાતત્ત્વ મંદિર, સૌરાષ્ટ્ર કાર્યાલય, વગેરે અનેક દિશાઓમાંથી થોકબંધ સાહિત્ય હમણાં પ્રગટ થઇ રહ્યું છે. તેથી સાહિત્યસંસદ્ એજ પ્રવૃત્તિની પુનરાવૃત્તિ કરે તો તેમાં ખાસ અલભ્ય લાભ ગુર્જર સાહિત્યને થવા સંભવ છે કે કેમ તે સંસદના સભ્યોએ ધ્યાનમાં લેવા જેવું છે.

ગુર્જર સાહિત્યસેવામાં કેટલી મુશ્કેલીઓ અને તકલીફ છે તેનું રા. મુનશીએ કૈંક દર્શન કરાવ્યું છે. હું એટલીજ આશા રાખું છું કે આટલા અનુભવથી જે નમ્ર ભાવ સંસદના પ્રમુખે બતાવ્યો છે તેવી નમ્રતા સાથે સાહિત્યસેવાનું કાર્ય સંસદ્ ઉઠાવશે તો સંસદના હેતુઓ ઘણે અંશે પાર પડશે.

ખરા અભિનિવેશ વગર ગુર્જરગિરાની સેવા થઇ શકનાર નથી. સદ્‌ભાગ્યે આજથી એક દશકા પહેલાં માતૃભાષા વીશે જે મહાભારત મુશ્કેલીઓ હતી તે ઘણે અંશે દૂર થઇ છે. સને ૧૯૧૬ થી ૧૮ સુધીનાં ત્રણ વર્ષોમાં જ ગુજરાતી ભાષાને અપૂર્વ વેગ હોમરુલ લીગ તરફથી મળ્યો હતો. તે સમયના ગુજરાતી વક્તાઓ ગુજરાતી ભાષા માટે ઘણું માન ઉત્પન્ન કરાવી શક્યા હતા. પછી મહાત્મા ગાંધીએ માતૃભાષા તરફ લોકલાગણીને એટલું બધું જોર આપ્યું છે કે હવે એ લગની ઓછી થવાની નથી. સાહિત્યસંસદ્ આ માતૃભાષાના પ્રશ્નની આ ગંભીરતા ધ્યાનમાં લેશે એમ આશા છે.

છેવટે આપણે એટલુંજ ઇચ્છીશું કે દોઢ વર્ષની આ બાલ સંસ્થાએ જે સુંદર કાર્યવાહી બતાવી છે તેથી પણ વધારે સુંદર અને સંગીન કાર્યવાહી હવે પછીનાં વર્ષોમાં બતાવવાને તે સમર્થ થશે.

## રા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી

આજે મારે કૈં બોલવું એવી મને સૂચના કરવામાં આવી ત્યારે એકાદા મ્યુનીસીપલ વિષય પર હું બોલીશ એમ મેં જણાવ્યું. પણ મને કહેવામાં આવ્યું કે એ વિષયને આવા સંમેલનમાં સ્થાનજ ના હોય અને મારે તો સાહિત્યના વિષય ઉપર બોલવું. મારે સાહિત્ય ઉપર ભાષણ કરવું એથી બીજું વિસ્મયકારક શું હોય? છતાંએ મેં બોલવાનું કબુલ કર્યું.

મારી બાલ્યાવસ્થામાં સુરતની સરકારી નિશાળને હું શોભાવતો હતો ત્યારે મારી ડીક્ટેશન શૈલી મારા શિક્ષકને રુચની નહીં. હ્રસ્વદીર્ઘના શાશ્વત નિયમો હું લક્ષમાં નથી રાખતો એમ એમનું કહેવું હતું. આખરે એમણે મને એની ચાવી બતાવી-અને એ નિયમો ધ્યાનમાં રાખવાની મેં પ્રતિજ્ઞા લીધી. આમ છતાં આજ સુધી જોડણીના નિયમોના સંબંધમાં મારી સ્થિતિ જેવી ને તેવી અજરામર છે.

આવું છતાંએ મને સાહિત્યમાં રસ પડે છે. હું એક વ્યાપારી હોવાથી સાહિત્યસીમાથી દેશપાર થએલામાં મારી ગણત્રી થઇ શકે, પણ તેજ કારણથી સાહિત્ય વીશેના મારા અભિપ્રાયને માટે બીનપક્ષકારી ત્રાહીતનો દાવો હું કરી શકું. વ્યાકરણશુદ્ધિની કે શબ્દ અને વાક્યોની રચનાના નિયમોની હું જરાએ અવગણના કરવા માંગતો નથી. મારા કહેવાનો આશય માત્ર એટલોજ છે કે હ્રસ્વદીર્ઘના દોષસહિતનું પણ ઉચ્ચ રસાત્મક સાહિત્ય સરખોજ આનંદ આપી શકે છે. જે ભાષામાંથી 'ગીતગોવિંદ' અને 'મેઘદૂત'ની મૂળનું દર્શન કરાવે એવી પ્રતિમૂર્તિ કોરી શકાય તે ભાષા અપૂર્ણ છે એમ કહેવામાં તો પાતકજ લાગે. પણ જોડણીના નિયમોના યુદ્ધમાં સાસરો અસરો ગુમાવે—waste of words કરે—એ અનિચ્છનીય છે અને અમેરીકાની જેમ કુદરતી શબ્દોચ્ચારણ પર આપણી જોડણી રચવી લેઇએ. એજ કહેવાનો મારો ઉદ્દેશ છે.

અપૂર્ણતા તો આ જગતમાંની સઘળી માનવકૃતિઓમાં હોયજ. તેટલું છતાં 'ગુજરાત' ટ્રામમાં અને ટ્રેનમાં નજરે પડે છે એ બતાવી આપે છે કે વાચકોની ભુખ સંતોષવા તે સારી સેવા બજાવી રહ્યું છે. આપણા ગુજરાતને સમર્થ, સમૃદ્ધિમાન્‌ને સુંદર ગુજરાત બનાવવામાં 'ગુજરાત' એક પ્રારંભકાર્ય કરી રહ્યું છે એમ માનવામાં તમે સૌ એકમત નહીં થાઓ તોપણ આશાવાદી તો રહેશો એવી ખાતરી છે.

શ્રી. ઝવેરીજીએ એક વાતનો ઈસારો કર્યો છે તે માટે મારો નમ્ર મત આપ્યા વિના હું બેસી શકતો નથી. જોડણીની મારામારી હમણાં અસ્થાને છે એવા કૈંક અર્થના મુદ્દો તેઓ સાહેબે રજુ કર્યો હતો. જોડણીની મારામારીમાં ગમે તે વ્યક્તિ ભાગ ન લે, અને ગોટાળો વધારી ન દે એ ખરેખર ઈચ્છવાજોગું છે, પણ જોડણીના સવાલો અને તેની ચર્ચા કોઈએજ ન કરવી એવો જો એઓ સાહેબનો અભિપ્રાય પતો હોય તો તો બોલ્યા સીવાય મારાથી રહી શકાતુંનથી. હ્રસ્વ અને દીર્ઘ, 'અ' કે 'ય' કે અનુસ્વાર મુકવો કે નહીં વગેરે સામાન્ય માણસને નછવી જેવી લાગતી બાબત, તે વિષયના અભ્યાસીને બહુજ મહત્ત્વની લાગે છે અને હ્રસ્વને બદલે દીર્ઘ કે દીર્ઘને બદલે હ્રસ્વ હોય ત્યારે તે અભ્યાસીને અજુગતું લાગે છે, એટલુંજ નહીં પણ તેની તો વાંચવાની ને સમજવાની મઝા પણ ઉડી જાય છે. જોડણી જેવા શાસ્ત્રીય વિષયને સામાન્ય વાચકની સાધારણ દૃષ્ટિથી જોવો એ એક કમભાગ્ય છે અને આપણા ગુજરાતી ભાઈઓના નસીબમાં તે કમભાગ્ય ન હો એવું ઈચ્છું છું.

છેવટમાં, આજને પ્રસંગે મળવા હળવાનો લાભ આપી આપણા બધા પર કરેલા ઉપકાર માટે, અને મને આપ સમક્ષ ઉભા રહેવાના જે પ્રસંગ આપ્યો તે ખાતે મારા ઉપરના ઉપકાર માટે સાહિત્ય-સંસદના કાર્યકરોને ધન્યવાદ આપી, ગુજરાત દ્વારા તેમની સેવાઓ હરહમેશ વધતી જાઓ એવી પ્રાર્થના કરી બેસી જવાની રજા લઉં છું

રા. રંજિતલાલ હરિલાલ પંડ્યાએ, રા નરસિંહરાવ આદિ જે સંસદ બહારના ગૃહસ્થો પણ સંસદને જે સંગીન સહાયતા કરે છે તે માટે સહુનો સંસદ તરફથી આભાર માન્યો હતો.

પ્રમુખે ઉપસંહાર કરતાં સંસદની ગયા વર્ષની પ્રવૃત્તિનો સંક્ષેપમાં ઉલ્લેખ કર્યો હતો. પછી સૌએ નાસ્તો તથા ચા લીધા બાદ સંમેલન વીખરાયું હતું.



# ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ *

લેખક.
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
બી. એ., એલએલ. બી., એડવોકેટ
પ્રમુખ, સાહિત્યસંસદ.



૧

સાહિત્યસંસદના સભ્યો ને મિત્રો

સંસદના પહેલા ઉત્સવમાં ભાગ લેતાં મને આજે આનંદ થાય છે. સંસ્થાની પ્રવૃત્તિ એક માત્ર ટપકતા પાણીની માફક ગયે વર્ષે શરૂ થઇ, અને આ વર્ષે તીવ્ર સંધાઇ તેણે પ્રવાહનું રૂપ પકડ્યું છે. ઘડીકના સદ્‌વ્યાપાર માટે નીકળેલી સભ્યોએ એક વર્ષ સુધી ઉત્સાહ અને સાતત્ય જાળવી રાખ્યાં છે. રમતમાં આદરેલી પ્રવૃત્તિ અત્યારે કંઇક અંશે સુપ્રથિત બની છે. એ લાંબો વખત ટકશે કે કેમ, અને કેવી કારકીર્દી સ્વીકારશે એનો અગમચેતી કહેવામાં અત્યારે અર્થ નથી. પ્રયત્નમાં જ પ્રયત્નનું સાફલ્ય સમાયું છે.

સંસદના સભ્યો અને સલાહકારોનો આ પ્રસંગે હું કઇ ભાષામાં ઉપકાર માનું? તમારી સહાયની આશા પર આવા પ્રયત્નમાં સામેલ થવાની જવાબદારી મેં સ્વીકારી, અને એ આશા ફલીભૂત થવાથી એ જવાબદારીને અદા કરવાને હું સફલ થયો એમ કહું તો અયોગ્ય તો નહીં જ ગણાય.

આ સાફલ્ય માટે હું કેટલાનો ને કેવા શબ્દોમાં ઉપકાર માનું? તમારા કર્તવ્યપરાયણ મંત્રીઓ રા. મનહરરામ, રા. મણિલાલ અને રા. લાભશંકર, તમારી સંસ્થાના અથાક પ્રતિનિધિ રા. વિજયરાય, રા. શંકરલાલ રાવળ, રા. દુર્ગાશંકર શાસ્ત્રી, રા. રણજિતલાલ પંડ્યા, રા. ધનસુખલાલ, ને રા. મંજરીશંકર ભમગરા જેવા ઉત્સાહી સભ્યો, મુરબ્બી નરસિંહરાવભાઇ, રા. રમણલાલ જાની, સૌ. બહેન લીલાવતી, રા. ગુલાબચંદ ઝવેરી અને રા. મંગળદાસ મહેતા જેવા સંસદના શુભેચ્છકો અને મિત્રો આ બધાએ દિનપ્રતિદિન આપેલ ખંત, અનુકમ્પાના ઉત્સાહથી આ સંસ્થાને

* આ લેખમાંના અમુક ભાગની ટીપ સમ્પાદક લેખન કેદ પરિશિષ્ટમાં આપવામાં આવી છે.

અને તેના કામને ટેકવી રાખ્યાં ન હોત તો આજે તેને જીવતી જોવાની તક આપણને મળત નહીં એટલું તો મારે કહેવુંજ જોઇએ.

આપણે આદર્યું છે એવા કામ માટે આપણે ત્યાં સામગ્રીની શી ન્યૂનતા છે તેનો મને પહેલાં ખ્યાલ નહીં હતો. લેખકથી તે કેન્વાસર સુધી, ચિત્રથી તે રમુજી ટુચકા સુધી, છાપખાનાથી તે કાગળ સુધી એક વસ્તુ એવી નથી કે જેને માટે સતત અને ઘણી વખત નિષ્ફલ પ્રયત્ન કરવો ન પડે.

આ મુશ્કેલીઓ ઉપરાંત બીજી મુશ્કેલીઓ પણ ઓછી નથી. આપણા સાહિત્યસેવકની સ્થિતિ ઘણી કફોડી છે. પરભાષાના શોખીનો તેના તરફ તિરસ્કારથી જુએ છે. સાધારણ વાચકો મહેરબાનીની નજર નીચે તેને કચરી નાંખે છે. છાપાંનો એક લહીઓ એવો નહીં હોય જે તેની ઠેકડી કરી, પોતાનું ગૌરવ વધારવાની ઉત્કંઠા નહીં ધારતો હોય. સામાન્ય વાચક નટવિટ અને ગાયકોના તરફ જે રમુજથી જુએ છે તે રમુજથી સાહિત્યના સેવક તરફ જોઇ પોતાની શ્રેષ્ઠતા સાબીત કર્યા વિના રહેતો નથી. એની મહેનતને પરિણામે પૈસાની પ્રાપ્તિ નથી; એના પ્રયત્નને પરિણામે યશની આશા નથી. એનો ઉત્સાહ ઘેલછા ગણાય છે; એની ભાવના અવ્યાવહારિક મનાય છે; અને છતાં વેટમે ચીતરેલી આશાની માફક એ બીચારો તુટેલા સતારના એક તારમાંથી આછો સુર કાઢી રહે છે. એની આંખે દૂર દેખાતું નથી; એની શક્તિમાં એને વિશ્વાસ નથી; પણ એના શ્રદ્ધાળુ અંતરમાં એવી આશાજ્યોત બળે છે કે એક દિવસ એનો નિર્બલ ધ્વનિ નાદબ્રહ્મ બની રહેશે અને તેના પડઘાથી જાગેલું વિશ્વ પોતાના આત્માના નવા રંગો પારખતાં શીખશે. આ ચિત્ર કેટલાકને દયાજનક લાગશે, કેટલાકને હાસ્યજનક દેખાશે; પણ હસનાર ને દયા લાવનારના સબલ સૈન્યમાં શોભવા કરતાં ભગ્નહૃદયે પણ એ તુંતુંની બજાવવામાં મને જીવનનું સાફલ્ય દેખાય છે. પોતાના દેશનો બધો વ્યવહાર સ્વભાષામાં ચાલે; પોતાની ભાષા, સાહિત્ય અને સંસ્કાર દુનીઆમાં શ્રેષ્ઠ ગણાય; પોતાનો અને પોતાની સંસ્કૃતિનો આત્મા શબ્દરૂપે બહાર પડે—આ બધાં સ્વપ્નાં નિરંતર સેવવામાં મને જે આકર્ષણ દેખાય છે તે પરદેશી ભાષા અને સંસ્કારના ભાડુતી સિંહાસન પર બીરાજવામાં કે ભાવનાવિહીન ને શુષ્ક મહત્તાના શિખર પરથી તિરસ્કારપૂર્વક દૃષ્ટિપાત કરવામાં દેખાતું નથી.

આપણી પ્રવૃત્તિ નાનકડી છે. આપણી નેમ કૈં મોટી નથી. આપણી શક્તિ ઘણી ઓછી છે. પણ છતાં એટલું તો કહી શકાય કે જે પ્રતાપી અને સર્વવ્યાપી ભાવના ગુજરાતમાં આજે પ્રસરી રહી છે તે આપણી સંસ્થા કૈંક અંશે વ્યક્ત કરવા મથે છે. ગુજરાતની મહત્તામાં શ્રદ્ધા વધતી જાય છે; અને એ ઉંડી શ્રદ્ધા પર આ ભાવના રચાય છે. આ ભાવના આપણું જીવન પ્રેરી રહી છે. આ ભાવના આપણાં નરનારીના નવા આદર્શો પોષે છે. આ ભાવના આપણાં સાહિત્ય અને સંસ્કારનો વિકાસ અને વિસ્તાર સાધી રહી છે. આ ભાવના તે એક અને અવિભક્ત ગુજરાતની–ભવ્ય ભૂતકાલથી શોભતી, ઉત્સાહી વર્તમાનમાં રાચતી, અને તેજસ્વી ભાવિની વાટ જોતી. 'કૃષ્ણચંદ્રની કૌમુદીઉજળી,' આ સંસ્કારભૂમિની.

અલ્પશ્રદ્ધામાં આનંદ માનતા કેટલાક પ્રાંતિક અસ્મિતાની અવગણના કરે છે. તેઓ માને છે કે આ અસ્મિતા હીંદી રાષ્ટ્રીયતાની આડે આવે છે. પણ પરદેશી ધોરણો આ

દેશને ભાગલાની ઉતાવળમાં આમ માનનારા આપણો ઇતિહાસ, આપણા સંયોગો અને આપણી પરિસ્થિતિએ પેદા કરેલાં કેટલાંક સત્યો વીસારી મૂકે છે. સૈકાઓ ને સૈકાઓ થયાં હીંદમાં પ્રાંતિક સમાજ, પ્રાંતિક સાહિત્ય અને પ્રાંતિક સંસ્કારો ચાલ્યાં આવ્યા છે, અને દરેક પ્રાંતની સંસ્કૃતિએ વાસ્તવિક સ્વરૂપ લઈ નીરનીરાળી અસ્મિતા પ્રગટાવી છે, અને છતાં આર્યોના પ્રબળ આત્માએ આ બધા પ્રાંતોના જીવન અને સંસ્કારમાં એવી એકતાનતા આણી છે કે નોખા દેખાતા પ્રાંતો પર હીંદી રાષ્ટ્રીયતાની નિશ્ચય છાપ પડી છે, અને તેથી પ્રાંતિક અસ્મિતા મજબુત થતાં રાષ્ટ્રીયતાનો વિકાસ અટકવાનો નથી ઉલટું એમ કહીએ તો ચાલે કે જેમજેમ પ્રાંતિક અસ્મિતા વધશે તેમતેમ આર્યાવર્તમાં રાષ્ટ્રીયતાનો વિકાસ વધતો જશે

૨

હાલનો જમાનો ગમે તે માને પણ ભૂતકાળના વહાણામાંથી માંડીને આબુથી સુમાહ સુધીનો સાગરતટનો પ્રદેશ અમુક રીતે ભૌગોલિક ને સાંસ્કારિક વ્યક્તિત્વ સાચવી રહ્યો છે અને જ્યાં સુધી રેવાના નીર વહેશે જ્યાં સુધી ગીરનારનો ઘુમ્મટ ગગનમાં વિહરશે જ્યાં સુધી સાગરના તરંગો તેને કાંઠે વિરમશે ત્યાં સુધી તે વ્યક્તિત્વ ભુંસાવાનું નથી

કેટલીક દ્રષ્ટિએ હીંદના ત્રણ વિભાગ પાડી શકાય એક ગંગા ને યમુનાના તટનો પ્રદેશ ને પૂર્વમાં આસામ સુધીનો, બીજો યમુનાથી ગોદાવરી સુધી ને પશ્ચિમે સમુદ્ર સુધીનો અને ત્રીજો ગોદાવરીની દક્ષિણનો પ્રદેશ આ ત્રણ વિભાગોમાં આર્યસંસ્કૃતિના નીર ત્રણ સ્વરૂપે વહેતાં દેખાય છે.

આમાંથી બીજો વિભાગ જેમાં રજપુતાના, મધ્યપ્રાંતો, ગુજરાત વગેરેનો સમાવેશ થાય છે તે ઘણી વખત એક રાજ્યચક્ર નીચે રહ્યો છે. તેમાં ઘણું અને એક પ્રકારની રીતભાત ને બોલી પ્રવર્તે છે. અને ઘણી વખત સંસ્કારના એકજ તરંગે તેના આખા જીવન ને સાહિત્ય પર નવી છાપ પાડી છે. આ આખા વિભાગમાં પણ ગુજરાતનું વ્યક્તિત્વ નીરાળું ને મોહક દેખાય છે આ વ્યક્તિત્વની રૂપરેખા સ્પષ્ટ થતાં પહેલાં ગુજરાતના ઇતિહાસ અને પરાક્રમો, તેમાં પ્રગટેલી ભાવના અને જીવનના વહેણનો અભ્યાસ થવો જોઈએ એ અભ્યાસ ઘણીજ પ્રાથમિક દશામાં છે, છતાં તેમનો આછો ને અસ્પષ્ટ આભાસ થયા વિના રહેતો નથી

ઋગ્વેદકાળની પણ પૂર્વે એ કુશાવર્ત ખંડનો વિભાગ હતો (૧) અને તે વખતે આર્યોની કુશજાતિએ પહેલવહેલાં ત્યાં વાસ કરી કુશસ્થલી સ્થાપ્યું લાગે છે (૨) કુશપુત્રોએ યુરેશીઅન નામના નષ્ટ થએલા સમુદ્રને કીનારે ફીનીશીઅન નામની ઉત્સાહી વ્યાપારી પ્રજાને જન્મ આપ્યો, અને ફીનીશીઅનો એ વ્યાપાર, વહાણ, લખવાની વિદ્યા વગેરે શોધી કાઢી પ્રાચીન યુરોપીય સંસ્કૃતિ સ્થાપી (૩) આ કુશપુત્રો તે આર્યોની કુશજાતિ યુરેશીઅન સમુદ્ર ને અરબીસમુદ્ર ફીનીશીઅન-પ્યુનિક-પણિક તેજ ઋગ્વેદમાં વર્ણવેલા પૈસાના લોભી પણિઓ, અને કુશસ્થળી (દ્વારકા) એ આ વ્યાપારી જાતિનું મથક હતું આ સિદ્ધાંતો જોડવા કલ્પવા સહેલ છે તેટલાજ પુરવાર કરવા મુશ્કેલ છે.

ત્યારપછીના યુગમાં શર્યાતિ જાતની આર્યજાતિએ ગુજરાતમાં વાસ કરી તેને

આનર્તનું નામ આપ્યું (૪). શર્યાત અને કવિ ઉશનાનો ચ્યવન જોડે સંબંધ છે તે પરથી, અને ચ્યવનનો આશ્રમ નર્મદા પર ગણાતો હતો તે જોતાં, ભૃગુઓ પણ આજ વખતે ગુજરાતમાં વસ્યા (૫). આ ભૃગુઓ અગ્નિપૂજક, મંત્ર ને જંત્રના ઉપાસક, અને અમાનુષી સત્તાનો દાવો કરનાર યોદ્ધાઓ હતા. તે વખતે નર્મદાને તીરે નાગ લોકોની વસતિ હતી એમ માનવાને કારણ મળે છે (૬).

ગુજરાતની સાહસિકતા ને વ્યાવહારિક બુદ્ધિની શરુઆત કુશજાતિએ કરી? ગુજરાતને સત્તાનો શોખ ને વ્યવસ્થાશક્તિ ભૃગુઓએ આપી?

પછી આવ્યા શૌર્ય ને ઉત્સાહના પરમ ઉપાસક હૈહયો. તે મધ્યસ્થ આર્યજાતિના નહોતા; તેમના સંસ્કાર પંચજનો જેવા વિશુદ્ધ નહોતા; તેમની વિજયાકાંક્ષાને સીમા નહોતી. ગુજરાત અનૂપદેશ બન્યો. નર્મદાતીરે આવેલા તેના પાટનગર માહિષ્મતીની સત્તા ચારે તરફ પ્રસરી.

હૈહયવંશના સહસ્રાર્જુનની હાક પંજાબથી લંકા સુધી પહોંચી. તેનાં દરીઆઇ લશ્કરે સમુદ્રનો ગર્વ પણ ઉતાર્યો. આર્યાવર્તની સત્તા ને સંસ્કારની તેણે અવગણના કરી. ગુજરાતનો તે પ્રથમ સમ્રાટ્ અને સામ્રાજ્યનો વિસ્તાર જોતાં આર્યોનો પ્રથમ ચક્રવર્તી એ હતો. તેના સામ્રાજ્યની સીમામાં અનૂપદેશ, સૌરાષ્ટ્ર વગેરે દેશો આવ્યા હતા; અને તેનો વિસ્તાર મથુરાંથી તાપી સુધીનો ને સમુદ્રથી અમરકંટક સુધીનો હતો એમ લાગે છે. હીંદ ઉપર આવેલા બીજા વિભાગની એકતાનતા એના વખતમાં સ્થપાઇ લાગે છે (૭).

ગુજરાતની આગળ વધવાની વૃત્તિ અને ધર્મધુરાની અસહિષ્ણુતા (non-conformity) આ જાતમાંથી તો નહીં ઉતરી આવી હોય?

પણ સહસ્રાર્જુનની મહત્ત્વાકાંક્ષાથી આર્યાવર્ત કોપ્યો. ત્યાંની શૂરવીર કાવ્યજાતિએ આગેવાની કરી. તેના નાયક જામદગ્ન્ય રામે સહસ્રાર્જુન હણ્યો ને તેનું સામ્રાજ્ય તોડ્યું. આર્યોની વિજયઘોષણાથી તેણે આખો ઉત્તર હીંદુસ્થાન ગજવ્યો. તેણે માહિષ્મતીનો વિનાશ કર્યો; અનૂપદેશનો ગર્વ તોડ્યો; આર્યાવર્તનાં સંસ્કાર ને ભાવના ગુજરાતમાં પ્રસારી અંતે તેણે પોતે અહીંઆં વાસ કર્યો; અને અનૂપદેશ શૂર્પારકને નામે ઓળખાયો (૮). અર્જુનની પ્રતાપી નગરી આગળ ભૃગુતીર્થ ને જામદગ્ન્યતીર્થ સ્થપાયાં. જમદગ્નિ જેવા ઋષિના પુત્ર ને વિશ્વામિત્ર જેવા આદર્શ મંત્રદ્રષ્ટાના ભાણેજે ગુજરાતને આર્ય સંસ્કૃતિનું કેંદ્રસ્થાન બનાવ્યું. ગુજરાત નવ-આર્યાવર્ત બન્યું.

આ નવ-આર્યાવર્તમાં કુશોનાં સાહસ ને વ્યવહારકુશલતા હતાં; ભૃગુઓનું શૌર્ય ને વ્યવસ્થાશક્તિ હતાં; હૈહયોની વિજયાકાંક્ષા ને પ્રગતિસાધક ધર્મબંધનનો તિરસ્કાર હતો; ને તેમાં શુદ્ધ આર્યોના સંસ્કાર ને ભાવનામયતા ભળ્યાં; અને આર્યોના બુદ્ધિપ્રભાવે ને સાંસ્કારિક અસ્મિતાએ બધાંનું એકીકરણ કરી પ્રબલ વ્યક્તિત્વ પ્રગટાવ્યું. આર્ય દેશના સીમાડા પર પરસંસ્કાર બાળવાની ને સ્વસંસ્કાર શુદ્ધ કરવાની વેદી રચાઇ.

આર્ય સંસ્કૃતિ જનતાના ઇતિહાસમાં પ્રથમ બલ છે. હવા, પાણી ને સમયની અસમાનતાને તિરસ્કારી જ્યાં એ ગઇ છે ત્યાં તેણે વિજય મેળવ્યો છે. એક જનિની એ સંસ્કૃતિએ હજારો વર્ષ થયાં વ્યક્તિત્વ ને સાતત્ય જાળવી રાખ્યાં છે; પરસંસ્કારને ગાળી તેમાં પોતાનો આત્મા

રહ્યો છે; બીજી જાતિઓમાં આર્યત્વની અસ્મિતા પ્રગટાવી છે; અને પોતાનાં ઓળીઆં બદલ્યા છતાં આત્માની વિશુદ્ધિ તેવી ને તેવી રાખી છે. ઉત્તરધ્રુવથી દક્ષિણધ્રુવ સુધી એ આજે આ ભૂગોળ પર સત્તા ભોગવે છે.

આ અપૂર્વ વીર્ય પરાક્રમ કરતાં આર્યસંસ્કૃતિને બીજાઓ પાસેથી ઘણું લેવું પડ્યું છે, કેટલાંક બીનજરૂરી અંગોનું રૂપાંતર કરવું પડ્યું છે, અને ઘણી વખત દેખીતા પરાજયમાંથી વિજયધ્વજ બનાવી, અનુકૂલ સમયે તેને ફરકાવવાની કીંમત રાખવી પડી છે. સંસ્કૃતિના કેંદ્રસ્થાનોમાં, અંધકારગ્રસ્ત યુરોપના જંગલી મુલકોમાં, અમેરીકાના જંગલોમાં, કેનેડાના હિમપ્રદેશોમાં એને દારુણ રસાકસીમાં ઉતરવું પડ્યું છે. પણ જે રસાકસી એને હીંદમાં વેઠવી પડી છે, જે પરસંસ્કાર ગાળવાના ભયંકર પ્રયોગો આ દેશમાં કરવા પડ્યા છે એવા કોઈ પણ ઠેકાણે કરવા પડ્યા નથી અને હીંદ—પૂર્વ ઇતિહાસકાળનું આર્યાવર્ત—હજુ આર્યાવર્ત છે; ને એ સંસ્કૃતિ, શુદ્ધ ને સર્વાંગ, અહીંઆં હજુ રહે છે

પરસંસ્કાર ગાળી, આર્યસંસ્કાર શુદ્ધ રાખવાનું હીંદ એક પ્રયોગક્ષેત્ર છે. તો ગુજરાત—રામનું નવ-આર્યાવર્ત—એ તે ક્ષેત્રની પ્રતાપી ભઠ્ઠી છે પરસ્પર વિરોધી સંસ્કારો જેમાં આવીને પડ્યા, તેમાં તેમનાં વિષ બળીને ભસ્મ થયાં. જેમાં તેમનો આત્મા આર્યત્વ પામ્યો, અને જેમાં આર્યોની સનાતન ભાવના અનનવે સ્વરૂપે સર્જન થઈ. ભૂતકાળમાં ગુજરાતનું આ સ્થાન હતું; વર્તમાનમાં પણ એ છે, ને ભાવિમાં પણ એજ રહેશે

થોડીક સદીઓ ગઈ, પણ ગુજરાતનું સ્થાન તેજ રહ્યું. દૈહયના વંશજો આર્યસંસ્કૃતિના નેતા બન્યા. આનર્તના રાજા ને વસુદેવના પુત્ર બલદેવે આર્યોનાં શૌર્ય સતેજ રાખ્યાં; ભૃગુવંશજ માર્કંડેયે તાપી તટ પર રહી આર્યભાવના સજીવન રાખી ( * ); અને પ્રણયી, મુત્સદ્દી, વીર ને યોગી કૃષ્ણ-વાસુદેવે પોતામાં આર્યસંસ્કૃતિના શ્રેષ્ઠ આદર્શો મૂર્તિમાન કરી, ગુજરાતનો નવ-આર્યાવર્ત કહેવડાવવાનો અધિકાર ચાલુ રાખ્યો.

3

મહાભારતના દારુણ યુદ્ધ પછીના થોડાક સૈકામાં ગુજરાત ઇતિહાસપટ પરથી ભુંસાઇ જાય છે. તેનું કારણ કે સમજાતું નથી. પણ ભારત યુદ્ધ અને વિ. સ. પૂર્વે પાંચમા શતક વચ્ચે શૂર્પારક (સોપારા) (૧) અને ભરુચ (૨) બંદરનો આંતરરાષ્ટ્રીય વ્યાપાર ધમધોકાર ચાલતો હતો; અને મીસર તેમજ એસીરીઆ સુધી ગુજરાતી સાહસનો પ્રતાપ પહોંચ્યો હતો (૩) કુશસ્થલીએ આરંભેલો યુગ સોપારા ને ભૃગુકચ્છે ચાલુ રાખ્યો, અને દુનીઆના જુદા જુદા સંસ્કારોને આ ભઠ્ઠીમાં લાવી તેને ગાળવાનો પ્રયોગ પણ કાયમ રહ્યો.

વિ. સ. પૂર્વે ૭મી સદીથી યૌધેય નામની જાતિ ખ્યાતિ પામી હતી (૪) આ સમય પર પડદો અંધકારનો પર ફેલાયેલ છે, અને આ શૂરવીર યૌધેય જાતિનું પ્રાબલ્ય ઘણી સદીઓ સુધી રહ્યું હોય એમ લાગે છે એ જાતિમાં પ્રજાસત્તાક શાસનતંત્ર હતું (૫) કયાં તો વ્યાપારી સાહસ વધારે હતું તેમાં કે કયાં તો વ્યાવહારિક બુદ્ધિ પ્રબલ હતી તેમાં, ગમે તે કારણ હોય પણ એટલું તો ખરું જ કે એવા જમાનામાં હીંદમાં જ્યાં લોકશાસનના અંકુરો જણાય ત્યાં અસાધારણ જીવનનાં તત્ત્વો હોવાંજ જોઇએ. આ ભૂમિમાં એ અંકુરો ફૂટ્યા

તે શું આર્ય સંસ્કારના પરિપાકરૂપે હતાં? અને પંચાયતની સંસ્થા જે વેદકાલથી ચાલી આવતી હતી; પાટલીપુત્રના શહેર-સુધરાઈનું લોકશાસન (૬); લચ્છવીઓના ગણો (૭); અને એથેન્સના ગ્રીક આર્યોની લોકસત્તાત્મક સંસ્થાઓ અને આ સસ્થા–એ બધાનો આત્મા શું એકજ હતો? એટલું તો ચોક્કસ લાગે છે કે ગુજરાત ને માલવા મળી એકજ સાંસ્કારિક વ્યક્તિ હતી; અને સંસ્કારનું કેંદ્રસ્થાન સોપારા ને ભૃગુકચ્છને બદલે અવંતિ થયું હતું.

જેમ જામદગ્નેય રામના સમયમાં આખી આર્યજાતિમાં સાંસ્કારિક અસ્મિતા પ્રગટી હતી, અને તેને પરિણામે નર્મદાના ઉત્તરપ્રદેશમાં બધે આર્ય સંસ્કાર પ્રપર્યા હતા તેમ વિક્રમસંવત્ પૂર્વે ત્રીજા સૈકામાં નું થયું. તક્ષશિલાનો એક બ્રાહ્મણ, અને પાટલીપુત્રના. રાજવંશનો એક નબીરો એ બેએ મળી આ નવા યુગનું સૂત્રધારપદ લીધું; અને અસ્મિતા ને ઐક્ય આખા હીંદમાં પ્રસર્યાં. ચક્રવર્તિપદનાં, સામ્રાજ્યનાં, હીંદની રાજકીય એકતાનાં સ્વપ્નાં સિદ્ધ થયાં; અને ચંદ્રગુપ્ત મૌર્યે અને ભગવાન્ ચાણાક્યે આર્ય સંસ્કારના વતુલને હીંદની સીમાથી પણ મોટું બનાવ્યું. ગુજરાત આ વર્તુલનો માત્ર વિભાગ બનીને રહ્યું. પણ યૌધેયોનું જોર ગયું હોય એમ દેખાતું નથી.

પણ વિક્રમસંવત્ પૂર્વે બીજી સદીમાં આ દેશને કમનસીબે મૌર્યરાજ્યનો અસ્ત થતાં કાબુલ ને સિંધ આગળ બેકટ્રીઓ-ગ્રીકોનું રાજ્ય સ્થપાયું; અને ગ્રીક સત્તા ને સંસ્કારનો સંચાર થવા લાગ્યો. એ સંચાર ઘણો અસરકારક થયો લાગે છે. અને નહપાન, (વિ. સં. ૧૩૪)ને ઝમોતિકના પુત્ર ચષ્ટન જેવા ક્ષત્રપોએ ગુજરાત, કાઠીઆવાડ ને માલવા ઉપર એકચક્રે રાજ્ય કરવા માંડયુ લાગ્યું છે.

પરસંસ્કાર ગુજરાતમાં જન્મ્યા લાગે છે, પણ વેદિના તાપની પ્રખરતા પણ જબરી જણાય છે; અને પરસંસ્કાર ઓગળી રહ્યા લાગે છે. પરદેશી સેત્રપ (satrap) ઝમોતિકના પુત્ર ચષ્ટનનો પુત્ર જયદામ આર્યનામથી ઓળખાય છે; ને તેનો પુત્ર મહાક્ષત્રપ રુદ્રદામન (વિ. સં. ૧૭૯–૨૧૪) જેણે માલવા, ગુજરાત, કચ્છ, સિંધ ને મારવાડ પર સામ્રાજ્ય સ્થાપ્યું (૭) ને યૌધેયોનો વિનાશ કર્યો તે આર્યસંસ્કૃતિનો પ્રતિનિધિ બની નવ–આર્યાવર્તનું સાફલ્ય સાધી રહ્યો. આ અર્જુન કાર્તવીર્યના સામ્રાજ્યને સજીવન કરનાર રાજા જાતિએ આર્ય નહીં હતો છતાં, આ ભઠ્ઠીની આંચે ચુસ્ત આર્ય થઈ ગયો લાગે છે (૮). આ વીરે સ્થાપેલી મહત્તા આ પ્રદેશમાં લગભગ વિ. સં. ૪૫૪ સુધી રહી(૯).

પછી સંસ્કારનું સંરક્ષણ ગુપ્ત સામ્રાજ્ય (વિ. સં. ૪૬૬ થી ૫૩૬)ને લીધે કેટલું થયું એ કહી શકાતું નથી. ગુપ્ત સત્તાનો ઉદ્ભવ એ આર્યસંસ્કારના વિજયનો એક મહાતરંગ હતો. એણે બ્રાહ્મણધર્મને દેશ પર સ્થાપ્યો; સંસ્કૃતને રાષ્ટ્રભાષા બનાવી; બુદ્ધધર્મને અદષ્ટ કરવા માંડયો; આર્યભાવનાઓ સજીવન કરી; ને દેશમાં રાજકીય ને રાષ્ટ્રીય એકતા પ્રસારી. ગુજરાત ગુપ્ત સામ્રાજ્યનો એક વિભાગ હતું (૧૦). અને આ પ્રદેશમાં તે અરસાથી સંસ્કૃતભાષાનું પ્રાબલ્ય વધી ગયું એ જોતાં એ સામ્રાજ્યને પ્રતાપે આર્યધર્મ અને સંસ્કાર બનેને અહીંઆં સબલ થવાની તક મળી હોય એમ લાગે છે. તે વખતે સંસ્કારનું કેંદ્રસ્થાન વડનગર હોય તો નવાઈ જેવું નથી.

સબલ સાધન પેદા કર્યાં હતાં. આમાંનું પ્રથમ સાધન તે બ્રાહ્મણ. હાલના જમાનામાં સ્વાર્થી લેખાતા એ વર્ગની ઐતિહાસિક મહત્તા મપાય એમ નથી. બ્રાહ્મણે યુગો થયાં અસ્મિતા જાળવી રાખી છે. એણે ચરસંસાર સેવી સમાજની પ્રગતિ સાથે સંબંધ જોડ્યો છે. એણે પોતાની જાતને ભૂદેવ માની દૈવી નિશ્ચલતાનો દાવો કર્યો છે. જરુર પડ્યે એણે પ્રગતિ કરી છે; જરુર પડ્યે એણે સ્વસંસ્કારને ટકવ્યા છે. એની કાર્યદક્ષતામાં ચાણક્યનું પ્રતિબિંબ છે; એના ક્રોધમાં ઔર્વનું ઝનુન જણાયું છે; છતાં એના સાહિત્યપ્રેમમાં વેદવ્યાસનો ઉત્સાહ દેખાય છે. એનામાં સંસારની વ્યવસ્થા રચવાનો શોખ યાજ્ઞવલ્ક્યનો છે; એનામાં સંસ્કારપ્રેમ વસિષ્ઠનો છે.

આ અતિશયોક્તિ નથી. યુગો આવ્યા ને ગયા, સામ્રાજ્યો થયાં ને ન થયાં—પણ એણે ભીખ માગી વિદ્યા મેળવી, પૈસા ને ચપટી ચોખા લઇ વિદ્યા, ધર્મ ને સંસ્કાર પ્રસાર્યાં. તેની પ્રેરણાનું મંદિર તક્ષશિલા, કાશી કે ઉજ્જયિનીમાં હતું—એનું કર્તવ્યક્ષેત્ર આખા આર્યાવર્તમાં હતું. પરદેશી પ્રજા ગમે તેવી પ્રતાપી હોય પણ એની સાથે સસર્ગમાં આવતાં સ્વત્વ ખોઇ બેસતી. તે મંત્રી કે યોદ્ધો, ગુરુ કે ભિક્ષુક, કવિ કે ઐતિહાસિક—કોઇનું પણ સ્થાન લઇ શકતો ને એ પેઢીમાં ગમે તેને આર્યત્વના પાઠ શીખવી શકતો. શક ને હૂણ, ગ્રીક કે ગુર્જર પચાસ વર્ષમાં એને પ્રતાપે આર્ય બની જઇ, આર્ય સમાજમાં સ્થાન પામતા.

સંસ્કૃતિ કેવે પ્રકારે તેણે સાચવી તે જોઇએ. પહેલું તો એ જ્યાં ગયો ત્યાં સંસ્કારનું કેંદ્રસ્થાન રચ્યું. આજે જ્યાં અંગ્રેજ જાય છે ત્યાં નાનકડું લંડન બનાવે છે; તેમજ બ્રાહ્મણ પણ જ્યાં ગયો ત્યાં કાશી પ્રગટ્યું. ઉજ્જયિન, વડનગર, શ્રીમાલ, સિદ્ધપુર બધે એણે સંસ્કારનાં થાણાં સ્થાપ્યાં. રાજસત્તાનાં થાણાં ભલે ઉડી જાય—પણ આ થાણાંને કોઇ સ્પર્શી શકે એમ ન હતું.

બીજું, જ્યાં એ ગયો ત્યાં સંસ્કૃત ભાષા ને સાહિત્યની ભક્તિ લઇ ગયો. દેવ ભલે બદલાય, સંપ્રદાય ભલે છોડાય પણ સંસ્કૃત વિના શુદ્ધિ નહીં, ધર્મ નહીં, વિદ્યા નહીં ને સંસ્કાર નહીં. આ માન્યતા મનાવવાનો જાદુ તેણે કર્યો. આર્યાવર્તમાં આજે સંસ્કૃતનું અપ્રતિમ ને અસ્પર્શ્ય સ્થાન છે. એ માત્ર લેટીન જેવી ગતયુગની ભાષા નથી. સંસ્કૃત એટલે ઇતિહાસ, જીવન, ધર્મ ને ભાવના; સંસ્કૃત એટલે આર્યત્વના આત્માને ઓળખવાનું સાધન; સંસ્કૃત એટલે આ ભવની પ્રેરણા ને પરભવનો મોક્ષમાર્ગ; ને સંસ્કૃત એટલે આર્યાવર્તનાં ઐક્ય ને અસ્મિતાનો પાયો. આ પ્રતાપ બ્રાહ્મણનો. પ્રાકૃત ભાષા સેવનારા બૌદ્ધ ભિક્ષુઓને જૈન સાધુઓને પણ વિદ્યા ને ધર્મનો દાવો કાયમ રાખવા સંસ્કૃતની સત્તા સ્વીકારવી પડી; અને આજે હીંદની ભાષાઓ સબળ ને સમૃદ્ધ કરવા પાશ્ચાત્ય ભાષાના અભ્યાસીઓને પણ તેની પ્રેરણા ને મદદ વિના છુટકો નથી.

બ્રાહ્મણે પ્રગટાવેલું ત્રીજું બલ પૌરાણિક કથાઓ છે. થોડેક અંશે ઐતિહાસિક, થોડેક અંશે ભાવનાત્મક, ઘણે અંશે રસિક એવા આ પાંચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ ને સંસ્કાર ચારેને સજીવ રાખ્યાં, એટલું જ નહીં પણ પરસંસ્કાર ને પરાજય બન્નેને વીસરવાનું મુખ્ય સાધન પુરું પાડયું. આ સાહિત્યની મદદથી ઐતિહાસિક સાતત્ય પણ

અપનાયું. ગમે તેવો પરદેશી રાજા સૂર્ય કે ચંદ્રવંશમાં સ્થાન પામ્યો; ગમે તેવા બ્રાહ્મણને પ્રાચીન ઋષિનું ગોત્ર પ્રાપ્ત થયું; અને ગમે તેવા વિપ્લવો થયા છતાં સમાજ ને સંસ્કૃતિ બન્નેની એકતાનતા અખંડ. આ સાહિત્યે રચેલી પારદર્શકતાથી વેદકાલનું ને ભારતકાલનુંજ અંગ ચાલુ જીવંત હોય એવો ભાસ પેદા થયો.

આ ઉપરાંત બ્રાહ્મણે બીજી બે ભાવના ઉપજાવી એક તો બ્રાહ્મણવર્ણની સર્વોપરિતાની પોતાની શ્રેષ્ઠતા એજ એની સત્તાનુ મૂળ હતી. આ શ્રેષ્ઠતાનો દાવો માત્ર આડંબર ન હતો, પણ શક્તિ અને સેવા એ બે ઉપર રચાએલી શ્રદ્ધા હતી.

બ્રાહ્મણે ઉપજાવેલી બીજી ભાવના તે સતીત્વની. સંસ્કૃતિકારની અમુક નજરથી તેણે જોયું કે સંસ્કાર શુદ્ધ રાખવાનો પ્રથમ વિષય ગૃહ અને ગૃહિણી હતા. બધી નીતિનો સાર એજ ભાવના છે એમ તેણે ધીમેધીમે શીખવવા માડ્યું, અને તેથી પરિણામે જાતિ અને સંસ્કારની શુદ્ધિ સાચવવા એક મહાપ્રતાપી બળ પ્રગટ્યું.

આર્યાવર્તમા અને ખાસ કરીને ગુજરાતમા બ્રાહ્મણે એક બીજું સાંસ્કારિક બળ પણ પ્રગટાવ્યુ. આ બળ ને શૈવ મત. વેદકાલનો શુદ્ધ અને સરલ ધર્મ અજ્ઞાન કે અનાર્ય જાતિને માટે યોગ્ય નહતો અને બૌદ્ધ મત જોઇએ તેવો શક્તિપ્રધાન નીવડ્યો નહીં. આને પરિણામે બીજા સૈકાથી પાશુપતમતનો પ્રચાર શરૂ થયો ઇ. સ. ૨ થી ૫મા સૈકામા ભૃગુકચ્છ પ્રદેશમા અવતરેલા લકુલીશ કે નકુલીશ નામના ધર્માચાર્યે પાશુપતમતને સ્પષ્ટ સ્વરૂપ આપેલું લાગે છે. અને એ માહેશ્વરમતે પરદેશી અને પરસંસ્કારી ગ્રીક, હૂણ અને શક વિજેતાઓને જીત્યા દેખાય છે. ગુપ્ત સમ્રાટો વૈષ્ણવ હતા પણ ગુર્જરોના ક્ષાત્રપોના સમયમાં અને વલ્લભીની જાહોજલાલી વખતે પાશુપતમતનું પ્રાબલ્ય ઘણું જામ્યું લાગે છે. નર્મદાતીર અને સોમનાથ એ આ સંપ્રદાયનાં મુખ્ય સ્થાનકો હતાં; અને તેથી પૌરાણિક સાહિત્ય અને પાશુપતમતના સંયુક્ત બળથી બ્રાહ્મણે આર્ય સંસ્કારની ભઠ્ઠી સતેજ રાખી હોય એમ સ્પષ્ટ દેખાય છે.

આર્ય સંસ્કૃતિનું ગુજરાતમાં બીજુ મોટું સાધન તે જૈન સાધુ કેટલાક ચક્રવર્તી રાજાઓએ જૈન મત સ્વીકાર્યો એમ ઇતિહાસ કહે છે. છતા જૈન ધર્મનો રાજસત્તા જોડે ઘણો થોડો સબંધ દેખાય છે ઘણા અસલના વખતથી ગુજરાત એ જૈન મતની પુણ્યભૂમિ મનાતી આવી હતી, એટલે એ મતનુ પ્રાબલ્ય અહીંઆ ઘણું હતું, અને છે. જે સાંસ્કારિક બળે એ મતનુ સ્વરૂપ લીધુ તેનું મુખ્ય અંગ સાધુઓ હતા.

સંન્યસ્ત ને સંસાર વચ્ચે –ભિક્ષુ ને સંઘ વચ્ચે–બ્રાહ્મણનુ સ્થાન હતુ જૈન મતે આ સ્થાન રાખ્યુજ નહીં. સંન્યાસી સાધુ તેજ તે મતાવલબીનો ધર્મગુરુ હતો, અને ગુજરાતની સંસ્કૃતિ વિશિષ્ટ કરવામા તેણે મોટો ફાળો આપ્યો તે વૈરાગ્યની ભાવના સતેજ રાખતો, ને વિદ્યાનો સગ્રહ કરતો; તે સામાન્યવર્ગનો હોવાથી તેની સહાનુભૂતિ સામાન્યવર્ગો તરફ હતી. સંન્યાસી જીવનને લીધે પોતાનુ સ્થાન અસ્પૃશ્ય બનવાથી સઘળા સમાનતાની ભાવના તે પ્રસારતો. અહિંસામંત્ર તેના સંપ્રદાયનો મૌલિક સિદ્ધાન્ત હતો અને તેનાથી પ્રેરાઈ તે સમાજના દુ ખો ફેડવાનો પ્રયત્ન કરતો.

રાજ્યસત્તાની મદદ ન હોવાથી લોકોનાં હૃદય છલવાનો પ્રયત્ન તે સદા કરતો; અને તે પ્રયત્ન કરતાં પ્રબંધો જેવું લોકસાહિત્ય તે રચતો. તે સંસાર જોડે અસંબદ્ધ હતો એટલે પરિસ્થિતિ સાથે સમાધાન તે બરોબર કરી શક્યો નહીં, અને પ્રજામાં તડ પાડવાના તેના પ્રયત્ન ચાલુ રહ્યા. તેને સંસ્કૃતનું પ્રાધાન્ય સ્વીકારવું પડ્યું, પૌરાણિક કથાઓને સુધારાવધારા સાથે સ્વીકારવી પડી, અને સમાજમાં ને સંસ્કૃતિમાં તડ પાડવાના તેના પ્રયત્નો નિષ્ફલ થવાથી બીજાં બધાં સાંસ્કારિક બલોનો થોડા વધતા પ્રમાણમાં પણ સ્વીકાર કરવો પડ્યો.

આ બધાં અને બીજાં કેટલાંક કારણોથી ગુજરાતમાં વિદ્યા કે સાહિત્યની અભિવૃદ્ધિ થઈ નહીં. વર્ગશાસન સ્થપાયું નહીં, રાજસત્તા અનિયંત્રિત થઈ નહીં, બ્રાહ્મણેતર વર્ગો સંસ્કારમાં પાછળ પડ્યા નહીં, સમાજમાંથી યાદવો ને યૌધેયોએ સ્થાપેલાં સમાનતા ને સ્વાતંત્ર્ય અદૃષ્ટ થયાં નહીં; છતાં સાંસ્કારિક અસ્મિતા કાયમ રહી, અને પરસંસ્કાર ગાળવાની આંચ તેવી ને તેવીજ ધીકતી રહી.

૫

વિ. સં. ૧૦૧૭ માં ગુર્જર મૂલરાજ સોલંકી (૧૦૧૭–૧૦૫૩) પાટણની ગાદીએ આવ્યા. મધ્યકાલીન ગુજરાતની મહત્તાના એ વિશ્વકર્માએ પાટણની સત્તા દુર્જય કરી એટલુંજ નહીં, પણ સોમનાથને ગુજરાતના ઇષ્ટદેવ સ્થાપ્યા, સિદ્ધપુરને ધર્મક્ષેત્ર બનાવ્યું, દેશદેશના બ્રાહ્મણો ગુજરાતમાં વસાવ્યા, ભાગેલા ભીનમાલની વિદ્યા ને સંસ્કારને ઝીલ્યાં, અને નવ–આર્યાવર્તના સાંસ્કારિક વહ્નિઓને પ્રજ્વાલ્યા. તેના પ્રપાત્ર સિદ્ધરાજના સમય સુધી આ જ્વાલા વધતી ગઈ. તે મહાપ્રતાપી સમ્રાટ્ ગુજરાતની સીમાને કાર્તવીર્યના સામ્રાજ્યની સીમા સુધી લઈ ગયો. ઉજ્જયન ને અજમેર ગુજરાતનાં અંગ થયાં અને બુંદેલખંડ ને કોલાપુરમાં પાટણના નરેશની વિજયઘોષણા સંભળાઈ.

જેમજેમ ગુજરાતની સત્તા પ્રસરી તેમતેમ તેનાં વ્યાપાર ને સાહસ ચારે તરફ પ્રસર્યાં, અને તેની સમૃદ્ધિ ને ગૌરવ પણ વધ્યાં. રાષ્ટ્રીય અસ્મિતા જીવન પ્રેરી રહી દેખાય છે, અને સાહિત્ય ને સંસ્કાર અને દ્વારા એ પ્રબલ બનેલી અસ્મિતા વ્યક્ત થઈ રહી હોય એમ લાગે છે. નવ–આર્યાવર્તના સનાતન જીવનમાં પણ આ સમય અસાધારણ જણાયા વિના રહેતો નથી.

તે સમયનાં વીસરાએલાં, ખોવાએલાં, છુટાછવાયાં પડેલાં ઐતિહાસિક સાધનોમાંથી પણ બે વ્યક્તિ એવી નીરાળી પડે છે કે તેના આછા રેખાચિત્રમાં પણ તે સમયની સંસ્કૃતિ જોઈ શકાય એમ છે.

આમાંની એક વ્યક્તિ તે ભાવ બૃહસ્પતિ. તે કાન્યકુબ્જનો બ્રાહ્મણ હતો; સર્વશાસ્ત્રવિશારદ હતો; અને પાશુપતમતનો આચાર્ય હતો. સોમનાથપાટણમાં આવેલા પાશુપતમતના મઠનો તે પતિ હતો; સિદ્ધરાજનો ને કુમારપાલનો પરમ મિત્ર હતો; ને માલવાના રાજાનો ગુરુ હતો. એનાં વિગતવાર પરાક્રમોનો હજુ પત્તો મળ્યો નથી; પણ એના પ્રતાપે સિદ્ધરાજના મરણ સુધી શૈવ મતનું પ્રાબલ્ય કાયમ રહ્યું હોય એમ લાગે છે.

પણ એનાથી પણ વધારે નીરાળી બીજી વ્યક્તિ તો ધંધુકાના મોઢ વાણીઆ ચાચીગની–હેમચંદ્રાચાર્યની. મુત્સદ્દીપણામાં તે ગુર્જર મંત્રીઓથી ઉતરતો હતો; રાજસત્તાના

સ્થાપકોની દૃષ્ટિ એને હતી નહીં, પણ પોતાની સંપ્રદાય પ્રસારવાની દક્ષતામાં કે સાંસ્કારિક અસ્મિતા પ્રગલ્ભતાની કલામાં, વિદ્યાની સેવામાં કે બુદ્ધિની તીક્ષ્ણતામાં, અહિંસાના પ્રચારમાં, તપની સિદ્ધિમાં કે શબ્દબ્રહ્મની અકળ ભક્તિમાં આ 'કલિકાલસર્વજ્ઞે' વિશિષ્ટ આર્યત્વના શ્રેષ્ઠ આદર્શો પોતાનામાં મૂર્તિમાન કર્યા. એની શાસ્ત્રજ્ઞતા, એનો વૈરાગ્ય, ને એની વાક્પટુતાની પ્રશંસા કરતા એના સમકાલીનોને સત્યયુગ પુનર્જીવન પામ્યો દેખાયો અને પ્રતિસ્પર્ધી બ્રાહ્મણોને સંસ્કારનો ઇજારો હાથમાંથી સરી જતો લાગ્યો. એણે પાટણની સત્તા હાથ કરી, અહિંસાના શીખમાં રાજબળ નષ્ટ કર્યું. પણ ગુજરાતને સંસ્કાર, તપ ને જ્ઞાનની રમભૂમિ કરી, અને ઉજ્જૈન, કાશી ને કાશ્મીરનો ગર્વ તોડ્યો.

એની પ્રેરણાથી કુમારપાલે વીરતા ત્યાગી અહિંસાત્મક નિર્બલતા સ્વીકારી. ગુજરાતે શસ્ત્ર છોડવા માંડ્યાં ને સિદ્ધરાજનું સામ્રાજ્ય તૂટી ગયું. હેમચંદ્રની વીરજ્યોતે વસ્તુપાળ તેજપાળને પ્રેર્યા, પણ વિધિના લેખ કંઈ જુદા જ હતા એટલે 'અસ્સાહો અકબર'ની રણહાક સંભળાવા લાગી.

આ યુગમાં ગુજરાતનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે આલેખાયું એવું દેખાય છે. માળવાના પરમાર સાથે આદરેલા અનંત વિગ્રહથી માળવાને ગુજરાત હમેશને માટે જુદાં પાડ્યાં. સપાદલક્ષ ને રજપૂતાના તો જુદાં હતાં જ અને મોટો વખત પાટણના નરેશોએ જૈનમતની સત્તા સ્વીકારી, અને મતના વિસ્તાર માટે પોતાની મહત્તા માગતા ને મતના મંત્રીઓએ આસપાસના હીંદુરાજ્યથી અલગ પડ્યું સૈન્ય આ અલગપણાથી ગુજરાતના વિશિષ્ટ સંસ્કારો વધારે નીરાળા ને સ્પષ્ટ થયા. જીવન પરદેશી જગ આસપાસના જીવનથી ભિન્ન હતું ને હવે વધારે થયું, અને દાનવીરના અનુપ, આનર્ત ને સૌરાષ્ટ્ર, પરશુરામનું ભરુચ, અને પરાંત—એ પ્રદેશો જે લાટ તરીકે અસ્પષ્ટ વ્યક્તિત્વ પામ્યા હતા તે સિદ્ધરાજ જયસિંહના 'ગુજરાત' તરીકે અનંતકાલ માટે સ્પષ્ટ સંસ્કારિક વ્યક્તિત્વ પામ્યા. આ સમયથી ગુજરાતની પ્રજા ને સંસ્કૃતિ કાયા ને આત્મા એક ને અવિભાજ્ય થઈ રહ્યાં.

૬

પણ અરબસ્તાનના પયગંબરનો સંદેશ લઈ પરદેશીઓ હીંદ પર તૂટી પડ્યા. હીંદનું ધન લુંટ્યું, તેની સ્વતંત્રતા નષ્ટ થવા લાગી તેના ધર્મ ને સંસ્કાર પર આફત આવી. આ પરસંસ્કારનું બળ દુર્ધર્ષ હતું. દર વર્ષે વિદેશીઓ ધન ને રાજ્યના લોભે આવતા, લોકોને રડવાવતા અને દરરોજ નાના મોટા રાજ્યોની ઉથલપાથલ કરતા અને એ રીતે દરરોજ નવી સંસ્કૃતિની ધુંસરી જોરજુલમથી આ દેશ પર બેસાડવાના પ્રયત્ન થતા.

આ સંસ્કૃતિના અગ્નિથી તુર્કસ્થાન ને ઇરાનના જુના સંસ્કારો ક્ષણમાં ભસ્મ થયા હતા, આર્ય સંસ્કૃતિના જીવનમાં કટોકટીનો પ્રસંગ આવ્યો. આર્યવીરોના આત્મભોગ, વીરાંગનાઓની નિશ્ચલતા અને સંસ્કારસ્વામીની નિશ્ચયાત્મકતાની સાખ આપતી કહાણી દેવા લાગી.

ગુજરાતે દૂર રહેવા પ્રયત્ન કર્યો, પણ તે સફળ થયો નહીં. વિ. સં. ૧૩૫૩માં અલ્લાઉદ્દીન-ખાડ પડ્યું. આશરે વિ. સં. ૧૩૬૦ મા

ગુજરાત સર થયું; વિ. સં. ૧૪૫૯ માં ગુજરાતની ગાદીએ સ્વતંત્ર મુસલમાન રાજા બેઠો.

આખા દેશમાં જેમ આર્યત્વની આગ હોલવવાનો પ્રયાસ થયો તેમ ગુજરાતમાં પણ થયો; અને આખું આર્યાવર્ત સંસ્કારના સંરક્ષણ માટે તત્પર થયું.

આ સંરક્ષણ માટે પહેલાં સમાજને સ્થિર સ્વરૂપ અપાયું. જીવનને નિશ્ચલ ઘટનામાં જડી દેવામાં આવ્યું. ન્યાતોનીસીમાઓ સખત થઇ ગઇ. શીરસ્તાઓને શાશ્વત નિયમોનાં સ્વરૂપ અપાયાં. સંરક્ષકવૃત્તિ એજ જીવનનો મંત્ર થઇ રહ્યો. સ્વાતંત્ર્ય એટલે પાપ એમ ધર્મનો સિદ્ધાંત નક્કી થયો. અને આ નવી ભાવનાઓને ધર્મશાસ્ત્રોમાં સ્થાન આપવાની શરુઆત થઇ.

આ સાથે સાંસ્કારિક અસહકાર શરુ થયો. મુસલમાની સંસ્કારનું ક્ષેત્ર નાનામાં નાનું કરવામાં આવ્યું. ને તેની સાથે સંબધ ઓછામાં ઓછો રાખવામાં આવ્યો. વ્યાપારી સત્તા મહાજને હાથમાં લીધી; ગામની સત્તા પંચાયતે હાથમાં લીધી; ને સામાજિક ને નૈતિક સત્તા ન્યાતોએ હાથમાં લીધી. માણસ દીવાન થઇ નવાબ જોડે મસલત કરે, પણ ઘેર આવી નહાય તોજ સ્ત્રી ભાણું પીરસે. બહાર ભલે તે પરદેશીની મહેરબાની ભોગવે, પણ એના જીવનના અધિષ્ઠાતા તો ન્યાતીલાઓ ને તેના પર સત્તા ચલાવતા બ્રાહ્મણોજ રહ્યા. પરસંસ્કૃતિ રાજ્યસિંહાસને હતી, પણ સંસારમાં તેને સ્થાન ન હતું. કેળવણી હતી તેમજ બ્રાહ્મણોના હાથમાં રહી; અને જીવંત પરસંસ્કારને જીવનક્રમમાંથી જાણે બાતલ કર્યા હોય તેવું માનસિક વાતાવરણ તેમણે રાખ્યા કર્યું. ભાષા ને સાહિત્યમાં-સંસ્કારના ગઢમાં-તો પરસંસ્કારનો સંચાર થાય એમ હતોજ નહીં અને ભાષા ને સાહિત્યની અધિષ્ઠાત્રી સંસ્કૃત હતી તેમજ રહી.

આ ઉપરાંત પરસંસ્કારનું પ્રાબલ્ય તોડવા તેની પ્રેરણાભૂમિ જોડે સંબંધ જેમ બને તેમ ઓછો કરવામાં આવ્યો. વિ. સં. ૧૪૫૯ માં મહમદશાહે ગુજરાતને સ્વતંત્ર કર્યું, અને દીલ્હી જોડે સંબંધ છોડયો ત્યારથી મુસલમાનો ગુજરાતના વિજેતાઓ મટી વતનીઓ થયા. હીંદુઓ પર જુલમ ઓછો થયો, ધાર્મિક અસહિષ્ણુતા નામનીજ રહી, અને વટલેલા હીંદુઓ ધર્મે મુસલમાન છતાં ઘણે ભાગે સંસ્કારે હીંદુજ રહ્યા. વહોરા, મોલાસલેમ ગરાશીઆ, ખોજા, કચ્છી મેમણો અને તેમના સહવાસી હીંદુઓ વચ્ચે માત્ર નામનોજ ફેર દેખાય છે એજ ગુજરાતની સંસ્કૃતિની ખુબી છે એમ કહ્યા વિના ચાલતું નથી. વિજેતા પર પણ સંસ્કૃતિ વિજય મેળવવા લાગી. અમદાવાદ વસાવવામાં અહમદશાહમાં ( વિ. સં. ૧૪૬૮-૧૪૯૯ ) મુસલમાન કરતાં રજપુત રાજાઓનો જુસ્સો વધારે હતો; અને આજે ગુજરાતના શાહ બીજા મુઝફરનું (વિ. સં. ૧૫૬૯-૧૫૮૨) ચારિત્ર્ય ગુજરાતી સંસ્કૃતિના ઇતિહાસમાં શણગારરૂપે દેખાય છે.

આ ઉપરાંત વિજય માટે તલસી રહેલા આર્ય સંસ્કૃતિના આત્માએ એક નવી પ્રવૃત્તિ આદરી. જીવનનો પ્રવાહ નિશ્ચેતન ન થાય, હૃદયનો ઉત્સાહ ન દબાય, અને સંસ્કાર સજીવન રાખે એવું એક મહા પ્રચંડ બલ તેણે પ્રગટાવ્યું. આ બલે ધર્મસંપ્રદાય સ્થાપ્યા. તેણે એક વ્યક્તિની આસપાસ સંસ્કૃતિ રચવી શરું કરી. તેણે એક ભાવના પ્રગટાવી. તે ભાવનાએ આખરે એક પુસ્તકનું સ્વરૂપ લીધું. તે પુસ્તક તે શ્રીમદ્ભાગવત.

૧૮૨૩ થી ૧૯૦૮) સુધી ચાલી આવી એ પણ નિર્વિવાદ છે. આ સંપ્રદાયના છેલ્લા પ્રતિનિધિ સહજાનંદ સ્વામી થયા (સં. ૧૮૩૭ થી ૧૮૮૬) ત્યાં સુધી આ સંપ્રદાય સાંસ્કારિક બલ તરીકે રહ્યો.

આ સંપ્રદાયે કેટલાક ઘણાજ અગત્યના ફેરફાર કર્યા. એણે જૈન ને શૈવ મત વચ્ચે જે વિરોધ થોડા વખત થયાં દાખલ થયો હતો તેનો નાશ કર્યો. એણે શૈવમતનો આડંબર ને પાશુપતમતને નામે ચાલતો પાખંડ બંનેને દૂર કર્યા; અને બીજી બાજુએ જૈનોની શુષ્કતા, અને અલગાપણું બંનેને વીસરાવ્યાં. કૃષ્ણભક્તિના રસથી શૈવમતમાં સરલતા આવી, ને જૈનમતમાં રસ આવ્યો. આ સંપ્રદાયે એક સમાજના ફરને દૂર રહેવા મથતા એ ટુકડાને સાંધ્યા અને સંસ્કૃતિની એકતાનતાએ વિજય મેળવ્યો.

આ નવા સંપ્રદાય વીસરાએલા વંધિયોના સમાનતાપ્રેમના નવા અવતાર હતા. તેનું કાર્યક્ષેત્ર સામાન્ય વર્ગ હતો અને તેની પ્રેરણાથી લોકો પોતાનો ઉદ્ધાર સાધી રહ્યા. વર્ગો વચ્ચે સાંસ્કારિક અસમાનતા ઝાઝી હતી તો નહીંજ; અને જે કંઈ હતી તે આ બંને વીસરાવી દીધી. ગુજરાતીઓમાં શૈવ, જૈન કે ઇતર સંપ્રદાયના અનુયાયીઓમાં જે સમસંસ્કારિતા આજે જણાય છે તેનું કારણ આ સંપ્રદાય છે.

બીજા પ્રાંતોમાં જે અજ્ઞાન વર્ગોની અધમ અને અસ્પૃશ્ય સ્થિતિ જોવામાં આવે છે તે આપણે ત્યાં જોવામાં આવતી નથી તેનું કારણ પણ આપણી સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિએ પૌરાણિક, જૈન ને વૈષ્ણવ મતને અધમોદ્ધારક બનાવ્યા.

આ યુગમાં પણ જીવદયાના સિદ્ધાંતને માત્ર પુસ્તકોમાં નહીં પણ જીવનમાં ઉતારવાને જૈન સાધુસંઘ સતત પ્રેરણા કરી રહ્યો લાગે છે. અહિંસાના, સમભાવ, દુઃખ ને નિર્જરાના તત્ત્વ સહૃદયતા એ ગુજરાતી સંસ્કૃતિનાં અગત્યનાં લક્ષણ કેળવવાને મુસલમાની જુલમ હતો છતાં, તેણે અનેક પ્રયોગો કર્યા; અને તેને પરિણામે જીવદયા વિશે લાગણી અને દુઃખ દૂર કરવાની તત્પરતા એ જેટલાં ગુજરાતમાં જડે છે એટલાં કયાંય પણ જડતાં નથી.

મુસલમાન સત્તાએ તેની રાજકીય સત્તા લઇ લીધી; વૈષ્ણવ સંપ્રદાયે તેની સામાજિક સત્તા લઇ લીધી; છતાં આર્યસંસ્કૃતિમાંની પરમ ભાવનાઓ તપ ને વૈરાગ્ય તેણે એકાંતમાં સેવ્યા કર્યાં. એનું મગજ સંકુચિત હતું; એની અસહિષ્ણુતા વધારે પડતી હતી—પણ છતાં પોતાનો દૈવી પદનો દાવો સિદ્ધ કરવા તેને વૈરાગ્યપ્રધાન વાતાવરણ રાખી રહેવુંજ પડયું.

અને આ પ્રમાણે આ યુગ ચાલ્યો. મરાઠા આવ્યા પણ વડોદરામાં થાણું થાપ્યા શીવાય કાયમની કંઈ અસર કરી શકયા નહીં. પણ આ યુગના સાંસ્કારિકતાના પ્રતિનિધિઓ શોધતાં ત્રણ વ્યક્તિઓ નીરાળી નજરે પડે છે.

એક તો પાલણપુરના ઓશવાલ—જૈન સૂરીશ્વર હીરવિજયસૂરિજી. સં. ૧૫૮૩ માં તેમનો જન્મ હોઇ ગુજરાતના કરોકટીના ઐતિહાસિક પ્રસંગો વખતે તેમણે જીવન વહ્યું. અમદાવાદના મુસલમાન રાજાઓ માંહીમાંહ લઢી મર્યા અને સં. ૧૬૨૮માં ગુજરાતે સ્વાતંત્ર્ય ખોયું અને અકબરનો સામ્રાજ્યનો વિભાગ થઇ રહ્યું. સંસ્કૃતિ ફરીથી મુશ્કેલીમાં આવી પડી. હીરવિજયસૂરિએ જૈન મતે જે પૂજ્ય મૂર્તિઓ પ્રગટાવી છે તેમાંની વિશુદ્ધ ને અપ્રતિમ

નહીં, અને છે નહીં એવો ચોક્કસ ખ્યાલ આપવો; અને સ્વતંત્રતા પોષવાને બહાને સ્વચ્છંદ પ્રસારવો —એ આ કાર્યક્રમનાં જાણેઅજાણ્યે સ્વીકારાએલાં અંગ હતાં.

તે ઉપરાંત બીજાં પણ કેટલાંક અંગ આવ્યાં. આપણો ખરો ઇતિહાસ પ્લાસીના યુદ્ધથી શરુ થયો; આપણા સુખનો સૂર્ય અંગ્રેજી રાજ્યથીજ ઉગ્યો; આપણી ભાવનાઓની શરુઆત અંગ્રેજી સાહિત્યના અભ્યાસથીજ થઇ; અને આપણો ઉદ્ધાર વિદેશી સંસ્કારથીજ થશે—એવી અનેક માન્યતાઓ પેદા કરવા મહેનત થઇ રહી.

આ બધો કામીઓ કરવાનું મુખ્ય સાધન પાદરીશાઇ કેલવણી હતું. વિ. સં. ૧૮૫૫ માં સીરામપોરમાં પાદરીએ પહેલી શાળા ખોલી; વિ. સં. ૧૮૯૧ માં મેકોલેએ અંગ્રેજી કેળવણીને પ્રાધાન્ય આપ્યુ; વિ. સં. ૧૯૧૩ માં કલકત્તા, મદ્રાસ ને મુંબાઇના શારદાપીઠો સ્થપાઇ.

આ કેલવણી પાછળ આપણે ગાંડા બની ગયા. આપણે જંગલી હતા, એટલે એ કેળવણીથી સુધરવાની જરુર હતી. આપણે ત્યાં સ્વાતંત્ર્ય નહોતું એટલે એ કેળવણી આપણને સ્વતંત્ર બનાવવાની હતી. આપણે ત્યાં વિદ્યા નહોતી, એટલે એ કેળવણી આપણને જ્ઞાની કરવાની હતી. આ કેળવણીએ આપણને સુધાર્યા, આપણને માણસ બનાવ્યા, આપણને મોક્ષમાર્ગે ચઢાવ્યા. આપણે જંગલી હતા; આપણામાં જ્ઞાન નહોતું ને ચારિત્ર્ય નહોતું; આપણામાં ભાવના નહોતી ને સ્વાતંત્ર્ય નહોતું; ને મેકોલે જેવા જગદુદ્ધારકે આ કેળવણીનાં દ્વાર ખોલી સુવર્ણયુગ શરુ કર્યો.

આ બધું બન્યું નહીં—પણ બન્યું એમ આપણે માન્યું. પાશ્ચાત્ય સંસ્કૃતિનું ઉત્તમ શસ્ત્ર તે આ માન્યતા સ્વીકરાવવાની શક્તિ હતી. જે દેશે મુસલમાન સંસ્કૃતિના ત્રાસને તિરસ્કાર્યો તે આ જાદુમાં ફસાઇ ગયો. પૂર્વજોની કીર્તિ કલંકિત કરી, આત્મસંસ્કારને તિરસ્કારી આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિના તેજમાં આંધળા બની ગયા.

અને તેણે સરવાળે શું કર્યું ?

આવી માન્યતાએ આપણી પ્રજાનું શારીરિક બલ ખોવડાવ્યું. ભૂતકાલના ગૌરવ માટે આપણને પ્રેમ હતો તે વીસરાવી પરસંસ્કારની ભીખ માંગતા કર્યા. એણે જ્ઞાન ને શુદ્ધિ પર રચાએલી વર્ણવ્યવસ્થા તોડી પૈસાદારને ગરીબના વર્ણો રચ્યા. એણે બ્રાહ્મણની વિડંબના કરાવી સાહેબપૂજા શીખવી. એણે મર્યાદાની ભાવના તોડી સ્વચ્છંદ શીખવ્યો. મિતાહારી જીવન ત્યજાવી ક્ષુદ્ર વાસનાઓ પાછલ ઘેલા કર્યા. એણે સંસ્કૃતને વીસરાવી અંગ્રેજીની ભક્તિ દાખલ કરી. આપણું સાહિત્ય છોડાવી પરસાહિત્યની ગુલામગીરી કરાવી. આપણો ઇતિહાસ ભુલાવી પારકી મહત્તાના જાપ જપાવ્યા. આપણી રીતિ ને પહેરવેશ, આપણા આચાર ને વિચાર, આપણી ભાવના ને ગૌરવ—બધાં કલંકરૂપ હોય એમ ત્યાગતાં શીખવ્યું. ભૂતકાલ વીસરાવી એણે આપણું ભાવિ વેચાતુ લઇ લીધું.

પરસંસ્કારનું વિષ આપણી રગોમાં પ્રસરવા માંડ્યું. ઘર ભંગાયાં, કુટુંબો તુટ્યાં, ન્યાતો તુટી, ભાવનાની ભ્રષ્ટતા દાખલ થઇ, સંયમ ગયો, ને ગૌરવ ગયું. આપણને ખાત્રી થઇ કે આપણે નાલાયકમાં નાલાયક છીએ; ને આ પરસંસ્કારનાં ઝાંઝવાં જોઇ તરસ છીપાવવાની આશા રાખી, નિરાધારીમાં અને અધમતામાં, આપણે પરાશ્રયી ઉદ્ધારનાં નિર્જીવ સ્વપ્નાં જોઇ રહ્યા.

આર્ય સંસ્કારના ઇતિહાસમાં આ પ્રકરણો કલંકરૂપ છે. જ્યારે આખા દેશમાં આ પ્રમાણે

પાશુપતમતના સ્તંભ હતા; અને મુસલમાન યુગમાં રાજ્યસત્તાના પરસંસ્કારનું વિષ નિર્બળ કરવામાં તેમણે ઘણી સેવા બજાવી હતી. તેમનામાં વિદ્વત્તા ને સંસ્કાર ચાલ્યાં આવતાં હતાં. પરસંસ્કાર જોડે તેમણે અસહકાર અસરકારક રીતે કર્યો હતો. આ કારણથી તેમનામાં સાંસ્કારિક અસ્મિતાની જ્યોત બળતી હતી.

નડીઆદ પાટનગર નહોતું એટલે રાજકીય ખટપટે તેનું વાતાવરણ ક્ષુદ્ર કે સ્વાર્થી કર્યું નહોતું; અને ત્યાંના નાગરોએ સંસ્કૃતને તેના આદ્યસ્થાન પર સ્થાપવાને, ગુજરાતીને સજીવ ભાષા તરીકે પોતાનો દાવો ચાલુ રાખવાને અને આ રીતે સ્વસંસ્કારનો વિજય સાધવાને ભગીરથ પ્રયત્ન કર્યો. મનસુખરામની અવગણના કરવી સહેલ છે; તેમની આડંબરી ભાષાની મશ્કરી કરવી તેથી પણ સહેલ છે; પણ મનસુખરામે (સં. ૧૮૯૬–૧૯૬૩) અંગ્રેજી યુગની શરૂઆતમાં, પરસંસ્કારની અસર ચારે તરફ ફરતી હતી તે વખતે સંસ્કૃતની અડગ ભક્તિ કરી ને સ્વસંસ્કારમાં નિશ્ચલ શ્રદ્ધા રાખી, નવો સંપ્રદાય સ્થાપવાની હીંમત રાખી એજ તેમની મહત્તા દેખાડે છે. યુગોના યુગો થયાં જે સાંસ્કારિક શસ્ત્રે આપણને સજીવ રાખ્યા હતા અને આર્ય સંસ્કૃતિને વિજયી કરી હતી તેની ખંડિત થતી ધારને ફરીથી તેણે પાણી પાયું. ગોવર્ધનરામ (સં. ૧૯૧૧–૧૯૬૩) પણ આજ સંપ્રદાયના: અને તેના સારામાં સારા અંશો 'સરસ્વતીચંદ્ર'માં વ્યક્ત થયા દેખાય છે. એ પુસ્તકે એક દશકા સુધી તો સાંસ્કારિક બલનું સ્વરૂપ લીધું હતું. મણિલાલ નભુભાઇ (સં. ૧૯૧૪–૧૯૫૪) એ પોતે એ સંપ્રદાયના છતાં તેના આદર્શોથી ભિન્નતા દાખવી; પણ પ્રાચીન ગૌરવ ને જ્ઞાનનું ગુજરાતને ભાન કરાવનાર તરીકે એ સંપ્રદાયમાં એમનું સ્થાન ઘણું મોટું છે. સાહિત્યપરિષદની સંસ્થા આ સંપ્રદાયે પ્રગટાવેલી શક્તિનું મોટામાં મોટું પ્રદર્શન હતું; અને 'ગુર્જરસભા'ની સદ્દગત સંસ્થા તે આ શક્તિનું છેલ્લું પ્રદર્શન હતું. આ ઉચ્ચાશયી સંપ્રદાય સાંસ્કારિક બલ તરીકે હવે રહ્યો નથી; પણ એની ભાવનાનો વારસો ચારે તરફ વહેંચાયો છે ને એક બલમાંથી અનેક બલો પ્રગટ્યાં છે.

ગુજરાતી સંસ્કૃતિનું એક સુંદર લક્ષણ લોકનું સ્વમાન હતું. આ લક્ષણને લીધે પ્રતાપી ગુજરાતમાં વર્ગશાસન કે આપખુદી સત્તા ટકી શકતી નહીં. ક્યાં તો એ વારસો દૈહયોનો હોય, યાદવોનો હોય કે યૌધેયોનો હોય પણ મંડલેશ્વરો, બ્રાહ્મણો કે જૈનો પોતાના વર્ગની સત્તા વધુ વખત બેસાડી શક્યા નહીં, અને મુસલમાનો પોતાના સ્વધર્મીઓનું શાસન કાયમ કરી શક્યા નહીં. આજ કારણને લીધે કોઇ વર્ગ જ્ઞાન કે સંસ્કારનો ઇજારો રાખી શકતું નથી, અને સમસંસ્કારિતા બધા વર્ણમાં દેખાય છે. અને આજ લક્ષણને લીધે અંગ્રેજી રાજ્યસત્તાએ રચેલું અંતર ગુજરાતી પ્રજા સમજી શકી નહીં; અને બેસાડવા માગેલો ધાક બેસાડી શકી નહીં.

પ્રથમ દાદાભાઇ નવરોજી અને નવરોજી ફરદુનજીએ આ લક્ષણ જાળવી રાખ્યું; અને સં. ૧૯૨૬ (ઇ. ૧૮૭૦)થી એ લક્ષણના પ્રતિનિધિ ફીરોજશાહ મહેતા થવા લાગ્યા. સં. ૧૯૪૧ (ઇ. ૧૮૮૫)માં એમણે પ્રેસીડેન્સી એસોસીએશન સ્થાપી ત્યારથી તે સં. ૧૯૬૯ (ઇ. ૧૯૧૩)માં એમણે 'ક્રોનીકલ' સ્થાપ્યું ત્યાં સુધી તેમનું પ્રતિનિધિત્વ ચાલુ રહ્યું. એમની રાજકીય કારકીર્દી વિષે અત્યારે બોલવું અસ્થાને છે,

પણ એ જીવ્યા ત્યાં સુધી સાંસ્કારિક બળની મૂર્તિ રહ્યા. એમણે ગુજરાતી લોકનું સ્વમાન જાળવ્યું; પરદેશી રાજ્યકર્તાઓનો શ્રેષ્ઠતાનો દાવો સ્વીકાર્યો નહીં; અને સમાનતાનું વાતાવરણ જાળવ્યું. આજે હીંદમાં બીજે ઠેકાણે ગોરા-કાળા વચ્ચે ગમે તેવી અસમાનતા હોય અને આપણે અહીંઆં એ અસમાનતા જાળવવા પ્રયત્ન પણ થયા હોય, પણ એ અસમાનતા ગુજરાતમાં કોઈએ સ્વીકારી નથી, અને પરદેશી પર દૈવી ગુણોનો આરોપ કર્યો નથી.

ફીરોજશાહ ગુજરી ગયા; અને પ્રેસીડેન્સી એસોસીએશનનું પ્રતિનિધિત્વ હોમરૂલ લીગની મુંબઈની શાખાના હાથમાં ગયું. એ ગુજરાતી સંસ્થાએ ગુજરાતના સંસ્કાર ખીલવવામાં મોટો ફાળો આપ્યો; અને રાજકીય ઉત્સાહની પાછળ રાષ્ટ્રીય ને સાંસ્કારિક અસ્મિતા પ્રગટી. ગ. મહંમદઅલી ઝીણાનું નિર્ભય નેતૃત્વ ને રા. શંકરલાલ બેંકરની સર્વવ્યાપી વ્યવસ્થાશક્તિ એ આ બળના પ્રશંસનીય સ્વરૂપનો કૈં ખ્યાલ આપી શકે છે.

આ યુગમાં સાહસ પણ ખીલી રહ્યું. સુરત ને ખંભાતનું સાહસ અને અમદાવાદના ધન ને ઝીણવટ જે ગતયુગના શોભારૂપ હતા તેમણે મુંબાઈમાં વાસ કર્યો, અને કુશાગ્રોનું સાહસ નવે સ્વરૂપે દેખાયું. ગળગળિત પરદેશી વ્યાપાર પણ ગુજરાતને સાહસના ક્ષેત્રમાંથી ખસેડી ન શક્યું.

આ યુગમાં સ્વસંસ્કાર ખોયા વિના આપણા સમાજે મુસલમાન કાળમાં કેળવેલી સંરક્ષકવૃત્તિ ત્યાગી. બીજા પ્રાંતોમાં વિપ્લવો થયા પણ ફેરફાર ન થયા. આપણે ત્યાં ઝપાટાભેર છતાં નિયમસર પ્રગતિ સધાતી ગઈ. સંકુચિતતા તો હતી જ નહીં. ન્યાતોની સત્તા નામની જ રહેવા લાગી. કુટુંબસત્તાના પગર સર્વાંશે ઉકેલાવા લાગી. સંસ્કૃતિના વિજયકાળે જરૂરી એવું વ્યક્તિસ્વાતંત્ર્ય આપી શકાય એવી પરિસ્થિતિ પેદા કરી.

આખા હીંદની માફક ગુજરાતે સ્વસંસ્કાર બચાવવા માટે મુસલમાની યુગમાં સ્ત્રીઓ પર અંકુશ મુક્યો હતો, અને છતાં બીજા પ્રાંતોમાં પ્રચલિત પડદાનો રીવાજ તેણે સ્વીકાર્યો ન હતો. આ યુગમાં સંસ્કાર ખીલવવા ગુજરાતે સ્ત્રીઓને જીવનમાં સમાન ને સ્વતંત્ર સ્થાન આપવાની શરૂઆત કરી, અને જે સમાજ-સુધારો કૈંક અંશે આણવા માટે બીજા પ્રાંતોમાં ધાર્મિક સંપ્રદાયની જરૂર પડી તે અહીંઆં સ્ત્રીઓને મળેલા ઉંચા સ્થાનથી એની મેળે થયો. અને ગુજરાતમાં સામાજિક પ્રગતિ ઝપાટાબંધ સધાતી જાય છે તેનું મુખ્ય કારણ આજ છે.

આ પ્રમાણે નવ-આર્યાવર્તનો લોકસમૂહ પ્રગતિમાન જીવન માટે, સ્વસંસ્કારના વિજય-પ્રયાણ માટે તૈયારી કરી રહ્યો.

૯

અને સં. ૧૯૭૦ માં એક ચિરસ્મરણીય બનાવ બન્યો. દક્ષિણ આફ્રીકાથી ઉઘાડે પગે, દેશી ઢબના લુગડાં પહેરી એક મુસાફર મુંબાઈ બંદરે ઉતર્યો. નવ-આર્યાવર્તે પરસંસ્કારની રાખ ખંખેરી નાખી હતી. અંદરમાં અગ્નિ તપતો હતો: બધા સાંસ્કારિક બળોની આગ લાગી હતી. એ આગ ભેગી થઈ ગઈ—જ્વાળા થઈ. આ નવો કિનારો ને જ્વાળાની મૂર્તિ બની રહ્યો. ગુજરાત ગાંધીજીનું થયું.

ગાંધીજી એક માણસ નથી, પણ અનેક સંસ્થાઓનો સમૂહ છે; ભાવનાઓનો સમુચ્ચય

છે; સાંસ્કારિક બલનું કેંદ્રસ્થાન છે; સંસ્કૃતિકાર છે. એ વર્તમાનકાલના નથી; એમનામાં ભૂતકાલની મહત્તા, ને ભાવિની ભવ્યતા છે. એમને પગલે નવ-આર્યાવર્તે સ્વસંસ્કારનું સંરક્ષણ છોડી દીધું-પણ સંસ્કારના પાઠ સૃષ્ટિને પઢાવવા માંડ્યા.

એમણે સાહિત્યની બધી પ્રવૃત્તિ હાથમાં લીધી. સાહિત્યપરિષદે એમની પ્રેરણા ઝીલવામાં શુદ્ધ સાહિત્યની ભક્તિ વીસારે મુકી. 'ગુજરાતી' ને 'સરસ્વતીચંદ્ર', ભાગવત ને પ્રેમાનંદ, કથા ને કીર્તન એ બધાંનું સ્થાન 'નવજીવને' લીધું; અને એમની પ્રેરણાના બલથી આજે 'યુગધર્મ' ને 'પુરાતત્ત્વ' અને બીજાં અનેક નાનાં મોટાં પત્રો સાહિત્યને સમૃદ્ધ કરી રહ્યાં છે.

એમણે રાજકીય પ્રવૃત્તિ હાથમાં લીધી. અને માત્ર ગુજરાતમાંજ નહીં પણ આખા હીંદમાં એમની પ્રેરણા અને એમના શાસનથી સ્વાતંત્ર્યપ્રેમ, રાષ્ટ્રીય અસ્મિતા, ને વીરતા પ્રસર્યાં. આ રાજકીય ચળવળે લેોકોનું દૃષ્ટિબિંદુ ફેરવી નાંખ્યું; પરસત્તાએ પોતાની મહત્તાની માન્યતા જે ચારે તરફ પ્રસારી હતી તે નષ્ટ થઇ ગઇ.

એમણે સંસ્કૃતિનો પોતાનો જીવનમંત્ર ઉચ્ચારવાનો, પોતાનો વિકાસક્રમ નક્કી કરવાનો, અને ચારે તરફ પોતાનો વિજયધ્વજ ફરકાવવાનો હક્ક સિદ્ધ કર્યો. માતૃભાષામાં બોલવામાંજ મહત્તા છે, હાથે વણેલાં લુગડાંમાંજ શોભા છે, પોતાપણું રાખ્યા રહેવામાંજ ગારવ છે અને પોતાની સંસ્થાએ પોતાના સંસ્કારની મદદથીજ સુધરી શકે છે એ વીસરાએલા સિદ્ધાંતોને એમણે જીવનમાં સ્થાન આપ્યું.

એમણે ગુજરાતી સંસ્કૃતિનાં લક્ષણો આખા હીંદમાં ફેલાવ્યાં. અંગ્રેજો આવ્યા પછી મુસલમાન ને હીંદુ વચ્ચે આખા હીંદમાં પહેલી વખત એકતાનતા એમણે પ્રગટાવી. હીરવિજયસૂરિએ જે અસર એક વ્યક્તિ પર કરી હતી, તે તેની સંસ્કૃતિના પ્રતિનિધિએ સમગ્ર મુસલમાનો પર કરી.

એણે બ્રાહ્મણોને-જન્મે નહીં પણ સેવા ને ત્યાગ સિદ્ધ કરી રહેલા સંસ્કારસેવી અર્વાચીન બ્રાહ્મણોને કેલવણીનો ઇજારો પાછો આપ્યો. ગીરજાશંકર બધેકા ને છોટાલાલ પુરાણી જેવાના નાના ને છુટાછવાયા કેળવણીના પ્રયોગોને ઝોક મળ્યો; ને એવી બીજી પ્રવૃત્તિએ અમદાવાદ શારદાપીઠમાં એકાગ્ર થઇ. પરસંસ્કારનું મહા પ્રબલ શસ્ત્ર અંગ્રેજી કેળવણીનો પાદરીશાઇ આત્મા જે નિર્બલ થઇ રહ્યો હતો તેણે દેહ છોડ્યો.

એમનામાં સહજાનંદને અધમ ને અજ્ઞાનને ઉદ્ધારવાનો અને સમસંસ્કારિતા પ્રસારવાનો ઉત્સાહ હતો, અને તેમની પ્રેરણાથી ગુજરાતમાં અંત્યજોને ઉદ્ધારવાને માટે પગલાં લેવાઇ રહ્યાં છે.

એમણે એ ઉપરાંત સાંસ્કારિક અસહકારપરસંસ્કારને ગાળવા માટે જે સબલશસ્ત્રને બ્રાહ્મણોએ ગતયુગોમાં ઉપયોગ કર્યો હતો તે-નો નવે સ્વરૂપે ને નવી ધારથી ઉપયોગ કરવા માંડ્યો, અને એનો એમણે એવો સચોટ ઉપયોગ કર્યો કે ફરીથી પરસંસ્કારનો સંચાર થવો સંભવિત નથી.

પણ આ ઉપરાંત આર્યસંસ્કૃતિનાં કેટલાંક પરમ લક્ષણો એમણે મૂર્તિમાન્ કર્યાં. જે સંસ્કારો નિર્બલ ગણાતા હતા તેમનું અત્યંત પ્રબલ દર્શન એમણે કરાવ્યું. તપ ને અહિંસા, સત્ય, સંયમ, ને સ્વાસ્થ્ય માત્ર ભાવનાએ થઇ રહ્યાં હતાં તે જીવનમાં ઉતર્યાં. માત્ર ગુજરાતી સંસ્કૃતિ નહીં-પણ મૌલિક આર્યસંસ્કૃતિ

છેક-ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે. અનેક છોટાલાલ પુરાણીઓ, ગીરજાશંકરો અને ગજાનન પાઠકો નવસંસ્કૃતિનાં બલ ઝીલી તેને ઉછરતા ગુજરાતીઓમાં પ્રેરી રહ્યા છે. નાની બહેન ગર્ડર ને સુલોચના દેસાઇ સમી અનેક સન્નારીઓ ગુજરાતી બાલકીઓનો વિકાસ સાધી રહી છે. અનેક અંબાલાલ પુરાણીઓ શારીરિક વિકાસના ક્ષેત્રોમાં ઉગતી માનવતાને આકર્ષી રહ્યા છે. અને, કેટલાએ ઇંદુલાલ, મોહનલાલ પંડ્યાઓ, ચંદુલાલો, દયાળજી ને કુંવરજી નાનાં મોટાં પ્રમાણમાં સ્વતંત્રતાના, શક્તિના, ને ત્યાગના સંદેશા પહોંચાડી રહ્યા છે; અને અનેક અમૃતલાલ ઠક્કરો આખી પ્રજામાં સમસંસ્કારિતા લાવી રહ્યા છે.

અનેક નાના મોટા પુરુષોત્તમદાસ ઠાકોરદાસો ને અંબાલાલ સારાભાઇઓ ઘણી મુશ્કેલી છતાં ગુજરાતનો ડંકો વ્યાપારમાં ચાલુ રાખી રહ્યા છે. રા. આનંદશંકર, રા. ખુશાલશાહ, રા. એરચ તારાપોર, રા. નગીનદાસ મહેતા, રા. કુંવરજી નાયક, રા. કાંતિલાલ પંડ્યા ઉચ્ચી કેળવણીનાં વિકટ ક્ષેત્રો શોભાવે છે; ગુજરાતી મુખ્ય ન્યાયમૂર્તિ અને ગુજરાતી એડવોકેટ જનરલ અંગ્રેજી ધારાશાસ્ત્રનું ક્ષેત્ર દીપાવે છે; સર ચીમનલાલ-ફીરોજશાહ સંપ્રદાયના અવશેષ-મધ્યસ્થ રાજકીય પક્ષ, મુંબાઇ શારદાપીઠ અને ધારાશાસ્ત્રીના સંઘનું નેતૃત્વ હાથમાં રાખી રહ્યા છે; અને ગાંધીજી જેલમાં ગયે રાજકીય પ્રવૃત્તિની છુટી પડેલી દોરીઓને હાથમાં રાખવા મથતા, અને આખા દેશના અસહકારપક્ષનું ભવિષ્ય સાચવવા તત્પર બનેલા વલ્લભભાઇ ગુજરાતનું અગ્રસ્થાન સાચવી રહ્યા છે.

અને આ બધા કરતાંએ વધારે ગર્વદાયી પ્રવૃત્તિ સાહિત્યની. 'ક્રોનીકલ', 'પારસી', 'સાંજ', ને 'હિંદુસ્થાન'; 'નવજીવન' ને 'ગુજરાતી'; 'યુગધર્મ', 'વસંત', 'સમાલોચક', 'સાહિત્ય,' 'પુરાતત્વ', 'નવચેતન' અને—એક અક્ષમ્ય ગણાય તો પણ માફ કરાય એવી ધૃષ્ટતા કરું તો—'ગુજરાત' ચારે દિશામાં પ્રસરતાં સાંસ્કારિકબલોને ઘુંટી, તેનું નવનીત કાઢી, ચારે તરફ લહાણ કરે છે: અને નવ સાહિત્યનો આત્મા ચારે દિશામાં પ્રેરણા પાડવે છે. ભક્ત નરસિંહની નાનકડી પ્રતસા લલિતજી; 'ગુણવંતી ગુજરાત'ના વિદેશવિજયની જયઘોષણા સરખા ખબરદાર; ગુજરાતના 'આત્માનાં ઝરણાં જગતભરમાં વહવા'ની આશાથી પ્રેરાયલા, નવસાહિત્યના પ્રતિનિધિ ને પ્રેરક, જુના છતાં નવીનતા સાચવી રહેનાર કવિ નાનાલાલ આ 'પ્રેમીઓના પ્રેમવનન'ની ઊર્મિઓને વ્યક્ત કરી રહ્યા છે.

અને ગુજરાતની સાંસ્કારિક અસ્મિતા-આ બધી પ્રવૃત્તિ, સમગ્ર જીવન પર અધિષ્ઠાત્રીરૂપે બીરાજે છે. જાણેઅજાણે બધા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથી આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો: મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ-નિર્મલ ને નિરંકુશ-આ પુરાણા નવઆર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

# પરિશિષ્ટ

લેખમાંના આધારો નીચે પ્રમાણે:—

## ખંડ બીજો

(૧) Das Rigvedic India p 190 note

(૨) મત્સ્યપુરાણ ૧૧-૪૦, ૧૨-૨૨. હરિવંશ ૧-૧૦-૧ વિષ્ણુપુરાણ ૪-૧

(૩) Das Rigvedic India p 154 et seq, Historians History Vol II p 260 Vol I p 536

(૪) મત્સ્ય. ૧૨-૨૧. હરિવંશ

(૫) ઐતરેય બ્રાહ્મણ ૮-૨૧-૪. શતપથ ૪-૫-૧. જૈમિનીય બ્રાહ્મણ ૩-૧૨૦-૧૨૧. મહાભારત વનપર્વ ૧૨૯-૧૩૯. અનુશાસન ૯૪-૯૦ હરિવંશ ૧૦-૨૯ વિષ્ણુપુરાણ ૪ ૧-૨૧ મત્સ્યપુરાણ ૪૩-૨૯

(૬) XLII Sacred Books of the East Introduction ઋગ્વેદ ૧-૬૦-૧ ૩-૫-૧૦ મત્સ્યપુરાણ ૪૩-૨૯.

(૭ને ૮) બંને આધાર મેં એક લેખમાં એકઠા કર્યા છે Mahishmati of Kartavirya LI. Indian Antiquary p 217

(૯) મહાભારત વન ૮૮

## ખંડ ત્રીજો

(૧-૨) બનેન્દ્રનાથ Mukerji's History of Indian Shipping p 74 Book I Part I Chap III

(૩) Mukerji Shipping p 82, and 91, Kennedy on the Early Commerce between India and Babylon 1898 J R A S

(૪) પાણિનિ. ૫-૩-૧૩

(૫) Bombay Gazeteer History of Gujerat (B G H) p 37

(૬) Vincent Smith Ch V

(૭) [પહેલું] Rhys David Budhhistic Suttas

(૭) [શુદ્ધમાં છપાયેલું બીજી વાર] B G H p 36

(૮) ગીરનારના સુદર્શન તળાવનો રુદ્રદામનનો લેખ

(૯) B. G H p 53,

(૧૦) ગીરનારના સુદર્શન તળાવનો સ્કન્દગુપ્તનો લેખ,

(૧૧-૧૨) Bhandarkar' Foreign Elements in Hindu population I A Vol. XL, Jany, 1911 Bhandarkar Gurjars J B R A S. XXI p 413;

(૧૩) B. G. H, p. 57.

(૧૪) B. G. H, p. 83.

(૧૫) B. G. H. p. 465.

(૧૬) B. G. H. p. 465 ; XXI J. B. R. A. S. XXI p. 413.

(૧૭) B. G. H. p. 467 Hiuen Thsang's Travels.

(૧૮) આનંદશંકર ધ્રુવઃ 'ગુજરાતનું સંસ્કૃત સાહિત્યઃ' અલબરૂની B. G. H. p. 473.

(૧૯) B. G. H. App. III,

(૨૦) ટોલેમી; B. G. H. p. 539.

(૨૧) રૂદ્રદામનનો ગીરનારનો લેખ.

(૨૨) માર્કંડેયપુરાણ ૫૭-૫૨; મત્સ્યપુરાણ ૧૧૪, ૪૬-૫૧.

(૨૩) પુલકેશી બીજાનો લેખ ઇ. સ. ૬૩૪ (?) VIII I. A. 237.

## ખંડ સાતમો

(૧) 'હીંદુસ્થાન'ના ૧૯૭૮ ના દીવાળી અંકનો મારો લેખ.

# આર્યોની જન્મભૂમિ

લેખક:

રા. એરચ જાહાંગીર સોરાબજી તારાપોરવાળા,
બી. એ., પીએચ. ડી.
સભ્ય, સાહિત્યસંસદ.

આર્ય ભાષાઓમાં હીંદુસ્થાનની ઘણી ખરી ભાષાઓ તથા યુરોપની થોડાક અપવાદો છોડી બધી ભાષાઓ સમાઇ જાય છે. એ ભાષાઓમાં ઘણેક અંશે મળતાપણુ દેખાય છે, પરતુ જેમજેમ આપણે હાલની ભાષાઓ છોડી તેમની "માતાઓ"ની સરખામણી કરીએ, તેમતેમ એ મળતાપણું સ્પષ્ટરૂપે જણાય છે. એ મળતાપણાને કારણે ભાષાશાસ્ત્રમાં એ ભાષાઓનું એક "ગોત્ર" (family) ગણ્યું છે, જેને ઇંડો-યુરોપીઅન અથવા આર્ય નામ આપ્યુ છે. એ ગોત્રની મુખ્ય શાખાઓ દશ છે. તેમનાં નામ નીચે મુજબ.—

| શાખાનું નામ | | તેમાંની મુખ્ય ભાષાઓ |
|---|---|---|
| ૧. કેલ્ટીક (keltic) | | આઇરીશ, વેલ્શ, ગેલીક (ઉત્તર સ્કોટલેન્ડની). |
| ૨. જર્મેનીક (Germanic) | | ઇગ્લીશ, જર્મન, ડેનીશ, સ્વીડીશ, ડચ. |
| ૩. ઇટેલીક (Italic) | | લાટીન, ફ્રેંચ, ઇટાલીઅન, સ્પેનીશ, પોર્ટુગીઝ. |
| ૪. ગ્રીક (Greek) | | |
| ૫. ખત્તી (Hittite) | | |
| ૬. તોખારી (Tokharish) | | |
| ૭. લેટો-સ્લાવીક (Letto-Slavic) | ક. લેટીક | લીથુએનીઅન. |
| | ખ. સ્લાવીક | રશીઅન, બોહીમીઅન, પોલીશ. |
| ૮. આલ્બેનીઅન (Albanian) | | |
| ૯. આર્મીનીઅન (Armenian) | | |
| ૧૦. આર્યન (Aryan) અથવા ઇંડો-ઇરાનીઅન (Indo-Iranian) | ક. હીંદુસ્થાનની | સંસ્કૃત, પાલી, હીંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી, ઇત્યાદિ. |
| | ખ. ઇરાનની | અવસ્તા, પહેલવી, ફારસી, પુશ્તુ (કાબુલી). |

ભાષાશાસ્ત્રીઓનો મત એવો છે કે એક "ગોત્ર"ની ભાષા બોલનારી સઘળી પ્રજાઓ એકજ સ્થાને પુરાતન સમયમાં રહેતી હશે. એ બધી પ્રજાઓ એકજ ભાષા (અથવા એકજ ભાષાની જુદીજુદી વિભાષાઓ -dialects) બોલતી હશે. એ મુળ પ્રજા કોઇક સમયે જુદાજુદા ભાગોમાં વહેંચાઇ ગઇ, અને એ વિભાગોમાંથી એ ગોત્રની હાલની પ્રજાઓની ઉત્પત્તિ થઇ પણ એ મુળ પ્રજાનું પ્રથમ સ્થાન કયું તે વીશે અનેક મતભેદ છે.

મેક્સમ્યુલરે એ મુળ સ્થાન વીશે પ્રથમ ચર્ચા કરી. એમના મત મુજબ એ જન્મભૂમિ મધ્યએશીઆના પામીર પ્રદેશમાં હતી. એ મત ઘણાંક વર્ષો સુધી સઘળા વિદ્વાનોએ સ્વીકાર્યો; પણ ત્યાર પછી મી. લેથમ નામના કેમ્બ્રીજના એક પ્રોફેસરે મત દર્શાવ્યો કે એ જન્મભૂમિ એશીઆમાં નહીં પણ યુરોપમાં હોવી જોઇએ. અને એમના મત મુજબ એ સ્થાન સ્કેન્ડીનેવીઆ (સ્વીડન-નોર્વે) માં હતું. ત્યાર પછી કેટલાક જર્મન વિદ્વાનો એ* એ જન્મભૂમિ જર્મનીમાં હતી એમ મત આપ્યો. જર્મનીના એક જાણીતા ભાષાશાસ્ત્રવિત—બ્રેસલાઉ યુનીવર્સીટીના પ્રોફેસર શ્રાડર—ના મત મુજબ એ જન્મભૂમિ રશીઆમાં આવેલી હતી. કેમ્બ્રીજના પ્રોફેસર જાઇલ્સ કહે છે કે એ જન્મભૂમિ માટે હંગરીમાં શોધ કરવી જોઇએ. વળી કેટલાક—ખાસ કરી કાસ્મીરના શ્રીયુત જગદીશચંદ્ર ચેતરજી—એમ માને છે કે એ જન્મભૂમિ મેસોપોટેમીઆમાં હતી. પુનાના ડૉ. સરદેશાઇએ એક લેખ લખ્યો છે તેમાં એ ભૂમિ સાઇબીરીઆની દક્ષિણે આવેલા બાલ્ખાશ સરોવરને કાંઠે હતી એમ જણાવ્યું છે અને છેવટે આપણા સ્વ. લોકમાન્ય બાળગગાધર તિલકે એ જન્મભૂમિ છેક ઉત્તરધ્રુવ આગળ મૂકી.

એવા વિવિધ પ્રકારના મત હોય ત્યારે આપણા જેવા સાધારણ વિદ્યાર્થીઓએ કયો મત સ્વીકારવો એ જાણવું કઠણ થઇ પડે. દુર્ભાગ્યે હાલના સમયમાં એ તકરારમાં યુરોપ અને એશીઆનો વિરોધ મનમાં રહી પક્ષાપક્ષી થાય છે; અને તેથી તકરાર વધુ ગરમ થઇ પડવાનો સંભવ ઉપસ્થિત થાય છે. એ કારણથી નિષ્પક્ષપાત રીતે તટસ્થ બુદ્ધિથી એ સંબંધી વિચાર કરવો ઘટે છે.

હું જ્યારે જર્મનીમાં ભણતો હતો ત્યારે ઉપર જણાવેલા પ્રોફેસર શ્રાડર સાથે મારો મેળાપ થયો હતો. તેમનું આર્યોની જન્મભૂમિ વીશેનું પુસ્તક મેં વાંચ્યું હતું. પણ એ વાંચતાં મારા મનમાં થયું કે એમણે પહેલેથીજ મનમાં એક અમુક મત બાંધી લઇને *a priori* તે મતને કોઇ પણ પ્રકારે ટેકો આપવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે. તેથી એમને મેં પહેલેજ સીધો સવાલ કર્યો કે: "આપે જે પુસ્તક રચ્યું છે તેમાં પ્રથમથીજ મત બાંધીને પછી તેને ટેકો આપવાનો પ્રયત્ન કરેલો જણાય છે, એ વાત ખરી છે?" એ પ્રોફેસર મહાશય રશીઅન ભાષામાં પ્રવીણ છે માટેજ એમને રશીઆમાં આર્ય જન્મભૂમિ દેખાઇ, અને એમને કબુલ કરવું પડયું કે મારી શંકા ઘણે ભાગે વાસ્તવિક હતી. ટુંકમાં જે ભાષાઓ દ્વારા આપણે એ સવાલ તપાસીએ તે ભાષાઓના પુરાતન કેંદ્રસ્થાનમાં આપણી જન્મભૂમિ મુકી શકાય. અને ઉપર ટાંકેલા વિવિધ પ્રકારના મતો

* એઓમાં મુખ્ય પ્રોફેસર હીર્ટ છે.

ભાષાઓમાં કયેકય આગાઓ દ્વારા તપાસ થઈ હતી તે જો આપણે જાણીએ તો જરૂરજ આપણા આ નિયમને ટેકો મળશે. માટે એ સવાલ માત્ર અમુક ભાષાઓજ લઈને તપાસવો જોઇએ નહીં; પરંતુ આપણા આર્ય ગોત્રની દરેક શાખા અને તેમના પરસ્પર સબંધો અને વિશેષ મળતાપણાને પણ યોગ્ય વજન આપવું જોઇએ.

એક બીજી વાત ધ્યાન આપવા યોગ્ય છે. આપણી આ તપાસ એટલા તો પુરાતન કાળમાં આપણને ઘસડી જાય છે કે તે સમયની ઐતિહાસિક નોંધો તો નજ મળી શકે આપણો આધાર માત્ર શબ્દો અને નામો પરજ રહે છે, અને ભાષાઓના પરસ્પર સબધ માટે વ્યાકરણની રચના પર થોડેક અંશે ધ્યાન દેવું પડે છે. છતાં મુખ્યત્વે તો શબ્દો અને નામોજ જોવા પડે છે માટે આપણે સાવચેત રહેવું જોઇએ. અમુક નામો આપણને અત્યારે અમુક દેશમાં મળે તેથી એમ અનુમાન ન કાઢી શકાય કે તેજ દેશ આ નામની જન્મભૂમિ છે મનુષ્યજાતિ પૃથ્વી પર સદા ભમતી રહી છે અને મનુષ્યનો સ્વભાવજ છે કે જ્યાં જાય ત્યાં પોતાનાં પ્રિય નામો પણ સાથે લેતાજ જાય. જેમકે અત્યારે ઇંગ્લીશ પ્રજા આખી પૃથ્વી પર ફેલાઇ ગઇ છે. તેઓ જ્યાં જાય ત્યાં "કેમ્બ્રીજ," "વીંડસર," "ટેમ્સ" ઇત્યાદિ નામો લેતા જાય છે કોઇ પણ નકશો ઉઘાડી જુઓ તો અમેરીકામાં, ઓસ્ટ્રેલીઆમાં, દક્ષિણ આફ્રીકામાં, ન્યુઝીલેંડમાં અને બીજા ઘણાક પ્રદેશોમાં એ નામો એક નહીં પણ અનેક વાર જડશે. હવે ધારો કે દશ યા બાર હજાર વર્ષ પછી કોઇક વિદ્વાનને એ નામો ન્યુઝીલેંડમાં જડે તો તે કહી શકે કે "ઇંગ્લીશ નામે એક પ્રભાવશાળી પ્રજા ઘણા પુરાતનકાળમાં થઇ હતી અને તે પ્રજાની જન્મભૂમિ ન્યુઝીલેંડ હતી"? એજ પ્રમાણે આપણે કેમ કહી શકીએ કે ઇરાન યા ઇરાનવેજ તેજ અસલનું અઇર્યન-વએજ (આર્યોનું બીજસ્થાન) અથવા સપ્તસિન્ધુ (અવસ્તા, હપ્તહિન્દુ) તેજ આપણું પંજાબ? . .

એક બીજી વાત પણ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ દશ યા બાર હજાર વર્ષ પૂર્વે આપણી પૃથ્વી પર જળસ્થળની રચના જુદાજ પ્રકારની હતી અમુક દેશમાં હાલમાં જે પ્રકારની ઋતુઓ હોય છે તે કરતાં કૈં જુદાજ પ્રકારની ઋતુ તે વખતે હતી. જેમકે મધ્યએશીઆમાં અત્યારે મોટે ભાગે વેરાન રેતીનાં રણો છે, પણ માત્ર બે હજાર વર્ષ પર ત્યાંજ મોટાં શહેરો હતાં, અને અનેક વિદ્યાપીઠો હતી એમ પ્રત્યક્ષ પુરાવા મળ્યા છે એ ભૂગોળ-રચનાની બાબત મોટે ભાગે આપણી તપાસમાં ભુલી જવાય છે અને જે સમયની આપણે ચર્ચા કરીએ છીએ (૧૦,૦૦૦ થી ૧૨,૦૦૦ વર્ષ પહેલાં) તે સમયમાં મધ્યએશીઆમાં કાસ્પીઅન સમુદ્ર હાલના કરતાં ત્રણથી ચાર ગણો વિસ્તાર રોકતો હતો. અને ભૂમધ્ય સમુદ્રને સ્થાને બે મોટાં સરોવરો હતાં વળી ઉત્તરધ્રુવ-ની આબોહવા એટલી નરમ હતી કે ઉનાળા-માં ત્યાં બરફનું નામે રહેતું નહીં તેથી તે સ્થળ માણસોના વાસ માટે અનુકુળ પડતું હતું; જો કે અત્યારે ત્યાં બારેમાસ હજારો ફુટ ઉંડું બરફનું પડ રહે છે.

સ્વ લોકમાન્ય તિલકે પોતાના The Arctic Home in the Vedas (વેદમાં ઉત્તરધ્રુવની નિવાસભૂમિ) નામના પુસ્તકમાં હીંદુ અને પારસી ધર્મશાસ્ત્રોને આધારે સ્પષ્ટ પુરવાર કર્યું છે કે આર્યોનાં પુરાતન કથાઓ અને પુરાતન ધાર્મિક રીવાજો પણ

એજ પ્રદેશને જન્મભૂમિ ગણે છે. લોકમાન્ય એમના રાજદ્વારી વિચારોને કારણે યુરોપીઅનોમાં મોટે ભાગે વગોવાતા હતા, તેથી એમની વિદ્વત્તા પણ ઘણા પાશ્ચાત્ય વિદ્વાનો સ્વીકારતા નથી.* અને ઉપર જણાવ્યા મુજબ જ્યારે પુરાતન ભૂગોલરચના વીસારે મુકાય ત્યારે ઉત્તરધ્રુવની કલ્પનાએ મનમાં ન આવે એ વ્યાજબીજ છે. વધુ વીગતો માટે હું આ લેખના વાંચનારને લોકમાન્યનું પુસ્તક વાંચવાની ભલામણ કરીશ, કારણ એમાં માત્ર અવસ્તા અને વેદનોજ નહીં પણ ભૂસ્તરશાસ્ત્ર અને ખગોલવિદ્યાનો પણ આધાર લીધો છે. અત્યારે એ ઉત્તરની જન્મભૂમિ વીશે મારાં પોતાનાં ધર્મશાસ્ત્રો શું કહે છે તે જરા વિસ્તારીને કહેવા ધારું છું.

વંદીદાદ નામના અવસ્તા ભાષામાં રચાએલા પુસ્તકમાં ચાર પાંચ સ્થાને જે ઇસારા આપ્યા છે તે માત્ર ઉત્તરધ્રુવનેજ લાગુ પાડી શકાય એવા છે. વળી એટલા ખુલ્લા શબ્દોમાં કોઇ પણ આર્યભાષામાં આર્ય–જન્મભૂમિ માટે લખાણ નથી, તેથી એ અવસ્તાના ફકરાઓ વધુ ઉપયોગી થઇ પડે છે. વંદીદાદની પહેલીજ ફરગર્દ (પ્રકરણ)માં જરથુસ્ત્ર અહુરમજદને જુદાજુદા દેશો વીશે ખુલાસો પુછે છે તેના જવાબમાં અહુરમજદ કહે છે:†

"હું, જે અહુરમજદ (તેણે), સારા મુલકો અને દેશો (જે મેં પેદા કર્યા તે)માં પ્રથમ અઇર્યન–વએજ (આર્યોનું બીજ–સ્થાન અથવા જન્મ–સ્થાન) દેશ વહેદાતીને કાંઠે પેદા કર્યો. એની સામે અંગ્રેમઇન્યુ,‡ જે કેવળ મૃત્યુ (સ્વરૂપ) છે, (તેણે) મોટો સર્પ અને ટાઢ પેદા કર્યાં." (નં. ૧,૩).

આ ફકરામાં જણાવ્યું છે કે અહુરમજદના વિરોધી અંગ્રેમઇન્યુએ આર્યોની જન્મભૂમિના નાશને માટે ટાઢ પેદા કરી. વળી એ ફકરામાં મોટા સર્પને માટે ઇસારો છે. એ સર્પ (અઝિ–સંસ્કૃત अहि) તે વેદમાંનો વૃત્રાસુર છે જે નદીઓને જકડી રાખે છે (ડરી નાખે છે), જેને મારીને ઇંદ્ર સપ્તસિંધુઓને છોડવે છે.¶

* યુરોપના એક જાણીતા સંસ્કૃતના પ્રોફેસરે મને એક વખત ખુલ્લા શબ્દોમાં કહ્યું હતું કે તેઓ (લોકમાન્ય) રાજદ્રોહી હોવાથી એમનો મત એ સ્વીકારી શકે નહીં. જાણે વિદ્વાન્ હોવા માટે બ્રીટીશ પ્રત્યે ભક્તિ હોવીજ જોઈએ! એવુંજ ખેદજનક વર્તન કેટલાંક વર્ષો થયાં જર્મન વિદ્વાનો તરફ પણ દેખાડવામાં આવે છે.

† આ સ્થળે જણાવવું અગત્યનું છે કે વંદીદાદનું પુસ્તક ઘણા પાછલા કાળમાં લખાયું હતું. પરંતુ તેમાં અનેક પુરાતન કથાઓ તેમજ પુરાતન રાહ–રસમો સમાએલી છે. એ બધી પુરાતન બાબતો (*traditions, myths* ઈત્યાદિ) ની શરૂઆતમાં "અહુરમજદે કહ્યું." એમ શબ્દો આવે છે. વળી સેંકડો વર્ષો વીતી ગયાથી ઘણીક કથાઓમાં મોટું પરિવર્તન જોવામાં આવે છે.

‡ અંગ્રેમઇન્યુને જરથોસ્તી ધર્મમાં અહુરમજદના મોટા વિરોધી તરીકે ઓળખાવેલો છે.

¶ જુઓ ઋગ્વેદ, ૧, ૩૨. ૧–૨;

अहन्नहिमन्वपस्ततर्द प्र वक्षणा अभिनत्पर्वतानाम् ॥ १ ॥
अहन्नहिं पर्वते शिश्रियाणं त्वष्टास्मै वज्रं स्वर्यं ततक्ष ।
वाश्रा इव धेनवः स्यन्दमाना अञ्जः समुद्रमव जग्मुरापः ॥ २ ॥

વળી એજ સૂક્તના ૧૨ મા શ્લોકમાં કહ્યું છે: अवासृजः सर्तवे सप्त सिन्धून् ॥

વંદીદાદની પછી ફરગર્દમાં નીચલા બે ફકરાઓ મનન કરવા યોગ્ય છે.

"હે શરીર-ધરાવનાર,* પ્રાણીઓના પેદા કરનાર પવિત્ર અહુરમજ્દ, અગર ઉનાળો પુરો થયો હોય ને શીઆળો આવ્યો હોય અને કોઇ માજ્દયસ્ની (જરથોસ્તી) ગુજરી જાય તો શું કરવું જોઇએ?"

"........† ત્યારે અહુરમજ્દે જવાબ આપ્યો કે (અમુક ઘરમા બોય પર માણસના શરીરના કદનો ખાડો ખણી‡ તેમા) તે માણસનો મૃત દેહ...રાખવો, (અને) જ્યા સુધી પક્ષીઓ ઉડવા માંડે, ઝાડપાન ઉગવા માંડે, ગૂઢ રહેલુ (ઠરી ગએલુ?) જળ વહેવા માંડે ને પવનથી ધરતી સુકાઇ રહે ત્યાસુધી (તે શબ રાખી મુકવુ)"

એ બે ફકરાઓનો અર્થ પુરો સમજવા એ જાણવું આવશ્યક છે કે જ્યા સગી શીઆળો રહે ત્યાં લગી ધ્રુવપ્રદેશમા સૂર્યના દર્શન થતા નથી. અને જરથોસ્તીઓની સૂર્યદાહની રૂઢિ એ પ્રસગે ખપ આવે નહીં. માટેજ એ ઠરાવ્યુ છે કે વસત ઋતુ પાછી આવે ('પક્ષીઓ ઉડવા માંડે' ઇત્યાદિ) ત્યાર પછીજ મૃતદેહની ઘટતી વ્યવસ્થા થઇ શકે. હાલના ઇરાનમાં કેટલીક વખત શીઆળો બહુ સખત હોય છે, અને તે સમયે કદાચ એકાદ બે દિવસ થોભી જવું પડે એ સભવિત લાગે છે, પણ આ સ્થાને જે વસતની શરુઆતનુ વર્ણન છે—ખાસ કરી ઝાડપાન ઉગવા માંડે તે-એ સઘળું શીઆળાની અધવચમાં બનવું અશક્ય છે.

પણ અઇર્યન-વએજનો નાશ બરફથી થયો તથા એ અઇર્યન-વએજ ઉત્તરધ્રુવ પરજ હતુ એ વીશે સ્પષ્ટ ખુલાસો વંદીદાદની ૨ જી ફરગર્દમાં મળે છે. એ શબ્દો એટલા તો સ્પષ્ટ છે અને એનો અર્થ એટલો તો નિર્વિવાદ છે કે આટલાં વર્ષો સુધી એના પરથી નીકળી શકતું માત્ર એકજ અનુમાન વિદ્વાનો કેમ સ્વીકારી શક્યા નથી એજ આશ્ચર્યની વાત છે. બસ બધાના મનમાં એમજ વસી ગયુ કે ઉત્તરધ્રુવનો પ્રદેશ હોઇ શકેજ નહીં એટલે તે વીશે વિદ્વાનો વિચાર કરવા તસ્દીજ લેતા નથી. એ ૨ જી ફરગર્દમાં વીવઙ્હનના પુત્ર યિમ (विवस्वान्‌ના પુત્ર યમ) ની કથા વર્ણવેલી છે. અહીંઆ પણ અહુરમજ્દ સ્વયં જરથુસ્ત્રને એ કથા કહી સંભળાવે છે એ યિમ મહાપ્રતાપી રાજર્ષિ હતા, એ પોતાના સૌંદર્ય, પવીત્રાઇ તથા વૈભવ માટે વખણાયા હતા એમના હાથમાં અહુરમજ્દે સમસ્ત આર્ય પ્રજા સોંપી હતી. એમનુ રાજ્ય ૧૦૦ વર્ષ સુધી કાયમ રહ્યું અને એ દરમીઆન યિમે ત્રણ વાર પોતાની પ્રજાને દક્ષિણ દિશામાં આગળ વધારી. અહીંઆં એટલું કહેવું બસ થશે કે ઉત્તરધ્રુવ આગળ આપણે હોઇએ તો સઘળી દિશાઓ માત્ર દક્ષિણજ હોઇ શકે. અત્યંત વૈભવ અને સંપૂર્ણ સુખ અને આબાદીનાં ૯૦૦ વર્ષ પુરા થઇ ગયા પછી એક દિવસ અહુરમજ્દે યિમને વહેદાનીને કાંઠે તેડયા અને તેમને કહ્યું કે "હે યિમ, વીવઙ્હનના સુશીલ પુત્ર, આ પાપી શરીર ધરાવનાર પ્રાણીઓ પર (તેમનો નાશ કરવા) શીઆળો આવી પડશે; અને તે સાથે ભયંકર

* મુળ શબ્દ અસ્ત્વન્ત્ (अस्थिमत्)નો અર્થ "હાડકાં-ધરાવનાર", "હાડમદ" થાય છે

† વચનમાંના કેટલાક ફકરા છોડી દીધા છે.

‡ આ બાબત છોડી દીધેલા ફકરાઓમાં સમજાવેલી છે.

મૃત્યુ આપનાર ટાઢ નીકળશે. આ પાપી શરીર ધરાવનાર પ્રાણીઓ પર શીઆળા આવી પડશે, અને તે સાથે પહેલાં ઘણો ઉંડો બરફ જામશે,* જે ઉંચા પર્વતોના શિખરોથી ઠેઠ સમુદ્રની તળેટી સુધી પહોંચશે. †

"અને આ ત્રણ પ્રકારનાં અન્નેનાં પ્રાણીઓ—જેઓ નિર્જન વગડામાં રહે છે, અને જેઓ પહાડોની ટોચો પર વસે છે, અને જેઓ નદીઓના પ્રદેશોમાં (મનુષ્યના પાળેલાં) ગૌશાળાઓમાં જળવાએલાં રહે છે.—એ સઘળાં, હે યિમ, ન. ામશે.

"આ ટાઢ જે આવી રહી છે ને પહેલાં (અત્યારે) આ દેશમાં અનાજ ઉગે છે, અને ખેતીના કામ માટે શીઆળાનું બરફ પીગળ્યા પછી પુરતું પાણી મળી શકે છે.

"પરંતુ (એ ટાઢ આવ્યા પછી), હે યિમ, આ દેશ—આજ સ્થાન—જ્યાં અત્યારે (હમેંશાં) ગાય ઢોરનાં પગલાં દેખાય છે, તેજ દેશ—શરીર ધરાવનાર પ્રાણીઓના વસવાટ માટે યોગ્ય દેખાશે નહીં."

આ ફકરાઓ કરતાં વધુ સ્પષ્ટ સાબીતી કઇ આપી શકાય? આ બધી હકીકત ઉત્તર-ધ્રુવના પ્રદેશમાં આસરે બાર હજાર વર્ષ પર બની હતી. એ બરફનો હુમલો આવ્યા અગાઉ ગ્રીનલેંડમાં તાડનાં ઝાડ તથા ઉષ્ણ દેશોનાં ફળફુલો મળતાં હતાં એમ જન્તુવિદ્યાએ સિદ્ધ કર્યું છે.

પણ હજીએ એક ફકરો બાકી છે જે માત્ર ઉત્તરધ્રુવનેજ લાગુ પડે. એ ફકરાના શબ્દોમાં અથવા વ્યાકરણરચનામાં જરાએ મતફેર નથી. છતાંએ ઇશ્વર જાણે શા માટે કોઇ પણ વિદ્વાને (એક તિલકને બાદ કરતાં) એ ફકરાનો ખુલ્લો સાર ખેંચ્યો નથી. એને તાસુબી (prejudice) નહીં તો શું કહીએ?

એ ફકરો હવે તપાસીશું.

ઉપલી ભવિષ્યવાણી ઉચ્ચાર્યા પછી અહુરમજદ, યિમને એક વર (વાડો, enclosure) જમીનની નીચે ખોદીને બનાવવા કહે છે અને તેમાં બચાવવાને યોગ્ય એવી સારી વનસ્પતિનાં તેમજ સ્વાદિષ્ટ ફળો આપનાર ઝાડોનાં અને સુગંધી ફુલો આપનાર છોડવાઓનાં બીજ લઇ જવા ફરમાવે છે. તે ઉપરાંત પ્રાણીવર્ગમાંથી સારાં ઉપયોગી પ્રાણીઓમાંની દરેકની એકેક જોડી લઇ જવા કહે છે, અને મનુષ્યોમાંથી શરીરે તેમજ સદાચારમાં ઉત્તમ એવાં નરનારીનાં કેટલાંક જોડાં પણ લઇ જવા કહે છે. તે મુજબ યિમે કર્યું અને એ વરમાં બધાંનો બચાવ લાંબા કાળ સુધી થયો. એ વર જમીનની નીચે ખોદીને બનાવેલો એટલે સ્વાભાવિકજ પ્રશ્ન ઉઠે કે એમાં અજવાળું આપવા શી ગોઠવણ કરી હતી? આ સવાલ કથાને અંતે જરથુસ્ત્ર પુછે છે અને અહુરમજદ તેને આ ઉત્તર આપે છે:

"(ત્યાંની) એ રોશનીઓ કુદરતી તેમજ હસ્તકૃત (એમ) બંને હતી. (વર્ષમાં) માત્ર એકજ વાર ત્યાં તારા, ચંદ્રમા તથા સૂર્ય ઉગતા અને આથમતા દેખાય છે અને ત્યાંના લોકોને મન આપણું એક વર્ષ તે એક દિવસ છે."

* અસલમાં "પરશે" અથવા "વરસશે" છે.

† ગ્રીનલેન્ડમાં બરફનું પડ ૧૦,૦૦૦ ફુટનું મપાયું છે.

આથી વધુ ખુલ્લા શબ્દોમાં ધ્રુવપ્રદેશ માટે શી સાબીતી હોય! હીંદુઓમાં પણ કહ્યું છે કે મેરુ પર્વત* (ઉત્તરધ્રુવ) ઉપર દેવતાઓનો નિવાસ છે અને ત્યાં દેવતાઓનો એક દિવસ તે મનુષ્યોના એક વર્ષની બરોબર થાય છે.

વળી આર્યભાષાઓની બીજી શાખાઓમાં પણ ઉત્તરની જન્મભૂમિ માટે ઇસારા આવે છે. એ બધું જતાં આપણે આગળ જોઈ આવ્યા તેમ વિદ્વાનો જુદે જુદે સ્થાને એ જન્મભૂમિ મૂકે છે તેનું કારણ શું? માત્ર ભાષાઓથીજ એ વિદ્વાનો અમુક નિશ્ચયપર આવ્યા એમ નથી. પ્રત્યેક સ્થળે ત્યાંના આબ-હવા, પશુપક્ષીઓ ઇત્યાદિ અનેક બીજી બાબતો ધ્યાનમાં રાખવી પડે છે. એ બધી વિગતોના ઉંડાણમાં જવાની અગત્ય નથી, પણ ભાષાઓના પરસ્પરના સંબંધો તપાસતાં એમ જણાય છે કે એ બધાં જુદાંજુદાં સ્થળો ઉપકેન્દ્રો subordinate centres હતાં, જ્યાં આર્યપ્રજાની એક યા વધુ શાખાઓએ લાંબા કાળ સુધી વાસ કર્યો હશે. ઉત્તરધ્રુવ પ્રદેશમાંથી બરફના ધસારા સામે આર્યોને પાછળ હઠવું પડયું અને જેજે માર્ગે એ પ્રજાઓ યુરોપ અને એશીઆમાં ફેલાઈ ગઈ તેનો માર્ગ આ જુદા જુદા ઉપકેન્દ્રસ્થાનો સૂચવે છે. તેથી હવે આપણે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ એ માર્ગ તપાસવાનો પ્રયાસ કરીએ. પણ એટલું ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે એ વર્ણનમાં ઐતિહાસિક તારીખ આપી શકાય નહીં. વળી એ પણ ન કહી શકાય કે અમુક શાખા અમુક શાખાની આગળ છુટી પડી હતી. હાલના આપણા ભાષાશાસ્ત્રને આધારે માત્ર એક રેખાદર્શનજ કરી શકાય.

આર્યભાષાઓમાં બે મુખ્ય વિભાગો પડેલા છે, એ વિભાગો સૌથી પ્રાચીન જણાય છે, અને એમ લાગે છે કે મૂળ પ્રજાના જે પહેલા વિભાગ થયા તે એજ બે હતા. એ બે વિભાગો કેન્તુમ્ (centum)† અને શતમ્ એ નામે ઓળખાય છે. આ લેખની શરૂઆતમાં આર્યભાષાઓની મુખ્ય શાખાઓનો જે કોઠો આપેલો છે તેમાં ૧ થી ૬ કેન્તુમ્-ભાષાઓ છે અને બાકીની ૭ થી ૧૦, શતમ્ ભાષાઓ છે, અને એ બે વિભાગો જુદા દર્શાવવા નંબર ૬ પછી લીટી દોરેલી છે. મૂળ આર્યભાષામાં એક કંઠસ્થાનું વ્યંજન હતો જેને આપણે ગુજરાતીમાં ક્ કરી લખી શકીએ કેન્તુમ્-ભાષાઓમાં એ પુરેપુરો કંઠસ્થ ક થયો અને શતમ્-ભાષાઓમાં પુરો તાલવ્ય શ (અને પાછળથી દન્ત્ય સ) થયો. એનું મુખ્ય ઉદાહરણ સંસ્કૃત શબ્દ શતમ્ (લૅટીન કેન્તુમ્, centum) છે જે પરથી એ બે વિભાગોનાં નામ પડયાં છે

મૂળ આર્ય ક્મ્તોમ્—સંસ્કૃત શતમ્;
અવેસ્તા શતેમ્, સ્લાવન સ્તો (sto),
લૅટીન કેન્તુમ્ (centum), ગ્રીક

* અહિં એક જાણવાજોગ હકીકત કહેવી જોઈએ. અવસ્તાનો સંસ્કૃત ભાષામાં અનુવાદ ઇ. સ. ૧૨૦૦ માં દસ્તુર નેર્યોસંઘ ધવલે કર્યો હતો. અઇર્યન-વએજના ઠીક મધ્યમાં જે પર્વત આવેલો છે તેને અવસ્તામાં હરૈ-બરૈઝ કહ્યો છે એ નામ જે જે સ્થળે આવે છે ત્યાં દસ્તુર નેર્યોસંઘ મેરુ શબ્દથી અનુવાદ કરે છે એ દેખાડે છે કે એ દસ્તુર મેરુ અને હરૈ-બરૈઝ બન્નેનું રહસ્ય ઠીક સમજતા હતા.

† કૃપા કરી આ શબ્દનો ઇંગ્લીશ ધોરણે [illegible] ઉચ્ચાર કરશો નહીં. કેન્તુમ એજ ખરો રોમન ઉચ્ચાર છે.

હુ-કાતોન;* પ્રાચીન જર્મેનીક (ગોથીક) ખુન્ત (hund)† (જેપરથી ઈંગ્લીશ hundred નીકળ્યો છે.)

એ કયૂનો ક્ તથા શ્ એટલો તો નિયમિત રીતે થાય છે કે તેને એકે અપવાદ નથી. એથી એમ અનુમાન કરી શકાય કે મુળ આર્યભાષાના બે વિભાગો આ પરિવર્તનને કારણેજ થયા હશે. એમાં વળી એક બીજી વિશેષતા જોવામાં આવે છે તે એ કે કેન્તુમ્-ભાષાઓ મોટે ભાગે યુરોપની છે અને શતમ્-ભાષાઓ એશીઆની છે. તેથી એમ અનુમાન કરી શકાય કે આ બે મુખ્ય વિભાગ થયા પછી યુરોપમાં એક તથા એશીઆમાં એક એમ બે ઉપકેંદ્રો થયાં હશે. (આ લેખ સાથે આપેલો નકશો જુઓ)

યુરોપનું આર્યકેંદ્ર ઘણું કરી બાલ્ટીક સમુદ્રને કાંઠે હાલના પોલંડમાં થયું હશે. ત્યાંથી એક શાખા છુટી પડી તે જર્મેનીક શાખા હતી. એ શાખાનું મધ્યજર્મનીમાં એક ઉપકેંદ્ર બન્યું હતું અને ત્યાંથી એ પ્રજા ચારે દિશાએ ફેલાઇ ગઇ. ‡ એક ઉપશાખા ઉત્તરે સ્કેન્ડીનેવીઆ (સ્વીડન-નોર્વે) ગઇ§ ત્યાંથી શૂરા નૌકાશાસ્ત્રીઓ આટલાંટીક મહાસાગરનાં તોફાનો ઝીલતા ઠેઠ પેલે પાર આઇસલેંડના જ્વાલામુખીઓથી ભરપુર ટાપુ પર જઇ વસ્યા. આજે પણ એ આઇસલેંડ ટાપુની ભાષા મુળ જર્મેનીકને ઘણી મળતી આવે છે. એટલેથીજ ન ધરાતાં વધુ આગળ એઓ ગ્રીનલેંડ તરફ ગયા અને કોલમ્બસની ૮૦૦ વર્ષ આગમચ ઉત્તર અમેરીકામાં સંસ્થાનો વસાવ્યાં.¶ એજ શાખામાંથી એક ઉપશાખાએ પશ્ચિમ તરફ જઇ ઇંગ્લંડમાં વાસ કર્યો ને એ પ્રજા આજે આપણી પૃથ્વીનો સૌથી મોટો હીસ્સો ધરાવે છે અને એઓની ભાષા ભવિષ્યમાં આખી દુનીઆની બીજી ભાષા થાય તેવી આશા આપે છે.

જર્મેનીક શાખાથી છુટા પડયા પછી કેંદ્ર વધુ દક્ષિણે ઉતર્યું અને હંગેરીના વિશાલ ફલદ્રૂપ મુલકમાં આવ્યું. §§ આ જગ્યામાં ગ્રીક શાખા છુટી થઇ અને દક્ષિણે ગ્રીસમાં અને ભૂમધ્યસમુદ્રના અનેક નાના બેટોમાં તેમજ એશીઆના પશ્ચિમ કીનારા પર એક મહાન્ પ્રજા તરીકે એઓએ અમર નામ પ્રાપ્ત કર્યું. એ લોકોએ પોતાનાં સંસ્થાનો બધે વસાવ્યાં અને મીસર, ઇરાન અને છેવટે ભારતવર્ષ સુધી પણ એ પ્રજા પહોંચી ગઇ. એમનું સાહિત્ય સંસ્કૃત શીવાય આર્યભાષાઓમાં સર્વશ્રેષ્ઠ છે અને આજની યુરોપની ઉન્નતિ અને ત્યાંની બધી ઉચ્ચ ભાવનાઓનું મુળ ગ્રીસમાં છે.

ત્યાર પછી બાકીની કેન્તુમ્-આર્ય પ્રજાઓના પાછા બે વિભાગ પડયા અને એક ભાગ-કેલ્ટીક શાખા પશ્ચિમ તરફ છેક સમુદ્ર સુધી

* હુ માત્ર ઉપસર્ગ છે.

† ગોથીકમાં h અક્ષરનો ઉચ્ચાર ખ (ફારસી خ) જેવો થાય છે.

‡ પ્રોફેસર હીર્ટના મત મુજબ આ સ્થાન જન્મભૂમિ છે.

§ મી. પેન્કાની બતાવેલી જન્મભૂમિ.

¶ એ વીરો જુઓ અમેરીકન કવિવર લોંગફેલોની "સશસ્ત્ર હાડપિંજર" (the Skeleton in Armour) નામની કવિતા.

§§ પ્રોફેસર ગાઇલ્સના મત મુજબ આર્ય-જન્મભૂમિ. (જુઓ Cambridge Indian Historyમાં એમનો એ વીરોનો લેખ).

...ગાળેગી હાલના
...ા. એ ઈસ્વીસનની પુર્વા
...ુદ સુધી પહોંચ્યા પછી
...ાય એમ ન હોવાથી પાછા
...ર ફર્યાં અને આખા મધ્ય-
...મયા, અને હાલની તુર્ક સલ્ત-
...ેશીઆમાં કેટ આર્મીનીઆ અને
... એમની આણ વર્તાવી. એ પ્રજાએ
... અને વેન્દ્ર એ બે સુંદર સાહિત્યો
...ાં છે.

ઇટલીમાં ઇરેલીક શાખા ફેલાઇ અને ...ની સૌથી વિખ્યાતિ પામેલી અને સૌથી વધારે વિસ્તારમાં ફેલાએલી ભાષા લેટીન હતી. એ ભાષા રોમન સામ્રાજ્યની સાથે તે સમયમા જણાએલા સમસ્ત ભૂમંડલમા ફેલાઇ અને આજે પણ એનીજ પુત્રીઓ— ફ્રેંચ, ઇટેલીઅન, સ્પેનીશ, પોર્ટુગીઝ ઇત્યાદિ– યુરોપના સાહિત્યોમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. જે સ્થાન સસ્કૃતે હીંદુસ્થાનમા ભોગવ્યું અને આજે પણ ભોગવે છે તેજ સ્થાન યુરોપમા લેટીન ભાષાનું ભૂતકાલમાં હતું અને આજે પણ છે.

પ્રાચીન કેલ્ટીક અને લેટીન ભાષાઓ એક બીજાને ઘણી મળતી છે. આર્યભાષાઓમાં પરસ્પર ઘણી મળતી ભાષાઓની એ જોડ બની છે–એક મરાઠી–બંગાળી અને બીજી પ્રાચીન કેલ્ટીક—લેટીન અને અત્યારે નરી ઇરીશ કહાએલી ખરી ભાષા પણ લેટીનની ઘણી નજદીકની બહેનપણી છે. જ્યારે કેલ્ટીક શાખા અને રોમન (લેટીન) ઉપ-શાખા દક્ષિણ દિશાએ ઇટલીમા ગઇ ત્યારે એક શાખા (અનાં) પૂર્વે ગઇ અને હાલના એશીઆ માઇનરમાં એક પ્રભાવશાળી સામ્રાજ્ય તેણે સ્થાપ્યું. ત્રીસેક વર્ષની વાત પર મીસરના કેટલાક પુરાતન લેખો મળી આવ્યા જેમાં મીસરના શહેનશાહને ખતીઓના શહેનશાહ સાથે ચાલેલો પત્રવ્યવહાર આપેલો હતો. તે આગમચ માત્ર ખ્રીસ્તી બાઇબલમાં એ પ્રજાનુ નામ આવતુ, તે ઉપરાંત એ પ્રજા માટે કશુંએ જણાએલું ન હતું. ત્યાર પછી ઇ. સ. ૧૯૧૨ સુધીમાં છુટાછવાયા લેખો મળ્યા હતા. પણ એ સાલમાં કેટલાક જર્મન વિદ્વાનોને કેપેડોશીઆ (cappadocia) મા આવેલા બોઘાઝ–કયુઇ (Boghaz-kui) નામના ગામડામાં ખોદકામ કરતાં એક અમૂલ્ય ખજાનો હાથ આવ્યો. આ ગામડું ખતી પ્રજાની પુરાતન રાજધાનીના સ્થાન પર આવેલુ છે એ શહેરમા અનેક શહેનશાહોએ એક મોટુ પુસ્તકાલય બનાવ્યું હતું, અને એ પુરાતન કાળમાં એકઠું કરેલુ આખુ પુસ્તકાલય ઇ. સ ૧૯૧૨ મા હાથ લાગ્યું. એમાં એ પ્રજાને લગતા અગણિત ઐતિહાસિક લેખો છે. એ લેખોમાંથી કેટલાક તેજ વર્ષમા ઉકેલી શકાયા હતા, અને તેમાં ભારે આશ્ચર્યજનક વાત એ છે કે એમાં મિત્ર, વરુણ, ઇંદ્ર ઇત્યાદિ આર્ય દેવોનાં નામો આવે છે અને એ દેવોની એ પ્રજા ઉપાસક હતી એમ ભાસે છે. છેલ્લા મહાભારત યુદ્ધના પાચ છ વર્ષ સુધી માત્ર જર્મન વિદ્વાનોજ એ લેખો મેળવી શકયા કારણ એ જગ્યા તુર્ક સલ્તનતમા હતી એ વર્ષોમાં વીએનાના પ્રોફેસર હ્રોઝની (Hrozny) એ એ ભાષા કેન્તુમ્ વિભાગની આર્યભાષા છે અને લેટીન સાથે ઘણોજ નિકટ સંબંધ ધરાવે છે એમ સાબીત કર્યું.*-

* એ મત સઘળા વિદ્વાનો સ્વીકારતા નથી

શાખા નૈઋત્ય તરફ ચાલી અને અનેક પ્રકારની ચડતીપડતીનો અનુભવ કર્યા પછી અત્યારે આર્મેનીઅન પ્રજા તરીકે એડ્રીઆટીક સમુદ્રને પૂર્વ કીનારે વસે છે. આગળ એ પ્રજાએ અવસ્ય ઇતિહાસમાં મોટો ભાગ ભજવ્યો હશે, પણ અત્યારે એમનું સાહિત્ય નહીં જેવું છે એટલે તે પરથી કંઇ પણ અનુમાન નીકળી શકતું નથી. *

યુરોપમાં આવી પુગેલા શતમ્-આર્યો જે ચોરસાને કાંઠે રહ્યા હતા તેઓ રફતેરફતે આખા રશીઆમાં અને મધ્યયુરોપમાં ફેલાઇ ગયા. તેમની બે ઉપશાખાઓ થઇ એક લેટીક જે છેવટે બાલ્ટીક સમુદ્રને કીનારે જઇ વસી અને બીજી સ્લાવીક. લેટીક ઉપશાખામાં મુખ્ય ભાષા લીથુએનીઅન છે. એ ભાષા હાલની પ્રચલિત ભાષાઓમાં વેદની સંસ્કૃતને સૌથી વધુ મળતી આવે છે. એ ભાષા આટલા સૈકાઓ વીત્યા છતાં પોતાની પુરાતન સ્થિતિમાંજ જળવાઇ રહી છે તેનું કારણ એજ કે લીથુએનીઆ દેશ આખો મોટાં અરણ્યોથી ભરપુર છે વળી ત્યાં અસંખ્ય નાનાં સરોવરો અને નદીનાળાં હોવાને કારણે રશીઅન શીવાય કોઇ પણ પ્રજા એ લોક સાથે સમાગમમાં આવી શકી નહીં તથા એમની વસ્તી ઘણી થોડી હોવાથી ઘણી ચીવટથી એઓ પોતાની પુરાણી ભાષાને વળગી રહ્યા

સ્લાવીક ઉપશાખામાં મુખ્ય ભાષા રશીઅન છે જેમાં ઘણું ઉત્તમ સાહિત્ય મળે છે. એ ઉપરાંત પોલીશ (Polish) અને બોહીમીઅન અથવા ચેખ (Chech) એ બે ભાષાઓ પણ પોતાના ઉચ્ચ સાહિત્યને માટે વખણાય છે.

શતમ્-વિભાગના જે આર્યો બાલ્ખાશને કાંઠે રહ્યા હતા તેઓને ઋતુ-પરિવર્તનથી સમુદ્રમાંના વિસ્તારમાં થએલા ફેરફારને લીધે પાછા દક્ષિણ તરફ વધવાનો માર્ગ સુગમ થયો. સમુદ્ર સુકાતો ગયો અને હવે તેઓ સહેલથી દક્ષિણ દિશાએ પ્રયાણ કરી શક્યા અને પામીરના ઉચ્ચ પ્રદેશમાં આવી પહોંચ્યા. એ પ્રદેશની ઉત્તમ હવાને કારણે તેઓ એ સ્થળમાં અનેક સૈકાઓ રહ્યા હશે પણ છેવટે ત્યાંથીએ છુટા પડવાનો સમય આવ્યો ને એક ઉપશાખા-હીંદુ-આર્ય પુર્વ તરફ ચાલી પંજાબમાં સિંધુ નદીના તટ પર આવી પહોંચી, અને બીજી ઉપશાખા-ઇરાની-પશ્ચિમ દિશાએ ચાલી અને કાસ્પીઅન સમુદ્રને દક્ષિણ કીનારે થઇ છેક યુફ્રેટીસ અને ટાઇગ્રીસ નદીઓના મુખ આગળ આવી. † અહીંઆં એમને એક તરફ આર્મીનીઅનો અને આસીરીઓ મળ્યા અને બીજી તરફ બાબીલોનની મહા બલવાન પ્રજાઓ મળી. એ બન્ને ઉપશાખાઓના ઇતિહાસમાં મારે કંઇ કહેવું રહ્યું નથી કારણ અનેક મોટા વિદ્વાનોએ એ વીશે અસંખ્ય લેખો લખ્યા છે.

* પોરાક રતન જુના લેખો એજ આર્મેનીઅન સાહિત્ય છે અને એ લેખોમાંએ મજાક "પૈસા-ભાખ્યુ યહુદીને પૈસાની સાથે કોલેરા-થી. વિદ્વાનો અસર કેળવેલા પથરોને મોઢાંનું દામ આપી ... ના, તેથી આર્મેનીઆના યહુદીને પૈસા કમાવાનો નવો રસ્તો જડશે'

† એમના એ પર્યટનનું વર્ણન વંદીદાદના ૧ લી ફરગર્દમાં છે ત્યાં અહુરમઝ્દ કહે છે કે મેં અમુક અમુક મુલકો બનાવ્યા તેની સામે અંગ્રમૈન્યુએ અમુક અમુક ઉપાધો પેદા કર્યાં ... લોકમાન્ય તિલક એ ફરગર્દનો એવો અર્થ કરે છે કે ઇરાની આર્યો એ મુલકોમાં પર્યટન કરતાં કરતાં પશ્ચિમ ઇરાન સુધી પહોંચ્યા; દરેક દેશમાં ... કંઇ કંઇ મુશ્કેલીઓ નડી તેથી તે છોડી દેવા પડ્યા. (વધુ માટે જુઓ એમનું ઉપર ટાંકેલું પુસ્તક)

કેટલાક પ્રશ્નોએ ચર્ચા વિનાજ એમનું નિશ્ચિત સ્વરૂપ આપણે ત્યાં પ્રાપ્ત કર્યું છે. આપણે પ્રશ્નો ચર્ચવા કરતાં અભિપ્રાયો આપવાની ઉતાવળ વધારે કરીએ છીએ. દરેક વિષયનો કે પ્રશ્નનો અભ્યાસ કરવાની જરુરીઆતને આપણે ઘણી અગત્ય હજુ આપી નથી. સમાજ એની મેળે ન છુટકે કે માર્ગ ન શોધે ત્યાં સુધી આપણે વિચાર કરીને પરવારતા નથી. પરિણામે આપણા સમાજ-જીવનના કેટલાએ પ્રશ્નો નિર્ણય થયા વિના ઝુલે છે. આ જાતની વૃત્તિ આપણી વ્યવહાર-બુદ્ધિને શોભાવે તેવી ન કહેવાય.

આ વસ્તુસ્થિતિનું એક બીજું પણ કારણ છે. દરેક પ્રશ્નનો નીકાલ કરવા જતાં વખતે આપણી સમાજવ્યવસ્થામાં દોષો દેખાશે તો તેને બદલવી પડશે એવો કેટલાકને ભય લાગે છે. જુની પ્રણાલિકાઓને સાચવી રાખવાનો મહાધર્મ પણ નહી સચવાશે નહીં એવો ભય પણ કેટલાકને આ પ્રશ્નોની ચર્ચા કરતાં અટકાવતો હશે. અને તેથી પ્રવાહ અટકાવી, તીર્થના સંઘરેલા ગંદા પાણીની માફક અત્યારે મતરૂઢિના રૂપમાં પ્રણાલિકાઓ જીવે છે, છતાં એમને બદલવાનો આપણો જીવ ચાલતો નથી. વળી જીવનમાં રસની ખામી પણ આપણને એટલી છે કે તેથી પણ કેટલેક અંશે આપણી આ મંદતા વધી છે; અને પ્રકૃતિના સ્વાભાવિક ક્રમમાં આપણને જોઇએ તે કરતાં વધારે વિશ્વાસ રાખવાની ટેવ પડી છે. આ બધાં કારણો આપણી હાલની અક્રિય સ્થિતિ માટે ઘણે અંશે જવાબદાર છે.

પણ આ વસ્તુસ્થિતિ ઘણો વખત ચાલી ન શકે. બદલાતા સંયોગોની સાથે આપણા જીવનની રચના અને ભાવના બન્ને ફેરવાતાં જાય છે. રાજકીય સ્વાતંત્ર્યનો શોખ આપણામાં વધવા માંડયો છે; અને તેમાં સ્ત્રીઓનાં કાર્યક્રમ અને સ્થાન નક્કી કર્યા વિના ચાલે તેમ નથી. સમાજના આર્થિક પ્રશ્નોનું સ્વરૂપ પણ ઉગ્ર થવા માંડયું છે, અને આપણી વિનાશ પામતી સંયુક્ત કુટુંબની ભાવનાની સાથે અને નવા યુગની વધતી જરુરીઆતોને લીધે સ્ત્રીઓની આર્થિક દશાનો વિચાર પણ ઘણી વાર હવે આઘો ઠેલાય કે ઉભો રખાય તેમ નથી. પરદેશી ભાવનાઓના સહવાસથી આપણા જીવનમાંએ ઘણા ફેરફારોએ સ્થાન લેવા માંડયું છે. વ્યક્તિત્વ અને સમાનતાની ભાવનાનો પ્રવાહ થોડે કે ઘણે અંશે સમગ્ર ગુજરાતમાં પ્રસર્યો છે, અને એનાં પૂર દહાડે દહાડે વધવાનાં. કેળવણીએ-સ્ત્રીકેળવણીએ સ્ત્રીઓના માનસિક વિકાસને માટે નવાં દ્વારો ઉઘાડયાં છે. લગ્નની સંસ્થામાં સામાજિક વ્યવસ્થાને બદલે વ્યક્તિઓનાં સગવડ અને સુખદુઃખના વિચાર વધારે કરાતા જાય છે. પ્રેમની ભાવનાને પુસ્તકોને બદલે હવે જીવનમાં ઉતારવા લોકો વધારે મથે છે. આ બધા નવા સંયોગોથી ઉત્પન્ન થતી મુશ્કેલીઓ જુની પ્રણાલિકાઓના બીબામાં નહીં સમાય. નવી ભાવનાઓનાં પૂર આવવા માંડયાં છે તે તો રોકયાં રોકાવાનાં નથી, એટલે વ્યવસ્થાઓના વિનાશને બદલે આપણને એ ઉપયોગી કેમ થઇ શકે એવી તૈયારી કરવાની શરત આપણે રાખવીજ જોઇએ.

લગ્નની આપણી પુરાતન ભાવના તે સમયના દેશ, કાલ અને આચારની મુશ્કેલીઓને લીધે ઉભી થઇ. આર્યો જ્યારે પહેલાં આર્યાવર્તમાં વસવા આવ્યા ત્યારે એમને પહેલી જરુરીઆત તો વીખરાઇ જતાં ટોળાંને સંગઠિત કરવાની હતી. દુશ્મનોની સાથે લડવામાં પુરુષોનું શારીરિક બળ વધારે ખપમાં આવતું અને એને લીધે પુરુષવર્ગને પ્રાધાન્ય મળ્યું.

આર્યોની પિતાની આસપાસ (patriarchal) કુટુંબ રચવાની ભાવનાને લીધે પણ સ્ત્રીઓની પદવી એમને કંઈક ગૌણ કરવી પડી, અને રોમાંની અપેક્ષાના જાળવવા સ્ત્રીઓની સ્વતંત્રતા અને પદવી ઘટાડવી એ એમને જરૂરનું લાગ્યું. વિકાસ થયા પછી એ સ્વતંત્રતા ઓછી કરવાનું અશક્ય લાગવાથી બાળલગ્નો સૂચવાયાં અને અમલમાં આવ્યાં. બીજી જાતિઓના સંસર્ગથી સંકરતા વધે માટે ન્યાતો બંધાઈ અને તેના બચાવ માટે વિધવાવિવાહનો અટકાવ જરૂરનો જણાયો. પરિણામે હળવે હળવે સ્ત્રીઓની સ્વતંત્રતા અને મહત્તા ઘટી ગઈ, અને કારણો ફેરવાયાં પણ એ ઓછું સ્વાતંત્ર્ય તો ફરેનું ફરેજ રહ્યું. સમાજમાં એમની પદવી હલકી ગણાઈ. કાયદા રચાયા તેમાંએ એમના હક માણસ તરીકેના નહીં પણ પુરુષોના તાબાની વસ્તુઓ અથવા એમની મીલકત જેવા ગણીનેજ ગણાયા, અને રક્ષણ અને તાબામાં રહીને સ્ત્રીઓની માનસિક દશા પણ એટલી ફેરવાઈ ગઈ કે એ પોતે પણ પુરુષોની ચરણરજદાસીઓ શિવાય બીજું કે હોય એવું વિચારવાની પણ ના પાડે છે.

સતિત્વની ભાવનાનો વિકાસ પાછળથી થયો લાગે છે. આપણી ઐતિહાસિક જરૂરીઆતોને લીધે એ ભાવના વધારે ફેલાઈ અને પ્રચાર પામી. જાતિ અને વંશની શુદ્ધિનો મહિમા આર્યોએ બહુ સ્તુત્ય ગણ્યો છે. પિતાની આસપાસ કુટુંબરચનાને પરિણામે પિતાનું બીજ અમર કરવાની ભાવનાઓ પોષાઈ. બહારના આર્યોને સ્થિર થવાની અને એમની જાતિના સંરક્ષણની એટલી ઉત્કૃષ્ટ અભિલાષા હતી કે એની આસપાસજ એમણે દરેક ભાવના અને વ્યવસ્થાનાં જાળાં રચ્યાં. વળી સ્ત્રીઓ 'centripetal force' (કેંદ્રિત કરનારબળ) છે એમ લાગવાથી ગૃહને મધ્યબિંદુએ રાખી, એમને બળ આપવામાં એમની શક્તિઓનો ઉપયોગ વધારે ફળવાળો થતો લાગ્યો. સતિત્વની ભાવના પોષાય તોજ આ બધી ભાવનાઓને સફળતા મળે તેમ હતું. એ પોષાય અને એક કાળે આર્યાવર્તનો ઉત્કર્ષ એથી સધાયો પણ જીવતી ભાવનાઓએ જ્યારે કઠિન સ્વરૂપ લીધું ત્યારે એમાં રહેલો આત્મા ઊડી ગયો. સ્ત્રીઓ ઉપર ભાવનાને નામે બેડી રહી, અને એમનો અંતરનો અવાજ દબાઈ ગયો.

પણ પુરુષને એક કરતાં વધારે પત્નીઓ પરણતાં આ બધા વાંધા નડે તેમ ન હતું. સમાજમાં એની પદવીને પ્રાધાન્ય મળ્યું તેમ એની સત્તા પણ વધી ગઈ. ગૃહના મધ્યબિંદુમાંથી નીકળી એને તો બહાર પથરાવાનું હતું. પોતાના વંશની અમરવેલ એ ગમે ત્યાં અને ગમે તેટલે સ્થળે ઉગાડે તેથી એના નામને, પિતૃપક્ષને કે વંશને હાનિ થાય તેમ ન હતું. કાયદા તો એણેજ રચ્યાં એટલે એના હકમાં કંઈ વાંધો આવે તેમ પણ ન હતું. બહુપત્નીત્વ કોઈક કાળે જરૂરીઆતને લીધે ઉત્પન્ન થયું હશે તેણે હળવે હળવે અભિમાનનું રૂપ લીધું. એક કરતાં વધારે પત્ની કરવી એ કુળવાનનું લક્ષણ અને ગૌરવ મનાયું. એમ કરવામાં કંઈ ખોટું છે એનો તો એને વિચાર સરખોએ આવતો બંધ થયો.

પતિવ્રત અને પત્નીવ્રતનો પાયો પ્રેમ પર રચાએલો છે. જ્યાં એ ભાવના પ્રબળ હોય છે ત્યાં બહારનાં બંધનોની આવશ્યકતા રહેતી નથી. રામાયણમાં એ ભાવના બહુ મનોજ્ઞરૂપે ગાઈ છે. રામાયણ ઘણો લોકપ્રિય ગ્રંથ છે, કારણ કે આર્યોની પ્રેમભાવનાનું એ એક જીવતું સ્મારક છે. પાછળથી એ ભાવનાનું ખોખું રહ્યું પણ પ્રાણ ગયો તોપણ એની

મહત્તા આપણાથી સચવાય નહીં. અંતરનાં સૂત્રોને બદલે આપણે મુખનાં સૂત્રો દ્વારા એનો આકાર સાચવી રહ્યા છીએ. એ ભાવનામાં નવા પ્રાણ પુરતાં આપણને આવડે તો એના ઘસાઇ જતા રૂપરંગમાં નવી ચેતના આવશે.

નવયુગની ઉગતી સ્ત્રીત્વની ભાવનામાં સમાનતાનો મનોરથ સૌથી વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. એ મનોરથના વિકાસની સાથેસાથે સ્ત્રીઓની શક્તિઓનો પણ વિકાસ થતો જશે એ નિ:સંશય, પણ એ મનોરથની સિદ્ધિમાં આડે આવતાં કારણો પણ આપણે તપાસવાં જોઇએ. સ્ત્રીજાતિમાં રહેલી સ્વાભાવિક અશક્તિ (Sex-incapacity) સ્ત્રીજાતિને જીંદગીનાં ઘણાં કઠણ કાર્યો માટે નાલાયક નહીં પણ અશક્ત તો જરૂર બનાવે છે; અને પ્રજાનું સંરક્ષણ કરવાના કર્તવ્યે આયુષ્યનાં સારાંમાં સારાં વર્ષોની શક્તિ અને સમય એ કાર્યની પાછળજ એમને રોકવાનાં હોય છે.

સ્ત્રીઓ સ્વભાવે રચનાત્મક હોવાથી બહારની ખડખડી દુનીઆનાં વિનાશક વાવાઝોડાં સહેવાં એમને બહુ ભારે પડે છે. વસ્તુઓ આણવા કરતાં એમને ગોઠવવાનું કામ વધારે ફાવે છે, અને એમની પ્રકૃતિમાં રહેલી સંરક્ષક શક્તિના બલ વડે એમની રચેલી દુનીઆને એઓ સરસ રીતે સાચવી જાણે છે. સ્ત્રીઓ કાર્યોની સમાનતા કરતાં ભાવનાની સમાનતા ઇચ્છે એજ વધારે ઇષ્ટ છે. પુરૂષોને વસ્તુઓ પેદા કરતાં આવડે છે પણ એમની રચના-ગોઠવણી-એમને નથી આવડતી તેથી એમની સમાનતા ઓછી થતી નથી. સ્ત્રીઓને રચનાં આવડે છે પણ ઉપજાવતાં નથી આવડતું તેથી એમની સમાનતા પણ ઓછી ન થઇ શકે. બે મિત્રોમાં એક વકીલ અને બીજો ડાકટર હોય; અને એક બીજાના કાર્યોથી અજ્ઞાન હોય છતાં જેમ તેમની સમાનતા ઘટતી નથી તેમ એમનાં કાર્યક્ષેત્રો જુદાં હોય છતાં ભાવનાની સમાનતા તો રહી શકે.

સમાનતાની ભાવનાએ કેળવણી, લગ્ન વગેરે દિશાઓમાં દૃષ્ટિમર્યાદાના ઘણા નવા પ્રદેશો ઉઘાડ્યા છે. પરણવું એટલે નૈસર્ગિક જાતિભાવને સંતોષવો એટલો અર્થ હવે કોઇને સંતોષ આપતો નથી. હવે તો એમાં ભાવનાનો સંતોષ જોઇએ છે. બુદ્ધિની અનુમતિ જોઇએ છે. વૃત્તિઓની પ્રસન્નતા જોઇએ છે. બે આત્માઓને એક કરે એવો પ્રેમનો અગ્નિ જોઇએ છે. આ બધી ભાવનાઓના થર જ્યાં ન ચઢ્યા હોય ત્યાં લગ્ન એ લગ્નના નામને પાત્ર નથી રહેતું.

કેટલેક અંશે માનવી એ પશુ છે, અને એની પાશવ વૃત્તિઓનો સંતોષ તો એ ગમે તે સ્થિતિમાંએ માંગવાનો. જેટલે અંશે સંસ્કાર અને ભાવનાનું આધિપત્ય એ એની પાશવ વૃત્તિઓ પર સ્થાપી શકે તેટલે અંશે એની સંસ્કારિતાની કોટિ વધવાની. માનવી પશુ તો રહેવાનો પણ સંસ્કારી પશુ થવાનો. લગ્નમાં ભાવનાના થર એ સંસ્કારી પશુ થવાનાં લક્ષણ.

પણ લગ્ન વીશે વિચાર કરતા પહેલાં લગ્ન પહેલાંની અવસ્થાનો વિચાર કરવો વહેલો પ્રાપ્ત થાય છે; અને તે પણ સ્ત્રીની દૃષ્ટિએ. બાળક જન્મે ત્યારથીજ છોકરી તરફના વર્તનનો ફેર એ તો આપણા સંસારનું ખાસ લક્ષણ છે. બાળક માબાપની બાળક સંતતિ એટલે શરીર મજબુત હોવાની આશા તો બાજુએજ રખાય; અને તેમાંએ અજ્ઞાન અને બેદરકારીને લીધે, હોય તેટલી તંદુરસ્તી પણ રહેવા પામતી નથી. બાળક મોટું થયા પછી એનું કેળવણીવિના અજ્ઞાન તો આપણામાં ઘણું દયાજનક છે.

દેશમાં હાલમાં ચાલતી કેળવણીની સંસ્થાઓ અને કેળવણીની પદ્ધતિ વીશે ખાસ વિચાર કરવા જેવો છે. પરદેશીઓએ કેળવણી જે પદ્ધતિ પર રચી છે તેમાં દેશના આદર્શને પોષે એવું મનુષ્યત્વ ખીલવવાના ગુણો નથી. એથી નથી વિદેશની સંસ્કૃતિ સમજાતી કે નથી અહીંની સંસ્કૃતિ કેળવાતી. હાલની સ્ત્રી-કેળવણીમાં ઉપયોગી થવાના ગુણો પણ નથી. હજુ તો નવ–ગુજરાતને કેવી સ્ત્રીઓ જોઈએ છે તે વીશેનો આદર્શજ આપણે ત્યાં રચાયો નથી. અને જ્યાં સુધી એ આદર્શ નક્કી થાય નહીં, ત્યાં સુધી ગુજરાતની સ્ત્રીત્વની ભાવનાને વિકસાવે એવો કેળવણીનો ક્રમ રચવાની ગુજરાતના કેળવણીકારોને જરુર ન દેખાય એ પણ સ્વાભાવિક છે.

હાલની કેળવણીના મુખ્ય બે વિભાગ પાડી શકાય: સરકારી અને રાષ્ટ્રીય. એમાં રહેલી મુખ્ય ખામીઓ કહીએ તો આ પ્રમાણે કહી શકાય.

## સરકારી

૧. શિક્ષણક્રમ ખામીવાળો અને ખર્ચાળ હોય છે, અને દેશની દૃષ્ટિએ તે રચાએલો હોતો નથી.

૨. જ્ઞાન ઓછું આપે છે અને વખત વધારે લગાડે છે.

૩. સ્ત્રીઓ જીંદગીમાં ઉપયોગી થઇ શકે તેવી સાથી કે સારી ગૃહિણીઓ નથી બનતી, પણ ચપટીપવાળી ભણેલીગણેલી છોકરીઓ પેદા થાય છે. પુરુષોમાં પણ શહેરીઓ પાકતા નથી પણ કારકૂનો તૈયાર થાય છે.

૪. શારીરિક વિકાસ માટે એમાં સ્થાન નથી, એટલુંજ નહીં પણ શરીરના ભોગેજ કેળવણી અપાય છે. ઉંચી કેળવણી લેનાર નબળાં, રોગીઅને નિર્માલ્ય ઘણી વાર દેખાય છે.

૫. બોર્ડીંગ હાઉસીસ સ્ત્રીઓ માટે છેજ નહીં.

૬. છેલ્લું અને સૌથી વધારે અગત્યનું-હાલની કેળવણીને કૈં ધ્યેય હોતું નથી. એનાથી સંસ્કૃતિ ખીલતી નથી. સ્ત્રીત્વનો આદર્શ હજુ સ્પષ્ટ સ્વરૂપમાં કોઇને સુઝ્યો નથી.

## રાષ્ટ્રીય

રાષ્ટ્રીય કેળવણીમાં સ્ત્રીઓ માટે જુદી સંસ્થાઓ બહુ થોડી અથવા નહીં જેવીજ છે. માટે સામાન્ય કેળવણી માટેજ એ વીશે તો કહી શકાય.

૧. શિક્ષણક્રમ રાષ્ટ્રીય દૃષ્ટિએ હજુ રચાયો નથી, પણ સરકારી શાળાઓમાં ચાલતી પદ્ધતિ પ્રમાણે એ સ્વીકારાયો છે. સરકારી સંસ્થાઓ જેટલી સગવડ અને અનુભવી શિક્ષકોની ખામી તેમાં ખાસ નજરે ચડે છે. તેથી સરકારી શિક્ષણની બધી ખામીઓ ઉપરાંત ત્યાંના પ્રમાણમાં શિક્ષણ ઉતરતા પ્રકારનું દેખાઇ આવે છે.

૨. શિક્ષણમાં શિક્ષણની દૃષ્ટિ કરતાં ચળવળની દૃષ્ટિ વધારે રહે છે, તેથી અભ્યાસ પર ઓછું ધ્યાન અપાય છે.

પ્રાથમિક કે માધ્યમિક શાળાઓ કે વિદ્યાપીઠ કોઇ આ ખામીઓથી મુક્ત નથી.

૩. રાષ્ટ્રીય શિક્ષણમાં નવ–ગુજરાતને કેવાં સ્ત્રીપુરુષોને ઉત્પન્ન કરવાં છે તેન

આદર્શનો હજુ ખાસ વિચાર થયો લાગતો નથી. ધ્યેય વિનાના પ્રયોગો બહુ સફલ નીવડતા નથી.

આટલી તો મુખ્ય ખામીઓ ગણી શકાય. વિગત વિગતોમાં ઊતરવાનું આ સ્થાન નથી

પણ આ બધી અગવડો છતાંએ ગુજરાતમાં સ્ત્રી-કેળવણી વીશેનો ઉત્સાહ અને ઇચ્છા બન્ને વધતાં જાય છે એ ઘણુ આશાજનક લેખી શકાય. બધી ખામીઓ એ ઉત્સાહના પૂરમાં તણાઇ ગયા વિના રહેવાની નથી

કેળવણી વીશે વિચાર કર્યા પછી લગ્ન એ સ્ત્રીજીવનનો મોટામાં મોટો પ્રશ્ન તરતજ ઉપસ્થિત થાય છે, બાળલગ્નની સામે તો લોકમત બહુ ઝપાટાબંધ કેળવાતો જાય છે. પણ બાળલગ્ન કોને ગણવા અથવા લગ્નની વય ઓછામાં ઓછી કેટલી હોવી જોઇએ એ વીશે ઘણા જુદાજુદા મતો દર્શાવવામાં આવે છે. મારા નમ્ર મત પ્રમાણે લગ્નની વય ઓછામાં ઓછી સોળ તો હોવીજ જોઇએ હવે તો ઉંચી કોમોમાં સોળ વર્ષ કે તેથીએ મોટી વયની છોકરીઓ ઘણી વાર થાય છે, અને તે માટે ખાસ કોઇને વાંધો જણાતો નથી. હવે તો માત્ર સોળ વર્ષથી મોટી ઉમરની છોકરીઓજ બનતા સુધી પરણાવવી એવો લોકમત દૃઢ કરવાની ખાસ જરૂર છે.

એક કરતાં વધારે પત્નીઓ કરવાનો ચાલ પણ ધીરે ધીરે નષ્ટપ્રાય થતો જાય છે. દરેક જ્ઞાત જો એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી પરણી નજ શકાય એવો પ્રબંધ કરે તો એ રીવાજનો અંત ઘણો વહેલો આવી શકે

વિધવાવિવાહ વીશે હજુ લોકમત પુરેપુરો કેળવાયો નથી એ એક અનિષ્ટ છે, પણ આવશ્યક અનિષ્ટ છે જેને પુનર્લગ્ન ન કરવું હોય તેને કાંઇ ફરજ પાડવી નથી, પણ જેમને વૈધવ્ય ન પાળવું હોય તેમને પરાણે પળાવવાથી અનિષ્ટ ઓછું થતું નથી, પણ વધે છે. આપણા સંસારમાં બાળક અને યુવાન વિધવાઓની સંખ્યા ઓછી નથી. હજારો સ્ત્રીઓને જીંદગીમાં કંઇ રસ નથી હોતો કે જીવવાને કંઇ આધાર નથી હોતો. ઘણેરાક ઓશીઆળો રોટલો ખાઇ અવતાર પુરો કરવો પડે છે પુરુષો સ્ત્રી વિનાનું ઘર ચલાવવાની અગવડ છ મહીના પણ નથી વેઠી શકતા, પણ સ્ત્રીઓને રસ, સુખ ને ધ્યેયથી હીન જીવન અનિચ્છા છતાંએ ગાળવું પડે એ ન્યાય નથી. જો સમાજ રૂઢિને વળગી રહી, સમયની જરૂરીઆત પ્રમાણે ફેરફાર નથી કરતો તે સમય આવ્યે અવ્યવસ્થિત અને છિન્નભિન્ન થાય છે અને છેવટે નાશ પામ્યા વિના રહેતો નથી

સ્નેહલગ્ન અને દેહલગ્નના શબ્દાડંબરમાં પણ ઘણી વાર ગુંચવાઇ જવાય છે. પ્રથમ તો આપણે ત્યાં સ્નેહલગ્ન થતાંજ નથી, એટલે એ ભેદજ અસ્થાને છે. પરણ્યા પછી એ દેહલગ્ન રહ્યાં હતાં કે સ્નેહલગ્ન, એમ ભેદ પાડવા જતાંએ લોકમતના આવા પ્રબળ પ્રવાહ સામે એ સ્નેહલગ્ન નહોતાં થયાં એવું કહેવાની હીંમત પણ કોઇ વિધવા નહીં કરે. હજુ આપણો પરલોકનો ભય મટયો નથી. લોકમતનો તો ખરોજ. એ સ્થિતિમાં આવા શબ્દાડંબરો ઉત્પન્ન કરવા કરતાં મુશ્કેલીનો ઉપાય શોધવો વધારે જરૂરનો છે. પ્રતિબંધ કાઢી નાખો. જેને એનો લાભ નહીં લેવો

હોય તેની સ્વતંત્રતામાં એથી કંઈ વાંધો આવતો નથી.

સંયુક્ત કુટુંબવ્યવસ્થા દહાડે દહાડે નષ્ટ થતી જાય છે. એના ફાયદા અને ગેરફાયદા બંને છે. સ્ત્રીઓને વ્યક્તિ તરીકે તેમાં સ્થાન ન હતું, તેથી એમને વિકસવાનાં સમય કે સાધન એમાં નહોતાં મળતાં; પણ એજ સંસ્થાને લીધે વિધવાઓથી માનભેર જીવનનિર્વાહ કરી શકાતો. હવે તો એ નષ્ટ થતી સંસ્થા બચાવવી યોગ્ય હોય તોએ શક્ય નથી. વ્યક્તિસ્વાતંત્ર્ય જેમજેમ વધશે તેમતેમ એ સંસ્થાને લીધે ઉત્પન્ન થતી પરવશતા વધારે સાલશે. પણ સ્ત્રીઓએ એટલી સબલ અને સ્વાશ્રયી બનવું જોઇએ કે એ સંસ્થાના નાશની સાથે એમનાથી છેક નિરાધાર ન થઇ જવાય.

કેટલાક આગળ પડતા વિચારવાળા માણસો આપણા સમાજમાં છુટાછેડા દાખલ કરવાની હીમાયત કરે છે. સમાજની અત્યારની સ્થિતિમાં એ પ્રયોગ આપણે માટે–ખાસ કરીને સ્ત્રીઓને માટે–ઘણો ભયભરેલો છે. સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય હજુ મળ્યું નથી: કમાતાં એમને આવડતું નથી; બહારનાં કાર્યોના બોજાથી એ કદી ઘડાઇ નથી. આવી નિરાધાર સ્થિતિમાં છુટાછેડાની પ્રથા સ્ત્રીઓની દૃષ્ટિએ તો અત્યારે અત્યંત હાનિકર છે. સ્ત્રીઓ જ્યારે એ અજ્ઞાન અને અર્થની નિરાધારીમાં-થી મુક્ત થાય ત્યારેજ એ રીતે વિચાર કરવાની પણ હીંમત થઇ શકે. જ્યારે એ પ્રથા દાખલ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થાય ત્યારે પણ પ્રેમની ભાવના એટલી સબળ હોવી જોઇએ કે એનો ઉપયોગ નષ્ટપ્રાયજ થઇ જાય.

છુટાછેડાનો વિચાર કરતાંજ પાશ્ચાત્ય લગ્નસંસ્થાનો વિચાર આવ્યા વિના રહેતો નથી. એમનામાંથી આપણે કંઈ ગ્રહણ કરી શકીએ તેમ છે કે નહીં તેનો વિચાર પણ તે સાથેજ સ્ફુરે છે.

પશ્ચિમમાં તો પ્રેમ અને લગ્નના પ્રશ્નો ઉકેલવાનાં પુરાણો રચાતાં જાય છે. ભાતભાતના પ્રયોગો એ વિષયમાં થયા કરે છે, છતાં એમના એ પ્રયોગો હજુ સફલ કેમ નથી થતા એ પ્રશ્ન સહેજે થયા વિના રહેતો નથી. પ્રેમ એ એમના લગ્નનો પાયો છે એમ એ લોકો માને છે, છતાં લગ્નમાં સુખનું પ્રમાણ સરવાળે આપણા કરતાં વધી જતું નથી તે શાથી?

સ્ત્રીપુરુષોની સમાનતાનો સિદ્ધાંત પશ્ચિમ બહુ ભાર મુકીને જગતને સંભળાવે છે, પણ ખરી રીતે એમની સમાનતા હજુ સંપૂર્ણ નથી. ત્યાં સમાનતાના સિદ્ધાંતોનો આટલો પ્રચાર છતાં અને સમાનતા ભોગવવા માટે ઘણી વધારે સરળતાઓ છતાં ઝીણી નજરે જોઇએ તો સ્ત્રીઓ અને પુરુષો હજુ એક સપાટી પર નથી. સામાન્ય જીવનમાંજ નહીં પણ ત્યાંના કાયદામાં પણ મીલ્કતના, પત્ની તરીકેના કે વ્યક્તિ તરીકેના સરખા હક્કો અમલમાં આવ્યા નથી. કાયદા એ જનસમાજની વિદ્યમાન સ્થિતિનું સાચું પ્રતિબિંબ હોય છે. માનવની ઉત્ક્રાંતિનું માપ એના પરથી વધારે સારી રીતે કાઢી શકાય.

ત્યાંનાં લગ્નોમાં આત્મૈક્ય સાધવાને આદર્શ નથી હોતો, પણ તે ઐહિક સુખ, આનંદ, સગવડ વગેરે ઉપર વધારે રચાએલાં હોય છે. આત્માને ઓળખવા કરતાં–દેહને

ઓળખવાનો પ્રયત્ન એ લોકોમાં પ્રધાનપદે હોય છે. દેહની સમજમાં રંચમાત્ર પણ ન્યૂનતા લાગવા માંડે કે તે દિવસથી લગ્નજીવનમાંનો રસ ઓછો થવા માંડે છે

ત્યાંનાં લગ્નો સફલ નહીં થવાનું એક બીજું પણ કારણ છે. સર્વ વસ્તુમાં આર્થિક દૃષ્ટિને વધારે મહત્ત્વ આપવાની ત્યાંના લોકોને ટેવ પડી છે, અને લગ્નમાં પણ આંકડાશાસ્ત્રીની દૃષ્ટિ ભુલાતી નથી. સમજનો મોહ, આર્થિક દૃષ્ટિનું પ્રાધાન્ય, આદર્શનો અભાવ વગેરે ઘણાં કારણો પશ્ચિમની લગ્નભાવનાની નિષ્ફળતાનાં કારણો ગણી શકાય.

પણ એ બધું છતાંયે એ પ્રજા જીવે છે. અને એમની નિષ્ફળતાઓમાંથીએ હૃદયના ધબકારા સંભળાયા વિના રહેતા નથી અને ઐક્ય પામેલાં દંપતીઓનો પણ ત્યાં અભાવ નથી.

પશ્ચિમમાં સ્વતંત્ર પ્રેમ અને લગ્ન, (Free love and marriage) લગ્ન એક સામાજિક કરાર (marriage-contract) વગેરે વાદોનો પ્રચાર વધવા માંડ્યો લાગે છે. આપણી દૃષ્ટિએ તો આ બધા સામાજિક જવાબદારીઓમાંથી છટકી જવાના બહાનાજ દેખાય છે. કૌટુંબિક અને સામાજિક અવ્યવસ્થાનો પણ એથી પાર ન રહે. છૂટાછેડાને માટેજ હજુ આપણો સમાજ તૈયાર નથી. અને છૂટાછેડા કરનારને માન નથી. ભાવનામાં ખાસ કરીને સ્ત્રીઓને અને તે કારણ આખા સમાજને ઓછો ભય નથી. આપણા સંસારમાં તો એ જાતના પ્રયોગો કરીએ સફળ થાય એમ લાગતું નથી.

અત્યાર સુધી આપણે આપણી અને પશ્ચિમની લગ્નભાવનાઓમાં ક્યાં ક્યાં અપૂર્ણતાઓ નડે છે તે જોઈ. એ અપૂર્ણતાઓ કેમ પુરાય એ પ્રશ્ન તરતજ થયા વિના રહેતો નથી.

લગ્નજીવનની સૌથી મુખ્ય અને મોટામાં મોટી શરત પ્રેમ છે. એ જ્યાં નહીં હોય ત્યાં સ્વભાવ, વૃત્તિ અને ટેવોની ભિન્નતા દર પગે નડવાની. પ્રેમની ભઠ્ઠી એટલી જ્વલંત જોઈએ કે તેમાં આ સર્વ ભિન્નતાઓ ઓગળી જાય. ખરી રીતે તો લગ્નો ઘણી પક્વતા આવે કે ભાવનાના ફાંટા વધવા માંડે તે પહેલાંજ થવા જોઈએ. એથી પતિપત્નીનો વિકાસ એકલો નહીં પણ સાથેસાથેજ થતો જાય છે, અને વિરોધી પ્રબલ થવાના ભયમાંથી ઘણે અંશે બચી શકાય છે. લગ્નની સફલતા દંપતીના આત્માના ઐક્ય પરથીજ માપી શકાય છે. સમસંસ્કારિતા હોય તો આવાં ઐક્યો સધાતાં વાર લાગતી નથી અથવા આવા ઐક્યને પરિણામેજ સમસંસ્કારિતા આવે એમ કહીએ તોપણ ખોટું નથી.

બે આત્માને ઐક્યનો અનુભવ કરવા પ્રથમ તો શરીર અને મનનું સાહચર્ય જોઈએ, બુદ્ધિ અને ભાવનાની સહાનુભૂતિ જોઈએ, આદર્શ રચવાની આકાંક્ષા અને શ્રદ્ધા જોઈએ. એ સર્વ પર રચાએલા ઐક્યમાંથીજ એક મન અને એક પ્રાણ પ્રગટે. આવા ઐક્યને સમાજના બહારના બંધનની જરૂર નથી પડતી. પત્નીવ્રત અને પતિવ્રત એ તો માત્ર બહારના આકાર છે. એમાં ઐક્યની ચેતના પ્રગટે તો એની મેળે એ સ્ફુરન થાય; અંતરમાં પ્રગટેલા એવા સતિત્વને કે પત્નીપરાયણતાને નથી રક્ષાની જરૂર કે નથી

અનાદરનો ભય. એ તો સ્વયંભૂ પ્રગટવાનું ને સદાકાળ ટકવાનું.

કોઇ કહેશે કે જે સ્ત્રીઓ લગ્ન કરે અથવા સૌભાગ્યવતી હોય તેમનીજ દૃષ્ટિએ આ બધો વિચાર કરાએલો છે; કુમારિકાઓ, વિધવાઓ અથવા જેમને જીંદગીમાં કૈં વ્યવસાય જોઇતો હોય એવીઓનો તો આમાં વિચારજ કરાયો નથી. પાશ્ચાત્ય દેશોમાં જ્યાં સમાનતા અને કેળવણી ઘણી વધારે છે ત્યાં પણ એ પ્રશ્નનો સંતોષકારક નીકાલ હજુ થઇ શકયો નથી. સ્ત્રીઓ ક્લાર્ક કે ટાઇપીસ્ટ કે નીશાળની મહેતી થાય, પણ જીંદગીની અગત્યની અને ઉંચી જગ્યાઓ તો ત્યાં ઘણુંખરું પુરુષોથીજ રોકાએલી છે. સ્ત્રીઓને હવે બેરીસ્ટર, ડાકટર કે સાયન્ટીસ્ટ થવાને ત્યાં પ્રતિબંધ નથી, પણ જીવનવિગ્રહમાં તો એમનું સ્થાન હજુ એમની એ પદવીઓમાંએ પુરુષોની બરોબરીનું નથી. ધંધાના ક્ષેત્રમાં તો સ્ત્રીઓએ કોઇ પણ સ્થળે કૈં અપૂર્વ કરી બતાવ્યું હોય એવું ખાસ જાણવામાં નથી. રાજકીય અને સામાજિક સુધારણાના પ્રશ્નોમાંએ ઇંગ્લંડ કે અમેરીકાની સ્ત્રીઓ બાદ કરતાં બીજા દેશની સ્ત્રીઓ શહેરી કે પ્રજા તરીકે ખાસ બહુ થોડોજ રસ લે છે. આપણા દેશમાં તો કેળવણીની બારાખડી આપણે હજુ હવે શરૂ કરીએ છીએ. વળી જીંદગીનાં બહારનાં ક્ષેત્રોમાં સ્ત્રીઓએ જ્યાંસુધી પ્રવેશ નથી કર્યો-મહત્ત્વની એક પણ જગ્યા સ્ત્રીઓના અધિકાર નીચે હજુ આવી નથી, અથવા એક પણ સ્ત્રી એવા અધિકારને પાત્ર થઇ નથી-ત્યાં સુધી કેળવણી અને લગ્ન શીવાયના બીજા બધા પ્રશ્નો માત્ર સિદ્ધાંત તરીકેજ ચર્ચી શકાય. વ્યવહારમાં એનો ખાસ ઉપયોગ હમણાં તો દેખાતો નથી.

સિદ્ધાંતોનો પ્રશ્ન છોડી અત્યારે તો માત્ર તાત્કાલિક જરુરીઆતોનોજ વિચાર કરીશું. લગ્નનો પ્રશ્ન વિચારવાની સાથે તરતજ બાળઉછેર, સુવાવડ, અશક્ત શરીરો, અને બાળકોનું મરણપ્રમાણ વગેરે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. દિવસે દિવસે પ્રજાની અને પ્રજાની માતાઓની ભયંકર દશા થતી જોઇ એ સ્થિતિનો આપણે વેળાસર ઉપાય ન કરીએ તો એ આપણને કયાં ઘસડી જશે એ વિચાર બહુ ભયાનક લાગે છે. એ વીશે તાત્કાલિક ઉપાય લેવાની ખાસ જરુર છે.

સ્ત્રીઓ અને બાલકો માટેની અત્યારની જરુરીઆત ગણીએ તો આ પ્રમાણે ગણી શકાય:—

૧. સ્ત્રીઓ અને બાલકો માટેની ખાસ ઇસ્પીતાલો અને સુવાવડખાનાંઓ.

૨. બાલકો માટે અંગકસરતના અખાડા.

૩. બાળઉછેર માટે માહીતી આપે એવા ક્લાસો ઉઘાડવા તથા એ વિષયનું સાહિત્ય બહોળા પ્રમાણમાં બહાર પાડવું.

૪. કુટુંબની અંદર પણ બાલકને કે માતાને સગવડ બીલકુલ મળતી નથી તેમજ બાલકના શારીરિક અને માનસિક વિકાસને માટે કે પણ દરકાર લેવાતી નથી: એ સ્થિતિ દૂર થવી જોઇએ.

૫. ખુલ્લી હવામાં રહેવાનો શોખ વધારે પ્રમાણમાં ઉત્પન્ન થવો જોઇએ. સ્ત્રીઓએ કસરતની ટેવ પાડવી જોઇએ.

પિતૃઋણ અદા કરવા બાળકો ઉત્પન્ન કરવાં એમ હીંદુ ધર્મશાસ્ત્ર કહે છે શાસ્ત્રમાં નવા સ્લોકો લખાય ત્યારે એક કલમ ઉમેરવી પડશે કે અશક્ત અને બુદ્ધિહીન બાળકોને ઉત્પન્ન કરનાર માબાપો રૌરવ નરકના અધિકારી થાય છે. ધર્મશાસ્ત્રની આજ્ઞા વિના આપણને એ વાત સુઝવાની નથી.

કાયદામાં સ્ત્રીઓના અધિકાર વીગેરે ચાલતા ભયંકર અન્યાય વીગે પણ બે શબ્દ આ સ્થળે કહ્યા વિના નહીં ચાલે. કાયદામાં સ્ત્રીઓ સ્વતન્ત્ર વ્યક્તિ તરીકે નહીં પણ પતિની મીલકત તરીકેજ હમેશાં ગણાય છે—એ કે શબ્દોમાં એ હમેશા પતિનું અર્ધાંગ કહેવાય છે. એટલી સભ્યતા માટે આપણે શાસ્ત્રકારોનો જરૂર આભાર માનવો જોઇએ.

કાયદામાં પતિ મરી ગયા પછી પુત્ર હોય તો પત્નીને પતિની મીલકત પર માત્ર ખોરાકી-પોશાકીનોજ અધિકાર રહે છે. બાળક ન હોય અને પત્ની વારસ થાય તોપણ એનો અધિકાર માત્ર એ જીવે ત્યાં સુધી મીલકતના ભોગવટા જેટલોજ હોય છે પછી એ મીલકત પતિના વારસોમાંજ જાય શકે. કોઇ સ્ત્રીને પિતાનો વારસો મળ્યો હોય તોપણ તેનાથી પતિની હયાતીમાં તેની સમ્મતિ વિના કોઇને તેમાંથી કંઈ આપી ન શકાય અથવા વેચી ન શકાય એવો પ્રતિબંધ રહેલો હોય છે. બીજા નાનાનાના અન્યાયો પણ કંઈ થોડા નથી. પતિ જીવતો હોય અને સ્ત્રી ફરી વાર પરણે અથવા પતિપત્નીને ન બનતું હોય અથવા પતિ કુટુંબનું હિત ન ચાહતાં મીલકતની ગેરવ્યવસ્થા કરતો હોય એવા કોઇ પણ સંયોગોમાં સ્ત્રી તો લગભગ નિરાધારજ હોય છે. સ્ત્રીની પદવી જન્મે ત્યારથી મરે ત્યાં સુધી એક પરાવલંબી હોય છે. સ્ત્રીઓએ કાયદાના અધિકારનો પ્રશ્ન જરૂર ઉપાડી લેવા જેવો છે. પણ બીજા દેશોકરતાં કરતાં મુંબાઈની સ્થિતિ એ વિષયમાં વધારે સારી છે એમ કહી શકાય.

આ નાના લેખમાં સ્ત્રીજીવનને લગતા મુખ્યમુખ્ય મુદ્દાઓ સમાવવાનો પ્રયત્ન કર્યો છે. હજુ ઘણા પ્રશ્નો એમને એમ રહી ગયા છે. સ્ત્રીઓ તરફથી અને સ્ત્રીઓના હિતૈષીઓ તરફથી દરેક પ્રશ્નનો વિસ્તારપૂર્વક વિચાર કરવાની ખાસ જરૂર છે. માત્ર વિચાર કરવાનો છે એટલુંજ નહીં પણ એ વીગે વ્યાવહારિક ઉપાયો પણ એના પરિણામે યોજાવા જોઇએ.

હાલના સ્ત્રીજીવનને નીહાળતાં એને દયાજનક શીવાય બીજું કયું વિશેષણ શોભી શકે તે સુઝતું નથી. ભાઇ મુનશીએ એમના એક લેખમાં કહ્યું હતું તેમ કાં તો કોઇક ઠેકાણે એ 'દેવી' છે, ઘણે ઠેકાણે એ 'દાસી' છે રમકડાની માફક કાં તો એ ફાવે તેમ શોભાવે છે, કાં તો આખી જીંદગી એક પણ સ્વતન્ત્ર વિચાર કે ભાવના વગર વૈતરું કરી પુરી કરે છે. એના પત્નીભાવમાં પ્રેરણા નથી. એના માતૃત્વમાં હોંસ કે ઉમળકો નથી. એના ભગિનીભાવમાં પ્રફુલ્લતા નથી. પુત્રીભાવમાં એ સદા રાંક ને ગરીબડી દેખાય છે. પુરુષો પ્રેરણા માગે છે પણ આ સ્ત્રીસૃષ્ટિમાંથી પ્રેરણા કેમ અવતરે ?

પ્રમાણ કેળવણી વગર આ સ્થિતિ બદલાવાની નથી. અંતર વિકસાવ્યા વગર બાહ્ય જીવન વિકસવાનું નથી. ચારિત્ર્યનું, ભાવનાનું, જ્ઞાનનું બળ પામ્યા વિના સ્ત્રીઓથી સંસ્કૃતિની રચના થવાની નથી અને એ યોગ્ય પદ પામવાની નથી.

પણ નિરાશ થવાની જરુર નથી. સ્ત્રીઓની આ સ્થિતિનો વિચાર થોડોઘણો તો સમાજમાં ક્યારનોએ થવા માંડ્યો છે. આપણું જાહેર જીવન સ્ત્રીઓના નામ વિનાનું છેક ખાલી નથી. પુરુષોના ટેકા શીવાય કૈં સ્વતંત્ર કાર્ય સ્ત્રીઓએ નથી કર્યું એ ખરું, પણ આજે આધાર લઇને ઉભી થતી સ્ત્રીઓ કાલે એકલી ચાલતાં શીખશે, અને અન્યને દોરશે. સમાજસેવામાં એ સ્ત્રીઓનો ફાળો ક્યારનોએ શરુ થઇ ચુક્યો છે. અને વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ સ્ત્રીઓનાજ પ્રયાસનું ફળ છે. સાહિત્યમાંએ છુટા છવાયા ને નાના પ્રયત્નોની શરુઆત સ્ત્રીઓમાં ક્યારની થઇ ગઇ છે. કલાના પ્રદેશમાંએ સ્ત્રીઓએ રસ લેવા માંડ્યો છે. નિરાશાના અંધકારમાં આશાનો ઉજાસ ઉતરવા માંડ્યો છે. પ્રકાશના પારાવાર એમાંથીજ રેલશે.

નવસંસ્કૃતિની ઘટનામાં સ્ત્રીઓ ક્યાં ? એ આંખ આગળથી સરી જતા એક ઉજ્જ્વલ છાયાચિત્રને પકડવાનો પ્રયત્ન અસ્થાને નથી.

આંખ આગળ દ્રૌપદી સમી પ્રતાપી આર્ય કુલની આંધયાત્રીઓની હાર ઉભી થતી દેખાય છે. નુરજહાં સમી સમ્રાજ્ઞીઓનાં અનેકરૂપે દર્શન થાય છે. સીતારામ સમાં અખંડ અને અદ્વિતીય પ્રેમી જોડલાંઓ અવતરતાં લાગે છે. રામાયણના સીતારામ કરતાંએ તેમનો સહચાર વિવિધ સ્વરૂપે દેખા દે છે. મી. અને મીસીસ બ્રાઉનીંગ સમો સાહિત્યમાં સહચાર, મી. અને મીસીસ પોલ રીશાર સમો યોગમાં એક્તાર, મી. અને મીસીસ એસ્કવીથ સમાં જાહેર જીવનનાં રસીયાં, અને મી. અને મીસીસ સીડની વેબ જેવા મજુરપ્રવૃત્તિના ઉપાસકોના અવતારો ગુજરાતની નવસંસ્કૃતિને જન્માવશે અને પોષશે. ત્યારે સરસ્વતી દેવી સદેહે અવતાર લેશે. લક્ષ્મીદેવીના વાસ સદૈવ થશે. જોન સમી વીરબાલાઓ પાકશે. સાવિત્રી સમી મૃત્યુનેએ ડરાવે એવી તેજસ્વી પત્નીઓ થશે. અને ત્યારે પ્રેમ, સંસ્કૃતિ અને જીવનનો ઉત્કર્ષ સાધતી નારીઓ અને એમને અનુરૂપ નરો પાકશે; ત્યારે સ્ત્રીપુરુષોના અંતરની એક્તા સધાશે અને ત્યારેજ ગુજરાતમાં નવયુગ અને નવસંસ્કૃતિની સ્થાપના થશે.



# કલા અને કલામયતા


લેખક.

રા. રંજિતલાલ હરિલાલ પંડ્યા

બી. એ., એલએલ. બી., બાર-એટ-લૉ.

સભ્ય, સાહિત્યસંસદ.


દેશદેશના ઇતિહાસના સમજુ અને વિચારશીલ અભ્યાસ કરનારને, તેમના અનેકાનેક પ્રકરણોમાં, એ પ્રકરણથી કોઈ વધારે આશ્ચર્યકારી, આકર્ષક અને માર્મિક બોધપ્રદ પ્રકરણ નથી કે જેમાં દેશદેશની આત્મિક ઉત્ક્રાંતિનો, એટલે કે સૃષ્ટિના એ નિશ્ચિત સીમાઓએ બાંધેલા ટુકડા ઉપર વસતા માનવસંકુલની ઈશ્વરદત્ત નિસર્ગશક્તિના ક્રમશ: આવિર્ભાવનો, અહેવાલ સમાએલો હોય. રાજાઓના મોજશોખ અને વિલાસવૈભવના વર્ણનો, તેમની હારજીતો, તેમના વિગ્રહો અને કાવાદાવાના વર્ણનો, તથા સમયાનુસાર રાજ્યક્રમ, ભિન્નભિન્ન રાજ્યસત્તાની મતાધીશતાનાં નિરૂપણ સાચી રીતે ઇતિહાસ નથી પરંતુ માનવ ઇતિહાસની ઘમઘમતી મહાનદીના માત્ર ઉપપ્રવાહો છે એમ અન્ય દુનીઆએ યોગ્ય સમય પહેલાં ગ્રહણ કર્યું. અને એ સત્યની જ્યારે ગંભીરતા સમજાય છે ત્યારે ઇતિહાસ જુદા સ્વરૂપે દેખાય છે અને તેનો પાઠ જુદા સત્યો અને ઉપદેશોનો ઉદ્ઘોષ કરે છે. કોઈ પણ દેશના ઇતિહાસનું લક્ષ્ય, તે દેશની પ્રજાની બુદ્ધિ અને ચારિત્ર્યવિશિષ્ટતાઓના વિકાસનો ચીતાર આપવો, તે છે, અથવા હોવું જોઈએ; અને સૃષ્ટિના ઇતિહાસનું લક્ષ્ય સમસ્ત માનવજાતિની બુદ્ધિ અને ચારિત્ર્યવિશિષ્ટતાઓના વિકાસનો ચીતાર આપવો એ હોવું જોઈએ. કારણ ઈશ્વરપ્રણીત પાર્થિવસૃષ્ટિમાં મનુષ્યાત્મા અને તેની ક્રિયાઓ જેવું દિવ્ય અને દેદીપ્યમાન બીજું કૈં નથી.

મનુષ્યાત્માની ક્રિયાઓ અનેક છે. તેણે યંત્ર ઉત્પન્ન કર્યાં, ધર્મ બાંધ્યા, નીતિશાસ્ત્રો ઘડ્યાં, ન્યાયના કાનુનો રચ્યા, રાજશાસનો રચ્યાં અને એમ અનેક રીતે કુદરતની વેરાન અને નિર્જન સપાટી ઉપર પોતાનાં પ્રભાવ અને પ્રતિભાદર્શક સુવર્ણમંદિરો રચી પૃથ્વીને વસવા યોગ્ય

અને જગતને સ્પૃહણીય બનાવ્યું. આ અર્થમાં જોતાં કુદરત અને કલા વચ્ચેનો ભેદ મૂલગામી જણાશે અને તેથી પણ વધારે, કલાનું ક્ષેત્રફલ, મનુષ્યની આદ્યંત સર્વ પ્રવૃત્તિઓના પરીધની સાથે પરિમિત થએલું દેખાશે. સાથે માનવશાસ્ત્ર (sociology) ના અભ્યાસીને પોતાના કર્તવ્યપ્રદેશની અપરિમિતતા તથા અનેકવિધ વિવિધતા પણ દ્રશ્યમાન થશે. ત્યારે કલાની સીમાઓ મનુષ્યાત્માના આંતર સામર્થ્ય જેટલીજ છે—અર્થાત્ નિઃસીમ છે.

પરંતુ કલાને સાધારણ સમજણમાં આ વિશેષ અર્થમાં આપણે વાપરતા નથી. કલાને આપણે વિજ્ઞાન સાથે સરખાવીએ છીએ અને વિજ્ઞાનથી જુદી પાડીએ છીએ. વિજ્ઞાન અને કલામાં મનુષ્યની વિધાયક શક્તિનું પરિણામ હોવાનો ગુણ સમાન હોવા છતાં તેઓ જુદાં એ વિશિષ્ટતાથી પડે છે કે જ્યારે વિજ્ઞાન ને પ્રકૃતિનાં વિદ્યમાન સત્ત્વોના પૃથક્કરણમાં અને તેમના નિયમોના સંશોધનમાં પરિસમાપ્તિ થાય છે ત્યારે કલાનો પ્રધાન અંશ એ છે કે તે પ્રકૃતિથી પર એવાં અપાર્થિવ સત્ત્વોનાં પરિસેવનમાં સાર્થકતા પામે છે. આનો અર્થ એમ નથી કે કલા કદી પાર્થિવ સત્ત્વોનો આધાર અંગીકાર કરતીજ નથી, અને વિજ્ઞાન કેવળ કલાહીન, તથા આધારમયજ છે. વિજ્ઞાનના શાસ્ત્રનિપુણોને કલાના કોવિદો જેટલીજ પ્રસંગોપાત્ત દૂરદર્શી કલ્પનાની સહાય લેવી પડે છે, જ્યારે જેટલે અંશે સર્વ કલાની આધારભૂત વસ્તુ ભૌતિક પદાર્થરચના છે, તેટલે અંશે કલા પણ પાર્થિવજ છે. વિજ્ઞાન અને કલા વચ્ચે જે ભેદ છે તે ઉત્પન્ન કરનાર ગુણવિશિષ્ટતા તે બંનેનાં દૃષ્ટિભેદમાં સમાએલી છે. વિજ્ઞાન જ્યારે પ્રવર્તિત વસ્તુસ્થિતિને સમજવા અને સમજાવવા માગે છે ત્યારે કલા, તેથી વધારે ઉંચે જોઇ, તેની પાર જોઇ, તે વસ્તુસ્થિતિને આધારભૂત કરી, મનુષ્યહૃદયને આનંદ આપે તેવી કોઇ નવીન સૃષ્ટિ સર્જવા મથન કરે છે. આ અર્થમાં કલા જ્યારે મનુષ્યની કલ્પના અને કર્તૃત્વશક્તિનો સાક્ષાત્કાર છે ત્યારે વિજ્ઞાન તેની સંશોધક શક્તિનું અને તેની બુદ્ધિનું સ્વરૂપ છે.

પરંતુ સાધારણ વપરાશમાં કલાને આપણે આથી પણ વધારે સંકુચિત અર્થમાં વાપરીએ છીએ. કલાને બે પ્રકારની આપણે માનીએ છીએ. એક ઉપયોગી કલા અને બીજી લલિત કલા. પ્રથમમાં સુથારની, સોનીની, લુહારની કલાનો, તથા ગૃહ બાંધવાની, ખેતીની, બાગબગીચા રચવાની, અને બીજી કલાઓનો સમાવેશ થાય છે; જ્યારે બીજા વિભાગમાં સંગીત, સાહિત્ય, ચિત્રકર્મ, શિલ્પ વગેરે કલાઓની ગણના થાય છે. આમાંથી પ્રથમ વિભાગમાં મુકાએલી પ્રવૃત્તિઓને સાચી રીતે કલા કહેતાં આપણે શરમાઇએ છીએ અને બીજા વિભાગની "લલિત" કલાઓનેજ કલાઓ કહીએ છીએ. ત્યારે પ્રથમ વિભાગમાં મુકાએલી વસ્તુઓ કલાઓ નથી? કે તે શું ઓછી લલિત છે? અથવા કલા એટલેજ શું?

કલાનાં લલિત અને ઉપયોગી એમ આ લોકવ્યવહારમાં પડેલા પરસ્પરવિરુદ્ધ વિભાગો તપાસતાં પરિણામે એ આવતું જણાય છે કે લોકોની સમજણમાં આ બંને વિભાગો વચ્ચે ભેદનું કારણ એકનું લલિતત્વ અને બીજામાં તેનો અભાવ એ છે. અર્થાત્ કલાનું પ્રધાન લક્ષણ લલિતત્વ હોઇ, તે પ્રથમ વિભાગમાં મુકાએલી પ્રવૃત્તિઓમાં ન હોતાં, તેમને કલા કહેવા જનસમાજ નાખુશી દેખાડે છે. આ પ્રવૃત્તિઓ ઉપયોગી છે ખરી, એટલે કે સુથાર જે જાતજાતનું લક્કડકામ બનાવે છે,

છે પરંતુ તેમાં કલા નથી. તેથી પણ આગળ વધીને જોઇએ તો જણાશે કે સરોવર, પહાડ, કે નદીઝરણાંની રમણીયમાં રમણીય રચનાઓ–દેખાવો–જોનારનાં નયનોને અત્યંત આનંદકર અને તેમનાં હૃદયને અત્યંત તુષ્ટિપ્રદ લાગશે ખરી; પરંતુ તે રચનાઓ–દેખાવો–માંની એકેમાં, તેમના અંગભૂત વિભાગોની અત્યંત કલામય ગોઠવણીઓ હોવા છતાં, કલા નથી. આ સ્મિતજનક વસ્તુ–વિરોધિતા વધારે સ્મિતજનક ત્યારે થાય છે કે જ્યારે આપણે સમજીએ છીએ કે, જો કે આ નદી, નિર્ઝર, પર્વતો અને ખીણોના મનોહર સૃષ્ટિસૌંદર્યના દેખાવોમાં કલાની છાયામાત્ર પણ નથી, તોપણ તેવાં દૃશ્યોને બીનઅનુભવી રીતે પણ સહેજ ફલક ઉપર ઉતારવા મથન કરતા ચીતારાની પીંછીમાં કલા છે. આનો શો અર્થ ? અથવા આનો કૈં અર્થ છે ખરો ? આ દેખાતા ભેદ અને વિરોધનો ઉત્તર એજ છે કે જે સકળ કલાનું વિશિષ્ટત્વ–વિધાયકતા, સંપ્રયોજકતા–તેનો અંશ સહેજ પણ બીજામાં છે જ્યારે પહેલામાં તે મુળથી સહેજમાત્ર પણ નથી.

ત્યારે કેવળ સુંદરતા તે કલા નથી. સુંદરતા નૈસર્ગિક હોઇ શકે જ્યારે કલા હમેશાં સયોજિત હોય છે. સુંદરતા આકસ્મિક હોઇ શકે જ્યારે કલા સહેતુક પ્રવૃત્તિનું પરિણામ છે.

ત્યારે સમન્વય છે કે કલામયતા એ ઉપર વર્ણવેલા ગુણોથી કોઇ જુદા પ્રકારનો ગુણ છે. કોઇ પણ વસ્તુ કે વસ્તુસ્થિતિ કલામય હોવી એટલે તેમાં ચોખ્ખાઇ, સફાઇ વગેરે ગુણોથી કોઇ બીજી જાતનો ગુણ રહેલો છે એમ કહેવું તે. ત્યારે આ ગુણના વિવરણ પરત્વે આપણે કૈં વધારે કહી શકીએ તેમ છે?

કલા નૈસર્ગિક નથી પરંતુ વિરચિત છે તે આપણે જોયું. હવે આગળ વધી આપણે કલાકારની રચનાની સહેજ ઉંડી પરીક્ષા કરીએ. કલાકારની આ રચનાની કૈં વિશિષ્ટતાઓ છે?

સૌંદર્ય અને કલાનો ભેદ. આપણી સમક્ષ રાખી, આપણા જીવનનાં કેટલાંક સામાન્ય રમણીય દૃશ્યો તપાસતાં આપણને લાગે છે કે દીવાળીમાં ઘેરઘેર થતી વિસ્તીર્ણ રોશનીમાં, ફુલના હારથી ઢંકાઇ ગએલી મહાદેવની મૂર્તિમાં અને વિવિધ પ્રકારનાં અનેક આભૂષણોથી છવાએલી મારવાડની અંગનાની દેહશોભામાં, કલાનું તત્ત્વ રહેલું નથી. ઘરને ગોખેગોખે, અને માળની પાળેપાળે, દીવાઓની હાર પર હાર જોતાં દીપાવલિની શોભા નીરખવા નીકળનારને આનંદ થાય છે ખરો, પરંતુ એ દીવાઓનાં ઝુંડ ઉપર ઝુંડની અંદર, ગોળ કમાન કરી ગોઠવીને મુકેલા થોડા દીપકો જેટલી મોહકતા કે આલ્હાદકતા નથી એમ એને સહજ લાગે છે. તેજ રીતે તેને પ્રતીત થશે કે ફુલતોરાથી ઢંકાઇ ગએલી મહાદેવની મૂર્તિની અંદર, આછી પરંતુ રમ્ય રીતે શણગારેલી મહેશ્વરીની મૂર્તિની અસરકારકતા નથી, અને અનેક અલંકારથી ચિત્રિત વાઘ જેવી દેખાતી મારવાડની અંગનામાં, થોડાં પણ સુંદર રીતે પહેરેલાં ભૂષણોથી અલંકૃત ગુજરાતની લલનાની આકર્ષકતા નથી. બંને પાસનાં દરેક દૃશ્યમાં આનંદ છે. કારણ સુંદર તો દીપક, ફુલ અને સુવર્ણ ત્રણે છે: ગમે ત્યાં હોય અને ગમે તેવી રીતે હોય પરંતુ આનંદ આપ્યા વિના તેમાંથી એકે રહેશે નહીં, પરંતુ એ છતાં એ બંને જાતિનાં દૃશ્યોના આનંદમાં ભેદ રહેલો છે. એકનો આનંદ સ્થૂલ અને હલકો છે જ્યારે બીજાનો આનંદ સૂક્ષ્મ અને ઉચ્ચ છે. અને આ ભેદનું કારણ શું ? કારણ એજ કે જ્યારે પ્રથમ પંક્તિનાં દૃશ્યોની અંદર અંતર્વિભાગોની

સુંદરતાની ભરછક ભરતી હોય છતાં, તે સમસ્તની સુંદર અસર થાય તેવી રીતે ગોઠવણ થઇ નથી ત્યારે, બીજી જાતિનાં દશ્યોની અંદર, તેમનાં અંતર્વર્તી અંગો સુંદર હોય કે ન હોય તેના પર બહુ લક્ષ ન આપતાં, તે સમસ્ત, જોનાર ઉપર સબળ રીતે અસર કરશે, એવી સર્વપ્રધાન દૃષ્ટિથી એવણી રચના કરાઇ છે. ત્યારે કલાની બીજી વિશિષ્ટતા, તેનો બીજો અત્યંત અગત્યનો ગુણ અહીં દૃગગોચર થાય છેઃ કલાકાર વિધાયક છે અને તેની કલાની અંદર પ્રધાનપણે ઇચ્છિત અસર પ્રાપ્ત કરવા માટે તેનાં વિધાનોની તે યોગ્ય ગોઠવણ કરે છે. કલા તે સંયોજના (design) છે

કલાકારની આ સંયોજનક્રિયાના મૂળ તત્ત્વોનો વિચાર કરનારને જણાશે કે કલાકારને તેનાં વિધાનોની ચુંટણીમાં ઊંડી દર્શનશક્તિ અને પ્રખર વિવેકશક્તિ વાપરવી પડે છે, એટલુંજ નહીં પરંતુ તેની તે વિધાનોની સંયોજનક્રિયામાં પણ તેટલીજ અથવા તેથી પણ વધારે કલાશક્તિ દાખવવી પડે છે. બલ્કે કલાનું કલાત્વ અને કલાકારની શક્તિની ઉચ્ચ નીચતાની કસોટીજ આ છે

કલાનું લોકમાન્ય લક્ષ્ય, સૌંદર્ય, તેની પ્રાપ્તિ અનેક રીતે થઇ શકે છે એક વસ્તુના પુનરાવર્તનમાં પણ એક પ્રકારનું સૌંદર્ય રહેલું છે. ભૂમિતિશાસ્ત્રની ઘણાંઘણાં એક જાતનાં બિંદુઓની બનેલી લીટી સૂક્ષ્મદૃષ્ટિએ જોનારને એક રમ્ય વસ્તુ લાગ્યા વિના નહીં રહે. જ્યારે સ્થાપત્યકલાના નમુના જેવી તળેટીથી ટોચ સુધી એકને એક જાતના ખાંચકામવાળી મુંબાઇની ચાલીઓમાં એક અમુક જાતનું આકર્ષણ લાગે છે તે પણ આજ કારણને લઇને છે. અને તે છતાં સ્થાપત્યકલાની અપ્રતિમ સમૃદ્ધિ તો આગ્રાનો તાજ છે-નહીં કે મુંબાઇની ચાલીઓ; અને ભૂમિતિશાસ્ત્રની અનન્ય સંપૂર્ણતાવાળી આકૃતિ વર્તુલજ છે અને નહીં કે સીધી લીટી કે તેના વડે બનતાણી ચોરસ, લંબચોરસ અને બીજી આકૃતિઓ. ત્યારે સમજાશે કે સામ્યતા એમાં "સૌંદર્ય". નો અંશ રહ્યા છતાં અન્ય સર્વના અભાવે, કોઇ વસ્તુની ઘટનામાં તે એકજ હોય તો, તેમાં કલાનો સમાવેશ થતો નથી.

જે પ્રમાણે કેવળ સામ્યતામાં કલાનો અંશ રહેલો નથી તે પ્રમાણે સમજવું અઘરું નથી કે કેવળ વૈવિધ્ય તે પણ કલા નથી. સ્ત્રીઓના પહેરવેશ માટે વપરાતા વીલાયતી કપડાની 'ભાતો" આ વસ્તુની સાક્ષી પુરશે. ત્યારે કલા વૈવિધ્ય નથી તેમ સામ્યતા પણ નથી. કલા સામ્યતા અને વૈવિધ્યનું મિશ્રણ છે અથવા કલાકારની કલાનુંજ કાર્ય આ છે. કલાકાર પોતાના વિધાનોને ચુંટી તેમની ઇચ્છિત લક્ષ્ય પ્રાપ્ત કરવા માટે ગોઠવણી કરે છે આ વિધાનોમાં કેટલાંક સરખાં હોય, કેટલાંક વિવિધ હોય તે સર્વનો યથાયોગ્ય યથાપ્રમાણ, ઉપયોગ, તે કલા. કલાકાર, યોગ્યતાથી અવળે સ્થળે કોઇ પણ વિધાનની ગોઠવણી કરે તો તેની સંયોજિત રચના કઢંગી બની જાય. તે કોઇ વિધાનનો યોગ્યતાથી વધારે પ્રમાણમાં ઉપયોગ કરે તો તેની સંયોજિત રચના મહેકાઇ જાય. પરિણામે અસફળતા. ત્યારે કલાનું અહીંઆ બીજું અને અત્યંત અગત્યનું અંગ દૃષ્ટિગોચર થાય છે. કલા એટલે પ્રમાણ (proportion). કલાનો આ અંશ પ્રાપ્ત કરવો એટલો કઠણ છે અને તેને સંપૂર્ણ સમજી ખીલવવાની જગતમાં એટલી ઓછી પ્રતિભાશક્તિઓ જન્મ પામી છે કે કલાના શાસ્ત્રમાં આ અંશને સર્વોપરી સ્થાન અપાય તેમાં નવાઇ

નથી, પુરાતન કાળના ગ્રીક લોકો એકજ હતા કે જે આ અર્થ સમજી ખીલવી શક્યા હતા; અને તેઓની અમર કીર્તિ તેમની કલામાં આ અંશની પ્રધાનપણે નિદર્શના એજ છે. આ અનન્ય પ્રતિભાશાલી પ્રજાએ આ પ્રમાણતા અંશને સંપૂર્ણ ખીલવી, એવો રૂપ આપ્યો કે તેમની કલાના રહેલા અવશેષો તેમના સમત્વ (balance) ના અંશને લીધે, જગતની એક અમૂલ્ય થાપણ થઇ પડી છે.

કલાકારની વિધાયક શક્તિની પરિસીમા જેવો આ ગુણ પૂર્ણપણે સઘળી કલાની કૃતિઓમાં અલબત્ત હોઇ શકતો નથી; પરંતુ ઓછાવત્તા પ્રમાણમાં તો એ ગુણ દરેક કલાકૃતિમાં દૃશ્યમાન હોય છેજ. કારણ, ઇચ્છિત અસર કરવાની કલાકારની ગ્રાહ્ય પણ ક્રિયાની શક્તિ, તે તેના આંતર વિભાગોની તે લક્ષ્યને ઉદ્દેશીને કરેલી સંયોજના કરતાં પણ વધારે, તે લક્ષ્યની પ્રાપ્તિને અર્થે તેમની અંતરઅંતરમાં સપ્રમાણ ગોઠવણી, તે ઉપર વધારે આધાર રાખે છે.

ત્યારે કેવળ "સૌંદર્ય" ને કલા નથી. કલા સૌંદર્યથી ઘણી વધારે છે. માનવા ખાતર, સર્વ કલાનું લક્ષ્ય સૌંદર્ય છે એમ માનીએ, તો પણ, કલાની, કલામયતાનું પ્રમાણ તેની, સુંદરતાની છાપ પાડવાની શક્તિ ઉપર બાંધનાર કેટલી ગંભીર ભુલ કરે છે તે સમજાયું હશે. કલાની કલામયતાનું પ્રમાણ તેની સુંદરતા અમર કરવાની શક્તિ કરતાં, તે સુંદરતા પ્રાપ્ત કરવામાં કલાકારે વાપરેલી વિધાનકુશલતા વધારે છે; અને કલાનો કુશળ પરીક્ષક કલાનો નમુનો કેટલો સુંદર છે તે કરતાં, તેના કલાકારે તે સૌંદર્ય ઉત્પન્ન કરવા કેવાં વિધાનો કેવી રીતે વાપર્યાં છે તે ઉપરથી વધારે તપાસે છે.

કલા સૌંદર્ય નથી: કલા સૌંદર્ય પામવાની વિધિ છે.

ઉપર આપણે એમ કબુલ કરતા જણાઇએ છીએ કે કલાનો સર્વોત્કૃષ્ટ ઉદ્દેશ સૌંદર્યપ્રાપ્તિ છે. આ સત્ય છે?

કલાની કૃતિઓમાંના મોટા ભાગની જનસમાજના હૃદય ઉપર સાધારણ રીતે રસાળતા, રમ્યતા અને સુંદરતાની છાપ પાડવાની વૃત્તિને લીધે, અને સૃષ્ટિમાં સર્વ જડમાં પણ જડ મનુષ્યોમાં–કલાવૃત્તિ–જેને ઇંગ્રેજીમાં æsthetic faculty કહે છે–તેની હયાતીને લીધે, જનસમાજમાં એ અસર સાધારણ પેસી જવા પામી છે કે કલા સદા સૌંદર્યનેજ પૂજે છે, સૌંદર્ય નેજ ઉદ્દેશે છે, અને સૌંદર્ય નેજ પ્રાપ્ત કરવો સદા મથન કરે છે, એટલે કે કલા સુંદરજ હોઇ શકે અને જે સુંદર નથી તે કલા કદાપિ હોઇ શકે નહીં. આ સત્ય નથી. આપણે ઉપરજ જોઇ ગયા કે કલા તો સૌંદર્ય નથી; સૌંદર્યથી ઘણું વધારે છે. તેથી પણ વધારે આપણે જોયું કે "સૌંદર્ય" તો અનેક જાતનાં હોય છે જ્યારે કલાનું સૌંદર્ય તો એક જુદી જાતિનું છે–તે વધારે સૂક્ષ્મ છે અને વધારે ઉચાં પ્રમાણે ઉપર ઘડાએલું છે. હવે અહીં તેથી આગળ વધી બતાવવાનો પ્રયત્ન કરીશું કે કલાનું લક્ષ્ય "સૌંદર્ય" નથી પરંતુ બીજું છે.

અહીં સમજવાની જરૂર છે કે જે બે વસ્તુઓ સાથે સુંદરતાને વારંવાર સાધારણ રીતે એકઠી કરી દેવામાં આવે છે અને જેથી તે જુદી છે એમ સમજવું એ સાધારણ જનતાને અત્યંત કઠણ પડે છે તે વસ્તુઓ આલ્હાદકતા અને સુખદતાનો ભાવ, સુંદરતાના ભાવ જેવા હોવા છતાં, એક નથી.

# ગુપ્તયુગનું વિહંગાવલોકન



લેખક

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,

મંત્રી, સાહિત્યસંસદ



[illegible]વાની બુદ્ધમૂર્તિ

વર્તમાન હીંદુસમાજના મૂળ ગુપ્તસમયમાં બંધાયાં છે. હાલનો હીંદુ સમાજ જે સંસ્કારો અને જે ભાવનાઓના બળથી એક સમાજ તરીકે હજી ઉભો છે તે સંસ્કારો અને તે ભાવનાઓએ ગુપ્તસમયમાં સ્થિર રૂપ ધારણ કર્યું છે. છેક વેદના સમયથી આર્ય સંસ્કારોએ હીંદી રૂપ ધારણ કરવા માંડ્યું હતું, પણ એમાં કાળેકાળે અનેક નવા સંસ્કારો અને નવી ભાવનાઓ ભળતાં ગયાં. પ્રાચીન આર્યોએ અનેક ભિન્નભિન્ન સંસ્કારવાળી પ્રજાઓને પોતામાં મેળવી લઇ એક હીંદી પ્રજાને ઘડી ત્યારે આ જુદી જુદી પ્રજાઓના સંસ્કારો તેઓએ અપનાવી લીધા. આ રીતે હજારો વર્ષ સુધી હીંદી પ્રજા અને હીંદી સંસ્કારો ઘડાતા રહ્યા. ગુપ્તસમયમાં આ પ્રવાહ એક મહા સરોવરરૂપ બની ગયો હતો. આખા હીંદુસ્થાનની પ્રજા લગભગ એક સંસ્કારવાળી અને એક સભ્યતાવાળી એક પ્રજા બની ગઇ હતી. હવે આ સરોવરમાં નવાં ઝરણાં મળતાં નહોતાં પણ હજી એ સરોવરનું પાણી અનેક નદીઓ રૂપે હીંદુસ્તાનની બહાર દૂરદૂર સુધી વહેતું હતું. આર્યોએ જે સભ્યતાને વેદના વખતથી ઘડવા માંડી હતી તે હવે પુરેપુરી ઘડાઇ ગઇ હતી, અને હીંદી સભ્યતાની અતિ ભવ્ય, અતિ દેદીપ્યમાન અને પરમ રમણીય મૂર્તિ તૈયાર થઇ હતી. ગુપ્તસમયમાં એ હીંદી સભ્યતાની મૂર્તિની ઝાંખી થઇ શકે છે. ધીમેધીમે પ્રવાહ તદ્દન બંધ થઇ ગયો, ત્યારે નજરથી બંધાયેલા પાણી કોહવા માંડ્યાં, અને હીંદી સભ્યતાની મૂર્તિ ફીકી પડવા માંડી. ગુપ્તસભ્યતા ક્ષીણ થયા પછી પરદેશીઓનાં જે ટોળાં ને ટોળાં આ દેશમાં આવવાં લાગ્યાં તેણે હીંદુ સમાજની જડતા તોડી નહીં. એ પરદેશીઓમાં તાજું જીવન નહોતું મુસલમાની

સભ્યતાની પડતી વખતે મુસલમાનો આ દેશમાં આવ્યા છે. પરદેશીઓના ધસારાને અને મારાને યોગ્ય થવાનો, પરદેશીઓ સાથે કામચલાઉ પણ મેળ કરી લેવાનો હીંદુ પ્રજાએ વારંવાર પ્રયાસ કર્યો છે ખરો, પણ છેલ્લાં ૧૪૦૦ વર્ષનો ઇતિહાસ તપાસતાં તો સ્પષ્ટ દેખાય છે કે ગુપ્તસમય પછી હીંદુ પ્રજાએ પોતાના સ્વભાવમાં તાત્વિક ફેરફાર કર્યો નથી. હીંદુ પ્રજાની મૂલભૂત ભાવનાઓ તો ગુપ્તસમયમાં હતી તેજ અત્યારે છે. અલબત્ત એ સમયે જે ચૈતન્યમય અને જ્વલંત ભાવનાઓ હતી તે અત્યારે નિર્જીવ અને નિર્માલ્યરૂપે હીંદુ પ્રજાને વળગી રહી છે. (બ્રીટીશ સામ્રાજ્યની અસર તો છેક ઉપરની ચામડીને થઈ છે.)

ટુંકામાં વર્તમાન હીંદુ પ્રજાનો અંતરાત્મા જોવો હોય તો ગુપ્તસમયમાં જવું જોઇએ. ગુપ્તોનો ઇતિહાસ—એ સમર્થ મહારાજાઓનો કાલાનુક્રમ—એ પુરાતત્ત્વની શોધખોળ—કેવાં પરિણામ ઉપજાવી શકે છે એનું સરસ દૃષ્ટાંત છે. પુરાણોએ ગુપ્તો વીશે કૈંજ લખ્યું નથી. ગુપ્તો આગળજ પુરાણો અટકી જાય છે. વિશાલ સંસ્કૃત સાહિત્યમાંથી ગુપ્તો વીશે કે ગુપ્તસમય વીશે કૈં છીવજેવી માહીતી મળતી નથી, છતાં ખુબી તો એ છે કે એ ગુપ્તસમયમાંજ સંસ્કૃત સાહિત્યને અસાધારણ ફાલ આવ્યો હતો. સંસ્કૃત સાહિત્યોદ્યાનનાં સર્વ અંગો અપૂર્વ શોભાથી ખીલી રહ્યાં હતાં. જે પુરાણો ગુપ્તો વીશે લગભગ મૌન ધારણ કરે છે તે પુરાણોજ એ વખતના હીંદુ સમાજનું જીવતું ચિત્ર રજુ કરે છે. પણ એ સમયનું હાડપિંજર તો મોટે ભાગે પાશ્ચાત્ય તથા થોડા અત્રત્ય પુરાતત્ત્વશોધકોએ છેલ્લાં સો-સવાસો વર્ષની મહેનતથી ઉભું કર્યું છે. ગુપ્તરાજાઓની વંશાવલિ, કાલાનુક્રમ, અને એ રાજાઓની કારકીર્દીની કેટલીક વિગતો એ બધું જુના શિલાલેખો, તામ્રપત્રો, જુના સીક્કાઓ અને ચીનાઇ પ્રવાસીઓની નોંધોને આભારી છે. આ પુરાતત્ત્વનાં સાધનો વડે ઇતિહાસનું ખોખું ઉભું થયા પછી સાહિત્યે—હીંદુ, બૌદ્ધ અને જૈન સાહિત્યે—એમાં જીવ મુકયો છે. આ ઇતિહાસની આરસી તૈયાર થયા પછી અનેક મુંગા પથરાઓ, ગુફાઓ અને બીજા જમીન બહાર ઉભા રહેલા તથા જમીનની અંદર દટાઇ ગએલા અવશેષો બોલવા માંડયા છે.

ગુપ્તસમયનો વિગતવાર ઇતિહાસ લખતાં તો એક મોટો ગ્રંથ ભરાય, પણ સંક્ષેપમાં ગુપ્તઇતિહાસની મોટીમોટી રેખાઓ જોઇએ. મહાન્ ચંદ્રગુપ્ત મૌર્યે (ઇ. સ. પૂર્વે ૩૨૩) યવનો (ગ્રીક લોકો) ને હીંદુકુશની પેલે પાર અટકાવીને તથા લગભગ આખા હીંદુસ્થાનને એક છત્ર નીચે આણીને એક મહાસામ્રાજ્ય સ્થાપ્યું. એના પૌત્ર દેવાનાંપ્રિય, પ્રિયદર્શી અશોક મહારાજાએ આ સામ્રાજ્યને વધાર્યું અને દીપાવ્યું. મૌર્યસમયમાં હીંદુશકિત અને પ્રતિભાનો સૂર્ય એક રીતે મધ્ય આકાશમાં પ્રકાશતો હતો. મૌર્ય સૂર્ય થોડો કાળ તપીને અસ્ત પામ્યો. દેશ અનેક છત્ર નીચે વહેંચાઇ ગયો. ઉત્તરની સરહદ ઉપર મધ્યએશીઆના યવનોનું જોર જામ્યું. યવનોએ લાંબો કાળ ટકયા નહીં; પણ એ પછી આવેલા કુશાન રાજાઓએ જબ્બર સામ્રાજ્ય સ્થાપ્યું. મધ્યએશીઆમાં પામીરથી તે મધ્યહીંદમાં વિંધ્યાચલ સુધી કનિષ્કનું રાજ્ય હશે એમ મનાય છે. (કનિષ્કનો સમય હજી વિવાદાસ્પદ છે પણ કેમ્બ્રીજ હીસ્ટરીમાં ઇ. સ. ૭૮ માન્યો છે.) ભાળવા

અને ગુજરાત ઉપર પણ શકલોકોનું રાજ્ય હતું. ઉત્તરનું શકરાજ્ય ભાંગી પડ્યું અને દક્ષિણના આન્ધ્રો પણ છિન્નભિન્ન થઇ ગયા ઇ. સ. નું ત્રીજું શતક રાજકીય દૃષ્ટિએ અંધકારમય ભાસે છે, અને ચોથા શતકના ઉદય સાથે ગુપ્તોનો ઉદય પણ નજરે ચડે છે. ગુપ્તો કેવી રીતે અને ક્યાંથી ઉદય પામ્યા એ વીશે પુરી માહીતી હજી મળી નથી. પ્રાચીન ગુપ્તલેખો શ્રીગુપ્તથી વંશનો આરંભ કરે છે. આ ગુપ્ત પાટલીપુત્રની આસપાસનો કોઇ રાજા હશે. એણે પાટલીપુત્ર જેવા પ્રાચીન મહત્તાવાળા નગરમા રાજગાદી સ્થાપી હોય એમ સંભવે છે. જુના લેખોમા એને ફક્ત મહારાજા પદ લગાડ્યું છે. શ્રીગુપ્ત ઇ. સ. ૨૭૫ થી ૩૦૦ ની લગભગમા થયો હશે. એની પછી એના પુત્ર મહારાજ ઘટોત્કચ થયા. એનો સમય તત્વવેત્તાઓએ ઇ. સ. ૩૦૦ થી ૩૨૦ ની લગભગ માન્યો છે (જુઓ Catalogue of the Coins of Gupt Dynasties) ઘટોત્કચ પછી એના પુત્ર ચંદ્રગુપ્ત (પહેલા) ગાદી ઉપર બેઠા. જુના લેખોમા એમને મહારાજાધિરાજ પદ લગાડ્યું છે. એ ઉપરથી તેઓ સ્વતંત્ર અને પોતાના પિતા તથા પિતામહ કરતા વધારે વિશાલ રાજ્યના અધિપતિ થયા હશે એમ અનુમાન થાય છે. આ ચંદ્રગુપ્તની પટરાણી મહાદેવી કુમારદેવી એક યુદ્ધના સમયમાં પ્રખ્યાત થએલા લીચ્છવી કુળની કન્યા હતી. ગુપ્ત લેખોમા રાજા સાથે રાણીના નામનો પણ ઉલ્લેખ ચંદ્રગુપ્તથી શરુ થાય છે. આ લીચ્છવીઓ સાથેના સબંધથી ચંદ્રગુપ્તને રાજ્યના વિસ્તારમા કે પ્રતિષ્ઠામા કંઇ લાભ થયો હશે. એનો પુત્ર મહાન્ સમુદ્રગુપ્ત પોતાને લીચ્છવીદૌહિત્ર કહે છે. (જુઓ અલાહાબાદનો લેખ) સમુદ્રગુપ્તે પોતાના કેટલાક સીક્કાઓ ઉપર પોતાના માતા અને પિતાનુ ચિત્ર પડાવ્યું છે. ચંદ્રગુપ્તનો કોઇ લેખ મળ્યો નથી કે જે ઉપરથી એના રાજ્યવિસ્તારનું અનુમાન થઇ શકે, પણ સમુદ્રગુપ્તના લેખ ઉપરથી પ્રયાગથી પાટલીપુત્ર સુધીનો ફળદ્રુપ પ્રદેશ (જેમાં તિરહુત, દક્ષિણ બીહાર અને અયોધ્યા આવી જતા તે) એના તાબામા હશે એમ તર્ક થાય છે * પુરાણો ગુપ્તરાજ્યનો જે વિસ્તાર બતાવે છે તે ચંદ્રગુપ્ત પહેલાના સમયને લાગુ પડતો જણાય છે.

આ ચંદ્રગુપ્તના રાજ્યકાળથી ગુપ્તસંવત્ શરુ થાય છે. ગુપ્તસંવતનું પહેલું વર્ષ ઇ. સ. ૨૬-૨-૩૨૦ થી ૧૫-૩-૩૨૧ સુધી હતું. ચંદ્રગુપ્તે પોતે, પોતાની રાણી અને લીચ્છવીઓ એ ત્રણેના સંયુક્ત નામવાળા સીક્કા પડાવ્યા છે.

ચંદ્રગુપ્તના પુત્ર મહારાજાધિરાજ સમુદ્રગુપ્ત ચક્રવર્તી થયા. અસાધારણ ઉત્સાહ અને પરાક્રમથી એણે સમગ્ર આર્યાવર્તને એકછત્ર નીચે આણ્યું. સમુદ્રગુપ્તની આ વિજયયાત્રાનું, એની સભાના કવિ અને મહા દંડનાયક હરિષેણે ગદ્યપદ્યમા સંસ્કૃતમાં રચેલું વર્ણન અશોકના લેખવાળા એક સ્તંભ ઉપર મળી આવ્યુ છે. આ સ્તંભ અલાહાબાદમા છે. સમુદ્રગુપ્તનો આ લેખ માત્ર વગરનો અને ઉપરથી ત્રુટિત છે, છતા એ લેખ ઉપરથી, એરણના એક બીજા લેખ ઉપરથી, સમુદ્રગુપ્તે પડાવેલા સીક્કાઓ ઉપરથી તથા એના વંશજોના લેખો ઉપરથી જે રાજાના નામની પણ આજથી થોડાં વર્ષ પહેલાં કોઇ ઇતિહાસ લેખકને ખબર નહોતી તેનુ લગભગ આખેહુબ

* अनुगङ्गाप्रयागं च साकेतं मगधास्तथा ।
एताञ्जनपदान्सर्वान्भोक्ष्यन्ते गुप्तवंशजाः ॥



એલીફંટાની ત્રિમૂર્તિ

ચરિત્ર આજે જોઇ શકાય છે. હરિષેણની આ પ્રશસ્તિ ઇ. સ. ૩૬૦ ની આસપાસ લખાઇ હશે એમ વીન્સેંટ સ્મીથ ધારે છે. વિજયયાત્રા કરવા માટે તો સમુદ્રગુપ્ત ગાદીએ બેઠા પછી તરત નીકળ્યા હશે.

મહારાજાધિરાજ સમુદ્રગુપ્તે પહેલાં–આજે જે ભાગ હીંદુસ્થાન તરીકે હીંદી ભાષામાં ઓળખાય છે તે–પ્રાચીન આર્યાવર્તના ફળદ્રૂપ પ્રદેશ જુદાજુદા નવ રાજાઓને ઉખેડી નાખીને ખાલસા કર્યો; પછી દીર્ઘદષ્ટિવાળી યોજનાથી અને અસાધારણ વ્યવસ્થાશક્તિ અને ક્રિયાશક્તિથી દક્ષિણનો વિજય શરૂ કર્યો. પાટલીપુત્રથી નીકળી, છોટા નાગપુર સોંસરા થઇ મહાનદીના કાંઠાના દક્ષિણકોશલ દેશના રાજા મહેંદ્રને તાબે કર્યો; ત્યાંથી ઓરીસાના તથા મધ્યપ્રાંતોના મહાકાંતાર (મોટાં જંગલ)ના રાજા વ્યાઘ્રરાજને, પછી કલિંગની રાજધાની પિષ્ટપુરના રાજાને, પછી કોલુરના મનીરાજને, પછી ગંજામના ગિરિકોટુરના સ્વામીદત્તને, પછી કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેના વેંગીના હસ્તિવર્મને તથા કાંચીના રાજા વિષ્ણુગોપને તાબે કર્યા. આ રીતે પૂર્વ કાંઠાના મોટામોટા રાજાઓને પોતાને વશ કરી તથા ફરી રાજ્યારૂઢ કરી, પશ્ચિમ કાંઠાના પાલક્કના (ઘણું કરીને લોર જીલ્લો) ઉગ્રસેનને, દેવરાષ્ટ્ર (હાલના મહારાષ્ટ્ર)ના કુબેરને તથા એરંડવલ્લ (કદાચ હાલના ખાનદેશ)ના દમનને હરાવી,–ટુંકામાં સર્વ દક્ષિણાપથના રાજાઓને વશ કરી, તેઓનેજ ફરી પોતપોતાના પદ ઉપર સ્થાપી એ ચક્રવર્તી રાજા પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. રસ્તામાં આવેલા આટવિક (જંગલી) રાજાઓને તો તેણે પોતાના પરિચારક બનાવી દીધા હતા. પરાક્રમાદિત્ય સમુદ્રગુપ્તનું આ અપૂર્વ પરાક્રમ જોઇને સમતત, દવાક, કામરૂપ (આસામ), નેપાલ, અને કર્તુપુર (જાલંધર જીલ્લો) વગેરે પૂર્વ અને ઉત્તરના સીમાડાના રાજાઓએ તથા માલવ, અર્જુનાયન, યૌધેય, માદ્રક, આભીર, પ્રાર્જુન, સનકાનીક વગેરે વાયવ્યભાગનાં તથા પશ્ચિમનાં ગણરાજ્યોએ જાતેજ બધા કર આપવાનું, આજ્ઞા પાળવાનું તથા પ્રસંગે સેનામાં હાજર રહેવાનું કબુલ કર્યું. આ પ્રમાણે સમુદ્રગુપ્તની રાજ્યસત્તા એટલી વધી ગઇ કે ગાંધાર, કાબુલ અને

ઓકસસ પ્રદેશના દૈવપુત્ર, શક, મુરંડ શાહી તથા શાહાનુશાહી રાજાઓએ તેમજ સિંહલ દ્વીપના તથા દક્ષિણના બીજા બેટોના રાજાઓએ આ ચક્રવર્તી સાથે સંબંધ બાંધ્યો.

"સીલોનના રાજા મેઘવર્ણે (ઇ. સ. ૩૫૨ થી ૩૭૯ લગભગ) સમુદ્રગુપ્ત પાસે બહુમૂલ્ય રત્નોની ભેટ સાથે દૂત મોકલી બોધગયા પાસે પરદેશીઓ માટે એક વિહાર બાંધવાની રજા માગ્યાની વાત ચીનાઇ સાહિત્યમાંથી મળે છે.

જંગલો, જંગલી પ્રાણીઓ તથા જંગલી લોકોથી ભરેલા દુર્ગમ પ્રદેશોના બેત્રણ હજાર માઇલની સમુદ્રગુપ્તની આ વિજયયાત્રામાં જરૂર બેત્રણ વર્ષ ગયા હશે. ઇ. સ. ૩૫૦ વિજયયાત્રા પુરી થઇ હશે એમ માનવામાં હરકત નથી. પાટલીપુત્ર પાછા આવ્યા પછી પોતાના અપૂર્વ વિજયને ધાર્મિક રીતે ઉજવવા શુંગ પુષ્યમિત્ર પછી કોઇએ ન કરેલો ચિરોત્સન્ન અશ્વમેધ યજ્ઞ સમુદ્રગુપ્તે કર્યો. આ વખતે બ્રાહ્મણોને લાખો ગાયો અને લાખો સોનામહોરો તેણે આપી. આ કાર્ય માટે ખાસ પડાવેલી યજ્ઞના ઘોડાના ચિત્રવાળી મહોરો મળે છે.

મહારાજાધિરાજ સમુદ્રગુપ્તના પૃથ્વીવિજય કરતાં પણ અનાથ, દીન, રોગી અને દુઃખીઓના એણે કરેલા ઉદ્ધારથી, વિદ્વાનોને આપેલાં પોષણથી, સમગ્ર પ્રજાને આપેલા સુખ-શ્રી તથા સર્વથી વધારે તો એના ઉચ્ચ આર્ય ગુણોથી એ વખતની પ્રજા "પ્રશમસંતુષ્ટ" થઇ ગઇ હતી. એ વખતની વિદ્યાઓમાં અને કળાઓમાં આ ચક્રવર્તીએ કુશળતા મેળવી હતી. હરિષેણ એને સંગીતકળામાં તુમ્બરુ તેમ નારદથી અધિક ગણે છે. બીજા વિદ્વાનોને ઉપજીવ્ય એવાં કાવ્યો કરવાથી આ પૃથ્વીપતિ કવિરાજ કહેવાતા. એનો સભાકવિ હરિષેણ તો આ અદ્ભુતપરાક્રમી, ઉદારચરિત, તીક્ષ્ણબુદ્ધિ, વિદ્વાન, કવિ તથા કલાકોવિદોના આશ્રયદાતાના વખાણ કરતા થાકતોજ નથી. ૧૫૦૦ વર્ષ પહેલાં થઇ ગએલા ચક્રવર્તી આર્યરાજાના શાસ્ત્રોક્ત આદર્શને જીવનમાં ઉતારવા મથતા આ રાજાનું



વિશ્વકર્મા ચૈત્ય એલોરા

હૃદય એણે પોતાના સીક્કામાં કોતરાવેલ "अप्रतिरथो विजित्य क्षितिं सुचरितैर्दिवं जयति." એ ઉપગીતિના અર્ધા શ્લોકથી જેવું જણાય છે એવું આખા ગ્રંથથીએ ન જણાય. ચંદ્રગુપ્ત મૌર્ય પછીનાં ૬૦૦ વર્ષમાં કોઈએ ન કરેલા એવા વિજયથી આ રાજાને સંતોષ નથી. એને તો સત્કર્મથી સ્વર્ગનો જય કરવો છે. સંસ્કારી હીંદુઓ હજી આ ભાવનામાં જીવે છે.

પરાક્રમાદિત્ય સમુદ્રગુપ્તની હરિષેણે કરેલી પ્રશસ્તિ વાંચતાં બાણકવિએ કે યુવાનચંગે લખેલું હર્ષનું ચરિત્ર તથા અબુલફઝલે લખેલું અકબરનું ચરિત્ર યાદ આવે છે. વીન્સેંટ સ્મીથ આ પ્રતાપી તથા પ્રતિભાશાળી વિજયી વીરને યુરોપના નેપોલીઅન સાથે સરખાવે છે–જો કે નેપોલીઅન કરતાં સમુદ્રગુપ્તના વિજયની અસર ઘણી વધારે ચિરંજીવ રહી છે.

સમુદ્રગુપ્તના મરણની ચોક્કસ તારીખ જાણવામાં નથી. પણ અકબર પેઠે આ ચક્રવર્તીએ પણ લગભગ ૫૦ વર્ષ સુધી નિર્વિઘ્ને રાજ્યસુખ ભોગવ્યું હશે એમ મનાય છે. એનો રાજ્યકાળ ઈ. સ. ૩૩૦ કે ૩૩૫થી ૩૭૫ સુધી પુરાતત્ત્વવેત્તાઓએ ઠરાવ્યો છે.

સમુદ્રગુપ્ત પછી એણે પોતે પસંદ કરેલો યુવરાજ ચંદ્રગુપ્ત (બીજો) ગાદીએ બેઠો. સમુદ્રગુપ્તની પોતાની પણ એના પિતાએ પસંદગી કરી હતી. લેખોમાં तत्परिगृहीत શબ્દ છે. સમુદ્રગુપ્તે પરાક્રમાદિત્ય અને આ ચંદ્રગુપ્તે વિક્રમાદિત્ય પદ ધારણ કર્યું હતું. ચંદ્રગુપ્તે પોતાને વારસામાં મળેલું રાજ્ય પશ્ચિમના શકક્ષત્રપો પાસેથી માળવા, ગુજરાત, કાઠીઆવાડ અને કોંકણ ખુંચવી લઈને વધાર્યું. આ પરાક્રમથી સમૃદ્ધ અને ફળદ્રુપ પ્રદેશો રાજ્યને મળ્યા એટલુંજ નહીં પણ પશ્ચિમનાં બંદરો મારફત છેક ચીનથી તે ઈજીપ્ત અને બીજા પશ્ચિમના દેશો સાથેના વેપારનો સળંગ રસ્તો રાજ્યના વશમાં આવ્યો. પરિણામે દેશમાં વેપાર અને સમૃદ્ધિ વધ્યાં. ચંદ્રગુપ્ત પણ એના પિતા પેઠે પરાક્રમી, સંસ્કારી, વિદ્વાન્ અને કલારસિક હશે. કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે મહાકવિ કાલિદાસ વગેરે કવિઓના આશ્રયદાતા વિક્રમાદિત્ય વીશે જે વાતો ચાલે છે તે આ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય વીશે હોવી જોઈએ. તદ્દન ચોક્કસ નથી પણ ઈ. સ. ૩૭૫ થી ૪૧૩ સુધી એનો રાજ્યકાળ હોવો જોઈએ. આ ચંદ્રગુપ્તના વખતમાં ઈ. સ. ૪૦૫ થી ૪૧૧ ચીનાઈ પ્રવાસી બૌદ્ધ સાધુ ફાહીઆન આ દેશમાં આવ્યો હતો. એ સાધુનું બધું ધ્યાન પોતાના કામમાં, બૌદ્ધ તીર્થો જોવામાં, ધાર્મિક ગ્રંથો એકઠા કરવામાં અને ધર્મગ્રંથોનું અધ્યયન કરવામાંજ હતું. એણે ચંદ્રગુપ્તનું નામ પણ લખ્યું નથી, પરંતુ એ વખતની દેશની પરિસ્થિતિ વીશે જે કંઈ વર્ણન આપ્યું છે તે ગુપ્તસમયનું યથાર્થ ચિત્ર રજુ કરે છે. આ સમયે પાટનગર પાટલીપુત્ર નહીં પણ અયોધ્યા હશે એમ લાગે છે.

ચંદ્રગુપ્ત પછી એની મહારાણી ધ્રુવદેવીનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ બેઠો. મોગલો પેઠે એક પછી એક આ ગુપ્તરાજાઓએ દીર્ઘાયુષ્ય અને દીર્ઘ રાજ્ય ભોગવ્યું છે. આ કુમારગુપ્ત પહેલાએ લગભગ ૪૦ વર્ષ રાજ્ય કર્યું છે. કુમારગુપ્તનો રાજ્યવિસ્તાર એના પિતાથી વધ્યો હશે, ઘટ્યો નથી. એણે અશ્વમેધ યજ્ઞ કર્યો છે. કુમારગુપ્તના અનેક લેખો અને સીક્કાઓ મળ્યા છે, પણ એનાં પરાક્રમ વીશે કે કારકીર્દી વીશે કંઈ વધારે માહીતી મળતી નથી.

કુમારગુપ્તના રાજ્યકાળની આખરમાં મધ્યએશીઆમાંથી હૂણોનાં ટોળાં તીડનાં ટોળાં પેઠે આ દેશ ઉપર ધસી આવવા

માં ને બુંદેલખંડમાં, એમ આ દેશના જુદા-જુદા ભાગમાં જે રાજ્યો સ્થપાયાં તે ચઢતી-પડતીના રંગમાં પરસ્પર લડતાંઆખડતાં મુસલમાનોનો પ્રસારો સહન કરતાં લગભગ પાંચસો વર્ષ જીવ્યાં, અને પછી મુસલમાની યુગ શરુ થયો. દક્ષિણાપથની પણ આર્યાવર્ત જેવીજ સ્થિતિ થઇ છે.

ગુપ્તરાજાઓ વીશેના ઉપલા ટુંકા વર્ણન ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે ઇ. સ. ૩૨૦ થી ૪૭૦ સુધીનો દોઢસો વર્ષનો સમય એ ગુપ્ત-સમયનો મધ્યાન્હકાળ. પણ ગુપ્તોના વખતમાં અને તે પછી પણ કેટલાક કાળ સુધી આ દેશમાં જે સર્વતોમુખી ઉત્કર્ષ દેખાય છે તેનો ઉદય કંઈ ગુપ્તરાજાના જન્મ વખતે થયો ન હતો. ખરી રીતે ચક્રવર્તી ગુપ્તો હીંદુ પ્રજાના ઉત્કર્ષલક્ષી વેગવાળા પ્રવાહમાં જન્મ્યા છે. વિદ્યા અને કળાનો જે અપૂર્વ ફૂલપાક ગુપ્તસમયમાં દેખાય છે તેનો ઉદય બસો-ત્રણસો વર્ષ પહેલાં થએલો. અશ્વઘોષ અને નાગાર્જુનથી અથવા ગાંધારશિલ્પના ઉદયથી આ યુગનો પણ ઉદય ગણવો જોઇએ. વળી સ્કંદગુપ્તના અંત સાથે કંઈ ગુપ્તયુગની વિદ્યાકળાનો કે એ વખતની હીંદુ પ્રજાની સુખ-સમૃદ્ધિનો એકદમ નાશ થયો નથી, એટલુંજ નહીં પણ વિદ્યા, કળા, આચારવિચાર, રહેણીકરણી બધાનો પ્રકાશ એકસરખો રહ્યો છે. એટલે હર્ષના અંતપર્યંત અથવા મુસલમાનો સિંધમાં આવ્યા ત્યાં સુધીનો ગુપ્તયુગજ ગણવો જોઇએ. ગુપ્તોની અસર દક્ષિણમાં કંઈક મોડી પહોંચી તથા વધારે વખત ચિરંજીવ રહી એ પણ ધ્યાનમાં લઇ એની અને સાહિત્ય અને કળાનાં લક્ષણોની દૃષ્ટિએ યુગ-વિભાગ પાડીએ તો ભગવાન્ શંકરાચાર્યને ગુપ્તયુગમાં ગણવા જોઇએ. અર્થાત્ ઇ. સ. ૮૦૦ સુધી ગુપ્તયુગઃ આર્યાવર્તના મધ્યમાં પાટલીપુત્ર, અયોધ્યા અને કનોજમાં ગુપ્તયુગનો ઇ. સ. ૬૪૭ માં અસ્ત થયો પણ છેડાનાં ભાગોમાં એ ૮૦૦ સુધી તપતો હતો. એમ કલાના અવશેષો ઉપરથી જણાય છે. આ લેખ માટે તો ઇ. સ. ના લગભગ આરંભથી તે ઇ. સ. ૮૦૦ સુધીના સમયને ગુપ્તયુગ કહીશું. તે પહેલાંનો લગભગ એટલોજ કાળ બીજી રીતે બૃહદારણ્યક ઉપનિષદના સમયથી તે લગભગ મહાભાષ્યકાર પતંજલિ સુધીના સમયને ભારત અથવા વિદ્યાયુગ અને આ ગુપ્તયુગને પુરાણયુગ કે કલાયુગ કહી શકાય. પહેલા યુગમાં આર્યબુદ્ધિએ પરમ સત્યનો સાક્ષાત્કાર કર્યો. વિશ્વવિજયી મહાન્ ધર્મો પ્રગટ કર્યા. આયુર્વેદ જેવું ભૌતિકશાસ્ત્ર, પાણિનીય વ્યાકરણ જેવું ભાષાશાસ્ત્ર, કૌટિલીય જેવું અર્થશાસ્ત્ર વગેરે અનેક વિદ્યાઓ પ્રતિભાશાળી બુદ્ધિથી શોધી અને વધારી. બીજા યુગમાં આ વિદ્યાઓમાં ઉછરેલા આર્યોએ બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણધર્મનાં ઉચ્ચ તત્ત્વોનો સમન્વય કરી હીંદુ ધર્મ ઉભો કર્યો. અનાર્યોને આર્ય સંસ્કાર આપી એક હીંદુ પ્રજા ઉત્પન્ન કરી, અને કાવ્ય, સંગીત, નાટક, શિલ્પ, સ્થાપત્ય, ચિત્રકળા વગેરે કલાઓનો પોતાની પ્રતિભાથી અપૂર્વ વિકાસ કર્યો.

ગુપ્તયુગની કળાઓનો અપૂર્વ ઉત્કર્ષ અવલોકીએ તે પહેલાં એ યુગની હીંદુ પ્રજાની સામાન્ય સ્થિતિ ટુંકામાં જોઇ લઇએ. એ વખતના જુના લેખો, સંસ્કૃતસાહિત્ય (બ્રાહ્મણ તથા બૌદ્ધ), કળાના અવશેષો તથા ચીનાઈ મુસાફરોની નોંધો ઉપરથી એ વખતની હીંદુ પ્રજાનું જીવન લગભગ યથાવત્ જોઇ શકાય એમ છે. ધાર્મિક સંસ્કારો, આચારવિચારો, રહેણીકરણી, સામાજિક રીતરિવાજો, દિનચર્યા, વગેરે

પ્રજાજીવનની મુખ્યમુખ્ય બધી બાબતો ઘણી ઘણી ઝીણી વિગતો જાણવામાં આવી છે, પણ એ બધું સવિસ્તર જોવા જેટલો અહીં અવકાશ નથી.

ગુપ્તયુગના ભારતવર્ષનું સામાન્ય ચિત્ર અતિશય રમણીય અને સુખી છે. એ યુગ હીંદુ ધર્મની જાગૃતિનો હતો. ગુપ્તરાજાઓ જાતે વૈષ્ણવો હતા. ચંદ્રગુપ્ત (બીજો), કુમારગુપ્ત અને સ્કંદગુપ્ત પોતાને મહાભાગવત કહે છે પણ એ વખતે આ દેશમાં બૌદ્ધ (મહાયાન અને હીનયાન બન્ને) ધર્મ, જૈન ધર્મ તથા હીંદુ ધર્મ ત્રણે પુરા જોરથી જીવતા હતા. રાજાઓ બહારના તથા અંદરના શત્રુઓથી પ્રજાનું રક્ષણ કરતા અને જાતે મનુ, યાજ્ઞવલ્ક્ય વગેરે સ્મૃતિકારોએ તથા મહાભારત રામાયણે દોરેલા આદર્શ પ્રમાણે રાજા થવા મથતા હતા. એટલું જ નહીં પણ તેઓ પ્રજાના જીવનમાં વચ્ચે પડયા વગર મનુ વગેરેએ દોરેલા આદર્શને યથાસંભવ અનુસરતું જીવન પ્રજા ગાળે એમ જોવા ઇચ્છતા તથા એવી અનુકૂળતા કરી આપતા. પ્રજાનું જીવન સાદું, સંતોષી અને સુખી હતું એટલું જ નહીં પણ એ જીવનમાં વિદ્યાકળાના ઘણા ઉંચા સંસ્કારો હતા વિદ્યા અને કળાની કદર પ્રજામાં ઘણી હતી. વિદ્યા તથા કળાના ઉપાસકને ખાસ માન મળતું. સંસ્કૃત ભાષાનો બળવાન પ્રચાર હતો. ઉંચી કેળવણી સંસ્કૃતમાં અપાતી જે લોકો સંસ્કૃત બોલી લખી ન શકે તેઓ પણ સામાન્ય સંસ્કૃત સમજી શકતા. હીંદુ ધર્મમાં વિષ્ણુ, શિવ અને સૂર્યની પૂજાનો ઘણો પ્રચાર હતો. પણ બધા ધર્મવાળાઓ પરસ્પર સંપથી રહીને પોતાની વિદ્વત્તા તથા પોતાના ધર્માચરણના બળથી

આ દેશના અનાર્યોમાં તથા બહારના મધ્યએશીઆ, ચીન, જાપાન, સીલોન, જાવા, સુમાત્રા, કમ્બોડીઆ વગેરે દૂરના દેશોના લોકોમાં પોતાનો ધર્મ ફેલાવવા, અસાધારણ સ્વાર્થત્યાગથી તથા ઉત્સાહથી પ્રયત્ન કરતા હતા. દેશમાં સ્થળેસ્થળે ધાર્મિક મઠો હતા જેમાં હજારો સાધુઓ અતિશય સાદાઈથી તથા પવિત્રતાથી રહીને વિવિધ વિદ્યાકળાઓનું અધ્યયનઅધ્યાપન કરતા હતા. દેશમાં બંદોબસ્ત પાકો હતો. મુસાફરોને રસ્તામાં ચોરી કે લુંટની બીક ભાગ્યેજ લાગતી. મોગલસમયમાં એવી સહીસલામતી ન હતી વ્યાપારના મુખ્યમુખ્ય મથકો તથા સીમાડાના શહેરોને જોડનાર મોટા રસ્તા હતા. ઠેકાણેઠેકાણે ધર્મશાળાઓ, તળાવો, કુવા અને મઠો કે મંદિરોથી નિરાધાર, ગરીબ, સાધુ, મુસાફર વગેરેને આશ્રય મળતો માંદા માણસો તથા પશુઓ માટે ધર્માદા દવાખાનાં હતાં રાજ્ય તરફથી ન્યાયશાસન ઉદાર તથા નરમ હતું. ગામડાઓ લગભગ સ્વાશ્રયી હતાં. વ્યાપાર દેશમાં અંદરઅંદર તથા પરદેશો સાથે ઘણા બહોળા પ્રમાણમાં ચાલતો. લોકો વસ્ત્રોમાં સાદા પણ અલંકારોના શોખીન હતા. વર્ણાશ્રમવ્યવસ્થા લગભગ સ્થિર થઇ હતી ચાર વર્ણો જન્મસિદ્ધ નિયત થઇ ગયા હતા. સંકરજાતિઓ થતી જતી હતી. હાલની નાની નાની જ્ઞાતિઓનો હજુ ઉદ્ભવ થયો ન હતો. આશ્રમવ્યવસ્થાના આદર્શને પહોંચવા લોકો જબરો પ્રયત્ન કરતા હતા. પોતપોતાનાં વર્ણાશ્રમના કર્તવ્યને કરતાકરતા ધર્મને જીવનમાં કેમ ઉતારવો એ તરફ મોટા ભાગનું લક્ષ હતું અંત્યજોની હાલની સ્થિતિની શરૂઆત થઇ ચુકી હતી. મહાભારતકાળની સ્વતંત્ર સ્ત્રીઓ દેખાતી જતી હતી, પણ પાતિવ્રત્યનો આદર્શ

ચડાતો જતો હતો અને જીવનમાં ઉતરતો જતો હતો. એ વખતની સુસ્થિતિનું વર્ણન કરવા જતાં ગ્રંથ થઇ જાય એટલે અટકવું પડશે, પણ પ્રજાનો ઉચ્ચ વર્ગ વિદ્યા, કળા અને ધર્મમાં અત્યંત પરિશ્રમ કરી રહ્યો હતો અને પરિણામે આ દેશની સંસ્કૃતિના સુવર્ણયુગનું શિખર આવી ગયું હતું. પણ ગામ હોય ત્યાં ઉકરડો હોયજ. એ વખતની આપણી સ્થિતિ માંએ અનેક ખામીઓ હશે, પણ ટુંકામાં એટલું કહી શકાય કે ચોથાપાંચમા શતકનો વૈભવ. આંતર બાહ્ય ઉત્કર્ષ કે સુખ ફરી આ દેશે હજી સુધી જોયું નથી. પણ એ વખતે ભવિષ્યમાં ધીમેધીમે થવાની અધોગતિનાં બીજ વવાતાં જતાં હતાં. એ વિશે વધારે વિવેચન ન કરતાં આ યુગને કલાયુગ કહ્યો છે તો એ વખતની કળાઓનુંજ દિગ્દર્શન કરીએ.



અજંટાની ગુફા નં. ૧ ની બુદ્ધમૂર્તિ

કવિતાદેવીનો તો પુરો પ્રસાદ ગુપ્ત-યુગ ઉપર ઊતર્યો હતો. હજી ઘણા કવિઓનો સમય નિર્ણય થયો નથી, છતાં સામાન્ય રીતે એટલું કહી શકાય કે મહાકાવ્યો તથા નાટકો લખવાની શરૂઆત ગમે તેટલા જુના કાળમાં થઇ હશે પણ એની પુરેપુરી ખીલવટ તો ગુપ્ત-યુગમાંજ થઇ. જે સંસ્કૃત કાવ્ય અને નાટકનું સાહિત્ય ઉપલબ્ધ થયું છે તેમાં પણ શ્રેષ્ઠ નમુના ગુપ્તયુગના છે. મહાકવિ ભાસનો કે કવિકુલગુરુ કાલિદાસનો સમય હજી અનિશ્ચિત છે, પણ બન્ને કવિઓ ગુપ્તયુગ પછી નથી થયા એ તો નિર્વિવાદ છે. ભાસને ઇ. સ. બીજા ત્રીજા શતકમાં અને કાલિદાસને ચોથાપાંચમા શતકમાં મુકવા તરફ વિદ્વાનોની બહુમતિ છે. સંસ્કૃત સાહિત્યના ત્રણ શ્રેષ્ઠ કવિઓમાંના બન્નેયા ભાસ ગુપ્તયુગના આરંભમાં, કાલિ-દાસ મધ્યમાં અને શ્રીકંઠ ભવભૂતિ એ યુગના અંતમાં (આઠમા શતકના આરંભમા) વિરાજે છે. આ કવિઓની કવિતાનું આ દેશના સાહિત્ય-માં તો અસાધારણ સ્થાન છેજ પણ દુનીઆના સાહિત્યમાં પણ એમનું સ્થાન પહેલી પંક્તિ-માં છે. આ સમયમાંજ બીજા પણ અનેક કવિઓ થઇ ગયા છે. કિરાતાર્જુનીયના કવિ ભારવિ, મુદ્રારાક્ષસના કવિ વિશાખદત્ત, હર્ષની સભાના રત્ન બાણકવિ, મૃચ્છકટિકના કવિ શૂદ્રક વગેરે અનેક કવિઓ એ સમયે થઇ ગયા. પાશ્ચાત્ય લેખકો ગુપ્તસમયને ઇલિઝાબેથના હાઇલીઝા-બેથના સમય સાથે સરખાવે છે. કાલિદાસ અને ભવભૂતિના પ્રખર પ્રકાશમાં ભાસ જેવાના નાટકો પણ સંતાઇ ગયાં હતાં તો બીજાઓનું શું ગજું? સેંકડો કવિઓ એ વખતે થયા હશે એમ દેખાય છે, પણ ભારતના આર્ય-જીવનના ઉજ્જ્વલ આદર્શને, કાલિદાસના કવિતા-પ્રસાદને કે ભવભૂતિની આર્દ્રતાને આ દેશમાં તો આજ સુધી કોઇ પહોંચ્યું નથી. ગુપ્તયુગના મહાકવિઓ હજી સુધી અપ્રતિમજ રહ્યા છે. એમની કવિતાજ તે પછીના કવિઓ માટે આદર્શરૂપ રહી છે. આ પ્રતિભાશાળી મહા-કવિઓની તેજસ્વી અને પ્રાણવાળી છતાં પ્રસાદ-યુક્ત અને નમ્ર, તેમજ મનુષ્યજીવનના વિશાલ પ્રશ્નોને છેડતી તથા અર્થગૌરવવાળી છતાં સ્વાભાવિક એવી વાણી સાથે સરખાવતાં પાછળનું સંસ્કૃત સાહિત્ય પણ નિષ્પ્રાણ, કૃત્રિમ અને શબ્દાડંબરી લાગે છે. ટુંકામાં એમ કહી શકાય કે કાવ્યકળાનો ઝંડો ઠેઠ ઊંચી ટોચ ઉપર ગુપ્તસમયમાં પહોંચી ગયો હતો. પછી તો એ કળા ઊતરતી ગઇ છે. કાવ્યકળાની આ પડતી ક્યા કારણે થઇ તે વિષે અહીં વિવેચન કરવા જેટલો અવકાશ નથી. એ વિષય ઉપર ગ્રંથો લખાયા છે, અને હજી લખી શકાય એટલું ક્ષેત્ર છે. ગુપ્તસમય પછી કાવ્યકળાની પ્રતિભા કેમ ક્ષીણ થઇ ગઇ એ ગૂઢ પ્રશ્નનો જવાબ વિચારવાનું તો વાચનારનેજ સોંપવું.

જો કે ગુપ્તયુગ કલાયુગ હતો અને એમાં શિલ્પ, સ્થાપત્ય અને ચિત્ર પેઠે કાવ્યકળાનો પણ અપૂર્વ વિકાસ થયો હતો એ વાત ખરી છે, પણ સાહિત્યના બીજાં અંગોની ગુપ્તયુગે ઉપેક્ષા કરી નથી. બ્રાહ્મણોએ સામાન્ય લોકમાં ધર્મ-પ્રચાર કરવા માટે કેટલું સાહિત્ય એ વખતે ઉત્પન્ન કર્યું હશે એનો ખ્યાલ મુખ્યમુખ્ય અને જુના પુરાણોના જથ્થા ઉપરથીજ આવી જશે. અને જથ્થો મોટો હોવા છતાં ગુણની દૃષ્ટિએ પણ એ પુરાણોની કીંમત જેવીતેવી નથી. બૌદ્ધ ભિક્ષુઓ પણ આ સમયે શાંત નહોતા બેઠા. મહાયાન પંથના વિશાલ સંસ્કૃત સાહિત્ય-નો મુળ ભાગ આ વખતેજ રચાયો છે. બૌદ્ધો અને બ્રાહ્મણોનો ધાર્મિક વિવાદ હમેશાં ચાલ્યા કરતો. ન્યાય વગેરે બીજા વિષયો ઉપર

ખુબ ચર્ચાઓ થતી અને પરિણામે અનેક ગ્રંથો લખાયા છે. ષડ્દર્શનોના સૂત્રગ્રંથો મોટે ભાગે ગુપ્તયુગના આરંભમાં રચાયા છે, અને એનાં ભાષ્યો તો ગુપ્તસામ્રાજ્યની છાયામાં રચાયાં છે. શબરસ્વામી, વાત્સ્યાયન (ન્યાય ભાષ્યકાર), પ્રશસ્તપાદ, યોગભાષ્યકાર વ્યાસ, સાંખ્યકારિકાકાર ઇશ્વરકૃષ્ણ, બૌદ્ધ આચાર્ય વસુબંધુ એ બધા આ યુગમાં થયા છે. બીજા પણ દિગ્નાગ અને ઉદ્યોતકર જેવા સમર્થ નૈયાયિકો તથા કુમારિલ જેવા સમર્થ મીમાંસકો પણ આ યુગમાં થયા છે. ભગવાન્ શંકરાચાર્ય તો આ યુગના અંતમાં થયા હોવા છતાં યુગના મુકુટમણિ જેવા છે. ગુપ્તરાજાઓમાં શ્રેષ્ઠ ચક્રવર્તી સમુદ્રગુપ્ત અને ગુપ્તસાહિત્યવીરોમાં શ્રેષ્ઠ ભગવાન્ શંકરાચાર્ય છે. યાજ્ઞવલ્ક્ય પછી તત્ત્વજ્ઞાનની પ્રખર પ્રતિભા તો શંકરાચાર્યમાં દેખાય છે. હાલની મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્કયસ્મૃતિ ગુપ્તયુગનાંજ બાળકો છે. વિજ્ઞાનમાં પણ આ યુગ તદ્દન પછાત રહ્યો નથી. જો કે આયુર્વેદના મૂળભૂત ગ્રંથો ચરક અને સુશ્રુત ગુપ્તયુગ પહેલાં તૈયાર થઇ ગયા હતા પણ એનું દોહન કરી અષ્ટાંગહૃદય લખનાર વાગ્ભટ ગુપ્તયુગમાંજ થયા. વાગ્ભટ જેટલી સમર્થતા પણ પછીના વૈદ્યોમાં દેખાઇ નથી. રસાયનશાસ્ત્રની શોધખોળ (chemical research)ની શરુઆત આ યુગમાંજ થઇ છે. જો કે એનો વિકાસ પાછળથી થયો છે પણ કેટલીક બાબતમાં ઔદ્યોગિક રસાયનના વિષયમાં ગુપ્તોનું જ્ઞાન અસાધારણ જણાય છે. દીલ્લીનો ચંદ્રના લેખવાળો લોહસ્તંભ દોઢ હજાર વર્ષથી ખુલ્લો ઉભો છે. દર વર્ષે એના ઉપર વરસાદ પડે છે, છતાં એને કાટ ચડ્યો નથી. આવું ગજવેલ બનાવવાની કલા એ યુગમાંએ નાનીસુની વાત ન હોતી. આપણે તો એ ભુલીજ ગયા છીએ.

ગણિત અને જ્યોતિષ શાસ્ત્રનો આ યુગમાં પરમ ઉત્કર્ષ થયો છે. આર્યભટ્ટ, બ્રહ્મગુપ્ત અને વરાહમિહિર જેવા ત્રણ મહાન્ જ્યોતિષીઓ ઇ. સ. ૩૦૦થી ૬૫૦ વચ્ચે થયા છે. જાતે અવલોકન કરીને, પરદેશીઓના ચરણમાં બેસીને, શીખીને તથા પરિશ્રમથી આ સમર્થ ગણિતશાસ્ત્રીઓએ પોતાનાં શાસ્ત્રની ઉન્નતિ કરી છે. વરાહમિહિરનું વિશાલ અવલોકન આશ્ચર્યચકિત કરી નાખે છે–જાણે ઇમ્પીરીઅલ ગેઝીટીઅર લખવા બેઠા.

ગુપ્તસમયની વિદ્યાઓનું અવલોકન કરવા જતાં પાર આવે એમ નથી. પાછળથી બીજા વર્ણોની વાતજ જવાદઇએ, પણ બ્રાહ્મણોએ આ જુની વિદ્યાઓ પુરી ભણી શકતા નહીં તો નવી તો ક્યાંથીજ ઉત્પન્ન કરે? શો પ્રતિભાનો ક્ષય! શો બુદ્ધિનો વિનિપાત!

હવે વિદ્યાઓને બાજુ પર રાખી કળાઓ ઉપર દૃષ્ટિ કરીએ. કાવ્યકળા વીશે કહી લીધું છે. સંગીતકળા પણ એ સમયમાં ખુબ ખીલી હશે. જો કે એ સમયના ખાસ ગ્રંથો જળવાઇ રહ્યા નથી, પણ સમુદ્રગુપ્તના વીણાધર આકૃતિવાળા સીક્કાઓ, બાણે કરેલું વીણાવાદિની મહાશ્વેતાનું વર્ણન તથા ભરતનાટ્યશાસ્ત્રના તથા સાહિત્યના બીજા ઉલ્લેખો ઉપરથી, ગુપ્તસમયમાં સંગીત લોકપ્રિય કળા હશે અને ખુબ ખેડાતી હશે એમ માનવામાં વાંધો નથી.

### સ્થાપત્યકળા

મૌર્યયુગ પહેલાં સ્થાપત્યમાં લાકડું મુખ્યત્વે વપરાતું એટલે જુના નમુના બહુ જળવાયા નથી, પણ સ્થાપત્યકળાના વિકાસનો આરંભ તો ઘણા જુના કાળમાં થએલો. મૌર્યકાળમાં સ્થાપત્યને સારું જોર મળ્યું, પણ હીંદુ સ્થાપત્યનો ખરો વિકાસ તો ગુપ્તયુગમાં થયો. ગુપ્તસમયમાં હજારો રમણીય

અને ભવ્ય મકાનો, મઠો, મહેલો, મંદિરો, વિદ્યાલયો, ધીરશાળાઓ, તળાવો, વાવો વગેરે ઉભાં થયાં હશે એમ સાહિત્યના ઉલ્લેખો ઉપરથી જણાય છે, (જુઓ પાટલીપુત્રનું અને નાલંદાનું વર્ણન) પણ ગુપ્તસામ્રાજ્યના ખાસ પ્રદેશ ઉપરજ મુસલમાનો ફરી વળ્યા હતા એટલે કે ઝાઝું રહેવા પામ્યું નથી, છતાં ખુણાઓમાં જે ખંડેરો બચી ગયા છે તેની કળા છાની રહેતી નથી.

સારનાથમાં અને બીજે નીકળેલા અવશેષો ઉપર એ વખતના મંદિરોની આકૃતિ કોતરેલી છે જે ઉપરથી ગુપ્તસ્થાપત્યકળાનો કંઈક ખ્યાલ આવે છે. વળી ભુવનેશ્વર વગેરે ઓરીસાનાં મંદિરોના શિખરોનો પ્રકાર ગુપ્તસમયમાજ વિકાસ પામેલો ભુવનેશ્વરનાં (૧૦ મા ૧૧ મા શતકનાં) મંદિરોના શિખરો જોવાથી ગુપ્તસ્થાપત્યકળાનો કંઈક ખ્યાલ આવશે પણ એ ભવ્યતાની ખરી કલ્પના ક્યાંથી આવે? ભુવનેશ્વરનાં શિખરો, બદામીના ભવ્ય નાહાણવાળા શિવમંદિરો (સાતમા આઠમા શતકનાં) અને એલાપુરની ગુફાના વિશ્વકર્મચૈત્યસભા તથા કૈલાસમંદિર. એ બધા નમુનાઓ જોઈને ગુપ્તસ્થાપત્યની કલ્પના કરો તો કંઈક ચિત્ર ખડું થાય.

ગુફાઓ કોતરી કાઢવાનો રીવાજ છેક મૌર્યકાળમાં શરૂ થએલો, અને છેક ગુપ્તકાળના અંત સુધી ચાલુ રહ્યો છે. ગુપ્તકાળમાં એકંદરે ગુફાઓ કોતરવામાં આવી હશે એમ જુના લેખો ઉપરથી જણાય છે. ગુફાના સ્થાપત્યના ખરી રીતે બે યુગ છે. એક પ્રાચીન યુગ જેમાં હીનયાન બૌદ્ધ પંથની કે જૈન મતની ગુફાઓ મોટે ભાગે મળે છે.- આ યુગનો શ્રેષ્ઠ અને સુંદરતમ નમુનો જોવો હોય તો કાર્લાની ગુફા જુઓ.

બીજો યુગ ગુપ્તયુગ. એ યુગની ગુફાઓ ઉપર મહાન બૌદ્ધ ધર્મની અને હીંદુ ધર્મના વૈષ્ણવ અને શૈવ પંથોની અસર છે. બીજા યુગના સરસ નમુના જોવા હોય તો અજંટાની કેટલીક ગુફાઓ, એલીફંટાની ગુફા, તથા એલોરાની ગુફાઓ જુઓ. અજંટાની ૨૯ ગુફાઓમાંથી ૨૧ ગુફાઓ ઇ. સ. ૫૦૦ થી ૬૫૦ વચ્ચે કોતરાએલી છે, અને તેમાંએ ખાસની નં. ૧૬ થી ૨૦ સુધીની ગુફાઓ (છઠું શતક) સર્વશ્રેષ્ઠ અને સ્થાપત્યની દૃષ્ટિએ અજંટા ગુફાઓમાંજ નહીં પણ આ દેશની સર્વ ગુફાઓમાં સર્વોત્તમ ગણાય એવી છે. સ્થાપત્ય, શિલ્પ અને ચિત્ર એ ત્રણે કળાનો ઉત્તમ સંયોગ થવાથી આ ગુફાઓનું સૌંદર્ય અત્યંત દીપી ઉઠે છે. એના પુરબહાર વખતે એનું સ્વરૂપ કેવું હશે? એલીફંટાની ગુફા પણ લગભગ આ વખતની કે એક સદી પાછળની હશે. એની ભવ્ય સાદાઈ જોતા એમ લાગે છે કે શું ગુપ્તસમયના સામાજિકો આવાજ ભવ્ય ને સાદા હશે?

એલાપુરની ગુફાઓમાં બૌદ્ધ અને જૈન ચૈત્યો તથા વિહારો, અને વૈષ્ણવ તથા શૈવ મંદિરો બધું છે. એ ગુફાઓ હીંદુ પ્રજાની સમન્વય ભાવનાની પ્રતિકૃતિ છે. ખુબી તો એ છે કે બૌદ્ધ અને જૈનની મધ્યમાં વૈષ્ણવ અને શૈવ ગુફામંદિરો છે. આ ગુફાઓનું વિગતવાર વર્ણન કરવા જેટલો અહીં અવકાશ નથી. ગુફાઓ વીશે સામાન્ય ખ્યાલ એવો બંધાઈ ગયો છે કે ગુફાઓ તો બૌદ્ધોનીજ છે; પણ ગુપ્તયુગમાં (ઇ. સ. ૫૦૦ થી ૮૦૦ સુધીમાં) બ્રાહ્મણધર્મની ૧૪ જુદેજુદે સ્થળે કોતરાએલી ગુફાઓ જણાતી રહી છે. ગુપ્તસ્થાપત્યના અભ્યાસ માટે આ ગુફાઓનો અભ્યાસ કરવો

જોઇએ. એ વખતના શ્રેષ્ઠ નમુના જોવા હોય તો ઉપર એલાપુરના વિશ્વકર્મા ચૈત્યનો ઉલ્લેખ કર્યો છે અને બીજો એલાપુરનાજ કૈલાસમંદિરનો કરીએ. એલાપુરની એક ગુફાને અંદરથી કોતરીને અંદર આખું મંદિર—શિખરબંધ મંદિર—કોતરી કાઢ્યું છે. કેટલી ભક્તિથી અને કેટલા શ્રમથી આ કાર્ય થયું હશે એની કલ્પના કરવી મુશ્કેલ છે. આ પ્રમાણે કોતરેલા મંદિર ઉપર ચણેલા મંદિર જેટલી કોતરણી કરી છે તથા તેને સરસ ઓપ આપ્યો છે. શ્રમની દૃષ્ટિએ તો ઇજીપ્તની પીરામીડો સાથેજ આ મંદિરને સરખાવી શકાય. અલબત્ત કેટલોક નિષ્ફલ અને અયોગ્ય શ્રમ છે પણ બર્જેસ કહે છે તેમ ખરેખર કૈલાસની ગુફા is one of the most interesting, as well as the most magnificient, of all the architectural objects which that country at present possesses.* પણ આ દેશમાં ગુપ્તકાળ પછી જેવો બીજી કળાનો વિનિપાત થયો છે તેવો વિનિપાત સ્થાપત્યનો થયો નથી. એ કળા હમેશાં જીવતી રહી છે અને જ્યારે ઉત્તેજન મળે ત્યારે ચૈતન્ય દર્શાવે છે. (મોગલ સમયમાં તાજમહાલ જુવો.) માત્ર બ્રીટીશ સમયમાંજ ઉત્તેજન તદ્દન બંધ પડ્યું છે. હવે આજ સુધી ચિરંજીવ રહેલી (બીજે યુરોપમાં નથી રહી. જુઓ હાવેલના ગ્રંથો) કળાનું શું થશે તે પ્રભુ જાણે!

### શિલ્પકળા

મોટે ભાગે ઉપર કહેલી ગુફાઓમાં ગુપ્તકાળનું શિલ્પ મળે છે. સ્તંભો ઉપર, દ્વારો ઉપર તથા દીવાલો ઉપર જુદાંજુદા ધર્મનાં મંદિરોમાં તે તે ધર્મની કથાઓ કોતરેલી મળે છે. નાશીકમાં કે અજંટામાં બૌદ્ધ જાતકકથાઓ કે બુદ્ધચરિત્ર વાંચતા હોઇએ એવો ભાવ થાય છે. એલીફંટા જોતાં જાણે શિવપુરાણ વાંચવા બેઠા. ગુપ્તસમયનાં મંદિરોનો નાશ થઇ ગયો પણ મૂર્તિઓ ભાંગેલી કે આખી દટાઇ ગઇ. આવી પણ હજારો મૂર્તિઓ મળી આવી છે. સારનાથના, મથુરાના, લાહોરના, કલકત્તાના, મદ્રાસના તથા મુંબાઇના (પ્રીન્સ ઓફ્ વેલ્સ) સંગ્રહાલયોમાં હજારો મૂર્તિઓ જોવા મળે છે. આ ઉપરાંત, ગુફાઓમાં તથા તે તે ખંડેરોની આસપાસ હજારો મૂર્તિઓ પડી છે. સેંકડો સરસ નમુનાઓ બ્રીટીશ મ્યુઝીઅમ વગેરેમાં પરદેશ ચાલ્યા ગયા છે; અને અસંખ્યનો આપણેજ હાથે અજ્ઞાનથી નાશ થઇ ગયો છે. જાવા (બોરોબદુર)માં ગુપ્તસમયના શિલ્પના અત્યુત્તમ નમુના છે.

ભગવાન્ બુદ્ધની મૂર્તિમાં સમાધિથી-જ્ઞાન (બોધિ)ની પ્રાપ્તિથી મળેલી પરમ શાંતિનો ભાવ જે કળાથી મુખ ઉપર દેખાડવામાં આવ્યો છે તે કળા અનુપમ છે. એવીજ રીતે એલીફંટાની ત્રિમૂર્તિ કે મહેશ મૂર્તિનો, શાંત ઐશ્વર્યનો તથા વિશ્વનાં સૃષ્ટિ, પાલન અને સંહારકાર્યોનાં સામર્થ્યનો ભાવ જે કળા બતાવી શકે છે એ કળા પણ અનુપમ છે. બીજી અનેક મૂર્તિઓ અપ્રતિમ ભાવ-દર્શક છે. આ ભાવ દર્શાવવાની કળા ઇટલીની ફ્લોરેન્સની શ્રેષ્ઠ કળા સાથે કે ગ્રીસની કળા સાથે એક પંક્તિએ બેસી શકે એવી છે.

* આજે હીંદુસ્થાનમાંના સ્થાપત્યના નમુનામાં કૈલાસગુફા સૌથી વધુ રસ પડે તેવી ને સૌથી ભવ્ય છે.

અત્યારના ખંડિત નમુના ગુપ્તકલાનો પુરો ખ્યાલ આપે છે. પણ એ મૂર્તિઓ ઉપર ચુનાનો ચકચકાટ ચળકતો હશે અને તે વખતના પોતાના વાતાવરણમાં એ મૂર્તિઓનું ભક્તિ-પૂર્વક દર્શન થતું હશે ત્યારની શોભાની કલ્પના તો આજે નજ આવે. પણ જાવાની બુદ્ધ-મૂર્તિ, અનુરાધાપુર (સીલોન)ની બુદ્ધમૂર્તિ, એલીફંટાની ત્રિમૂર્તિ, નટરાજની મૂર્તિ, વિષ્ણુની શેષશાયી મૂર્તિ વગેરે નમુનાઓ ગુપ્ત-શિલ્પકળાનો યથાર્થ ખ્યાલ આપે છે. શિલ્પ-કળા તો ગુપ્તયુગમાં ઉન્નતિના શિખર ઉપર પહોંચી હતી. ગ્રીસની કે ઇટલીની કે બીજી કળા સાથે સરખાવતાં ગુપ્તશિલ્પકળાનું સ્થાન ક્યાં છે તે નિર્ણય અત્યારે ન થઇ શકે; પણ આ દેશમાં તો શિલ્પકળાની ગુપ્તસમય પછી અધોગતિજ થતી ગઇ છે. એ ભવ્ય કલ્પનાઓ તો પછી દેખાતીજ નથી. કાલિદાસનાં કાવ્યો સાથેજ ગુપ્તકાળની મૂર્તિઓને સરખાવી શકાય. એવાં કાવ્યો કે એવી મૂર્તિ ફરી થયાં નથી. ચિત્રનું પણ એમજ છે.

### ચિત્રકળા

એનો આરંભ તો મૌર્યસમયમાંજ થયો હશે. કદાચ એથીપણ જુના વખત-માં થયો હોય પણ એ કળાનો પુરેપુરો વિકાસ તો ગુપ્તયુગમાં થયો. ગુપ્તયુગમા મંદિરો, રાજ-મહેલો, સુંદર ઘરો અને પુસ્તકો સરસ ચિત્રોથી શોભાયમાન કરવાનો રીવાજ સામાન્ય હશે, પણ સાહિત્યના ઉલ્લેખો શીવાય ગુપ્ત-ચિત્રકળાની હયાતી સાબીત કરે એવા અવશેષો મુખ્યત્વે બે સ્થળે—અજંટા અને સીગીરીય (સીલોન)માં—જળવાઇ રહ્યા છે. જો કે જુના વખતમાં - પશ્ચિમની - ઘણીખરી - ગુફાઓમાં ચિત્રો હશે પણ હવાની અસરથી.જંતુઓ દ્વારા તથા મૂર્ખ મનુષ્યોનાં પરાક્રમથી મોટો ભાગ નાશ પામી ગયો છે. અજંટામાં પણ ઘણું નષ્ટ થઇ ગયું છે; પણ જે હજી સુધી જળવાઇ રહ્યું છે તે એ કલાએ કેવી ઉન્નતિ પ્રાપ્ત કરી હતી તેનું તથા એ કળાના રંગોનું, પીંછીનું તથા એના ઉપયોગનું રહસ્ય બતાવવા માટે પુરતું છે. કળાની દૃષ્ટિએજ નહીં પણ ગુપ્તસમયની સામાજિક જીંદગીનું આબેહુબ ચિત્ર રજુ કરવા માટે એ ચિત્રો અમૂલ્ય છે. જો કે મોટે ભાગે ભગવાન્ બુદ્ધના ચરિત્રના પ્રસંગો-તથા-જાતકમાળાની કથાઓ ગુફાઓની દીવાલોમાં તથા છતોમાં ચીતરવામાં આવેલી છે તોપણ એ વખતના કારીગરોની કલ્પના અને કળા બંને અદ્ભુત છે. જો કે જે વખતે ગુફાઓ કોતરવામાં આવી તે વખતે બધી ગુફાઓમાં ચિત્રો હશે, પણ હાલમાં ૧૩ ગુફા-ઓમાં થોડાંઘણાં અને સાતમાં ડીકઠીક ચિત્રો છે. જુનામાં જુનાં ઇ. સ. પૂર્વે બીજા શતકની આસપાસનાં અને છેવટનાં સાતમા શતકનાં હશે. એ પછી પણ ચિત્રકળા જીવતી રહી હશે, પણ તે પછીથી સાતસો વર્ષનો કોઇ નમુનો જળવાઇ રહ્યો નથી. ૧૪ મા અને ૧૫ મા શતકથી મોગલ અને રજપૂત એ સંપ્રદાયોમાં વહેંચાએલી આપણી ચિત્રકળાના હજારો નમુનાઓ મળે છે. આપણી ચિત્રકળાનો આ ઇતિહાસઃ છેલ્લા સમયના નમુના હજારો મળે છે. એ કળાના પ્રકારમાં તથા આદર્શમાં પણ તફાવત છે, છતાં એટલું નિઃસંદેહ કહી શકાય કે આ દેશની ચિત્રકળાએ કળાની ઉન્નતિનું શિખર પ્રાપ્ત કર્યું તે તો ગુપ્તયુગમાંજ અને એના નમુના માટે તો અજંટાજ છે. જે કુશળતાથી પથ્થરની મૂર્તિઓ ઉપર ભાવો બતાવવામાં આવ્યા છે તેથી અધિક કુશળતાથી ચિત્રોમાં ભાવો બતાવવામાં આવ્યા છે.

નં. ૧૬ની ગુફામાં મરણ પામતી કુમારી-નું ચિત્ર છે. એ ચિત્ર માટે મી૦ ગ્રીથે ખરુંજ કહ્યું છે કેઃ—

For method and sentiment and the unmistakable way of telling its story this picture, I consider, cannot be surpassed in the history of art. The Florentines could have put better drawing, and the Venetians better colour, but neither could have thrown greater expression into it. *

(The Cave Temples of India. p. 307).

એમ આજ સુન્દર ઘણાં ચિત્રો મારે વાપરી શકાય. મનુષ્યહૃદયના રાગ, દ્વેષ, લોભ, અદેખાઈ, ભય, શોક, દુઃખ, સુખ, શાંતિ વગેરે જુદાજુદા ભાવો અસાધારણ કુશળતાથી ગુપ્તચિત્રકારોએ દર્શાવ્યા છે. દક્ષિણ દેશના બ્રાહ્મણનો લોભ મરણ પામતી કુમારીના સંબંધીઓના શોક જેટલીજ કુશળતાથી ચીતર્યો છે. હાસ્યને પણ આ ચિત્રકારો ભુલ્યા નથી. શાંતરસને યુરોપીઅન વિવેચકો બરાબર સમજી શકતા નથી, પણ નં. ૧ ની ગુફામાં જે ભગવાન્ બુદ્ધનું મહાન્ ચિત્ર છે તેની કળા અજંટામાં પણ અનુપમ છે એ આકૃતિના મુખની રેખાઓમા જગતને ઉદ્ધારવાનુ સામર્થ્ય, પીડિત વિશ્વ માટે અમાપ કરુણા અને ચિત્તમા નિર્વાણની શાંતિ એ બધા ભાવોનું એવું આબેહુબ દર્શન થાય છે કે એની ઉપમા માટે એલીફંટાની ત્રિમૂર્તિ શીવાય બીજું જડતું નથી. મહાત્મા ગાંધીજીના મુખ ઉપર કોઈ વખત જ્યારે કરુણા છાઈ રહે ત્યારે જે ભાવ થાય છે તે ભાવ આ ચિત્રની રેખાઓમાં પુરેપુરો દેખાય છે. ચિત્ર પુરેપુરું સજીવ છે. માત્ર હાથની મુદ્રાથી પોતાને કહેવાનું કહી દેવાની ખુબી પણ આ ચિત્રોમાં અદ્ભુત છે. જુઓ આ લેખમાં છેલ્લું આપેલું દૂતનું ચિત્ર.

ટુંકામાં આ દેશમાં ચિત્રકળા ગુપ્તસમયમા ઉન્નતિને શિખરે પહોંચી હતી. ચીન અને જાપાનને એ ચિત્રકળાએ પ્રેરણાઓ આપી છે, અને દુનીઆની ચિત્રકળામા અજંટાનુ સ્થાન સાધારણ નથી.

સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રકળા પેઠે બીજી નાનીનાની કળાઓએ ગુપ્તસમયમાં અસાધારણ ઉન્નતિ પ્રાપ્ત કરી હશે, પણ ઘણી કળાઓના નમુના જળવાઈ રહ્યા નથી. એક સીક્કાઓની કળાનો ઉલ્લેખ કરી શકાએ. ગુપ્તોના (સમુદ્રગુપ્તથી સ્કંદગુપ્ત સુધીના રાજાઓના) સોનાના સીક્કાઓ વીશે સી જે. બ્રાઉન સ્પષ્ટ કહે છે કે:—So, too, the splendid golden coinage of the Guptas, with its many types and infinite varieties and its inscriptions in classical Sanskrit, . . . are the finest examples of purely Indian art of this kind we possess. † (The Coins of India,

* શૈલી, ભાવ, અને પોતાની કથા કહેવાની અચૂક રીતના વિષયોમાં, કલાના સમસ્ત ઇતિહાસમાંની કોઈપણ કૃતિ આ ચિત્ર કરતાં ચઢીઆતી હોઈ શકે નહીં એમ હું માનું છું. ફ્લોરેન્ટાઈનોએ તેના કરતાં પણ સારી રેખાઓ દોરી હોત, વેનીશીઅનોએ પણ સારા રંગો પુર્યા હોત, પણ વધારે સબળ ભાવમયતા તો એ બેમાંથી એકે લાવી શકત નહીં.

† ભવ્ય રીતિ, અનેક પ્રકારોવાળા, અનંત વિવિધતાવાળા, અને શિષ્ટ સંસ્કૃતમાં કોતરાયેલા લેખોવાળા ગુપ્તોના સોનાના સીક્કા, આ જાતની શુદ્ધ હીંદી કલાના આપણી પાસે છે તે નમુનામાં સૌથી સરસ છે.

અંગ્રેજી અમલની શરુઆત સુધીનાં લગભગ ૫૦૦૦ વર્ષમાં હીંદનો વેપાર ખરેખર લાભદાયક, અને આજ છે તેનાથી પણ બહોળા પ્રમાણમાં હતો એવી અનેક સાબીતી મળે છે. હીંદનો વેપાર ઘણોજ જુનો છે અને એ વેપારના સ્થંભરૂપ હીંદનાં હજારો કળા અને ઉદ્યોગો પણ તેટલાજ બલ્કે તેથી પણ વધારે પુરાણાં છે તે સાબીત કરવાની અગત્ય નથી. કેનેડી નામના એક અંગ્રેજ લેખકે બહુજ મથીને સાબીત કરવા માંડયું હતું કે હીંદનો પરદેશી, દરીઆપારનો અને પાશ્ચાત્ય વેપાર માત્ર ૨૫૦૦ વર્ષનોજ છે* પણ એની દલીલો કેટલી હાસ્યજનક છે તે હીંદી વેપારસંબંધી મારા એક ગ્રંથમાં મેં બતાવવા પ્રયાસ કર્યો છે. અહીં હીંદના વેપારનો તમામ ઇતિહાસ તપાસવાનો અવસર કે અવકાશ નથી પણ માત્ર મુસલમાની સમયના પાંચ સૈકાનાજ ઇતિહાસનું સંક્ષેપમાં અવલોકન કરી, સામાન્યતઃ આ વિષયમાં કેટલી ભુલથાપ થાય છે તે બતાવવાનો પ્રયત્ન કર્યો છે.

મોરલેંડ નામનો એક અંગ્રેજ લેખક, "અકબરના વખતનું હીંદ" (India at the Death of Akbar) નામના પુસ્તકમાં હીંદી વેપારનું ઇ. સ. ૧૬ મા સૈકાનું દિગ્દર્શન કરાવતાં જણાવે છે કેઃ "પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વેપાર-સાથે લઇએ, તેમજ આ દ્વિપકલ્પની બંને બાજુએ આવેલા દ્વિપો સાથેનો વેપાર પણ સાથેજ ગણીએ, તો તમામ હીંદનો કુલ વેપાર તે વખતના ૬૦૦૦૦ ટન એટલે કે આજના ૨૪૦૦૦થી ૩૬૦૦૦ ટનથી પણ કમતી હોવો જોઇએ." આ અડસટ્ટો કેટલે અંશે ખોટો છે તેની પહેલાં તપાસ કરીએ. દલીલ ખાતર એમ માનીએ કે મુગલસામ્રાજ્યનો ઉદય થવા પહેલાં હીંદમાં સાર્વભૌમ સત્તા નામનીજ હતી; એટલુંજ નહિ પણ આ અરસામાં રાજકીય વ્યવસ્થા અસ્થિર હોવાથી વેપારની ખીલવણીને સામાન્યતઃ ધોકો પહોંચ્યો હોય, તોપણ પરદેશી મુસાફરો અને લેખકોએ આપેલી નીચલી વિગત ખાસ સૂચક થઇ પડે છે.

(૧) સમગ્ર હીંદુસ્થાન-જેને આજે આપણે ઈંડીઆ કહીએ છીએ તે-ના વેપાર માટે રાજકીય મામલાએ નુકસાની કરી હોય તોપણ દક્ષિણમાં અને ખાસ કરીને મલબાર, કોરોમાંડલ, કોકણ અને ગુજરાતના કીનારા પર તો દીલ્લીના રાજદ્વારી મામલાએ જરા પણ ખોટી અસર કરી નહોતી. દક્ષિણમાં મુસલમાનોનું પ્રાબલ્ય કે જાતિવિરોધ નહોતાં એમ કહેવાની મતલબ નથી; પણ દરીઆપારના વેપાર માટે બંને દિશામાં આ મુલકને ખાસ સગવડ હતી. એટલુંજ નહીં પણ વિજયનગરના મહાશક્તિમત્ સામ્રાજ્યની ઇ. સ. ૧૫૬૫ સુધીની હયાતીને લીધે-તેમજ ત્યારબાદ મુસલમાની રાજ્યની સત્તાના બળે-પરદેશી વેપાર ઘટવાને બદલે વધતોજ ગયો હતો. મરી, તજ, લવીંગ, સોપારી, એલચી, વસાણાં, કરીઆણાં તેમજ રેશમ ને સુતરનાં કપડાં; ચીની કામ, કાચ, તેલ, અત્તર અને સુગંધી પદાર્થો; મોતી, હીરા, માણેક આદિ ઝવેરાત; અને ઘોડા, વાંદરા ઇત્યાદિ જનાવરોની ધમધોકાર આયાત તેમજ નીકાસનો વેપાર ચાલતો. દાખલા તરીકે એકજ વસ્તુ લો. ઘોડાનો વેપાર-વસફ નામનો ૧૪ મા સૈકાનો એક આરબ મુસાફર કહે છે કે, "પ્રતિવર્ષ, મલબારી બંદરો મારફત, ફક્ત આરબી અને ઇરાની ઘોડાની આયાત ૧૦૦૦૦ જેટલી થતી હતી"†

* જુઓ રૉયલ એશીઆટીક સોસાયટીનું જર્નલ ૧૮૯૭, પૃષ્ઠ ૨૪૧-૨૮૮

† જુઓ ઇલીઅટકૃત હીંદનો ઇતિહાસ ભાગ ૩ જો, પૃષ્ઠ ૨૮-૩૫.

અલબીરની નામના આરબ તત્વવેત્તા અને નામાંકિત લેખકે ૭૦૦ વર્ષ પહેલાં એટલે કે મહમુદ ગઝનવીના સમયમાં લખી જણાવ્યું છે કે દરવર્ષે ૧૪૦૦ કીમતી ઘોડા અને ૧૦૦૦૦ છપાની ઘોડા હીંદુસ્થાન (મલબાર) મોકલવા એવી ત્યાંના રાજા સાથે જમાલુદીન ઇબ્રાહીમે સંધિ કરી હતી. તેજ બાદશાહ લખે છે કે દરેક ઘોડાની ૨૨૦ દીનાર કીમત આવે છે. અને એ હીસાબે માત્ર દક્ષિણના એકજ પ્રાંતના રાજાને આયાત કરેલા ૧૧૪૦૦ ઘોડાની કીમત ૩૫,૦૮,૦૦૦ સોનાના દીનાર જેટલી થવા જાય છે અકબરના વખતમાં એક સુવર્ણના દીનારની રૂ. ૩૦ જેટલી કીમત અંકાય હતી. અને તેથી માત્ર આ એકજ જાતનો, એકજ પ્રાંતનો વેપાર પ્રતિવર્ષ માક્રમાન કરોડ જેટલો થાય છે. દક્ષિણમાં ઘોડાની અતિ તંગી હતી, અને ફોજના ઉપયોગ માટે દરેક દક્ષિણના રાજ્યને ઘોડાની આયાત કરવાની ફરજ પડતી. ઉત્તરમાં ઘોડા ઉછેરવાની સગવડ હતી ખરી, પણ ત્યાં પણ "આઇને અકબરી" ના મશહુર લેખક અબુલફઝલના અમર ગ્રંથને આધારે કહી શકાય છે કે ઘોડાની આયાત જરૂર થતી હોવી જોઇએ. પ્રતિવર્ષ તમામ હીંદુસ્થાન-ઇંડીઆ-ના બધાએ રાજ્યો માટે તેમજ ખાનગી જરૂરીઆત માટે આયાત થતા ઘોડાની સંખ્યા માત્ર ૧૦૦૦૦૦ જેટલી ગણીએ તોપણ તે એકજ બાબતમાં મી. મોરલેંડ આંકે છે તેથી બમણો વેપાર થતો હશે એમ કહેવાને લેશ પણ હરકત નથી.

૨. આ વેપાર ફક્ત પશ્ચિમના મુલક સાથે અને કેવળ આયાતનો પૂર્વમાંથી જાવા, સુમાત્રા, બર્મા, ચીન, જાપાન ઇત્યાદિ દેશો સાથે હતો. ત્યાંથી આવતું રેશમ, ચીનીકામ, કાચ, વસાણાં, મોતી વગેરે ઉમેરીએ તો આયાતી વેપાર-જ ૧૦૦૦૦૦ ટન જેટલો તો અવશ્ય થતો. અને સાથે તેટલાજ પ્રમાણમાં નીકાસ ગણીએ-કાપડ, કે જેમાં આફ્રીકા અને એશીઆની તમામ વસ્તીની જરૂરીઆત માત્ર હીંદના વણકરોજ પુરી પાડતા તે તથા રેશમ, મસાલા, ઇત્યાદિ-તો દરવર્ષ ૨૦૦૦૦૦ ટન જેટલા પ્રમાણમાં તે થાય. એટલે લગભગ ૧૦૦ કરોડ રૂપીઆ જેટલી કીમતનો વેપાર અવશ્ય થતો હોવો જોઇએ.

૩. આટલા પ્રમાણમાં વેપારને પહોંચી વળવાની સામગ્રી તેમજ ઉદ્યોગ દેશમાં મોજુદ હતા. એને માટે પ્રમાણની અછત નથી. માત્ર દરીઆપારના વેપારનોજ ખ્યાલ કરીએ, અને માલ આયાતનીકાસ કરનાર મોટી જહાજોનોજ અંદાજ લઇએ તો આટલા પ્રમાણના વેપારને સહજ પહોંચી વળવાની સામગ્રી જણાય છે. દરીઆવાટે સાગ્રાજ્યના અંગ્રેજી અમલની જ કીર્તિ જમાવવા પ્રયાસ કરનાર ઉપર્યુક્ત મોરલેંડના સમયમાં તો હીંદી વહાણોની સામગ્રી અતિ નાના પ્રમાણમાં બનાવી છે; પણ નિષ્પક્ષપાત અને તટસ્થ ગણી-લે ક્ષણના પરદેશી મુસાફર—ની નજરે તપાસીએ તો તેથી કંઈ વિરુદ્ધ ચિત્ર નજરે આવશે. નીકોલો કોન્ટી નામનો ઇ. સ. ૧૫મા સૈકાનો એક યુરોપીઅન મુસાફર હીંદી વેપારી અને વહાણવટીઓની ધનાઢ્યતાનું ચિત્ર આપતા કહે છે કે. "તેઓ એટલા પૈસાદાર છે કે તેમાંના કેટલાએક તો પોતાનાજ જહાજમાં પોતાનો તમામ વેપાર ખેડે છે. એક ધણીના હાથમાં ૪૦ જહાજ માલીકીના જોવામાં આવે છે, અને પ્રત્યેક જહાજની કીમત ૧૫૦૦૦ સોનામહોર આંકી શકાય." એક વેપારીની હકુમત નીચે દર ૧૫૦૦૦ સોનામહોરની કીમતવાળા ચાલીસ વહાણ હોય તેનો વેપાર કેટલો હશે તેનો

વાંચનારે જાતેજ ખ્યાલ કરી લેવો. અને જે વહાણુની કીંમત તે કાળની ૧૫૦૦૦ સોના-મહોર એટલે કે આજના પ્રમાણમાં ગણીએ તો લગભગ ૩ લાખ પાઉંડ થાય તો તેનું કદ કેટલું હશે તેનો પણ સાથેજ ખ્યાલ કરી લેવો. ૧૦૦૦ અને ૧૫૦૦ ટનનાં સુરતનાં, ભરુચનાં, ખંભાતનાં, વસઇનાં, કોચીનનાં વહાણો ૧૪ મા સૈકાથી ૧૭ મા સૈકા સુધીમાં હતાં એમ ખુદ યુરોપીઅન લેખકોના કહેવા પરથી સિદ્ધ થાય છે. ૧૪ મા સૈકાનો એક આરબ લખનાર કહે છે કે, "માત્ર વિજયનગરના સામ્રાજ્યમાં કલીકોટ જેવડાં ૩૦૦ બંદરો હતાં.*" આખા હીંદમાં આવાં કેટલાં બંદર હશે? દલીલ ખાતર એમજ લેખો કે સિંધુના મુખથી માંડી ગંગા ને બ્રહ્મપુત્રાના મુખ લગી આપણા દ્વિપકલ્પના કીનારા પર પહેલી પંક્તિનાં ફક્ત ૧૦ જ બંદર હતાં-સુરત, ભરુચ, ખંભાત, વસઇ, મુંબઇ, ગોઆ, કોચીન, કલીકોટ, વિજાગાપટ્ટણ મદ્રાસ, કલકત્તા. કાનાનોર, માંગલોર ઇત્યાદિમાંથી—અને એવા પ્રત્યેક બંદરમાં પ્રથમવર્ગનો માત્ર એકજ વેપારી કે વહાણવટી હતો કે જેની પાસે સર્વોત્તમ પંક્તિનાં ૪૦ વહાણ હોય તો હીંદમાં પહેલા વર્ગનાં કુલ ૪૦૦ વહાણ લેખી શકાય. અને પ્રતિવર્ષ તેવાં વહાણ માત્ર એકજ સફર કરે તોપણ ૪૦૦૦૦૦ ટન જેટલો વેપાર–આયાત નીકાસ મળી–સહજ સંભવે. આમાં આપણે હલકા વેપારી, નાનાં બંદરો અને નાનાં વહાણોની તો ગણત્રીજ કરી નથી. અને તેની સંખ્યા–ખાસક રીને ગંગા અને સિંધુનદીના બંદરો પર રહેતી હોડી, મછવા કે વહાણુની સંખ્યા–નો અકબર જેવા સમ્રાટ્ની ચઢાઇના બ્યાન પરથી કે અબુલફઝલ જેવા લેખકના સત્તાવાર વર્ણુન પરથી વિચાર કરીએ તો હીંદના તે સમયના દરીઆપારના વેપારનો કંઇ નવોજ ખ્યાલ આવે. અબુલફઝલ કહે છે કે માત્ર સિંધુનદીના એકજ બંદર–ઠઠ્ઠા નગરમાં ચાલુ ૪૦૦૦૦ હોડીઓ, મછવા, કે વહાણુ રહેતાં.

૪. આવી સત્તાવાર બાતમી છતાં મોરલેંડ જેવા અદેખા પરદેશી લેખકો પ્રાચીન હીંદની અવજ્ઞા કરે છે. પણુ તેમ કરતાં તેઓ ત્યારેજ અટકે કે જ્યારે હીંદી વિદ્વાનો હીંદુસ્થાનનો તમામ ઇતિહાસ દરેક પ્રકરણમાં ફરીથી લખે. આ પરથી, આવા પ્રમાણના વેપારનાં બીજ કે સ્થંભતુલ્ય ઉદ્યોગસામગ્રી પણ આ દેશમાં હતી, કાચો અને પાકો માલ મળી આયાત નીકાસ કરનાર વહાણવટીને રોજગાર મળવાનો સારો સંભવ હતો એ પણુ સહજ સાબીત કરી શકાય છે. અંગ્રેજ ઉદ્યોગકારોની સ્વાર્થી અને નીચ હરીફાઇને અંગે હીંદી હુન્નર–ઉદ્યોગની આજે જે પડતી દશા થઇ છે તે મુસલમાન અમલ દરમીઆન કોઇ પણુ સ્થળે નહોતી થતી. આજનો વેપાર તો માત્ર દેખીતોજ સમૃદ્ધિકારક છે; પણુ ખરેખર તો હાનિકર્તા ગણવો પડશે. કારણુ કે આજના વેપારનું પ્રધાન અંગ નીકાસ; અને મુખ્ય નીકાસ ખોરાકના પદાર્થ અને કાચા માલની. ખોરાકનો પદાર્થ જતો રહેવાથી દુકાળ સામે થવાની તાકાત પ્રજામાં દરસાલ કમી થતી ચાલી છે; અને પરિણામે બીનરોજગારી અને ભુખમરો ધમધોકાર વધતો જાય છે. કાચો માલ નીકાસ કરવાથી આપણા દેશી ઉદ્યોગનાં મુળ કપાય છે, અને તેથી પણ એજ પરિણામ નીપજે છે. મુસલમાન તેમજ પ્રાચીન હીંદુ અમલ દરમીઆન આપણો વેપાર કંઇ નાનોસુનો ન હતો તે તો વાંચનારને ઉપલા થોડાક આંકડાથી સ્પષ્ટ જણાશે, પણ એ વેપારમાં મુખ્ય

* જુઓ ઇલીઅટકૃત હીંદનો ઇતિહાસ ભાગ ૪ થો પૃષ્ઠ ૧૦૩: અબ્દુર રઝાકનો પ્રવાસ.

હાસના શોખીનને વિદિત હશે, કારણકે એ તો બહુ જાણીતી વાતો છે. છેવટે ચલણી નાણાંનું ઉદાહરણ લઇએ તોપણ એજ વાત સિદ્ધ થાય છે. ચલણપદ્ધતિને વેપાર સાથે અતિ નિકટ સંબંધ છે એ કદાચ આજની અંગ્રેજ સરકાર નહીં સમજતી હોય; પણ અલાઉદ્દીન ખીલજી, મહમદ તઘલખ, શેરશાહ સુર, અને અકબર વગેરે મુસલમાન સુલતાનો તો સારી રીતે સમજતા હશે એમ તેમણે કરેલા સુધારા કે અખતરાથી સહજ દેખાય છે. અકબરે સોના-રુપાનો પરસ્પર સંબંધ મુકરર કરી, ચલણી સીક્કાનું વજન અને ચોખ્ખાઇ ચોક્કસ કરી, સરકારી ટંકશાળની હકશી જાહેર કરી વેપારી આલમની જે સેવા બજાવી છે તેની ખરી કીંમત તો એ સર્વ વ્યવસ્થા તમામ હીંદુસ્થાન-માં સેંકડો વર્ષ સુધી ચાલુ રહી તેથીજ સિદ્ધ થાય છે.

૬ છેવટે આપણે હીંદના પ્રાચીન વેપારનું પરિણામ તપાસીએ. દર સાલ અબજોની પેદાશમાંથી કરોડો બલ્કે અબજોનો વેપાર થતો એવું આપણે આગળ જોયું. આજે પણ તેવાજ પ્રમાણનો વેપાર થાય છે. વળી ભૂતકાલમાં હીંદી વેપારની આ એક ખાસ ખુબી હતી કે આયાત કરતાં નીકાસની કીંમત વધારે હોય. આજે પણ તેમજ છે એટલે વેપારના પરિણામે આ દેશનું બીજા દેશો પર લહેણુંજ નીકળે. પણ અહીંઆં સરખામણી અટકે છે અને વિરોધ શરુ થાય છે. આજના વેપારમાં નીકાસનો વધારો છતાં તે હાનિકર્તા છે, કારણકે દેશના ખરા લાભને ખાતર જે વસ્તુની નીકાસ ન થવી જોઇએ તેજ વસ્તુઓ આજે તણાઇ જાય છે અને પરિણામે દર સાલ દરિદ્રતા વધતી જાય છે. ભૂતકાલમાં તો નીકાસ ઔદ્યોગિક પેદાશના ખરા વધારાની હોવાથી તેની જે કીંમત મળતી તે દેશના દ્રવ્યમાં વધારો કરતી; અને તેમ ન હોય તો હીંદુસ્થાન પોતે સોનું બહુ જથામાં પેદા કરતું ન હોવા છતાં ત્યાં અઢળક સોનાનો જથો ક્યાંથી સંભવે? મહમદ ગીઝનવી દશમા સૈકામાં હજારો મણને હીસાબે સોનું હીંદુસ્થાનમાંથી ચોરી ગયો. અલાઉદ્દીનના સરદાર કાફરે દક્ષિણની એકજ સ્વારી પછી સેંકડો બલ્કે હજારો મણના હીસાબે સોનું આણ્યું હતું.* વિજયનગરનો નાશ થયો ત્યારે તેનો પરાજિત રાજવંશ પાંચસો હાથી ભરી નગદ સોનું લઇ પાયતખ્તમાંથી નાશી છુટ્યો† અકબરના મરણ પછી લગભગ ૨૦૦ કરોડ રુપીઆની કીંમતનો ખજાનો તેના વારસના હાથમાં આવ્યો હતો. આ બધો સોનારુપાનો ગંજ આવ્યો ક્યાંથી? વેપારમાં-થી જ. રોમનો નામાંકિત ઇતિહાસકાર પ્લાઇની લખે છે કે: "દરસાલ હીંદુસ્થાન માત્ર રોમની શહેનશાહતમાંથી ૧૦ લાખ પાઉંડ જેટલો ચોખ્ખો નફો વેપારમાં મેળવતું"; અને એજ સ્થિતિ જો પછીના જમાનામાં ચાલુ રહી હોય તો ઉપર્યુક્ત સુવર્ણસંચય અસંભવિત નથી. વળી અંગ્રેજ અમલ પહેલાં આપણને home charges ને નામે કોઇપણ પરદેશી રાજ્યને પ્રતિવર્ષ કરોડો રુપીઆ ખંડણી આપવી પડતી નહોતી. પરદેશી નાણાં ધીરનારને તેના પ્રમાણમાં વ્યાજ આપવું પડતું નહોતું. પરદેશી વહાણવટીઓને કદાચ તેથી પણ વધારે પ્રમાણમાં નુર, વીમો, વટાવ આપવાં પડતાં નહોતાં, તો પછી તે વખતના વેપારમાં દર સાલ કરોડોની બરકત કેમ ન રહે!

* જુઓ ફીરસ્તાનો ઇતિહાસ.

† જુઓ Sewell's "A forgotten Empire."




લેખક:
રા. વિજયરાય કલ્યાણરાય,
બી.એ.: ઉપમંત્રી, સાહિત્યસભા

## ઐતિહાસિક રેખાદર્શન

ચૈતન્યના ઓઘ ગુજરાતી હૃદયોને ફરી એક વાર સચેતન ને સબળ કરી રહ્યા છે. ભૂતકાલના સર્વ યશસ્વી પ્રસંગોએ બન્યું હતું તેમ, વ્યવહારજ્ઞાન તેનું નવું જીવન ઘડે છે, રસજ્ઞાન તેનું આગવું સાહિત્ય સરજી રહ્યું છે. આધુનિક ઇતિહાસમાં ત્રીજી વાર આવો પ્રવાહ આજે ગુજરાતમાં વહે છે. મો–પોણોસો વર્ષ પર યુરોપી સંસ્કૃતિના પહેલા ચમકારાએ તેની કલ્પનાને મુગ્ધ કરી અને પછીના જમાનામાં એ અસર એવી સજડ જામી કે એ તો એજ રૂપમાં અહીં કાયમ રહેવાની એવું સૌના મને સ્વીકારી લીધું. એ મોહ આજથી આઠેક વર્ષ પર નષ્ટ થયો ને સ્મૃતિ જાગી કે પરાયા તેજે પ્રકાશવાનો એ અખતરો દેશને પ્રતિદિન આત્મઘાતક નીવડ્યો હતો. આ નવા જ્ઞાને સાહિત્યના આદર્શોમાં પણ કંઈ પરિવર્તન કરીને અનેક નવા ને શક્તિશાળી આંદોલન પ્રગટાવ્યા છે. તે નવાં બળોનું અર્થબોધન કર્યાં પહેલાં આગલા એ જમાનાના સાહિત્ય-પ્રેરક તત્ત્વોનું ઝાંખું રેખાદર્શન કરીને જો શરૂઆત કરીશું તો નવયુગના સાહિત્યનું નિરૂપણ વધુ સુગમ ને સ્પષ્ટતર થશે.

દયારામના મૃત્યુ સાથે સંવત્* ૧૯૦૮ માં જુના સાહિત્યનું એક પુસ્તક બીડાયું અને જુનું જીવન પણ ઉતરતી ગતની ધીમી છતાં અચૂક ગતિથી વીંખાયું નવા રંગ, નવી ઝંખનાઓ ને નવા સાધનોની પ્રયોગભૂમિ બની રહ્યું. એક જમાના કરતાં વધુ વખતથી ગુજરાત અંગ્રેજોના તાબામાં હતું અને તેમના સરકારી મહેનત હકદારને સમજવામાં ને સ્વીકારવામાં મગરૂરી માનતું થયું હતું. સૈકાઓ સુધી સોસવતા ને ઘવાયેલા ગુજરાતીઓ, બીજા માનતા હિંદીઓ પેઠે જ, સ્વત્વ શું, સ્વરક્ષા શું, સ્વમાન શું એ બધું ભૂલી ગયા હતા. આવે વખતે પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રવાહ આપણે ત્યાં ન આવ્યો હોત તો શું બનત એ કલ્પનવિલાસનો વિષય છે. હકીકત એ છે કે તે પ્રવાહ આવ્યો અને દયારામના

* આ લેખમાંની બધી સાલો વિક્રમસંવત્ અનુસાર સમજવી.

જીવનકાળમાંજ તેના પ્રત્યક્ષ ફલરૂપ અને તે જમાનાનાં સાહિત્ય ને જીવન બંનેની ઘડનાર એ સંસ્થાઓ ગુજરાતમાં સરજાઇ: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (૧૯૦૪); અને બુદ્ધિવર્ધક સભા (૧૯૦૭). પછીનાં પાંચસાત વર્ષમાં એક તરફ સોસાયટીએ સાહિત્યપોષણ આરંભ્યું ને બીજી તરફ સભાએ નવા યુગના પ્રવર્તકો પ્રગટાવ્યા. નર્મદાશંકર, કરસનદાસ, મહીપતરામ ને ઝવેરીલાલે જાણે આકાશના તારા અવનિ પર ઉતારવાનાં વ્રત લીધાં હતાં. બુદ્ધિવર્ધનનાજ એ અભિલાષીઓએ પ્રાંતનાં જીવન ને સંસ્કારને પણ નવી દિશામાં દોર્યાં. તેમણે મંડળીઓ સ્થાપી, સભાઓ ગોઠવી, સંપ્રદાયો પ્રસાર્યા, દેશોદ્ધારની યોજનાઓ ઘડી ને 'સુધારાનું બાઇબલ' પણ રચવા માંડ્યું. પવન કે પાવકને બાંધી શકો તોજ જેને બાંધી શકો એવા નર્મદે સ્થળેસ્થળે ઘુમીને સંસારસુધારાનો ઉદ્ઘોષ કર્યો; કરસનદાસે 'સત્યપ્રકાશ'માં તાતાં તીર જેવી વાણીથી ભ્રષ્ટ ધર્માચાર્યો માટે ભોંય ભારે કરવા માંડી; મહીપતરામે સૌની પહેલાં સમુદ્ર ઓળંગીને સર્વ કાલ માટે ગુજરાતીઓના વિકાસમાં સંગીન હીસ્સો આપ્યો. સીનેમાનાં પ્રતિપલ બદલાતાં દૃશ્યોની ઝડપથી રોજ ને રોજ કંઇક એવું બનતું જેથી પ્રજાજનો પણ ક્ષોભ, આશા અને ચિંતાની ત્રિવેણીમાં સ્નાન કરતેકરતે જીવન ગાળતાં. સૌનાજ મનમાં, બોલવાચાલવામાં, દેખાવમાં ને કામોમાં–ખુદ વાતાવરણમાંજ, નિઃસીમ ચંચળતા વ્યાપી રહી હતી અને પ્રાંતને ઇચ્છાઅનિચ્છાએ પ્રગતિને પંથે ધસડતી હતી. અને આજે નર્મદયુગનો યુગ ફરી મંડાયો છે તે આજ કારણથી કે ઉર[illegible]દાર્ઢ્યના ઉદ્રેક અને ચંચળતા ફરી એક વાર આપણાં જીવનમાં પ્રગટ્યાં છે અને આપણા સાહિત્યમાં પ્રાણ પુરી રહ્યાં છે.

નર્મદયુગ અને પ્રવર્તમાન યુગ વચ્ચેનો અંકોડો તે ગોવર્ધનયુગ. તેજ યુગમાં નરસિંહરાવની અશ્રુતપૂર્વ કવિતા, મણિલાલનું ગહન પાંડિત્ય, મણિશંકરની સૂક્ષ્મ રસિકતા, રમણભાઇની સુવિકસિત સાહિત્યદૃષ્ટિ, કલાપી ને નાનાલાલની વિશિષ્ટ પ્રેમભાવનાઓ–આ સઘળું પણ હોવા છતાં, ગોવર્ધનરામના નામથી તે યુગને ઓળખીશું તે એટલા માટે કે તેમની કૃતિઓએ પ્રાંતનાં સાહિત્ય તેમ જીવનને પણ એ સમયમાં જે ઘાટ આપ્યો તે આપવા અન્ય સાહિત્યકારોમાંથી કોઇ પણ સમર્થ નીવડ્યા નથી. ગોવર્ધનરામનો જન્મ ૧૯૧૧ માં થયો; મણિલાલનો ૧૯૧૪ માં અને નરસિંહરાવનો ૧૯૧૫માં. વચ્ચે બળવાના વર્ષે ૧૯૧૩ માં યુનીવર્સીટીઓ ઉઘડી; અને ત્યાર પછી ત્રીસે વર્ષે એ કેળવણીના પહેલા ફાલ સમાં 'સુદર્શન' (૧૯૪૧), 'જ્ઞાનસુધા' ને 'કુસુમમાળા' (૧૯૪૨), 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ (૧૯૪૩) તથા 'ઇંદ્રિજિતવધ' મહાકાવ્ય (૧૯૪૩) ગુજરાતને ચરણે ધરાયાં. ચંચલતા શબ્દમાં નર્મદયુગનો અર્ક છે તેમ ગંભીરતા શબ્દમાં આ ગોવર્ધનયુગનો છે. તેનું બધુંજ ગંભીર ને પ્રશાંત હતું. મોડરેટોનું શબ્દશૂર રાજકારણ, સુધારકોની અમાપ આપવડ, ઉદ્યોગવીરોની નીરસ ને કાચી ધનપ્રીતિ, સાહિત્યકારોનો જીવનરસને ભોગે પણ પાંડિત્ય સેવવાનો અજબ આગ્રહ: આ ચાર ઐ યુગનાં ઉજ્જ્વલતમ પ્રતિબિંબ હતાં. અને સાહિત્યમાં તો, જગતે કદી નહીં જોએલું એવું ઘણું આપણે ત્યાં બન્યું. શ્રમસાધ્ય અભ્યાસ સાહિત્યનો સર્વૈશ્વર્યમય દેવ મનાયો; શબ્દજોડણીની ચર્ચા એટલી અસહ્ય થઇ કે જીવનની જોડણી સમજવાની સલાહો અપાઇ;

થોડાંક નવલીઆતાં નાટકોનો પણ મરજીવાની ચિંતા સાક્ષરોને શિરે આવી પડી, ગિરિકંદરા-ની અપ્સરાઓનાં મુખડાંમાંથી સાહિત્યના અગમ્ય પ્રદેશ દેશા સુણાયા, મોરચકોરનાં દર્શન રણજંગડાને બદલે રમણીનયનમાં અધીર અધરાને થવા માંડ્યાં, કોકિલા કવિહૃદયની અધિકારી બની; તેના એકસુર ટહુકારમાં રસભાવનાં અનેરાં રહસ્ય સમાયાં. કુદરત અને કાંતા શિવાય બીજી વસ્તુ વિશ્વમાં જોવાની કવિઓએ ના પાડી. વિચાર ને ઊર્મિઓનું વર્તુલ આટલું બધું સંકોચાવવામાં ગૌરવ ન મનાયું હોત, અને અભ્યંતર મહેચ્છાઓ હૃદયમાં જાગે તેવું જીવન ત્યારના યુગ-પ્રણેતાઓ જીવી શક્યા હોત તો અર્વાચીન સાહિત્ય અત્યારેજ વધારે સુંદર, વધારે સમૃદ્ધ ને વધારે યશસ્વી ન પ્રકાશતું હોત?

'જયા અને જયંત' (૧૯૭૦), 'રાઈનો પર્વત' (૧૯૭૦), 'સ્મરણસંહિતા' (૧૯૭૧), 'હાસ્યમંદિર' (૧૯૭૧). આ કૃતિઓ સાથે એ યુગની લીલા સંકેલાઇ તે સમયના ઘણાખરા સાક્ષરો હજુ વિદ્યમાન છે અને ઓછુંવત્તું લખ્યે જાય છે તેમનું હવે પછીનું કાર્ય પણ, જો ઘડે કાંઠા ચઢે નહીં એ ન્યાયે, નવાં આંદોલનનું સત્કારક અને આલેખક હોવા કરતાં જુનાજ યુગનો પ્રતિશબ્દ હોવાનું. એટલે 'પૂર્વાલાપ' 'ડગની જુવાની' અને બે અગ્રણી સાક્ષરોના લેખસંગ્રહ જે કદાચ આગામી મહીનામાં બહાર પડે, તેની ગણના સમકાલીન સાહિત્યમાં કરીશું નહીં.

ઉપરની ચાર કૃતિઓના પ્રકાશનની લગભગ સાથોસાથજ રાજ્યપ્રકરણમાં અને સાહિત્યમાં નવાં બળો અને અપૂર્વ પ્રવાહોનો સંચાર ૧૯૭૦ ની આસપાસ થવા માંડ્યો હતો. ૧૯૭૧ માં હોમરુલ લીગોએ યુવાન આત્માઓમાં અદ્ભુત તનમનાટ મચાવવો શરુ કર્યો. ગુજરાતમાં વક્તૃત્વનાં બીજ પણ આ પ્રવૃત્તિને પ્રતાપેજ રોપાયાં ને અંકુરવા લાગ્યાં. સતત બે વર્ષના પ્રયાસને પરિણામે હોમરુલરોનો મધ્યાન્હ '૭૩ના વર્ષમાં સહસ્રરશ્મિની પ્રખરતાથી તપ્યો. '૭૫ના ચૈત્રમાં જલીઆંવાલા-ના ભસ્મરાશિમાંથી સત્યાગ્રહની જ્વાલા ભભુકી, અને તેને ઝીલીને ઘેરેઘેર પ્રસરાવનારું 'નવજીવન' ભાદરવામાં શરુ થયું. એ પત્રે નવગુજરાતની સંસ્કૃતિ ઘડવા માંડી. વળતા વર્ષના શ્રાવણમાં લોકમાન્ય ટિળકનો સ્વર્ગવાસ ને અસહકારનો જન્મ થયો.

સાહિત્યમાં તે વખતે થએલાં પરિવર્તનો આટલાં હતાં.–૧૯૭૧ માં રણજીતરામને હાથે ઉછરેલી યશસ્વી સાહિત્યપરિષદ્ સુરતમાં ભરાઇ. નવસાહિત્યના પ્રભાતતારક સમો એ પુરુષ શુક્ર જેટલાજ શુભ્ર જ્યોતિ અને ટુંકા જીવનનો ધારનાર હતો. ૧૯૭૩ માં તેનું મૃત્યુ થયાને આગલે વર્ષે, નવા સાહિત્યને દિશાસૂચન કરનાર એક પત્ર—તે માત્ર માસિક નહોતું—'વીસમી સદી'એ દેખા દેવા માંડી હતી. બીજી પણ ઘણી નવીનતાઓ ઉપરાંત પ્રો. ખુશાલ શાહનું નાટક 'દુનીઆ ઝુકતી હૈ' તથા 'ગુજરાતનો નાથ' અને પાછળથી 'પૃથિવીવલ્લભ' પણ તેમાં પ્રગટ થયાં.

ગુજરાતી જીવન અને સાહિત્યમાં આ નવીન તત્ત્વો પ્રવેશ્યાં તેજ સમય દરમીઆન જે આંદોલનો જગતમાં પ્રસરવા માંડ્યાં અને જેની પ્રેરકતાને સર્વ દેશોનું ચાલુ સાહિત્ય આભારી છે, તે, માનવસંસ્કૃતિના ઇતિહાસમાં પણ કોઇકોઇ વારજ પ્રગટે છે એ પ્રકારનાં હતાં. ફ્રેંચ રેવોલ્યુશનની પ્રબળ રેલ પછી બરાબર સવાસો વર્ષે ફરીથી એક વાર ખરા યુગનવની ઘટનાઓના ઝંઝાવાતમાં જગત્ સપડાયું ત્યાંત્યાં વિગ્રહો

સળગ્યા ને ઉત્પાતો ફૂટી નીકળ્યા; રાજસિંહાસનો ડોલવા કે ઉખડવા માંડયાં; ગોરા ને રંગીન લોકની રસાકસી જોરમાં ચાલી; ભારતવાસીઓ સમજતાં શીખ્યા કે પોતાને માથે કેવળ પરરાજ્ય નહીં, પરસંસ્કાર પણ એકચક્રીને દુર્ધર્ષ સત્તા ચલાવી રહ્યા છે. પ્રજાઓના આવા મહાતાંડવમાં અનેક જુની ભાવનાઓ ચૂર્ણ થઇ, અનેક જુનાં ધોરણો વર્જવાં પડયાં, અનેક જુનાં સ્વપ્નોને મનેકમને વણસાધ્યાં વીસારવાં પડયાં. પણ કુદરત શૂન્યતાની વિરોધી છે એટલે જુનાનું સ્થાન લેવા નવું સરજ્યા વિના રહી નહીં. આજે જગતનું ને ભારતનું તેમજ ગુજરાતનું વાતાવરણ જે પ્રેરણાઓ ઝીલી રહ્યું છે તેને પરિણામે જીવનની ભાવનાઓ ને આકાંક્ષાઓ પણ પલટાઇને નવરંગ પ્રભાત વરવા તત્પર થતી જાય છે. આ નવું જીવન જીવનારાં સ્ત્રીપુરુષો સાહિત્ય પણ નવુંજ માગે છે ને માગશે. પંડીતાઇના પ્રતિમા જેવો નહીં, કાલીઘેલી ભાષામાં રાચી રહેલો નહીં, બ્રહ્મનીભવ્ય શુષ્કતાનો રસીઓ નહીં, પણ રાષ્ટ્રનો વિધાતા બનવાનું સામર્થ્ય ધારનાર સાહિત્યકાર તે માગણી સંતોષશે. અત્યારે પણ સુણનારને તેના આગમનનો પગરવ સંભળાય છે. યુગબળોથી ઘડાયલો છતાં તે નવયુગનો પ્રેરક અને શાસક બનશે, પોતાની શક્તિઓમાં તેને અખુટ શ્રદ્ધા હશે, સ્વદેશનું તે અચળ અભિમાન ધારશે, અને પોતાના સંસ્કારોનો તે અનન્ય ભક્ત રહેશે. પ્રજાના ભાવિનું સૂક્ષ્મ આર્ષદૃષ્ટિ (vision)થી દર્શન કરીને તેની સિદ્ધિ માટે જે કંઈ કરવું પડે તે કરવાનાં ઉત્સાહ ને નિપુણતા પણ તેને પરમેશ્વરે બક્ષ્યાં હશે.

આ પરિસ્થિતિમાં, ગુજરાતી સાહિત્યનાં આંદોલન કઇ દિશામાં ગતિ કરે છે અને તેના નવીન સાહિત્યસ્વામીઓ પાસેથી આપણને કેવીકેવી આશાઓ છે તેનો વિચાર આવશ્યક બને છે.

૧૯૭૦–૭૩ ને આપણે વર્તમાન યુગનો આરંભકાલ ગણશે. તે સમામાં એક એવી ભાવના હીંદમાં જાગી જેણે નવો મન્વંતર માંડનાર ભાવનાનું સ્થાન આપણા રાષ્ટ્રજીવનમાં લીધું. તે ભાવના માતૃભાષાઓ માટે તેમનું સ્વાભાવિક સ્થાન પાછું જીતવાની અને દેશોદયના અદ્ભુત રચાતા મંદિરમાં તેની પુનઃ પ્રતિષ્ઠા કરવાની. સાદાં અને સ્વાભાવિક સત્યો સૌથી મોડાંજ આદર પામે છે એ ન્યાયે, જમાનાઓ સુધી કોઇને સુઝેલો નહીં એવો કેળવણીના વાહનનો અને રાષ્ટ્રભાષાઓના સમુદ્ધારનો પ્રશ્ન એવામાં પહેલીજ વાર રાષ્ટ્રીય દૃષ્ટિએ ચર્ચાવા અને ક્રમેક્રમે આચરાવા લાગ્યો. દેશોદ્ધારની મંત્રણાઓમાં તે અગ્રપદે શોભ્યો, નેતાઓની યોજનાશક્તિને કસી રહ્યો અને લોકસમસ્તના અંતરનો આવકાર પામ્યો. એ હજી પણ પુરો થાળે પડયો નથી છતાં પ્રતિવર્ષ દૃઢતાથી પોતાનું મહત્ત્વ સાબીત કરી રહ્યો છે. એ વીશે વિચારકોના મનમાં તો કશો અંદેશો નથી. આ પ્રશ્નની સફળ ઉકેલણમાં પ્રજાની સંસ્કૃતિનું પ્રાણપ્રદ બીજ છે એટલે તે જેમજેમ વધુ ઘુંટાઇને ઘટ્ટ થતો જશે તેમતેમ વધારે અસરકારક નીવડશે એ નિર્વિવાદ છે. દરમીઆનમાં, ગુજરાતી સાહિત્યવિકાસના આલોચકે આ સંબંધમાં એક વાત તો અવશ્ય હર્ષભીને હૈયે સદૈવ સંભારવી પડશે: દેશની ને પ્રાંતની શિક્ષણપ્રથામાં ને બીજી સંસ્થાઓમાં સ્વભાષાને સ્થાન અપાવવાની હીલચાલે સરકારી વિદ્યાલયોમાં ભણી ઉતરેલા ઘણાય સાહિત્યસેવકોનો ગુજરાતી પ્રત્યેનો તિરસ્કાર છોડાવ્યો છે અને તેમની

પામે ગુજરાતીનું ગૌરવ મુક્તકંઠે સ્વીકારાયું છે. આ પરિણામ એકલ દેશભક્તિનું નહીં પણ સચેત ને વિવેકી ચિત્તવૃત્તિનું છે અને દિવસે દિવસે વધારે અનુયાયીઓ પોતાના પક્ષમાં ઉમેરતું જાય છે. ખરું છે કે હજુ પણ કેળવાએલા ને સંસ્કારી મનાતા ઘણા ગુજરાતીઓ વાતચીતમાં સ્વભાષાનો ઉપયોગ સગર્વ કરતાં શીખ્યા નથી, શુદ્ધ ને સારું ગુજરાતી બોલવાના યત્નો જોઇએ તેટલા થતા નથી; કોર્ટદરબારની ભાષા હજુ પારકીજ છે. આપણા વાક્યો અંગ્રેજીમાંજ વિચારાઈને બહાર પડે છે ને આપણી બોલીમાં અંગ્રેજીનો નિરર્થક ને હાસ્યજનક ભેગ હજુ ઘણો છે આ સઘળી ઉણપો છતાં, સ્વભાષા માટે ચોતરફ જે માન ઉપજવા લાગ્યું છે, ને સાહિત્ય પર તેની જે સચોટ અસર, હાલ અંકુરરૂપેજ, થઇ રહી છે, તેને અવગણવાની હીંમત કોઇપણ સમજુ માણસ કરી શકે તેમ નથી. સ્વભાષાનો પ્રશ્ન અને તેનાં આનુષંગિક તત્ત્વો સમકાલીન ને ભાવિ સાહિત્ય પર કેવા પ્રકારની જુદીજુદી અસર કરે છે અને કરશે એ વાત આગળ ચર્ચીશું. અહીં તેનો નિર્દેશ નવીન સાહિત્યના અગત્યના પ્રેરકબળ તરીકેજ કર્યો છે

## નવા યુગનો સાહિત્યકાર

સાહિત્ય એટલે અપૂર્વ અને ભાવનાશાળી આત્માઓની સર્જનશક્તિનો કલાત્મક વાણીરૂપે આવિર્ભાવ. દેશમાં શ્રેષ્ઠ અને પ્રતાપી સાહિત્યનો ઉદ્ભવ ક્યારે થાય કે જનતાના હૃદય ઉન્નત ને સત્ત્વશીલ ભાવના કે ભાવનાઓથી વ્યાપ્ત થઇ રહ્યાં હોય. અત્યારે એવી ભાવનાઓનું પોષક વાતાવરણ આપણા પ્રાન્તમાં વિસ્તરતુ જાય છે. દુનીઆમાં અનેક દેશો છે પણ દેશોમાં દેશ તો એક ગુજરાતજ જ્યાં કૃષ્ણચંદ્રની રાજધાની જામી, જ્યાં પરાક્રમી પરશુરામનો આશ્રમ સ્થપાયો,—જેણે સિદ્ધરાજ જેવો સમ્રાટ્ સરજ્યો, જેણે રાણક સમી પ્રાતઃસ્મરણીય સતીનાં સત્ પ્રગટાવ્યાં,—જેણે મીરાંને ઉછંગે ધરી, જેણે પ્રેમાનંદની ભાષાભક્તિ ને દયારામના રસોન્માદ પોષ્યાઃ પરંપરાનું આવું સદભિમાન જ્યાં ખીલવા માંડે અને જગદુદ્ધારકોમાંનો એક અદ્ભુત વીરેંદ્ર જ્યાં વિદ્યમાન હોય ત્યાં સાહિત્યપ્રેરક ભાવનાઓની શી કમીના સંભવે ગુજરાતને અસ્મિતાનું ભાન હજી હમણાંજ થવા માંડ્યું છે એ જોતાં, અને આધુનિક સંસ્કૃતિને નિઃશસ્ત્ર સત્યાગ્રહનો મંત્ર તેણે આપ્યાને દશકો પણ વીત્યો નથી એ વિચારતાં, આટલું તો સ્પષ્ટ સમજાય છે કે આ બીજોમાંથી જે વૃક્ષરાજિ પાંગરશે તેની ઘટા વિસ્તૃત પથરાશે, તેના પુષ્પો અપાર્થિવ સૌરભનાં પ્રસારનાર બનશે, તેના ફળની મીઠાશ અને પોષકતા જગતે કદી જોઇ કે જાણી ન હોય તેવી અખુટ ને અનન્યસાધારણ નીવડશે. તે આગામી યુગના સાહિત્યકારની આત્મસમૃદ્ધિ, સાધન અને તેનાં કાર્યક્ષેત્રનું કેટલુંક વીગતવાર વિવેચન હવે કરીએ.

વ્યક્તિત્વની જરુર જીંદગીની એકેએક ઉપયોગી પ્રવૃત્તિમાં પડે છે પણ સાહિત્યકારનું તો સર્વસ્વ પ્રબળ અને બહુવ્યાપી વ્યક્તિત્વમાંજ સમાયું છે. રાજપુરુષના વિજયનો આધાર વિચક્ષણતા પરજ છે; સૈનિકની કીર્તિ બાહુબળ પર અવલંબે છે, વેપારી સાહસથીજ કમાય છે, લોકહૃદયનો અભ્યાસ પત્રકાર થવા માટે પુરતો છે; ક્રમે ધીરતાની નિર્દયતા સારો ડાક્તર નીપજાવી શકે છે, વકીલની આવડત વાક્પટુતાથી શરુ થઇ ધનસંગ્રહમાં પરિણમે છે; શિક્ષકો ને અધ્યાપકો વિદ્વાન્ બન્યાથીજ સંતુષ્ટ થઇ શકે છે; પણ પ્રતિભા-

શાલી સાહિત્યકારને આવા એકાદ કિરણમાંથીજ ઘડવામાં વિધાતાએ ડહાપણ માન્યું નથી: તેનું કાર્ય સ્થૂલ કરતાં વધુ અંશે સૂક્ષ્મ છે એટલે એકલી તીક્ષ્ણ બુદ્ધિ કે સાહસવૃત્તિ, એકલી પ્રાથમિક નિર્દયતા, એકલી વાક્પટુતા કે વિદ્વત્તા તેની મુક્તિનાં દ્વાર ખોલે તેમ નથી. આ સર્વ શક્તિઓની સહાયતાથી તે જગતને ઓળખતાં શીખે છે ને તે ઓળખને પોતાના અર્થગ્રહણ તરીકે કૃતિઓમાં ઉતારે છે. વધુમાં, સંસારની આંટીઘુંટીઓ એવી કારમી છે અને તે બીચારો તેમાં અપ્રાવીણ્ય ધરાવવા માટે પહેલેથીજ એટલો પ્રખ્યાત થએલો છે કે જે ગુણો જડ જગતમાં એક મટકું મારતામાં તમને સફલતા સધાવી શકે તેટલાથીજ તેનું દળદર ફીટે તેમ નથી. તે તો એકજ મંત્ર રજનીદિન રટયા કરે છે અને તે-વિશ્વમાં ડગલેડગલે, જનહૃદયમાં તંતુતંતુએ, જનપ્રવૃત્તિમાં કાર્યેકાર્યે જે સત્ય છુપાયાં છે તેનાં રહસ્ય પ્રીછવાની ઝંખના, જે સૌંદર્યો અગોચર સરે છે તેનો રસ લુંટવાની ઘેલછા. એ ઝંખના જેટલી વધારે સતત અને એ ઘેલછા જેટલી વધારે ઉત્કટ, તેટલું તેનું વ્યક્તિત્વ વધારે પ્રભાવશાળી. પ્રભુનો પ્રસાદ પામેલા આત્માઓ પણ આ શક્તિઓ મુશ્કેલીથી ખીલવી ને ટકાવી શકે છે તો પછી શતકોની નિદ્રા ત્યજીને જેણે આળસે માંડ મરડયું છે એવા સાંપ્રત ગુજરાતના બાલક સાહિત્યકારની શી વાત કરવી? વ્યક્તિત્વ વિકસાવવાને કયાંકયાં તત્ત્વો જરુરનાં છે તેના મુળાક્ષર પણ તેણે તો હવે ઘુંટવાના છે. જીવનને વિલોકવું તો સ્વકીય દૃષ્ટિથીજ, વાતેવાતનો મર્મ સમજવો તો અખંડ સમભાવથીજ, પ્રસંગેપ્રસંગમાં વર્તવું તો અજેય સત્તાધારીની છટાથીજ: આ દશાઓ તેના મનથી કોઇક અજ્ઞાતભૂમિની અનુભવી ભયંકરતા કે રમણીયતા જેવી છે. પરસંસ્કારની ધુંસરી દૂર ઉછાળીને, પરભાષાનો ભાર વહેનારની મંદબુદ્ધિને તુચ્છકારીને, સ્વદેશીઓનાં પ્રમાદ ને બેપરવાઇથી પર બનીને, તેમના સ્વાર્થોજ તોપવામાં રહેલી અધમતાને અળગી કરીને, ગુજરાતના સાહિત્યવીરે આત્માની કલામાત્રનો સાક્ષાત્કાર, સંજોગાનુસાર, રસિકતાથી ને પ્રફુલ્લતાથી કે પ્રચંડ શાસન ને નિશ્ચલ, નિર્દય આગ્રહથી હજુ હવે કરવાનો છે.

તે અણુજન્મ્યા કે આજ પર્યંત અપ્રકાશિત બાલક સાહિત્યકારનું આછું ચિત્ર આલેખવા નો પ્રયાસ કરીએ એટલે તેને હાથે નિર્માનાર સાહિત્યનો પણ ખ્યાલ આવી શકશે.

તે જીવન અને માનવતાનો રસીઓ હશે તેટલો બીજી કોઇ વસ્તુનો નહીં હોય. વર્તમાન જીવનના તદાકાર અંશરૂપ બની રહેવામાં તે પોતાના અવતારની ધન્યતા માનશે. સૂક્ષ્મ રસદૃષ્ટિથી જીવનનાં વૈવિધ્ય ને પરિવર્તન નીરખવામાં, સમજવામાં ને તેમને સાહિત્યસૃષ્ટિની અંદર અવતારવામાં જે આનંદ તે માણશે એ અમુક શબ્દ વીશે આગલા લેખકો શું કહી ગયા છે કે શું કહેવું ભુલી ગયા છે એની મીમાંસામાં નહીં માણે. તે અભ્યાસને સાધન ને જીવનને સાધ્ય માનશે એટલે તેની કૃતિઓમાં ચેતન અને ચિરંજીવિતા પણ વિશેષ જણાશે. તે વિદ્યાવિલાસી થશે પણ વિદ્યાવિલાસ તેનું ધ્યેય નહીં બને; તે વિચારક હશે પણ વિચારશીલતા તેની મનોવૃત્તિની મર્યાદા બાંધી લેશે નહીં; ગંભીરતા ને શાંતિ તેનાએ સ્વભાવમાં ઠરશે પણ અધશ્રદ્ધાળુની ચીવટથી તે એનો અનુરાગી થઇને નહીં રહે. વળી તેની લાક્ષણિક વિશેષતા આ હશે કે તેનાં દૃષ્ટિબિંદુ ને ભાવનાઓમાં પ્રતિમાસ રાષ્ટ્રીયતાનું પૂરણ સ્થિરતાથી પુરાયું જશે.

શકે, શૈલી ને વર્ણસ્વરૂપનો પૂજારી એ દેવોના પણ શુભાશિષ પામીને પ્રેમાનંદ ને નર્મદને મંદિરે પ્રણિપાત કરવામાં કૃતાર્થતા સમજશે. હોમર ને મીલ્ટનની કલ્પનાસૃષ્ટિમાં વિહરતા આત્માને હવે પ્રતીતિ થશે કે વેદપુરાણ ને મહાભારતનાં ઐશ્વર્ય પણ આનુભારે ઓછા ઉતરે તેમ નથી. જીવન આ પ્રમાણે જ્યાં ભાવનાશીલ ને ચિંતનવંત થવા માંડશે, ઇતિહાસની અમોલ પ્રેરણા જ્યાં પળેપળે ચૈતન્ય પુરશે ને અસ્મિતાનો અકળ શબ્દ જ્યાં હૃદયહૃદયને પુકારી રહેશે, તે પ્રાંત શી શી અપ્રતિમ વિભૂતિઓનું પ્રભવસ્થાન નહીં નીવડે, ને શાં વિરલ સર્જન તેના સાહિત્યને જગતભરમાં અમર ને ગૌરવવંતુ સ્થાન નહીં અપાવે?

## સાધનો: નવાં ને જૂનાં

એવું સ્થાન જીતવા જે જે સાધનોની જરૂર છે તેનું તથા જેની ભાષામાં નવું સાહિત્ય મૂર્ત થશે અને જે જે પ્રકારરૂપે તે વિકસશે તેનું દિગ્દર્શન પણ થવું જોઈએ.

સર્વ નાટક સાહિત્ય—આ યુગમાં પ્રધાનપણે ખીલે છે તે—ના ઉદ્ભવ અને વિકાસનો આધાર લેખકનો આત્મા કેટલા પ્રમાણમાં જીવંત છે અને તેની કલાદૃષ્ટિ કેટલી મર્મગામી છે તેના પર રહે છે. આવી જીવંતતા ને કલાદૃષ્ટિ અભ્યાસખંડોના એકાંત કરતા બહુરૂપી ને બહુરંગી સંસારમાં વધુ પોષાય છે. નરનારીઓ સાથે લેખક જેટલો વધારે પ્રત્યક્ષ સમાગમ રાખી શકે ને જેટલી વિશાળ, નિકટસ્પર્શી અનુકંપાથી વ્યક્તિવ્યક્તિના હૃદય વાંચી શકે, તેટલી તેની કૃતિ વધારે સમૃદ્ધ ને પ્રભાવ પાડનારી બની શકે. ગુજરાતનો નવો લેખકવર્ગ અત્યારે આ જરૂરિઆત સમજતો થયો છે એ ચિહ્ન આશાજનક છે. નવીન જાગૃતિનાં અનેક નાનાંમોટાં અંગો અને ભાવનાઓથી પ્રેરાઈને એ વર્ગે વર્ષો પછી પહેલી જ વાર જાણ્યું ને સ્વીકાર્યું છે કે, પ્રજાજીવનથી વિમુખ રહેનાર કવિ કે લેખકનું દીર્ઘ અલ્પસત્ત્વ ને સંકુચિત બની જાય છે. આ જ્ઞાન તેને દેશની એકેએક પ્રવૃત્તિનો નિરીક્ષક થવા પ્રેરે છે, સંચલનમાત્રનો મહિમા તેની પાસે સ્વીકારાવે છે અને લોકહૃદયમાં ઉછળતી અગણિત ઊર્મિઓના વેગ અને અસ્થિરતાના અંતરમાં પણ અનેરા પુનિત પ્રકાશથી પ્રકાશતી આત્મસિદ્ધિની ચાહનાનાં દર્શન તેને કરાવે છે.

આપણું વર્તમાન જીવન, ભૂતકાળ પણ ઓછો વૈભવ તેને ફાળે ભરતો નથી—ખાસ કરીને ગુજરાતનું જૂનું સાહિત્ય ને જૂના ઇતિહાસો એ બન્નેના સંશોધનનું કાર્ય આરંભાવસ્થામાં છે અને થયું છે તેટલા પર પણ રસજ્ઞતાના પ્રમાણ તેજ કરતાં પાંડિત્યનો પ્રતાપ વધુ પડ્યો છે. નવી મનોદશા બીજાં ક્ષેત્રોમાં તેમ અહીં પણ રસને પ્રાધાન્ય આપશે. હૃદય સાહિત્યને અને કલ્પના ઇતિહાસને ઉકેલશે. ગુજરાતની જૂની ભાષાઓનો અભ્યાસ જેમજેમ વધશે તેમતેમ ભાલણ ને પદ્મનાભ, શાલિભદ્રસૂરિ ને નેમિવિજય જેવાનાં સુંદર કવિત્વની પીછાન વાચકો વધુ પ્રમાણમાં કરતા થશે ઉપરાંત, દૃષ્ટિબિંદુ વિશાળ થવા સાથે એક પ્રચલિત ભ્રમનો પણ નિરાસ થશે. પ્રાચીન કવિઓએ એકવિધ અને અકપરંપરિક કૃતિઓ જ રચી છે એ આરોપમાં તે ભ્રમ રહેલો છે. પણ પ્રબંધોથી માંડીને દયારામ સુધીના સમયની કોઈ પણ નાની સાહિત્યકૃતિ તપાસો. તેમાંની કેટલીકમાં ગુજરાતનાં રીતરિવાજ, રહેણીકરણી ને આદર્શોનું સમુજ્જ્વલ પ્રતિબિંબ છે; અને બીજી કેટલીકમાં જ્યાં

આછોતરી નજરને માત્ર કૃષ્ણભક્તિ કે શુષ્ક ધર્મબોધ દેખાય છે ત્યાં સૂક્ષ્મ નિરીક્ષકો મનુષ્યહૃદયના પ્રધાન ભાવો–વાત્સલ્ય ને આર્દ્રતા, ઉન્મત્ત રસપિપાસા કે અતલ વૈરાગ્ય–નીરખ્યા વિના નહીં રહે. દુનીઆમાંથી હૃદયનો ધબકાર અટકશે નહીં ત્યાં સુધી એ ભાવો અટકે તેમ નથી અને તેથીજ તેને ઝીલનારું સાહિત્ય પ્રાચીન ને પ્રાચીનતર ભલે થતું જાય પણ 'જુનું' તો થશેજ નહીં.

ગતકાળનાં ભાષા ને સાહિત્યની પેઠે ઇતિહાસ પણ નવા સાહિત્યકારને પ્રેરણા અર્પનાર થતો જશે. પ્રતાપી વ્યક્તિઓ ને સજીવ ઘટનાઓ તરીકે તેનો અભ્યાસ થશે. ગુજરાતનાં પરાક્રમો, સાહસો ને સમર્પણોથી યશોજ્જ્વલ બનેલાં સ્થાનકોનું અવલોકન ને અધ્યયન તેના કાર્યમાં સબળ ને અવનવું ચૈતન્ય પુરશે. વળી, કેળવણીની યોજનાઓમાં અને જીવનમાં જેમજેમ પ્રવાસ અને વિશેષે કરીને ગુજરાતકાઠીઆવાડનો પ્રવાસ મહત્ત્વનું સ્થાન મેળવશે તેમતેમ આપણી પરંપરાઓ, સંસ્થાઓ, જ્ઞાતિઓ, તેના રીવાજ અને પ્રવૃત્તિઓના નિકટતર ને જીવંત સંસર્ગમાં આવનાર વ્યક્તિઓમાંથી એવો લેખકવર્ગ પાકશે જે સાચું પ્રજાકીય ને નગદ સાહિત્ય સરજશે. એ લેખકો સાહિત્યને જીવન ઘડવામાં પણ પ્રેરકતત્ત્વ બનાવશે અને નવગુજરાતની વિશિષ્ટ ને અસ્મિતાવાન્ સંસ્કૃતિ જે આજે મનમોહક સ્વપ્ન છે તેને નિર્વિવાદ સત્યરૂપે જગતમાં અવતારશે.

### અભ્યુદયનાં કિરણ

નવા સાહિત્યનો વિચાર કરતાં એક વાત સૌથી પહેલી નજરે ચઢે છે: ગયાં પાંચસાત વર્ષમાં ગુજરાતી ભાષાએ અણધાર્યો ને અસાધારણ વિકાસ સાધવા માંડ્યો છે. આગલા યુગમાં તેની પ્રગતિ કૈંક આવી થઈ: નર્મદયુગમાં રાંક હતી તે ગોવર્ધનયુગમાં સમૃદ્ધ બની; પણ સાથેસાથે શ્રીમંતનો આડંબર, સ્થૂલતા ને ખોટા શોખ પણ તેમાં પ્રવેશ્યાં. પરિણામે, તે સમયના ભાષાનાં ઇતિહાસની પદપંક્તિઓ શોધનારે એ પંક્તિઓ શોધી કાઢી આગાધ અચુકતાથી, પણ શોધના કાર્યમાં તેણે તન્મયતા એટલી સાધી કે આજે પણ તેજ ભાષાનો જીવંત પ્રવાહ પ્રાંતમાં વહે છે એ ઘટના વિચારવાનાં વૃત્તિ કે અવકાશ તેને રહ્યાં નહીં. આવા વાતાવરણમાં ઉછરેલા લેખકોએ કેવું સાહિત્ય સરજ્યું તે આપણે જોઈ ગયા. ક્લિષ્ટતા એટલે વાણીસૌંદર્ય અને કૃત્રિમતા એટલે વાણીસામર્થ્ય એ મતલબનાં સૂત્રો તેમણે ગર્ભિતરૂપે, સિદ્ધાંતથી નહીં પણ દૃષ્ટાંતથી, પ્રચારમાં આણ્યાં. આ પરિણામ માટે વ્યક્તિઓ કરતાં વસ્તુસ્થિતિ વધારે જવાબદાર હતી. જીવનક્ષેત્ર એટલું સાંકડું હતું, શિક્ષણ એટલું અકુદરતી હતું ને સાહિત્ય એટલું પરવશ હતું કે અંગ્રેજી કે સંસ્કૃતનાં બીબાંમાં ગુજરાતીપણાનો રસ રેડવા શીવાય લેખકો બીજું કૈં કરી શકે તેમ નહોતા. એ સંજોગોમાં અંગ્રેજીએ કૃત્રિમતા ને સંસ્કૃતે ક્લિષ્ટતા આપણને અર્પ્યાં એ હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ અનિવાર્ય લાગે છે. એજ દૃષ્ટિથી જોતાં આટલું પણ સ્વીકારવું જોઇએ કે, અનેક કારણોથી ભાવિ ગુજરાતી વધુ સ્વાભાવિક, સુંદર ને પ્રવાહી બનશે, પણ ઉપલાં બે તત્ત્વોની વત્તીઓછી અસર તો તેની પર કાયમ રહેવાની.

આજે બદલાયલા વાતાવરણમાં ભાવનાનાં તેમ ભાષાનાં પણ જુદાં આંદોલનો સ્ફુરે છે, અને તેમાં પ્રજાનો પ્રાણ જુદીજ તરેહથી

શીકાય છે. પ્રત્યેક યુગનાં પ્રેરકતત્ત્વો હમેશાં પોતપોતાની ભાષા ઘડે છે. આ નિયમાનુસાર સમકાલીન સાહિત્યની ભાષામાં પણ અનેક નાનાંમોટાં બળો પ્રવર્તે છે. તે ભાષાતત્ત્વો મુખ્યત્વે કરીને ચાર છેઃ (૧) અંગ્રેજી ભાષા, પણ તેની અસરનું પ્રમાણ ઘટતું જાય છે ને ગુજરાતીને વધુ અનુકૂલ વાકયરચના કાળજીવંત લેખકો કરે છે. (૨) સંસ્કૃત, જેણે આદિ કાળથી ગુજરાતીને ગાંભીર્ય ને ગૌરવ અર્પ્યાં છે. (૩) તળપદા દેશ્ય શબ્દો અને ઉક્તિપ્રકારો, જે નવજાગૃતિને પ્રતાપે પુનર્જીવન પામ્યા છે અને ભાષામાં સરલતા ઉમેરીને સાહિત્યને સાર્વજનિક કરવામાં ઘણી મદદ કરે છે; અને (૪) શિષ્ટ નગરજનોની નિત્યભાષામાંથી વીણાયલા શબ્દપ્રયોગો ને ઉક્તિપ્રકારો, જે લખાણને લાલિત્ય, માધુર્ય ને તાજગી બક્ષે છે. આટલાં મુખ્ય તત્ત્વો ઉપરાંત ફારસી ને અરબી શબ્દો પણ સાહિત્યના ગુજરાતીમાં હાલ વધુ છૂટથી વપરાય છે આવા વપરાટ વિરુદ્ધ જૂના લેખકોએ દઢ કરેલાં બાદ એક પછી એક નષ્ટ થાય છે અને ગુજરાતીઓએ પોતાનાજ કરી લીધેલા તે ભાષાઓના શબ્દોના નિર્બાધ ઉપયોગથી પસંદગીનું ક્ષેત્ર વિશાલ અને વૈવિધ્યમય થયું છે

આ શીવાય, ગભીર વિષયો સુગંભીર ભાષા વિના નિરૂપી શકાયજ નહીં એ ગયા યુગના ભ્રમને સિદ્ધાન્તો નહીં પણ હકીકતોએ આ યુગમાં ઉઘાડો પાડયો છે. મનુષ્યહૃદયની કેટલીક સૌથી ઉત્કૃષ્ટ ને ગંભીરમાં ગભીર ભાવનાઓ આજે સુગમ્ય, સચોટ ને તળપદા જેવી ગુજરાતીમાં સર્વત્ર વ્યક્ત થઇ રહી છે. વાક્યોના વણાટમાં બહુ તંતુઓનું સ્થાન ક્રમાશે લીધું છે અને લેખકોની કલાદૃષ્ટિ પુસ્તકવશ મટીને કુદરતવશ બનતી જાય છે. કલ્પના આગળ કરતાં વધુ સહજ ને વિશાલતર પ્રદેશોમાં રમતી થઇ છે એટલે વાણીનો પ્રવાહ પણ અખંડ ને સવેગ વહી શકે છે. આ સ્થિતિએ વાચકોના ખાસ અને આમ વર્ગ એ તડોને સાંધવા માંડયાં છે અને 'વિદ્વદ્ભોગ્ય' ને 'લોકભોગ્ય' શબ્દોથી સૂચવાતા ખોટા ભેદને ભૂતકાળના ગહનમાં સદાને માટે સરકાવ્યા છે.

નવલરામે સાહિત્યના ત્રણ મુખ્ય પ્રકાર સૂચવ્યા છેઃ મોહનમંથિનું, બોધનમંથિનું અને શોધનમંથિનું સાહિત્ય. ગયા જમાનાના લેખકોએ પહેલા કરતાં બીજા ને ત્રીજા પ્રકારને વધુ ખીલવ્યો છે. દેશકાળ જોતાં એ જેમ અનિવાર્ય હતું, તેમ મોહનમંથિનું રસસાહિત્ય હવે વધુ ખીલે તે પણ અનિવાર્ય લાગે છે. તે પ્રકારનું સાહિત્ય સરજનાર વર્ગ સાહિત્યમાં અત્યાર કરતાં માનવતાને ઉચ્ચતર આસને સ્થાપે છે એટલે ઉપદેશ અને સંશોધનનું કાર્ય એક જુદાજ વર્ગભેદાથે થતું જોઇશે આ ત્રણે પ્રકારનો કેવો વિકાસ થવા સંભવ છે એ હવે જોઇએ

બોધનમંથિનાં લખાણોમાં મુખ્યત્વે કરીને તત્ત્વજ્ઞાન, ધર્મોપદેશ, ધર્મચર્ચા ને નીતિશિક્ષણના વિષયોનો સમાવેશ થાય આ પ્રકારનું જે શિષ્ટ સાહિત્ય પરસાહિત્યના પ્રતિશબ્દરૂપ હતું તેણે ગયા જમાનાના સંસ્કારી ગુજરાતીને અને કેવળ પરંપરાનુસારી હતું તેણે પ્રાકૃત ગુજરાતીને આકર્ષ્યો. પણ આજે એ અને શિક્ષિત વર્ગ બન્નેનાં જીવનને એક વિરલ ધર્માત્માના જે સર્વજન સંદેશ રંગી રહ્યા છે તેને પરિણામે નરનારીઓને ભાવનાત્મક ને સબળ યુગધર્મ તો સાંપડયો છે તેના બળોને વિચારકો અને કાર્યકરો એકત્રિત કરીને આગામી યુગ માટે પણ જુદીજુદી જીવનભાવનાઓ જેમજેમ પ્રગટાવતા જશે તેમતેમ ગુજરાતની પરંપરાને તેમજ આધુનિક જરૂરીઆતોને—



# વિજ્ઞાનના કેટલાક અંતિમ પ્રશ્નો





લેખકઃ

રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ

એમ. એ., બી. એસસી.

સભ્ય, સાહિત્યસંસદ.



વિજ્ઞાનનો ઉદ્દેશ સૃષ્ટિ અને સૃષ્ટિક્રિયા સમજવાનો છે અને તે સમજીને સૃષ્ટિનાં સ્વરૂપ અને ઉત્પત્તિનો નિર્ણય કરવાનો છે. સૃષ્ટિની બધી પ્રવૃત્તિ જડ-દ્રવ્ય (Matter) અને શક્તિ (Energy) એ બે શબ્દોથી સૂચવાતી વિચાર-સંકલનામાં સમાવી શકાય; અને તે બન્નેનાં સ્વરૂપના વાસ્તવિક વિચારમાં સૃષ્ટિની ઉત્પત્તિ અને તેના બંધારણના પ્રશ્નોનો સમાવેશ થાય છે. મનુષ્યની સમજ-શક્તિની શરુઆતથીજ આ પ્રશ્નો તેનું ધ્યાન ખેંચી રહ્યા છે અને લગભગ દરેક ધર્મમાં આ વીશે નવાનવા સિદ્ધાંતોનો પ્રચાર કરવામાં આવ્યો છે. ધર્મ અને તત્ત્વજ્ઞાન સેંકડો વર્ષ સુધી દૃઢતાથી સંકલિત હતાં; અને એક સમય એવો હતો કે વિજ્ઞાન પણ તેમની શાખા ગણાતું. આ પરતંત્રતામાંથી વિજ્ઞાન સ્વતંત્ર થવાની સાથે આ પ્રશ્નો નવા રૂપમાં નવી પદ્ધતિથી ચર્ચાવા લાગ્યા છે અને તેમની ઉપર વિજ્ઞાને નવોજ પ્રકાશ પાડ્યો છે. વિજ્ઞાનનાં પરિણામોને ધર્મ-શાસ્ત્રીઓ અને તત્ત્વજ્ઞાનીઓ પોતપોતાના સિદ્ધાંતોને અનુકૂલ કરવાને માટે મારીમચડીને પોતાને ગમતો અર્થ કરે છે; તેવા કોઇ પણ ખાસ આગ્રહ શીવાય વિજ્ઞાનની નિષ્પક્ષપાત પદ્ધતિ પ્રમાણે આપણે આજનો વિષય ચર્ચીશું.

જડદ્રવ્ય અને શક્તિ એ એજ અંતિમ વસ્તુઓ છે એ કહેવામાં જરા અતિશયોક્તિ છે. શક્તિના પ્રકાર એટલા બધા વિવિધ અને ભિન્ન છે કે તે દરેક સંબંધી જુદો વિચાર કરવો પડે છે અને તેથી તે દરેકનો અભ્યાસ પણ જુદો કરવો પડે છે. ભૌતિક શક્તિ એટલે ગતિ, ઉષ્માશક્તિ, પ્રકાશશક્તિ, વિદ્યુત્‌શક્તિ, વગેરે શક્તિનાં નિર્જીવ સ્વરૂપો; તે ઉપરાંત સજીવ સૃષ્ટિમાં વ્યાપી રહેલી શક્તિ–વનસ્પતિ અને પ્રાણીઓની જીવનશક્તિ; અને પ્રાણીઓની અને મનુષ્યની માનસિક શક્તિ–એ દરેક વિષયના પ્રશ્નો જુદા પ્રકારના છે. આ ઉપરાંત આધ્યાત્મિક

જીવનના પ્રશ્નો અને આધ્યાત્મિક શક્તિના રૂપાંતરોનું અન્વેષણ એ જુદાજ પ્રકારનું છે. આ આધ્યાત્મિક સૃષ્ટિના પ્રશ્નો આપણે અહીં દૂર રાખીશું પરંતુ તે શિવાયના પ્રશ્નોને નીચેનું રૂપ આપી શકાય:—

(૧) દ્રવ્ય શું છે-તેનું અંતિમ સ્વરૂપ કેવું છે? તેનો ભૌતિક શક્તિ સાથેનો સંબંધ કેવો છે?

(૨) જીવ એટલે શું-જીવનનું રહસ્ય શું છે-જીવનની ઉત્પત્તિ ક્યાંથી અને શી રીતે?

(૩) માનસિક શક્તિનું સ્વરૂપ શું છે અને તેનો શરીર અને શારીરિક પ્રવૃત્તિ સાથે શું સંબંધ છે? આ ત્રણ પ્રશ્નોમાં વિજ્ઞાનની મુખ્ય શાખાઓ-સૃષ્ટિના ત્રણ મુખ્ય વિભાગો —નિર્જીવ, સજીવ, અને માનસિક—નો સમાવેશ થાય છે. અને તેથી આ ત્રણ પ્રશ્નોના ઉત્તરમાં વિજ્ઞાનના લગભગ બધા પ્રદેશોનું અવલોકન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

## દ્રવ્યનું સ્વરૂપ

દ્રવ્યનાં સ્વરૂપ અને બંધારણ વીશે હજારો વર્ષોથી તત્ત્વવેત્તાઓ વિચાર કરતા આવેલા છે. કણાદઋષિનો અણુવાદ હીંદુ ન્યાયશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. ગ્રીક ફીલસુફ લુક્રેશીઅસ પણ અણુવાદ સ્વીકાર્યો હતો. તેમના વિચાર પ્રમાણે દ્રવ્ય એ કૈં નક્કર અને એકદમ સળંગ continuous પદાર્થ નથી, પરંતુ જુદા જુદા અણુઓના સંઘટ્ટનથી બંધાયેલો discontinuous છુટક પદાર્થ છે. આ પ્રાચીન વિચાર ઉપરથી ડેલ્ટન અને એવોગેડ્રો-એ વધુ સંશોધનથી અણુવાદ અને પરમાણુવાદ વધારે સંગીન રીતે સ્થાપ્યો છે કોઇ પણ જાતના દ્રવ્યના નાનાનાના ટુકડા કરવામાં આવે તો છેવટે અણુઓ પ્રાપ્ત થશે: આ અણુઓની વચ્ચે વધતીઓછી ખાલી જગ્યા હોવાને લીધે ઘન, પ્રવાહી અને વાયુ એમ ત્રણ રૂપો પ્રાપ્ત થાય છે. વરાળમાં પાણીના અણુઓ બહુ છુટા હોય છે; પાણીના પ્રવાહી રૂપમાં આ અણુઓ નજીક હોય છે અને બરફના રૂપમાં આ અણુઓ છેક જ પાસે રહેલા હોય છે. આ અણુઓ સ્થિર નથી હોતા પણ અંદરનાં આકર્ષણ અને પ્રતિકર્ષણને લીધે એક પ્રકારની ગતિમય સ્થિરતા (dynamic equilibrium) ના રૂપમાં હોય છે. ઉષ્મા લાગવાથી આ ગતિ વધે છે અને તેથી બરફનું પાણી થાય છે અને પાણીને વધારે ઉષ્મા લાગવાથી તેના અણુઓ વધુ છુટા પડે છે, અને વરાળમાં તેનું રૂપાંતર થાય છે.

આ અણુવાદ ઉપરથી પરમાણુવાદ ઉપસ્થિત થયો છે. દ્રવ્યના સંયુક્ત પદાર્થોના અણુઓ અને તાત્ત્વિક પદાર્થોના અણુઓ જુદા પ્રકારના હોવાજ જોઇએ: કારણ કે સંયુક્ત પદાર્થોમાંથી તેના તત્ત્વો જુદા પાડી શકાય છે, તેવીજ રીતે સંયુક્ત અણુ (molecule) માંથી તાત્ત્વિક પરમાણુ (atoms) જુદા પાડી શકાય. પાણીના અણુમાંથી હાઇડ્રોજન અને ઓક્સીજનના પરમાણુઓ પ્રાપ્ત કરી શકાય આ પરમાણુવાદની મહત્તા ઓછી નથી, કારણકે આ પરમાણુઓ ભૌતિકસૃષ્ટિના અંતિમ બિંદુઓ છે અને હાઇડ્રોજનના પરમાણુઓનું વજન, વર્તન, અને રાસાયનિક ગુણો સ્થિર રહે છે: ગમે તે પ્રદેશમાંથી, ગમે તે તારા, સૂર્ય કે ગ્રહમાં પણ હાઇડ્રોજનના પરમાણુ મેળવવામાં આવે તો તેમનું વર્તન અને ગુણ એકસરખાજ રહેશે દ્રવ્યમાંથી રાસાયનિકોએ આવાં આશરે ૯૦ તાત્ત્વિક પદાર્થો-રાસાયનિક તત્ત્વો (elements) શોધ્યા છે અને તે તત્ત્વોમાંથી પણ એકજ મહાન

તત્ત્વ શોધવાના પ્રયત્નો ચાલુ છે. તેટલામાં ભૌતિકશાસ્ત્રીઓએ પરમાણુના અંતરના રહસ્ય સંબંધી જ્ઞાન વધાર્યું છે.

પરમાણુની અંદરની રચના સંબંધી પ્રયોગ કરવાથી એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે અણુ કરતાં નાના પરમાણુમાં પણ તેના કરતાં નાનાં વિદ્યુદણુ (electrons) હોય છે. આ સિદ્ધાંત પ્રમાણે પરમાણુની રચના વિદ્યુન્મય છે; તેનો એક ભાગ ધન (positive) વિદ્યુતથી ભરેલો અને વજનવાળો હોય છે; બીજો ભાગ ઋણ (negative) વિદ્યુતવાળાં વિદ્યુતદણુઓનો બનેલો હોય છે. જેમ સૂર્યમંડળમાં સૂર્યની આસપાસ હલકા વજનવાળા ગ્રહો ગોઠવાયલા હોય છે તેમ પરમાણુમાં પણ ધન જડ ભાગની આસપાસ હલકા વજનના ઋણ વિદ્યુદણુઓ ગોઠવાયલા રહે છે; તે છતાં પરમાણુની સ્થિતિ બહારથી વિદ્યુત્ વગરની અને સ્થિર લાગે છે. આ ઋણ વિદ્યુદણુઓ લગભગ દરેક પદાર્થમાંથી અમુક સંયોગોમાં છુટા પાડી શકાય છે. પદાર્થને તેમાંથી સફેદ પ્રકાશ નીકળે ત્યાં સુધી તપાવવાથી અથવા તો ultra-violet પ્રકાશનાં કિરણોમાં રાખવાથી વિદ્યુદણુઓ છુટા પાડી શકાય છે.

આ દૃષ્ટિએ દ્રવ્ય એ કેવળ અણુઓનો કે પરમાણુઓનો નહીં પણ વિદ્યુદણુઓનો બનેલ છે; દ્રવ્યના અંતિમ રૂપમાં કેવલ જડ વસ્તુ નહીં પણ સાથે વિદ્યુત્–શક્તિ પણ પોતાનો ભાગ ભજવે છે. આ વિદ્યુદણુઓ વધતા ઓછા થવાથી પરમાણુઓનાં રૂપ અને ગુણ બદલાઇ જાય છે. રેડીઅમના વિસ્મયકારક રૂપાંતરોથી એમ સિદ્ધ થયું છે કે તાત્ત્વિક ગણાતા પદાર્થો–રાસાયનિક તત્ત્વો–છેવટ અવિભાજ્ય નથી પરંતુ એક તત્ત્વમાંથી બીજા તત્ત્વનો આવિર્ભાવ થઇ શકે છે–રેડીઅમમાંથી લીથીઅમ અને હીલીઅમ નામનાં તદ્દન જુદાં તત્ત્વોનું રૂપાંતર થાય છે. આ રૂપાંતર મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે કરી શકતો નથી પરંતુ દ્રવ્યના અણુઓના સ્વભાવ અને ગુણ પ્રમાણેજ થાય છે. ત્રાંબાનું સોનું કરવાનો કીમીઓ અસાધ્યજ ગણાયો છે તે છતાં ભવિષ્યમાં કોઇ વખત સફલ થવાની હવે આશા રહે છે. આ પ્રમાણે વિદ્યુદણુઓની સંખ્યાની વધઘટને લીધે નવાં તત્ત્વો બની શકે અને એક તત્ત્વમાંથી બીજાં તત્ત્વોનું રૂપાંતર થઇ શકે એ ઘટના ઘણીજ વિસ્મયકારક છે; કારણ કે તેનાથી સિદ્ધ થાય છે કે દ્રવ્ય એ કેવલ જડ નથી પરંતુ વિદ્યુન્મય છે અને દ્રવ્યના બાહ્ય રૂપાંતરનું એક કારણ તેના પરમાણુમાં વિદ્યુદણુઓની સંખ્યા અને વ્યવસ્થાની ભિન્નતા છે. દ્રવ્ય માત્ર એકજ મહાન્ વસ્તુ–એકજ પ્રકૃતિનું રૂપાંતર છે, અને તેની સાથે શક્તિ, વિદ્યુત્–શક્તિ, પણ દ્રવ્યનાં રૂપ અને ગુણનું કારણ છે. આ સિદ્ધાંત પ્રમાણે કેવલ જડવાદને સ્થાન રહ્યુંજ નથી. કેવલ જડ વસ્તુ મળવીજ અશક્ય છે, કારણકે જડની સાથે વિદ્યુદણુઓ દરેક પ્રકારના દ્રવ્યના પરમાણુઓમાં મળી આવશે. દ્રવ્ય કેવલ જડ નથી તેમજ એમ પણ ન કહી શકાય કે એ કેવલ શક્તિનું રૂપાંતર છે: જો કે વિદ્યુદણુઓની ઉપર વિદ્યુતનું અને ચુંબકતત્ત્વનું દબાણ વધારવાથી તેમના વજન (mass) માં થોડોક ફેરફાર થઇ શક્યો છે તે છતાં પરમાણુઓ કેવલ શક્તિમાંથી પ્રાપ્ત કરી શકાય નહીં. વળી ભૌતિકશાસ્ત્રના ઘણા નિયમો અને સિદ્ધાંતો સમજવામાં આ શક્તિનું અસ્તિત્વ પણ લક્ષમાં લેવાની જરુર પડતી નથી. આથી દ્રવ્ય નથી કેવલ જડ કે નથી કેવલ શક્તિમય–ચેતનમય. બધું જડ સમજનાર

કેટલાંક યંત્રો બહારથી જીવંત પ્રાણીના જેવી ગતિ દેખાડી શકે પરંતુ તેમનામાં જીવ નથી એ તો એક બાલક પણ કહી શકે. જીવંત પ્રાણી પોતે પોતાનો ખોરાક સંપાદન કરી શકે છે, અને તેમાંથીજ પોતાની સર્વ પ્રવૃત્તિ ને આવશ્યક શક્તિ ઉત્પન્ન કરી શકે છે; અનુભવ અને નિરીક્ષણથી પોતાના રક્ષણને માટે પોતાની પ્રવૃત્તિમાં ફેરફાર કરી શકે છે, પોતાના શરીરની વૃદ્ધિ કરી શકે છે, શરીરને થએલાં નુકશાનને મરામત કરવાની શક્તિ ધરાવે છે, અને તે ઉપરાંત પોતાના જેવાં બીજાં પ્રાણીઓને જન્મ આપવાની ઉત્પાદક શક્તિ રાખે છે. શારીરિક વૃદ્ધિ કરવાની શક્તિ, ઉત્પાદક શક્તિ, અને બુદ્ધિ-મય વર્તન એ જીવંત પ્રાણીનાં ખાસ લક્ષણ કહી શકાય.

સજીવ અને નિર્જીવ વસ્તુઓનો ભેદ આ પ્રમાણે હોય–જીવનનું રહસ્ય આજ લક્ષણો-માં હોય–તો પછી સૃષ્ટિ તદ્દન જડમય છે એમ શી રીતે કહી શકાય? ત્યારે તો જડવાદનો વિચાર-જ અસ્થાને ગણાય. પરંતુ જડવાદ અહીં જુદું રૂપ પકડે છે. જડવાદીઓના અભિપ્રાય પ્રમાણે નિર્જીવ વસ્તુક્રમના વર્ણનને માટે જે વિચારો અને સૂત્રો સંતોષકારક ગણવામાં આવે છે, અને નિર્જીવ સૃષ્ટિક્રમની ક્રિયાઓની સમજુતી માટે જે નિયમો સ્વીકારવામાં આવે છે તેજ નિયમો સજીવ સૃષ્ટિક્રમને પણ લાગુ પડે છે. તેમાં કંઈ દોષ કે ઉણપ દેખાતાં હોય તો તે આપણી દૃષ્ટિ અને કાર્યદક્ષતાની ખામીને લીધે હોય છે. વિજ્ઞાનની પદ્ધતિ અને વિજ્ઞાનના અન્વેષણનાં સાધનોની વૃદ્ધિ અને વિકાસની સાથે આ અપૂર્ણતા દૂર થશે અને સજીવ સૃષ્ટિની સર્વ ઘટના ભૌતિક અને રસાયનશાસ્ત્રના નિયમો પ્રમાણે સમજાવી શકાશે. પૃથ્વી ઉપરનાં મનુષ્યજીવનનાં લાખો વર્ષ ગણતાં હજુ અર્વા-ચીન વિજ્ઞાન ત્રણસો વર્ષનું બાળક ગણાય; હજુ પ્રોટીડ અને કોલોઇડના રસાયન વીશે જાણવાનું ઘણું બાકી છે; તે છતાં તેમાંથી જીવનતત્ત્વ (protoplasm) બનાવવાનો પ્રયાસ અસંભવિત ગણાતો નથી. મનુષ્યનું જ્ઞાન વધવાની સાથે ભૌતિકશાસ્ત્રના નિયમો પૂર્ણ રીતે સમજાશે ત્યારેજ જડવાદની સત્યતા સિદ્ધ થશે.

આ મતની વિરુદ્ધ જીવવાદીઓ (vitalists) મજબુત વિરોધ બતાવે છે. જીવનતત્ત્વ બના-વવાના પ્રયત્નો હજુ સુધી સફળ થયા નથી. ધારો કે જીવનતત્ત્વના જેવાજ રાસાયનિક અને ભૌતિક ગુણવાળો પદાર્થ બની શકે તોપણ તેમાં જીવન અને ચેતન કેવી રીતે આપી શકાય તે પણ એક મોટી શંકા છે. તે ઉપરાંત, જીવંત પ્રાણીના શરીરની એક પણ ક્રિયાની સંપૂર્ણ સમજુતી ફક્ત રાસાયનિક અને ભૌતિક કારણોથી આપી શકાય તેમ નથી. પ્રાણીના શરીરની બહાર રાસાયનિક પ્રયોગ-થી ખોરાકનું પાચન થઇ શકે છે; પરંતુ આવા બનાવટી પાચનથી આગળ વધી શકાયું નથી. પાચન થએલા અન્નરસમાંથી રક્તનું બનવું–અથવા તો પિત્તાશય અથવા યકૃતમાં થતાં રક્તમાં ફેરફારો બનવા એ પ્રાણીજીવન શીવાય અશક્ય છે. અને સૌથી મોટી વાત તો એ છે કે જોકે કેટલીક છુટીછવાઇ ક્રિયાઓ રાસાયનિક–ભૌતિક રીતે સમજી શકાય તોપણ આ બધી ક્રિયાનું સમીકરણ અને સમ-તોલપણું જાળવવાને માટે આવશ્યક જીવનશક્તિ જડથી ભિન્ન પ્રકારનીજ હોવી જોઇએ.

જીવંત પ્રાણીઓનું ખાસ લક્ષણ તેમની ઉત્પાદક શક્તિ છે અને તે શક્તિની સમજુતીમાં

કેવળ ભૌતિક-રસાયનના નિયમો નિરુપયોગી થઇ પડે છે. જીવનોત્પાદનના અને ગર્ભવૃદ્ધિ શાસ્ત્રના પ્રશ્નો ભૌતિક-રસાયનના નિયમોથી સમજાવી શકાય તેમ નથી. વીર્યમાં રહેલાં જીવંત દ્રવ્યને એટલી બધી શી જરુર પડે છે કે અસંખ્ય મુશ્કેલી અને વિલક્ષણ માર્ગ વટાવીને પણ તેમાંથી નવા પ્રાણીના જન્મ, પોષણ અને વૃદ્ધિની શક્તિ ઉદ્ભવે છે? જડ વસ્તુઓના નિયમ પ્રમાણે ગર્ભવૃદ્ધિ થતી હોય તો ટકશાળના સરખા સીક્કાને બદલે એકજ પુરુષ અને સ્ત્રીના બાળકોના રૂપ અને ગુણ જુદાં કેમ રહે છે? વંશપરંપરામાં પ્રાપ્ત થતાં લક્ષણો ગર્ભજતુકોષ (germ-cells)માં શી રીતે સમાઇ રહેતા હશે? જીવન જો ફક્ત ભૌતિક કારણોથીજ સમજી શકાતું હોય તો ભૌતિક સ્થિતિ બદલાવા છતાં પણ એક પ્રજાના સામુહિક ગુણો વંશપરંપરા સુધી શી રીતે જળવાઇ શકે છે? આ અને આવા બીજા અનેક પ્રશ્નોનો ઉત્તર ભૌતિક અને રસાયનિક નિયમોથી ન મળે તો જીવવિદ્યાના નિયમો જુદાજ હોવા જોઇએ, જીવવિદ્યાની પ્રકૃતિ પણ વિશિષ્ટ હોવી જોઇએ અને જીવવિદ્યામાં ભૌતિકશાસ્ત્રનું અતિક્રમણ અયોગ્ય અને અનિષ્ટ ગણાવું જોઇએ. આ સબંધી 'ઇલ' નામની માછલીનું દૃષ્ટાંત જાણવા જેવું છે. આ માછલી મધ્ય એટલાંટીકમાં જન્મે છે, પરંતુ જન્મ્યા પછી થોડા સમયમાં મીઠા પાણીની શોધમાં નદીઓમાં જાય છે, ત્યાંજ રહીને મોટી થાય છે, પરંતુ મોટી થયા પછી ઉત્પાદનના સમયે તે માછલી હજારો માઇલ વટાવીને પાછી મધ્ય એટલાંટીક તરફ જાય છે. આ પ્રવૃત્તિ જડવાદના રસાયનિક નિયમોથી સમજી શકાય તેમ નથી, પરંતુ એક સાધારણ નિયમથી સમજી શકાય છે કે પ્રાણીઓ પોતાના જન્મપ્રદેશ તરફજ જનન વખતે જાય છે. આ સાદો સિદ્ધાંત ખારા અને મીઠા રાસાયનિક ગુણોના વિવેચન કરતાં વધારે સરળ અને સત્યપ્રાય લાગે છે. આવાં બીજા અનેક દૃષ્ટાંતો મળી શકે છે કે જેથી એમ માન્યા વગર રહેવું નથી કે જીવનના પ્રશ્નો ફક્ત ભૌતિક-રસાયનની-દૃષ્ટિએ ઉકેલી શકાય નહીં, પરંતુ જીવનશક્તિના નિયમો અને તેમની સમજુતી જુદા પ્રકારની હોવી જોઇએ. જીવવિદ્યા (Biology) એ વિજ્ઞાનની સ્વતંત્ર શાખા રહેવાની અને સજીવ અને નિર્જીવ વસ્તુઓના અભ્યાસ અને વર્તન માટે જુદીજ પદ્ધતિનો ઉપયોગ કરવાની આવશ્યકતા રહેવાની.

આ પ્રશ્નની સાથે જીવનની ઉત્પત્તિનો પ્રશ્ન સંકળાયલો છે. 'પૃથ્વી ઉપર પહેલું પ્રાણી ક્યારે, શી રીતે ઉત્પન્ન થયું હશે' આ પ્રશ્ન ઘણી રીતે ચર્ચાયલો છે. તેને વીશે ધાર્મિક વિચાર અને ઇશ્વરની શક્તિ સબંધી ગંભીર સાહિત્ય ઉભું થયું છે. દરેક ધર્મમાં સૃષ્ટિની અને પ્રાણીજીવનની ઉત્પત્તિ અને ઇશ્વરની સર્જનશક્તિ વીશે જુદી જુદી રીતે વર્ણન કરવામાં આવે છે. પરંતુ તેમનું દૃષ્ટિબિંદુ જુદુંજ હોવાથી વિજ્ઞાનને તે વીશે ટીકા કરવાની રહેતી નથી. તેથી સ્વતંત્ર રીતે આ પ્રશ્નોનો ઉત્તર વિજ્ઞાન કેવી રીતે આપી શકે તે જોઇએ.

આપણી પૃથ્વીની આસપાસના ગ્રહો, તારાઓ, ધૂમકેતુઓ, આકાશગંગા વગેરેની રચના અને બંધારણ વીશે આપણું જ્ઞાન વધતું જાય છે. દૂરબીન, ફોટોગ્રાફ, અને રંગપટદર્શક (Spectroscope)ની મદદથી એમ સિદ્ધ થતું જાય છે કે પૃથ્વી ઉપરનાં આપણને જાણીતા તત્ત્વોથીજ બીજા ગ્રહો અને તારાઓ બનેલાં છે કે જેનામાં ઉષ્ણતા વધતીઓછી હોવાને લીધે અથવા તો ઘટ્ટતા વધતીઓછી હોવાને લીધે બહારના રૂપમાં-દેખાવમાં ભિન્નતા

હોય છે. વાતાવરણ અને હવામાનના ફેરફારને લીધે જીવંત પ્રાણીઓ બધે ઠેકાણે મળી આવતાં નથી. મંગળના ગ્રહ ઉપર મનુષ્ય જેવા બુદ્ધિમાન્ પ્રાણીની સ્થિતિ વીશે ઘણું વિવેચન થયું છે અને હજુ એ પ્રશ્નની ચર્ચા ચાલુજ છે. આકાશની મધ્યમાં દેખાતી આકાશ-ગંગા તારાઓની ભુકીની વાદળીઓ–વટોળીઓ-માં ઉડની ધુળની વાદળીઓના જેવી–ની બનેલી હોય છે. આવા અપક્વ તારાઓ વાદળાંના ગોભલા જેવા રૂપમાં હોય છે અને તેને અંગ્રેજી-માં 'નેબ્યુલા' કહે છે. ખગોલવિદ્યાના સિદ્ધાંતો પ્રમાણે આ નેબ્યુલાના ગાભલા પહેલાં વિસ્તૃત રૂપમાં હોય છે, પરંતુ ધીમે ધીમે તે ઘટ્ટ થતા જાય છે અને તેમાંથી ઘટ્ટ રૂપમાં ભમરડા-ના જેવી ગતિ પ્રાપ્ત થયા પછી સંગીન રૂપમાં આવે છે, અને પહેલાંની પ્રચંડ ઉષ્ણતા ધીમે ધીમે કમી થતી જાય છે. હાલમાં સૂર્ય એ પ્રચંડ ઉષ્ણ સ્થિતિમાં છે. તેના જેવા બીજા ઘણે દૂર દેખાતા તારાઓ પણ તેવીજ ઉષ્ણ સ્થિતિમાં છે. તેમાંથી ઠંડા પડીને બીજા ગ્રહો ઉત્પન્ન થયા છેઃ પૃથ્વીના ભીતરમાં હજુ ઉષ્ણતા છે અને જ્વાલામુખી પર્વતો તે ઉષ્ણતાનાં બહાર નીકળવાનાં સાધનો (safety valve) છે. પરંતુ આ પ્રકારની ઉષ્ણતા બીલકુલજ જતી રહે તો તો ચંદ્રના જેવું શીત સ્વરૂપ થાય કે જેની ઉપર કોઇ પ્રકારના જીવનનો આવિર્ભાવ થઇ શકેજ નહીં. ( એક કલ્પના પ્રમાણે ચંદ્ર એ પૃથ્વીનોજ છુટો પડેલો કકડો છે અને તે છુટા પડવાથી થએલા મોટા ખાડામાં એટલાંટીક મહાસાગર બંધાયો છે. )

આ પ્રમાણે પૃથ્વીનો ઇતિહાસ જોતાં તો એક એવો સમય હતો કે જ્યારે પૃથ્વીની પ્રચંડ ઉષ્ણતાને લીધે કોઇ પણ પ્રાણી જીવી શકતું નહીં. પહેલાં તો તે ગાભલાના રૂપમાં–વિશ્વરજનાં વરાળ-ના રૂપમાં હશે–ધીમેધીમે ઠંડી પડતાં ઘન સ્વરૂપમાં આવી હશે, અને તે વખતે હવાનું વાતાવરણ અને જલના સાગર, તેમજ જમીનનો આકાર ધીમે-ધીમે બંધાયા હશે. ત્યાર પછી ઘણા સમયે હવામાન અનુકૂલ થતાં પ્રાથમિક જાતની વનસ્પતિ અને પછી પ્રાણીઓનો આવિર્ભાવ થયો હશે. પૃથ્વીના જુદાજુદા સમયના ભૂસ્તરોમાં મળી આવતા વનસ્પતિ અને પ્રાણી-ના અવશેષો (fossils)ના અભ્યાસ ઉપરથી સિદ્ધ થાય છે કે ઘણા કાળ સુધી વનસ્પતિ કે પ્રાણીજીવનનાં ચિન્હો પણ નહોતાં. પ્રલય અને મહાપ્રલયની ભાવનાથી પણ સ્પષ્ટ થાય છે કે એક સમયે બીજા ગ્રહોની માફક પૃથ્વી ઉપર પણ જીવનમાત્રનો અભાવ હતો. તો પછી પ્રાથમિક જીવનતત્ત્વ ક્યાંથી આવ્યું હશે? પૃથ્વીની બહારથી ખરતા તારાઓ મારફત આવ્યું હોય તો તે અસંભવિત નથી; પરંતુ તેમ હોય તો બીજો પ્રશ્ન ઉભો થાય છે કે તે તારાઓમાં જીવનતત્ત્વ ક્યાંથી આવ્યું હશે? વિશ્વના બીજા ભાગમાં એ તત્ત્વ હોય તો પૃથ્વીમાં પણ હોવું જોઇએ કારણ કે પૃથ્વીની અને વિશ્વના બીજા એકમોની રચના સરખીજ હોવી જોઇએ—ગ્રહો, તારા, સૂર્ય, પૃથ્વી એ એકજ વિશ્વરજ (cosmic dust)ની જુદીજુદી વિભૂતિઓ છે. પ્રથમમાં પૃથ્વીની ઉષ્ણતાને લીધે અને હવામાનની પ્રતિકૂલતાને લીધે ઘણા સમય સુધી આ જીવનતત્ત્વનો આવિર્ભાવ થવો અશક્ય હતો; પરંતુ ધીમે-ધીમે આ નિર્જીવ સ્વરૂપમાંથી સજીવ સ્વરૂપો ઉત્ક્રાંત થયાં હશે એમ ધારવું એ ઉત્ક્રાંતિવાદની દૃષ્ટિએ સપ્રમાણ છે. વનસ્પતિમાં બનતી ખાંડ અને ગળી જેવા પદાર્થો રસાયનશાળામાં કેવલ નિર્જીવ અને ખનિજ વસ્તુમાંથી બની

શકે છે તો પછી તેવીજ નિર્જીવ અને ખનિજ વસ્તુમાંથી અનુકૂલ ઉષ્ણતામાનની અસરથી આદ્ય જીવનતત્ત્વ કેમ ન બન્યું હોય? આ આદ્ય જીવનતત્ત્વમાંથી પ્રાથમિક વનસ્પતિ અને પ્રાણીઓની ઉત્ક્રાંતિ કલ્પવી એમાં પણ કંઈ દોષ નથી. ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદ સજીવ સૃષ્ટિની ઉત્ક્રાંતિ અને પ્રાણીની નવી જાતિઓ અને ઉપજાતિઓ સમજવાને માટે ઉપયોગી ગણાયો છે, જો કે તે ઉત્ક્રાંતિ કેવી રીતે થાય છે તે સંબંધી પાછળથી નવા વિચારો સ્વીકારાયા છે. પરંતુ ઉત્ક્રાંતિની આખી ભાવના અને ઉત્ક્રાંતિવાદનો મુખ્ય સિદ્ધાંત નિર્જીવ વસ્તુમાંથી સજીવ વસ્તુની ઉત્ક્રાંતિને ટેકો આપે છે.

આ સિદ્ધાંતને સર જગદીશચંદ્ર બોઝની શોધખોળથી વધુ ટેકો મળે છે. તેમણે સજીવ અને નિર્જીવ વસ્તુઓની સદૃશતા સિદ્ધ કરી છે—અને ક્રમમાં અમુક પ્રકારની વર્તનની સદૃશતા જોવામાં આવે છે અને તેથી એમ સિદ્ધ થઈ શકે કે સજીવ અને નિર્જીવ વસ્તુઓ એકજ પ્રાથમિક દ્રવ્યની વિભૂતિઓ છે. સજીવ અને નિર્જીવ વસ્તુઓના વર્તનની સદૃશતાથી વિશ્વની રચનાના સાતત્ય (Continuity)-નો ભાવ પોષાય છે અને તેથીજ સજીવ પ્રાણીઓનો પ્રાદુર્ભાવ નિર્જીવ વસ્તુમાંથી કલ્પવો એ ખોટું નથી.

જડદ્રવ્યના બંધારણ વિષે આપણે પૂર્વે જે વિચારો દર્શાવ્યા છે તે પણ આ સિદ્ધાંતને પોષે છે. દ્રવ્ય કેવલ જડમય નથી, પરંતુ દ્રવ્યના અણુઓ અને પરમાણુઓના બંધારણમાં વિદ્યુત્ શક્તિ ભાગ લે છે. આ વિદ્યુત્-શક્તિ જડ નથી તેમજ જીવંત પણ નથી, પરંતુ તેમાંથી બીજી શક્તિનું રૂપાંતર થવું અશક્ય નથી. વિદ્યુત્-શક્તિમાંથી ગતિશક્તિ, ઉષ્ણશક્તિ, પ્રકાશશક્તિ, ચુંબકશક્તિ વગેરે ભૌતિક રૂપાંતરો તો સાધારણ અનુભવની વાત છે, તો તેમાંથી અમુક પરિસ્થિતિમાં જીવન-શક્તિનું રૂપાંતર થાય એ અસંભવિત ગણાય નહીં. રેડિયમના અણુમાં રહેલી અણુશક્તિ (atomic energy) એટલી પ્રચંડ અને ગહન છે કે તેની શક્તિ બીજા રૂપમાં બદલાઇ શકે એવી કલ્પના છેકજ અસ્થાને નહીં ગણાય. પ્રાણીઓમાં પણ ચુંબકતત્ત્વ અને વિદ્યુતના અંશો જોવામાં આવે છે. અને વિદ્યુતના સંબંધથી આદ્ય જીવનતત્ત્વની ઉત્પત્તિ ઉષ્ણતામાનના અમુક સંજોગોમાં થાય તો તેમાં કોઇ જાતનો દોષ આવતો નથી.

આ પ્રમાણે સજીવ અને નિર્જીવ સૃષ્ટિને સતત ગણવામાં ઇશ્વરની ભાવનાને કંઈ ક્ષતિ આવતી નથી. વિશ્વરચનામાં સજીવ અને નિર્જીવ સૃષ્ટિની ઉત્પત્તિની રીતિમાં ભેદ રહેવો ન જોઈએ. પ્રાણીઓ અને વનસ્પતિની ઉત્ક્રાંતિમાં તેમજ ખનિજ વસ્તુઓના બંધારણની સમજુતીમાં ઉત્ક્રાંતિવાદ જેટલો ઉપયોગી થયો છે તેટલો બીજો કોઇ પણ સિદ્ધાંત ભાગ્યેજ થયો હશે. પ્રાણીઓની ઉત્ક્રાંતિ કબુલ કરવામાં ઇશ્વરભાવનાને હવે બાધ આવતો નથી તો પછી નિર્જીવ વસ્તુઓના અર્વાચીન મત પ્રમાણે ચેતનમય બંધારણમાંથી પ્રાણીજીવનની ઉત્પત્તિ કલ્પવામાં ઇશ્વરની ભાવનાને જરા પણ દોષ પહોંચે નહીં. ઉલટું આખી ચેતનમય—જેમાંથી ચેતન ઉત્પન્ન થઇ શકે તેવી—નિર્જીવ સૃષ્ટિ સમજવામાં વિજ્ઞાન શાંકરમત—અદ્વૈતવાદની સાથે મળતું થાય છે. પરંતુ સૃષ્ટિના કર્તાના કર્તૃત્વ પરત્વેની ભાવનાનો દોષ ઓછો કરવા માટે શાંકરના માયાવાદની—સૃષ્ટિમાત્ર માયા છે એ વિચારની—વિજ્ઞાનને જરૂર પડતી નથી. જડદ્રવ્ય શક્તિમય છે

અને તેમાંથીજ સૃષ્ટિનો આવિર્ભાવ થઇ શકે છે. આપણા અનુભવ સત્ય છે-જો કે અનુભવ-માં કૈં પણ ભુલ હોય તો તે સુધારવાને માટે ભૌતિક અને માનસિક ઉપચારોની જરુર રહે છે; તે છતાં માયાવાદને સ્થાન નથી, અને માયાવાદની જરુર પણ નથી.

### ૩. મનનું સ્વરૂપ

આપણે જડ અને જીવનું સ્વરૂપ જોયું. ચેતન ( consciousness ) એ વિજ્ઞાનનો ત્રીજો મોટો પ્રશ્ન છે. મનુષ્યના સ્વરૂપના ત્રણ વિભાગ કરી શકાય: જડ, જીવ અને ચેતન. જડરૂપ પદાર્થોમાંથી શરીર બંધાય છે, અને પ્રાણ-જીવથી તે જીવંત થાય છે. આ જીવંત મનુષ્યના માનસિક વ્યાપારો વિશિષ્ટ હોવાથી તેના અભ્યાસને માટે માનસશાસ્ત્ર જુદું પાડવા-માં આવ્યું છે. મનનું સ્વરૂપ શું છે? મન અને શરીરનો સંબંધ શો છે? મન અને આત્માનો સંબંધ શું છે? એ માનસશાસ્ત્રના અગત્યના પ્રશ્નો છે.

મનનું મુખ્ય લક્ષણ વિચારશકિત ગણી શકાય. બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્યમાં તે શકિત અને તેનાં વિવિધ રૂપાંતરો સારી રીતે વ્યકત થયલાં હોય છે. પોતાના રક્ષણને માટે 'એમીબા' જેવું નાનું પ્રાણી પોતાના હાથ પગ જેવા અવયવો ( tentacles )ને ઉંચા-નીચા કરે છે; પોતાની ગતિમાં અંતરાય આવતાં આઘુંપાછું જઇને બીજો સુગમ્ય રસ્તો શોધી કાઢવાને મથે છે. આવી પ્રવૃત્તિ કીડી ને મંકોડામાં પણ જોવામાં આવે છે. આથી ઉંચા પ્રકારનાં પ્રાણીઓમાં તેથી પણ વધારે ઉંચી જાતની પ્રેરણાશકિત જોવામાં આવે છે.

બીલાડી ઉંદરને જોતાંજ તેની પાછળ દોડે છે અને કુતરાને જોઇને ડરીને દૂર નાસી જાય છે. આ વર્તન કેવળ પ્રેરણાનું પરિણામ છે કે તેની મગજની પ્રવૃત્તિનું-વિચારનું પરિણામ છે તે એક પ્રશ્ન રહે છે. તુલનાત્મક માનસશાસ્ત્રની પ્રગતિ સાથે એમ માનવામાં આવે છે કે પ્રાણીઓની શારીરિક ઉત્ક્રાંતિની સાથે તેમનાં બાહ્ય સ્વરૂપ, અને અવયવોના ફેરફારની સાથે તેમની માનસિક શકિત પણ ઉત્ક્રાંત થાય છે. આ પ્રમાણે કેવળ જડ વસ્તુઓ-માંથી પહેલાં જીવંત પ્રાણીઓની ઉત્ક્રાંતિ અને તેમાંથી ચેતનમય-વિચારશક્તિવાળાં-બુદ્ધિમાન્ પ્રાણીઓની ઉત્ક્રાંતિ કલ્પી શકાય. મનુષ્યમાં પ્રાણીઓના જેવી પ્રેરણાશકિત હોય છે, પરંતુ તે ઉપરાંત તેની સ્મરણશક્તિ, કલ્પના-શકિત, વિચારશકિત અને ઇચ્છાશકિત એ અસંખ્ય વર્ષની ઉત્ક્રાંતિનું પરિણામ છે. આ કલ્પના જો ખરી હોય તો મન એ કેવળ શારીરની જડ પ્રવૃત્તિનું પરિણામ છે? અથવા તો માનસિક પ્રવૃત્તિ સ્વતંત્ર હોય છે? મન સ્વતંત્ર કે શરીર? મન અને શરીર જુદાં હોય તો તેમનો સંબંધ શા રીતનો હોય છે?

મન અને માનસિક વ્યાપારો ફકત શારીરિક પ્રવૃત્તિનાં પરિણામ છે-પિત્તાશય અથવા યકૃત-ના શારીરિક ઇંદ્રિય વ્યાપારોની માફક મગજની અને જ્ઞાનતંતુઓની ભૌતિક પ્રવૃત્તિથીજ બધી માનસિક પ્રવૃત્તિ-માનસિક વ્યાપાર-ઉદ્ભવે છે એમ જડવાદી માનસશાસ્ત્રીઓ માને છે. કારણ કે દરેક માનસિક પ્રવૃત્તિની સાથે શારીરિક અને ભૌતિક ફેરફારો જોવામાં આવે છે—જ્ઞાનતંતુઓમાં રાસાયનિક પરિવર્તન થાય છે. વળી શરીરના નાશની સાથે માનસિક પ્રવૃત્તિ-નો નાશ થાય છે. શરીરમાં વ્યાધિ થવાથી મનનું કામ પણ વ્યાધિગ્રસ્ત થાય છે. આ

વિચાર બધા માનસશાસ્ત્રીઓ કબુલ કરી શકતા નથી. માનસિક પ્રવૃત્તિને શારીરિક અને કેવળ ભૌતિક સમજવામાં જડવાદની મોટી ભુલ થાય છે; જીવનને જડ સમજવામાં જેટલી ભુલ થાય છે તેથી મોટી ભુલ માનસિક પ્રવૃત્તિને કેવળ શારીરિક સમજવામાં થાય છે, કારણ કે મગજની પ્રવૃત્તિ ઉપરાંત મનમાં કંઇ છે તે સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી જેવી રીતે દરેક મનુષ્યનાં હૃદય, ફેફસાં, પિત્તાશય વગેરેનું કામ એકસરખુંજ હોય છે—તેમનું બંધારણ અને તેમની શારીરિક પ્રવૃત્તિ એકસરખીજ હોય છે—તેવીજ રીતે મગજનું બંધારણ અને મગજની પ્રવૃત્તિ કેવળ શારીરિક હોય તો એકસરખીજ હોવી જોઇએ. પછી સ્વતંત્ર ઇચ્છાશક્તિ, (will-power)ની કલ્પનાજ અસમંજસિત લાગે; અને એક જાતિના અને એકજ મગજવાળા મનુષ્યોમાં વર્તન અને કાર્યશક્તિનો ફેરફાર હોવો નજ જોઇએ—બધાએ એકજ જાતના માછલાં અથવા વાનરોના યૂથના જેવા રહે

શરીર અને મન ભિન્ન હોય તો તેમનો સબંધ કેવા પ્રકારનો છે? એક મત પ્રમાણે શરીરજ અંતિમ સત્ય છે, બધી માનસિક પ્રવૃત્તિ ભૌતિક છે; બીજા મતવાળા એમ માને છે કે મન એજ સત્ય છે અને શરીર અને દ્રવ્ય એ મનના અનંત સ્વરૂપની અનેક વિભૂતિઓમાંની એક છે, ત્રીજા મત પ્રમાણે મન અને શરીર લગભગ સ્વતંત્ર છે પરંતુ પરસ્પર અસર કરે છે. થોડાં વર્ષ હક્સલી જેવા વિદ્વાનો મનને શરીર કરતાં સ્વતંત્ર કલ્પવાની જરૂર જોતાજ નહોતા; એક પ્રાણીની બધી માનસિક પ્રવૃત્તિનો અભ્યાસ કરવામાં તેને એક પ્રાણી તરીકેજ ગણવાથી—તેની શારીરિક અને માનસિક પ્રવૃત્તિને અભિન્ન—અદ્વૈત, ગણવાથી તેઓ મન અને શરીરના સબંધ વીશે બધી તકરારો કરી શકતા હતા પરંતુ હવે આ મત સ્વીકારાતો નથી. માનસશાસ્ત્ર સ્વતંત્ર શાળા તરીકે સિદ્ધ થઇ ગયું છે; અને માનસિક પ્રવૃત્તિ શરીરની ભૌતિક પ્રવૃત્તિથી સ્વતંત્ર ગણાય છે—જો કે સ્વતંત્રતા કેવા પ્રકારની છે અને માનસિક પ્રવૃત્તિનું કારણ મગજ અને જ્ઞાનતંતુઓ છે અથવા તો મગજ અને જ્ઞાનતંતુઓ માનસિક પ્રવૃત્તિના વાહક—ઉપકરણ માત્ર છે—એ વીશે ચર્ચા ચાલુ રહેવાની. તે છતાં શરીર કરતાં મનની શક્તિ ઉંચા પ્રકારની—વધારે સ્વતંત્ર છે એ સાધારણ માણસના અભિપ્રાય તરફ વૈજ્ઞાનિકોનું વલણ વધતું જાય છે. કારણ ઇચ્છાશક્તિ ખીલવવાથી જ્ઞાનતંતુઓ મારફત શરીરના દરેક વ્યાપાર ઉપર માનસિક નિયામકતા સ્થાપી શકાય છે, અને કેટલેક અંશે માનસિક ઉપચારોથી રોગ પણ મટાડી શકાય છે.

માનસિક પ્રવૃત્તિમાં પણ સૂક્ષ્મ અને સ્થૂલ એમ બે પ્રકારની પ્રવૃત્તિ છે સાધારણ ચેતનમય ઇચ્છાથી જ્ઞાનતંતુઓની મારફત થતા માનસિક વ્યાપારો ઉપરાંત પણ કેટલાક ઉપમાનસિક (Subconscious) વિચારો પણ જોવામાં આવે છે, સુતી વખતે કંઇક પ્રશ્નના વિચાર કરતાં બીજે દિવસે સવારે ઘણી વાર તેનો ઉત્તર સરલ રીતે મળે છે વહેલા ઉઠવાનો માનસિક વિચાર કર્યાથી તેજ સમયે મન શરીરને જાગ્રત કરી શકે છે, સાઇકલ ચલાવતાં કોઇ પણ ખાસ વિચાર વિના શરીરનું અને સાઇકલનું સમતોલપણું જાળવી શકાય છે. પ્રાણવિનિમય (Hypnotism) અને શારીરિક પ્રોત્સાહન શીવાય સંદેશા મોકલવાની શક્તિ (telepathy) એ હવે વિજ્ઞાનની બટનાની હારમાં મુકાય છે

આવા પ્રકારની અનેક માનસિક ઘટના સમજ-વાને મનના બે ભાગ-એક સૂક્ષ્મ અને એક સ્થૂલ એમ સ્વીકારવા પડે છે. એ સૂક્ષ્મ માનસિક જીવનમાંજ આધ્યાત્મિક પ્રવૃત્તિની શરૂઆત છે. અર્વાચીન વિજ્ઞાનનું સૂક્ષ્મ મન (subconscious self) એજ પ્રાચીન આર્યોનો આત્મા. એમાંથીજ આધ્યાત્મિક અનુભવોની પ્રગતિ શરુ થાય છે એમ ધારવામાં અતિશયોક્તિ ભાગ્યેજ ગણાય. આધ્યાત્મિક પ્રશ્નોને આજે આપણે દૂર રાખવાના છે, પરંતુ આ સંબંધ સૂચવ્યા શીવાય મનનું વાસ્તવિક સ્વરૂપ સમજી શકાય નહીં.

આપણે જોયું કે અર્વાચીન વિજ્ઞાન હવે જડને કેવલ જડ માનતું નથી–તેમાં વિદ્યુદણુ-શક્તિનો અંશ માને છે; જીવંત પ્રાણીઓ કેવલ જડવાદના રસાયન–ભૌતિક–શાસ્ત્રના નિયમોને અનુસરે છે એમ ન માનતાં જીવવિદ્યાના નિયમોને સ્વતંત્ર સ્થાન આપે છે; માનસિક પ્રવૃત્તિ પણ કેવલ જડ નહીં પરંતુ સ્વતંત્ર હોય છે એમ માને છે અને ઉપ-મનમાં આધ્યાત્મિક જીવનનાં બીજ જુએ છે. જડ અને શક્તિનું રૂપાંતર મનુષ્યની ઇચ્છા પ્રમાણે થઇ શકે? ભૌતિક શક્તિનું એક બીજામાં રૂપાંતર થઇ શકે છે–ઉષ્મામાંથી વિદ્યુત્ પ્રાપ્ત થઇ શકે છે, કોલસામાંથી વરાળ અને વરાળયંત્રમાંથી વિદ્યુત્ મળી શકે છે. તેવી રીતે ભૌતિક શક્તિમાંથી પ્રાણશક્તિ–જીવનશક્તિ અને માનસિક શક્તિ અથવા તો તેથી ઉલટું રૂપાંતર થઇ શકે કે કેમ? મગજના વિચારોમાંથી નીકળતી શક્તિ યંત્રની મારફત ભૌતિક રીતે માપી શકાય? મનુષ્યના વિચારો કલમ વિના યાંત્રિક રીતે ફકત માનસિક શક્તિથીજ લખી શકાય! આ અને એવા બીજા પ્રશ્નોનો ઉત્તર મેળવવા-નો પ્રયાસ હજુ ચાલી રહ્યો છે. માનસિક, અને આધ્યાત્મિક જીવનનો સંબંધ પણ કેટલેક અંશે વૈજ્ઞાનિક રીતે તપાસવાના પ્રયત્ન થઇ રહ્યા છે. તે બધા પ્રયત્નમાં જડ અને ચેતનનો ગાઢ સંબંધ અને બન્નેની સામાન્ય ઉત્પત્તિ અને ઉત્ક્રાંતિનો સિદ્ધાંત ઘણી રીતે સહાયરૂપ છે.

# ગુજરાતી ગદ્યસાહિત્યનો વિકાસ

લેખક.

પ્રો. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,

સભ્ય, સાહિત્યસંસદ.

## આદ્યયુગ (નર્મદયુગ) સં. ૧૯૦૭ થી ૧૯૪૨

ભાષા અને સાહિત્યના ઉત્કર્ષ અને અભિવૃદ્ધિને પદ્ય અને ગદ્ય બન્ને સાથેસાથે અને સમવિભાગે વિકાસ પામી સિદ્ધ કરી શકે છે પણ જગતના ઘણાએક સાહિત્યોમાં ગદ્યસાહિત્ય કરતાં પદ્યસાહિત્ય પહેલું અને કેટલાક વખત સુધી વિશેષ ખેડાયું છે માનવ સંસ્કારી બનતાં એના વિચારવાહનને ગદ્યની જરૂરીઆત રહે છે. એના પ્રવર્તક બનતા મહત્ત્વને લીધે, સમુદ્ર સાથે વિસ્તરતા જતા એના વ્યવહારસંબંધોને લીધે, એની એ જરૂરીઆત વધતી રહે છે. એ સાદો હતો, એ સંસ્કારી બનતો હતો એના પ્રથમની જરૂરીઆતો મર્યાદિત હતી. ત્યારે પદ્ય એનું વાણીવાહન બનવા પૂરતું હતું. રસ અને કલાથી પદ્યમાં સાકાર થએલા એના પુરાણ અને નવજીવનનાં વિધાનો, ભાવનાઓ અને આદર્શો એને સહજમાં અને પ્રેમ શ્રમ-થી પોતાનો અનુભવ કરાવતાં. ગદ્યમાં નહીં પદ્યસાહિત્યજ આમ એના અને એના યુગના સાહિત્યસંસ્કારોને સચેતન રાખતું

પદ્ય સાથે આગળ જતાં ગદ્ય વ્યવહારી થયું ત્યારે એને પણ એના સ્થાનથી, વિશિષ્ટ વ્યક્તિત્વથી અને વિકાસથી માનવ-જીવન અને સાહિત્યના સંસ્કારો ઝીલીને ઝીલાવવાના થયા. એના દેહ અને દેહીને અન્યોન્યપોષક એકતાનતા સાથી વિકાસ-ક્રમના પ્રયાણ આદરવાના થયા એના વિભિન્ન-સ્વરૂપને મુદ્રતાની લેખનશૈલીના વિવિધતાઓને પોતાની કરવાની થઇ ગદ્યના આવા વિકાસ-ક્રમમાં આજે ઉપરોક્ત કહ્યાનું વંકાળું થયું. એનું સ્વરૂપ નિશ્ચિત થયું એની શૈલીને રુચિએ આકારી શિષ્ટતાએ એના પર છાપ મારી

કોઇ પણ વિષય ગદ્યશૈલીના સ્વરૂપનું પૃથક્કરણ કરવા જતાં, પહેલાં આપણી આગળ બે પ્રશ્નો આવી ઉભા રહે છે: (૧) શૈલીના આલેખનમાં કેવી રીતે વાણીવહન

કરાવવામાં આવ્યું છે? અને (૨) એમાંની વાણીને વ્યક્ત કરવામાં ક્યાં ક્યાં ક્યો કે સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો છે?

વાણીદર્શન કઇ પદ્ધતિએ કરાવવામાં આવે છે? કોઇ પુરાણી કે નવીન, કોઇ સંપ્રદાયની કે વ્યક્તિની, વિશિષ્ટ કે સામાન્ય પદ્ધતિએ? એમાં સ્વતંત્ર સર્જનશક્તિ છે કે એમાં કોઇનું મૃત અનુકરણ છે? એમાં કંઇ નવીન દૃષ્ટિબિંદુ કે નવો પ્રયોગ છે? એમાં કોઇ સરલ કે સચોટ રીત છે કે કેમ? એ રીત સંસ્કારી કે સ્વાભાવિક છે કે એથી અન્યથા? પ્રજાની વ્યક્તિગત વિવિધ શૈલીઓને એ અનુરૂપ છે કે કેમ? એમાં પાંડિત્યપ્રદર્શન છે કે વૃથા આડંબર?

વાણીદર્શનની રીત કે પદ્ધતિ પછી એમાં ક્યાં અને કેવાં ક્યો કે સાધનોનો ઉપયોગ થાય છે? જુનાં અને નવાં ભાષા અને સાહિત્યનાં વિકાસસ્વરૂપોનાં અને એના શબ્દો અને વાક્યોની વિવિધ અને વિકસેલી શક્તિઓનાં તત્ત્વો એમાં દેખા દે છે? નવજીવનની કે નવસાહિત્યોની સૃષ્ટિઓએ એને કંઇક નવી પ્રેરણાઓ, નવાં બલ અને નવીન પ્રકારો આપ્યાં છે? પ્રજાનાં શબ્દધનનાં વૈભવ અને વિપુલતા એમાં ઉતરે છે?

આવાં દૃષ્ટિબિંદુથી અવલોકતાં શિષ્ટ ગદ્યની ચાર વિવિધ અવસ્થાઓ આપણે જોઇએ છીએ. આ ચાર અવસ્થાઓની કેટલીક ગુણવિશેષતાઓનું પણ આપણે સાથેસાથે દિગ્દર્શન કરી લઇશું.

(૧) સાદું ગદ્યઃ આ અવસ્થાના ગદ્યને સાદી સીધી રીતે આલેખવામાં આવે છે. એમાં નથી ભભક, છટા કે અલંકાર. જોઇએ તેટલા અને તેટલાજ શબ્દો કહેવાની વસ્તુને એમાં વર્ણવે છે. જોઇતી સીધી એની અસર થાય છે.

(૨) આલંકારિક ગદ્યઃ પહેલી અવસ્થા કરતાં આમાં અલંકારોની વિશેષતા જોવામાં આવે છે. ઔચિત્યથી અને સુઘડતાથી અલંકારવિધિ કરી આ ગદ્ય અસરકારક અને આકર્ષક બની સબલતા ધારણ કરે છે. એની પ્રૌઢતા વાચકને ધ્યાનસ્થ કરે છે. એનો રસ એને ક્ષુબ્ધ કરે છે.

(૩) લેખકની માનસિક સ્થિતિની તેમજ એની વિષયવસ્તુની એકરસતા આલેખતું ગદ્યઃ ગદ્યની આ અવસ્થામાં લેખકનું મન એની વિષયવસ્તુ સાથે એકરસરૂપ થઇ જાય છે. પોતાને એમાં એ ઓગાળી દે છે, અને એ એકરસ થયો છે તેનું દર્શન શૈલી દ્વારા કરાવે છે.

(૪) જેમાં લેખક વસ્તુનું નિરૂપણ કરતાં વાચકને પોતાની સાથે એકરસ કરી પોતે અનુભવે છે તેવાજ ભાવોનો સાક્ષાત્કાર કરાવે એવાં ઔચિત્ય, સૌંદર્ય અને શક્તિથી ભરપુર ગદ્યઃ આ અવસ્થાએ પહોંચેલા ગદ્ય વર્ણનોને ભવ્ય બનાવ્યાં છે. મેઘગર્જના સમાન એ ગાજે છે. સ્વપ્નોની કોમળ સૃષ્ટિઓને અનુરૂપ શબ્દસૃષ્ટિઓની રચના એ કરે છે. દેવાલયવાદ્યના ગંભીર અને મધુર સરોદોની સતત રેલ એ રેલાવી મુકે છે. વિદ્યુત સમા તણખા એ ખેરવ્યે જાય છે. તર્ક, ન્યાય, વિજ્ઞાન કે કોઇપણ શાસ્ત્રની ઉંડી ઉંડી અને ગહન મહાગુહાઓનાં રહસ્યો એ પ્રૌઢતાથી સંભળાવી વાચકને ઉલ્લાસે છે.

પદ્યસાહિત્ય અને ગદ્યસાહિત્ય વીશે અને તે પછી ગદ્યસાહિત્યના વિકાસક્રમની જુદી જુદી અવસ્થાઓ વીશે આટલો પ્રસ્તાવ કરી આપણા ગુજરાતી ગદ્યસાહિત્ય તરફ આપણે વળીશું

આપણા ગુજરાતી ગદ્યસાહિત્યનો વાસ્તવિક આરંભ આપણા નવીન અથવા આધુનિક સાહિત્યના યુગના આરંભ સાથેજ થયો છે. બ્રીટિશયુગના અરસાનીજ એ ઉત્પત્તિ છે આપણી ગદ્યશૈલીના આદ્ય અધિષ્ઠાતા કવિ નર્મદે (*સંવત ૧૮૮૯—૧૯૪૨) આપણને એ સાહિત્ય વિશિષ્ટ સ્વરૂપમાં આપ્યું તે પહેલાનું આપણું ગદ્ય રૂઢ ગદ્યની સંજ્ઞાને પાત્ર નહોતું

"એ ગદ્ય ૧૪૧૧ થી ૧૬૪૮ સુધીમાં છુટક-છુટક છે આ સર્વ નમુના ગદ્યસાહિત્યનું નામ આપવા જોગ નથી; "વૈશાખ સુદિ વણહાન ન દી જાઇ," જેવા બોધના છુટક વચનો, અથવા તો "છાસિરડ પાકડ બીજુ થી જઇ ઉરસ જાઇ," એવા લેખોના ટુકડા, ઇત્યાદિ છુટક વાક્યો, અથવા તો "વિપુલ વિસ્તીર્ણ પુસ્તક નામાય ત્રીજી સહિત છી પૃથ્વી કહિના મધ્ય ચેપપુર નુન્ગુ એવી ટીકાનાં વાક્યો. બહુ ભાગે છે ક્વચિત્ માત્ર વાર્તાનું ગદ્ય છે, "પાડલિપુર નગર નિંદા નન્દ સાથું ચંદ્રગુપ્ત રાજા તેહનઉ પ્રધાન ચાણિક્ય સંપ્રતિ થઇ રાજ્ય ભોગવઇ' ઇત્યાદિ શુકબહોતેરી (વિ. સં. ના ૧૫ મા સૈકાની) વાર્તાનું ગદ્ય. ઇત્યાદિ. નરસિંહ મહેતાના સમયનું 'ગદ્ય રામાયણ' તે પણ ક્યાંસુધી તરીકે આપવાઇમાં મુકાશે આ ગદ્ય તે પ્રાચીન સાહિત્યના વિશાળ પંક્તિપુંજની સરખામણીમાં ખાબોચીઆ જેવું છે"+

નર્મદયુગમાં આરંભાયલા આપણા ગદ્યની આગળના ગદ્યના સ્વરૂપનું દિગ્દર્શન ઉપર પ્રમાણે છે. પણ ભાષા, સાહિત્ય, પદ્ય એ સૌ કંઈ ગદ્ય કાલની ઉત્પત્તિ નથી. એના આગળના વિકાસક્રમો તરફ પાછા ફર્યા શીવાય, એનાં યુગોને અવલોક્યા શીવાય એના સ્વરૂપનો ઐતિહાસિક અને યથાર્થ ખ્યાલ આપણને આવી શકે નહીં. આપણા અને અન્ય પ્રાંતોના સાહિત્યોને યુગોથી પેડાયલા આપણાં સંસ્કૃત ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિના સંસ્કારો આવ્યા છે અને આવ્યા કરે છે. તે પછી પ્રાકૃત અને અપભ્રંશના, તે પછી ફારસી અને અરબી ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિના, અને પછી યુરોપીય અને અમેરિકન ભાષાઓ, સાહિત્યો અને સંસ્કૃતિના સંસ્કાર લઇ આપણું સાહિત્ય એની શિષ્ટતા ઘડતું રહ્યું છે અને ઘડાયે જાય છે આપણા ગદ્યને પણ એની શિષ્ટતા આવા વિકાસસ્વરૂપની પરંપરા દ્વારા મળતી રહી છે અને મળ્યા કરે છે.

ગુજરાતી ગદ્યસાહિત્યને મળેલા આપણા પાગાર સંસ્કૃત ગદ્યસાહિત્યના સંસ્કારો તો માતાના પયપાન જેવા છે. આપણી રગેરગમાં વહેતા આપ શોણિતની જેમ તે કદી વિભક્ત કરી શકાય એમ નથી. સમયના સંકોચને લીધે આપણા સંસ્કૃત ગદ્યસાહિત્યને આપણે ઉતાવળથી અવલોકી સહ્યું સૈકાથી સુદૃઢ કરેલા સંસ્કારોની સતત ધારા એણે ગુજરાતી ભાષા, સાહિત્ય અને સંસ્કારોના સરોવરમાં વહેવડાવી છે શ્રુતિ, સ્મૃતિ, ઉપનિષદ અને બ્રાહ્મણાદિ સૂત્રાત્મક ગ્રંથોએ ગદ્યના પહેલા છતાં કેવા સરલ પાઠ શિખાવ્યાં છે? ભાષ્યકારો, નૈયાયિકો, મીમાંસકો અને ટીકાકારોએ એ પાઠોને કેટલા બધા ખડવાળ્યા છે? વિજ્ઞાનેશ્વર અને શંકરા-

* લેખમાંની સાલો વિક્રમસંવત પ્રમાણે આપી છે

+ રા. નરસિંહરાવના સુરત સાહિત્યપરિષદના પ્રમુખ તરીકેના ભાષણમાંથી.

આર્યના સમર્થ ગદ્યસાહિત્યનો જોટો ક્યા સાહિત્યમાં આપણે જોઇએ છીએ? ચરકસુશ્રુતાદિ ધન્વંતરીઓનાં અપૂર્વ પારિભાષિક ગદ્યો કેટલાં પ્રાચીન છતાં કેટલાં સામર્થ્યવાન્ છે? બૃહત્કથાદિ અનેક સંસ્કૃત કથાઓ બહુધા ગદ્યપદ્યમાં આલેખાઇ છે. મયૂખોમાં અને ચંપૂઓમાં પણ એજ પદ્ધતિ સ્વીકારાઇ છે. ભાસાદિ નાટકકારો પણ અસલથી પદ્ય સાથે ગદ્યને ખીલવતા આવ્યા છે. 'હિતોપદેશ', 'પંચતંત્ર', 'ભોજપ્રબંધ', 'દશકુમારચરિત', 'હર્ષચરિત', 'વાસવદત્તા' અને 'કાદંબરી' વગેરેએ તો ગદ્યસાહિત્યનાં ભરચક પુર આણી દીધાં છે. અને કાદંબરીકાર બાણની અસરે તો આપણા ગુજરાતી ગદ્યકારોને નવીન ગુજરાતી કાદંબરીઓ કરવા પ્રેર્યા નથી? સંસ્કૃત ગદ્યની વિવિધ શૈલીના નમુના આપણે આ ગદ્યગ્રંથોમાં જોઇએ છીએ. એની વિવિધતાઓ અને વિશેષતાઓનું વર્ગીકરણ, એનો સૂક્ષ્મ અભ્યાસ, અને ગુજરાતી ભાષા સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે એનું સફળ અને વિસ્તૃત પરિણામનિવેદનઃ આ સર્વ ગુજરાતી સાહિત્યના ઉત્સાહી ઉપાસકને કેટલું બધું લલચાવનારું છે?

સંસ્કૃત ગદ્યના થોડાક નમુનાઓના નામનિર્દેશથી આપણને આપણી-આર્ય-ગુજરાતી-પૌર્વાત્ય-પ્રાચીન-ગદ્યશૈલીનો અને એનાં વિવિધતાભર્યાં સ્વરૂપનો કંઇક ઝાંખો-બહુજ ઝાંખો-પરિચય કે ખ્યાલ આવે છે. પણ જગતભરના આધુનિક ગદ્યસાહિત્યના સર્વતોમુખ વિકાસ આગળ આપણી એ મહાભાષાને અને એના વિસ્તારી સાહિત્યને ઘણું ઘણું શીખવાનું રહે છે. હીંદમાં બધે ફરી વળેલી નવજીવનની મહારેલે સંસ્કૃતમાં પણ આધુનિક નવજલ ભેળવ્યાં છે. આપણા ગુજરાતના તેમ અન્ય પ્રાંતોના આધુનિક સંસ્કૃત સાહિત્ય સાથે પરિચય રાખનારા આની સાખ પુરે છે. આપણા સાહિત્યના વર્તમાન યુગમાં આપણા આ સંસ્કૃત સાહિત્યનો, પહેલાંની પેઠે ધર્મભાષા કે ધર્મસાહિત્ય તરીકે નહીં, પણ માનવજીવનના દૃષ્ટિબિંદુથી-કેવળ શુદ્ધ સાહિત્યની દૃષ્ટિથી-સાંગોપાંગ અભ્યાસ થતો જાય છે; છતાં હજી એમાં વધુ અવગાહન કરવાથી આપણા સાહિત્યને અતુલ લાભ થવાનો સંભવ છે. ઉપર્યુક્ત ગદ્યસાહિત્યની ચાર અવસ્થાઓની દૃષ્ટિએ સંસ્કૃત ગદ્યસાહિત્યનું અવલોકન કરવું એ તેના અભ્યાસકોનો રસિક વિષય થઇ પડશે. પાશ્ચાત્ય દૃષ્ટિથી રંગાયેલા એ આપણા પ્રાચીન સાહિત્યની ઘણીએક અપૂર્વ અને અણસમજાયલી વિવિધ સુંદરતાઓથી આપણે હજી વંચિત રહ્યા છીએ.

સંસ્કૃત ગદ્યસાહિત્યના દિગ્દર્શનમાં આપણે આપણા વિષયની પ્રસ્તુતતા કંઇક મુકી દીધી. એ પછીનાં પ્રાકૃત, અપભ્રંશ કે ઇસ્લામી સંસ્કૃતિનાં સાહિત્યોનાં ગદ્યોના દિગ્દર્શનને આપણે હાલ બાતલ રાખીને ગુજરાતી ભાષાના સાહિત્યના અવતારને તથા ગદ્યવિકાસને અવલોકીશું.

ગુજરાતીના વિકાસક્રમની રા. નરસિંહરાવે આપેલી સમયરેખાઓ અહીં નોંધીએઃ

* આરંભકાલની ગુજરાતી—૧૫૫૦ થી ૧૬૫૦ સુધી; મધ્ય ગુજરાતી—૧૬૫૦ થી ૧૭૫૦ સુધી; આધુનિક ગુજરાતી –૧૭૫૦ ની પછી.

આમ આધુનિક ગુજરાતીના યુગ સુધી ગુજરાતી ગદ્યનાં આપણને સ્વતંત્ર જીવનવિકાસ કે વ્યક્તિત્વ નથી માલમ પડતાં.

* સુરત સા. પ. ના ભાષણમાંથી.

પદ્યસાહિત્યને પડખે રહીને—એનાં ભાષ્ય, વિવરણ, ટીકા, ટબાઓ, વિવેચન કે ચર્ચારૂપે—ઉદ્‌ભવેલું અને જીવવા પામેલું ગદ્યસાહિત્ય એના સ્વતંત્ર કે સંગીન વિકાસ માટે ક્યાંથી અવકાશ મેળવે? જુજ શિક્ષિતવર્ગો માટે તો મનનયોગ્ય ગદ્યના ગ્રંથો સંસ્કૃત અને અપભ્રંશમાં હતાજ વ્યવહારકાર્યોમાં ગદ્યનો જુજ ઉપયોગ ખતપત્રો, દસ્તાવેજો, તામ્રપત્રો, શિલાલેખો આદિમાં થતો પણ આ બધાથી ગદ્યના ઉત્થાનને વેગ મળે એમ નહોતું. સંસ્કૃતના અભ્યાસમાં એની પુત્રીઓ ભાષાંતરોથી નિર્વાહ કરી રહેલી ગુજરાતીમાં ભાષાંતરોને વિકસાવી નૈસર્ગિક સાહિત્યના રચનારાઓમાંથી ગદ્યકાર નીવડે એમ હતું. પણ એમાંની એક 'સમર્થ' વ્યક્તિએ-પ્રેમાનંદે-ગદ્યપોષક તેઓને પદ્યોમાંજ—આખ્યાનોમાં—ઉતાર્યાં હામજો કે એના જેવા બીજા વાર્તાકારોએ પણ ગદ્યોચિત વાર્તાસાહિત્યને પદ્યોચિત કરી નાખ્યું. પ્રાચીન પદ્યસાહિત્યના છેલ્લા ઉપાસક દયારામભાઈએ (૧૮૩૩ થી ૧૯૦૮) લખેલા ગદ્યનો એક નમુનો ઉતારીએ

* તેના કર્ણમાં હરિદાસ તો ઘણા છે તે કયા ગુણ લઈને? મારે થોડામાં સમજી જવું કે શ્રી ભગવાનની બરોબર શિવ, વિરંચિ, બ્રહ્મા, ઇંદ્રાદિ દેવતા કોઈ નથી. માટે કોઈની નિંદાસ્તુતિ કરવી નહીં. પણ મનના સઘળા શ્રમ ટાળીને એક પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણચંદ્ર તેને ભજવા. એ સઘળું શાસ્ત્રને સંમત સર્વને કથન કર્યું છે મનકલ્પિત કોઈ રચી નથી. (દયારામકૃત હરિહરાદિસ્વરૂપ તારતમ્યવિજ્ઞાન. રચ્યા સંવત નથી આપ્યા)

આ ગદ્યની પ્રેરણા સંસ્કૃતની છે. મોતીએ નેતીભરત શૈલીમાં દયારામ આ લખે છે. આ અંગ્રેજીની અસર વગરનું આપણું આ પૌરાણિક શૈલીનું ગદ્ય છે.

પણ આ પછીનું નર્મદયુગનું કવીશ્વર દલપતરામનું ગદ્ય જોઈએ:

† વળી લખ્યું છે કે પોતાના બાપદાદાઓના પરાક્રમનો વીસ્તાર સાંભળવાથી મોટું પુણ્ય થાય છે રાજા પરીક્ષિતે પાંડવોનો જશ સાંભળ્યો તે એમજ જાણીને બાપદાદાનો જશ સાંભળવાથી ગંગાસ્નાનનું ફળ થાય છે કરોડ ગાયોના દાન કન્યાઓના દાન જેટલું પુણ્ય થાય છે. (કવીશ્વર દલપતરામનું ગદ્ય, ૧૯૦૮)

આ ઉપરાંત દલપતરામની ગદ્યશૈલીના ઘણા નમુનાથી આપણે સુપરિચિત છીએ એમનાં નાટકોમાંની શૈલી આ ઉતારાથી ચઢે તેવી છે સાદાઈના ચાહક પુજારી આ કવીશ્વરે પોતાની શૈલીને ચોખ્ખટથી સાદી રહેવા દીધી છે આપણી જુની સંસ્કૃતની પ્રૌઢ શૈલીનો કે આજ યુગમાં પ્રવર્તેલી નર્મદશૈલીનો કે અંગ્રેજી શૈલીનો એને સ્પર્શ લાગ્યો નથી દલપતરામની ગદ્યશૈલી આપણી જુની લોકપુસ્તકમાળા દ્વારા કે સહજ વિકાસ પામીને રા. કરસનદાસની શાળા દ્વારા એજ સાદાઈની હીમાયત કરવા કે અમર રહેવા અર્થે પ્રયત્ન કરે છે. પણ આપણા જ્ઞાનપ્રદેશ અને ભાવનાપ્રદેશનો વિસ્તાર થતા એ પ્રયત્નો આપોઆપ અનુચિત થતા આપણે જોઈએ છીએ.

આ નર્મદયુગમાંજ આપણા દેશમાં અને સાહિત્યમાં અંગ્રેજી સાહિત્ય અને સંસ્કૃતિનું જોસભેર આક્રમણ થાય છે. આ આક્રમણના વિદ્યુતતેજથી આપણો દેશ અને સ્વદેશીઓ અંજાય છે આપણું સ્વત્વ શકની ટેવાએ ડીમવા લાગ્યું છે. પરિણામે આપણું ઘણું આપણે ગુમાવી બેઠા.

* 'ગુજરાતી'ના ૧૯૭૭ના દીવાળી અંકમાંથી
† રા. અંબાલાલ જાનીકૃત હસ્તલિખિત પુસ્તકોની નામાવલિમાંથી પૃષ્ઠ ૭૪

આપણે જીવનપ્રવાહ કેવી રીતે ફેરવવો, આપણા સાહિત્યમાં શું છે અને શું નથીઃ એ સર્વના પાઠ આપણે પશ્ચિમ પાસેથીજ લેવા શરુ કર્યા. આપણા પ્રાચીન સાહિત્યોની ઘણીએક રમણીયતાઓ અને સત્યોથી દૂર રહી આપણે આ દૃષ્ટિએ અવળી દિશાએ દોરાયા છીએ. આપણાં પુરાતત્ત્વોના ઉદ્ધારકો આ સત્યો આપણને હવે સાચી રીતે સમજાવશે એમ આશા રહે છે.

ગુજરાતમાં અંગ્રેજી સાહિત્ય આ યુગમાં એના સંસ્કારો રોપવા લાગ્યું. ગુજરાતનું નવજીવન તીવ્ર જ્ઞાનતૃષાથી તલસી રહ્યું હતું. એમાં નવીન જ્ઞાનમંદિરો, પુસ્તકો, અને વાચનમાલાઓ ઉભરાવા લાગ્યાં. માસિકો, ભાષાંતરો અને સભાઓએ જન્મ લીધા. મંડલો, પ્રવાસો અને વિદેશગમનોએ નવજીવન શરુ કર્યાં. જીવનમાં, શિક્ષણમાં, આદર્શોમાં, સાહિત્યપ્રદેશમાં અને સર્વમાં આમ પશ્ચિમના આદર્શોની ભરતી ચઢી. નિદ્રિત અને મુગું બનેલું ગુજરાત જાગ્યું. એને નવી વાચા ફુટી.

સુરતના એક અઢાર વર્ષના યુવકની ભરયુવાને આ યુગનાં બલોએ ચગડોળે ચઢાવી. પોતાના અને પરદેશના નવસંસ્કારોથી હૃદયને હલમલાવી આ યુવકે ગુજરાતને નવચેતનાનો શંખધ્વનિ સંભળાવ્યો. આપણા સાહિત્યના નવયુગની મધ્યમૂર્તિ આ નર્મદજ આપણા ગદ્યનો અધિષ્ઠાતા બન્યો. પશ્ચિમના એડીસન અને સ્ટીલની કંઇક અને બીજાઓની પ્રેરણાથી એ ગદ્ય લખવા પ્રેરાયો. ભરતીએ ચઢેલા મહાસાગરની ઘોષણાથી એણે ગુજરાતના નવગદ્યની શાલા અને શૈલી સ્થાપી. ૧૯૦૭ માં "મંડલી મળવાથી થતા લાભ" એ વિષય ઉપર ભાષણ આપતો આપણે એને જોઇએ છીએ. ગુજરાતને નવી ફુટેલી વાચાને એણે નવીન મરોડ આપ્યો. ગુજરાતના લોકની વ્યક્તિગત વિશિષ્ટ શૈલીના એણે ભારે અને સફળ આરંભપ્રયત્નો કર્યા.

અંગ્રેજી ગદ્યનું સાહિત્ય આ વખત પહેલાં ફુલ્યુફાલ્યું હતું. એડીસનની સરલ, વિનોદી અને ગોલ્ડસ્મીથની સરલ, સુઘડ અને કુમળી શૈલીઓ આપણે ત્યાં ઉમંગથી વંચાવા લાગી. અંગ્રેજી સાહિત્યના પ્રતાપી યુગો નવીન ગુજરાતના યુવકોને મંત્રવશ કરી પશ્ચિમના વાતાવરણમાં ઉપાડી ગયા. મેકોલે, મીલ, ડીકવંસી, કાર્લાઇલ, આદિ અતિસમર્થ ગદ્યલેખકોની શૈલીનાં એમને જ્ઞાન થયાં. એમનાથી જીરવાયું તેટલું અપરમાતાનું આ ધાવણ એમણે જીરવ્યું. એનાં અમૃત કે વિષ થઇ વાણી કે વમનદ્વારા એ આપણા સાહિત્યમાં આવી થોડેઘણે અંશે ભળ્યાં. નર્મદની ગદ્યશૈલી આમ ઉપર કહ્યું તેમ એડીસન ને સ્ટીલથી પ્રેરિત બની. એની શૈલીના નીચેના ત્રણ નમુના જોઇશું તો પહેલામાં ગુજરાત અને ગુજરાતીઓની સ્થિતિનું સરલ વર્ણન છે. બીજામાં પારીસનું ભાવાત્મક ચિત્ર છે. ત્રીજામાં મંદ દીસતા સુધારકોની અવસ્થાનું તીવ્ર ભાન કરાવવામાં આવ્યું છે. એણે આમ ગુજરાતની વાણીને નવીન, જીવંત અને વિવિધતાભર ગદ્યસ્વરૂપ આપ્યું.

(૧) આપણા લોકમાં સાધારણ પક્ષનું શરીરબળ, સાધારણ પક્ષનું બુદ્ધિબળ ને સાધારણ સદ્‌ગુણ છે ને તેથી ગુજરાતીઓ કાંતિમંત નથી પણ નિસ્તેજ છે. ત્યારે શું કરવું? ગુજરાત ભૂમિના જુદા જુદા વર્ગના લોકે–પહાડી પ્રદેશના રજપુત, ભીલ, કોળી, એઓએ તથા રસાળ પ્રદેશના બ્રાહ્મણ, વાણીઆ, કણબી એઓએ અને પારસી, મુસલમાન એઓએ સહુએ પ્રત્યેકે અને સમૂહમાં ઉલ્લાસ તથા આગ્રહથી ખંત સાથે ઉદ્યમ કરવા કે જેથી આપણે ઉચાં યશ સુખ વહેલાં

પ્રવેશ કરીએ અને આપણી ગુજરાત, જયશિખર, સિદ્ધરાજ ને અહમદ બેગડાના વખતમાં જેમ સારી હતી તેમ માત્ર નહીં પણ જુદી જ રીતે હીંદુસ્તાનના એક મોટા કૌવતવાળા સુંદર અંગ રૂપે જગતમાં કાંતિમાન અને કીર્તિમાન થઈ શકે પ્રભુ આશા પુરી પાડે' (નર્મગદ્યમાંની ગુજરાતીઓની સ્થિતિ, સં. ૧૯૨૫.)

(૨) "પારિસ રંગીલો રાજકુંવર—પ્રેમી ને વિલાસી હતો ને મનસ્વી રણયોધ્ધો હતો, પણ સંપૂર્ણ બાણ મારનો. તે સ્ત્રી અને વિલાસવિષયમાં નિડર ને સાહસિક હતો. મોટા ભાઈએ ઠપકો આપ્યો તે માન્ય કર્યો. પણ બોલ્યો કે દેવી વીનસે આપેલી પ્રસાદીની નિંદા ન કરવી. માગી મળતી નથી એને વસ્તુનીતિનો વિચારજ નહીં તેનો દોષ શું આવશે? કોમળ ખૂબસુરતીને કોમળ ખૂબસુરતી મળી; બળતા લોક મોહિત થઈ રહ્યા ન થી હેલ્ને બાકમાં નાહાનને વધારે નાહાન કર્યો પારિસે સ્ત્રીવિલાસ કર્યો, રણવિલાસ કર્યો, એકિ લિઝને માર્યો ને પછી પેલે રાક્ષસીએ પડયા—રાજ કુંવરે નાશ કર્યું. ફુમતો સુઘડ પ્રેમી વિલાસમાં મસ્ત હાથ દેખી હાસનો પણ દેવનમાં રાચનો' (નર્મદકૃત ઇલીઅડનો સાર સં. ૧૯૨૬)

(૩) એકવાર આપણે વિચાર એકદમ જ્ઞાતિભેદ તોડી નાખવાનો હતો ને તેને માટે તૈયારી પર આવી રહ્યા હતા, એક વાર આપણે પુનર્વિવાહના ચાલ ચલાવવાને આતુર થઈ જઈ તે અર્થે ઉદ્યોગ કરતા હતા, એકવાર આપણે વલ્લભમતને તોડી પાડવાને ખાડાઓને ખડકતા હતા, એકવાર આપણે નવું મંદિર કાઢવાની તૈયારી કરતા હતા, એક વાર આપણે સર્વોપયોગી વિષયો ઉપર સુંદર ભાષણો કરતા હતા, ને વર્તમાનપત્રોમાં છપાતા હતા એક વાર આપણે મોટું માગી પૈસા મેળવવાનું બાંધા દેવા ફિકરાતા હતા!" (મદદીસતા સુધારકોને લેખ, નર્મગદ્ય.)

નર્મદશૈલીના આ નમુના પરથી આપણે જોઈએ છીએ કે એના યુગનો નવોત્સાહ એમાં આવ્યો છે. નવીન અંગ્રેજી–ફૈક એડીસન અને બીજાની-શૈલી એણે સ્વીકારી છે. આ શૈલીના વિવિધ અંગોમાં એ ગુજરાતી, સંસ્કૃત ઉપરાંત બીજા શબ્દો આવ્યા તેમ દાખલ કરતો ગયો છે એના શબ્દોની ગુંથણીમાં રસદષ્ટિનો વિવેક છે. વાક્યાવલિઓમાં શબ્દોના સ્થાન, ઔચિત્ય અને અર્થ વાહકતાની દષ્ટિએ આપવામાં આવ્યા છે. એના ટુંકા, લાંબા, તુલનાભર્યાં કે વિશ્લેષભર્યાં વાક્યો એની શૈલીને આકર્ષક કરે છે નમિક ગુજરાતી લખનાની અલંકારવિધિ એણે આડી આડી અને કલાથી ધારણ કરી છે. મારવાડી મહિલાને અંગે લોકપ્રિય સિધ્ધિલા અલંકારોનો એને અનુભવો છે. આલંકારિક ભાષાના વિવિધ સ્વરૂપોનીએ ઓળખ થોડીથોડી એ આપતો રહે છ નર્મદના સ્વભાવ અને ગુણ જેવી એની શૈલી છે અને પોતાના વ્યક્તિત્વને એણે શૈલીમાં સારી રીતે ઉતાર્યું છે. જોઈએ તેવા સરલ, સંક્ષિપ્ત, મધુર કે સ્પષ્ટ એ થઈ શકે છે

જગતની વિવિધ સ્વભાવધારી પ્રજાઓને પોતપોતાની લાક્ષણિક શૈલીઓ ગમે છે. એકની શૈલી એના જેવી બીજાનું હૃદયરંજન ન કરે ગુજરાતીઓની સ્વભાવવૃત્તિ, એમના સંસ્કારો, એમના ઉપર અસર કરવાની શૈલીના પ્રકાર, એમની સ્થિતિઓ અને એમાંથી સૂચવાતા એમના ભાવિઓના દર્શન એ સૌ એમને રોચક કેમ થાય એ આપણા ગદ્યકારની ધ્યાનબહાર રહ્યું નથી આરંભના છતાં નર્મદ શૈલીના આટલા ગુણો જેવા તેવા નથી. એ શૈલીનું સ્થાન ગુજરાતી ગદ્યશૈલીઓમાં સ્વારંભનું તોએ માનવંતુ રહેવાનું.

નર્મદશૈલીની શાલાના અનુયાયીઓને આપણે આ અરસામાં આપણા સાહિત્યના આકાશમાં એમની મધ્યમાં વિરાજેલી મૂર્તિની આસપાસ ધીમાધીમા અને આછાઆછા ચળકતા જોઈએ

છીએ. એ અનુયાયીઓમાંના કોઈમાં એ મધ્યમૂર્તિનાં ગૌરવ કે તેજ નથી. દલપતરામની (૧૮૭૬ થી ૧૯૫૪) ગદ્યશૈલી વીશે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા. મુખ્યતઃ પદ્યસાહિત્યની ખેડ ચાલુ રાખી 'બુદ્ધિપ્રકાશ'માં, 'જ્ઞાતિનિબંધ'માં (૧૯૦૮), 'સંપલક્ષ્મી-સંવાદ' કે 'મિથ્યાભિમાન નાટક'માં એમના ગદ્યનો વિકાસ આપણે જોઈએ છીએ. એમની સાદી શૈલીએ અભણ આમવર્ગની ઠીક સેવા ઉઠાવી છે. પણ ઉપર કહી ગયા તેમ સર્વતોમુખ ગદ્યના વિકાસ આગળ એમનું અને એમની શૈલીનું ગદ્ય નિઃસત્ત્વ લેખાવા લાગે એ સ્વાભાવિક છે.

દલપતરામ પછી મહીપતરામ રૂપરામ નીલકંઠ (૧૮૮૫-૧૯૪૭), કરસનદાસ મુલજી (૧૮૮૮-૧૯૨૭), નંદશંકર તુલજાશંકર મહેતા (૧૮૯૧-૧૯૬૧), નવલરામ લક્ષ્મીરામ (૧૮૯૨-૧૯૪૪), રણછોડભાઈ ઉદયરામ (૧૮૯૩-૧૯૭૯), ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ (૧૯૧૩-૧૯૬૮), ઝવેરીલાલ ઉમીઆશંકર યાજ્ઞિક તથા રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાઃએ આ સંપ્રદાયના ગદ્યલેખકો છે.

મહીપતરામ અને કરસનદાસે ઈંગ્લંડનો પ્રવાસ કરી આપણા ગદ્યમાં પ્રવાસનું ગદ્ય શરુ કર્યું છે મહીપતરામની વાર્તાઓ અને બીજા ગદ્યલેખો સાધારણ પ્રતિના છે. આ અરસામાં સં. ૧૯૦૪ માં અમદાવાદમાં 'ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી' સ્થપાય છે અને અનેકવિધ સાહિત્યપ્રયોગો બેશક ભાષાંતરો અને સ્વતંત્ર ગ્રન્થયોથી આપણા સાહિત્યમાં ઉમેરો થવા માંડે છે. 'બુદ્ધિપ્રકાશ' આ અરસામાં જન્મ્યું છે. સં. ૧૯૦૭ માં મુંબઈની 'બુદ્ધિવર્ધક સભા'નું કરસનદાસ મુલજી જોડાયા. એમના 'મ[illegible]'ની શરૂઆત સં. [illegible]માં થઈ. આપણા ગદ્યસાહિત્યની આ રીતે અભિવૃદ્ધિ થતી ગઈ.

નંદશંકરકૃત 'કરણઘેલો' આ યુગની નોંધવા જોગ ગદ્યકૃતિ ગણી શકાય. પ્રેમાનંદનાં આખ્યાનો અને શામળની વાર્તાઓ પછીના નિર્માલ્ય વાર્તાસાહિત્યથી પોષાતી આપણી લોકરુચિને 'કરણઘેલો'એ સફળતાથી આકર્ષી છે.

નવલકથાઓ ગદ્યવિકાસના કાર્યમાં સંગીન સાહાય્ય આપે છે. એનાં પાત્રાલેખનો, મનુષ્યસ્વભાવનાં ભાવવાહી ચિત્રો અને સૃષ્ટિશોભાનાં મનોહર વર્ણનો ગદ્યના અંગને કુમળી કુમાશ અને કલ્પનાઓના રંગોથી રસભર્યું બનાવે છે. નંદશંકરનું સૃષ્ટિવર્ણન અવલોકીએ:

ચોતરફ ઉંચા ઉંચા પહાડો હતા. અને તેઓ સૂર્યોદય તથા સૂર્યાસ્ત થતી વખતે એવા તો મનોહર લાગતા કે તે જોવાને જેટલો શ્રમ તથા પૈસા ખરચ કરીએ તેટલો સઘળો વળી જાય. તેઓના ઉપર પુષ્કળ ઝાડી હતી અને સાગ, આંબા વગેરે ઝાડો નાટકશાળાની બેઠકની પેઠે એક ઉપર એક ઉગેલાં હતાં તે જોઈને આંખને આનંદ તથા સંતોષ ઉપજતો હતો. (કરણઘેલો સં. ૧૯૨૩)

નર્મદના ગદ્ય સાથે આ ગદ્યને સરખાવો. આની સરલ વર્ણનશૈલીએ કરેલું પ્રકૃતિનું વર્ણન આલ્હાદજનક લાગે છે. પણ નંદશંકર કરતાં વિશેષ સમર્થ ગદ્યલેખક આ સૌંદર્ય સાથે જુદી રીતે સંલગ્ન થાત. એના પ્રકૃતિજન્ય આનંદને એ શ્રમ કે પૈસાનાં કાટલાંથી માપ તોળત નહી. પણ નંદશંકરની ગદ્યશૈલી એ નર્મદયુગની એક સાદી વનભૂમિ છે. નવલકથાથી ખેડાયેલા વધુ વિકસિત ગદ્યસામર્થ્યનાં દર્શન કરવાની ગુજરાતને હજી વાર હતી.

જેવો કરી દીધો છે! ('સરસ્વતીચંદ્ર' ભાગ ૪, ૧૯૫૭.)

વિદ્યાચતુરની આ મોટી મનોવ્યથાને ગોવર્ધનરામે સબળ રીતે પ્રૌઢ, સરલ અને મધુર શૈલીમાં આલેખી છે. લેખક એની વિષયવસ્તુ સાથે એકરસ થઇ ગયો છે. એનું સમર્થ ચિત્ર એણે વાચક સમક્ષ ખડું કર્યું છે.

પ્રિય વાંચનાર! નર્મદની જીવનકથા લખનારની આ જીવનકથા ટ્રાગાઇ અને થઈ પણ રહી. નવલરામ કોઇ રાજા ન હતા, એમણે કે રણક્ષેત્રમાં યુદ્ધ નથી કર્યું, શાસ્ત્રના શોધ નથી કર્યા, ગ્રંથકારરૂપે યુરોપ-પ્રસિદ્ધિ નથી મેળવી, લક્ષાધિપતિ ન હતા. (નવલગ્રંથાવલિની પ્રસ્તાવના, ૧૯૪૭).

ગોવર્ધનશૈલીનો આ બીજો નમુનો છે. એ એમની સાદી છતાં વેગવાન અને સબલ શૈલી છે. એમની શૈલીએ ગુજરાતી ગદ્યને અવનવીન અને વિવિધ પ્રકારો આપ્યા છે. સમર્થ ગદ્યકારની એમનામાં ગુણવિશેષતાઓ આવી છે. એમની શૈલીમાં ગૌરવ છે. એમાં બર્ક જેવા અંગ્રેજી એકલમાર્ગી સમર્થ ગદ્યકારના અંશો છે. છતાં એજ લેખકની ન્યૂનતાઓ એમાં છે. બર્કમાં વિવિધતા રહેતી નથી. કોમલતા ઉડી જાય છે. કુમાશને બદલે કર્કશતા પ્રવેશે છે. ગોવર્ધનરામ બાણની યાદી કોઇકોઇ સ્થલે વીસરાવી શકતા નથી. અલંકારોનો એ ખીચડો કરી દે છે. શુષ્ક અપ્પાની માફક એ ડખા કરે છે. ઘડાની ગુજરાતી લેખનશૈલીના દોષોથી એ સમર્થ લેખક પણ મુક્ત રહી શક્યો નથી. એમનામાં ગુજરાતી ભાષાના મધુર સંગીતની ખામી છે. સંક્ષિપ્તતા કે સ્પષ્ટાર્થતાનો એ ઘણીઘણી વાર ભોગ આપી દે છે. "ટયુડર રાજાઓને બજે મેગ્ના કાર્ટાવાળા બેરનો ભૂમિ ભેગા થઇ ગયા હતા" જેવા તસ્જુમીઆ પ્રયોગોથી એમની શૈલીની શુદ્ધતાને એ દૂષિત કર્યા વગર રહી શકતા નથી. પણ આપણી ગદ્યશૈલીના વિકાસક્રમમાં ગોવર્ધનરામનું નામ ગૌરવવંતુ રહ્યું છે. એમની શૈલીનાં એમનાં અવસાન પછીનાં થોડાંક વર્ષ સુધી અનુકરણો થયાં છે. પણ એના લાભાલાભ આપણને છેક પ્રત્યક્ષ હોવાથી વધું વિવેચન માગી લેતા નથી.

આપણા ગદ્યસાહિત્યના આ મધ્યકાલીન યુગમાં ગોવર્ધનરામની સાથેસાથેજ કેટલાક ગદ્યલેખકમંડળના પ્રતાપી તારાઓએ તપવા માંડયું. હતું. એમાંના હજી કેટલાક વિદ્યમાન છે, અને એમની અખંડ ઝગઝગતી જ્યોતિઓ દ્વારા સાહિત્યના ક્ષેત્રની ચોકી કર્યે જાય છે. મણિલાલ નભુભાઇ દ્વિવેદી (૧૯૧૪-૧૯૫૪), બાળાશંકર ઉલ્લાસરામ કંથારીઆ (૧૯૧૪-૧૯૫૪), રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ (જન્મ ૧૯૧૫), રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ (જન્મ ૧૯૧૫), મણિશંકર રત્નજી ભટ્ટ (૧૯૨૪-૧૯૭૫), રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ (જન્મ ૧૯૨૪), કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી (જન્મ ૧૯૨૪), (કલાપી ૧૯૩૦-૧૯૫૬), રા. ઉત્તમલાલ ત્રિવેદી, રા. બલવંતરાય ઠાકોર.

આપણા નવીન સાહિત્યાકાશની આ મણિમાલામાંથી આપણે પ્રથમ મણિલાલ દ્વિવેદીથી શરુઆત કરીશું. નર્મદના વિકાસક્રમની સંસ્કૃત બીજી આવૃત્તિ જેવી મણિલાલની સમર્થ વ્યક્તિએ ગુજરાતનાં પ્રાચીન અને અર્વાચીન સાહિત્યસંસ્કારો ને સંસ્કૃતિની ભારે હીમાયત તેમ સતત સેવા કરી છે. આ સમર્થ નરની ગણના મહાન્ ગુજરાતીઓમાં

માત્ર નહીં પણ જગતના ચિંતકો સાથે નિર્વિવાદ રીતે કરવામાં આવી છે. આપણાના સંસ્કારો ને સાહિત્યાદર્શો એની રગેરગમાં રમતા હતા. છતાં પાશ્ચાત્ય સંસ્કારો અને સાહિત્યાદર્શોના સૌંદર્યનો એ સરખે ભાગે પુજારી હતો. સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યે એ અગ્ર કાર્યાર્થીની પ્રકૃતિઓનો સતત લાભ એના અવસાન સુધી લીધો છે 'સુદર્શન ગદ્યાવલિ' નો દળદાર ગદ્યસમૂહ એની ગદ્યકાર તરીકેની કીર્તિને અક્ષત રાખવા પૂરતો છે એના સંસ્કૃતના ને અંગ્રેજીનાં આપાતોએ, એની સાહિત્યના લગભગ પ્રત્યેક અંગની સ્વતંત્ર સેવાઓએ એની સાહિત્યવિષયક ઉચ્ચ શક્તિઓને સબળ રીતે પ્રગટ કરી છે. વિવિધ સાહિત્ય, વિદ્યા અને શાસ્ત્રોની એના હાથે થએલી અભિવૃદ્ધિને લીધે કોઇ એક વિષયના માપનથી એની મહત્તાનું માપ લઇ શકાય નહીં

ગોવર્ધનરામ કરતા બે વર્ષ નાના છતા મણિલાલે ગોવર્ધનરામની પહેલાં બીજી સાહિત્યપ્રવૃત્તિઓ સાથે આપણા ગદ્યને ખીલવવા માંડ્યુ હતુ. ૧૮૭૭ એમનુ 'કાન્તા' નાટક છપાયું. ૧૮૮૨ ને વર્ષે એમની 'નારીપ્રતિષ્ઠા' અને 'પ્રિયંવદા' જન્મ પામ્યા 'પ્રિયંવદા' પાંચ વર્ષની થઇ ૧૮૮૫ મા 'સુદર્શન' નામ ધારણ કરે છે. ગુજરાતનો નર્મદ પછીનો નીતરેલો, ઝળકશાળી અને ઉન્નત ગદ્યપ્રવાહનો માનસ પ્રવાહ મણિલાલની સાહિત્યપ્રવૃત્તિઓને ઉભરાવી નાખે છે. ૧૮૮૭ નું આપણા ગુજરાતી સાહિત્યનુ ઐતિહાસિક વર્ષ મણિલાલ, ગોવર્ધનરામ અને રા. નરસિંહરાવની ઉચ્ચ કોટિની સાહિત્યકૃતિઓને રેલાવતું આ ત્રણ સમર્થ લેખકો ના સૂક્ષ્મ ગદ્યપદ્યનું ત્રિવેણીસંગમ તીર્થ રચે છે. મણિલાલની સૂક્ષ્મ અને ઊંડી [illegible] રસજ્ઞતાનુ ગાન નર્મદે અને નવલે પણ મુક્તકંઠે કર્યું છે. નર્મદયુગના બીજા લેખકોએ એને ઉંચી પંક્તિના લેખક તરીકે માન આપ્યું છે; એટલુંજ નહીં પણ એને ઇર્ષ્યાપાત્ર ગણતા છતાં એની પ્રશંસા કરતા સમકાલીનો એની અવગણના કરી શક્યા નથી.

મણિલાલે ક્રમશઃ વિકાસ પામતા આપણા ગદ્યને સરલ, સંક્ષિપ્ત, સ્પષ્ટાર્થ, મધુર અને પ્રસન્ન કર્યું છે. એની શૈલીએ નવીન ગૌરવ અને વિશિષ્ટતા ધારણ કર્યાં છે. આડંબર વિનાની એ કોઇ ઉચ્ચ ગિરિશૃંગથી ઉતરી આવતી દેવગંગા સમી એના પ્રભાવથી આપણને નમ્ર બનાવી દે છે. ઇતિહાસના સમર્થ અભ્યાસકની વિશાલ દૃષ્ટિથી, સંસ્કૃતના સમર્થ અધ્યાપકના અનુગુણ સાહિત્યના સતત સેવા, પરિશીલન અને અવગાહનથી, વિશાલ અંગ્રેજી સાહિત્યની વિવિધ રસસમૃદ્ધિઓના અને શૈલીપ્રકારોના સુપરિચયથી એની શૈલી સાહિત્યના રસાકાશની સુરગંગા જેવી શોભી રહે છે. એની શૈલીના લેખણીઓએ ગુજરાતમાં તે સમયે સ્પર્ધા કરનારી શૈલીઓને વેગ આપ્યો છે 'ગુજરાતના લેખકો' એ નામની એની લેખમાળાએ ગુજરાતના તે કાલના લેખકોને સ્તબ્ધ કરી મુક્યા હતા. એણે વ્યવહાર, ઉદ્ધત, વિવેચક, પ્રાચીન અને યથાર્થ એવા પાંચ વર્ગ પાડી એમની શૈલીના ગુણદોષોને અવલોક્યા છે. મણિલાલની શૈલી એની વિચારશ્રેણીને મચાવી થઇ રહે છે. એના ઉપયોગ કરનારોની પાત્રાપાત્રતાનો ભેદ ભુલી શકતી નથી. ગુજરાતીના વિકાસક્રમમાં ખીલતી શૈલીઓની એ આગાહી કરે છે

(૧) નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ, સ્વાતંત્ર્યનો માર્ગ છે; પ્રાચીનતા, આલસ્ય, સ્થિરતા, જડતા, પારતંત્ર્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દૃષ્ટિથી જોઇએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી. ઉભયે પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે અને આવશ્યક છે. વિશ્વનો નિર્વાહજ તેમના યોગ વિના થાય નહીં. યોગક્ષેત્રમાં નવીનતા અને પ્રાચીનતા બે અંગ છે. ('નવીન અને પ્રાચીન', ૧૯૫૩.)

(૨) રંગ છે કવિ! ધીરજ એવુંજ નામ, ક્હ્યું પણ એવુંજ નામ કે વિલાયતથી આવી જ્ઞાતિબહાર થયેલ રા. મહીપતરામ સાથે પણ ભોજન કરી પોતાનો સિદ્ધાંત ખરો કરી બતાવ્યો; પોતાના આશ્રયમાં આવી રહેલી વિધવાઓને પોતેજ સંગ્રહી પોતાને માથે મેઃ। દાવાનલ ખેંચી લેતાં પણ આંચકો ન ખાધો! ધન્ય છે રા. કરસનદાસને પણ કે વિલાયત જવા હામ કરી, અને ધન્યવાદ હો એ સર્વ મંડલને કે તેને તથા કવિને અતુલ સાહાય્ય કરવામાં બાકી ન રાખી! ('સુધરો', ૧૯૪૨).

(૩) ધન્ય છે આર્યપત્ની! આત્મા અન્ય સ્થલે બાંધ્યો છે, ચીરાઇને મરી જાય છે, પણ દેહના પતિથી ક્ષણ પણ દૂર થતી નથી. પણ પ્રેમ! પ્રેમ! એને કોણ અટકાવે? ભલે મન વેગળું જાય, પણ શરીર હાથમાં હોય ત્યાં સુધી મન કુદીને પાછુંજ પડે. પતિવ્રત! મન, કર્મ, વાણી સર્વથી, દેહથી, એકબુદ્ધિ, એકનિષ્ઠા તે પતિવ્રત, છતાં માનસિક વ્યભિચારમાં કુમુદ તને નાંખી છે: તું કર્તાએ આરંભે જણાવેલા પોતાની વાર્તાના તંત્રીરૂપ અનિચ્છા પ્રારબ્ધની પુતળી છે! તારે ન પરણવું સારું હતું, પરણતા પહેલાં મરી જવું સારું હતું, આપઘાત કરવો સુલભ ને શ્રેય હતો, પણ માનસિક વ્રતભંગ કલંકરૂપ છે, તારી કીર્તિને ઝાંખ લગાડે છે. ('સરસ્વતીચંદ્ર ભાગ ૧નું અવલોકન', ૧૯૪૩.)

(૪) જડવાદ—અદ્વૈત ચૈતન્યવાદ! હવે તમારી ટીસાબ પતવો, તમારી લડાઇનો છેડો લાવો. પ્રેમ, પ્રેમ ને પ્રેમ એજ આચારમાત્રનું રહસ્ય છે. ધર્મની પરાકાષ્ઠા છે. જીવન્મુક્તિ છે. પ્રેમ તેજ બ્રહ્મ, તેજ અદ્વૈત, તેજ સર્વ, તેજ મોક્ષ. ('સિદ્ધાંતસાર', ૧૯૪૫).

ઉપલા ચાર નમુનાઓમાં મણિલાલની શૈલીનાં વિવિધ લક્ષણો સ્પષ્ટ થાય છે. સંસ્કૃત કે અંગ્રેજીમાંથી કરેલાં ભાષાંતરોની એમની શૈલી એમના વ્યક્તિત્વથી નોખી પડી આવે છે. ગોવર્ધનરામ કરતાં મણિલાલનું ગદ્ય ઉંચી કોટિનું કહેવાય. શિષ્ટતાની શોખીન એ શિષ્ટતાના ઉપાસકો માટે ઉંચા પ્રદેશોમાં ઉડતી જાય છે. આમવર્ગોને ઘણીવાર એના સામું જોઇ રહેવું પડે છે. પણ આમવર્ગની ગતિ જ્યાં સંભવિત નથી ત્યાં એ જાય ત્યાં શૈલીવિધાયકનો દોષ કઢાવો નહીં જોઇએ.

બાલ્યાવસ્થાથી મણિલાલના ગાઢ સ્નેહસંબંધમાં રહીને બાલાશંકર કંથારીઆએ પણ સંગીન ગદ્યસેવા કરી છે. એમનાં સંસ્કૃતનાં ને ફારસી ઇતિહાસાદિનાં ભાષાંતરોએ તે તે ભાષાઓની વિવિધ મીઠાશો ગુજરાતીમાં આણી છે. ગુજરાતી શૈલીમાં ફારસી માધુર્ય રેડનાર આ લેખકે 'ભારતીભૂષણ' (૧૯૪૫), અને 'ઇતિહાસમાલા' (૧૯૫૨)દ્વારા ગદ્યની સેવા કરી છે. દલપતરામને ગુરુપદ કૈંક અંશે આપનાર એમની શૈલી સરલતા તરફ ઢળતી લાગે છે.

પણ મણિલાલની સાથેજ રા. નરસિંહરાવે અત્યાર સુધી આપણા ગદ્યની જે સેવા કરી છે તે તો સ્વતંત્ર અને સબળ છે. એમનો ભાષાશાસ્ત્રનો જોડણી વીશે નિબંધ ૧૯૪૪ માં લખાયો છે. 'કુસુમમાળા' (૧૯૪૨) ની ટીકા પણ મણિલાલની એવી ટીકાઓ જેવીજ સંગીન અને જોમદાર શૈલી રજુ કરે છે. પ્રેમાનંદના

નામે ચરેલાં નાટકોના નાસ્તિક પક્ષમાં મહાસમર્થ વકીલાત કરતી ગદ્યશૈલીનો અનુપમ લેખ રા. નરસિંહરાવે સમયે સમયે પ્રસિદ્ધ કર્યો છે. એમાં એમના સમર્થ ગદ્યના આપણને ન ભુલાય એવા પરિચય થાય છે. એમણે કલ્પનાત્મક 'સાહિત્ય નહીં જેવું લખ્યું છે હાસ્યમાં થોડો ચંચૂપ્રવેશ કરી એમણે ગંભીર અમેરિકન હાસ્યશૈલી આપણને આપી છે. જગન્નાથ શાસ્ત્રીનાં ને નવલરામનાં શબ્દવ્યુત્પત્તિ-શાસ્ત્રોને એમણે મારાં ખેસા છે

રા. નરસિંહરાવની ગદ્યશૈલી શુદ્ધ, સચોટ, સંપૂર્ણ અને વિવિધતામય છે. એમના ગદ્યના ઉકાળો પારદર્શક છે એમાં રહેલા વર્ષોના અભ્યાસે માહિતજ્ઞાનનું એ ઊંડું ભાન કરાવે છે. એમના ગદ્યની રેખા અને કલા હજી એ રેખાતી અને ખીલતી જાય છે. 'ગુજરાત' માં હાલ પ્રસિદ્ધ થતું એમનું 'સ્મરણમુકુર' એમના આલક્ષિક ગદ્યનું મધ્ય વિકાસસ્વરૂપ વ્યક્ત કરે છે. મણિલાલ અને રા. નરસિંહરાવ બંનેના ગદ્યમાં સંસ્કૃત અને અંગ્રેજી બંને શૈલીઓ ગુજરાતીરૂપે અવતાર લે છે. રા. નરસિંહરાવે અંગ્રેજી સાહિત્યસૌંદર્ય અને શૈલીની છાયાઓ ઘણી મનોહર રીતે ગુજરાતી-માં ઉતારી છે. ભાષાની શુદ્ધિ અને સંસ્કારો માટે એમના સત્યાગ્રહ સર્વને સુવિદિત છે. ભાષા અને સાહિત્યના રસમય અને જ્ઞાનમય અંગોને એ સમર્થતાથી ખીલવી શકે છે. એમને અમરતા અર્પે એવી કલા કે શૈલી એ ગુંથી શકે છે. દ્રૌપદી જેવી આર્યતા અને તેજસ્વિતા એમની શૈલીની કહેવાય.

(૧) હવે ઘણુંવાર પડદો પડે છે. પાછો ઊપડે છે તે સાથે ચાંદ્રની નર્મદાના ઘાટ ઉપર બાવા એક ઉભાની છબી પ્રગટ થાય છે. સફેદ દાઢી પાઘડી ઝભ્ભો પહેરેલા, ફૂલમાળાઓના શૃંગારથી શોભિત, રસિક કવિ દયારામને કોણ નથી ઓળખે? જુઓ, હાથમાં તંબૂરો લીધો; અને તે સાથે સંગીત અને કવિતાની દેવીઓની મૂર્તિઓ ચિત્રપટ ઉપર પ્રગટ થઇ. બંને જણીઓ લલિત લટકાથી પોતાની નાજુક દેહલતા હલકાવતી, જાણે રમવાને ગોરી સાંવરી હોય એમ જણાય છે. તેમનાં અતીવ સુઘટ અને સુંવાળી આંખોનાં ભર્યાં નવીન દૃષ્ટિથી દીપે છે અને સૌંદર્યની વૃષ્ટિ વરસાવે છે ('વસંત', માઘ ૧૯૭૩, એલ્ફિન્સ્ટન કૉલેજ ગુજરાતી મંડળની સ્થાપના સમયે મંગળાચરણ)

(૨) ઉપર એટલું અંતઃકરણપૂર્વક કહું છું કે આ નાટક વાંચીને મારી અપ્રશ્ન યોગ્ય પ્રમાણોથી ખોટી કરશે તો મારા જેટલો આનંદ બીજા કોઈને નહીં થાય. કેમકે અર્વાચીન તેમજ પ્રાચીન ગુર્જર સાહિત્ય તથા ગુર્જરભાષા તરફની ભક્તિમાં હું કોઈને નમતું આપું તેમ નથી। કવિ પ્રેમાનંદનાં નાટકો, ત્રીજી સાહિત્યપરિષદના અહેવાલમાંથી, ૧ ૬૫)

(૩) નવલરામની સાથે સાક્ષાત્ સંપર્કમાં હું આવ્યાનું સ્મરણ નથી હુરતી ને હુરતો જોઈ, જાણી, પૂજેલા દેવના સ્વરૂપ જેટલું અંગત સંબંધના સ્પર્શ વડે ના ઓળખેલા, એ પંડિત, કવિ, વિવેચક, ચિંતક મારે મન મારી દુનીઆની બહાર સંક્રમણ કરનાર વ્યોમચારી મેઘ જેવા હતા. ('સ્મરણમુકુર', 'ગુજરાત' પુ ૨ અંક ૫).

રા. નરસિંહરાવની શૈલીના પરિપાકના આ ત્રણ નમુના છે. એમાં એમનો અંતરાત્મા વ્યાપક રીતે ઉતરી આવ્યો છે. એમનો ગદ્યપ્રવાહ એમના કવિતાપ્રવાહ કરતાં વિશેષ વિશાળ પટમાં ઉછળી રહ્યો છે ગંભીર કે રસિક કૃતિઓના એક વિરલ શૈલીસ્વામી તરીકે એમના તરફ આકર્ષાવું પડે છે. મણિલાલ પેઠે વ્યવહારના બોજા સંસારી પ્રદેશો ત્યાગી એ શાસ્ત્ર અને કલાના ઉદ્યાનમાં વિહારો કરે છે.

સાહિત્યની દેવીને એ એમના 'દિવ્ય' જેવા માનીતા વિશેષણથી અલગ થવા દેતા નથી.

રા. કેશવલાલ ધ્રુવે તો એમના નગદ અને વિવિધ રસસામગ્રીભર્યા ગદ્યનો આસ્વાદ સંસ્કૃત નાટકોનાં રસરૂપ ભાષાંતરો દ્વારા આપણને કરાવ્યો છે. પુરાતત્ત્વોના શોખને લીધે સંસ્કૃત સાહિત્યની લખલુટ રસસમૃદ્ધિની ઘડાતી ગુજરાતીને દેહવેલી આપવા જતાં એમણે ઝાઝા સ્વતંત્ર ગદ્યલેખો નથી લખ્યા. સાહિત્યપરિષદના પ્રમુખ તરીકેનું ભાષણ, 'પ્રેમાનંદ', પુરાતત્ત્વો ઉકેલી લખેલા કેટલાક સમર્થ લેખો અને ભાષાશાસ્ત્ર ઉપરના વિરલ નિબંધોઃ આ સર્વ સારા ગદ્યના અંગેઅંગના પરિણામસુંદર વિકાસ બતાવી આપે છે. એમની ગદ્યશૈલી જુનાનવા સાહિત્યસંસ્કાર પામેલી ઠરેલ પ્રૌઢ છે. સાહિત્યનાં વિવિધ અને રસભર શાસ્ત્રોમાં એ ગુંથાઇ રહે છે. એકજ દૃષ્ટાંતથી આપણે સંતોષ લઇશું:

વાસવદત્તાએ વત્સરાજ પાસેથી વાદ્યકલા તો પૂર્ણપણે પ્રાપ્ત કરી, પણ સાટામાં તે હૈયું ખોઈ બેઠી. એમાં એનો કૈં વાંક ન હતો. મહાસેન જાણતોજ હતો કે એ બે એકબીજાને જોશે તેની સાથેજ પ્રેમના પાશમાં પડશે. તારેતાર મિલાવી, સુરેસુર મિલાવી, આંખેઆંખ મિલાવી, રસિક જોડુ નિર્દોષ વિનોદમાં કાલનિર્ગમન કરતું હતું. એ સહવાસમાં તેમના શ્વાસોચ્છ્વાસ ઘેરાઈ જીવેજીવ મળી ગયા. ('પ્રધાનની પ્રતિજ્ઞા'ના ઉપોદ્ઘાતમાંથી. ૧૯૭૮).

સ્વ. મણિશંકર આ પછી ગદ્યની ભૂમિ ઉપર દેખા દે છે. એક જીવનચરિતકાર તરીકે, 'શિક્ષણશાસ્ત્ર' જેવા શાસ્ત્રીય ઉંડા લેખના લેખક તરીકે, કેટલીક વાતો, કેટલાંક નાટક અને કેટલાક સંવાદોના લેખક તરીકે એમનું ગદ્ય મણિલાલની 'યથાર્થ' શૈલીના ઉપાસકોમાં એમને માનપૂર્વક બેસાડે છે. એમની કાવ્યશૈલીનું અનુપમ માધુર્ય અને રસિક દેહછટા ગદ્યને પણ ઓર મધુર અને છટાદાર બનાવે છે. 'સિદ્ધાંતસાર'નું અવલોકન કરતું એમનું પત્રસાહિત્ય, કલાપી આદિના નૂતન કાવ્યસાહિત્યની ચર્ચા કરતું એમનું નિબંધાત્મક રસિક અને વેગવંતું ગદ્ય આપણી શૈલીની નવીનવી વિવિધતાઓનો વિકાસ સાધતું જાય છે. એમની શૈલી ટુંકી, વેગભરી છે ને હૈયામાં ઉંડી ઉતરી જઇ મોહિની પેઠે મોહવશ કરી શકે છે.

બંધુઓ, આપ જુઓ છો કે સૌંદર્યવર્ણનમાં આપણા નવીન કવિની કલા કઈં નવીન અને રમણીય ચમત્કારો આપણને બતાવી શકે છે; પણ હૃદયભાવના પ્રદર્શનમાં કવિની વાણી સરલ અને પ્રબોધક હોય છતાં આત્માને સ્પર્શે તેવી પ્રલયવાહી હજી સુધી બની શકી નથી. તરલતા, ગતિશક્તિ, મુક્તિની અને પ્રભુની પ્રીતિ એ મોટા ગુણો એ કવિહૃદયમાં છે. ('આપણું નવીન કાવ્યસાહિત્ય' પહેલી સાહિત્યપરિષદ, ૧૯૬૧)

આ અને બીજી જુદી જુદી હરીઆળીભરી ગદ્યવાટિકા મણિશંકરની છે.

રમણભાઇનો સાહિત્યવારસો એમના પિતાનો છે તે કરતાં વિશેષ નર્મદશાલાના નવલરામ તરફનો છે, નવલરામની રસિક, સુઘડ અને માર્મિક શૈલીને એમણે અપનાવીને ઠીક વિલસાવી છે. સાહિત્યના વિવેચનનું અંગ આ રસિક વિવેચકને હાથે વિસ્તાર અને શાસ્ત્રીય સ્વરૂપ પામે છે. તેમણે 'કવિતા અને સાહિત્ય' ઉપરાંત 'જ્ઞાનસુધા' (સ્થાપના ૧૯૪૨)ના સંગ્રહોથી આપણને જબરું વિવેચનસાહિત્ય આપ્યું છે. મણિલાલના તાતા પ્રહારો ઝીલીને પાવરધી બનેલી રમણભાઇની શક્તિઓ સુધારાના સામાજિક સાહિત્યમાં પણ શતધારે પ્રગટી ઉઠે છે.

આડંબરભર્યા આચારવિચારની ખોટી મરજાદ અને વિચારશૈલીના ઉપાસકો આ હાસ્યરસિકના હૃદયમાં સ્થાયી સ્થાન પામી 'ભદ્રંભદ્ર' અને બીજા છુટક હાસ્યલેખોમાં મનોહર રીતે ઉતરી ગયા છે.

પણ સ્વ. રમણભાઈના સાહિત્યપ્રદેશો સંકુચિત નથી. ભાષાની શાસ્ત્રીય ચર્ચાઓમાં એ વકીલની સાથે છતાં ભાષાશાસ્ત્રીની વાક્છટા અને મર્મજ્ઞતાથી રસપૂર્વક શાસ્ત્રીય દૃષ્ટિઓ ગોઠવે છે. ભવાઈના સાહિત્યમાંથી 'રાઈનો પર્વત' (૧૯૭૦) જેવું સમર્થ નાટક આપણને ઉપજાવી આપે છે. હજીએ આ રસિક મકરંદ પોતાનો મધુર ગુંજારવ આપણા સાહિત્યક્ષેત્રમાં કોઈ કોઈ વાર સંભળાવી જાય છે.

હવે આપણે એમની હાસ્યરસની શૈલી જોઈએ:

આ વાવાઝોડું ચરોતર ઉપર ફરી વળ્યું તે ચરોતરની નાટકના પ્રદેશ ઉપર પણ ગર્વિલા કેટલાક વાગેલા જણાય છે. અમદાવાદમાં 'નામ' (નવમી) 'હસ્ત', વગેરે બોલાતા થોડા શબ્દોચ્ચાર આ વાતની સાક્ષી પુરે છે. આ વાવાઝોડું ક્યારે ચઢ્યું, કઈ દિશામાં આવ્યું, અને ભવિષ્યમાં કઈ દિશામાંથી એવું વાવાઝોડું આવતાં આ ખસી ગયેલી માત્રાઓ પાછી પોતાને મૂળ ઠેકાણે ગોઠવાઈ જશે તે સવાલ છે કે કેમ, એ તપાસ ઇતિહાસકારો કરશે એવી આશા છે (વાવાઝોડાથી ખસી ગયેલી માત્રાઓ)

પૂર્વપશ્ચિમના મિલનકાળના સંસ્કાર પામી ગુર્જર સાહિત્યના આ ગદ્યલેખકોના ભેગા સ્વ. ડૉક્ટર હરિલાલ ધ્રુવ, રા. બળવંતરાય ઠાકોર અને રા. કૃષ્ણલાલ ઝવેરીનાં નામ ભૂલવાં ન જોઈએ. હરિલાલનો યુરોપ પ્રવાસ ગુજરાતી ભાષાશાસ્ત્રને ઘણોજ લાભકારી થયો છે. ડો. ટેમીરી જેવું નિષ્કલ પૌર્વાત્ય ભાષાઓના મૂળ અને વિકાસસ્વરૂપ જોવા આકર્ષ્યું એમાં પ્રેરણા હરિલાલનીજ. 'ચંદ્ર' માસિકના એ તંત્રીની ગદ્યસાહિત્યની સેવા નોંધવા જેવી છે. રા. ઠાકોરના ગદ્યનો પ્રૌઢ ઘોષ હજી અખંડિત પડ્યા કરે છે. એમના ગદ્યનું પૂર ઘણું છે. ભાષાંતરોથી માંડી એમણે ગુજરાતની રસપત્રાવલિમાં ઘણીઘણી વાનગીઓ પીરસ્યા કરી છે. કોઈકોઈ વાર એ ગરિષ્ઠ ભોજન જેવી થઈ પડે છે. રા. કૃષ્ણલાલ ફારસીના વિદ્વાન છે અને બંગાળીના સારા જાણીતા છે. બંગાળીના એમના અનુવાદ એમના ગદ્યનો ખ્યાલ આપે છે. ફારસીના ગદ્યનો ઇતિહાસ આપી શકે એવામાંના એ એક છે. એમના ગદ્યનો ખાસ પ્રભાવ પડી શક્યો નથી.

મધ્યમ યુગના ગદ્યના વિકાસનું અવલોકન કરતાં બે વિશિષ્ટ વ્યક્તિઓનો ઉલ્લેખ કર્યા વગર ચાલે એમ નથી. કલાપી (૧૯૩૦–૧૯૫૬) અને રા. આનંદશંકર ધ્રુવ (જન્મ ૧૯૨૫). કલાપી આપણા પદ્યસાહિત્યમાં અમરતા મૂકી છવ્વીસ વર્ષ જેટલી નાની વયે દેવ થઈ ગયા. છતાં એમનો ગદ્યસાહિત્યમાં આપેલો ફાળો અવગણનાપાત્ર નથી. જો કે એમનું ગદ્યસાહિત્ય આપણા હાથમાં આવવા પામ્યું છે તેમાં એ લેખકની વિરલ શક્તિ અને વ્યક્તિસ્વતંત્રતા જુદી પડ્યા વગર નથી રહેતી. ટૂંકાટૂંકા અને સુઘટિત વાક્યોવાળી કલાપીની ગદ્યશૈલીની મનોહરતા હજીયે મનોહર થતી મટી નથી. પ્રવાસસાહિત્યનું એમનું સૃષ્ટિવર્ણન કેવું ચિત્તાકર્ષક છે!

જેલમ મૈયાએ સમાન ઓછો કર્યો? અરે! તેણે એક માતાની માફક શ્રીનગરમાં અને શ્રીનગરથી કોહાલા સુધી અમારી સંભાળ લીધી, તેના ખોળામાં અમને રમાડ્યા, તેના પયથી અમારું પોષણ કર્યું, હાલરડાં ગાઈ અમને આનંદ આપ્યો, ઘુઘરા વગાડી

દીઠવ્યા, નવીનવી વસ્તુઓ દૃષ્ટિ આગળ ધરી તૃપ્ત કીધા, આખરે સીતાની માફક પૃથ્વીમાં સમાઈ ગઇ, તેના પ્રથમના ઇરાદા પ્રમાણે બલિરાજા પાસે ચાલી ગઇ, વજ્ર જેવા, આ સ્વર્ગના પાષાણોને ફાડી લોપ થઇ ગઇ, પર્વતોને આડા ધરી સંતાઇ ગઇ, કોણ જાણે ક્યાંય દૃષ્ટિમર્યાદા બહાર દોડી ગઇ; હવે તેનાં ફરી દર્શન ક્યારે થશે! તેના વિના ઘાડ, સુંદર રમણીય વિશાલ અને નવપલ્લવ વૃક્ષો અને વેલી પણ શૂન્ય દીસવા લાગ્યાં, તેના વિના મોટીમોટી ખીણો સૂની ભાસવા લાગી, તેના વિના મહાન પર્વતો અને બરફથી ઢંકાયલાં શિખરો પણ અલંકારવિહીન દેખાવા લાગ્યાં. જેલમ માતા ગઇ; ગઇજ! ('કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન'. ૧૯૪૭).

આ યુગના ઘણાક સાહિત્યકારો કલાપીના મિત્ર બન્યા હતા. છતાં મુખ્યતઃ મણિલાલ અને મણિશંકરની સાચી પ્રેરણાઓએ કલાપીના સંસ્કારોને વિકસાવવામાં કે નિયમવામાં સંગીન મદદ કરી છે. સંવાદોમાંથી કલાપી મણિશંકર જેવી ગદ્યસૃષ્ટિનો સ્રષ્ટા બની શકે છે. એની 'માલા અને મુદ્રિકા'ની વાર્તામાં અંગ્રેજીનો અનુવાદ છતાં એ સ્વતંત્ર જેવી વાર્તા એની પ્રિય શૈલીમાં ગુંથે છે. એમાંથી એક ગદ્યખંડ લઇએઃ

કાન્ત જરા તપી ગયો. તેણે કહ્યું, "સાહેબ, ભાવના જીવનમાં સહુથી ઉપર છે, અને બધા વ્યવહારની કાર્યબુદ્ધિમાં પ્રથમ છે. વ્યવહાર મરેલાંની રાખ પર આરસની દેરી ચણાવી આપે, પરંતુ પ્રિયજનના રાખ પર હૃદયનું અશ્રુ અને એક નિર્મલ શ્વેત પુષ્પ અર્પનાર ભાવનાની પાસે તેની શી વિસાત છે? ભાવનાને એ પથ્થરની શી પરવા છે? હું કહું છું તે તેને તમારે કહેવુંજ જોઇએ; નહીં તો જે કાંઇ માઠું પરિણામ આવે તેનો બોજો તમારે શિર છે. ... ... ...

કલાપીની ગદ્યશૈલી આમ એની પદ્યશૈલી જેવી સંક્ષિપ્ત અને સોંસરી હૃદયમાં ઉતરી જાય એવી છે. મણિલાલની શિષ્ટતાને શિષ્ટતામાંથી નીચી ઉતાર્યા વગર એમાં કલાપી સરળતા આણી શકે છે. 'કાંત'ની શૈલી માફક એ મધુર શૈલી બની શકે છે.

રા. આનંદશંકર જબરા વાચક, આદર્શ અભ્યાસક અને ઉચ્ચ કોટિના શિક્ષક છે. પોતાના આ પ્રિય વિષયોને કોઇકોઇ ધન્ય ઘડીઓમાં બાજુએ મુકી એમણે સાહિત્ય–લેખન થોડુંથોડું કર્યા કર્યું છે. પણ એ થોડાથોડામાં એમની શક્તિઓનાં સાચાં દર્શન સ્પષ્ટ દેખાઇ આવે છે. એમના લેખો બધા ગદ્યનાજ છે. એમણેજ માત્ર એમના યુગના સહકારમંડળીમાંથી કાવ્યની વીણાને વગાડી સાંભળી નથી. પણ કાવ્યની ધીમીધીમી મધુરીમધુરી વીણા જેવી એમની શૈલી ઘણી વાર કાવ્ય જેટલી કુમળી અને મીઠી લાગે છે. એમના લેખો જગતના સાહિત્યની વિશાલતાની સીમાઓના પરિચય દાખવે છે. એમની શૈલીનું એક દૃષ્ટાંત લઇશુંઃ

મણિલાલના નામ સાથે ગુજરાતના છેલ્લા વીસ વર્ષનો આન્તર ઇતિહાસ અનેક રીતે જોડાયલો છે; એમણે પોતાના ટુંકા પણ કાર્યથી ભરપુર જીવનમાં ગુજરાતને એક નવીન કવિતાની દિશા ઉઘાડી આપી છે, ગુજરાતી ગદ્યમાં અસાધારણ બલ, ગૌરવ, અર્થગાંભીર્ય અને રચનાની ખૂબી દાખલ કરી છે અને ધર્મ અને સાંસારિક સુધારાની બાબતમાં ઘણા આત્માઓને મુંઝવણમાંથી તાર્યા છે. ('સુદર્શનના આદ્ય દ્રષ્ટા અને પ્રવર્તક રા. રા. મણિલાલ નભુભાઇ' એ નામના લેખમાંથી, ૧૯૬૦).

રા. આનંદશંકરના ગદ્યની વિશેષ વિવિધતાઓ 'વસંતગદ્યાવલિ' જેવા કે બીજાં સ્થલોના લેખસંગ્રહમાંથી મળશે. એમની શૈલીનો સામાન્ય ઝોક પ્રૌઢતા તરફ છે. એ શૈલીનું સ્થાન મણિલાલ અને રા. નરસિંહરાવની કેંક વચ્ચે આવી શકે.

રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીને હાથે થએલી મહાસેવાઓ ધ્યાન બહાર રહેવી જોઇએ નહીં 'સમાલોચક', 'વસંત' અને ટિળકના 'ગીતારહસ્ય'માં એમનું ગદ્ય એની સંગીનતા દાખવતું માલુમ પડશે

આપણાં મધ્યકાલીન યુગના ગદ્યવિકાસનું અવલોકન અહીં પુરું થાય છે આ યુગે આદ્ય યુગના ગદ્યમાં ઘણુંક નવીન અને સંગીન ઉમેરણ કર્યું. અંગ્રેજી, સંસ્કૃત, ફારસી સાહિત્યને એણે ગુજરાતીમાં ભેગા કર્યા એની વિવિધતાઓના ફાલને નવપુષ્પિત કર્યાં ધર્મ, ગૃહ, સાહિત્ય અને રાષ્ટ્રના પ્રદેશોમાં એમના ગદ્યસાહિત્યે ઓમઓર વિકસવા માંડ્યું એ સાહિત્યના જુદાજુદા ગદ્યના ઝરાઓએ સામસામા કે એક દિશાએ દોડી, એકરૂપ થઇ, ગુજરાતી ગદ્યના દેહસ્વરૂપની નર્મદયુગે દોરેલી રેખાઓને સ્પષ્ટ કરી આપી એને એના જુદા દેહસંસ્કારો આ યુગને હાથે આપ્યા. એને અલંકારવિધિના ઉપચાર થયા. એનામાં વ્યક્તિત્વ અને સ્વાતંત્ર્યની ભાવનાઓ પ્રગટી અને સૌંદર્ય વ્યક્ત કરનારી શૈલીઓની ભાષાઓ રચાઇ. લેખકો લેખ સાથે એકરસ એકરૂપ થઇ ગયા. વાચકોને એમાં એમણે રમણીય કર્યા અને થોડે કે ઘણે અંશે જગતના સાહિત્યના ઉંચી પ્રતિના ગદ્યની સાથે ગુજરાતી ગદ્યને સરખામણીમાં ઉભા રહેવા જેવું થઇ શક્યું એક જુદી વ્યક્તિ તરીકે સ્થાન મેળવવા જેવું થયું. નર્મદયુગ પછીની આશરે ત્રીસ વર્ષની આ પેઢીનું પરિણામ આમ ગુજરાતી સાહિત્ય માટે જેવુંતેવું કહેવાય નહીં.

### વર્તમાન યુગ:
### (સંવત્ ૧૯૭૦ થી આજ)

વિક્રમના વીસમા સૈકાના લગભગ આરંભથી આપણા ગદ્યનો વિકાસક્રમ આરંભાયો છે આદ્ય અને મધ્યમ અવસ્થાઓ એણે પુરી કરી છે. જીવનને સંસ્કારતાં ભૂતકાલની ભાવના સજીવન રાખવા સાથે ભવ્ય ભાવિનાં ઘડનારાં આપણાં સાહિત્યો અને કલાઓ, અન્યના સાહિત્ય અને કલાઓ, આપણને હલમલાવી રહ્યા છે આપણા સાહિત્યમાં વિશિષ્ટ કૃતિઓ રચવા માટે ઉત્કૃષ્ટ પ્રેરણાઓ આપણને અવસર અને યોજનાઓ આપતી જાય છે. પોતાની પ્રાચીન સંસ્કૃતિના બળે એક વાર ફરી ઉભું થતું આર્યાવર્ત આત્મજ્ઞાનથી પોતાને ઓળખવા લાગ્યું છે. આપણા સાહિત્યના ઉત્કર્ષનો સૂર્ય પણ ફરી તપવા માંડ્યો છે કાવ્યનો યુગોદય નવીન કવિ હશે તેને પ્રેરણા પામ્યા વગર રહેશે નહીં. ગદ્યનો વિશેષ કલાવિધાયક ગદ્યકૃતિઓની સૃષ્ટિ રચવા માગશે તો તેને માટે પણ પુરી અને નીતનીરાળી પ્રેરણાઓથી વાતાવરણ ભર્યું છે

આજે ગુજરાતમાં રાષ્ટ્રતા સાથે ધર્મ, સાહિત્ય અને ગૃહની ભાવનાઓએ પોતપોતાની વિશિષ્ટતાઓ ખીલવવાનું શરૂ કર્યું છે. આ ભાવનાઓની નિર્મલતાઓના જલ એમની પારદર્શકતાઓ બતાવી રહ્યાં છે. રાષ્ટ્રીય જીવનની આદર્શભૂતતાની સિદ્ધિઓ અર્થે આત્મભોગ અર્પતી વ્યક્તિઓ જ્યાં તૈયાર થઇ ગઇ છે ત્યાં કાલે નર્મદનું કર્યું કરવાને અને સાહિત્યનો ઉત્કર્ષ સાધવાને કોઇ આત્મભોગ અર્પવા તૈયાર થશેજ. સાહિત્યને માટે આમ મંગલપ્રભાત ઉગ્યું છે. વૈતાલિક જેવા આપણા નવ નવીનયુગના સાહિત્યકારો વર્ષોથી પ્રોત્સાહનગીતો ગાઇ રહ્યા છે. ગુજરાતનો વર્તમાન યુગ આ ગીત સાંભળી રહ્યો છે.

આપણા નવીન સાહિત્યના મંદિરોના, એમની શૈલીઓના—મણિલાલ—નર્મદાશંકરે

પાયા નાંખ્યા. મધ્યમ યુગની ત્રિમૂર્તિ જેવા ગોવર્ધનરામ, મણિલાલ અને નરસિંહરાવે એ મંદિરો પુરાં ઉતાર્યાં. ઉચ્ચી રસવૃત્તિથી એ મંદિરોનું શૃંગારવિધિનું કાર્ય આપણા વર્તમાન યુગવાસીઓને માથે આવ્યું છે. પોતાની શક્તિ અને સામગ્રીના પ્રમાણમાં તેઓ પણ સાક્ષરતાના કે અમરતાના સ્તંભો દેશકાલના ક્ષેત્રોમાં રોપતા જશે.

નવીનતર પદ્યશૈલીના પિતા કવિ નાનાલાલે મધ્યયુગના કેટલાક સાહિત્યકારો સાથેજ આપણા વર્તમાન યુગનો પડદો ઉપાડ્યો છે. એમના ગદ્યના મોલથી ભરપુર ખેતરો ઘણાં અને વિવિધતાભર્યાં છે. એમની નવીનતર પદ્યશૈલીના પદ્યને સારા ગદ્ય તરીકે કેટલાક વિવેચકોએ વધાવ્યું છે. એમાંનો એક નમુનો લઇએ:–

દુનીઆના ઇતિહાસની વિધાતા:
સંસારશાસ્ત્રના પ્રયોગોની પાઠશાલા.
ફિલસુફીની પાઠશાલા: ધર્મનું મંદિર:
દેવોનો પ્રિયતમ વાસ:
નથી અવનીને તલ, સુંદરીઓ!
ભારત સમો બીજો અધ્યાત્મખંડ.
જેવાં તેનાં અદ્વિતીય ગિરિશિખરો છે
પૃથ્વીથી પર અને નભોમંડલની નજીક,
ઉન્નત, ને યુગયુગથી અખંડ યોગધારી,
તેવા છે તેના અદ્વિતીય માનવયુગ્મો.
સૃજન સર્વ સહેતુક છે,
ને હીંદનું સૃજન અહેતુક નથી.
અવનીના આધ્યાત્મિક ઉદ્ધારને અર્થે
જન્માવી છે ભારતમાતા જગન્નાથે,
ને જીવતી રાખી છે હજી.
જીવતી રહેશે, તે જીવશે:
'સત્યમેવ જયતે નાનૃતમ્'—

(ઇંદુકુમાર, ૧૯૬૫.)

કાવ્યશૈલીના દૃષ્ટિબિંદુથી આપણે આ શૈલીના ગુણદોષ નહીં જોઇએ. એક આલંકારિક બલવંતા ગદ્ય તરીકે આપણે એમાં ગદ્યવિકાસની વિશિષ્ટતાના ઘણા અંશો જોઇએ છીએ. પદ્ય અને ગદ્ય વચ્ચે રમતી આ નવીન શૈલીરૂપ બાલિકા આવું મધુરું છતાં કેવું સ્વચ્છંદી ગાય છે? પણ વિશિષ્ટતાના આ યુગમાં એને પણ એની રીતે વિકાસક્રમ માટે સ્થાન હોવું જોઇએ.

રા. નાનાલાલે શુદ્ધ ગદ્ય પણ આપણને ઘણું આપ્યું છે. 'ઉષા' અને 'ચિત્રદર્શનો'માંનો કેટલોક ભાગ એમનું સામર્થ્યવાન્ ગદ્ય છે.

વડોદરાથી ઇશાનમાં અઢારેક ગાઉ ઉપર પાવાગઢ–પવનગઢનો ગિરિદુર્ગ છે. આકાશના વાદળિયા ચંદરવા નીચે ઉભેલા એ એકાકી ખડકને દિશદિશામાંથી આવીને પવનની ઉર્મિમાલા અથડાય છે: ગિરિશૃંગ તેમને સર્વને સત્કારતું નિજસમાધિનિમગ્ન તે ઉછળતી તરંગમાલાઓ વચ્ચે અડગ ને અડોલ વિરાજે છે. ('ચિત્રદર્શનો': શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ વીશેના લેખમાંથી).

ત્યાં તો નવવર્ષાનાં નીરથી સીંચાયેલી પુષ્પપ્રફુલ્લિત ફુલવાડી હતી. ગગનના તારલિયા જગતમાં વેરાયલા હોય તેવાં ફુલરોપે ફુલ ઉભરાતાં. પૃથ્વીના હૈયાના રસની ધારાઓ ઉછળતી હોય તેવી ફુવારાની જલધારાઓ ઉછળતી. શરદનાં સ્વચ્છ જલ સમાં ઉષાની આંખડલીનાં તેજ એ અંધારી રાત્રિએ પુણ્યનિર્મલ પ્રકાશતાં, ને શરદની ચંદ્રિકા સમાં અમૃતઉજ્જ્વલ ઉઘડતાં. ('ઉષા', ૧૯૭૪.)

અંતરના કે બહારના અલંકારો તજી નૈસર્ગિક સૌંદર્યવતી આ યુગના ગદ્યકારોની શૈલી જ્યાં થતી જાય છે ત્યાં રા. કવિની આ શૈલીને અલંકાર આઘા કરવા નથી ગમતા. છતાં આ શૈલીમાં નવીનતા જેટલોજ

આપણા પ્રાચીન સાહિત્યનો ઉત્કૃષ્ટ રસાસ્વાદ છે. એમાં ક્લિષ્ટતા અને કર્કશતા આવી જાય છે. પુનરુક્તિના ભારે દોષો પણ એ કર્યે જાય છે. શબ્દોનાં સ્વરૂપો, વ્યાકરણ અને ભાષાની શુદ્ધિઓનાં અક્ષમ્ય ઉલ્લંઘન કરે છે લાંબાલાંબા સમાસસમૂહો કે દંડી ને બાણની યાદી તાજી કરતી ગુજરાતી વાક્યાવલિઓ એમની શૈલીની મધુરતાના સંગીતસુરોને બેસુર કરે છે. યુરોપના શુદ્ધ અને વિવિધ ગદ્યકારોના સંમિશ્રણોથી નવીન શૈલીની સૃષ્ટિ ઉપજાવી શકે એવી સ્વરૂપ રસદૃષ્ટિ અને પ્રતિભા રા. કવિની છે. પણ વિશ્વામિત્ર જેવી સ્વતંત્ર અને નવીન સૃષ્ટિ રચી શકે તેવા આપણા વર્તમાન કાળના કવિ-સ્રષ્ટાને એની સૃષ્ટિ જાતેજ રચવા સ્વતંત્ર રાખવા એ યોગ્ય છે

વર્તમાન યુગની ગદ્યલેખનની પ્રવૃત્તિઓ અનેકવિધ છે. દૈનિક પત્રોનું, સાપ્તાહિકોનું અને એવું બીજું પ્રકીર્ણ ગદ્ય આપણા નગરોનાં મુદ્રાલયો જાહેર જાય છે ગર્દૂની અને રાજ્યપક્ષની ચકમે ચઢેલી વાણી રોજરોજ ગદ્યમાં છપાઈ ઘડાતી જાય છે ઉપરાંત માસિકોનાં સાહિત્યમા પણ હાલ પદ્ય કરતા ગદ્ય વધુ આવતું જાય છે પ્રાંતપ્રાંતના સુંદર સાહિત્યો ઉપરાંત પરદેશીય સાહિત્યનીએ એમાં આપને થાય છે. ગદ્યના વિકાસ અને શૈલીના કલેવર આ રીતે ઘડાતાં જાય છે. નવીન લેખકો આ ક્ષેત્રોમા આદર્શોના ભર્યા ઝંપલાવે છે તેથી આમા ભાષા, સાહિત્ય અને શૈલીના ખરાબોદા યોગ ઉભરાય છે.

આ પછી ગ્રંથકારના પવિત્ર નામને યોગ્ય લેખકો તરફ આપણે વળીશું તો એમનાં પૂર પણ આ પાનને ભાંગી નાંખશે. એમાંથી સારા તરવૈયાઓ ગ્રંથો વીણવા પડશે. એમની સંખ્યા જુજ માલમ પડશે

વર્તમાનયુગના ગદ્યલેખકોમા સ્વ. રણછોડરામ વાવાભાઈ મહેતા (૧૮૩૯—૧૯૦૩) ને ગણવા જોઈએ. એમની ગદ્યકૃતિઓ ટુંકી વાર્તાઓમા, અવલોકનોમાં અને કેટલાક નિબંધોમા સમાઈ જાય છે. એમના ગદ્યમાં ખાસ વિશેષતા નથી વિગતોના એ સારા, ખતીલા અને રસિક સમજદાર હતા એ વસ્તુઓને એમણે સારા વાંચનના સંસ્કારોથી ઘડેલી શૈલીમા સરલતાથી આલેખી છે. નવલરામના કે તેમના પછીના મણિલાલ ને રમણભાઈના વિવેચનસાહિત્યને એમણે જે જે અવલોકનો લખ્યા છે તેથી વધુ સમૃદ્ધ કર્યું હોય એમ લાગતું નથી એમના નિબંધો એમના અભ્યાસની ઉંડાઈ બતાવે છે.

વિધુને સમજાવી ઘેર રાખવા કન્યાની પત્ની નિરાશ થાય છે શત્રુમેળા કુટુંબમા પિતા વૃદ્ધ ને ગરીબ હોવાથી તેનુ કામ મઝા મારવાનું અને ઘરનો મોભો જાળવવાનુ રહેતુ. જ્યેષ્ઠ પુત્ર યુવરાજ-પદે હોવાથી મફતનુ ખાઈ મસ્તીએ સૂતો અને પિતા પણ હુકમ કેમ ચલાવવો તે શીખતો. (સ્વ. રણછોડરામકૃત લોકગીત ગીતોના નિબંધમાંથી)

૨૭. ભોગીંદ્રરાવ દીવેટીઆ આપણા સારા ગદ્યલેખકોમાના એક હતા. સરલતા એમના લખાણનો મુખ્ય ગુણ છે. તેમા પ્રથમ પંક્તિનુ સામર્થ્ય નથી. તેમની વાર્તાઓના વિષય બહુ સામાન્ય હતા એટલે તેમની શૈલી સત્ત્વશાલિતા ભાગ્યેજ સાધી શકે છે. આમ છતાં, એ શિષ્ટતા અને ગૌરવની અમુક કક્ષા હમેશાં સાચવી રહે છે.

૨૮. ચંદ્રશંકર પંડ્યા (જન્મ ૧૮૮૦)નું ગદ્ય આ યુગની સફળ ઉત્પત્તિ ગણાય મધ્યમ યુગના સાહિત્યકારોના સતત પરિશીલનથી

તેમ પૂર્વપશ્ચિમના સાહિત્ય સાથેના સ્નેહ-સંપર્કથી એમની લેખનવૃત્તિને જબરો વેગ મળ્યો છે. એમનાં કેટલાંક સમર્થ અવલોકનો, 'સમાલોચક'ના તંત્રીપદેથી લખેલા કેટલાક પ્રવાહમય વિવિધ વિષયો તેમજ અન્ય છુટા-છવાયા લેખો એમની ગદ્ય ઉપરની પ્રભુતાનું ભાન કરાવે છે. એમનું કેટલુંક 'વિવેચન એમની શૈલીને ખાતર લખાયલી શૈલીના નમુના તરીકે યાદગાર રહે એવું છે. એમની સ્વતંત્ર કલ્પનાત્મક કૃતિઓ નહીં જેવી છે. એમાંની ગદ્યશૈલી જોઇએ:

મંજુલાએ પોતાનીજ હોંસથી રંગોળી પુરી ધુપ સળગાવી મધુકરની બેઠક આગળ મનોહર શોભા કરી હતી. જેમજેમ વાનીઓ ખાતો ગયો તેમતેમ એક કરતાં એક ચઢીઆતી લાગી. મધુકરના આનંદની પરિસીમા ન રહી. તે કૃતકૃત્યતાની વૃત્તિ અનુભવવા લાગ્યો. તેણે અત્યંત પ્રસન્ન થઇ કહ્યું: "મંજુલા! મારાં અંતઃકરણપૂર્વક અભિનંદન.' જે ખંડ મંજુલાને હમેશાં સમરાંગણ જેવો લાગતો તે આજે સ્વર્ગ સમાન લાગ્યો. મધુકરે પૂછ્યું: "મંજુલા! આ તે વહાલ કે વ્યવસ્થા?" ઉત્તર મળ્યો: "વહાલા! વહાલ ને વ્યવસ્થા બન્ને." ('વહાલ કે વ્યવસ્થાપક'-ની ટુંકી વાર્તા.)

એમની શૈલી સરલ અને આલંકારિક થઇ સફલ બને છે. એમના પદ્યસંસ્કારોનું સ્વાભાવિક માધુર્ય એમાં આવી જાય છે. છતાં એ શૈલીમાં સર્જનશક્તિની ન્યૂનતા છે. દૃષ્ટિબિંદુઓનો એમાં પુરો નિર્ણય નથી. વિચારોના પ્રમાણમાં એમાં કલ્પનાઓ નથી. એમનું વ્યક્તિત્વ એ અસ્પૃષ્ટ રાખી શકતા નથી. નડીઆદશાળાની પ્રૌઢતાના કેટલાક વર્જ્ય સંસ્કારોને એ દૂર રાખી શકે તો એમની શૈલી વિશેષ સફલ અને સ્વતંત્ર બને એવી છે.

આ પછી રા. મોહનલાલ દવેની ગદ્યશૈલી ખાસ ધ્યાન ખેંચે છે. તે હવે અદશ્ય થઇ લાગે છે. એમાં શક્તિનાં બીજ છે. એ સરલતા અને સૌંદર્યવૃત્તિથી વિવિધતાઓ ધરી શકે છે. રસનો પ્રચંડ ઓઘ ઝીલવા એ સમર્થ બની શકે છે. સ્વાભાવિકતા એના અંગને સુંદર બનાવે છે. એ મનોહર સૃષ્ટિઓ ઉભી કરી શકે છે.

રા. દવેની વિવેચનશૈલી પણ ઉંચા ગુણોવાળી છે. એક દૃષ્ટાંત બસ થશે:

હોમર અને વાલ્મીકિ જેવા, કાલિદાસ અને ભવભૂતિ જેવા સમર્થ કવિઓ સાંપ્રતકાળમાં કોઇ થયા નથી, અને કદી થશે તો ક્યારે થશે એ કલ્પી શકાતું નથી. એ મહાન્ કવિઓની કૃતિમાં રહેલી અનેક પ્રકારની અદ્દભુત ખુબીઓ જોતાં આપણા સાહિત્યની હાલની સ્થિતિ વીશે અસંતોષ કોને નહીં થાય? એ અસંતોષ દૂર થવાને હજી અનેક વર્ષોની વાર છે. હાલમાં તો અપ્રાપ્ય વસ્તુને માટે ખોટા ધમપછાડા મારવા છોડીને કવિતા સિવાયનાં પણ ઉપર જણાવેલાં સાહિત્યનાં અનેક અંગોને બલવત્તાં કરવાનો આપણે પ્રયત્ન કરીશું તો તેથી આપણે વધારે સંગીન કામ કરી શકીશું અને વધારે ઉપયોગી સેવા બજાવી શકીશું. ભાષાંતર કરવાથી આપણી આબરુ કમી થવાની નથી કે આપણી સર્ગશક્તિ જતી રહેવાની નથી. ગદ્યમાં લખવાથી આપણી લાગણી ક્ષીણ થવાની નથી કે આપણી કલ્પના નષ્ટ થવાની નથી. જીવનચરિત્રો કે આત્મકથાઓ લખવાથી આપણી સમૃદ્ધિ નાશ પામવાની નથી કે આપણી કીર્તિ કરમાઇ જવાની નથી. સંગીન કૃત્ય એજ જરુરનું છે, અને ઉત્સાહ, ઉમંગ અને ઉદ્યોગ એ એનાં સાધન છે. ('વસંત': 'સાહિત્ય અને તેનાં અંગો', ચૈત્ર ૧૯૬૬).

રા. દવેએ કરેલાં લેન્ડોરના કાલ્પનિક સંવાદોનાં ભાવવાહી ભાષાંતરો આપણા ગદ્યમાં એક સંગીન ઉમેરો કરે છે.

આ પછી રા. કનૈયાલાલ મુનશીનું નામ આપણા ગદ્યસાહિત્યના ઇતિહાસમાં નજરે ચઢે છે. એમની સાહિત્યસેવા ૧૯૬૯ થી શરૂ થાય છે. એમની ટૂંકી વાર્તાઓ આપણાં માસિકોમાં એક વિશિષ્ટ અને નવી કૃતિઓ તરીકે નીરખી પડતી જોવામાં આવે છે. 'મારી કમલા અને બીજી વાતો' એ નામનો એમનો સંગ્રહ આપણી ટૂંકી વાર્તાના સાહિત્યમાં અગત્યનું પ્રકરણ ઉમેરે છે. 'વેરની વસુલાત' (૧૯૭૧), 'પાટણની પ્રભુતા' (૧૯૭૨), 'ગુજરાતનો નાથ' (૧૯૭૩), 'કોનો વાંક!' (૧૯૭૩), 'પૃથિવીવલ્લભ' (૧૯૭૭). આ ગદ્યકૃતિઓએ એમને વર્તમાનયુગના અગ્રેસર નવલકથાકારને પદે મૂક્યા છે.

રા. મુનશીના ગદ્યમાં નવીન જોમ છે. એમની સર્જનશક્તિ ફલવતી છે. એમણે નક્કી કરેલી ભાષાશૈલી એમની વાર્તાના વિષયને સબળ રીતે અનુરૂપ થઇ પડી છે. એમાં વ્યક્તિત્વની જુદી છાપ છે. એ સ્પષ્ટ અને છટાદાર છે. એમાં સરલતા છે છતાં એ ગ્રામ્ય નથી. યોગ્ય શબ્દોમાં જીવંત ચિત્રો ખડાં કરવાની એનામાં સરસ શક્તિ છે 'સરસ્વતીચંદ્ર'ની શૈલી અને આ શૈલી જુદી પડી જાય છે. એક વાતને અનુરૂપ શૈલી પુરેપુરી સાધી નથી; બીજાએ તે સફળતાથી સાધી છે. એક સાહિત્યિક દૃષ્ટાંત લઇએ

અનાદિ કાળના અનુભવી, વૃદ્ધાવસ્થા છતાં દિન દિન નવું બાળપણ ધારતા ભગવાન સૂર્યનારાયણ ચાલ સંભાળી ફરવા લાગ્યા. તેનું મોં લાલચોળ થયું અને ધીમે ધીમે સરતા રથને ખેંચતા ઘોડાઓમાંથી એક ઘોડો ઊભો રહ્યો. આનું રૂપ જોઇ તેના અનુચરો કરવામાં પણ નવા અંકુરો ફૂટ્યા; તેને ચેતનના અનંત સાગરમાં પર તિરસ્કાર આવ્યો. તેને પણ થયું કે કોઇ સ્ત્રીની તેને ફુરસદ હોત તો પૃથ્વી પર અવતાર લઇ આ રમણીની સેવા કરત. ('ગુજરાતનો નાથ': 'ઉષાએ શું જોયું'?)

વાર્તાઓ મૂકી રા. મુનશીનું ગદ્ય જ્યારે નિબંધની શૈલી ધરે છે ત્યારે પણ સામર્થ્ય અને પ્રવાહ એ ઓછું થતું નથી. હાસ્યરસની જમાવટ કરતાં એનાં તીર પાછાં પડતાં નથી. વર્ણનના ચિત્રોના આલેખનમાં એ સજીવ ચિત્રવત્ બની જાય છે, અને વાચકને મુગ્ધ કરી શકે છે. ગદ્યસાહિત્યના વિકાસની ચારે અવસ્થાઓ રા. મુનશીના ગદ્યમાં આ પ્રમાણે જુદેજુદે સ્થળે ક્રમાનુસાર નજરે પડે છે.

એમની શૈલીનાં મૂળ કે બીજ ક્યાં જોવાં? મધ્ય યુગના સમર્થ ગદ્યકારોની શૈલીમાં એ બીજ નથી. એમના ગદ્યના પ્રેરક પ્રભુઓ ગુજરાતી કરતાં અંગ્રેજી વિશેષ હશે? એમના ગદ્યના વ્યક્તિગત વિકાસમાં આરંભે ફૂટતી વાચાના સંબંધમાં હોય છે તેવા બહુ દોષો હતા. એના વિકાસસ્વરૂપમાં એ ઘણાખરા દોષો ખરી ગયા છે. છતાં વ્યાકરણની શુદ્ધતા અને શબ્દોના ઔચિત્યભર્યા ઉપયોગ સંબંધમાં આ શૈલી દોષવિમુક્ત નથી. એમના શબ્દોને ઘણી વાર ગૌરવરહિત સ્થાનિક શબ્દોની દીનતા વડે પોતાનો ભાવનિર્દેશ કરી લેવો પડે છે. પણ વર્તમાન યુગના અને પછીની શૈલીના આ લેખકના ગુણદોષો વિસ્તારથી જોવામાં ઉતાવળ કરવાની જરૂર નથી. તેને માટે આ સ્થાન પણ નથી

રા. મુનશી અને એમના જેવા અન્ય માત્ર શુદ્ધસાહિત્યાત્મક સાહિત્યના ઉપાસકોની શૈલી વિષે આપણે ઉલ્લેખ કરી ગયા હવે વર્તમાનયુગના આપણા ગદ્યસાહિત્યના એક સમર્થ પ્રયોજક અને પ્રચારક અને એમના

મંડલને શોભાપ્રદ એવા ગદ્યલેખકોની શૈલી જોઇ જઇશું.

૧૯૭૦માં મહાત્મા ગાંધીજી હીંદમાં પાછા ફર્યા. હીંદમાં એમણે આપણી રાષ્ટ્રીય અવદશાનાં દીન ચિત્રો જોયાં. સંસ્કૃતિ અને સંસ્કારોને શિખરે એક કાલે વિરાજતી પ્રાચીન પ્રજાના વંશજોને એમણે પોતા સાથે પરરાજ્ય તળેની સ્વભૂમિમાં સડતા જોયા. આપણો રાષ્ટ્રીય સચેત આત્મા મહાત્માના આત્મામાં સંચાર પામી ગયો. દેશકાલની કુદરતને ખોળે રમતી દીન અને મૃત્યુશય્યાએ ઢળેલી પ્રજાના અકળાઇ રહેલા આત્મા સાથે એમનો મહાનુભાવ આત્મા સમભાવ પામ્યો. વિશ્વપ્રેમીનું સ્નેહી હૃદય સ્થિતપ્રજ્ઞનું છતાં ધવાયું. દુખીઆંને સત્યના આર્ત નાદો કરી એમણે જગાડવા માંડ્યાં. કર્તવ્યમુખતાની સિદ્ધિને સાધ્ય કરાવવા સરલ અને વેગીલી, સ્પષ્ટ અને નિર્મલ સત્યની ધારાઓ એમણે ખુલ્લા હૃદયથી વહેવડાવા માંડી. વાચાની દેવીએ એમને અતુલ સહાયતા કરી. એમણે આપણા ગદ્યના સાગરમાં અશ્રુતપૂર્વ મોટી જુવાળ ઉલટાવી.

રા. ઈંદુલાલ યાજ્ઞિક અને એમના મિત્રોના હાથમાં 'નવજીવન'ના માસિકનું તંત્ર હતું. ગાંધીજીને હાથ તે સોંપાયું. સાપ્તાહિક કરતાં પ્રજાના નવજીવન તરફિ આ પત્રે ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાં જોતજોતામાં બલવાન્ અને પુષ્કળ સાહિત્ય ઉપજાવ્યું. ગુજરાતની લાખોની આમવસતિને આ નવજીવને નવરસ ઝીલતી કરી મુકી. હજીએ 'નવજીવન'નાં ગદ્યપૂર પુરજોરમાં મહાત્માજી કારાવાસવાસી થયા છતાં ગાજે છે અને વિસ્તરે છે.

પણ ગાંધીજીનું ગદ્ય માત્ર 'નવજીવન'માં ઉતરી આવું પ્રભાવવંતું થયું નથી. એના આરંભો આફ્રિકામાં ક્યારનાં પહેલાં થઇ ગયા હતા. ગુજરાતના રાષ્ટ્રીય જીવનની નાડી હીંદના માર્મિક ભાગ જેવી ધબકતી હતી. ગાંધીજી એ નાડી જોઇ શક્યા. એમણે 'આત્મામાં સીધાં ઉંડાં ઉતરી જાય' એવાં સત્યો સંભળાવ્યાં. એમની ગદ્યશૈલી એના વિષયને તદાકાર થઇ રહી. એમના ગદ્યમાં એમની અને એમના વાચકોની એકતાનતાનાં તાદૃશ અવસ્થાનાં દર્શન થાય છે.

પણ એ શૈલીમાં વિવિધતાની ખામી દેખાઇ આવે છે. એકજ જાતની એકધારી લઢણ પડી ગયાને લીધે એનો 'એકલસુર' લાંબો વખત થતાં શુષ્ક લાગે છે. પણ તે એમના ઉદ્દેશ અને કાર્યપ્રદેશની એકમાર્ગતાને લીધે છે. આમવર્ગના સંસ્કારને સંબોધન લાયક થવાને એ સરળ, સંક્ષિપ્ત, સીધીસટ, ખળખળ વહેતી દોડે છે. છતાં એના ગૌરવને કૈં ક્ષતિ પહોંચતી નથી. મણિલાલની જામેલી શૈલીનાં એમાં કૈંક લક્ષણો છે પણ તે શૈલી જેવી શિષ્ટતા વગરની છતાં શિષ્ટ રહી એ પોતાનું કાર્ય કુશળતાથી પાર પાડે છે.

ગાંધીજીએ રાષ્ટ્રીય હીંદનાં નવચેતનો જે અંગ્રેજીમાં ઉતર્યે જતાં હતાં તેમને માતૃભાષાઓમાં ઉતાર્યાં. મહાસભાની વાણીને માટે માતૃભાષાનાં વાહનોનો એમણે આગ્રહ કર્યો. વિશેષ ભાગે રાષ્ટ્રીય સાહિત્યના આ યુગમાં આપણી પ્રાંતપ્રાંતની ભાષાઓ અને તેમનાં સાહિત્યો આટલાં બધાં સમૃદ્ધ થતાં લાગે છે તેના વેગનાં મૂલ મહાત્માજીની અનન્ય વ્યક્તિને ઘણે અંશે આભારી છે. ગુજરાતી ભાષા અને સાહિત્યને-ખાસ કરીને આપણા નવયૌવનથી ખીલ્યે જતા ગદ્યસાહિત્યને-આ અતુલ લાભ થયો છે. એકજ નમુનો લઇએ:

માતાના ધાવણની સાથે જે સંસ્કાર મળે છે ને જે મધુર શબ્દો મળે છે તેની અને શાળાની વચ્ચે જે અનુસંધાન હોવું જોઈએ તે પરભાષા મારફતે કેળવણી લેવામાં તૂટે છે તે તોડનારના હેતુ પવિત્ર હો, છતાં તે પ્રજાના દુશ્મન છે. આપણે તેવા શિક્ષણના ભોગ થવામાં માતૃદ્રોહ કરીએ છીએ પરભાષાદ્વારા મળતા શિક્ષણમાં નુકસાન એટલેજ નથી અટક્યું શિક્ષિતવર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે અંતર પડી ગયું છે પ્રજાવર્ગને આપણે નથી ઓળખતા પ્રજા આપણને નથી ઓળખતી. આપણને તો એ સાહેબલોક તરીકે ગણી કાઢે છે; આપણાથી ડરે છે; આપણો અવિશ્વાસ કરે છે જો આ સ્થિતિ લાંબો સમય ચાલે તો શિક્ષિતવર્ગ પ્રજાજનના પ્રતિનિધિ નથી એવો કોઈ કર્ઝનનો આરોપ ખરો પડવા વખત આવે (ગાંધીજીનું બીજી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખ તરીકેનું ભાષણ 'મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિ'-પૃષ્ઠ ૨૬૪, ૧૯૩૩)

ગાંધીજીના મંડળમાંના ન. પરીખ, ન્હા. મહાદેવભાઈ, દા. કાલેલકર, સ્વામી આનંદ વગેરે ઉચ્ચ કોટિનું ગદ્ય લખનાર લેખકો છે એમના લેખો રાષ્ટ્રીય આંદોલનોને વેગ આપવામાં મોટો ભાગ આપે જાય છે ન. છદ્મરચનાની શૈલીનાં તીક્ષ્ણ તીરો, મહાદેવભાઈની અંકુશધારી પ્રભાવભરી શક્તિ, કાલેલકરની વિવિધ અને મંગીન રમણીયતાપૂર્ણ અનેક રેખાચિત્રો અને આનંદાનંદનો ખળખળ વહેતો એમ આ બધી જુદીજુદી વિશેષતાઓ આ લેખકમંડળની છે વર્તમાનકાળના પ્રત્યક્ષ પડદા પર વિવિધ ગદ્યચિત્રો આલેખતી આ વ્યક્તિઓની શક્તિઓ હજી વિકાસપથે છે. મહાત્માજીની છાયામાં ઉભેલા આછાપીળા દીસતા આ અને અન્ય લેખકોની કૃતિઓની જ્યોતિઓ આપણા રાષ્ટ્રીય સાહિત્યની દિન પર દિન નિર્મળતાઓ આજથી આગળ વધે અને દીર્ઘ ભવિષ્યથી લાવીને માતૃભાષામાં ઉતારતા જાય છે. આપણાં ગદ્યસાહિત્યનાં ઉત્કર્ષ અને વિકાસ આમ વધતાં જાય છે.'

વર્તમાન યુગના ગદ્યસાહિત્યનું દિગ્દર્શન આપણે અહીં પુરું કરીશું નર્મદથી માંડી અત્યાર સુધી ખીલેલા એ સાહિત્યના વિશેષ વ્યક્તિત્વવિકાસ અને સ્વતંત્ર જીવન માટે વર્તમાન યુગે એના પૂર્વયુગો કરતા ઘણુંજ વિશેષ કરવાનું છે.

વર્તમાન ગદ્યલેખકોનું કર્તવ્ય અનેકગણું છે પાછલા વિકાસસ્વરૂપો અને ઇતિહાસનો અભ્યાસ એમને કરવાનો છે અણખીલેલા અંગો હજી એમને ખીલવવાના છે તેમણે યાદ રાખવું કે અમારે અમારા દેશકાળનું, અમારા યુગનું બરાબર આગેવાન પ્રતિનિધિત્વ કરવાનું છે તેમણે યાદ રાખવું કે તેમના વર્તમાન લેખોમાં દેશકાળ અને વર્તમાનયુગના પૂર્ણ અને પ્રત્યક્ષ પ્રતિબિંબ પડવા જોઈએ તેમણે યાદ રાખવું કે દુર્વ્યયનો આ સમય નથી. તેમણે યાદ રાખવું કે આપણા પુનરુદ્ધારના આ ઉષાયુગનો સમય સુંદર મહાકાવ્યો આલેખાય એવો છે

ગદ્યના ઉપાસકો નર્મદની સાદી અને સામર્થ્યવાન શૈલીની, મધ્યમ યુગના ત્રિમૂર્તિ ગોવર્ધનરામ, મણિલાલ અને નરસિંહરાવની ચારેય અવસ્થાઓ પુરી કરી જાગ્રત અને જીવંત રહેલી શૈલીઓ યુગના નિર્માતા સમા ગાંધીજીની શૈલીનો તથા ક. મુનશીની શૈલીનો વિવેકશીલ અભ્યાસ કરી એમાંના સૌંદર્યતત્ત્વો તારવી એમાંથી નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરે. ગદ્યનો વિશાળ પ્રદેશ હજી વિવિધતાના ઉપાસકો માટે ઉઘાડો પડેલો છે. એવા 'સરસ્વતીચંદ્ર'

કે 'ગુજરાતના નાથ'ની પ્રતિઓથી નવગુજરાતને સંતોષ નહીંજ હોય. પશ્ચિમનો નવલકથાસાગર આપણા નવીન નવલકથાકારોનાં દોહોનું મંથન કરી રહ્યો છે. દેશકાલ એને ઉચિત અને ભવ્ય મહાપ્રસંગો લઇ એમને જોઇતી વિષયવસ્તુ આપવા તત્પર છે. નાટકો હજી ગણ્યાંગાંઠ્યાં લખાયાં છે. નિબંધો, વિવેચનો અને ઇતિહાસો હજી લખાવા માટે ઉત્સુક છે. રસિક કલાઓના પ્રદેશ હજી વિકસવાના બાકી છે. પ્રાચીન તત્ત્વોનાં શોધનો અને સંસ્કરણો હજી ઉચ્ચ વિદ્યાભ્યાસીનાં સતત મહાતપનાં માગાં કરે છે. ધર્મ, વિજ્ઞાન અને ધારાઓના પ્રચારિતના પ્રદેશો હજી ગદ્યમાં ગુંથાવા ટાંપી રહ્યા છે. ગ્રંથનાં આવાંઆવાં બીજાં કેટલાંએ અંગો બાકી છે. આપણા ગદ્યસાહિત્યના વિશેષ વિકાસ માટે આ વૈવિધ્યમય સામગ્રીઓ છે. આપણા લેખકોને આ કરવા માટે સાહિત્યની અધિષ્ઠાત્રી દેવી અનેકાનેક પ્રેરણાઓ આપો!




લેખક:

રા. મનહરરામ હરિહરરામ મહેતા,

બી. એ., મંત્રી, સાહિત્યસંસદ.



હીંદુસ્થાનમાં એક કાળ એવો હતો કે જ્યારે કવિતા, સંગીત આદિ લલિત કળાઓ આપણા જીવન સાથે એવી ગુંથાએલી હતી કે તેનો વિકાસ આપોઆપ થયે જતો હતો. ત્યાર પછી એક કાળ એવો આવ્યો કે ભાવને અભાવે કલાકારોને ગણિત-ની મદદ લેવી પડી. કવિઓ નાગબન્ધ અને કમળબન્ધ રચતા થયા અને ગવૈયાઓ તાન-બાજી અને તાલબાજીમાં ઉતરી પડયા પરિણામે કળા હૃદયંગમ થતી બંધ પડી, જીવન-વિકાસમાંના તેના મહત્ત્વના સ્થાનથી ભ્રષ્ટ થઇ અને લોકોનાં જીવન શુષ્ક થવા માંડયા

સુભાગ્યે હાલમાં થએલી જાગૃતિને પરિણામે ઇતર કળાઓ સાથે આ કળાના પુનરુદ્ધાર કરવાના પ્રયાસો ચાલી રહ્યા છે. આવા સમય-માં હીંદુસ્થાની સંગીત કે જે કળા તરીકે આપણામાં કેળવાયું છે તેની હાલની દશા સંબંધી કંઇક વિવેચન કરી તેની અભિવૃદ્ધિના માર્ગની ઝાંખી રૂપરેખા દોરીશું તો તે અયોગ્ય નહીં ગણાય.

સર્વ લલિત કળાઓ ભાવની ભાષા છે પણ સંગીતકળામાં તેની ઇતર બહેનો કરતાં એક વિચિત્રતા છે. એ કળાની મર્યાદા એક તરફથી સંકુચિત છે બીજી તરફથી વિશાળ છે. કવિ શબ્દો દ્વારા સર્વ આપણી નજર સન્મુખ ખડું કરી શકે છે, ચિત્રકાર પોતાની પીંછી વડે પ્રત્યક્ષ દર્શન કરાવી શકે છે અને તેજ પ્રમાણે શિલ્પી કે સ્થપતિ પોતાની કૃતિ સર્વાંગે પ્રેક્ષક સન્મુખ રજુ કરી શકે છે. પણ ગાયક તે પ્રમાણે કરી શકતો નથી. એ તો માત્ર અમુક પ્રકારનું વાતાવરણજ ઉત્પન્ન કરી આપણી કલ્પનાને ઉત્તેજિત કરે છે. પણ આજ મર્યાદામાં સંગીતનું પરમ મહત્ત્વ સમાય-લું છે. કવિતામાં કૈવલ્ય એ કોયડોજ છે, ચિત્રમાં નહી તે નહીંજ છે પણ સંગીતમાં તો આપણે જાણે એક પ્રકારની સ્વપ્નાવસ્થામાં આવી જઇએ છીએ. અનેક દિવ્યમૂર્તિઓ આપણી સમક્ષ રજુ થઇ અદ્રશ્ય થઇ જાય છે અને આપણે તેની પાછળ મુગ્ધ બનેલા સ્વર્ગીય વાતાવરણમાં પરમાનંદનો અનુભવ કરતા થઇએ છીએ. સંગીત દરેક શ્રોતાની કલ્પનાને અમર્યાદિત આકાશ આપે છે અને તેને પરિણામે દરેક શ્રોતા પોતાના સંસ્કાર અને પોતાની મનોદશા અનુસાર આનંદ

ભોગવે છે. એકજ કરુણ ગીત વિરાગીને જગત્ ક્ષણભંગુર લગાડે છે, દુઃખી માતાને પોતાના ગત બાલકનું સ્મરણ કરાવે છે અને વિરહિણીને પોતાના પ્રીતમની યાદ દેવડાવે છે.

સંગીતના બે વિભાગ છેઃ (૧) ધ્વનિ–સંગીત અને (૨) તાલસંગીત. ધ્વનિસંગીત-ના બે વિભાગઃ (૧) ગાયન અને (૨) વાદન; અને તાલસંગીતના બે વિભાગઃ (૧) નૃત્ય અને (૨) નૃત્ત. કંઠ દ્વારા પ્રકટ થયલા સ્વરોની મધુર રચના તે ગાયન અને આ રચના-ના સ્વરોની પ્રકટતા યંત્રો દ્વારા કરવી તે વાદન. તાલાનુસાર ચરણવિક્ષેપ તે નૃત્ય એટલે કે નાચ અને રસનું હાવભાવથી પ્રકટીકરણ તે નૃત્ત. સંકુચિત અર્થે સંગીતમાં માત્ર ધ્વનિસંગીત આવતું હોવાથી આપણે અત્રે મુખ્યત્વે કરી એના સંબંધમાં ચર્ચા કરીશું, અને તેમાં પણ આપણામાં ગાયન પર વિશેષ લક્ષ આપી માનુષિક શક્તિને સાધ્ય જેટલે અંશે તેને કેળવવામાં આવેલું હોવાથી આપણે પ્રથમ તેને હાથમાં લઇશું.

આપણાજ સંગીતશાસ્ત્રમાં જોઇશું તો ગીત એટલે કે ગાયનનાં ૭ લક્ષણ કહેવામાં આવ્યાં છેઃ–

सुस्वरं सुरसं चैव सुरागं मधुराक्षरम् ।
सालंकारं प्रमाणं च षड्विधं गीतलक्षणम् ॥

(૧) સુસ્વર, (૨) સુરસ, (૩) સુરાગ, (૪) મધુરાક્ષર, (૫) સાલંકાર અને (૬) પ્રમાણ એ ગીતનાં ૭ લક્ષણ છે. આમાં તાલ ઉમેરીએ એટલે ગીત સુગીત થાય છે.

(૧) સુસ્વર—જે ગીતમાં સુસ્વર–મીઠો કંઠ હોય તે. ગાયનમાં કંઠમાધુર્યની આવશ્યકતાનું મહત્વ જેટલું ગણીએ તેટલું ઓછું. કવિતામાં જેમ વાણી તેમ ગાયનમાં કંઠ. સંગીતના આત્માને વસવાનો એ દેહ. મીઠા કંઠમાંથી નીકળેલો માત્ર એક સુર પણ હૃદયના મર્મને ભેદી કલ્પનાને ભડકાવી મુકવા સમર્થ છે. કોયલના ટહુકાએ અને બુલબુલના કલરવે અમર હાવ્યો રચાવ્યાં છે. મીઠા કંઠની કીંમત આપણા પ્રાચીન સંગીતશાસ્ત્રીઓ એટલી બધી સારી રીતે જાણતા હતા કે તેઓએ સુકંઠ કેળવવા અને નીભાવવા નુસ્ખાઓ સુદ્ધાં નક્કી કર્યા છે.

ગીત કયાં તો ઉન્નત–ભવ્ય–પ્રૌઢ–ઓજસ્વી–મરદાની હોઈ શકે કે સુંદર–મૃદુલ–કોમળ–લલિત–જનાની હોઇ શકે. ઉન્નત ગીતને સારુ અવાજ સશક્ત, બુલંદ એટલે કે પહાડી–મરદાની–ત્રાંબાના જેવો કહે છે તેવો જોઇએ. અને સુંદર ગીતને સારુ કોમળ–તીણો, એટલે કે જનાની–રુપાની ઘંટડીના જેવો કહે છે તેવો જોઇએ. સામાન્ય રીતે જોતાં પુરુષનો અવાજ મરદાના ગાયનોને વાસ્તે લાયક છે અને સ્ત્રીનો અવાજ જનાની ગાયનોને વાસ્તે લાયક છે. આમ હોવાથી ચોતાલ, સુલફાક, ધમાલ આદિ તાલોમાં ગાવાનાં ગીત પુરુષના ગળામાં શોભે છે અને ખ્યાલ, ટપ્પા, ઠુમરી વગેરે ગીતો સ્ત્રીના ગળામાં શોભે છે.

દુર્ભાગ્યે હાલમાં આપણે ત્યાં સુકંઠના સાંસા છે. આપણો ગાયકગણ મુખ્યત્વે કરીને અનીતિમય જીવન ગાળતો હોવાથી અને એક યા બીજા વ્યસનમાં નિમગ્ન થઇ ગયલો હોવાથી સુકંઠ એ મૃગજળનાં ઝાંઝવાં જેવું થઇ ગયું છે. પુરુષનો અવાજ કયાં તો બેસી ગયલો કે ખોખરો થઇ ગયલો હોય છે અને સ્ત્રીનો અવાજ તરડાઇ ગયલો કે કારમી ચીસ

જેવો કરોડ હોય છે. વળી સ્ત્રીકંઠને યોગ્ય ખ્યાલ, ટપ્પા, ઠુમરી આદિ ગીતો પુરુષ-ગાયકો પોતાને એકેલે, બોખરે ગળે ઘણી વખત ગાતા જોવામાં આવે છે અને સ્ત્રી-ગાયકો કર્કશ, તરડાઇ જતા સ્વરે ઉજ્જ્વલ-મરદાની સંગીત રજુ કરતી જોવામાં આવે છે. પરિણામ ભયંકર નીપજે છે. સુરો સ્પષ્ટ અને પ્રેરક હોવાને બદલે બાજા અને અર્થહીન થઇ જાય છે ગાયનમાં નથી હોતી ભરતીથી ઉછળતા સમુદ્રની ભવ્યતા કે નાજુક લહરીઓ-થી નાચતી સરિતાની સુંદરતા ગાયન દરમીઆન શ્રોતાજન "વાહ વાહ" બોલે તો છે પણ હું ધારું છું કે તે ગાયનની અસરથી નહી પણ પોતા પર અરસિકતાનો આરોપ આવી પડવાના ભયથી. કારણ રસિક શ્રોતાને તો એવું ગાયન અરસિકજ નહી પણ ઝેર લાગ્યા વગર રહેજ નહીં.

(૨) સુરસ—જે ગીતમાં સુરસ-સારો રસ હોય તે. સારો રસ એ કલાનો આત્મા છે રસની નિષ્પત્તિ એ સર્વ કલાની કૃતિઓનો ઉદ્દેશ, રસહીન કવિતા એ શબ્દોની જાળ, રસહીન ચિત્ર એ રેખાઓની વિકૃતિ અને રસહીન ગીત એ સુરોનો ખીચડો.

ઉપર જણાવ્યું તે પ્રમાણે ગાયનની મર્યાદા સંકુચિત હોવાથી તે અનેક સૂક્ષ્મ ભાવો ઉત્પન્ન કરી શકતું નથી, પણ સાધારણ રીતે કહીએ તો ગાયન કયા તો ઉજ્જ્વલ-ભવ્ય-ઓજસ્વી હોય છે અથવા સુંદર-મૃદુલ-લલિત હોય છે. ગાયન હૃદયને છેડીને પ્રાબલ્યથી કે ભવ્યતાથી અથવા કારુણ્ય કે માર્દવથી ક્ષુબ્ધ કરે છે. ક્યાં તો એ પ્રૌઢ, ભવ્ય, ઉજ્જ્વલ, કે ઓજસ્વી કે ઉલ્લાસી અને પ્રોત્સાહક કે શાંત અને કરુણા-જનક હોય છે, આ વાત લક્ષમાં રાખી આપણે આપણા ગાયકોના વિધાનની પરીક્ષા કરીશું.

ગાયનના વિધાનમાં ગાયકનું વ્યક્તિત્વ એ પણ એક મહત્ત્વનું અંગ છે તેનો દેખાવ, તેની રીતભાત તેમજ તેનું વર્તન શ્રોતાના હૃદયને રંજિત થવા તૈયાર કરે છે અને તેથી તે ઉત્તમ પ્રકારના હોવા જોઇએ એ કહેવું અનાવશ્યક છે

આગળ જણાવવામા આવ્યું છે તે પ્રમાણે દુર્ભાગ્યે આપણો ગાયકગણ મુખ્યત્વે કરીને હલકા વર્ણનો હોવાથી તે ભયંકર નહીં તો પ્રિયદર્શન તો નથીજ હોતો. એટલુંજ નહીં પણ તેઓની રીતભાત લાડથેલા છોકરાંઓના કરતા પણ એટલી ખરાબ હોય છે કે ચીડ ચડ્યા વગર રહે નહીં. વળી તેઓનો અવાજ ખોખરો, બેસી ગયલો, કર્કશ, કાનને વીંધી નાખે એવો તીખો હોય છે. ઉપરાંત તેઓનું કામ તેઓની વસ્તુના પ્રમાણમાં હોતું નથી. કવિતાની પેઠે સંગીતમાં પણ ભાવને બાજુ એ દેવી બુદ્ધિ તેનું સ્થાન પચાવી પડી છે. કલાનો ઉપયોગ ભાવ વ્યક્ત કરવા સારુ નહીં પણ બુદ્ધિનો ખેલ બતાવવા સારુ કરવામા આવે છે આમ હોવાથી ગાયક પોતાના હૃદય-નો સંદેશો દિવ્ય ભાષામાં કહેતા પ્રકૃતિના ભક્ત તરીકે નહીં પણ કોઇના અખાડાના એક કસરતબાજ મલ્લ તરીકે આપણી સન્મુખ રજુ થાય છે. ભૂમિકા તૈયાર કરવા ગાયક પ્રથમ યોગ્ય રીતે આલાપથી આરંભ કરે છે. પછી વિલંપદ એટલે છેક ધીમી લયમા ગીત-નું ઉચ્ચારણ કરવા માંડે છે. પણ વસ્તુની ભવ્યતા અસરકારક થાય તે પહેલાં લયની ગતિ એટલી બધી તે વધારી મુકે છે કે સ્વર-રચના શુદ્ધ અને સ્પષ્ટ રહેવાને બદલે અડકેક-

માં ભળી જઇ વિકૃત અને અસ્તવ્યસ્ત થઇ જાય છે. રસનાં ઝરણાં વહેવડાવતી મીંડ લુપ્ત થાય છે. કળાનાં કેવળ સાધારણ મૂલતત્ત્વોની પ્રસક્ષ અવગણના કરી તાન પર તાન ઠોકવામાં આવે છે. અનેક પ્રકારના અર્થહીન નાદો, તેમને કાઢવાની મુસ્કેલીને લીધે તેમના માધુર્ય કે યોગ્યતાની દરકાર રાખ્યા વગર ઉત્પન્ન કરવામાં ગાયક પોતાના સર્વ સામર્થ્યનો ઉપયોગ કરે છે. દૂરથી સંભળાતી મેઘની ગર્જનાસમ ગંભીર સ્વરોના પ્રયોગને બદલે પાણી કાઢવાના કુપ્પાના ગડગડાટ જેવા ગડગડાટ સાંભળવામાં આવે છે. દ્રુતગતિ. દુધન, ચોધન વગેરે અતિવર્ધક યોજનાને લઇને શબ્દોમાંથી સ્વરોનો ક્ષય થવા માંડે છે અને આખરે એકલા શબ્દોજ રહી તેનુંજ ઉચ્ચારણ થાય છે. આવામાં સર્વોપરી ઉધરસની ગુંજ આવે છે ત્યારે તો હદ થઇ જાય છે.

અભિનય પણ કેવળ અસંતોષકારક હોય છે. કેટલીક વખત તે અર્થ વગરનું અને ઘણી વખત તે વધારે પડતું હોય છે. ગાયકના ડોકાનું ધુણવું, તેના મોંના ચાળા, હાથના લહેકા, શરીરના મરડાટ અને સર્વોપરી સમ પર આવી પહોંચતાં હોકારાની સાથે મારવામાં આવતા કુદકાથી ગવૈયો ચીઢ કે તિરસ્કારને નહીં તો હાસ્યને પાત્ર તો બનેજ છે.

એક વખત એક ગવૈયો બાદશાહના દરબારમાં ગાઇ રહ્યો હતો. એવામાં એની નજર એક દરબારી ઉપર પડી. તેની આંખમાંથી આંસુ પડતાં હતાં. તે જોઇ ગવૈયાને લાગ્યું કે પોતાના ગાયનની અસર સચોટ એના પર થઇ છે. તે ઉપરથી ગવૈયાએ તેને પુછ્યું કે આજ કૈં રસની ઘણી જમાવટ થઇ કે શું? જવાબમાં દરબારીએ જણાવ્યું કે નહીંજી. તમારા ડોકાના ધુણવાથી મને મારો મરી ગયલો બકરો યાદ આવતાં મને આંસુ આવ્યાં. આ વાત બની નહીં હોય પણ એમાંથી એક ઉત્તમ દાખલો આપણને મળે છે.

(૩) સુરાગ—જે ગીતમાં સુરાગ-ઉત્તમ રાગ હોય તે. રાગ પ્રસંગ અને ભાવને અનુકુળ હોવો જોઇએ. આના સંબંધમાં આપણા શાસ્ત્રોમાં ઘણા સખત નિયમો છે અને તે તેટલીજ સખ્તાઇથી પાળવામાં આવે છે. જુદી જુદી ઋતુઓમાં અને જુદે જુદે કાળે જુદા જુદા નિશ્ચિત રાગો ગવાય એમ ઠરેલું છે અને તે પ્રમાણે ચાલવામાં આવે છે.

રાગની પસંદગીની બાબતમાં સભાચતુર ગવૈયાઓ મુખ્યત્વે કરીને લોકપ્રિય રાગોજ પસંદ કરે છે, પણ ઘણી વખતે એવા મુરખાઓ નીકળી આવે છે કે જે જુના, અઘરા, અમધુર રાગો ગાઇ ત્રાસ પમાડે છે. ઉપરાંત રાગની શુદ્ધિ સાચવવાની કાળજીમાં ઇધર ઉધર કૈં સુર લગાડવાથી તેના માધુર્યની વૃદ્ધિ થતી હોય છતાં પણ તેનો સદંતર બહિષ્કારજ કરવામાં આવે છે, અને રાગના અતિસૂક્ષ્મ અર્થહીન ભેદોને જોઇએ તેના કરતાં વધારે મહત્ત્વ લાગુ કરવામાં આવે છે.

કલાની દૃષ્ટિએ રાગના સંબંધમાં વિશેષ કહેવા જેવું નથી પણ શાસ્ત્રની દૃષ્ટિએ તો થોડું ઘણું કહેવા સરખું છે ખરું.

આપણા શાસ્ત્રકારોએ રાગમાં મનુષ્યત્વ દાખલ કરી દીધું છે. તેને પરિણામે રાગો પરણીને પરિવારવાળાં થયાં છે. આ બધું રાગ, રાગણીનું વર્ગીકરણ તદ્દન અર્થહીન લાગે છે. આ વર્ગીકરણ પ્રમાણે રાગ મરદાની અને ભવ્ય હોવા જોઇએ અને રાગણી

જનાની અને લલિત હોવી જોઈએ. પણ આમ હોતું નથી. ઘણી વખત રાગને રાગણીના રૂપમાં અને રાગણીને રાગના રૂપમાં સાંભળવામાં આવે છે. શાસ્ત્રની દૃષ્ટિએ આ અયોગ્ય લાગે છે પણ કલાની દૃષ્ટિએ યોગ્યજ છે. કારણ ભાવ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય ચીજમાં રાગને લઈને નહી પણ મુખ્યત્વે કરીને તેનાં તાલ અને લયને લઈને આવે છે. મરદાની ચીજોમાં સ્વરમદર્શ રાગનું રૂપ ધારણ કરે છે, ને જનાની ચીજોમાં તે રાગણીનું રૂપ ધારણ કરે છે. એકજ રાગ વિલંબિત લય અને ધ્રુપદ તાલવાળી મરદાની ચીજોમાં અને મધ્યમ કે દ્રુતલય અને ત્રિતાલ, દાદરા, દીપચંદી આદિ નાની તાલવાળી જનાની ચીજોમાં સફળ રીતે યોજેલા સાંભળવામાં આવે છે.

રાગરાગણીનાં રૂપ પણ શાસ્ત્રકારોએ નક્કી કરેલાં છે. ઉદાહરણાર્થ સવારના પહોરમાં શંકરનું પૂજન કરતી જતી સ્ત્રી તે ભૈરવી અને ખુદ શંકરનું સ્વરૂપ ધારણ કરતો તે ભૈરવ વગેરે. પણ આમાં કંઈ અર્થ જણાતો નથી. કોઈ અમુક ગવૈયાને અમુક રાગ ગાતી વખતે અમુક મૂર્તસ્વરૂપ દૃષ્ટિસમીપ ખડાં થતાં હશે અને તેથી આ રૂપનું પ્રતીક ચાલ્યું હશે. બાકી કોઈ પણ ચીજ ગવાતી હોય તે વખતે કોઈ પણ મૂર્તસ્વરૂપો શ્રોતાની નજર સન્મુખ ખડાં કરવામાં તેની કલ્પનાને કોઈ પણ પ્રકારનાં બંધન નથી. ઉલટું કલ્પનાને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાંજ આ કલાનું મહત્ત્વ સમાયલું છે અને એ લક્ષણ વડેજ તે આપણે ઉપર જોયું છે તે પ્રમાણે પોતાની ઇતર સહચરીઓથી જુદી પડે છે.

ઋતુ-કાળનાં બંધનોમાં પણ કંઈ અર્થ જણાતો નથી. બરાબર ગવાયલો કોઈ પણ રાગ કોઈ પણ ઋતુમાં અને કોઈ પણ કાળે મીઠોજ લાગે છે. સાધારણ રીતે રાત્રિના દશ વાગ્યા પછી સઘળું શાંત થઈ જતાં ગાયન બહુ સારી અસર કરે છે, પછી તે વખતે ગમે તે રાગ ગાઓ તેથી બાધ આવતો નથી. ઉપરાંત એવા ઘણા રાગો છે જે રૂપમાં લગભગ સરખા હોવા છતાં એક સવારે ગવાય અને બીજો સાંજે ગવાય. દાખલા તરીકે ભૈરવી અને સીંધ; બીભાસ અને ભૂપ વગેરે.

(૪) મધુરાક્ષર—જે ગીતમાં મધુરાક્ષર—મધુરા અક્ષરો હોય તે યાને ભાવાનુસાર કવિતા. શુદ્ધ સંગીતને કવિતા સાથે કંઈ સંબંધ નથી પણ એ બે બહેનો જ્યારે મળે છે ત્યારે જાણે દુધમાં સાકર ભળે છે. સંગીતને કવિતાનો જો આધાર મળે તો કળા અદ્ભુત થાય એમાં શો સંશય હોઈ શકે? પણ આ બાબતમાં વસ્તુસ્થિતિ જુદી છે. આપણે ત્યાં કવિતા ટકાની ત્રણ શેર છે. ગવૈયો જ્યારે વેહને કવિતામાં તુરખા સમાતાં અને જોશીને કવિતામાં મક્ષિત કરતા જુએ છે ત્યારે એને પણ સરસ્વતીની આરાધના કરવાની હોંસ થાય છે, અને તે પ્રમાણે તે આરાધે પણ છે પરિણામે એની હોંસ તો તૃપ્ત થાય છે પણ ગીત ભુખે મરે છે. છતાં પણ જોગાજોગે કોઈ વખત કવિતા અને સંગીતનો આકસ્મિક સંયોગ થઈ જાય છે તોપણ તેથી કંઈ વિશેષ લાભ શ્રોતાજનને તો થતો નથીજ, કારણ શબ્દોનું ઉચ્ચારણ એવી રીતે કરવામાં આવે છે કે એક અક્ષર સમજાતો નથી.

(૫) સાલંકાર—જે ગીત સાલંકાર—અલંકાર સહિત હોય તે ઘણી વખત એકતારા તંબુરા સાથે ગવાયલું સાદું અને સરળ ગાયન

આપણને તલ્લીન કરી નાખે છે અને હાલનું કહેવાતું ઉસ્તાદી ગાયન આપણા પર કંઇ જ અસર કરતું નથી. છતાં પણ અલંકાર એ અલંકાર છે. અલંકૃત ગીત સુવર્ણમાં જડયા રત્નસમ શોભે છે. એમાં ગાયકની પ્રતિભાને સંપૂર્ણ ક્ષેત્ર મળે છે. કોઇ પ્રતિભાશાળી ગાયકને કંઠે ગવાયલું અલંકૃત ગીત ખરેખર આપણને સ્વર્ગીય આનંદમાં લઇ જાય છે.

અલંકાર ત્રણ પ્રકારના છેઃ (૧) સુરાવટ, (૨) તાન, (૩) મીંડ. સ્વરોની અમુક પ્રકારની ગુંથણી અમુક કરી એક સ્વરને અગાડી પાડવો એ સુરાવટ; થોડા અથવા વધારે સ્વરોના આરોહ અવરોહ એ તાન; અને સુર તોડયા વગર એક સ્વરથી બીજા સ્વર પર જવું એટલે કે એક સ્વરને રબ્બરની પેઠે ખેંચી બીજા સ્વર સુધી લઇ જવો એ મીંડ. સુરાવટ પ્રત્યેક મહત્ત્વના સ્વરને પોતાના પરિવાર સહિત રજુ કરતી હોવાથી ગીતમાં માધુર્યની રેલછેલ કરી મુકે છે; તાન વીજળીના ચમકારાની પેઠે ઝબકતું ગીતને ચમકાવી મુકે છે; અને મીંડ મૃદુતા અને માધુર્યથી હૃદયને દિવ્ય આનંદમાં ડોલતું કરે છે.

એક સુંદરીને હીરાની ચુંદી, મોતીની માળા અને બંગડીઓ વડેજ માત્ર શણગારી હોય તો તેના સૌંદર્યમાં વૃદ્ધિ થાય છે પણ આપણામાં અસલ કરતા અને હજી પણ કેટલાક કરે છે તે પ્રમાણે ઘરેણાંથી તેને લાધી દીધી હોય તો તેથી તેનું સૌંદર્ય વધવાને બદલે ઉલટું નષ્ટ થાય છે. કલામાં પણ તેજ પ્રમાણે છે. રુચિકર અલંકારનો યોગ્ય ઉપયોગ ગીતની મોહકતામાં વૃદ્ધિ કરે છે અને અતિ અલંકાર તેને નષ્ટ કરે છે.

આપણે ત્યાં પાછલી પ્રણાલી ચાલુ છે. ઉત્તમ મીંડ વર્જ્ય છે; સુરાવટ સાધારણ રીતે ઉપયોગમાં લેવામાં આવે છે પણ સર્વથી પ્રિય તો તાન છે. તાન બે પ્રકારનાં છેઃ (૧) કંઠમાંથી કાઢવામાં આવતાં કંઠતાન અને (૨) જડબાં હલાવી ઉત્પન્ન કરવામાં આવતાં જડબાંતાન. આ તાન તઆર કરવામાં એટલી તો મહેનત અને ધીરજનો ઉપયોગ કરવામાં આવે છે કે તાનની તૈઆરીથી ખરેખર આપણે હેરત પામી જઇએ છીએ.

પણ આ તાનબાજીમાંજ ગવૈયાઓ ગોથી-મડાં ખાઇ જાય છે. ગાયક તાન પર તાન એટલાં લાધ્યો જાય છે કે અલંકારના વજનથીજ ગીત દબાઇ જાય છે. ગીત ગાતાં ગાતાં ગાયક તાનનાં વમળ રચવા માંડે છે અને એ અનંત વમળનું તોફાન એટલું જોર પકડે છે કે સંગીત સુંદરીને પોતાના ઝપાટામાં લઇ, ડુબાડી દઇ, ગુંગળાવી તેનો જીવ લે છે. છતાંએ કંઠતાન તો કંઇએ ઠીક છે પણ જડબાતાનથી તો તોબા. આ જડબાતાનને એક મારો મિત્ર કપ્પાતાન કે કરવતતાન કહે છે, કારણ કે એ કપ્પાના ગડગડાટ સરખું હોઇ કાનના પડદાને વહેરી નાખે છે. કોઇ શોખીને પોતે કંઠમાંથી તાન ન કાઢી શકતો હોવાથી તાનનો આ પ્રકાર શોધી કાઢયો હોય એમ જણાય છે. લુહાર કે સોનીના હથોડાના ઠોકા સહન કરવા બહુ મુશ્કેલ છે. છતાં પણ એ બેતાલા ઠોકા જડબાતાનના તાલમય પ્રહારો આગળ કંઇજ નથી. પેલામાં કાન બીચારો સત્યાગ્રહ કરી બેઠો બેઠો માર સહન કર્યા કરે છે પણ જડબાતાનની મશીનગન આગળ તો માણસનો મુએજ છુટકો.

(૬) પ્રમાણુ—જેમ એક કાવ્ય માત્ર શબ્દોનો સમૂહ નથી, જેમ એક ચિત્ર માત્ર રંગ અને રેખાઓનો સંચય નથી તેમ એક ગીત

માત્ર સ્વરોનો સમૂહ નથી, રસ કે ભાવ એનો જીવ છે અને પ્રબંધ એનો દેહ છે; અને એ દેહનાં જુદાં જુદાં અંગો–અવયવો હોય છે, જે પ્રત્યેક મૂળદેહનું પ્રયોજન લક્ષમાં રાખતા પોતપોતાનું કાર્ય કર્યા જાય છે. આ રીતે ગીત એ એક સુજીવ દેહ સમાન છે. આમ હોવાથી ગાયનની યોજના પ્રમાણસર હોવી જોઇએ એનું કોઇ પણ અંગ નાનું મોટું હોય તો ગીત બેડોળ થઇ જઇ ધારી અસર કરવામાં નિષ્ફળ નીવડે છે ગાયનના જુદા જુદા અંગો આપણે તપાસી ગયા છીએ એટલે એ બાબતમાં વિશેષ નહીં કહેતાં એટલુંજ કહી સંતોષ પકડીશું કે જો ગીતના દરેક અંગની યોગ્ય વ્યવસ્થા રાખવા પરત્વે લક્ષ આપવામાં આવે તો વિધાન ઉત્તમ થાય

તાલ:—પદ્યમાં જેમ છંદ તેમ ગીતમાં તાલ. તાલ અને લય ભાવોત્પત્તિમાં મુખ્ય ભાગ ભજવે છે. આપણા શાસ્ત્રકારો એ સારી રીતે સમજતા હતા એમ જણાય છે, અને તેથી જુદી જુદી અસર માટે જુદી જુદી તાલો રચવામાં એ લોકોએ હદ કરી છે. છતાં હાલ કેટલાએક ગવૈયાઓ જેમ અણુઘટની તાનબાજીમાં ઉતરી પડે છે તેમ કેટલાએક ગવૈયાઓ જેઓ ધ્રુપદીઆ કહેવાય છે તેઓ અણુઘટની તાલબાજીમાં ઉતરી પડે છે. આડ, કુઆડ, ચોગુન કરતો ગવૈયો, ધમાલ મચાવી શ્રોતાજનનું લક્ષ આકર્ષી એટલું ઉંચે ચઢાવી રહે કે સમ પર આવતાં શ્વાસ મુકી એ હોકારો કરે છે ત્યારે આખી મીજલસને પણ એની સાથે ભળી હોકારો કરી 'વાહ વાહ' કર્યા વગર ચાલતું નથી. માત્રાની ગણત્રીમાં અને લયની રમતમાં એને સંચા સરખો અમુક કામ કરતો જોઇ આપણે છક થઇ જઇએ છીએ. પણ આખરે તે મગોજ છે. એના કામથી આપણી બુદ્ધિ ઉત્તેજિત થાય છે પણ ભાવો કંગાળ રહે છે. મન ચકિત થાય છે પણ હૃદય તો શુષ્કજ રહે છે.

બીજી એક બાબત ગવૈયા અને તબલચીની સાઠમારી છે. ગવૈયો અને તબલચી બંને ધ્રુપદીઆ હોય છે ત્યારે એકેકને બેતાલા કરવામાંજ બને મચ્યા રહે છે અને તેથી વિધાન ધુળ થઇ જાય છે

ધ્વનિસંગીતનો બીજો વિભાગ વાદન. વાદ્યો–વાજીંત્રો બે પ્રકારનાં છે (૧) સ્વતંત્ર વગાડવામાં આવે છે તે. જેવા કે વીણા–બીન–સતાર, પીપી કે સરણાઇ વગેરે, અને (૨) જે ગાયનો સાથે વગાડવામાં આવે છે તે. જેવાં કે સારંગી, દીલરૂબા વગેરે. સ્વતંત્ર વાદ્યોના સંબંધમાં સો ગાયનના સંબંધમાં કરવામાં આવેલી ટીકા લગભગ સર્વાંશે લાગુ પડે છે. વળી બીનસતાર સારંગી, દીલરૂબા વગેરે તંતુ વાદ્યોનો અવાજ એટલો ધીમો હોય છે, કે છેક નજીક બેઠા હોય તોજ સાંભળી શકાય અને પીપી જળતરંગ વગેરે વાદ્યોમાં જોઇએ તેટલી મીઠાશ નથી હોતી. એકંદર આપણા વાદ્યોનો અવાજ વધારે મોટો અને મીઠો બનાવવાની ઘણી જરૂર છે.

તાલસંગીત ધ્વનિસંગીતથી નીરાળું છે એ અગાઉ જણાવવામાં આવ્યું છે જેટલા પુરતું એ ધ્વનિસંગીત સાથે સંકળાયલું છે તેટલા પુરતા ઉપર આપણે ચર્ચા કરી ગયા છીએ. એથી વધારે એ સંબંધમાં હાલ કહેવાની જરૂર જણાતી નથી એટલે આપણા સંગીતમાં એક જે મહા મહત્વની ન્યૂનતા છે તેના પર લક્ષ દોરી આ ચર્ચા અત્રેથી સમાપ્ત કરીશું. એ ન્યૂનતા એ છે કે આપણામાં એવાં

કોઇ પણ ગીત નથી કે જેની અસર માણસના અંગ ઉપર વ્યક્ત થાય, જે સાંભળતાં માણસ સુતો હોય તો બેઠો થઇ જાય, બેઠો હોય તો ઉભો થઈ જાય અને ઉભો હોય તો પગ ઠોકવા મંડી જાય; વીરની રગેરગમાં ઉત્સાહ અને જોર આવે, લોહીને ઉકળતું કરે અને અંતે મૃત્યુના જડબામાં ધસવાને તે તત્પર થાય. ટુંકમાં આપણામાં વીરગીતનો સમુળગો અભાવજ છે. હીંડોળ, સોહીની વગેરે રાગોને કેટલાએક અગાડી કરે છે પણ એમાં કૈં સાર નથી. હું ઉપર જણાવી ગયો છું તે પ્રમાણે અમુક રાગને અમુક રસ સાથે નિશ્ચિત સંબંધ નથી. આપણામાં વીરરસને અનુકુળ લય, તાલ અને સ્વરોની યોજનાજ નથી.

આ બધા ઉપરથી એમ નથી સમજવાનું કે આપણા ઉસ્તાદી સંગીતમાં કૈં દમજ નથી. કાળાં વાદળાંઓમાં ઉજ્જ્વલ રેખાઓ નથી એમ નથી. જ્યાં સુધી બુરલ સરખા ગવૈયા છે કે જેના બુલંદ પહાડી અવાજથી નીકળતું ગંભીર અને ભવ્ય ગીત આપણને આ લોકના વાતાવરણની ઉપર લઇ જઇ તે અગમ્ય, અગોચર પ્રભુની કૈંક ઝાંખી કરાવે છેઃ જ્યાં સુધી બંગાળાની કોયલ પ્યારાસાહેબ સરખા ગવૈયા છે કે જેના મીઠા–મધુર સુર આપણને દિવ્યલોકમાં લઇ જઇ અવનવાં સ્વરૂપોની ઝાંખી કરાવે છેઃ જ્યાં સુધી એના તાનના વિરલ ઝમકારા, એની મીંડની લલિત હીંચ અને એના ખટકાનાં પરમ માધુર્ય અને મૃદુતા સમસ્ત સ્વર્ગ આપણી સન્મુખ ખડું કરી આપણને પરમ આનંદમાં ડોલતા કરે છે ત્યાં સુધી આપણને નિરાશ થવાનું કૈં કારણ નથી. જુદી જુદી વ્યક્તિઓ અને જુદી જુદી સંસ્થાઓ આપણા સંગીતનો જીર્ણોદ્ધાર કરવા મથી રહી છે. એમાં કેટલી મુશ્કેલીઓ છે તે હું જાણું છું. વિજય નજદીક નથી તેની પણ મને ખબર છે. હજી પુનરુદ્ધારેલાં મંદિરનાં ઠેકાણાં નથી તે મારી જાણ બહાર નથી. પણ જે અણઘડયાં સાધનો મારા જોવામાં આવે છે તે જ્યારે ઘડાઇને ગોઠવાઇ જશે ત્યારે હીંદી સંગીતનું મહામંદિર અસ્તિત્વમાં આવશે અને ત્યાં હીંદનો આત્મા સંગીત દ્વારા વ્યક્ત થઇ સંવાદના ગુપ્તરસને આવરણોમાંથી મુક્ત કરતો અપ્રતિમ માધુર્યથી જગતને મુગ્ધ કરી નાખશે.

અંતમાં સંગીતની અભિવૃદ્ધિ અર્થે ઝાંખી માર્ગદર્શક રૂપરેખા દોરી આપણે સમાપ્ત કરીશું.

(૧) સંગીત સર્વ નીશાળોમાં ફરજીઆત કરવું જોઇએ અને લાયક છોકરા છોકરીઓને શિષ્યવૃત્તિ આપવી જોઇએ.

(૨) ખાસ પાઠમાળા લખાવવી જોઇએ. તેને વાસ્તે એક કમીટી નીમવી અને તેમાં શિક્ષિત વર્ગમાંથી સંગીતમાં રસ લેતા ગૃહસ્થોની સારી સંખ્યામાં નીમણૂક કરવી જોઇએ.

(૩) હારમોનીઅમનો તદ્દન બહિષ્કાર કરવો અને ગાયન ઉસ્તાદે પોતે ગાઇને કે ગ્રેમોફોન દ્વારા અથવા તંતુવાદ્ય પર વગાડીને શીખવવું જોઇએ.

(૪) દરેકે દરેક નિશાળમાં ગ્રેમોફોન રાખવાં જોઇએ અને બને તેટલી વાર ઉત્તમ ચીજો છોકરાંઓને સંભળાવવી જોઇએ. અત્રે એ જણાવવાની અગત્ય છે કે જે કામ છાપખાનાએ સાહિત્યમાં કર્યું તે કામ ગ્રેમોફોન સંગીતમાં કર્યું જાય છે.

(૫) એક સામાન્ય લેખનપદ્ધતિ નક્કી કરી જોઈએ પણ કોરી સંગીત પુસ્તકદ્વારા શીખવું અશક્ય તો નહીં પણ મુશ્કેલ તો ખરૂંજ છે, અને એમાં ઘણી મહેનત અને વાર લાગે છે તેથી લખેલા ગાયનો ગ્રેમોફોનમાં ઉતારવવા.

(૬) હાલની સંગીતશાળાઓને ઉત્તેજન આપવું અને નવી ઉભી કરવી.

(૭) વિદ્યાપીઠમાં સંગીતને દાખલ કરવું. સુભાગ્યે ગુજરાતવિદ્યાપીઠે સંગીતને સંઘર્યું છે પરંતુ એનું ધોરણ સુવ્યવસ્થિત ન હોય તેમાં "રાગના તાલ" શીખવા સરખું અજ્ઞાન જોવામાં આવે છે ત્યારે મન ખાટું પડે છે.

# ગુર્જર રત્નો વીશે હરીફાઈ

ગુજરાતનાં બારબાર નરરત્નો તથા સ્ત્રીરત્નો વીશેની હરીફાઇમાંનાં સૌથી વધુ મતવાળાં નામો ગયે મહીને જાહેર કરવામાં આવ્યાં છે. તે ચોવીસ નામો શીવાય પણ જેમને વધુ-ઓછા મત મળ્યા છે તે સર્વની નામાવલિ આ મહીને સ્થલસંકોચને લીધે આપી શકાઇ નથી તે આવતે મહીને આપવામાં આવશે.

જે બારબાર નામો સહુથી પહેલાં આપ્યાં છે તે સર્વની પુરેપુરી યાદી તો હરીફાઇમાં ઉતરનાર એકકે ગૃહસ્થ આપી શકયા નથી. પરંતુ જે ત્રણ જણે તેમાંનાં સૌથી વધુ નામો મોકલેલાં તેઓને અમારા ચાલુ વર્ષના શ્રાવણથી આવતા ફાલ્ગુન સુધીના અંકો ઇનામ તરીકે આપવાનું તંત્રીમંડળે ઠરાવ્યું છે. તે ત્રણ ગૃહસ્થોનાં નામઠામ આ પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૧. | રા. ચંપકલાલ વિશ્વનાથ ઋષિ | સોનીવાડ, નાંદોદ. |
| ૨. | રા. નગેંદ્ર પ્રહ્લાદજી ધ્રુવ | એન્જીનીઅરનો બંગલો, ભરુચ. |
| ૩. | રા. ભાલચંદ્ર નાનુભાઇ ઓઝા | લાલગર બાવાની શેરી, ભાવનગર. |

—ઉપતંત્રી.

## સ્વીકાર

**મીરકાસમ:** (ત્ર્યંબકસ્મારક ગ્રંથમાલા પુસ્તક ૫ મું.) અનુવાદકઃ રા. મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશકઃ રા. લાભશંકર જીવરામ જોશી, ખાડીઆ, દેશાઇની પોળ, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૨–૦–૦.

**ઓગણીસમું બંગાળાઃ** (મુળ લેખક આરીંદકુમાર ઘોષ.) પ્રકાશકઃ રા. નટવરલાલ સુ. વીમાવાળા, ગાંડીવ સાહિત્યમંદિર, કેળાંપીઠ, સુરત. મૂલ્યઃ રૂ. ૧–૦–૦.

**ભોજલગુણાનુવાદ અને વ્યાખ્યાઃ** પ્રયોજકઃ રા. ભોજલવંશજ. પ્રકાશકઃ રા. વકીલ વીરજી [illegible]દાસ અમરેલી (કાઠીઆવાડ). અમૂલ્યઃ

**ગામડામાં જઇને શું કરીશું?** લેખકઃ [illegible]ચાપક કાલેલકર. પ્રકાશકઃ રા. રામદાસ મોહનદાસ ગાંધી, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૦–૨–૦.

**સ્વરાજ્ય ડાયરીઃ** (સંવત ૧૯૮૦ ની) સંગ્રહકર્તાઃ રા. નંદલાલ મણિલાલ શાહ. પ્રકાશકઃ રા. સુમંત મહેતા, યુગધર્મ કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૧–૦–૦.

**કૈલાસમાનસસરોવરદર્શનઃ** (મુળ મરાઠી લેખકઃ સ્વામી હંસ) અનુવાદકઃ રા. ગિરિજાશંકર ભ. બધેકા. પ્રકાશકઃ રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. મૂલ્યઃ રૂ. ૦–૧૦–૦.

**હીંદી સુભાષિતોઃ** સંગ્રહ કરનારઃ રા. મણિલાલ દવે. પ્રકાશકઃ રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. મૂલ્યઃ રૂ. ૦–૧–૬.

કુમારમંદિર માટે અભ્યાસક્રમ: પ્રકાશક. રા. કિશોરીલાલ ઘ. મશરૂવાળા, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૪-૦.

સરસ્વતીચંદ્રમાં વસ્તુની ગૂંથણી: કર્તા: રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૩-૦.

સંવાદમાળા (છત્રીસ સંવાદોનો સચિત્ર ગ્રંથ) સંપાદક અને પ્રકાશક: રા. જીવનલાલ અમરશી મહેતા. 'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા' અમદાવાદ મૂલ્ય. રૂ. ૨-૮-૦

મુગ્ધા બંગાળી પરથી અનુવાદક રા. જગજીવન દયાળજી મોદી. પ્રકાશક રા. જીવનલાલ અમરશી મહેતા, સંપાદક "જ્ઞાનવર્ધક-પુસ્તકમાળા" અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

શ્રી સાર્વજનિક વિદ્યાર્થી-આશ્રમ (જુનાગઢ)નો છેલ્લાં ત્રણ વર્ષનો (ઈ. સ. ૧૯૧૦ જુનથી ૧૯૨૨ જુન સુધીનો) રીપોર્ટ: લેખક અને પ્રકાશક: રા. જમાલ હીરજી દેવાણી, આશ્રમવ્યવસ્થાપક.

મહિલામિત્ર: (વાર્ષિક) સંપાદક સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ, બી. એ. તથા સૌ. શારદા મહેતા, બી. એ. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

વીરાંગના (વિજયી વાર્તામાળા, પુસ્તક ૧ લું) શ્રી શિવાજી મહારાજના સમયની ઐતિહાસિક વાર્તા) લેખક: શ્રી યોગેશ. પ્રકાશક. વિજયસાહિત્યમંદિર, સુલતાનપુરા, વડોદરા. મૂલ્ય રૂ. ૦-૬-૦

છઠ્ઠી ગુજરાતી સાહિત્યપરિષદનો અહેવાલ અને નિબંધસંગ્રહ (અમદાવાદ) છપાવી પ્રસિદ્ધ કરનાર છઠ્ઠી ગુ. સા. પ. ના મંત્રીઓ, અમદાવાદ. મૂલ્ય. રૂ. ૩-૦-૦.

## રાજાધિરાજ

( અનુસંધાન પૃષ્ઠ ૫૫૪ થી )

"હું જાણું છું કે એ મહા અમાત્ય છે. મારે મહારાજ પાસે જવું છે."

કાક સ્થિર નયને જોઈ રહ્યો.

"જગદેવ! જાઓ." તેણે સખ્તાઈથી કહ્યું: "આટલા વર્ષ અહીંઆ રહ્યા છતાં મુંજાલને નથી ઓળખતા એ અજાયબ જેવું છે. જાઓ, નહીં તો આ અનુચર હમણાં પાછો વળશે."

કાકની બોલવાની રીત એટલી ગંભીર ને સત્તાભરી હતી કે જગદેવ મુગે મોઢે અનુચરની પાછળ ચાલ્યો. તેનું ગર્વિષ્ઠ હૃદય ફાટતું હતું.

કાક હસ્યો. "બેસો!" તેણે કહ્યું: "જા જઇને મંત્રીને પુછી આવ કે લીલા-આને ફુરસદ છે. હોય તો મળી કૃતાર્થ થાઉં.'

"જેવી આજ્ઞા."

---

## પ્રકરણ ૨૦ મું

### પરમારને કંઈ સમજ પડતી નથી

જગદેવના અંતરમાં બળવાનો જુસ્સો ફુટી રહ્યો હતો. લીલાદેવી, કાક ને મુંજાલ એ ત્રણ જણે એને આજે પગની રજ જેવો ગણ્યો હતો. આટલે વર્ષે આ શું? તેને કાકે સાબાશી આપી તે ગમ્યું નહીં, ને મુંજાલ મહેતાએ હુકમ કરી બોલાવ્યો તે પણ ન રુચ્યું તેમાં કાકના શબ્દોએ તેના ગર્વને આઘાત કર્યો હતો. પોતે પરદેશી હતો, સેવક હતો, પોતાને યોગ્ય સ્થાને પોતે નહોતો તેનું ભાન તેને પહેલી વખત થયું. પણ છતાં તે જીદથી પોતાનો ગર્વ રાખી રહ્યો!

માથું ગર્વમાં ઉંચુ રાખી, સંગ્રામની મૂર્તિ જેવો પ્રચંડ ને ભયાનક બની, મુછપર હાથ રાખી એ મહા અમાત્ય પાસે ગયો તે મુંજાલ જોડે અપરોક્ષ રીતે કદી પણ સબંધમાં આવ્યો, નહોતો તેથી તેને આત્મગૌરવ સાચવવાનાં આ યોગ્ય સાધન લાગ્યાં.

વૃદ્ધ મુંજાલ ગાદી પર બેઠો હતો. તેના ગૌરવશીલ મુખ પર સત્તાની રેખાઓમાં ભલમનસાઇની રેખાઓ ભળી હતી એક તરફ એક જૈનમુનિજી બેઠા હતા. થોડે દૂર ગોભ કાનમાં કલમ ખોસી, તરતના લખેલા આજ્ઞાપત્ર પર રેતી નાંખતો હતો. બે માણસો જરા દૂર ઉંધે પગે હાથ જોડી બેઠા હતા વાતાવરણ કોઇ ધનાઢ્ય ને શ્રદ્ધાળુ વાણીઆના ઘર જેવું હતું.

જગદેવે નમસ્કાર કર્યા ને ખંડ વચ્ચે તે ઉભો રહ્યો.

"આપે મને બોલાવ્યો?' જરાક સખ્તાઇથી જગદેવે કહ્યું

મુંજાલે મીઠું હસી તેના નમસ્કાર સ્વીકાર્યા ને જગદેવ તરફ જોયા વિના કહ્યું.

"પરમાર! જરાક થોભો. હું આ આજ્ઞાપત્ર વાંચી લઉં" કહી તેણે ગોભ પાસેથી આજ્ઞાપત્ર લઇ નીરાંતે વાંચ્યુ. જગદેવને આ પરદેશી પટ્ટણીઓની રીતભાત તરફ તિરસ્કાર હતો, અને ખાસ કરીને મંત્રીઓ તરફ તેનો અણગમો એટલો હતો કે તે બાઝેલું દબાવી શકતો. છતાં તેને આ શાંત અમાત્ય આગળ જરાક ક્ષોભ થયો હતો, પણ અભિમાનથી તેણે એ ક્ષોભને દબાવ્યો હતો.

"પરમાર!" મીઠાશથી ઉંચુ જોઇ મુંજાલે કહ્યું: "ત્રણ ચાર ઘડી પર તમારો

માસુમ વસ્તાને બોલાવી ગયો. વસ્તાને ઓળખો છો ને?" મંત્રીનું 'હાસ્ય' ચિત્ત હરે તેવું હતું.

"હા." જરા ગર્વથી ટટ્ટાર બોલી જગદેવે કહ્યું.

મંત્રીનું હાસ્ય જતું રહ્યું. તેણે શાંત ગૌરવથી જગદેવના મોં તરફ જોયું. જગદેવ ગર્વમાં ભાન ભૂલી તિરસ્કારથી હસ્યો.

"એક ઘડીમાં જ્યાં વસ્તો હોય ત્યાંથી શોધીને લઈ આવો" શાંતિથી મુંજાલે કહ્યું.

"મહેતાજી—" જગદેવ બોલવા ગયો ને ક્ષોભથી કે અભિમાનના તોરમાં અવાજ જરા મોટો ને નમ્રતા વિનાનો નીકળ્યો. ખંડમાં યમરાજ આવે જાય ને અચાનક કંપ થાય એવો કંપ થયો કે શું એમ ત્યાં બેઠેલાને લાગ્યું. મંત્રીનું મોઢું મસ્તું ગર્વમાં ઉંચું થયું. અનમનસ્કતાથી શોભતા તેના મોં પર નિશ્ચળ ગૌરવ આવ્યું. તેના કપાળ પર શાંતિ હતી પણ આંખોમાં જ્વાળામુખી સળગ્યો હોય એમ દેખાયું. તેની જ્વાળ જોઈ જગદેવની જીભ ચોંટી ગઈ.

"પરમાર!" જે અવાજે પાટણના અરિદળ ધ્રુજતાં તે અવાજે તે ગાજ્યો. તેમાં પ્રભાવ હતો, ગર્વ હતો ને ન કીકાય એવી શાંત સત્તા હતી. "એક ઘડીમાં—એક ઘડીમાં ક્યાં તો વસ્તાને શોધી આપો નહીં તો તમારાં આયુધ ને આજ્ઞાપત્રો શોભ મહેતાને સોંપી દઈ અહીંઆં હાજર થાઓ."

જગદેવનું માથું ફરવા માંડ્યું. શું આ અમાત્ય ગાંડો હતો કે પોતે ગાંડો થઈ ગયો? આયુધ ને આજ્ઞાપત્રો શોભ મહેતાને પાછાં આપવાનો અર્થ તે સમજતો. શું એક અનુચરને શિક્ષા કરવા માટે તેના જેવા યોદ્ધાને, ભટરાજને, મહારાજના માનીતાને પદભ્રષ્ટ કરી, દેહનો કે દેશનીકાલનો દંડ કરવો.

"પણ—" ધ્રુજતે હોઠે તેણે કહ્યું.

ફરીથી પેલી આંખો ચમકી. "મારી આજ્ઞાનું પાલન ન થાય ત્યાં સુધી કોઈની વાત હું સાંભળતો નથી," મુંજાલે પ્રાણઘાતક તિરસ્કારથી કહ્યું: "જાઓ શોભ! મેં કહ્યું તે સાંભળ્યું કે?"

"જી હા." શોભ મહેતાએ કહ્યું

જગદેવને ઉભા રહેવું, કે પડી જવું, કે ભોંયમાં પેસવું તે સુઝ્યું નહીં. તે મુગે મોઢે ચાલ્યો ગયો.

જગદેવને મોઢે ફીણ આવ્યાં. શું માલવેથી અહીંઆ આ બધાના પગની રજ ગણાવા આવ્યો હતો? એણે શું અપરાધ કર્યો હતો? એને જયસિંહદેવ મહારાજ સાંભર્યા બીચારો પાટણનો નરેશ! એનાથી પોતાના મહેલમાં પણ સત્તા ચલાવાતી નથી. પોતાનું ગુણદ્યાન લેવી ફાળગી આવ્યું એમ પરમારને લાગ્યું. અત્યારે એના માલીકને એની ઘણી જરૂર હતી. અત્યારે તેની સત્તા સ્થાપવાનું તેનું કામ હતું. અત્યારે તેની કૃતજ્ઞતાની કસોટી હતી. પોતે પરમાર હતો, ને વીર હતો. શું તેના ધણીની સત્તા પર કોઈને તરાપ મારવા દેશે? તેના પ્રચંડ શરીરમાં પવિત્ર ને નિસ્વાર્થ રોષનો સંચાર થયો. પોતે તો ઠીક, પણ તેનો અન્નદાતા આવી દશામાં! કે વાત છે? જોરથી પગ ઉપાડતો તે મહારાજ પાસે ગયો.

જયસિંહદેવ મહારાજ મેરાર જોડે વાત કરી ખુબ હસતા હતા.

"...ને ગભરાવી સૈનિકને એક બાજુ ...ને બાજુ 'રસ્તીના' આલાપમાં જતો રહ્યો." રાજાને કે ન સમજાય એવી રીતે ચર્ચુજ હસવું આવતું હતું.

"હાય પુન્વરી બાઝણુ!"

"હાય હાય! મોઇ તું." ધારવીથી ગવાથી પ્રેમકુવરે કહ્યું.

"પછી પ્રેમાબાબા! હું તમનેનું પ્રીછ ત્યારે કેવું લાગશે? મને કહો!" ક પર હોઠ ચડાવી સમર્થે કહ્યું; 'હું મને તમારાને—અધાને—"

એટલામાં એક અપરિચિત માણસ આવ્યો. મહારાણીઆ નવરાં છે?"

"કેમ?" પ્રેમકુંવરે પુછ્યુ.

"કાક ભટરાજને મળવુ છે."

"કા—ક" ચીસ પાડી સમર્થી.

"કેમ સમર્થ?" પ્રેમકુવરે પુછી કહ્યું, "ઓળખના આવડે છે કે?" એમા તરફ ફરીને કહ્યું: "ભાઇ! ઉલટો હું પુછી જોઉં" કહી પ્રેમકુવર અંદર

રાણી ખાટલા પર બેઠાં હતાં. "બા! ભટરાજ કાક પુછાવે છે કે આપ નવરાં હો તો એ મળવા આવે."

રાણી જરા હસી. તે હાસ્ય પ્રેમકુંવરે મનમાં નોંધ્યું. "હા. કહે કે હુ નવરી છું. પ્રેમું! તું હજુ ફુલોજ ગોઠવે છે? તુ નહીં હોત તો મારું થાત શું?" રાણીએ કહ્યું.

"બા! એમ શુ બોલો છો બાપુ." રાણી-જ ઉભરાતી લજ્જાને ન છુટકે ઝીલી રહી હોય એમ નીચે મોઢે મો મલકાવી ને અંગ લચકાવી પ્રેમકુવરે કહ્યું. "આજે કે આનો છેવટો તાલમાં—" એમ મનમાં બબડતી પ્રેમકુવર ગઇ ને એમને સંદેશો કહ્યો

"સારુ થયું કે એ પાપી અહીંઆંજ આવ્યો."

"કયો પાપી?" પ્રેમકુવરે વગરધ્યાને પુછ્યું.